પુસ્તક ૭૧ ] [ અંક ૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર



જાન્યુઆરિ સને ૧૯૩૨

"નવા જમાનામાં નવા સુધારા અને અપ્રતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ.



ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૧]   જાન્યુઆરિ સને ૧૯૩૨   [અંક ૧

# બુદ્ધિસંપત્તિ

કોઈપણ દેશની ઉન્નતિનો આધાર ત્યાંના લોકના બુદ્ધિબળ ઉપર મુખ્યત્વે કરીને હોય છે. જેટલા પ્રમાણમાં તેમની બુદ્ધિસંપત્તિ ઓછી હોય છે, તેટલા પ્રમાણમાં વિદ્યા અને હુન્નરકળામાં તેમની પ્રગતિ ઓછી થાય છે. જેમ બુદ્ધિશાળી મનુષ્ય સમાજમાં આગળ પડે છે અને બીજી વ્યક્તિઓનાં મનને તે અમુક દિશામાં દોરે છે, તેમ જે પ્રજાની સમગ્ર બુદ્ધિનો સારો વિકાસ થયો હોય છે તે જીવનસંગ્રામમાં વિજયી નીવડે છે, અને બીજા લોકો ઉપર તે તેની સત્તા જમાવી શકે છે. આ કારણને લીધે હાલમાં દરેક સુધરેલી પ્રજા તેનું બુદ્ધિબળ વધારવાને માટે વધારે પ્રમાણમાં સારી કેળવણી આપવાની યોજના ઘડી કાઢે છે. સમાજ એ વ્યક્તિઓનો સમૂહ છે. જેટલા પ્રમાણમાં વ્યક્તિઓનું બુદ્ધિબળ ઓછું હોય છે, તેટલા પ્રમાણમાં તે જીવનની હરિફાઈમાં પાછળ પડે છે; તેથી સામાજિક સામર્થ્ય વધારવાને ઉત્તમ પ્રકારની કાર્યસાધક કેળવણી આપવાને માટે યુરોપ, અમેરિકા, જાપાન વગેરે દેશના નેતાઓ આગ્રહપૂર્વક પ્રયત્ન કરે છે. હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે કોઈપણ વ્યક્તિના બુદ્ધિબળમાં શિક્ષક વધારો કરી શકે છે ? જો શિક્ષકના પ્રયત્નથી તેની બુદ્ધિસંપત્તિમાં વૃદ્ધિ થતી હોય તોજ શાળા પાઠશાળાની કેળવણીની જરૂર રહે છે; કારણકે હાલમાં કેટલાક વિજ્ઞાનવેત્તાઓ એવા નિર્ણય ઉપર

આવ્યા છે કે મનુષ્યનું બુદ્ધિબળ એ તેમની સ્વાભાવિક-જન્મસિદ્ધ શક્તિ છે. જન્મની સાથે જે બુદ્ધિસંપત્તિ કુદરતે તેને આપી હોય છે તેમાં કોઈ-પણ રીતે વધારો થઈ શકતો નથી. જે વ્યક્તિ મૂળથીજ બુદ્ધિશાળી છે તે હંમેશાં ઉંચા પ્રકારના વિચાર મુજબ વ્યવહાર પણ કરવાની છે. જે મનુષ્ય જન્મથી ઠોઠ છે તેને ગમે તેટલી સારી તાલીમ આપવામાં આવે તોપણ તેની તેજ પ્રકૃતિ રહેવાની છે. સીદીભાઈ સો મણ સાબુએ નાહય તોપણ તે કાળા ને કાળા રહે છે. એ કહેવત મુજબ કોઇ વ્યક્તિમાં જે કાંઇ કુદરતી શક્તિ છે તેમાં કોઇપણ પ્રયત્ને ફેરફાર થઇ શકતો નથી. મનુષ્ય મનુષ્યના બુદ્ધિબળમાં જે તફાવત જોવામાં આવે છે તે બાહ્યપરિસ્થિતિ કે કેળવણીને લીધે નથી પણ તેની જે કુદરતી શક્તિ હોય છે તેને લીધે તે હોય છે. જો વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોય તો વિદ્યાર્થીના મગજ ઉપર સારો સંસ્કાર પાડવા માટે કંઇ પ્રયત્ન કરવાનો અવકાશ રહેતો નથી; એટલે કુદરત કે પ્રારબ્ધને સર્વસ્વ સોંપી દઇ દરેક જણે નિશ્ચેષ્ટ બેસી રહેવું જોઇએ એ આવા વિચારમાંથી ફલિત થાય છે, કારણ કે પુરુષાર્થથી કંઈ સુધારે થવાનો સંભવ નથી. જો બુદ્ધિવિકાસનો આવો સિધ્ધાંત સ્વીકારવામાં આવે તો જે જુદી જુદી પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તેની કંઈ જરૂર રહેતી નથી

બુદ્ધિના વિકાસ સંબંધી ઉપર જણાવેલી દલીલ એક રીતે તર્કને અનુકૂળ છે, પણ હૃદય તેનો સ્વીકાર કરતી નથી, અને વહેવારમાં તો પુરુષાર્થની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓ આપણા જોવામાં આવે છે. મનુષ્ય જે ધારે તે કરી શકે એમ છે. બાળક અખૂટ શક્તિનો ભંડાર છે એ સત્યને અનુસરી શિક્ષકવર્ગ વિદ્યાર્થીની બુદ્ધિશક્તિ સુધારવાને પ્રયત્ન કર્યા જાય છે. જો તેમાં કંઇપણ સુધારો કરવો એ અશક્ય બાબત હોય તેને માટે કંઈપણ પ્રયત્ન કરવો એ મૂર્ખાઈ ભરેલી વાત છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. પણ ખરી રીતે જોતાં વસ્તુસ્થિતિ આ પ્રમાણે નથી. બાળકના બુદ્ધિબળનો વિકાસ થઈ શકશે એમ ધારીને વાચન, અવલોકન, મનન, બોધ, વગેરે જુદી જુદી જાતની પ્રવૃત્તિઓ આદરવામાં આવે છે. જો તેમાં કંઈ સુધારો થવાનો હોયજ નહિ તો પછી કેવળ નિવૃત્તિ પસંદ કરવી એ સારો માર્ગ લાગે છે.

બુદ્ધિના વિકાસ સંબંધી મુખ્ય બે મત છેઃ (૧) પહેલા પક્ષના વિજ્ઞાન-વેત્તાઓનું એવું ધારવું છે કે બાળકની કુદરતી સ્મરણશક્તિમાં શિક્ષક કંઇ વધારો કરી શકતો નથી, પણ ફક્ત તેની યાદશક્તિની ક્રિયા જુદી જુદી યુક્તિઓથી તે વધારે વ્યવસ્થિત કરી શકે છે. તેનું જે કુદરતી બળ હોય છે

તે તો તેમનું તેમ રહે છે. અમુક બાબતનો સંબંધ જુદી જુદી રીતે બાંધવાથી તે તેને જલદીથી યાદ રહી શકે છે. તેવી રીતે કોઈપણ મનુષ્યના બુદ્ધિબળમાં વધારો થઈ શકતો નથી; પણ કેળવણીદ્વારા તેને સંસ્કારી બનાવી વધારે પ્રમાણમાં કામ કરી શકે એવો તેનો વિકાસ થઈ શકે છે. ખરી રીતે સૂક્ષ્મ તર્ક કે યોજના ઘડી કાઢવાની તેની શક્તિમાં કંઈ વિશેષ ફરક પડતો નથી; નહિ તો મૂર્ખ માણસ વિદ્વાન થઈ જાય, પણ એ આપણે કદી જોયું નથી. અલબત્ત સારા સંસ્કાર અને સંગતિથી તેના વર્તનમાં કંઈ સુધારો થઈ શકે પણ તે અમુક મર્યાદામાં થાય છે. (૨) બીજા પક્ષનો મત એવો છે કે સંસ્કારથી ગમે તેવો મનુષ્ય ધીમે ધીમે સુધરી શકે છે અને તેની બુદ્ધિસંપત્તિનો યોગ્ય વિકાસ થાય છે. પ્રાણીમાત્રના વિકાસનો આધાર બે બળ ઉપર છે: (૧) આંતર ચેતન અને (૨) પરિસ્થિતિ. જો આસપાસના સંજોગો પ્રબળ હોય છે તો મનુષ્યના મનના ગુપ્ત સંસ્કાર જાગ્રત થાય છે. જો તે કોઈ મુસ્કેલીમાં આવી પડે છે તો સ્વપ્રયાસ અને સાહસથી તે અનુકૂળ યોજના ઘડી કાઢે છે, જેવા સંજોગોમાં મનુષ્ય મુકાય છે તે મુજબ તેની બુદ્ધિનો પરિપાક થાય છે. કુદરતના સુંદર કે ભવ્ય દૃશ્યોની અને સારા મનુષ્યના સમાગમની હરકોઈ મનુષ્ય ઉપર સચોટ અસર થએલી આપણા જોવામાં આવે છે. મનના ગુપ્ત સંસ્કાર તેને લીધે સતેજ થાય છે અને બુદ્ધિને અમુક મુસ્કેલ સંજોગોમાં તર્ક કે અનુમાન કરવાની જરૂર પડે છે, અને તેને લીધે તેનું બુદ્ધિબળ વધે છે. જુદા જુદા મનુષ્યની બુદ્ધિમાં જે તફાવતો જોવામાં આવે છે એ તેમની પરિસ્થિતિને લીધે છે. જેવી જાતના બાળકની આસપાસના સંજોગો હોય તેવી તેની અસર તેના ઉપર થયાં જાય છે. પર્વતીય પ્રદેશમાં રહેતા મનુષ્યનું જીવન રણ કે કિનારા પર રહેતા માણસના કરતાં જુદું હોય છે અને તેથી તેનું માનસ પણ જુદા પ્રકારનુંજ હોય છે. વિદ્યાર્થીની પરિસ્થિતિ એ તેના બુદ્ધિવિકાસમાં ઘણી અગત્યની બાબત છે.

જીવજંતુ અને પ્રાણીના રંગ, તેના આકાર અને તેના જુદા જુદા અવયવોની રચના તેની આસપાસના સંજોગોને લીધે અમુક જાતની થઈ છે. ઉત્તર મહાસાગરમાં જ્યાં બારે માસ બરફ જામેલો હોય છે ત્યાં રીંછનો રંગ ધોળો હોય છે, પણ પૃથ્વીના બીજા ભાગમાં તે પ્રમાણે નથી. કેટલાક જંતુનો રંગ તેની પરિસ્થિતિને અનુકૂળ હોય છે. ઝાડનાં પાંદડાંના ઉપરના કેટલાક જંતુનો રંગ લીલો હોય છે કારણ કે કુદરતે તેવો રંગ તેના રક્ષણાર્થે યોજેલો છે. ગરમ પ્રદેશના લોકોનો રંગ કાળો હોય છે,

ત્યારે ઠંડા પ્રદેશના લોકોનો રંગ ઘઉંવર્ણો કે સફેદ હોય છે. તેવીજ રીતે જુદા જુદા અવયવોની રચના તેની પરિસ્થિતિને અનુસરી કુદરતે ઘડી કાઢી છે. જિરાફની ડોક બહુ લાંબી છે, કારણ કે તેને ઉંચા ઝાડનાં પાંદડાં ખાવાનું હોય છે. માંસાહારી કરતાં શાકાહારી પ્રાણીનાં આંતરડાં નાનાં હોય છે; વળી તેમના દાંતની રચનામાં પણ ફેર હોય છે. આ પ્રમાણે ઘણી બાબતનો ખુલાસો આસપાસના સંજોગોથી થઈ શકે છે.

સારા શિક્ષકની તાલીમ લીધેલા વિદ્યાર્થીનું માનસ સાધારણ શિક્ષકના હાથ નીચે કેળવાયેલા વિદ્યાર્થી કરતાં કંઈ જુદાજ પ્રકારનું હોય છે. તેના વ્યક્તિત્વની છાપ તેના વર્ગનાં બાળકો ઉપર સ્પષ્ટ જણાઈ આવે છે. વારંવાર અમુક પ્રકારના સંસ્કાર જે મગજ ઉપર પડયા જાય છે તે વ્યક્તિનું માનસ અમુક સ્વરૂપનું થાય છે. જર્મનિ અને જાપાન જેવા દેશના લોકની ભાવના ૩૦ વરસની કેળવણીથી તદ્દન જુદા પ્રકારની ઘડવામાં આવી હતી. જ્યારે બાળકના મનનું સ્વરૂપ અમુક ભાવનાથી ઘડવામાં આવે છે ત્યારે મોટપણે તે તેમાં ભાગ્યેજ કંઈ ફેર ઉપજાવી શકે છે. આ નિયમ મુજબ જુદા જુદા ધર્મના આચાર્યો તેમના અનુયાયીઓનું માનસ સતત સંસ્કારથી અમુક પ્રકારનું ઘડી કૃતાર્થ થાય છે. પછી તો એવી જાતની પ્રકૃતિ બંધાય છે કે તેમાં દેશાટન કે જ્ઞાનની પણ અસર નહિ જેવી થાય છે; અને કેટલાક તો ધર્માંધ બની જાય છે. શિક્ષણની પ્રથા કુદરતના નિયમને અનુસરી યોજવામાં આવે છે. આપણા મન ઉપર બાહ્ય જગતની જુદી જુદી શક્તિના ધક્કા નિરંતર ઇન્દ્રિયો દ્વારા આપણા મન ઉપર થયાં જાય છે. જે સંસ્કાર વારંવાર અનુભવવામાં આવે છે તે કાળક્રમે ટેવનું રૂપ ધારણ કરે છે, અને તે પ્રમાણે વ્યક્તિનું માનસ કે ચારિત્ર્ય ઘડાય છે. આવી રીતે નિહાળતાં સ્પષ્ટ માલમ પડે છે કે પરિસ્થિતિ એ બાળકના મનની પ્રકૃતિ ઘડવામાં નાનુંસુનું બળ નથી. કેટલાક તો તેને સર્વોપરિ બળ માને છે, અને તેથી વિદ્યાર્થીની પરિસ્થિતિ સારી બનાવી શકાય તે માટે શાળાનું મકાન, શાળાનાં સાહિત્ય, શિક્ષક અને પુસ્તકની પસંદગી, તેના સોબતીઓ અને કુદરતી દશ્યો વગેરેની ઘણી સંભાળ રાખવામાં આવે છે.

આ બંને પક્ષની દલીલો જોતાં એમ જણાઈ આવે છે કે બાળકની કુદરતી શક્તિ તેમજ તેની પરિસ્થિતિ બંને ઉંચા પ્રકારનાં હોય તો સારી તાલીમ તે લઇ શકે છે અને કેળવણીની અસર તેના જીવનમાં સચોટ થએલી માલમ પડે છે. જેમ દરેક પદાર્થમાં અમુક પ્રકારની શક્તિ હોય

છે અને તેમાં મનસ્વી ફેરફાર આપણે કરી શકતા નથી, એટલે આપણા પ્રયત્નની અસર મર્યાદિત થાય છે, તેવી રીતે અમુક બાળકની કુદરતી શક્તિમાં શિક્ષક જો કે ગમે તેવા ધારેલો ફેરફાર કરી શકે એમ નથી; તોપણ તેને સંસ્કારથી સુધારી તેના મનનું અમુક પ્રકારનું વલણ બાંધી શકે એમ છે તે તો ચોકખું જણાઈ આવે છે.

## નિબંધશિક્ષણ

ભાષાના અભ્યાસમાં નિબંધલેખન એ ઘણો અગત્યનો વિષય છે. વિદ્યાર્થીના ભાષાજ્ઞાનની ખરી કસોટી આ વિષયમાં થાય છે. ભાષા શીખવાનો મૂળ હેતુ શુદ્ધ અને સરળ બોલવાનો તથા વાંચવાનો તેમજ કોઈ વિષય સંબંધી પોતાના વિચાર સંબંધપૂર્વક દર્શાવવાનો છે. જો ભાષાના અભ્યાસથી ઉપર જણાવેલો હેતુ પાર પડે નહિ તો તેમાં શીખવવાની રીત અપૂર્ણ અને ખામીભરેલી છે એમ નિઃસંશય કહી શકાય; તેથી શિક્ષકવર્ગને આ વિષય યોગ્ય રીતે શીખવવાની ખાસ જરૂર છે. જેટલા પ્રમાણમાં આ નિબંધશિક્ષણ વ્યવસ્થિત અને શાસ્ત્રીય રીતે થાય તેટલા પ્રમાણમાં વિદ્યાર્થીને લાભ થવાનો સંભવ છે.

નિબંધ ( નિ=પાસે, બંધ=બાંધવું ) નો શબ્દાર્થ જોતાં વિચારને પાસે પાસે બાંધીને યોગ્ય ભાષામાં દર્શાવવા તે તેનો અર્થ થાય છે. કોઈપણ વિષય સંબંધી ગમેતેમ વિચાર જણાવવામાં આવે તે નિબંધ કહેવાય નહિ. નિબંધમાં ખાસ કરીને અમુક બાબતને લગતા વિચાર સંબંધપૂર્વક શુદ્ધ ભાષામાં દર્શાવવાના હોય છે. બે જણ રસ્તામાં કે ઘરમાં વાત કરતા હોય તે નિબંધ કહેવાય નહિ. આપણી લખવાની તેમજ વાતચીત કરવાની ભાષામાં ઘણો તફાવત જોવામાં આવે છે. વળી વિચારની સંકલના એ પણ ઉપયોગી તત્ત્વ નિબંધલેખનમાં આવે છે; ત્યારે આ ઉપરથી એ ફલિત થાય છે કે જેમ માળી જુદાં જુદાં ફૂલને દોરા વડે ગૂંથી તેને માળાનું સ્વરૂપ આપે છે, તેમ જો આપણા વિચારને બરાબર ગોઠવી શુદ્ધ અને યોગ્ય ભાષામાં જણાવવામાં આવે તો તેને નિબંધ કહી શકાય.

હાલમાં વિદ્યાર્થીના નિબંધ ઉપર જોઈતું લક્ષ આપવામાં આવતું નથી. તેનું ખરૂં કારણ એ છે કે ભાષાજ્ઞાન જોડે આ વિષયનો કેવો સંબંધ છે તેનો ખરો ખ્યાલ શિક્ષકને હોતો નથી. વાચન, કવિતા, વ્યુત્પત્તિ

તથા વ્યાકરણ જોડે તેનો સંબંધ નહિ જોડવાથી નિબંધશિક્ષણ ફળદાયી નીવડતું નથી; તેમજ નિબંધનો વાસ્તવિક હેતુ શો છે તેની બરાબર માહીતી શિક્ષકને નહિ હોવાથી આ વિષય ઉપર બરાબર ધ્યાન અપાતું નથી. વળી નિબંધશિક્ષણ વ્યવસ્થિત રીતે જોઈતા પ્રમાણમાં થતું નથી. આ ઉપરાંત તે સુધારવાનું કામ વિદ્યાર્થીને સારો લાભ થાય એ દૃષ્ટિએ નહિ થવાથી તેમની ભાષાશક્તિ વરસ આખરે જોઈતા પ્રમાણમાં ખીલતી નથી. તેમના નિબંધમાં વિચારનું દારિદ્રય અને ભાષાનો સંકોચ સ્પષ્ટ જણાઈ આવે છે.

આ કારણને લીધે નિબંધશિક્ષણ સંબંધી કેટલીક સૂચનાઓ નીચે મુજબ કરવામાં આવે છે:—

નિબંધના મુખ્ય ત્રણ પ્રકાર છે: (૧) કથનાત્મક, (૨) વર્ણનાત્મક અને (૩) વિચારાત્મક. કથનાત્મક નિબંધમાં અમુક બનાવનું કથન એટલે તેની હકીકત જણાવવાની હોય છે. તેમાં મુખ્ય બાબત કાળ સંબંધની છે. અમુક વખતે જે ક્રમમાં બનાવ બન્યા હોય તે યોગ્ય ભાષામાં દર્શાવવાના હોય છે. દા. રેલવે અકસ્માત, નદીની આત્મકથા, ઝાડનું જીવન, મેળાનો અનુભવ વગેરે વિષયો આ વર્ગમાં આવી શકે છે. વર્ણનાત્મક વિષયમાં સ્થળ સંબંધ લક્ષમાં રાખી તેને લગતી હકીકતનું વર્ણન કરવાનું હોય છે. દા. યાત્રાનું સ્થળ, ચિત્રવર્ણન, ખેતરમાં જોએલો પાક, વગેરે આવા વિષય કાળક્રમમાં બનતા બનાવો હોતા નથી, પણ અમુક સ્થળ કે જગામાં આવી રહેલી બાબતોની હકીકત તેમાં જણાવવાની હોય છે. ત્રીજો વિભાગ વિચારાત્મક વિષયનો છે. તેમાં લેખકને બહુ વિચાર કરવાનો હોય છે; કારણકે નિબંધનો વિષય અમૂર્ત વિષયને લગતો હોય છે. દા. ડહાપણ, કરકસર, સત્યના ફાયદા, ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય–આવા અઘરા વિષયમાં વિદ્યાર્થીને ઘણી મુશ્કેલી પડે છે.

નિબંધમાં બે મુખ્ય બાબતો છે: વિચાર અને ભાષા. વિચાર અને ભાષા બંનેની મુશ્કેલી જ્યારે વિદ્યાર્થીને નડે છે ત્યારે તે બહુ થોડું લખી શકે છે. વળી તેથી તેને તેમાં કંઈ રસ પડતો નથી. જેમ અમુક બાબત કહી જવાનું વિદ્યાર્થીને ગમે છે; તેમ તેને નિબંધલેખનના કામનો પણ શોખ હોવો જોઈએ. આપણે આપણા વિચાર કાં તો બોલીને, કે કાં તો લખીને દર્શાવીએ છીએ. કોઈપણ પ્રકારે આપણા મનમાંના વિચાર બહાર જણાવવાનું આપણને ગમે છે. જ્યારે કોઈ કવિ કે લેખક પોતાની કૃતિ જુએ છે ત્યારે તેને કેટલો બધો આનંદ થતો હશે! જેમ માબાપને પોતાના

બાળક પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન થાય છે તેમ લેખકને તેના નિબંધ પ્રત્યે તેવોજ ભાવ અવશ્ય હોવો જોઇએ. જ્યાંસુધી આવી દૃષ્ટિથી નિબંધ-લેખન થાય નહિ ત્યાંસુધી વિદ્યાર્થી તે હોંસે હોંસે લખે એ બની શકે એમ નથી. વિદ્યાર્થીને તેના વિચાર બોલીને કે લખીને બહાર જણાવવાનું મન થાય તેને માટે અમુક વિષયના વિચાર તેના મગજમાં પુરતા પ્રમાણમાં હોવા જોઇએ. વિચારની ખામીને લીધે નિબંધની ભાષા મામુલી થાય છે. જો વિચારમાં વિપુલતા અને જોસ હોય તો કુદરતી રીતે નિબંધની ભાષા અર્થયુક્ત અને ગૌરવવાળી બનશે. આ કારણને લીધે નિબંધશિક્ષણમાં અગત્યની બાબત વિચારસમૃદ્ધિની છે, તેથી શિક્ષકે વિદ્યાર્થીઓને અવલોકન, વાચન, મનન અને સારી સોબતનો લાભ મળે તેવી જોગવાઈ કરવી જોઇએ. જ્યાંસુધી વિચાર સંપત્તિ થોડી હશે ત્યાંસુધી ભાષામાં સુંદરતા કે ગૌરવ જણાશે નહિ. આ કારણને લીધે પરીક્ષા વખતે વિદ્યાર્થીઓ એકની એક બાબત ફરી ફરીને લખીને પાનાં ભરે છે. ખરી રીતે તો પરીક્ષક તેથી કંટાળે છે અને તેને થોડા માર્ક આપે છે. જે વિદ્યાર્થી સાત વરસ સુધી પોતાની માતૃભાષાનો અભ્યાસ કરે તેની પાસેથી તો કંઇક સારા નિબંધની આશા રાખી શકાય; પણ વસ્તુસ્થિતિ એથી ઉલટી છે. તેનું કારણ ઉપર જણાવ્યા મુજબ વિચારની ખામી છે.

નિબંધશિક્ષણમાં બીજી બાબત ભાષા સંબંધીની છે, ભાષા શુદ્ધ એટલે ભૂલ વગરની તો હોવી જોઇએ. તેમજ તેની સાથે યોગ્ય શબ્દનો ઉપયોગ થવો જોઇએ. એક અર્થ દર્શાવનાર ઘણા શબ્દો હોય છે, પણ તેમાંથી પ્રસંગને અનુસરી અનુકૂળ શબ્દ વાપરવાની ટેવ વિદ્યાર્થીને પાડવી જોઇએ. લાંબાં અને ગુંચવણીઆં વાક્યો વાપરવાની વિદ્યાર્થીની ટેવ સુધારવી જોઇએ. જેમ બને તેમ અર્થ સરળ અને સ્પષ્ટ સમજાય તેવી વાક્યની રચના હોવી જોઈએ. વળી આ ઉપરાંત ઉપલાં ધોરણમાં કંઈક ભાષાના સૌંદર્યનો વિચાર પણ કરવાની જરૂર છે. જે શબ્દ સુંદર અને સુરેખ હોય તે વાપર-વાથી નિબંધનું ગૌરવ વધે છે.

પ્રથમ આપણે જોઈ ગયા છીએ કે નિબંધને એક નિરાળા વિષય તરીકે ગણવાથી તેનો આરંભ બહુ મોડો થાય છે. પ્રથમ પાંચમા ધોરણમાં પત્રલેખન વગેરે લખવાનું કામ થાય છે. ખરી રીતે તો નિબંધનો સંબંધ ભાષાજ્ઞાન સાથે ઘણો ગાઢ હોવાથી તે કામ બાળવર્ગથી થવું જોઈએ. નાનાં બાળકોને બોલવાનું ઘણું ગમે છે. તે તેમના ગોઠીઆ સાથે છૂટથી વાતચીત કરી તેમની લાગણી અને વિચાર જણાવે છે; પણ વર્ગના કૃત્રિમ બંધનથી

તેઓ બોલવાને સંકોચાય છે. શરમ તથા બીક એ બંને કારણોને લીધે તે ઘણું થોડું બોલે છે. બાળવર્ગમાં આવતાં બાળકોનો પ્રથમ શિક્ષકે વિશ્વાસ સંપાદન કરવો જોઇએ અને તેમનામાં તેને વિષે સારો ભાવ ઉત્પન્ન થવો જોઇએ. જ્યારે આવી રીતે શિક્ષક અને બાળક વચ્ચે પ્રેમભાવ ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓ નિખાલસ દીલથી તેમના વિચારો જણાવે છે. બાળવર્ગમાં છોકરાંને વધારે બોલવાના પ્રસંગો આપવા જોઇએ. સાંભળેલી વાર્તા તેઓ કહી શકશે. પદાર્થપાઠ કે સૃષ્ટિજ્ઞાનમાં તેમના જવાબ આખા વાક્યમાં લેવા જોઈએ. સામાન્ય જ્ઞાનની વાતચીત વખતે પણ પ્રથમ તે જાણતા હોય તે તેમને કહેવા દેવું જોઈએ. વાચન વાંચ્યા પછી ભાવાર્થના પ્રશ્નોના જવાબ આખા વાક્યોમાં આવે તેવી ટેવ તેમને પાડવી જોઈએ. કેટલાંક છોકરાં વધારે વાક્યો સાથે બોલી શકશે. જ્યારે તેમને લખતાં આવડે ત્યારે તેમની પાસે થોડા થોડા શબ્દો લખાવવા. પશુ, પક્ષી, ઝાડ, અનાજ, કપડાં, ખોરાક, શાળા તથા ઘરની વસ્તુઓ, ખેતરમાં જોવામાં આવતી બાબતો, વારનાં નામ, સામાન્ય આકારો, ઋતુઓનાં નામ, શરીરના અવયવો, વગેરે જાણીતી બાબતોનાં નામ તેમની પાસે લખાવરાવવાં. પહેલા ધોરણમાં થોડાંક વાક્યો લખાવવાનો મહાવરો કરવો જોઇએ. તે પહેલાં તેમની પાસે વાર્તા કહેવરાવવી. વળી ગદ્ય કે પદ્યની મતલબ તેમના શબ્દોમાં તેમણે કહેવી જોઈએ. બાળજીવનના પ્રસંગ સંબંધી ટુંક વાતચીત કરવી. કોઈ જાણવા જેવી બાબતની માહીતી તેમણે વર્ગમાં કહેવી જોઇએ.

કા. પા. પર લખેલા શબ્દો ઉપરથી તેમણે ટુંકાં વાક્યો બનાવવાં જોઇએ. તેમજ વાક્યમાં ખાલી રહેલી જગા શબ્દપૂર્તિથી પૂરવી જોઇએ. બીજા વિષયોમાં કોઈ કોઈ વાર આખા વાક્યોમાં પણ જવાબ આપવાની ટેવ તેમને પાડવી જોઇએ.

બીજા ધોરણમાં પણ તેથી વધારે આગળ જઇ તેઓ સંબંધપૂર્વક વાર્તા કહે અથવા વાચનના પાઠનો સાર સરળ રીતે બોલે તેવી ટેવ વિદ્યાર્થીને પાડવી. જો તેઓ બીજી ફાલતુ ચોપડીઓ વાંચતા હોય તો તેનો સાર તેમની પાસે કહેવરાવવો. વાક્યમાં શબ્દપૂર્તિ તથા શબ્દોનો વાક્યોમાં ઉપયોગ તેમની પાસે કરાવવો. બાળકના અનુભવના કે ચાલતા પ્રસંગના સાદા વિષય ઉપર વાતચીત કરવી. વિરામચિહ્નમાં પૂર્ણવિરામનું ભાન કરાવવું અને તેનો ઉપયોગ કરાવવો. આ ધોરણમાં બાળક ૧૦ થી ૧૫ સુધીમાં વાક્યો બોલી શકે અને લખી શકે તે પ્રમાણે કામ લેવું ઠીક છે. વળી કોઈ કોઈ વાર ચિત્ર સંબંધી વાતચીત કરી તે હકીકત તેમની પાસે લખાવવી.

ત્રીજા ધોરણમાં વિશેષમાં શિક્ષક પ્રથમ એક વાર્તા કહે અને તેનું ખોખું તૈયારી તે કા. પા. પર લખે. પછી બાળકો તે વાક્યોનો વિસ્તાર કરી આખી વાર્તા ઉપજાવી કાઢશે. વળી શિક્ષક રસિક વાર્તા ધીમેથી વર્ગમાં કહી જાય અને પછી વિદ્યાર્થીઓ તેનો સાર લખી લાવે. કોઈપણ ચિત્રનું વર્ણન તે સ્વતંત્ર પણે પ્રથમ લખી લાવે. તેવો મહાવરો કોઈ કોઈ વાર કરાવવો. વળી જે કોઈ સુંદર દેખાવ તેમણે જોયા હોય તે સંબંધી પ્રથમ વાતચીત કરી તેમની પાસે તેનું વર્ણન લખાવવું. વાર્તા, કોઈ અસાધારણ બનાવ કે પ્રસંગનું વર્ણન બાળકો કરે તેવું ઉત્તેજન તેમને આપવું જોઈએ. વિદ્યાર્થીનું શબ્દભંડોળ વધે તેની ખાસ કાળજી રાખવાની છે. તેમની પાસે પુરતા શબ્દો હોય નહિ તો તેઓ તેમના વિચાર યોગ્ય રીતે જણાવી શકશે નહિ. લખવામાં તેમને આનંદ થાય એવી યુકિત શિક્ષકે કરવી જોઇએ. આ ધોરણમાં બાળકો ૨૦ વાકયો લખી શકે તો સારૂં કહેવાય. તેઓ પૂર્ણવિરામનો બરાબર ઉપયોગ કરે તે ખાસ જોવું. જો બને તો અલ્પવિરામ શું છે તે સમજાવવું.

ચોથા ધોરણમાં વિદ્યાર્થીની લેખનશક્તિમાં સારો સુધારો થવો જોઈએ. વાર્તાકથન, ચિત્રવર્ણન, કે દશ્ય વર્ણન તેઓ જરા વિસ્તારપૂર્વક કરી શકે અને તેને લગતી હકીકત સંબંધપૂર્વક બોલી કે લખી શકે તેની કાળજી રાખવી જોઈએ. તેમને કલ્પિત વાર્તાઓ લખવાને ઉત્તેજન આપવું જોઈએ. વર્ગમાં શિક્ષકે ટુંકાં ટુંકાં વાકયો જોડી તે કેવી રીતે મોટાં થઇ શકે છે તે બતાવવું. તે ઉપરથી કોઈ વાર્તાના ખોખા ઉપરથી તેમાંની હકીકત વિસ્તૃત સંબંધપૂર્વક જણાવવાનું તેમને કહેવું જોઇએ. આ ધોરણમાં જુદા જુદા બનાવ કે પ્રસંગને લગતી વધારે વાતચીત કરવી જોઇએ. તેઓ તેમના વિચાર સંબંધપૂર્વક ટુકાં વાકયોમાં દર્શાવે એ મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવો જોઈએ. પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ જેવા વિષયનો ઉપયોગ નિબંધલેખનમાં થઈ શકે એમ છે. વળી વર્ગમાં સારો નિબંધ વાંચી બતાવી બીજા વિદ્યાર્થીને તેવું લખવા માટે ઉત્તેજિત કરવાની જરૂર છે. આ વર્ગમાં વિદ્યાર્થીઓ લગભગ ૨૫ વાકયો લખી શકે એ ઇચ્છવા જોગ છે. જેમ જેમ તેમને બોલવાનો અને લખવાનો મહાવરો થશે તેમ તેમની શક્તિનો વિકાસ થશે. પાંચમા ધોરણમાં જ્યારે આ વિષયની શરૂઆત થશે ત્યારે તેમને તે કામ જરાપણ અઘરૂં લાગશે નહિ.

# પ્રાદેશિક ભૂગોળ

છેલ્લાં પચીસ વરસમાં ભૂગોળશિક્ષણમાં મોટા ફેરફારો થયા છે. હાલમાં ભૂગોળને એક શાસ્ત્ર તરીકે ગણવામાં આવે છે, એટલે ભૂગોળની હકીકતને કાર્યકારણ સંબંધથી જોડવામાં આવી છે. જો વિદ્યાર્થીને છુટું-છવાયું જ્ઞાન મળે તો તેને તે બરાબર યાદ રહી શકતું નથી અને પછી તેને તે ગોખવું પડે છે. વળી સંબંધ રહિત ભૌગોલિક બાબતોમાં તેને કંઈ રસ પડતો નથી. જે બાબત વિદ્યાર્થીની સમક્ષ સંબંધપૂર્વક મૂકવામાં આવે છે, તે તે ઝટ સમજી શકે છે અને તેથી તે બરાબર યાદ રાખી શકે છે. જ્યાંસુધી ભૂગોળશિક્ષણમાં કાર્યકારણની દૃષ્ટિથી વિષયનું નિરૂપણ થશે નહિ ત્યાંસુધી તે વિષય વિદ્યાર્થીને તેમજ શિક્ષકને શુષ્ક અને કંટાળા ભરેલો લાગે એ નવાઈ જેવું નથી. આ કારણને લીધે ભૂગોળમાં ઉપર જણાવ્યા મુજબ નવીન દૃષ્ટિને અનુસરી તે શીખવવામાં આવે છે. મનુષ્ય માત્ર જે કંઈ જુએ છે કે અનુભવે છે તેનું તે સહજ કારણ શોધવા પ્રેરાય છે. જ્યાંસુધી અમુક બનાવનું કારણ મળી આવતું નથી, ત્યાંસુધી તેને નિરાંત વળતી નથી. તેનાં તે અનેક કારણો શોધવાને મથે છે; અને જ્યારે તેનું ખરૂં કારણ મળી આવે છે ત્યારે તેને સંતોષ થાય છે. જેમ જેમ જ્ઞાનનો વિસ્તાર આ પ્રમાણે થાય છે તેમ તેમ તેનું જ્ઞાન વ્યવસ્થિત થાય છે અને વહેવારમાં તેનો સહેલાઇથી ઉપયોગ થઇ શકે છે. દરેક શિક્ષકે આ સિદ્ધાંત મુજબ વિદ્યાર્થીને જ્ઞાન આપવું જોઇએ. જેટલા પ્રમાણમાં તેનો અમલ થતો નથી તેટલા પ્રમાણમાં વિદ્યાર્થીને હાનિ થાય છે. જ્યાં-સુધી વિદ્યાર્થીની વિચારશક્તિને આ પ્રમાણે શાસ્ત્રીય તાલીમ મળે નહિ ત્યાંસુધી તે શિક્ષિત છે એમ કહેવું ભૂલભરેલું છે. આ કારણને લીધે હાલમાં કાર્યકારણના સંબંધનું જ્ઞાન જેમ બને તેમ વધારે વિદ્યાર્થીને મળે તે માટે ભૂગોળશિક્ષણ પ્રાદેશિક શૈલી મુજબ આપવામાં આવે છે.

જો દેશના અમુક ભાગમાં એકજ જાતની કુદરતી રચના હોય અને તે બધામાં એકજ જાતની આબોહવા હોય તો તેને **કુદરતી પ્રદેશ** કહે છે. જો દેશના અમુક ભાગમાં પર્વતો હોય છે તો બીજો ભાગ સપાટ મેદાન હોય છે. વળી ત્રીજી જગાએ રણ, ખીણ કે ખડકાળ જમીન હોય છે. ખંડસ્થ ભૂમિ કરતાં કિનારાની જમીન જુદા પ્રકારની હોય છે. વળી આબો-હવા એટલે ટાઢ, તાપ, અને વરસાદ પણ દેશના જુદા જુદા ભાગમાં જુદા

જુદા પ્રમાણમાં પડે છે; તેથી દેશના અમુક ભાગમાંજ જ્યારે એકજ પ્રકારની જમીન અને આબોહવા હોય છે ત્યારે ત્યાં એકજ પ્રકારની વનસ્પતિ તથા ખેતીનો પાક થાય છે. તેને લીધે વેપાર, ઉદ્યોગ, અને લોકોના રીતરિવાજ અને વિચાર ઉપર એક સરખી અસર થાય છે. જો આવી રીતે દેશના જુદા જુદા કુદરતી પ્રદેશો પાડી ભૂગોળ શીખવવામાં આવે તો વિદ્યાર્થીની તર્કશક્તિનું પોષણ સારૂં થશે. તે અમુક જાતની જમીન અને આબોહવા ઉપરથી ત્યાં કેવી જાતની વનસ્પતિ કે ખેતી થઈ શકે તેનો તર્ક કરતાં શીખશે અને તે ઉપરથી ત્યાંના રહેવાસીનું લોકજીવન કેવી રીતે ઘડાય છે તેનો સ્પષ્ટ ખ્યાલ તેને આવશે. હાલમાં રાજકીય વિભાગો મુજબ ભૂગોળશિક્ષણ આપવામાં આવે છે, પણ તેને બદલે કુદરતી વિભાગ લેવાથી વિદ્યાર્થી કાર્યકારણનો સંબંધ સહેલાઈથી જાણી શકશે અને તેને તે શૈલી મુજબ ભૂગોળમાં રસ પડશે એ સ્વાભાવિક છે. આને માટે આપણે આપણા દેશની ભૂગોળમાંથી દૃષ્ટાંતો લઈ તે બાબત વધારે સ્પષ્ટ કરીશું.

રજપુતાના એ ગુજરાત જેવો લગભગ સપાટ પ્રદેશ છે પણ તેનું જમીનતળ જુદા પ્રકારનું હોવાથી ત્યાંનું ભૌગોલિક સ્વરૂપ જુદી જાતનું ઘડાયું છે, અને તેને લીધે બીજી બધી બાબતો પણ જુદાજ પ્રકારની માલમ પડે છે. સિંધ પણ તેની પાસેનો એક સપાટ પ્રદેશ છે, તેમજ પંજાબનો મોટો ભાગ પણ તેજ જાતનો સપાટ ભાગ છે; પણ સિંધનું જમીન તળ પંજાબના કરતાં જુદું છે. સિંધના મોટા ભાગની જમીન રેતાળ છે. ફક્ત જે પ્રદેશમાં થઈ સિંધુ વહે છે તેની આસપાસનો મુલક નહેરોને લીધે આબાદ છે, વરસાદની ઘણી તાણ હોવાથી તેમજ જમીન કસ વગરની હોવાથી ત્યાં બીજા ભાગમાં ખેતી બરાબર થઈ શકતી નથી, અને તેને લીધે ત્યાંના લોકના ઉદ્યોગો, રાહરસમ વગેરે ઉપર તેની સ્પષ્ટ છાપ જણાઈ આવે છે. પંજાબનો ⅘ ભાગ કાંપનો સપાટ પ્રદેશ છે, ફક્ત તેની ઇશાનમાં હિમાલયની ગિરિમાળાના ફાંટા આવેલા છે. વળી ત્યાં સિંધ કરતાં વધારે વરસાદ વરસે છે. સિંધની માફક ત્યાં કોઈ કોઈ વાર ૧૧૫°-૧૨૦° સુધી ગરમી પડે છે, પણ એકંદર હવા ખુશનુમા અને ઉત્સાહજનક છે. આ બે કારણને લીધે ત્યાંના પાક તથા ઉદ્યોગો તેમજ વસ્તી જુદા પ્રકારની છે. સિંધ કરતાં પંજાબમાં વધારે આબાદ શહેરો જોવામાં આવે છે; તેમજ ઉદ્યોગો પણ મોટા પ્રમાણમાં ત્યાં ચાલે છે. સિંધમાં વસ્તીનું પ્રમાણ દર ચો. માઇલે ૭૧ છે, ત્યારે પંજાબમાં ૨૨૦ માણસનું છે. તેવીજ રીતે રજપુતાનાનો મોટો ભાગ સપાટ છે પણ જમીન અને આબોહવાને અનુસરી તેના

બે ભાગ પડે છે. પશ્ચિમ રજપુતાના અને પૂર્વ રજપુતાના. પશ્ચિમ રજપુતાનાના મોટા ભાગમાં થરપારકરનું વેરાન રણ છે, તેમજ ત્યાં વરસાદ ઘણો થોડો (૫") પડે છે. ત્યાં તાપ અને ટાઢ પણ અતિશય લાગે છે, પણ પૂર્વ રજપુતાની જમીન વધારે કસદાર છે અને ત્યાં ૨૦" થી ૩૦" વરસાદ પડે છે, વળી ચંબલ, બનાસ, કાળી સિંદ વગેરે નદીઓ એ પ્રદેશમાં થઈ વહે છે. આ કારણને લીધે ત્યાં પાણીની સવડ સારી છે અને જમીન વધારે કસદાર હોવાથી ત્યાં પાક સારો થાય છે અને વસ્તી પણ વિશેષ છે. પશ્ચિમ રજપુતાના રેતાળ પ્રદેશ હોવાથી અને વરસાદ ઘણો ઓછો પડવાથી ત્યાંના લોકોને દુકાળનો ભય વારે વારે લાગે છે. કુવા ૨૦૦ થી ૩૦૦ ફુટ ઊંડા હોય છે. આવી રીતે પાણીની તાણને લીધે તેમજ જમીન રેતાળ હોવાથી ત્યાં વસ્તી ઓછી છે.

દેશના જુદા જુદા પ્રદેશમાં જમીન અને આબોહવા જુદી જુદી હોય છે તેથી ત્યાં પાક પણ જુદો જુદો થાય છે. ડાંગરને તાપ અને ભિનાશ વિશેષ જોઈએ છીએ, તેથી તેનો પાક બંગાળામાં પુષ્કળ થાય છે, તેમજ બ્રહ્મદેશ, મદ્રાસ, અને સંયુક્ત પ્રાંતમાં તેનો પાક સારો થાય છે. ઘઉં શિઆળુ પાક છે, અને તેને જરા સૂકી હવા અને ઓછા પાણીની જરૂર છે, તેથી જ્યાં આવી જાતની આવોહવા હોય છે ત્યાં તે પાક થાય છે. પંજાબ, માળવા, ખાનદેશ, મધ્યપ્રાંત અને ગુજરાત જેવા પ્રાંતોમાં તેનો પાક વિશેષ થાય છે. તેવી રીતે ચા, કોફી, કપાસ, શેરડી, તમાકુ, મસાલો, રબર, વગેરે પાકના સંબંધમાં સમજવાનું છે. વળી અમુક જાતનો કાચો માલ જેવો કે ચામડાં, તેલીબીઆં, ઈમારતી લાકડાં જ્યાં અમુક ભાગમાં થતાં હોય ત્યાં તેનો પાકો માલ બનાવવાનાં કારખાનાં કે મિલો જામે છે. કલકત્તામાં શણની ઘણી મિલો છે, કારણકે તેની આસપાસના પ્રદેશમાં શણનું વિશેષ વાવેતર થાય છે. રંગુન બંદરેથી દુનિયામાં વધારેમાં વધારે ચોખા પરદેશ ચઢે છે, કારણકે જે પ્રદેશમાં ડાંગર પુષ્કળ થાય છે તેમાં તે આવેલું હોવાથી તેના વેપારનું તે મુખ્ય સ્થળ થઈ પડયું છે. જ્યાં ડાંગર વધારે થાય છે ત્યાં તે ખાંડવાના સંચા હોય છે. વળી જ્યાં જંગલોમાંથી ઉપયોગી કાટ મળી આવે છે ત્યાં તે વહેરવાનાં કારખાનાં જોવામાં આવે છે. આવી રીતે ખેતીની પેદાશ અને ઉદ્યોગોનો કેવો સંબંધ છે તે જણાઈ આવે છે.

જો આ શૈલીથી ભૂગોળ શીખવવામાં આવે તો અવશ્ય વિદ્યાર્થીની તર્કશક્તિ ખીલશે અને તેની સાથે તે વિષયમાં તેને રસ પડશે. આપણે ત્યાં બહુ થોડાં ભૂગોળનાં પુસ્તકો આ શૈલી મુજબ રચવામાં આવેલાં છે.

જો પ્રદેશવાર ભૌગોળિક બાબતનું વર્ણન કરવામાં આવ્યું હોય છે તો વિદ્યાર્થી સહજ તેનો કાર્યકારણ સંબંધ શોધી શકે છે અને તેથી તેને જલદી યાદ રહે છે, કારણકે મગજમાં જે વસ્તુ બરોબર ગોઠવાઈ હોય છે તેને યાદ લાવવામાં મુશ્કેલી પડતી નથી. જો અમદાવાદ જિલ્લાની ભૂગોળ શીખવવાની હોય તો તેની સાથે મહીકાંઠા અને બનાસકાંઠા એજન્સિ તથા પાલણપુર અને રાધનપુર સંસ્થાનની હકીકત લેવી જોઈએ, કારણકે તે બધો ભાગ ઉત્તર ગુજરાતમાં છે અને તે એક પ્રદેશમાં આવી શકે છે. ઘણી વખત બધા જિલ્લાની ભૂગોળ શીખવ્યા પછી એજન્સિઓ લેવામાં આવે છે. આમાં કંઈ હેતુ જોવામાં આવતો નથી. ખરી રીતે તો એકજ પ્રદેશમાં આવતા કુદરતી વિભાગો લઈ શીખવવામાં વાંધો નથી, અને પછી તે અમુક રાજકીય વિભાગમાં આવી શકે છે એમ વિદ્યાર્થીને કહી શકાય. ઉપર મુજબ ભૂગોળશિક્ષણની જે શૈલી છે તે પ્રાદેશિક ભૂગોળની છે.

## સૃષ્ટિનિરીક્ષણ

### એકદળ વનસ્પતિનાં કુટુંબો

વનસ્પતિના વર્ગીકરણના સિદ્ધાંતો આપણે ગતાંકમાં તપાસી ગયા. આજે આપણે એકદળ વનસ્પતિનાં કેટલાંક કુટુંબો વિષે ખાસ હકીકત તપાસીએ.

૧. કેળનું કુટુંબઃ—

કૌટુંબિક લક્ષણોઃ—

મૂળ—પુંજમૂળ હોઈ જમીનમાં બહુ ઊંડાં ઉતરે નહિ. મૂળમાંથી નવા પીલા નીકળે જે કાપીને બીજે વાવવાથી નવા છોડ થાય.

થડ—પોચા ગર્ભવાળું; ખરી રીતે વીંટળાઈ વળતાં પાંદડાંઓનું બનેલું, પાણીથી ભરેલું.

પાન—લાંબાં, આખી કિનારીવાળાં, મજબુત રેસાઓવાળી મધ્ય નસવાળાં, અખંડ સાદી બાજુવાળાં.

ફૂલ—ત્રણ વજપત્ર અને ત્રણ પાંખડીઓની વચ્ચે પાંચ પુંકેસરો હોય. ગર્ભાશય ત્રણ પાનનું બનેલું હોય.

કેળનું વિશેષ વર્ણનઃ—પાન લંબગોળ છથી આઠ ફીટ લાંબાં, બે ફીટ પહોળાં, પોલા પરિવેષ્ટકથી થડ સાથે વીંટળાએલાં હોય છે. છોડનું

રક્ષણ કરવા સખત પવનના સપાટા વખતે પાંદડાંઓ ફાટી જઈ પવનનો આઘાત પોતાના પર ઝીલી પવનને પસાર કરી દે છે. પાંદડાંના પરિવેષ્ટક પાસેથી રસ ઝરતી સફેદ નળાકાર દાંડી ઉપર દસથી સોળ સંખ્યામાં બબ્બેની હારોમાં ફૂલો ઉગે છે, અને તેમનું રક્ષણ કરવા રેસાઓવાળા પાનનો મજબુત દોડો તેમની ફરતો હોય છે. ફૂલો વિકાસ પામે એટલે દોડો ફાટે છે. બે ત્રણ મહીનાઓ સુધી નવાં ફૂલોની હારો થતી જાય છે. શરૂઆતની આઠ દસ હારોમાં પુંકેસરો અને પછીની હારોમાં સ્ત્રીકેસરો ફળી શકતા નથી, તેથી શરૂઆતનાં ફૂલોમાંથી ફળો બંધાય છે અને પછીના ફૂલો ફળ્યા વિના ખરી પડે છે.

ગર્ભાશય ત્રણ જોડાએલાં પાનોનું બનેલું હોવાથી ફૂલને ત્રણ છોડાં-વાળી છાલ હોય છે. અંદરના ભાગમાં ગર્ભ હોય છે. ખાવાનાં કેળાંના છોડને વિજ્ઞાનની મદદથી સુધારેલો હોવાથી ફળની અંદર બીજ વિકાસ પામતાં નથી. જંગલી કેળાના ફળના ગર્ભમાં મરી જેવાં સખત ઢાંકણું વિનાનાં બીજ દેખાય છે.

કેળનું આયુષ્ય સામાન્ય રીતે એક વર્ષનું ગણાય છે, અને તે એકજ વખત ફળે છે. કેળને હિંદુ લોકો બહુ પવિત્ર ગણે છે. તેનાં પાન ધાર્મિક ક્રિયાઓ વખતે વપરાય છે. થડનું પાણી પાપડવગેરે બનાવવામાં વપરાય છે. કેળના તંતુઓમાંથી દોરડાં, વસ્ત્રો વગેરે બનાવવામાં આવે છે. કેળની જાતના ઘણા છોડવાઓ થાય છે જે કેળના સામાન્ય નામથી ઓળખાય છે.

૨. કેવડાનું કુટુંબ

કૌટુંબિક લક્ષણોઃ—

મૂળ—પુંજમૂળ. થડ-પાતળું, ડાળાંઓ વિનાનું.

પાન—રફૂ આકારમાં ગોઠવાએલાં, ગુંથણવાળી નસોવાળાં, વિવિધ જાતનાં. ફૂલ—એકજાતીય, દીંટા વિનાનાં, નર અને નારી જાતિનાં એકજ છોડ પર રસદાર દાંડી પર દોડાળાં થાય.

ફળ—ઠળીઆવાળું.

કેવડાનું વિશેષ વર્ણનઃ—કેવડાનો છોડ થાય છે. તેનાં મૂળ ઘણાં ઊંડાં જતાં નથી, તેથી તેને સહાયકારી મૂળો નીકળે છે. થડ પાતળું હોય છે. પાંદડાં કાંટાવાળી કિનારીવાળાં હોય છે. ફૂલ તેની વાસ માટે પ્રખ્યાત છે. ફૂલને માટે નાગ જેવાં પ્રાણીઓ હરકત ન કરે તેથી પાંદડાંની કિનારી પર કાંટા ઉગે છે. આ કુટુંબની બીજી વનસ્પતિમાં કેતકીનો સમાવેશ થાય છે.

### ૩. ડુંગળીનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો:—

મૂળ—જમીનમાં રહેલા દડામાંથી નીચે પુંજમૂળ નીકળે છે.

થડ—જમીનમાં રહેલો દડો થડનો ભાગ ગણાય છે. થડ હોય તો તોપાની જાતનું હોય છે.

પાન—પાન સમાન્તર નસોવાળાં હોય છે.

ફૂલ—ત્રણ વજ્રપત્ર અને ત્રણ પાંખડીઓની વચ્ચે ૭ પુંકેસરો થાય. ગર્ભાશય ત્રિકોણાકાર હોય.

ડુંગળીનું વિશેષ વર્ણન:—જમીનમાં રહેલો દડો મૂળ નથી પણ થડનો ભાગ ગણાય છે. દડો રસવાળાં એક ઉપર એક ગોઠવાએલાં પાંદડાંઓનો બનેલો હોય છે. ગરમીના વખતમાં જમીન પર દેખાતાં પાન તથા ફૂલ સુકાઈ જતાં અંદર રહેલો દડો સુકાતો નથી, પણ વરસાદ પડતાંની સાથે તેને જમીન પર નવાં પાન અને ફૂલ આવે છે. સામાન્ય રીતે ડુંગળીની ઉત્પત્તિ દડા વાવવાથી થાય છે એટલે ફૂલ આવે ત્યાંસુધી છોડને રાખવામાં આવતો નથી.

આ કુટુંબની બીજી વનસ્પતિમાં લસણ અને લીલીના નામથી ઓળખાતા છોડવાઓનો સમાવેશ થાય છે.

### ૪ અનનસનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો:—

મૂળ—પુંજમૂળ, ઊંડાં ન હોય. થડ–અનનસને થડ જેવું કાંઇ જણાતું નથી. પાન–જમીનમાંથી નીકળતાં લાંબાં પાન હોય છે.

ફૂલ—દાંડી ઉપર અનેક ફૂલોનો સમૂહ હોય છે, જે બધાં પાકીને એકઠાં મળવાથી ફળ થાય છે.

ફળ—લંબગોળ, દડાના આકારનું હોય. ગર્ભાશય નીચું હોય.

અનનસનું વિશેષ વર્ણન:—પાનના ઝુમખાના મધ્ય ભાગમાંથી એક રસદાર દાંડી નીકળે છે અને તેની ઉપર અનેક ફૂલો આવે છે. દાંડી અને ફૂલો મિશ્ર થઈ જાય છે અને તેમાંથી ફળ બંધાય છે. આવું ફળ અંજીરનાં જેવું સમૂહવાળાં ફૂલોનું ફળ ગણાય છે.

ફળની અંદર બનતાં સુધી બીજ બંધાતાં નથી. ફૂલની દાંડી ઉપર વધે છે અને ત્યાં ફળની ઉપરના ભાગમાં ચોટલાના આકારમાં નાનાં પાન ઉગે છે. આ ઝુમખાવાળો ભાગ જમીનમાં વાવવાથી નવો છોડ થાય છે. છોડને ખાસ માવજતની જરૂર પડતી નથી.

આ વનસ્પતિ ડુંગળીના કુટુંબની નથી, છતાં તેના કુટુંબને ઘણી રીતે મળતી આવે છે.

૫. આદુનું કુટુંબ.

કૌટુંબિક લક્ષણો—

મૂળ—જમીનમાં નાખેલી ગાંઠોને નાના તાંતણાઓના રૂપમાં મૂળ નીકળે છે. થડ-જમીન બહાર થડ ન હોય. અંદર રહેલી ગાંઠો થડ ગણાય છે. પાન-પાન જમીનમાંથી નીકળતાં જણાય છે. મધ્ય નસમાંથી નીકળતી બીજી નસોનું ગુંથણ પિંછાકાર હોય છે.

ફૂલ—દ્વિખંડી, ત્રણ વજ્રપત્ર, ત્રણ પાંખડીઓ, ૭ પુંકેસરો હોય, પણ એકનેજ પરાગકોષ હોય. ગર્ભાશય ત્રિકોણાકાર, ત્રિખંડી, નીચું હોય.

ફલ-શિંગના વર્ગનું.

આદુનું વિશેષ વર્ણન—આદુની ગાંઠો જમીનમાં વાવવાથી તેમના છેડા પર આવેલી, અણીવાળા તાંતણા જેવી કુંપળોમાંથી નવા છોડ ઉગે છે. છોડને લાંબાં મોટાં પાન થાય છે. આદુ સામાન્ય રીતે ચોમાસામાં થાય છે, તેથી શોષણક્રિયાની બહુ બીક ન હોવાથી પાનને રૂંવાટી હોતી નથી. પાનની દાંડીથી થોડે દૂર જમીનમાંથીજ ફૂલની દાંડી બહાર આવે છે. સ્ત્રીકેસરની સાથે પરાગરજવાળો પુંકેસરનો તંતુ ચોટેલો હોય છે. નલિકા ઉંચી હોવાથી એકજ ફૂલમાં પરાગરજ તેના પર પડતી નથી.

આદુની ગાંઠો વાવ્યા બાદ ફરતાં ગવારનાં બીજ નાખવામાં આવે અને તેના છોડ ઉગી નીકળે એટલે તેમને ખેંચી કાઢી આડા પાડી દઈ ઉપર ધૂળ નાખવામાં આવે તો આદુને સારો કસ મળે છે.

હળદર અને એલચી આદુના કુટુંબની વનસ્પતિ ગણાય છે.

૬. ડાંગરનું કુટુંબ.

કૌટુંબિક લક્ષણો—

મૂળ—પુંજમૂળ હોય. થડ—પોલું, અંકુરસ્થળ આગળ ગાંઠોવાળું, શંકુ આકારનું. પાન-પરિવેષ્ટકવાળાં, સીધી નસોવાળાં, સુકાઈ ગયા પછી ખરી ન પડે તેવાં.

ફૂલ—દાંડી ઉપર અનેક ફૂલોનો સમૂહ હોય. ફૂલોને વજ્રપત્ર કે પાંખડીઓ ન હોય. ડાંગરને ૭ નરતંતુઓ હોય અને બીજાને ત્રણ હોય.

ફળ—એકદળ, પોતાની મેળે ખરી ન પડે તેવું, સૂકું, માવાવાળું અને છોડા સાથે જોડાએલું.

ડાંગરનું વિશેષ વર્ણનઃ—આ કુટુંબમાં જુવાર, બાજરી, મકાઈ વગેરે અનાજના છોડ, જુદી જુદી જાતનાં ઘાસ, શેરડી, વાંસ વગેરે વનસ્પતિનો સમાવેશ થાય છે. વાંસ સિવાયની સઘળી જાતોનાં થડ પોચા ગર્ભવાળા હોય છે. વચમાં વચમાં થડ સખત થઈ ગાંઠોવાળું થઈ જાય છે, તેથી તે પવન સામે ટક્કર ઝીલી શકે છે. પાંદડાં પવનમાં વાવટાની જેમ ફરફરીને પવનનો આઘાત ઓછો કરે છે. મુળીઆં પુંજમૂળ હોય છે અને ફળ દાડાના આકારના કણસલામાં છોડાંઓ સાથે ચોટેલાં જણાય છે.

૭. રોપાઓનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો:—

મૂળ—પુંજમૂળ; જમીનમાં દડા જેવું હોય, જેમાંથી નવો છોડ થાય.

થડ—રોપાઓનો પ્રકાર હોવાથી પોચા ગર્ભવાળું.

પાન—સાદાં રકૂ આકારમાં ગોઠવાએલાં.

ફૂલ—એક દાંડી ઉપર સમૂહમાં ઉગે. ત્રણ વજપત્ર અને ત્રણ પાંખડીઓ હોય. પુંકેસર એક અથવા બે હોય, અને નલિકા સાથે જોડાએલાં હોય, પણ પરાગરજ બીજા ફૂલમાંથી આવે. ગર્ભાશય નીચું હોય.

ફળ—શિંગના વર્ગનું હોય. બીજ ઘણાં નાનાં હોય.

વિશેષ વર્ણનઃ—ઝાડ, છોડ અને વેલાઓ ઉપરાંત લગભગ ૧૬૦૦ જાતના રોપાઓ ખેતરોમાં અને બગીચાઓમાં પોતાની મેળે ઉગી નીકળતા આપણને નજરે પડે છે. આમાંના લગભગ બધા આપણે માટે નકામા હોય છે, એટલે તેમને ખેંચીને ફેંકી દેવામાં આવે છે. એમના મૂળમાં ગાઠો જેવું હોય છે, જે જમીનમાં પડી રહે છે અને વરસાદ આવતાં નવો રોપો ઉત્પન્ન કરી શરૂઆતમાં તેને પોષણ આપે છે. રોપાના મૂળમાં નવી ગાંઠો થાય ત્યાંથી બીજે વર્ષે નવા રોપા નીકળે છે. આવા રોપાઓને ફૂલ તથા ફળ થાય છે. હવામાં તેમનાં બીજ ઉડે છે, જે ઘણી વખત ઝાડની છાલ પર, છાપરાં પર ગમે ત્યાં ઉગી નીકળે છે. આવા રોપાઓમાં વેનીલા નામની એક વનસ્પતિ થાય છે, જેની શિંગોમાંથી આઇસક્રીમ વગેરેમાં નખાતું વેનીલા અત્તર નીકળે છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આ. ડે. એ. ઈ. અમદાવાદ.

# વાચનમાળાનાં કાવ્યોના કર્તાનાં જીવનચરિત્રો

## કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆ

આ મસ્ત કવિનો જન્મ સંવત ૧૯૧૪ની જેઠ સુદ ૫ને દિવસે થયો હતો. તેઓ નાતે સાઠોદરા નાગર હતા. તેમના પિતા સ્વ. ઉલ્લાસરામજી લોકપ્રિય મામલતદાર હતા અને ઘરના સુખી હતા.

કવિએ છેક નાનપણમાં ગુજરાતી અભ્યાસ શરૂ કરેલો અને પછી અંગ્રેજી અભ્યાસ શરૂ કરી એફ. એ. ના વર્ગમાં પહોંચતાં સુધી અભ્યાસ જારી રાખેલો.

કવિએ કસ્ટમ ખાતામાં, રેવન્યુ ખાતામાં, અને છેવટે પોલિસ ખાતામાં નોકરી કરી હતી. પણ નીચું માથું ઘાલી નોકરી કરતાં એક ધારૂં જીવન વ્યતીત કરવું એ આ મસ્ત કવિના સ્વભાવથી વિરુદ્ધ હતું.. વળી આ સમયે એમને કવિતા કરવાનો ને સાહિત્યસેવા કરવાનો પણ છંદ લાગ્યો હતો, એટલે એમણે નોકરી છોડી.

કવિની સાહિત્યપ્રવૃત્તિની શરૂઆત 'સ્વસુધારક' મંડળની સ્થાપનાથી થઈ હતી. આ મંડળમાં નર્મદ–દલપત યુગના કવિઓની કવિતાનો અભ્યાસ થતો ને તે ચર્ચાતી. એમના અભ્યાસનું ફળ ગુજરાતી આલમને ત્રણ પત્રોદ્વારા મળતું. 'કૃષ્ણ મહોદય' માસિક ધાર્મિક બાબતો ચર્ચતું. 'ઇતિહાસમાળા' માસિકમાં ઐતિહાસિક સંશોધનના લેખો આવતા અને 'ભારતી–ભૂષણ' ત્રિમાસિકમાં પ્રાચીન સંસ્કૃત અને વ્રજ ભાષાના ગ્રંથોનું વિવરણ થતું. તે ઉપરાંત કાવ્યપ્રકાશ ને સાહિત્યદર્પણ જેવા અલંકારશાસ્ત્રના ગ્રંથોનું ભાષાંતર પણ તેમણે આ ત્રિમાસિકદ્વારા બહાર પાડવાનો યત્ન કર્યો હતો. કર્પૂરમન્જરી અને મૃચ્છકટિક નાટકોનાં ભાષાંતર અને ખણ્ડ કાવ્ય "કલાન્ત કવિ" એ તેમની સુપ્રસિદ્ધ કૃતિઓ છે.

તેમની મસ્તીભરી કવિતાઓએ તેમની કવિ તરીકેની કીર્તિને અમર કરી છે. ફારસી ભાષાની શાયરોના જેવી મિઠાશ ગુજરાતીમાં ઉતારવાનો તેમણે ખૂબ યત્ન કર્યો છે ને તેમાં તેમને સફલતા પણ મળી છે. આ મિઠાશ ગુજરાતને પ્રથમ ચખાડવાનું માન તેમને છે. તેમનાં કાવ્યો શ્રુતિ-મનોહર અને અર્થગૌરવવાળાં છે. ભાષા સાદી પણ ફારસી તત્ત્વવાળી છે, અને શૈલી સરળ હોઈ મધુર છે.

## કવિ શ્રી. રા. રા. ન્હાનાલાલ દલપતરામ.

ગુજરાતના ચાર ચોપડી ભણેલા વર્ગને પણ ક. દ. ડા. ના નામથી પરિચિત સ્વર્ગસ્થ કવિ દલપતરામ ડાહ્યાભાઈના ચોથા પુત્ર તે કવિશ્રી ન્હાનાલાલ. નાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. તેમનો જન્મ સંવત્ ૧૯૩૨ના ચૈત્ર શુદ ૧ને દિવસે અમદાવાદમાં થયો હતો.

પ્રાથમિક ને માધ્યમિક અભ્યાસ પુરો કરી એમણે કોલેજમાં પ્રવેશ કર્યો, અને ૧૮૯૯માં 'તત્ત્વજ્ઞાન' ઐચ્છિક વિષય લઈને બી. એ. ની પરીક્ષા પાસ કરીને બે વર્ષ પછી ઇતિહાસ અને અર્થશાસ્ત્ર વિષયો લઈ એમ. એ.ની પરીક્ષા પસાર કરી.

સાદરા રેકોર્ટ કોલેજમાં હેડ માસ્તર તરીકે ૧૯૦૨માં તેઓ જોડાયા અને પછી રાજકોટમાં રાજકુમાર કોલેજમાં બદલી થઈ. અહીં લગભગ નવ વર્ષ કામ કર્યા પછી રાજકોટના સ્વ૦ નરેશ સર લાખાજીરાજે એમની નોકરી સરકાર પાસેથી ઉછીતી માગી અને તેમ થતાં એમને સર ન્યાયાધીશ નીમ્યા. ત્યાંથી પાછા ફરતાં રાજકુમાર કોલેજમાં વાઇસ પ્રિન્સિપાલ નિમાયા અને પાછળથી એજન્સિ એન્યુકેશનલ ઓફિસર નીમાયા. સને ૧૯૨૧માં રાષ્ટ્રીય હીલચાલમાં પોતાનો યથાશક્તિ ફાળો આપવા તેઓએ નોકરીમાંથી રાજીનામું આપ્યું. નિવૃત્ત થયા પછી તેઓ અમદાવાદમાં આવી રહ્યા છે.

જ્ઞાનસુધા માસિકમાં 'વસન્તોત્સવ' પ્રથમ પ્રકટ થવા માંડ્યું ત્યારથીજ ગુજરાતના સાક્ષરવર્ગમાં ખળભળાટ મચ્યો. કવિને "છંદના ફંદમાંથી" છૂટા થવું હતું અને તે પ્રમાણે તેમણે કર્યું છે પણ ખરૂં. વસન્તોત્સવની ડોલન શૈલી વિરુદ્ધ ટીકા થવા લાગી છતાં આ ડોલનશૈલીએ એક નવો માર્ગ ઉઘાડયો છે એમાં શક નથી.

એમની કૃતિઓમાંની કેટલીકનાં નામ નીચે પ્રમાણે છેઃ—

- કેટલાંક કાવ્યો ભા. ૧ને ભા. ૨.
- વસંતોત્સવ
- નાના નાના રાસ ભા. ૧ ભા. ૨.
- ઇન્દુકુમાર નાટક અંક. ૧. ને અંક બીજો
- જયાજયન્ત નાટક
- રાજર્ષિ ભરત
- જહાંગીર નૂરજહાન
- શાહનશાહ અકબરશાહ

શ્રીમદ્ ભગવદ્ગીતાનું ભાષાંતર
મેઘદૂતનું ,,
શકુન્તલાનું સંભારણું
વિશ્વ ગીતા
પ્રેમકુંજ

એક કવિ તરીકે એમણે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. એમનાં કાવ્યો અર્થગૌરવવાળાં છે. પદલાલિત્ય અને માધુર્યથી આ કાવ્યો છલોછલ ભરેલાં છે. એમણે યોજેલા રાસો બહુધા આપણાં જુનાં લોક ગીતોના ઢાળમાં હોઇ ગરબા ગાનાર સ્ત્રીસમાજને ઘણાજ રુચિકર થઈ પડયા છે. કાવ્યોમાં વહેતી કવિની વાણી પ્રાસાદિક ને મધુરી છે. શરૂઆતનાં કાવ્યો અલંકારોથી ભરચક હતાં, પણ કલમ કસાતાં નૈસર્ગિક સુંદરતા વધતાં આ અલંકારો આપોઆપ ઓછા થતા જાય છે.

કવિનાં નાટકોમાં સુંદર વર્ણનો, લાંબા સંવાદો અને સ્વ-ઉક્તિઓ, અટપટા શબ્દસમૂહો, ઉંડા વિચાર પછીજ સમજાય ને આનંદ પડે તેવી ઉક્તિઓ વધુ પ્રમાણમાં હોવાથી તેમજ કૃતિવિભાગ ઘણોજ ઓછો હોવાથી તે ભજવી શકાય તેવાં નથી.

કવિની અપૂર્વ કાવ્યશક્તિ અને સમર્થ લેખનશક્તિએ એમને ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં અવિચળ સ્થાન મેળવી આપ્યું છે. એમની ડોલન શૈલીએ એમને નવીન માર્ગદર્શક બનાવ્યા છે, અને એમની સમગ્ર સાહિત્ય સેવાઓએ, વીસમી સદીની પ્રથમ પચ્ચીસીને ' ન્હાનાલાલ યુગ ' ઉપનામ અપાવ્યું છે.

પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજ. અમદાવાદ. } — રણજીતભાઈ દેરાસરી.

## યાત્રાનાં સ્થળો

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૪૦૦ થી )

**લખનૌ.**—ગોમતી નદીને કાંઠે છે. જાત્રાનાં સાધારણ દેવમંદિરો છે. અયોધ્યા પ્રાંતમાં મોટું શહેર છે. દેખાવમાં પણ સારૂં શહેર છે. મોટો બગીચો છે. તેમાં જીવતાં પ્રાણીઓ છે. વચ્ચે મહેલ છે. ગંગાગોમતી નામે ઓળખાય છે. લખનૌ શહેર જોવાલાયક છે.

**નૈમિષારણ્ય.**—ફૈઝાબાદથી લખનૌ થઈ હરદોઈ થઈ બઘોલી સ્ટેશનથી ૧૪ માઈલ ગાડામાં બેસી જવાય છે. તે પણ ગોમતીના કાંઠે છે. ત્યાં ૮૮૦૦૦ ઋષિઓ વસતા હતા. મનુ ને શતરૂપાએ તપ કર્યું હતું. બળદેવજીએ સુતપુરાણીનું માથું કાપ્યું હતું. અહીં મોટો બ્રહ્મયજ્ઞ (કથાવાર્તા) થયો, તેવો બીજે થયો નથી. શુકદેવની ગાદી, કાશીવિશ્વનાથ, અન્નપૂર્ણા વગેરે દેવસ્થાનો છે. ભાગવત વગેરે પુરાણોની કથા સુત પુરાણીએ ઋષિઓને સંભળાવી હતી. ચક્રતીર્થ, પંચપ્રયાગ, દધિચીકુંડ, હત્યાહરણકુંડ વગેરે જોવાલાયક છે.

**અયોધ્યા.**—શ્રી રામચંદ્રજીની જન્મભૂમિ સરયુગંગા નદીને કાંઠે છે. સૂર્યવંશી રાજાઓ અંબરીષ, સગર, માન્ધાતા, દિલીપ, રઘુ, ભગીરથ, દશરથ, રામ વગેરેની રાજગાદી ત્યાં હતી.

જાત્રા—સ્વામીનારાયણનું મંદિર, આદીશ્વર ભગવાનનું જૈન મંદિર, સ્વર્ગદ્વાર, નાગેશ્વરનાથ મહાદેવ, હનમાનગઢી, કનકભુવન, અયોધ્યાના રાજાનો મહેલ, મનીપર્વત, રાજ્યમહેલ, આનંદભુવન (દરેક માતાના ખોળામાં પોતાના પુત્રો છે એવી મૂર્તિ) કોપભુવન (કૈકેયી રીસાયાં તે) ૨૪ અવતારની મૂર્તિ, સીતાજીનું રસોડું, રામજન્મસ્થાન, રામની કચેરી, બીજા મઠ. આ પ્રમાણે બધાં મળીને ૧૨૫ મંદિરો છે. તેમાં બાર મંદિર મુખ્ય છે. મંદિરો ઘણાંખરાં એકજ તરફ છે. ઘણાંખરાં મંદિરોમાં રામલક્ષ્મણ બિરાજે છે.

સરયુગંગાના ઘાટ—રામઘાટ, લક્ષ્મણઘાટ, ગોપ્તારઘાટ.

કુંડો—સીતાકુંડ, અગ્નિકુંડ, સૂર્યકુંડ, ભરતકુંડ, નિર્મળીકુંડ, વગેરે કુંડો છે.

અયોધ્યાથી થોડે છેટે છપૈયા નામે સ્વામીનારાયણનું ધામ છે.

**અલાહાબાદ (પ્રયાગ).**—અલાહાબાદમાં બે મોટાં પરાં છે. કીડગંજ અને દારાગંજ. ગંગાજમનાનો સંગમ, તથા છુપી રીતે સરસ્વતિ મળેછે, એટલે ત્રિવેણીસંગમ કહેવાય છે. ત્યાં સ્નાન કરવાનો તથા જળ ભરવાનો મહિમા છે. ગંગાનું પાણી ધોળું, અને જમનાનું લીલું, કાળું એ સ્પષ્ટ દેખાય છે. ત્યાં પંડયાઓ (ગોરલોકો) પોતાની છાવણી નાખીને બેસે છે. દરેક ગોરની ધજા ઉપર ઓળખવાનું નિશાન છે. ત્યાં દાન કરવાનો, વાળ ઉતરાવવાનો તથા સ્નાન કરવાનો મહિમા છે.

વૃષભરાશિના બૃહસ્પતિ થાય, ત્યારે અહીં કુંભનો મોટો મેળો ભરાય છે. જમનાજીને કાંઠે અકબરે બંધાવેલો કિલ્લો લગભગ બે માઇલના ઘેરાવામાં છે. આસપાસ ખાઈ છે. કિલ્લામાં સરકારી તોપખાનું છે. સોલજરોનો પેરો રહે છે, તોપણ અંદર થોડા ભાગમાં જવા દે છે. અંદર ભોંયરામાં અક્ષય વડનાં

બે ડાળાં છે તે લીલાં રહે છે. ત્યાં ભેટ ધરાય છે. ભોંયરામાં નજીક નજીક કેટલાક ઋષિઓની મૂર્તિઓ પધરાવેલી છે. અંદર અંધારૂં પડે છે, જેથી પંડયા લોકો દીવો લઈને દર્શન કરાવે છે. કિલ્લામાં અકબરનો મહેલ છે. કિલ્લાની પાસે રસ્તા ઉપર હનુમાનની એક મોટી મૂર્તિ સૂતેલી છે. તેને સરકારે ખસેડવા પ્રયત્ન કરેલો, પણ નિષ્ફળ ગયો. જોડે વાયરલેસ ટેલિગ્રાફનું યંત્ર છે. પ્રયાગવડની દક્ષિણે અશોકસ્તંભ છે, તે ઉપર અશોકનો લેખ છે.

દારાગંજમાં વેણીમાધવ, દશાશ્વમેધ મહાદેવ, ને શેષશાયીનું મંદિર છે.

કેડલગંજમાં ભારદ્વાજ આશ્રમ, દુર્ગા, કાલકા, સપ્તઋષિઓની મૂર્તિઓ, સિદ્ધનાથ મહાદેવ, બ્રહ્માજીનું મંદિર, પાદરીનું દેવળ, મોતીલાલજીનો બંગલો, શિવકચેરી (૨૮૮ શિવલિંગ છે) પાઠશાળા, જૈન દેરાસર, બે મોટા પૂલો, ખુશરૂબાગ (ખુશરૂ, નુરજહાંન, સાહીબા બેગમની કબરો, ત્રણ રોજા) વગેરે જોવા લાયક છે.

**ચિત્રકુટ.**—અલાહાબાદથી જમના નદી ઉતરી નઈની જંકશનમાં થઈ માણેકપુર થઈ ઝાંસીની ગાડીમાં બેસે તો કરવી ને ચિત્રકુટ સ્ટેશન આવે છે. કરવીથી ચિત્રકુટ ૭ માઇલ છે. ગાડીનાં સાધન મળે છે. ત્યાં તુલસીદાસની મૂર્તિ, મોટા ઓરસીઓ ને આજુબાજુ બધે સુખડનાં વૃક્ષો છે. રામનવમીએ મોટો મેળો ભરાય છે. આસપાસ પહાડ છે. મંદાકિની ગંગા ગંગાનદી છે. મંદિરો બીજાં ઘણાં છે. હનુમાનધારા, કાન્તાનાથ, કોટિતીર્થ, અનસુયા, કાલાકનાથ, સ્ફાટિકશિલા, ગુપ્ત ગોદાવરી, ભરતકૂપ વગેરે તીર્થો છે. ચિત્રકુટ પર્વત ઉપર આચાર્ય મહાપ્રભુજીની બેઠક છે. આ યાત્રા ઘણીખરી પગે ચાલીને કરવી પડે છે.

**શૃંગવેર.**—અલાહાબાદની પૂર્વમાં ગુહરાજની રાજધાની શૃંગવેર છે. ત્યાંથી રામચંદ્રજી ગંગાના આ કાંઠે આવ્યા હતા.

**કાશી.**—કાશી (બનારસ અથવા વારાણસી) ગંગા નદીને કાંઠે પવિત્ર તીર્થ છે. આ પ્રાચીન શહેર છે. વિદ્યાર્થીઓ અને વૃદ્ધોને વહાલું સ્થાન છે.

વરણા ને અસી એ બે નદીઓ વચ્ચે કાશી હોવાથી વારાણસી પડયું જણાય છે. કાશીનો ઇતિહાસ ખાસ જાણવા જેવો છે (સ્થળ સંકોચને લઈ આ લેખમાં આપ્યો નથી.)

**ગંગા ઉપરના ઘાટ તથા તે ઘાટ ઉપરનાં જાત્રાનાં સ્થળો.**—

(૧) વરણાસંગમ ઘાટ—ગંગા નદીને વરણા નદી આ ઘાટ આગળ મળે છે. આ ઘાટ ઉપર શ્રાદ્ધ સરાવાય છે. ઘાટ ઉપર વસિષ્ઠેશ્વર મહાદેવ

શ્વેતદ્વીપ તીર્થ, આદિ કેશવનું મંદિર, જયવિજય પાર્ષદોની મૂર્તિઓ વગેરે તીર્થો છે.

(૨) રાજઘાટ—આ ઘાટ ઉપર પહેલાં મોટો કિલ્લો હતો તે મહમદ ગીજનીએ તોડી ત્યાં મસીદ અને રોઝો બાંધ્યો છે. આ ઘાટનું નામ રાજઘાટ હોવાથી તેની પાસે બાંધેલા સ્ટેશનનું નામ પણ રાજઘાટ પડયું છે.

(૩) પ્રલ્હાદઘાટ—પ્રલ્હાદેશ્વરની મૂર્તિ અને તેલીઉ નાળું આવેલું છે.

(૪) ત્રિલોચનઘાટ—ત્રિલોચનનાથ, વારાણસીનું મંદિર છે.

(૫) મહથાઘાટ (૬) ગાયઘાટ, (૭) લીલઘાટ (૮) રાજમંદિર ઘાટ, (૯) બ્રહ્મઘાટ (૧૦) દુર્ગાઘાટ, એ દરેક ઉપર મંદિરો તો ખરાંજ.

(૧૧) પંચગંગાઘાટ—કીર્ણા, ધૂતપાપા એ બે નદીઓ અહીં ગુપ્ત પણે મળે છે, અને ગંગા, યમુના, ને સરસ્વતિ એ પ્રયાગરાજથી ભેગી થએલી આવે છે. આ ઘાટ ઉપર બિંદુ માધવનું મંદિર છે.

(૧૨) માધવરાય ઘાટ (૧૩) લક્ષ્મણ બાલાઘાટ; તે ઉપર લક્ષ્મણ બાલાજીનું મંદિર છે.

(૧૪) રામઘાટ—રામનવમીએ સ્નાન કરવાનો મહિમા છે.

(૧૫) ભોંસલાઘાટ—લક્ષ્મીનારાયણનું મંદિર છે.

(૧૬) ગંગામહેલ ઘાટ (૧૭) સંકટાઘાટ, તે ઉપર સંકટદેવી.

(૧૮) સિંધિઆઘાટ (૧૯) મણિકર્ણિકા ઘાટ ને કુંડ, તે ઉપર મણિકર્ણેશ્વર મહાદેવ તથા બીજાં મંદિરોનો પાર નથી.

(૨૦) સ્મશાન ઘાટ, સ્મશાનેશ્વર મહાદેવ છે. ત્યાં મુડદાં બળાય છે.

(૨૧) રાજરાજેશ્વરી ઘાટ, તે નામની માતાનું દેવળ છે ને તેની પાસે નેપાળી શિવમંદિર છે.

(૨૨) મીરઘાટ, તે ઉપર ભજનાશ્રમ છે.

(૨૩) માનમંદિર ઘાટ, જોશ જોવાય એવી સગવડવાળી વેધશાળા છે.

(૨૪) દશાશ્વમેધ ઘાટ, દશાશ્વમેધેશ્વર મહાદેવ અહીં બ્રહ્માએ દસ યજ્ઞ કર્યા હતા.

(૨૫) શિવાલાઘાટ, હયગ્રીવ મહાદેવ ને કુંડ છે.

(૨૬) અસિઘાટ, જગન્નાથજી અને દુર્ગાદેવી છે.

(૨૭) અગ્નિશ્વરઘાટ, કાશીવિશ્વનાથ મહાદેવ છે.

આ સિવાય અહલ્યાબાઈ ઘાટ, મુન્શીઘાટ, રાણાઘાટ, હનુમાનઘાટ ચોસઠ જોગણીનો ચોસઠઘાટ, હરિશ્ચંદ્રઘાટ, દંડીઘાટ આ પ્રમાણે ઘાટ આવેલા છે.

**કાશીમાં જાત્રાનાં ધામ.**—કાશીવિશ્વનાથ—બાર જ્યોતિર્લિંગોમાંનું આ એક છે. એક હાથનું શિવલિંગ છે. બીલીપત્રથી તથા જળથી ઢંકાએલું રહે છે. દર્શનની ભીડ બહુજ થાય છે. તેમની પાસે બીજાં ઘણાંજ શિવલિંગો છે.

નવી પ્રતિમાવાળું મંદિર—સોમનાથ રૂપજી શેઠે કાશી વિશ્વનાથ મહાદેવની પાસેજ નવીન પ્રતિમાવાળું સુંદર દેવળ બંધાવ્યું છે. જગા સુંદર છે. પ્રથમ ભદ્રકાળીની મૂર્તિ છે, ત્યાંથી લાઇન બંધ શિવપાર્વતીની, કૃષ્ણની, રામચંદ્ર, લક્ષ્મણસીતાની, એમ ૭ ખાનાંમાં બહુજ સુંદર મૂર્તિઓ છે. મૂર્તિઓ આગળ વીજળી લાઈટ રાત્રિ દિવસ બળ્યા કરે છે. જેથી અને મૂર્તિઓ પણ બહુજ સુંદર હોવાથી દેખાવ બહુજ સુંદર લાગે છે. વળી બીજાં દેવળની પેઠે અંધારૂં પણ નથી, જેથી દર્શન બહુજ સારી રીતે થાય છે. આ યોજના હમણાંજ કરેલી લાગે છે.

અન્નપૂર્ણા દેવી—મૂર્તિ બહુજ સારી છે. કાશી વિશ્વનાથ જેટલોજ તેમનો મહિમા છે.

વિશ્વેશ્વરગંજમાં નાનક ગુરૂનું મંદિર છે. તેમાં ગ્રંથ પુજાય છે. બીજું રાધાસ્વામીનું મંદિર છે.

ભજનાશ્રમ-મીર ઘાટ ઉપર-હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

આ નામની ધૂન લાગી રહે છે. ઘણાં માણસો તેમાં જોડાએલાં રહે છે. ઢુંઢી રાજ ગણપતિ.

જ્ઞાન વાવ (કુવો), શિવલિંગ ઉછળીને પડયું હતું. તેના ઉપર જાળી છે. તેના જળનું ભાવિક લોકો આચમન લે છે.

પોઢીઓ (નંદી) મુસલમાનોએ ભાલા માર્યાના ઉપર ઘા છે.

તે સિવાય સારનાથ (શિવના સાળા), ગોરખનાથનું મંદિર, કુષ્માંડા દેવી, કાશી કરવત, હિંદુ યુનિવર્સિટી, રામનગર, ડફરીન પુલ (લોઢાનો), બીજી ઘણી કોલેજો પાઠશાળાઓ તથા દ્વારકાંધીશનું મંદિર (રામાનુજ સંપ્રદાયનું), શંકર સ્વામીનો મઠ (બટુક ભૈરવ પાસે) ગોપાલ મંદિર, રણછોડજીનું મંદિર, કાશીના રાજાનો મહેલ (અંદર સોનાનું કામ), મદનમોહન, બળદેવજી દાઉદજી, ગોકુળ ચંદ્રમા, વિકટોરિઆ બાગ, કંપની બાગ, પુસ્તકાલયો, ધર્મશાળાઓ વગેરે ઘણુંજ જોવા લાયક છે.

ગોર બે જાતના છે. ગંગા ગોર—નદી ઉપરનાજ ગોર.
તીર્થ ગોર—બધી વ્યવસ્થા કરી આપનાર ગોર

કાશીની યાત્રાઓ—(૧) પંચકોશી–૫૦ માઇલની છે. મણિકર્ણિકાથી શરૂ થાય છે.

(૨) અંતર્ગ્રહીયાત્રા—કાશીમાં આવેલા તમામ દેવોનું દર્શન તથા પૂજન.

(૩) નિત્યયાત્રા—મણિકર્ણિકા કુંડમાં સ્નાન કરી ગંગાજીમાં સ્નાન કરી મણિકર્ણેશ્વર, નંદીકેશ્વર, તારકેશ્વર વગેરે ઠેકાણે દર્શન કરી પાછા દંડપાણિનાં દર્શન કરી વિશ્વનાથ ને અન્નપૂર્ણાનાં દર્શન કરવાં. તે આ પ્રમાણે ત્રણ મુખ્ય યાત્રાઓ છે.

બુઢવા મંગળનો મેળો—ચૈત્ર સુદ ૧ પછી જે મંગળવાર આવે ત્યારથી શુક્રવાર સુધી ચાર દિવસ વહાણમાં બેસી લોકો ગંગામાં આમ તેમ ફરે છે, ને ગાનતાન કરે છે.

કાશીના સામે કાંઠે ગદ્દાક્ષેત્ર છે.

વેપાર—તાંબા પિત્તળનાં વાસણ, રેશમી કાપડ ઉપર સોનેરી રૂપેરી ભરતકામ, વગેરેનો મોટો વેપાર ચાલે છે.

**પટણા.**—મગધ રાજ્યની રાજધાની પાટલીપુત્ર અથવા પટણા છે. તે ગંગા, શોણ, યમુના, કુશી, ગંડકી નદીઓના સંગમ પર આવેલું છે. પટણા દેવીના નામ પરથી પટણા નામ પડયું છે. પટણા દેવી બે છે. છોટી અને બડી. મૌર્યવંશના રાજકર્તાઓની રાજગાદી પટણા હતું. જોવા લાયક સ્થળોમાં દેવી, મઠ અને બીજાં વૈષ્ણવ મંદિરો છે.

**વૈજનાથ (ઝાડખંડી).**—આ મહાદેવનું જ્યોતિર્લિંગ છે. આ બ્રાંચ લાઇન છે, અને તેનું છેલ્લું સ્ટેશન છે. તેનું બીજું નામ દેવગઢ છે. ગામની આસપાસ જંગલને ઝાડી હોવાથી વૈજનાથને ઝાડખંડી કહે છે. ગામ બહાર શિવગંગા કુંડ ને ધર્મશાળા છે. કુંડના આરા બાંધેલા છે. જ્યોતિર્લિંગ ૧૦ ઇંચ ઉંચું, ખરબચડું છે. માથા ઉપર ખાડા જેવું છે. જેથી જણાય છે કે મુસલમાનો અહીં પણ પહોંચ્યા છે.

બીજી વાત એમ પણ છે કે રાવણે તપ કરી શિવને લંકામાં આવવા વરદાન મેળવ્યું હતું, પણ આ વાત વિષ્ણુને ગમી નહિ, જેથી કહ્યું કે રસ્તામાંજ રહેજો. આ વિષ્ણુનું કહ્યું માનવા ખાતર શિવે રાવણને કહ્યું કે તું મને રસ્તા ઉપર મૂકીશ નહિ; છતાં રાવણે રસ્તામાં પેશાબ કરવા જતાં

બીજાને સોંપી ગયો. બીજાએ નીચે મૂક્યું, એટલે ત્યાંથી ખસ્યું નહિ, જેથી રાવણે ઘણી ખેંચ કરતાં ન ખસવાથી શિવલિંગના માથા ઉપર અંગુઠો દાબ્યો, તેથી ખાડો પડયો હશે. શિવાલય પાછળ કુંડ છે. તે રાવણના પેશાબનો બનેલો છે એમ કહેવાય છે.

વેજુ નામના ગોવાળના નામથી વૈજનાથ કહેવાય છે. વૈજનાથ મંદિરની આસપાસ લક્ષ્મીનારાયણ, ભૈરવનાથ, સંધ્યાગૌરી, ગાયત્રી, સૂર્યનારાયણ, મહાદેવજી વગેરેનાં મંદિરો છે. અહીંઆં શિવરાત્રી ઉપર મોટો મેળો ભરાય છે. રૂદ્રાક્ષ, ગુંદર, હરડે, પૌંઆ, સાકરીઆ ચણા, વગેરેનો વેપાર સારો ચાલે છે. અહીંનાં હવાપાણી ઘણાંજ સારાં છે.

**કલકત્તા.**—હાવરા સ્ટેશને ઉતરી હુગલી નદીના પુલ ઉપર થઈને કલકત્તા જવાય છે. પુલને જ્યુબિલિ પુલ કહે છે તે પુલ મંગળવારે અને શુક્રવારે સ્ટીમરો આવતાં ઉંચો થઈ જાય છે. કાંઠે બર્દવાન જિલ્લાનું હાવરા મોટું ગામ છે. બંગાળાના રહેવાસી બંગાળી, તેમની ભાષા પણ બંગાળી. હિંદુ ધર્મ પાળે છે. શિવશક્તિના ઉપાસક ઘણા છે. ઉઘાડે માથે ફરે છે. તે બાબુ કહેવાય છે. સ્ત્રીઓ બારીક સાડીઓ પહેરે છે. ઘણી ખરી સ્ત્રીઓ ચોળી અગર કબજો પહેરતી નથી. ચોખાનો ખોરાક વધુ છે. મચ્છી ખાવાનો ચાલ બ્રાહ્મણો સુધી પહોંચ્યો છે. હાવરા સ્ટેશનનાં ૧૧ પ્લેટ-ફૉર્મ છે. ટીકીટ કરાવનારને તથા કઇ તરફની ગાડીમાં જવું તે પૂછપરછ ઓફિસમાં તપાસ કર્યા વગર અડચણ પડે છે.

ગંગાજીનાં ત્યાં ભાગીરથી, હુગલી, ગંગા, એમ ત્રણ નામ છે. કલકત્તામાં ટ્રામ અને એક માળવાળી મોટરો ચાલે છે. કાલી માતાના નામ પરથી કાલીકોટા અને તે ઉપરથી કલકત્તા પડયું છે. કાલીઘાટમાં કાલિકાનું મંદિર છે. ત્યાં ટ્રામ ઉભી રહે છે. કાલી માતાની મૂર્તિ ભયંકર છે. જીભ લાંબી છે, રંગ કાળો છે, ગળામાં માણસની ખોપરીનો હાર છે. હાથમાં તરવાર છે. મંદિર સાંકડું છે. ત્યાં પહેલાં મનુષ્યનું બલિદાન અપાતું. પણ હાલ તો હંમેશાં બકરાનું બલિદાન અપાય છે, ને બકરાનો હોમ થાય છે. ને તેને પ્રસાદી તરીકે વાપરે છે.

બીજાં સ્થળો—સત્યનારાયણનું—બડી બજારમાં
ભજનાશ્રમ— ,,
મદન મોહનનું મંદિર—બાગ બજારમાં
ગોર્ધનનાથજીનું મંદિર—સ્ટેશન તરફ
ફોર્ટ વિલિયમનો કિલ્લો—ગંગા કિનારે

ચીડીઆ બાગ, મ્યુઝિયમ, જાદુગર, વિકટોરીઆ મેમોરીયમ, એન્જીનીઅરીંગ કોલેજ, હાઇકોર્ટ, એડન ગાર્ડન ( દરરોજ સરકારી બેન્ડ વાગે છે)

બાવલાં—લૉર્ડ નૉર્થબ્રુક, અર્લ મેયો, લૉર્ડ લૉરેન્સ, લૉર્ડ કેનિંગ, લૉર્ડ ડફરીન વગેરેનાં.

એકંદરે આખા હિંદમાં મોટામાં મોટું શહેર તેમજ બંદર છે. પુષ્કળ આગબોટો પરદેશથી આવે છે ને જાય છે. વેપાર—ભીંડી અને શણના કાપડનો મોટો વેપાર ચાલે છે; અને મિલો પણ ઘણીખરી તેનીજ છે.

મણિલાલ ભોળાનાથ શુક્લ;
હેડ માસ્તર, હીરાપુર, જિલ્લે અમદાવાદ

## સામાજિક સુધારા તથા વંશપરંપરાથી ઉતરી આવતી ખોડખાપણો

આપણે બધા શિક્ષકો સમાજમાં સુધારો કરવા માટે ઘણાજ આતુર છીએ. જો કે આપણે આપણી નિશાળની બહાર જઈ શકતા નથી, ને સમાજ તરત સાંભળે પણ નહિ; પણ જો આપણે બધા ભેગા થઈ આપણા વિચારોની આપલે કરીએ તો કંઈક ફાયદો તો થાયજ અને તે વિચારો ભાષણદ્વારા બહાર દર્શાવીએ, તો કંઈક અસર સમાજ પર થાય, એ આશાથી હું આપની સમક્ષ કંઈક થોડું બોલવા માગું છું.

હું સુધારામાં માનું છું અને દેશ જે ગરિબાઈ, દરિદ્રતા અને દુઃખ અથવા કષ્ટ વેઠે છે તે સંભારવાથી મને ઘણું દુઃખ થાય છે. તે દુઃખ દૂર કરવાને સીધી કે આડકતરી રીતે રસ્તા શોધવા એ શિક્ષકનું કામ છે. તે કેવી રીતે કરી શકીએ તે હું સમજાવીશ.

રાજવંશી પુરુષો, સંસારસુધારકો, અને બીજા નેતાઓ છે. એમાંના ઘણા પુરુષોનું ધ્યાન એક તરફી સુધારા તરફ છે. જો આપણે આપણી કેળવણીમાં ફેરફાર કરીએ, નિશાળો હસ્તીમાં લાવીએ, ખેતી સારી રીતે કરીએ, અને દરિદ્રતા દૂર કરી શકીએ તોજ કલ્યાણ થાય, એમ બધાઓનું માનવું છે. આપણે દુઃખ અને કષ્ટો જે વેઠીએ છીએ તેનું કારણ આપણું વાતાવરણ અને પરિસ્થિતિ છે. એ કહેવું વ્યાજબી છે કે નહિ તે નીચે બતાવેલી બાબત ઉપરથી સમજાશે. ખરી વાત તો એ છે કે કોઈપણ ઝાડ કે છોડને ખોરાક, ખાતર અને પાણી નહિ આપીએ તો તેને ફળ નહિ લાગે; પણ

આથી વધારે પણ ઘણી શારીરિક ખામીઓ છે. જન્મથીજ સર્વ નબળા છે એમ નથી. ખાવાનું ન મળે, કેળવણી ન મળે, તેથી પણ બાળકો નિર્બળ થાય; પણ આ દિશામાં કંઈ કાર્ય કરવાની જરૂર છે. ગાંડાઓ જન્મથીજ ખામીઓ લઈને આવે છે. જો તમે ગાંડાની ઇસ્પિતાલમાં જાઓ તો તમને કેટલું બધું દુઃખ થાય! આવી રીતે જન્મથીજ ખામીઓમાંથી ઉગારવા દાક્તર, વૈદો કે સમાજ શું કરી શકે? સમાજમાંથી તે દૂર કરવા ઘણાને આ સિદ્ધાંત માલમ નથી. આવાં ખામીવાળાં સ્ત્રીપુરુષો આ દેશમાં ઘણાં છે એમ હું માનું છું. તમને એક દાખલો આપું.

એક કુટુંબમાં એકજ વંશમાં ૧,૫૦૦થી ૨,૦૦૦ આદમી, એ બધાજ ખામીવાળા હતા. આમાં તેમને શાળામાં લઈ જઈ સારી કેળવણીનો પ્રયાસ કરવામાં આવ્યો છતાં તેઓ દુર્ગુણો ઉપર દુર્ગુણો પછવાડે મૂકી ગયા. હવે એક સારો હોશિયાર પુરુષ જન્મ પામ્યો, તેની વંશાવળી જોઈએ તો તે બધાઓ ગુણવંતા હતા—આ વાત ગપ જેવી કે બનાવટી નથી, પણ જાતમહેનતથી શોધી કાઢેલી છે. ટુંકમાં આપણા હિંદુસ્તાનમાં આપણાં સ્ત્રી-પુરુષોની ઉન્નતિ કરવાનો એક રસ્તો છે, તેની ઉપર વિચાર કરવો જોઈએ. બધા દુર્ગુણો ને ખામીઓ અને નહિ ઇચ્છવા જોગ બાબતનું કારણ ગરિબાઈ કે પરિસ્થિતિ છે એમ નથી, તો પછી આના ઉપરથી કયા અનુમાન પર આવવું તે તમારે વિચારવાનું છે. તેને માટે સાથેના બે પુરુષની વંશજોની કારકીર્દિનો અહેવાલ આપ્યો છે તે ઉપરથી વડીલોપાર્જિત ગુણો કેવી રીતે વંશપરંપરા ઉતરે છે તેના તે સચોટ દાખલાઓ છે.

## મનુષ્ય ઓલાદ સુધારવાના અખતરા (ન્યુયોર્ક)

### નં. ૧. મેક્સજ્યુક્સ.

ઇ. સ. ૧૮૭૭માં જ્યુક્સ કુટુંબના ૫૪૦ વંશજો જાણવામાં આવ્યા હતા. તેમાંના ⅓ જેટલા બચપણમાં મરણ પામ્યા હતા.

૩૧૦ જણા છેક ગરીબ હાલતમાં હતા.

એ બધાએ મળી કુલ ૨,૩૦૦ વરસ અનાથ આશ્રમમાં ગાળ્યાં હતાં.

૪૪૦ જણા શરીરે છેક નબળા હતા.

* પ્રો. અસાનાએ મે. રા. ટ્રે. કોલેજમાં આપેલા ભાષણનો સાર.

સ્ત્રીઓમાંથી અર્ધા ભાગ કરતાં વધારે સ્ત્રીઓ દુરાચારી-વેશ્યાઓ નીવડી હતી.

૧૩૦ જણાને ગુન્હેગારો તરીકે શિક્ષા થઈ હતી.

તેમાંના કોઈએ એકજ શાળામાં શિક્ષણ લીધું નહોતું.

પણ ફક્ત ૨૦ જણા વેપારધંધો શીખ્યા હતા.

તેમાંથી ૧૦ જણા કેદખાનામાં ધંધો શીખ્યા હતા.

રાજ્યને તેમના માટે ૧,૨૫૦,૦૦૦ ડોલર જેટલું ખરચ વેઠવું પડયું હતું.

### નં. ૨. જોનાથન એડવર્ડ્ઝ

ઇ. સ. ૧૯૦૦માં એડવર્ડ્ઝ કુટુંબના ૧૩૯૪ વંશજો જાણવામાં આવ્યા હતાં તેમાંથી—

૨૯૫ કૉલેજના સ્નાતકો હતા.

૧૩ મોટી કૉલેજના પ્રેસિડેન્ટ હતા.

૬૦ દાક્તર હતા, તેમાંના ઘણા પ્રસિદ્ધ થઈ ગયા હતાં.

૧૦૦ ઉપરના પાદરીઓ કે ધર્મોપદેશકો થયાં હતાં.

૭૫ જણા લશ્કરમાં અથવા નૌકાસૈન્યમાં અધિકારીઓ હતા.

૬૦ જણા આગળ પડતા ગ્રંથકારો અને લેખકો હતા.

૧૦૦ જણા ધારાશાસ્ત્રીઓ હતા; ૩૦ જણા ન્યાયાધીશ થયા હતા.

૩ જણા રાજસભાના સભ્ય હતા. એક યુનાઈટેડ સ્ટેટ્સનો પ્રેસિડેન્ટ હતો.

૧૫ જણા મોટી રેલ્વે માર્ગના અધિકારી હતા, ઘણા બેંન્કોના અને વીમા કંપનિઓનો વહીવટ ચલાવતા હતા. તેમાંના કોઈને ગુન્હા બદ્દલ શિક્ષા થઈ હોય એવું જાણવામાં આવ્યું નથી.

## શાળાનાં બાળકોના ઉચ્ચ આદર્શો.×

૧. તમે શાળામાં ભણતાં બાળકોને ચાહો. જીવન પર્યંતના અને દુનીઆદારીના કામ સંબંધીના તે તમારા સોબતીઓ થશે.

૨. શિક્ષણ એ આત્માનો (માનસિક) ખોરાક છે. તે પ્રત્યે તમે પ્રેમ રાખો. તમારા માતપિતાનો જેમ આભાર માનો છો તેમ તમારા ગુરુનો આભાર માનો.

× ઝેકોસ્લોવેકીઆ દેશની ઘણી શાળાઓમાં જીવનના આ દસ મહાનિયમો લખી પ્રદર્શિત કરેલા જોવામાં આવે છે.

૩. દરરોજ એક ઉપયોગી વખાણવા લાયક કામ કરીને અને દયાળુ રહીને તમારા આત્માને પવિત્ર બનાવો.
૪. પ્રમાણિક માણસોને માન આપો. દરેક માણસને માટે ઉંચો ભાવ રાખો, પણ કોઈપણ માણસની આગળ તમારી જાતને હલકી પાડશો નહિ.
૫. તિરસ્કારની વૃત્તિનો નાશ કરો, અને પડોશીનું અપમાન ન થાય તેની સંભાળ રાખો. વેરભાવ ઉત્પન્ન ન થવા દો, પણ તમારા તેમજ બીજાના હક્કનું રક્ષણ કરો. ન્યાયનાં કામો પ્રત્યે પ્રેમની નજરથી જુઓ અને દુઃખ અને આપત્તિઓને ધીરજથી સહન કરો.
૬. સંભાળપૂર્વક નિરીક્ષા કરતાં શીખો અને સત્ય જાણવા ખાતર દરેક બાબતનો પુરેપુરો વિચાર કરો. તમારી જાતને અથવા બીજાને છેતરશો નહિ અને જુઠું બોલતાં વિચાર કરજો; કારણ કે અસત્ય બોલવાથી, આચરણથી, કે વિચારથી અંતઃકરણ, આત્મા, અને ચારિત્ર્યનો નાશ થાય છે. મનોવિકારને દાબી દો, અને પ્રેમ અને શાંતિનાં ઝરણો વહેવરાવો.
૭. પ્રાણીઓને પણ તમારી દયા માગવાનો હક છે. તેમને ઇજા કરશો નહિ કે પીડવશો નહિ.
૮. જે જે કંઈ સારૂં નીવડે છે તે સઘળું કામનું ફળ છે. કામ કર્યા વિના જે કોઈ માણસ મજા ભોગવે છે તે કામ કરનારના મોંમાંથી કોળીઓ ચોરી લે છે.
૯. જે માણસ બીજી પ્રજાઓને ધિક્કારે છે અને હલકી ગણે છે, અથવા તો જે લડાઈને માટે આતુર રહે છે, કે તેને સંમતિ આપે છે તે માણસને દેશાભિમાની ગણશો નહિ, 'લડાઈ' એ તો જંગલી અવસ્થાનો વારસો છે.
૧૦. તમારા દેશને અને પ્રજાને ચાહો, પણ જે ઉચ્ચા પ્રકારનું કામ કરવામાં સઘળાં માણસો શાંતિ અને સુખના સમયમાં 'ભાઈઓ' તરીકે રહી શકે તે કામમાં પણ તમે જોડાઈ જાઓ.

## ભરૂચ સેનિટરી એસોસિએશન અને ભરૂચ રેડક્રોસ સોસાયટી, ડિસ્ટ્રિક્ટ શાખા

ભરૂચ સેનિટરી એસોસિએશન અને રેડક્રોસ સોસાયટી ડિસ્ટ્રિક્ટ શાખા

તરફથી જિલ્લાના વૈદકીય મદદમાં કામ કરનારા શિક્ષકોને વૈદકીય તાલીમ આપવાનો વર્ગ તારીખ ૪-૧૧-૧૯૩૧ થી તા. ૮-૧૧-૧૯૩૧ સુધી રાખવામાં આવેલો તેની વિગત.

અત્રે જિલ્લાના ગામોમાં તાત્કાલિક વૈદકીય મદદ આપવાનાં સેન્ટરોનાં શિક્ષકોની ફેરબદલીઓ થવાથી જુદાં જુદાં ૨૮ ગામોના શિક્ષકોને ભરૂચ બોલાવી તેઓને લગભગ એક અઠવાડીઆ સુધીની તાલીમ આપવાનો વર્ગ ખોલવામાં આવ્યો હતો જેમાં સવારે સાડા આઠથી ૧૧॥ સુધી ભરૂચ સીવીલ હસ્પિતાલમાં પ્રેક્ટીકલ ડેમોન્સ્ટ્રેશન, જેવું કે જખમો ધોવા, પાટા બાંધવા તથા તે માટે લેવાની કાળજી વિષેની તાલીમ સીવીલ હસ્પિતાલના મે. સીવીલ સરજન સાહેબની દેખરેખ નીચે તેમના કેળવાએલા સ્ટાફ તરફથી આપવામાં આવી હતી. બપોરે ૨॥ થી ૫॥ સુધી શહેરના જાણીતા ડૉક્ટરો ડૉ. નગીનલાલ પી. શાહ, ડૉક્ટર એન. સી. ખંભોલજા, ડૉ. વખારીઆ તથા ડૉ. ખરશેદજી કામાકાકા વગેરેએ દવા વાપરવા વિષે તથા તેનો ઉપયોગ તેમજ તે માટેની સઘળી માહીતીઓ વિષેની સમજુત આપી હતી.

અકસ્માતમાં તાત્કાલિક મદદ દરદીની સારવાર તથા સિનીઅર રેડક્રોસ તથ રેડક્રોસ સોસાયટીના ઉદ્દેશો વગેરેનાં ભાષણો એસોસિએશનના ડેમોન્સ્ટ્રેટર મી. ચીમનલાલ ટી. શાહે આપ્યાં હતાં. સદરહુ ટ્રેનિંગ ઉપરાંત ગામડામાં નવાં જન્મેલાં બાળકોની આંખ ધોઈ દવા નાખવા વિષેના સ્પેશીઅલ ડેમોન્સ્ટ્રેશન તથા લેકચરર–ડૉ. ખરશેદજી કામાકાકાએ આપ્યાં હતાં, અને તેવા જ્ઞાનથી અંધાપાને મદદ તથા તે અટકાવવા માટેની માહીતીની સમજુત આપી હતી.

ઉપર મુજબની વિગતથી સદરહુ ટ્રેનિંગ કલાસ ઘણો અસરકારક અને ફતેહમંદ નીવડયો છે.

ઉપલા વર્ગ કાઢવા માટે ભરૂચ સીવીલ હોસ્પીટલના સીવીલ સરજન સાહેબ ડૉ. પી. પી. "બલસરા." એલ. એમ. એન્ડ. એસ. ભરૂચ ડિસ્ટ્રિક્ટ સ્કૂલબોર્ડના મે. ચેરમેન સાહેબ તથા ઉપર જણાવેલા ભાષણ આપનારા ગૃહસ્થોનો ભરૂચ સેનિટરી એસોસિએશન અને ભરૂચ રેડક્રોસ સોસાયટી તરફથી આભાર માનવામાં આવે છે.

જે. ડી. વકીલ
સેનિટરી મ્યુઝીઅમ હોલ,
ભરૂચ તા. ૧૧-૧૧-૩૧

## સને ૧૯૩૨ સંવત ૧૯૮૮–૮૯ નું પંચાંગ

| જાન્યુઆરિ | | ફેબ્રુઆરિ | | | માર્ચ | | | એપ્રિલ | | | મે | | | જુન | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માગશર–પોષ | | પોષ–મહા | | | મહા–ફાગણ | | | ફાગણ–ચૈત્ર | | | ચૈત્ર–વૈશાખ | | | વૈશાખ–જેઠ | |
| તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ |
| ૮ | ૧ | સોમ | ૧૦ | ૧ | ભોમ | ૯ | ૧ | શુક્ર | ૧૧ | ૧ | રવિ | ૧૧ | ૧ | બુધ | ૧૨ |
| ૯ | ૨ | ભોમ | ૧૧ | ૨ | બુધ | ૧૦ | ૨ | શનિ | ૧૨ | ૨ | સોમ | ૧૨ | ૨ | ગુરુ | ૧૩ |
| ૧૦ | ૩ | બુધ | ૧૨ | ૩ | ગુરુ | ૧૧ | ૩ | રવિ | ૧૩ | ૩ | ભોમ | ૧૩ | ૩ | શુક્ર | ૧૪ |
| ૧૧ | ૪ | ગુરુ | ૧૩ | ૪ | શુક્ર | ૧૨ | ૪ | સોમ | ૧૪ | ૪ | બુધ | ૧૪ | ૪ | શનિ | ૦)) |
| ૧૨/૧૩ | ૫ | શુક્ર | ૧૪ | ૫ | શનિ | ૧૩ | ૫ | ભોમ | ૦)) | ૫ | ગુરુ | ૦)) | ૫ | રવિ | સુ૧ |
| ૧૪ | ૬ | શનિ | ૦)) | ૬ | રવિ | ૧૪ | ૬ | બુધ | સુ૧ | ૬ | શુક્ર | સુ૧ | ૬ | સોમ | ૨ |
| ૦)) | ૭ | રવિ | સુ૧ | ૭ | સોમ | ૦)) | ૭ | ગુરુ | ૨ | ૭ | શનિ | ૨ | ૭ | ભોમ | ૩ |
| સુ૧ | ૮ | સોમ | ૨ | ૮ | ભોમ | સુ૧ | ૮ | શુક્ર | ૩ | ૮ | રવિ | ૩ | ૮ | બુધ | ૪ |
| ૨ | ૯ | ભોમ | ૩ | ૯ | બુધ | ૨ | ૯ | શનિ | ૩ | ૯ | સોમ | ૪ | ૯ | ગુરુ | ૫ |
| ૩ | ૧૦ | બુધ | ૪ | ૧૦ | ગુરુ | ૩ | ૧૦ | રવિ | ૪ | ૧૦ | ભોમ | ૫ | ૧૦ | શુક્ર | ૬ |
| ૪ | ૧૧ | ગુરુ | ૫ | ૧૧ | શુક્ર | ૪ | ૧૧ | સોમ | ૫ | ૧૧ | બુધ | ૬ | ૧૧ | શનિ | ૭ |
| ૫ | ૧૨ | શુક્ર | ૬ | ૧૨ | શનિ | ૫ | ૧૨ | ભોમ | ૬ | ૧૨ | ગુરુ | ૭ | ૧૨ | રવિ | ૮ |
| ૫ | ૧૩ | શનિ | ૭ | ૧૩ | રવિ | ૬ | ૧૩ | બુધ | ૭ | ૧૩ | શુક્ર | ૮ | ૧૩ | સોમ | ૯/૧૦ |
| ૬ | ૧૪ | રવિ | ૭ | ૧૪ | સોમ | ૭ | ૧૪ | ગુરુ | ૮ | ૧૪ | શની | ૯ | ૧૪ | ભોમ | ૧૧ |
| ૭ | ૧૫ | સોમ | ૮ | ૧૫ | ભોમ | ૮ | ૧૫ | શુક્ર | ૯ | ૧૫ | રવિ | ૧૦ | ૧૫ | બુધ | ૧૨ |
| ૮ | ૧૬ | ભોમ | ૯ | ૧૬ | બુધ | ૯ | ૧૬ | શનિ | ૧૦ | ૧૬ | સોમ | ૧ | ૧૬ | ગુરુ | ૧૩ |
| ૯ | ૧૭ | બુધ | ૧૦ | ૧૭ | ગુરુ | ૧૦ | ૧૭ | રવિ | ૧૧ | ૧૭ | ભોમ | ૧૨ | ૧૭ | શુક્ર | ૧૪ |
| ૧૦ | ૧૮ | ગુરુ | ૧૧ | ૧૮ | શુક્ર | ૧૧ | ૧૮ | સોમ | ૧૨ | ૧૮ | બુધ | ૧૩ | ૧૮ | શનિ | ૧૫ |
| ૧૧ | ૧૯ | શુક્ર | ૧૨ | ૧૯ | શનિ | ૧૨ | ૧૯ | ભોમ | ૧૩ | ૧૯ | ગુરુ | ૧૪ | ૧૯ | રવિ | વ૧ |
| ૧૨ | ૨૦ | શનિ | ૧૩ | ૨૦ | રવિ | ૧૩ | ૨૦ | બુધ | ૧૪/૧૫ | ૨૦ | શુક્ર | ૧૫ | ૨૦ | સોમ | ૨ |
| ૧૩ | ૨૧ | રવિ | ૧૪ | ૨૧ | સોમ | ૧૪ | ૨૧ | ગુરુ | વ૧ | ૨૧ | શનિ | વ૧ | ૨૧ | ભોમ | ૩ |
| ૧૪ | ૨૨ | સોમ | ૧૫/વ૧ | ૨૨ | ભોમ | ૧૫ | ૨૨ | શુક્ર | ૨ | ૨૨ | રવિ | ૨/૩ | ૨૨ | બુધ | ૪ |
| ૧૫ | ૨૩ | ભોમ | ૨ | ૨૩ | બુધ | વ૧ | ૨૩ | શનિ | ૩ | ૨૩ | સોમ | ૪ | ૨૩ | ગુરુ | ૫ |
| વ૧ | ૨૪ | બુધ | ૩ | ૨૪ | ગુરુ | ૨ | ૨૪ | રવિ | ૪ | ૨૪ | ભોમ | ૫ | ૨૪ | શુક્ર | ૬ |
| ૨ | ૨૫ | ગુરુ | ૪ | ૨૫ | શુક્ર | ૩ | ૨૫ | સોમ | ૫ | ૨૫ | બુધ | ૬ | ૨૫ | શનિ | ૭ |
| ૩ | ૨૬ | શુક્ર | ૫ | ૨૬ | શનિ | ૪ | ૨૬ | ભોમ | ૬ | ૨૬ | ગુરુ | ૭ | ૨૬ | રવિ | ૮ |
| ૪ | ૨૭ | શનિ | ૬ | ૨૭ | રવિ | ૫/૬ | ૨૭ | બુધ | ૭ | ૨૭ | શુક્ર | ૮ | ૨૭ | સોમ | ૯ |
| ૫ | ૨૮ | રવિ | ૭ | ૨૮ | સોમ | ૭ | ૨૮ | ગુરુ | ૮ | ૨૮ | શનિ | ૯ | ૨૮ | ભોમ | ૧૦ |
| ૬/૭ | ૨૯ | સોમ | ૮ | ૨૯ | ભોમ | ૮ | ૨૯ | શુક્ર | ૯ | ૨૯ | રવિ | ૧૦ | ૨૯ | બુધ | ૧૧ |
| ૮ | ૩૦ | ... | ... | ... | બુધ | ૯ | ૩૦ | શનિ | ૧૦ | ૩૦ | સોમ | ૧૧ | ૩૦ | ગુરુ | ૧૨ |
| ૯ | ૩૧ | ... | ... | ... | ગુરુ | ૧૦ | ૩૧ | ... | ... | ... | ભોમ | ૧૧ | ૩૧ | | ... |

નરહરીશંકર દલપતરામ શાસ્ત્રી. પ્રથમ આ. મા. સે. બો. સ્કૂલ,

## ચર્ચાપત્ર અને તેનો ઉત્તર

રા. રતિલાલ કેશવલાલ ભટ્ટ વિઠલાપુર લો. બો. સ્કૂલથી લખે છે. નીચેનો દાખલો અક્ષરગણિતની રીતે ન કરતાં બીજી રીતે ગણવો:—

લંબચોરસનું ક્ષેત્રફળ ૨૮૯૧૭ ચો. ફુ. છે. તેની લંબાઈ તથા પહોળાઈનો સરવાળો ૩૪૨ ફુટ છે. તો લંબાઈ અને પહોળાઈ કેટલી ?




૩૪૨' લાંબી લીટી ઉપર એક ચોરસ દોરો. તેની અંદર આવેલો લંબચોરસ ચાર વાર આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ગોઠવો. એટલે અંદર નાનો ચોરસ થશે.

નાનો ચોરસ = ૧ ચો. ફુ. × ૩૪૨ × ૩૪૨ − ૪ × ૨૮૯૧૭ ચો. ફુ.
= ૧૧૬૯૬૪ ચો. ફુ. − ૧૧૫૬૬૮ ચો. ફુ.
= ૧૨૯૬ ચો. ફુ.

∴ તેની બાજુ = ૩૬ ફુટ.

∴ ૩૬ ફુટ + પહોળાઈ = + પહોળાઈ ૩૪૨ ફુટ.

∴ પહોળાઈ + પહોળાઈ = ૩૦૬ ફુટ.

∴ પહોળાઈ = ૧૫૩ ફુટ.

∴ લંબાઈ = ૩૪૨ ફુટ − ૧૫૩ ફુટ = ૧૮૯ ફુટ.

જવાબ ૧૮૯ ફુટ લંબાઈ, ૧૫૩ ફુટ પહોળાઈ.

પ્રે. રા. ટ્રે. કોલેજ, અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

## ધોરણ—બાળવર્ગ

શિક્ષકઃ—પ્રભુલાલ અમૃતલાલ ઠાકર
તા. ૨૧-૧૧-૩૧
સમય ૩૦ મિનિટ

વિષય—મુખનિબંધ
સા. હેતુ—ભાષાનો વિકાસ કરવો અને શુદ્ધ બોલતાં શીખવવું.
વિ. હેતુ—હાથી, ઊંટ, ઘોડો, ગધેડું, ગાય, ભેંસ, બકરું, ઘેટું, અને કુતરો એ પ્રાણીઓનાં બચ્ચાંનાં ખાસ નામ.
સાધન—વિ. હેતુમાં જણાવેલાં પ્રાણીઓનાં બચ્ચાંનાં ચિત્રો

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણશૈલી | બોર્ડ ઉપરની નોંધ |
|---|---|---|
| ૧ આરંભ—વ્યવસ્થા, વિષય પરત્વે પ્રેમ ઉત્પન્ન કરવો | વર્ગને ચપળ બનાવી વ્યવસ્થિત બેસાડવો.<br>તમને વાત સાંભળવી ગમે છે ને ? ચાલો ત્યારે એક વાત કહું. | |
| ૨ મુખ્ય વિષય—વાર્તા કહેવી | એક નદી હતી. એ નદીએ પાણી પીવાને ઘણાં જાનવરો આવતાં. એક વખત પાણી પીવાને હાથી આવ્યો, ઊંટ આવ્યું, ઘોડો અને ગધેડો આવ્યા. ગાય અને ભેંસ આવી, બકરું અને ઘેટું આવ્યાં, સાથે સાથે કુતરો પણ આવ્યો. બધાં જાનવરો પોતાના બચ્ચાને લઈને આવ્યાં હતાં. બધાંએ પાણી પીધું. મોટાં જાનવરો ચારો શોધવા ગયાં, અને બચ્ચાં લીમડાના ઝાડ તળે બેઠાં.<br>નદીએ પાણી પીવા કોણ કોણ આવ્યું હતું ? બચ્ચાં ક્યાં બેઠાં ? સૌમાં મોટું બચ્ચું કોનું હતું ? | |

**વાર્તા ચાલુ**

હાથીના બચ્ચાને બધાંએ મળી રાજા બનાવ્યો. બધાં બચ્ચાં ડાહ્યાં થઇને બેઠાં. હાથીનું બચ્ચું બોલ્યું-મને લોકો મદનીઉં કહે છે. તેમને દરેકને શું કહે છે તે તમે એક પછી એક બોલી જાઓ. બોલો, ગાયનું બચ્ચું શું બોલ્યું? એમ અનુક્રમે બધાં પ્રાણીઓના બચ્ચાનાં નામ કઢાવવાં-કહેવાં અને અવારનવાર પ્રશ્ન પૂછી પાકાં કરાવવાં.

**નાટ્યપ્રયોગ**

**કલાસની વ્યવસ્થા જોવી.** શું બનવું છે જોસફ? ચિત્ર ખુલ્લાં મૂકવાં. દરેકને એકેક પ્રાણીના બચ્ચાનું નામ આપી તે તે બચ્ચાનું ચિત્ર પહેરવા કહેવું. હાથીના બચ્ચા બનનાર પાસે બોલાવવું કે '**હું હાથીનું બચ્ચું છું મને લોકો મદનીઉં કહે છે.** એ મુજબ દરેક વિદ્યાર્થી પાસે બોલાવવું. **પૂર્ણ ભાષામાં (વાક્યમાં) બોલેલું પસંદ કરવાનો આગ્રહ રાખવો.**

**૭ પુનરાવર્તન-સાફલ્ય**

ચિત્ર ઉલટ સુલટ અપાવવાં. દરેક વિદ્યાર્થી પોતાની પાસે આવેલા ચિત્રનું નામ દઈ જાય. બાદ વર્ગને વ્યવસ્થિત રીતે તેના ઓરડામાં લઈ જવો.

**ટીપઃ**—ગાયના બચ્ચાને **વાછરડું**, ઘોડાના બચ્ચાને **વછેરું**, બકરાના બચ્ચાને લવારું, ભેંસના બચ્ચાને "પાડું," ગધેડાના બચ્ચાને "ખોલકું", ઘેટાના બચ્ચાને **ગાડરૂ**, અને કુતરાના બચ્ચાને **કુરકુરીઉં-ગલુડીઉં કે લોટીલું** કહે છે.

## ઇનામપત્રક

### અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અચેર | ડા. મથુરજી ધુરાજીએ | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામલોક તરફથી | ૮—૪—૦ | પરીક્ષા વખતે ઇનામ તથા મિઠાઈ વહેંચી |
| કેરાળા | મિ. કેશવલાલ પ્રભુદાસ પટેલે | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીને જમાડયા. |
| સીજેજ | નારણ ગણેશ | ૧૦—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા |
| ખાંભડા | પટેલ કેશવ કલ્યાણે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | સ્કૂલ કમિટીના મેમ્બરોએ તથા ગામલોકોએ | ૨—૪—૦ | સાકર વહેંચી. |
| | અડવાળના દેશાઈ પરસોતમ લક્ષ્મણભાઈ એ | ૩—૪—૦ | ,, |
| | સાળંગપુર ટપાના વહીવટદાર હમીરસંગભાઈ એ | ૧—૮—૦ | પેંડા વહેંચ્યા. |
| | મુખી નાગજી ઝીણાભાઈ એ | ૧—૮—૦ | ,, |
| | સોની જાદવજી ફુલચંદે | ૧—૦—૦ | ,, |
| | પટેલ રૂપા માધાએ | ૧—૦—૦ | ,, |
| | લીંબડીના રાજકવિ શંકર દાનભાઈએ | ૨—૦—૦ | ,, |
| વાલા | મિ. સોમચંદ નાનાલાલે | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| ણુસા | સોની મોહનલાલ લાલજીભાઇએ | ૩—૦—૦ | કન્યાશાળાની બાળાઓને પુસ્તકો વહેં તથા સાધનો લાવી આપ્યાં. |
| | તાલુકદારો અને ગામના સદ્ ગૃહસ્થોએ મળી | ૩—૦—૦ | સાકર અર્ધોમણ વહેં |
| વોલેરા | શેઠ શ્રી કફરૂદીન ભીમાંજીભાઈ તથા શેઠ શ્રી રજબઅલી કમરૂદ્દીન સાહેબો તરફથી | ૧૧—૦—૦ | લુગડાંના કકડા તથ પેંડા વહેંચ્યા. |
| ચંડીસર | તાલુકદાર પથાભાઈ અલુભાઇ એ | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓ જમાડયા. |

### ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| બોરીઆ | મિ. મોતીભાઈ બાવાજીએ | ૬૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | મિ. પૂનભાઈ સવાદાસે | ૬૦—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| કડોલ | ગો. ખુમાનસંગ લક્ષ્મણસંગે | ૨૦—૦—૦ | વડીઆળ નં. ૧ ભેટ |
| | ચાવડા છત્રસંગ હરીસંગે | ૧૦—૦—૦ | આપ્યું. |
| | ઠાકોરશ્રી ગણપતસંગ રાયસંગજીએ | ૫—૦—૦ | |
| | ગામલોક તરફથી | ૯—૬—૦ | |
| લાલી | સુથાર નારણભાઈ જમનાદાસે | ૩૧—૦—૦ | સ્કૂલ જમાડી. |
| દેદરડા | ગામલોકો તરફથી | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | દાદાભાઈ દેસાઇભાઈ પટેલે | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | સુથાર છગનભાઈ વિઠ્ઠલભાઇએ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| પીઠાઈ | ડાભી રૂપાજી ગગાજીએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| જાલીઆ | ઠક્કર જીવરામ ચુનીલાલે | ૭—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| નામણ | દહેમીના પા. ચુનીલાલ મુળજીભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| દહેમી | પા. કાલાભાઇ ખુશાલભાઈએ | ૨૮—૩—૦ | ,, |
| | પા. ચુનીલાલ મુળજીભાઇએ | ૩૪—૮—૦ | ,, |
| | પા. મુળજીભાઇ પ્રભુદાસે | ૧૬—૪—૦ | બારમાસ સુધી દરેક શુક્રવારે ચણા વહેંચ્યા. |
| સુરકુવા | રામદાસ દયાળજીભાઇએ | ૧૦—૯—૦ | મિઠાઇ વહેંચી. |
| | ડાહ્યાભાઇ ભુલજીભાઇએ | ૬—૧૦—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| દહેમી | પા. મહીજીભાઇ બાબરભાઇએ | ૨૯—૧૨—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વાંઠવાળી | શેઠજી કલુમલ ભીખારીમલે | ૧૪૧—૧૩—૬ | તાલુકાની ૨૪ નિશાળો તથા વાંઠવાળી સ્કુલ, કન્યાશાળા તથા અંત્યજવર્ગના સઘળા વિદ્યાર્થીઓને જમાડયા. |
| કોશીઅલ | પા. બહેચરભાઈ રામદાસે | ૧—૦—૦ | પેંડા તથા ચેવડો વેંચ્યો. |
| નવાગામ | ગંગાસ્વરૂપ બાઇ સાકરબા પા. છોટાભાઇ ચતુરભાઇની વિધવાએ | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |

## પંચમહાલ જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| ગરબાડા | મિ. પોલીસ સબઇન્સ્પેકટર સાહેબે | ૫—૦—૦ | કન્યા કલાસની બાળાઓને પિત્તળના ટાટ તથા મિઠાઇ વહેંચી. |
| | મિ. એકસાઇઝ ,, | ૩—૦—૦ | |
| | પોલીસ જમાદારે | ૨—૦—૦ | |
| | પા. પુંજાભાઇ જીજીભાઇએ | ૫—૦—૦ | |
| | મિ. પુરુષોત્તમ બાપુજી દેશાઇએ | ૨—૦—૦ | |
| | ગામના સદ્‌ગૃહસ્થો તરફથી | ૫—૦—૦ | પિત્તળનાં પવાલાં તથા મિઠાઇ વહેંચી. |

## ભરૂચ જિલ્લો

| | | |
|---|---|---|
| બાઇ સુરજ પા. લલ્લુભાઈ માધવની દિકરીએ તથા શીવાભાઇ જાદવભાઇએ | ૫૦—૦—૦ | જુદાજુદા વખત મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| સ્કૂલ કમિટીના મેમ્બર ભગુભાઇ નારણજી પટેલે | ૧૦—૪—૦ | સ્કૂલના વિદ્યાર્થીને જમાડયા. |
| સ્કૂલ કમિટીના મેમ્બર પટેલ રણછોડ લક્ષ્મીરામના પુત્રી બાઈ તારાએ | ૨૫—૦—૦ | સ્કૂલને ઘડિઆળ ભેટ આપ્યું. |

## સુરત જિલ્લો

| | | |
|---|---|---|
| બાઇ અંબા મર્હુમ કંથડજી દાજીભાઇની વિધવાએ, અનાવીલ સમાજ તરફથી ઉપલે નંબરે પાસ થનાર અનાવીલ બાળાઓને | ૨૫—૦—૦ | રોકડ ઇનામ તરીકે વહેંચવામાં આવ્યા છે |
| વકીલ ડાહ્યાભાઇ ભગવાનદાસ મોદીએ | ૧૦—૦—૦ | કન્યાશાળામાં પિત્તળની વાડકીઓ વહેંચી. |
| મિ. નાથાભાઇ હરિભાઇએ | ૦—૮—૦ | ફૂલઝાડના રોપા રોપવા સારૂ કુંડા નં. ૬ લાવી આપ્યાં. |
| મિ. રામજી મચ્છારામે | ૩—૪—૦ | સાકર વહેંચી. |
| મિ. રામચંદ્ર ગીરજાશંકર વ્યાસે | ૬—૦—૦ | સને ૧૯૩૧ ના એપ્રિલ થી ઓકટોબર ૧૯૩૧ સુધીના દર શુક્રવારે સ્કૂલમાં ચણા વહેંચ્યા |
| મિ. રતનજી જીવણજી ભગવાગરે | ૨—૦—૦ | [illegible] મીઠાઈ તથા પતાસાં વહેંચ્યાં |
| મિ. ચુનીલાલ રૂપરામ મહેતાએ | ૧—૦—૦ | |
| બહાદુરસિંહ દાનસિંહ ઠાકોરે | ૧—૦—૦ | |
| મિ. રામચંદ્ર ગીરજાશંકર વ્યાસે | ૧—૦—૦ | |
| મિ. મગનલાલ ગીરજાશંકર વ્યાસે | ૧—૦—૦ | |
| નારશંકર અંબારામ વ્યાસે | ૧—૦—૦ | |
| મિ. મોબેદ બહેરામજી એદલજીએ | ૧—૦—૦ | |
| મિ. દારબશાહ માણેકજી ભગવાગરે | ૧—૦—૦ | |
| મિ. અબ્દુ રહેમાન અહમદે | ૧—૦—૦ | |

# ઈનામ લ્હાણી માટે અજોડ

## કેળવણીખાતાએ મંજુર કરેલાં

સરતાં, સચિત્ર, સરળ, રૂપાળાં, વખણાએલાં બાળપુસ્તકો એકએકથી ચઢિયાતી વાર્તા, ચરિત્ર, ઇતિહાસ, વિજ્ઞાનની કૃતિઓ મંજુરી નંબરોની સંપૂર્ણ યાદી તુરતજ મંગાવી લ્યો.

| | | | |
|---|---|---|---|
| ટોલ્સ્ટોયની ૩ વાતો | ૦।– | કીર્તિસ્તંભ | ૦। |
| બકુલ | ૦।≡ | સારંગીવાળો | ૦)= |
| બિરબલનો બન્ધુ | ૦॥ | નીલમ | ૦।= |
| બાળવિહાર | ૦।॥ | જયબજરંગ | ૦।= |
| ભીષ્મ યુધિષ્ઠિર | ૦। | કોલસાકાકા | ૦।– |
| જાદુઈ હાર | ૦। | મૂરખરાજ | ૦॥ |
| વાઘોનું વન | ૦। | ધૂપસળી | ૦। |
| બંસીપુરી | ૦। | એક હતો કૂતરો | ૦। |
| સોનાકુમારી | ૦। | બાળ ડાયરી | ૦)≡* |
| કસુંબર | ૦)≡ | મિયાઉં | ૦)–* |
| તોફાની ટીપુડો | ૦।= | ચોપગાંની ચતુરાઈ | ૦।* |
| મોતીના દાણા | ૦।– | બંગાળી બિરબલ | ૦।=* |
| મેઘધનુષ | ૦। | ખરેખરી વાતો | ૦)≡* |
| કેરીના ભજીયાં | ૦)≡ | મોસાળની મોજ | ૦)≡॥* |
| નવનીત | ૦)≡ | રશીદની પેટી | ૦।* |
| બાળવિહાર (૨) | ૦।= | પુસ્તકાલય | ૦)=* |
| ગધેડાનું રાજ | ૦)– | બ્રહ્માંડનો ભેદ | ૩॥* |
| જાદુઈ જમરૂખ | ૦)– | દેવી ચૌધરાણી | ૧॥* |
| હાથી ધમધમ ચાલે | ૦)– | ખાંયણાં (કન્યાઓ માટે) | ૦।– |
| *સવાકાની આપવીતી | ૦)– | બલિદાન | ૦।– |
| *ભૂલભૂલામણી | ૦)– | અખો | ૦। |
| સિપાઇદાદા | ૦)=॥ | યમલ | ૦। |
| મધપૂડો | ૦।॥ | પાંડવ ગુપ્તનિવાસ | ૦।॥ |
| ખોટી ખોટી વાતો | ૦। | મકનો મસ્તાનો | ૦)–॥ |
| રિક્કિ ટિક્કિ | ૦। | રમકડાંની દુકાન | ૦)– |
| | | સબરસ | ૦)≡ |

બુકસેલરોને અને લ્હાણી માટે યોગ્ય વળતર

**ગાંડીવ સાહિત્યમંદિર,–સુરત.**

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડે કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદ્દત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

[ પુસ્તક ૭૧ ] [ અંક ૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ફેબ્રુઆરિ સને ૧૯૩૨

"નવા જમાનામાં નવા સુધારા અને અગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા આપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ–અમદાવાદ.

# અનુક્રમણિકા

गुजरात शाळापत्र

પુસ્તક ૭૧] ફેબ્રુઆરિ સને ૧૯૩૨ [અંક ૨

## કેળવણીની કસોટી

મનુષ્યમાત્રની પ્રવૃત્તિ સહેતુક છે. અમુક કાર્ય શા માટે કરવામાં આવે છે; તેનું શું ફળ આવ્યું છે; શાથી ધારેલું પરિણામ આવતું નથી;– આવી જાતના સવાલ આપણે સ્વાભાવિક રીતે પૂછીએ છીએ. કોઈપણ ક્રિયાનું ઓછું કે વત્તું, સારૂં કે નરસું ફળ તો હોવું જોઈએ. આપણે જે કંઈ શક્તિનો વ્યય કરી અમુક પદાર્થ ઉપરે અસર ઉપજાવીએ છીએ તે તેના સંસ્કાર છે. સંસ્કારને લીધે મનોવૃત્તિ બદલાય છે અને જ્યારે તે દૃઢ અને સચોટ હોય છે ત્યારે બાળકનું માનસ બદલાય છે. આને આપણે ટેવ કહીએ છીએ. જ્યારે અમુક પ્રકારનું કામ કરવાની ટેવ પડે છે ત્યારે તે કામ સરળ રીતે થોડાં વખતમાં થાય છે. શિક્ષણનો ખરો હેતુ સારી ટેવ પાડવાનો—તેને યોગ્ય તાલીમ આપવાનો હોય છે. જ્યારે વિદ્યાર્થી સારી તાલીમ મેળવે છે ત્યારેજ તેને આપણે સુશિક્ષિત કહીએ છીએ. જે શિક્ષક તેના હાથ નીચેના વિદ્યાર્થીનું માનસ અમુક પ્રકારનું ઘડતો નથી તે વાસ્તવિક રીતે જોતાં તેને કેળવતો નથી, પણ અમુક જાતનું જ્ઞાન આપે છે. વ્યવસ્થિત જ્ઞાન અને સારી ટેવ એ બે બાબત ઉપર શિક્ષકે ખાસ ધ્યાન આપવાનું છે પણ તેમાંએ તેને જે પ્રકારની ટેવ પડે છે તે બાબત બહુ અગત્યની છે. જે કંઈ આપણે શીખ્યા હોઈએ છીએ-જાણતા હોઈએ છીએ તે આપણે થોડાક વખત પછી ભૂલી જઈએ છીએ …

શાળામાં શીખેલી ઘણી બાબતો આપણે વિસરી જઈએ છીએ એ ખરું પણ તેના સંસ્કારને લીધે અમુક પ્રકારનું જે માનસ બંધાય છે તે લાંબા વખત સુધી કાયમ રહે છે. આવી જાતની અમુક પ્રકારની જે મનોવૃત્તિ બંધાય છે તેને આપણે તાલીમ કે કેળવણી કહીએ છીએ.

એક વિદ્વાને કહ્યું છે કે વિદ્યાર્થીને જ્ઞાન આપવા કરતાં તેની જ્ઞાન ઉપર રુચિ થાય તેવી તાલીમ તેણે વિદ્યાર્થીને આપવી જોઈએ. નીતિશિક્ષણ દરરોજ આપવા કરતાં તેનું ચારિત્ર કેવા પ્રકારનું ઘડાય છે તે ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ, અને તેમ લીધે વિદ્યાર્થીની નીતિના દૃષ્ટાંત તથા સત્ય તરફ તેના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરવો જોઈએ. સ્વચ્છતા, સભ્યતા, સુઘડતા વગેરે ટેવો પાડવાની સાથે તે વૃત્તિ એવી રીતે કેળવવી જોઈએ કે તેને તેવું કામ કરવાનું સહેજે મન થાય. જ્યાંસુધી આ પ્રમાણે વિદ્યાર્થીના જ્ઞાન, ચારિત્ર અને સૌંદર્ય તરફ પ્રેમની લાગણી થાય નહિ ત્યાંસુધી તેનું જ્ઞાન પંડિતના જેવું છે. તે અમુક બાબત જાણે છે એ ખરૂં પણ તેનો અમલ કરવાનું આત્મબળ તે પ્રાપ્ત કરી શકતો નથી.

આપણે બધા હરહંમેશ બાળકને શિક્ષણ આપવાનું કામ કરીએ છીએ; પણ આપણે શાંતિથી જોવું કે આપણે જે મહેનત કરીએ છીએ તેનું શું ફળ આવે છે. જો આપણી ધારણા મુજબ પરિણામ આવતું નથી તો આપણને કુદરતી રીતે ગ્લાનિ થાય છે, કારણ કે ક્રિયાનું ફળ તો આવવું જ જોઈએ એવો નિશ્ચય આપણા મનમાં હોય છે. આવી ધારણા મુજબ આપણે આપણા કામનું સરવૈયું કાઢી તપાસ કરવી કે આપણી મહેનતનું શું ફળ આવ્યું છે. પરીક્ષક છોકરાંની પરીક્ષા લે છે તે આવી જાતની એક પ્રકારની કસોટી છે પણ તેના કરતાં વધારે સ્થાયી પરિણામની તપાસ આપણે કરવી જોઈએ. બીજી વસ્તુની માફક કેળવણીમાં પણ ઘણી બાબતો નકામી નીવડે છે, અને પ્રચ્છિત કાર્ય ફલિત થતું નથી એ આપણે સર્વ જાણીએ છીએ. શિક્ષકની મહેનત તેની ધારણા મુજબ બર આવતી નથી અને વિદ્યાર્થીઓને જે જ્ઞાન મળવું જોઇએ તે તેમને પ્રાપ્ત થતું નથી. આનું શું કારણ હશે? તેનાં કારણ તો ઘણાં છે પણ મુખ્ય બાબત એ છે કે શિક્ષકની કેળવણીનું ફળ પરીક્ષાના પરિણામ ઉપરાંત તેના શરીર, મન અને હૃદય ઉપર જે અસર થય છે તે તરત જાણવાને માટે હાલમાં આપણી પાસે સાધન નથી. સુથાર તેનું કામ ઝટ માપી શકે છે; ખેડુતને તેની મહેનતનું ફળ થોડી વખતે મળે છે; દાક્તર

થોડી મુદતમાં તેના દરદીનો રોગ મટાડી શકે છે; પણ શિક્ષકના કામની અસર કેવી રીતે માપી શકાય? જેમ એક મોટી નદી ઉપર પૂલ બાંધતાં લાંબો સમય લાગે છે તેમ શિક્ષકની તાલીમની અસર ઘણા સમય પછી જોવામાં આવે છે. બીજા બધા કામ કરનારની અસર સ્થૂલ વસ્તુ ઉપર થાય છે એટલે તે જાણવાને મુસ્કેલી પડતી નથી, પણ શિક્ષકની કેળવણીની અસર બાળકનાં વ્યક્તિત્વ ઉપર શી થાય છે તે ઝટ જાણવું મુસ્કેલ છે. વળી જ્યાંસુધી અમુક વિદ્યાર્થી તેના શિક્ષક પાસે લાંબા વખત સુધી બરાબર તાલીમ લે નહિ ત્યાંસુધી તેની અસરની તુલના કરવી એ અયોગ્ય છે. અલબત્ત સારી શાળાના વાતાવરણથી તેમજ બાહોશ શિક્ષણના સમાગમથી વિદ્યાર્થીના માનસમાં મોટો ફેરફાર થાય છે, પણ તેવા ચારિત્ર્યના સંસ્કાર પડવાને માટે તો ઘણા વખતની એકજ પ્રકારની તાલીમની જરૂર છે. પ્રાચીનકાળમાં શિષ્ય ગુરુની પાસે તેના સમાગમમાં ઝાઝો વખત ગાળતો હતો એટલે તેના વ્યક્તિપ્રભાવની અસર તેના ઉપર અદૃશ્ય રીતે દરરોજ થતી અને તેને લીધે તેને અમુક પ્રકારના વિચાર કરવાની તથા કામ કરવાની ટેવ પડતી. તેવા સંસ્કારને લીધે તેનું ચારિત્ર ઘડાતું અને સંસારમાં તે તેનું વ્યક્તિત્વ તે પ્રમાણે બતાવતો હતો.

આ ઉપરથી જે બાબત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે શિક્ષકના કામની કસોટી સાધારણ રીતે થઈ શકે એમ નથી. તેને માટે તો પરીક્ષકની દૃષ્ટિ વ્યાપક અને સંસ્કારી હોવી જોઈએ. અમુક બાબત બાળકને લખતાં કે વાંચતાં આવડે એ કેળવણીની ખરી કસોટી નથી, પણ તેનાએ કરતાં તેના સંસર્ગને લીધે તેના ઉપર કેવા સંસ્કાર પડે છે તે બાબત ધ્યાનમાં રાખવાની છે. વળી સારા સંસ્કારનું ફળ તાત્કાળિક નીવડે એવી આશા રાખવી એ કેળવણીની ખરી દૃષ્ટિ નથી. શિક્ષકનો ધંધો એવો અટપટો અને વિકટ છે કે એકદમ તેને સારો કે ખોટો કહેવો એ સાહસ છે. તેના કાર્યની અસર લાંબા વખત સુધી નિહાળવાની જરૂર છે, અને પછી તેની તુલના કરવી જોઈએ.

## બાળવર્ગમાં પદાર્થપાઠ

બાળકોની અવલોકનશક્તિનો વિકાસ થાય તેને માટે પદાર્થપાઠની યોજના છે. આપણે સર્વ કોઈ જુદી જુદી વસ્તુઓ જોઈએ છીએ પણ તેનું આપણે અવલોકન કરેલું હોતું નથી. જ્યારે આપણને અમુક વસ્તુની

જરૂર પડે છે ત્યારે તે બરાબર તપાસીએ છીએ. આવી રીતે હેતુપૂર્વક જોવું તેને અવલોકન કહે છે. બાળવર્ગમાંનાં બાળકોએ ઘરમાં કે બહાર કેટલીક વસ્તુઓ જોઈ હોય છે. દરેક બાળકે લાલ, લીલો, પીળો વગેરે રંગ જોયા હોય છે, તેમજ નાની મોટી વસ્તુઓ જોઈ હોય છે; તેણે ખારી, ખાટી, ગળી વગેરે વસ્તુઓ ખાધી હોય છે; લીસું, કરકરૂં, ટાઢું, ઊનું વગેરે સ્પર્શનો તેણે અનુભવ કરેલો હોય છે; કોઈ કોઇ વખત ભારે, હલકી વસ્તુ પણ તેણે અનુભવી હશે; અવાજના સંબંધમાં પણ તેમ કહી શકાય. જ્યારે વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોય તો તેમને તેને લગતા પદાર્થપાઠ આપવાની શી જરૂર છે? ખરી રીતે જોતાં તો એમ જણાય છે કે બાળકનું જે પદાર્થજ્ઞાન છે તે અચોકસ અને અપૂર્ણ હોય છે. બાળકે બિલાડી તો જોઈ હશે. જ્યારે તે સંબંધી વર્ગમા પાઠ આપવામાં આવે છે ત્યારે તેને ઘણી નવી બાબતો જાણવાની મળે છે. આવા પદાર્થપાઠ આપતી વખતે તેને વધારે જ્ઞાન આપવાનું છે તે દૃષ્ટિ રાખવાને બદલે તેણે જાતે તે વસ્તુના સંબંધમાં શું અવલોકર્યું છે તે બાબત ખાસ ધ્યાનમાં રાખવાની છે. આ મુદ્દો સ્પષ્ટ કરવા આપણે રંગનો પાઠ લઈશું.

બાળવર્ગમાં બાળકે લાલ રંગ જોયો હોય છે. જ્યારે શિક્ષક લાલ કાગળ બતાવી પૂછે છે કે તેનો રંગ કેવો છે? તે કહે છે કે 'લાલ'. મરચાનો રંગ કેવો છે? 'લાલ' ટોપીનો રંગ કેવો છે? લાલ. આવી રીતે લાલ રંગનું તો જ્ઞાન હોય છે તો ઉપર પ્રમાણે સવાલ પૂછવાથી શો લાભ થાય છે તે સમજી શકાતું નથી. ખરી રીતે તો લાલ રંગનું ભાન કરવાને તેનાથી ચઢતા ઉતરતા લાલ રંગની બીજી વસ્તુઓના રંગ ઓળખાવવા માટે પ્રયાસ કરવાની જરૂર છે. ઘેરો લાલ, આછો લાલ, રતુમડો, કીરમજી વગેરે લાલ રંગના જુદા જુદા ભેદ પારખવાના પ્રયત્ન કરવાની વધારે અગત્ય છે. આ પ્રમાણે બાળકને લાલ રંગના જુદા જુદા ઝીણા ભેદ ઓળખાવાની તાલીમ આપ્યા પછી તેની પાસે તેવા રંગના જુદા જુદા કાગળો તૈયાર કરેલા રંગના જુદા જુદા તફાવતવાળા તખ્તાને મળતા ગોઠવવાનું તેને કહેવું જોઇએ. જો બાળક તે પ્રમાણે રંગ ઓળખતાં શીખશે તો તેની જોવાની શક્તિ કેળવાશે અને તે રંગની ખૂબીને જાણી શકશે. આ પ્રમાણે પીળો, વાદળી વગેરે જુદા જુદા રંગના પાઠનું શિક્ષણ આપવું જોઇએ. બીજી ઇન્દ્રિયોની તાલીમમાં પણ તેવા જુદા જુદા ભેદ પારખી શકવાની બાળકની શક્તિ વધે એવો યત્ન કરવો જોઈએ.

# ભૂગોળની શિક્ષણપદ્ધતિ×

અત્યારની કેળવણીમાં ભૂગોળના વિષયને શિક્ષણમાં વધારે અગત્યનું સ્થાન પાશ્ચત્ય દેશોમાં આપવામાં આવે છે; કારણ કે કેળવણીના એક વિષય તરીકે તેની અગત્ય ઘણી છે એમ હવે સમજાવા લાગ્યું છે. ભૂગોળ-થી કલ્પનાશક્તિ કેળવાય છે, અને કાર્યકારણની દૃષ્ટિએ તેનાથી તર્ક-શક્તિ પણ કેળવાય છે. વળી ભૂગોળની યથાયોગ્ય સમજુતી માટે નિરીક્ષા કરવાની પણ જરૂર પડે છે, એટલે અવલોકન કરવાની ટેવ પણ કેળવાય છે. દેશદેશની અદ્‌ભુત વાતો સાંભળી સાહસ વૃત્તિને ઉત્તેજન મળે છે. વિદ્યાર્થીને જો આ વિષય ઉપર રસ ઉત્પન્ન ન થાય તો તેની માનસિક સ્થિતિમાં કંઈક દોષ છે એમ માનવાને કારણ મળી આવે છે. ભૂગોળની આટલી મહત્તા હોવાથી તે વિષયનો શાસ્ત્રીય પદ્ધતિથી પાકો અભ્યાસ થવો બહુ જરૂરી છે.

આપણા દેશમાં જુની પદ્ધતિ પ્રમાણે હજુ ઘણી શાળાઓમાં ભૂગોળ શીખવતી વખતે કેવળ નામાવલી અથવા તો શુષ્ક આંકડાઓ શીખવવામાં આવે છે. આથી વિષયનું ચેતન જે વડે વિદ્યાર્થીઓમાં ઉત્સાહ અને પ્રેરણા આવે છે તેની ખામી રહી જાય છે અને લૌકિક જીવન સાથે જે તેનો સંબંધ છે તે આવી પદ્ધતિથી નષ્ટ થઈ જાય છે. દેશની નદીઓ, શહેરો, બંદરો, અને પર્વતોની નામાવલીથી વિદ્યાર્થીઓને શો ફાયદો થવાનો છે? ખરી રીતે તો એકલી નામાવલીને બદલે કાર્યકારણનો સંબંધ જો સ્પષ્ટ કરવામાં આવે, એટલે કે દેશને અથવા શહેરને નદીની શી ઉપયોગિતા છે, શા માટે નદીનું પાણી ઉપયોગમાં લઈ શકાતું નથી, પર્વતોથી દેશને શા લાભાલાભ છે, તેમની રચના વગેરે, બંદરો શા માટે ઓછીવત્તી અગત્યનાં છે, તેમની સ્થિતિ ત્યાં કેમ છે, વગેરેની માહીતી શાસ્ત્રીય પદ્ધતિથી આપ-વામાંજ ભૂગોળશિક્ષણનું રહસ્ય રહેલું છે. કોઈપણ દેશની ખનીજ કે જમીનતળસમૃદ્ધિ અને તે દેશના લોક, એ બે વચ્ચે કેવો સંબંધ છે અને એકબીજાની પરસ્પર શી સ્થિતિ છે તે ભૂગોળનો વિષય છે. આરબ, ચીના, કીરઘીઝ, ઝુલુ, એસ્કીમો, મેઓરી, અને અંગ્રેજ, અમેરિકન, ફ્રેન્ચ, જર્મન, હિંદુ વગેરે લોકોનાં જીવનમાં–તેમના આદર્શોમાં કેમ ફેર છે વગેરે વિષયો ભૂગોળશિક્ષણના છે.

---

× મુંબઇ ઇલાકા, બીજી ભૂગોળ પરિષદ વખતે વડોદરાના એજ્યુકેશનલ કમિશનરે આપેલું ભાષણ–થોડા ફેરફાર સાથે.

ભૂગોળનો વિષય ખરી રીતે જોતાં એકપક્ષી વિષય નથી એ બરાબર સમજવાની જરૂર છે. વિજ્ઞાન, ખગોળ, ભૂસ્તરશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ગણિત, પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, વાણિજ્ય, વગેરે વિષયો એ ભૂગોળના સ્પર્શરેખારૂપ વિષયો છે, અને જ્યારે જ્યારે ભૂગોળ શીખવતી વખતે એ વિષયોનાં મૂળતત્ત્વોનું જ્ઞાન આવશ્યક થઇ પડે ત્યારે તે આપવાની ખાસ જરૂર છે. જો આવી રીતે વિષય શીખવવામાં ન આવે તો ભૂગોળ શિક્ષણનો કોઈ હેતુ સરતો નથી, અને સમય નિરર્થક જાય છે.

પાશ્ચાત્ય દેશોમાં જ્યારે ભૂગોળને આટલી અગત્ય આપવામાં આવી છે અને તેને લગતાં નવીન પુસ્તકો પણ સંખ્યાબંધ બહાર પડતાં થયાં છે, ત્યારે આપણા દેશમાં સ્વભાષામાં તેવાં પુસ્તકો તૈયાર થયાં નથી તેમ તેવી શાસ્ત્રીય દૃષ્ટિ પણ કેળવાઈ નથી; અને શિક્ષણ જુની ઘરેડની ગોખણ પદ્ધતિથી અપાય છે.

એવું કહેવાય છે કે આ દેશની પરિસ્થિતિ એવા પ્રકારની છે કે જેથી તે બીજા દેશોથી નિરાળો પડી ગયો છે, અને બીજી પ્રજાઓના સમાગમમાં આવી નહિ શકવાથી નવીન વિચારો તે દેશ જલદી ગ્રહણ કરી શકતો નથી. આપણે ત્યાં ભૂગોળશિક્ષણનું નવું સ્વરૂપ સમજવામાં હજુ આવ્યું નથી. દેશની આસપાસ ઉંચા પહાડો અને સમુદ્ર આવવાથી તે નિરાળો પડી ગયો છે અને તેથી તેની સંસ્કૃતિ પણ તેવીજ નિરાળી રહી ખાલી છે. આ જે હકીકત છે તે ઈતિહાસની દૃષ્ટિએ વાસ્તવિક લાગતી નથીઃ જુદા જુદા દેશોની સાથે આ દેશનો સમાગમ એક યા બીજી રીતે એટલો બધો વિવિધ છે કે હજુ સુધી તેવો સમાગમ બીજા કોઇ દેશે પ્રાપ્ત કર્યો હોય એનો દાખલો મળ્યો નથી એમ કહી શકાય. દા. તરીકે, ઇન્ડો–આર્યન લોકોએ હિંદુસ્તાનમાં પ્રવેશ કર્યો અને ત્યારપછી અનેક વિગ્રહોથી અથવા બીજી રીતે બીજા દેશોમાં સંસ્થાનો વસાવ્યાં અને ત્યાં જે સંસ્કૃતિઓ ઉદ્ભવી તે તેના સાહિત્યમાં જણાઈ આવે છે. પછી બૌદ્ધધર્મ ઉત્પન્ન થયો જે દુનીઆમાંના મહાન ધર્મોમાંનો એક ધર્મ છે. તેની અસર પૂર્વ અને પશ્ચિમના દેશોમાં થવા લાગી હતી.

સૈકાઓ સુધી આ દેશ દુનીઆના કેન્દ્રરૂપ હતો, અને પોતાની સંસ્કૃતિદ્વારા દુનીઆના બીજા દેશોના આચારવિચારમાં પરિવર્તન કરી રહ્યો હતો. તે દરમિઆન ઇરાની, ગ્રીક, સિથિઅન, વગેરે લોકોની સંસ્કૃતિની અસર પ્રાંતિક દેશો ઉપર પડવા લાગી હતી. પછીથી મુસ્લીમ અને યુરોપી

સંસ્કૃતિની અસર હિંદી સંસ્કૃતિ ઉપર થવા લાગી. આ પ્રમાણે દેશની પરિસ્થિતિ દેશને એક આડરૂપ નહોતી; કારણકે જુદી જુદી પ્રજાઓએ હિંદમાં આવી તેની સંસ્કૃતિનું અનેરૂં સ્વરૂપ ઘડયું છે.

વ્યાપારી દૃષ્ટિએ પણ આ દેશે એકાંત સ્થિતિ ભોગવી નથી. ૩૦૦૦ વરસ સુધી આ દેશ તે જમાનાની સંસ્કૃતિના કેન્દ્રરૂપ હતો, અને તે વખતે દેશના લોકનું સામુદ્રિક જીવન પણ પહેલા વર્ગનું હતું. પેગુ, કામ્બોડીઆ, જાવા, સુમાત્રા, બોર્નિઓ અને પૂર્વમાં છેક જાપાન સુધી દેશનાં સંસ્થાનો વસ્યાં હતાં. દક્ષિણ ચીન, મલાયા દ્વીપકલ્પ, અરબસ્તાન, ઈરાનનાં મુખ્ય શહેરો, અને પૂર્વ આફ્રિકાનો કિનારો, આ સ્થળોએ તેનાં વેપારી સંસ્થાનો પણ હતાં. રોમરાજ્યના દેશો જોડે પણ દેશનો વેપારી સંબંધ હતો, અને તે પૂર્વ અને પશ્ચિમના દેશોના વ્યાપારી પ્રવૃત્તિનું મુખ્ય સ્થાન હતું.

આ પ્રમાણે દેશની પરિસ્થિતિ તેને કોઇપણ પ્રકારે ગેરલાભ કર્તા થઈ પડી નથી. ઉત્તરના ઉચ્ચ પ્રદેશોના ઘાટો લોકની આવજાના અને વેપારના ધોરી રસ્તા થઇ પડ્યા હતા. દક્ષિણનો મહાસાગર મહાન દરિયાઇ માર્ગ થઈ પડ્યો હતો. શરૂઆતમાં તે એક મોટી આડરૂપ હતો પણ પછીથી પ્રજાનું નૌકા ખીલ્યું અને દરીઆ મારફતે દેશપરદેશનો વેપાર અથવા સંબંધ સાથે સાથે ખીલ્યો. પરિણામે દેશ દક્ષિણ મહાસાગરનું સર્વોપરિપણું ભોગવતો થયો. વેપારીઓની કુશલતા, સાહસ, નાવિકોની હિંમત, ઉપદેશકોનો ઉત્સાહ એ આ દેશનાં આંતર બળ હતાં. વળી દેશની મધ્યપરિસ્થિતિ પણ ઘણીજ અનુકૂળ થઈ પડી હતી. એક બાજુથી આફ્રિકા, બીજી બાજુએ વિશાળ દ્વીપો, ઉત્તરે મહાન ભૂમિપ્રદેશ. એ પ્રતિકૂળ પરિસ્થિતિ હોવાં છતાં તે અનુકૂળ થઇ પડી હતી.અને તેને લીધેજ તેની સમૃદ્ધિ અને સંસ્કૃતિમાં નવું બળ આવ્યું હતું. દેશનું ખનીજ પણ સારા પ્રમાણમાં છે, જેથી પહેલાં તેવી ઉદ્યોગપ્રવૃત્તિથી પશ્ચિમએશિઆ, ઇજિપ્ત અને યુરોપનો સંબંધ સંકળાયો હતો.

અત્યારે આ જમાનામાં દેશપરદેશનો સંબંધ વધ્યો છે, સહવાસ વધ્યો છે, અને વિજ્ઞાનની શોધને લીધે, અંતર, અને સમયનાં વિઘ્નો દૂર થયા છે એટલે દુનીઆની જુદી જુદી પ્રજાઓ એક કુટુંબરૂપ ગણાવા લાગી છે; તેથી કોઇ પણ એક પ્રજાને બીજીના સહકાર વિના ચાલે તેમ નથી. જાતિ કે રંગભેદ પ્રત્યે તિરસ્કારની ભાવના એ ખરી રીતે જોતાં અજ્ઞાનનું કારણ છે, પણ જો દેશની આબોહવા અને પરિસ્થિતિનો વિચાર કરીએ તો આ ભાવના નષ્ટ થાય તેમ છે. પ્રજાની ત્રુટિ એ કેટલેક અંશે દેશની

પરિસ્થિતિના પરિણામરૂપ છે, એ વાત નિર્વિવાદ છે. ઠંડા પ્રદેશના લોકની ઉદ્યોગશીલવૃત્તિ અને ઉષ્ણ પ્રદેશના લોકની સ્વાભાવિક મંદવૃત્તિ એ દેશની પરિસ્થિતિનો મૌલિક તફાવત છે. એમાંથી એક આત્યંતિક દોષ છે એમ કહેવું ભૂલભરેલું છે. પરિસ્થિતિ એ દેશના લોકના ચારિત્રમાં ઘણો ભાગ ભજવે છે. જીવનકલહમાં જ્યાં પ્રતિકૂળ સ્થિતિ છે ત્યાં મહાન પુરુષાર્થ કરી લોક આજીવિકા મેળવે છે. જ્યા તે અનુકૂળ છે ત્યાં સહેજ પુરુષાર્થે અઢળક દ્રવ્યસંપત્તિ પ્રાપ્ત થાય છે. આમ પરિસ્થિતિ એ કેટલેક અંશે જીવનના પાયારૂપ છે. અમેરિકાની વિભૂતિ, હબસીઓની દરિદ્રતા, એ સ્વાભાવિક છે. તેવીજ રીતે બીજા દેશો સંબંધી. પણ આથી કરીને દેશ દેશ વચ્ચે જે તિરસ્કારવૃત્તિ કે વૈરભાવ ઉત્પન્ન થાય એ ઇચ્છવાજોગ નથી.

ભૂગોળ અને આંતર રાષ્ટ્રીય જીવન વચ્ચે કારણકાર્યનો સંબંધ છે, એ બાબત ભૂગોળશિક્ષણમાં સ્પષ્ટ થવી જોઇએ; પણ અત્યારના ભૂગોળશિક્ષણમાં એ દૃષ્ટિ જોવામાં આવતી નથી. શાળાના વિષયોમાં ભૂગોળ ઉપર યોગ્ય અને શાસ્ત્રીય ધ્યાન અપાતું નથી. શિક્ષકો તેને અવગણી કાઢે છે, અને વિદ્યાર્થીઓને તે કેવળ શુષ્ક લાગે છે. ભૂગોળ શીખવતાં નકશાનો ઉપયોગ કરવામાં આવતો નથી, એટલે નકશાનો અર્થ પણ વિદ્યાર્થીઓ ન સમજે એ કેવળ સ્વાભાવિક છે. નકશા ઉપર કે પૃથ્વીના ગોળા ઉપરની દિશા કે તેના ઉપરના અંતરનો ખ્યાલ વિદ્યાર્થીઓને હોતો નથી.

પાઠ્યપુસ્તકોની પણ ઘણી ખામી છે. તેમાં કેવળ દેશનાં નામ, શહેરો, નદીઓ, ખનીજો, વનસ્પતિ અને ઉદ્યોગનાં નામોજ હોય, આવાં પુસ્તકો ભૂગોળનાં પુસ્તકો તરીકે નિરુપયોગી છે. અંગ્રેજીમાં કેટલાંક મનુષ્યજીવનની દૃષ્ટિએ લખાએલાં પુસ્તકો છે તેનો સ્વભાષામાં તરજુમો થવો જોઇએ. ખરી રીતે જોતાં દેશીઓએ પ્રવાસ કરીને અને નિરીક્ષા કરીને સ્વભાષામાં પુસ્તકો લખવાં જોઇએ તોજ ભૂગોળની ઉણપ મટી જાય.

---

## પાઠની તૈયારી

સારૂં શિક્ષણ આપવાની ઇચ્છા રાખનાર શિક્ષકે જે પાઠ શીખવવાના હોય, તેની કાળજીપૂર્વક તૈયારી કરવાની જરૂર છે. શિક્ષકે પાઠની તૈયારીને માટે ખરા દિલથી જેટલો શ્રમ લીધો હશે, તેટલી સફળતા તેને તે પાઠમાં અવશ્ય મળશે. આ શ્રમ કેવી રીતે લેવો, એટલે પાઠની તૈયારી કેવી રીતે

કરવી, તે દરેક શિક્ષકે બરાબર જાણવાની જરૂર છે. આ બાબત સારી રીતે સમજ્યા પછી રીતસર કરેલો શ્રમ સફળ થાય છે, એમાં જરાપણ સંશય નથી; માટે પાઠની તૈયારીમાં કઈ કઈ મુખ્ય બાબતો ઉપર લક્ષ આપવાની જરૂર છે, તે વિષે વિચાર કરીએ. પાઠની તૈયારી માટે મુખ્યત્વે કરીને ત્રણ બાબતો અતિ અગત્યની છે: (૧) પાઠ સંબંધી જ્ઞાન, (૨) પાઠ શીખવવાની પદ્ધતિ, (૩) પાઠની નોંધ. આ ત્રણ બાબતોને પાઠની તૈયારીનાં અગત્યનાં અંગ કહીએ તો પણ વાસ્તવિક છે. હવે આ પ્રત્યેક અંગ સંબંધી અનુક્રમે જરા બારીક વિચાર કરીશું.

(૧) પાઠ સંબંધી જ્ઞાન:—

પાઠની તૈયારીનું આ પહેલું અને અતિ મહત્ત્વનું અંગ છે. જે પાઠ શીખવવાનો હોય તેનું એટલે શીખવવાના વિષયનું શિક્ષકને પરિપૂર્ણ અને સંગીન જ્ઞાન હોવું જોઇએ.માટે શિક્ષકે પ્રથમ તો વિષય સંબંધી જ્ઞાન મેળવવાની તૈયારી કરવાની છે. જો આ તૈયારી બરાબર કરવામાં નહિ આવે તો શીખવવાનો પાઠ નિષ્ફળ નીવડશે. કુવામાં હોય તો હવાડામાં આવે; એ કહેવત પ્રમાણે શિક્ષકમાં છત હશે તો શિષ્યમાં આવશે. આ ઉપરથી સાબીત થાય છે, કે પાઠની તૈયારીમાં વિષયને લગતું વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે ખાસ પ્રયત્ન કરવો જોઇએ. જે વિષય શીખવવાનો હોય તે વિષયના માત્ર એકજ પુસ્તક ઉપર આધાર નહિ રાખતાં, તે વિષયનાં બીજાં જુદાં જુદાં પુસ્તકમાંથી જેટલી મળી શકે તેટલી વિસ્તૃત હકીકત મેળવવી જોઈએ. ઇતિહાસના એકજ પુસ્તકમાંથી હકીકત વાંચીને પાઠ શીખવનાર શિક્ષક કરતાં તેનાં જુદાં જુદાં પુસ્તકોમાંથી વિશેષ હકીકત મેળવવાનો શ્રમ લઈ પાઠની સારી તૈયારી કરી શીખવનાર શિક્ષક પોતાના પાઠમાં વિશેષ સફળ થશે.

વાચનનો પાઠ શીખવવાનો હોય, તો પાઠમાં આવતી બાબતોની સંપૂર્ણ માહીતી તેને લગતાં પુસ્તકો વાંચીને મેળવવી જોઈએ. દાખલા તરીકે, ગુજરાતી વાચનમાળાની પાંચમી ચોપડીનો મહા કવિ પ્રેમાનંદનો પાઠ શીખવવાનો હોય તો પ્રેમાનંદનું જીવનચરિત્ર પ્રાચીન કાવ્યમાળાના દ્રૌપદીહરણના પુસ્તકમાંથી વાંચી જવું જોઈએ. તે ઉપરાંત પ્રેમાનંદના મુખ્ય શિષ્યો (વલ્લભ, રત્નેશ્વર, વીરજી અને સુંદર) વિષે પણ માહીતી મેળવવી જોઇએ. વળી પ્રેમાનંદ કવિનાં જે પુસ્તકોનાં નામ તે પાઠમાં આપેલાં છે, તે પુસ્તકો સંબંધી જરૂર જેટલી હકીકત કાવ્યદોહનના પુસ્તકોમાંથી મેળવી લેવી જોઈએ. આવી તૈયારી કરી હશે તો શિક્ષક વિદ્યાર્થીઓની જિજ્ઞાસા તૃપ્ત કરી શકશે.

કોઈ વિદ્યાર્થી પૂછશે, કે લક્ષ્મણાહરણ, સુભદ્રાહરણ અને સુધન્વાખ્યાનમાં કોના સંબંધી શી હકીકત છે, તો શિક્ષક તરતજ તેનો ખુલાસો કરી, તેની ટુંકી હકીકત કહી શકશે. ગુજરાતી વાચનમાળાની ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી ચોપડીમાં ઘણા પાઠો અને કવિતા એવાં છે, કે તે સંબંધી વિશેષ જ્ઞાન શિક્ષકે મેળવવુંજ જોઈએ. તે પાઠો અને કવિતા સારી રીતે શીખવવાની તૈયારીમાં શિક્ષકે સરસ્વતીચંદ્ર, કરણ ઘેલો, મુદ્રારાક્ષસ. શાકુન્તલ નવલગ્રંથાવળી, નર્મગદ્ય, નર્મપદ્ય, નળાખ્યાન, મામેરૂં, કલાપીનો કેકારવ, વગેરે પુસ્તકો અવશ્ય વાંચવાં જોઈએ. આવી રીતે તૈયારી કરી હશે, તો જે પાઠ કે કવિતાનું શિક્ષણ આપવાનું હશે તેના ઉપર શિક્ષક યોગ્ય વિવેચન કરી, વિદ્યાર્થીના મન ઉપર તે સંબંધી સારો પ્રકાશ પાડી શકશે.

શિક્ષકે શીખવવાના પાઠ સંબંધી વિશેષ જ્ઞાન મેળવવા માટે કેવી જાતનો પ્રયત્ન કરવો જોઈએ, તે એક દાખલો આપવાથી સ્પષ્ટ સમજી શકાશે. ધારો કે શિક્ષકને પાંચમી ચોપડીના પૃષ્ઠ ૮૨ની કવિતા "તું મારો આધાર દયાનિધિ તું મારો આધાર" શીખવવાની છે. તેમાં "સકળ વિકળતા ટાળી દઈને વીખ વિષયથી વાર" એ લીટી છે. આ લીટીમાં 'વીખ વિષય' એટલે 'વિષયરૂપી વિષ' એને માટે શિક્ષકે આ પ્રમાણે વિશેષ જ્ઞાન મેળવવું જોઈએ.

પાંચ જ્ઞાનેન્દ્રિયો છેઃ (૧) શ્રવણ, (૨) ત્વચા, (૩) ચક્ષુ, (૪) જિહ્વા, (૫) નાસિકા. આ દરેક ઇંદ્રિયનો એક એક વિષય છેઃ (૧) શ્રવણનો શબ્દ, (૨) ત્વચાનો સ્પર્શ, (૩) ચક્ષુનો રૂપ, (૪) જિહ્વાનો રસ, (૫) નાસિકાનો ગંધ. આવી રીતે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ વિષય છે. એ પાંચે વિષય વિષ સમાન છે, કારણ કે વિષપાન કરનાર જેમ મરણને શરણ થાય છે, તેમ આ વિષયોનું સેવન કરનારની પણ એજ દશા થાય છે. આ સત્ય નીચેનાં દૃષ્ટાંતોથી સાબીત થાય છે.

(૧) શબ્દના વિષયરૂપી ઝેરથી હરણ મરણાધીન થાય છે. શિકારી વનમાં વીણા વગાડે છે, એટલે નાસતું હરણ તેના શબ્દથી મોહ પામી ભાન ભુલે છે, અને સ્થિર થઈ જાય છે. પરિણામે તે શિકારીના તીરનો ભોગ થઈ પડે છે.

(૨) સ્પર્શના વિષયરૂપી ઝેરથી હાથી સપડાઈ જાય છે. હાથીનો શિકાર કરનાર જંગલમાં એક મોટા ઉંડા ખાડા ઉપર એક બનાવટી હાથણી ગોઠવે છે. જંગલી હાથી તેને જોઈને વિહ્વલ બને છે, અને તે ઉંડા ખાડામાં પડી જાય છે. પરિણામે શિકારીને હાથે તેનું મૃત્યુ થાય છે.

(૩) રૂપના વિષયરૂપી ઝેરથી પતંગીઉં પોતાના પ્રાણ ગુમાવે છે. દીપકના પ્રકાશથી મોહાંધ બની પતંગીઉં તેમાં પડે છે, અને બળીને ભસ્મ થઈ જાય છે.

(૪) રસના વિષયરૂપી ઝેરથી માછલું મરે છે. મચ્છીમાર પાસે લોઢાનો બનાવેલો અણીદાર કાંટો હોય છે. તેને એક દોરી બાંધેલી હોય છે. કાંટા ઉપર ખાવાની વસ્તુ ભરાવીને તે પાણીમાં ફેંકે છે. માછલું તે પદાર્થ ખાવા જાય છે, કે તરત પેલો કાંટો તેના મોંમાં ભેરવાઈ જાય છે. પછી મચ્છીમાર દોરી ખેંચી લે છે, તેની સાથે માછલું બહાર ખેંચાઈ આવે છે, અને મરણ પામે છે.

(૫) ગંધના વિષયરૂપી ઝેરથી ભ્રમરનો નાશ થાય છે. આખો દિવસ કમળમાં ભરાઈ રહ્યા છતાં તેની ગંધથી નહિ ધરાતાં રાત્રે કમળ બિડાઈ જાય છે, તોપણ તે તેમાં કેદી થઈને રહે છે. એટલામાં હાથી ત્યાં પાણી પીવા આવે છે, તે કમળને પેલા ભ્રમર સહિત ખાઈ જાય છે.

આવી રીતે એક વિષયરૂપી ઝેરથી એક પ્રાણીનું મરણ થાય છે, તો આ પાંચે વિષયમાં અંધ બની તેનો ઉપભોગ કરનાર મનુષ્ય પાયમાલ થઈ જાય, એમાં કંઈ પણ શક નથી. વિષયરૂપી વિષના સંબંધમાં આટલી માહીતી શિક્ષકે અવશ્ય મેળવવી જોઈએ.

આવી જાતની તૈયારી માટે શિક્ષકે નિત્ય અભ્યાસક થવાની જરૂર છે. તેનામાં નવું નવું જાણવાની તીવ્ર ઇચ્છા હોવી જોઈએ, અને તે ઇચ્છા તૃપ્ત કરવા માટે તેણે અગત્યનું વાચન હંમેશાં નિયમિત વાંચવું જોઈએ. આમ કરવાથી શિક્ષકનું વાચન વિશાળ બનશે, અને તે તેના શિક્ષણમાં ઘણુંજ ઉપયોગી થઈ પડશે. કાળજીવાળો શિક્ષક વર્તમાનપત્ર અને સારાં માસિકો વાંચી, તેમાંથી પણ પોતાના પાઠને માટે સારી સામગ્રી મેળવી શકશે. આ સામગ્રી ભૂગોળના પાઠ માટે તો તેને અતિશય ઉપયોગી થઈ પડશે. છેલ્લામાં છેલ્લા ભૌગોલિક સમાચારના જ્ઞાનથી ભૂગોળનો પાઠ તે સંપૂર્ણ અને રસિક બનાવી શકશે. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે જ્ઞાનપિપાસુ કર્તવ્યનિષ્ઠ શિક્ષકનું દરરોજનું દરેક વાચન ખરેખર તેના શિક્ષણની તૈયારીરૂપ જ છે.

(૨) પાઠ શીખવવાની પદ્ધતિ:—

પાઠની તૈયારીનું આ બીજું અગત્યનું અંગ છે. પાઠને માટે વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તે પાઠ શીખવવાની પદ્ધતિ સંબંધી તૈયારી કરવાની જરૂર છે. પદ્ધતિની તૈયારી વિના મેળવેલું જ્ઞાન વિદ્યાર્થીઓ સમક્ષ

વચલા માળમાં જવાનો પ્રયત્ન કરે છે, પરંતુ ત્યાં તો ચોતરફ અગ્નિની ભયંકર જ્વાળાઓ ભભુકી રહેલી જુએ છે. તે તરતજ પાછો ફરી અગાસીની વંડી ઉપરથી જોડેના ઘરમાં કૂદી પડી પોતાના પ્રાણ બચાવે છે. ઘરનો માલિક નોટો અને દાગીના લેવા કેમ ન ગયો ? સ્ત્રી અને બાળકોને બચાવવા કેમ ન ગયો ? જોડેના ઘરમાં કેમ કૂદી પડયો ? આવી રીતે દ્રવ્ય અને સ્ત્રી પુત્રાદિ કરતાં પણ પોતાના પ્રાણ વિશેષ વહાલા છે, તેનો ખ્યાલ આપી શકાશે.

આ પ્રમાણે પ્રાણ કેટલા વહાલા છે, તેનું માપ રજુ કર્યા પછી આવા અતિશય વહાલા પ્રાણ કરતાં પણ સૌને રામચંદ્રજી વિશેષ વહાલા લાગતા, એટલે તેમના ઉપર સૌને કેટલું વહાલ હતું, તેનો સંપૂર્ણ ખ્યાલ વિદ્યાર્થીઓને આવી જશે. વળી રામચંદ્રજીના વિયોગથી તેમના પિતા દશરથ રાજાના પ્રાણ ચાલ્યા ગયા; તે બનાવ ઉપરથી આ વહાલની સાબીતી પણ આપી શકાશે.

કવિતાના પાઠમાં પણ આવી જાતની તૈયારીની જરૂર છે. ત્રીજી ચોપડીના ૨૪ મા પાઠની કવિતામાં ગાય કહે છે, કે "વાછરડાં વલવલે બિચારાં ને પય બીજા ખાય." આમાં વાછરડાંનો વલવલાટ સમજાવવા માટે ગાયનું દૂધ દોહતી વખતનો દેખાવ ખડો કરવો જોઈએ. થોડુંક દૂધ ધાવવા દીધા પછી બળાત્કારે ખેંચી લઈ ખીલે બાંધેલું વાછરડું ધાવવા જવા માટે કેટલાં વલખાં મારે છે (ટળવળે છે), તેનું આબેહુબ ચિત્ર પ્રશ્નોત્તર પદ્ધતિથી રજુ કરવું. આમ કરવાથી બાળકો 'વલવલે' શબ્દનું રહસ્ય બરાબર સમજી શકશે. શબ્દના માત્ર પર્યાયથી તેના રહસ્યનો ખ્યાલ વિદ્યાર્થીઓને આવી શકતો નથી, એ વાત શિક્ષકે કદી પણ ભૂલવી નહિ. શબ્દનું બારીક રહસ્ય સમજાવવાને માટે તો આવી જાતના પ્રયત્નની ખાસ જરૂર છે. રહસ્ય સમજાવ્યા પછી પર્યાય શીખવવામાં કંઈ પણ બાધ નથી.

આ પ્રમાણે દરેક વિષયના મુદ્દાની શિક્ષણશૈલીની તૈયારી માટે આવાં દષ્ટાંતો આપી શકાય, પણ વિસ્તારભયને લીધે આટલા વિવેચનથી સંતોષ માનીએ છીએ.

(ઠ) પાઠની નોંધઃ—

પાઠની તૈયારીનું ત્રીજું અંગ પાઠની નોંધ છે. પાઠને માટે કરેલી તૈયારી વ્યવસ્થિત રીતે ગોઠવીને બરાબર લખવામાં આવે, તે પાઠની નોંધ કહેવાય. પાઠની નોંધનાં મુખ્ય ચાર અંગ છેઃ (૧) પાઠના વિભાગ, (૨)

પાઠના મુદ્દા, (૩) શિક્ષણ શૈલી, (૪) કાળા પાટીઆની નોંધ. પાઠના વિભાગમાં આરંભ, મુખ્ય વિષય અને પુનરાવર્તનનો સમાવેશ થાય છે. પાઠના મુદ્દામાં મુખ્યત્વે કરીને મુખ્ય વિષયના ક્રમિક મુદ્દા લખવાના હોય છે. શિક્ષણશૈલીમાં દરેક મુદ્દો કઈ પદ્ધતિથી કેવી રીતે શીખવવાનો છે, તે જણાવવાનું હોય છે; અને કાળા પાટીઆની નોંધમાં શીખવવાના વિષય સંબંધી મુદ્દાસર ટુંકી નોંધ લખવાની હોય છે.

પાઠની નોંધમાં શું લખવું, અને કેટલું લખવું, તેનો સંભાળપૂર્વક વિચાર કરવાની ખાસ જરૂર છે. પાઠની નોંધ જેમ બને તેમ ટુંકામાં અને મુદ્દાસર લખવી જોઈએ. મુખ્ય વિષયના મુદ્દા સમજાવવા માટે જેટલા પ્રશ્નો પૂછવાની જરૂર પડે છે, તે બધા પ્રશ્નો નોંધમાં લખી શકાય નહિ. એવા સઘળા પ્રશ્નો જો શિક્ષણશૈલીમાં લખવામાં આવે, તો નોંધ બહુજ લાંબી થઈ જાય, માટે ખાસ અગત્યના પ્રશ્નો હોય તે તેમાં લખવા જોઈએ. દાખલા તરીકે, વાચન કે કવિતાના પાઠની નોંધમાં ભાવાર્થના મહત્ત્વના પ્રશ્નો લખવા જોઈએ.

વળી મુખ્ય વિષયના અમુક મુદ્દાની સ્પષ્ટ સમજ આપવા માટે શિક્ષકને જે વિવેચન કરવાનું હોય છે, તે બધું નોંધમાં જણાવી શકાય નહિ; પરંતુ તે સમજ કેવી રીતે આપવાની છે, તે ટુંકામાં જણાવવું જોઈએ. શિક્ષણશૈલીમાં આ બાબત ટુંકમાં કેવી રીતે જણાવવી, તે નીચે આપેલા બે નમુના ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે.

(૧) 'વીખ વિષયથી વાર' એના સ્પષ્ટાકરણ માટે શિક્ષકે કેટલી માહીતી મેળવવી જોઈએ, તે પાઠની તૈયારીના પહેલા અંગમાં જણાવ્યું છે. હવે તે બધી હકીકત અને તેને અંગે થવાના પ્રશ્નોત્તર શિક્ષણશૈલીમાં લખવામાં આવે, તો બહુજ લંબાણ થઈ જાય, માટે તે સંબંધી કરેલી તૈયારીની સારરૂપ હકીકત ટુંકાણમાં આ પ્રમાણે લખી શકાય:—

પાંચ જ્ઞાનેન્દ્રિયના પાંચ વિષયો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ છે, તે પ્રશ્નોત્તર પદ્ધતિથી સાદી ભાષામાં સમજાવીશ. પછી તે પાંચે વિષય વીખ (ઝેર) સમાન છે, તેનો ખ્યાલ આપવા માટે શબ્દથી હરણ, સ્પર્શથી હાથી, રૂપથી પતંગીઉં, રસથી માછલું, અને ગંધથી ભમરો મરણ પામે છે, તેની સમજ આપીશ. એવા વિષય રૂપી ભયંકર ઝેરથી દૂર રાખનાર (બચાવનાર) દયાનિધિ પરમેશ્વર સિવાય બીજું કોઈ નથી, માટે તેનાથી દૂર રાખવા પરમકૃપાળુ પ્રભુની પ્રાર્થના કરી છે, એ બાબત સૂચક પ્રશ્નોથી સમજાવી, તેનો ભાવાર્થ સ્પષ્ટ કરીશ.

(૨) "તે ઉંચા ગુણવાળા હોવાથી સૌને પ્રાણથી પણ વહાલા લાગતા" આ વાક્યમાં પ્રાણથી પણ વહાલા લાગતા એટલે કેટલા વહાલા લાગતા, એ કેવી યુક્તિ પ્રયુક્તિથી અને કેવી જાતની પ્રશ્નોત્તર પદ્ધતિથી સમજાવવાની જરૂર છે, તે પાઠની તૈયારીના બીજા અંગમાં જણાવ્યું છે; પરંતુ તે બધું વિસ્તારથી નોંધમા લખી શકાય નહિ. નોંધમાં તો માત્ર પદ્ધતિની તૈયારી સમજી શકાય તેવી રીતે સંક્ષિપ્તમાં આ પ્રમાણે લખાયઃ-

પ્રાણથી પણ વહાલા એટલે કેટલા વહાલા તેની બરાબર સમજ આપવા માટે માણસને પોતાના પ્રાણ કેટલા વહાલા છે, તેનો ખ્યાલ જુદા જુદા બે પ્રસંગો રજુ કરીને સૂચક પ્રશ્નોદ્વારા આપીશ. એવા અતિશય વહાલા પ્રાણ કરતાં પણ રામચંદ્રજી વિશેષ વહાલા લાગતા, એટલે તેમના પર સૌને કેટલું વહાલ હશે, તે કઢાવીશ. પછી દશરથરાજાનું મરણ થવાનું કારણ પૂછી, રામચંદ્રજી ઉપરના તેમના અગાધ પ્રેમની સાબીતી રજુ કરી મૂળ મુદ્દા ઉપર પુરેપુરો પ્રકાશ પાડીશ.

આ પ્રમાણે નોંધમાં પાઠની વિસ્તૃત તૈયારીનું માત્ર તત્ત્વજ લખવું જોઈએ. દહીંને વલોવીને જેમ માખણ કાઢવામાં આવે છે, તેમ નોંધ એ પાઠની તૈયારીનું નવનીત હોવું જોઈએ. વલોણાના માખણ ઉપરથી તેને ઉત્પન્ન કરનાર દૂધના કસનું માપ નકકી કરી શકાય છે, તેમ પાઠની નોંધ ઉપરથી પાઠની તૈયારીના કસનું માપ જાણી શકાય છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે પાઠની નોંધ એ પાઠની તૈયારીનાં પહેલાં બે અંગ ઉપરથી તેના સાર રૂપ ઉત્પન્ન કરેલું પાઠનું નવીન અંગ છે. પાઠની તૈયારીનું એ મૂર્તિમંત સૂક્ષ્મ સ્વરૂપ છે. જ્ઞાન અને પદ્ધતિને યોગ્ય સ્વરૂપમાં ગોઠવવાં, એ કંઈ સહેલું કામ નથી. એમાંજ શિક્ષકની કુશળતાની કસોટી થાય છે.

પાઠની તૈયારીમાં નોંધને માટે લીધેલો શ્રમ શિક્ષકને પોતાના પાઠમાં માર્ગસૂચક થઈ પડે છે. શિક્ષણરૂપી નૌકાનું એ સુકાન છે. એટલે શિક્ષણ રૂપી નૌકાને તે સુકાનની સહાયતાથી સહીસલામત રીતે ધારેલે સ્થળે લઈ જવામાં સફળતા મળે છે.

પાઠની તૈયારી વિષે ઉપર પ્રમાણે યથાશક્તિ જે કંઈ કહેવામાં આવ્યું છે, તે શિક્ષક બંધુઓને પોતાના કાર્યમાં માર્ગદર્શક થાય, એવી આશા સાથે આ લેખ સમાપ્ત કરવામાં આવે છે.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ
અમદાવાદ

સાકરલાલ પુરુષોત્તમ શુકલ,
હેડ માસ્તર, પ્રેકિટસિંગ સ્કૂલ.

# સૃષ્ટિનિરીક્ષણ

## દ્વિદળ વનસ્પતિનાં કુટુંબો
### અ છૂટી પાંખડીવાળાં

**૧. કમળનું કુટુંબ**

કૌટુંબિક લક્ષણો:—

મૂળ—જમીનમાં કાદવની અંદર ઉંડાં ઉતરે, જેથી વનસ્પતિ તણાઈ ન જાય. હવા લેવાને થડમાંથી કેટલાંક મૂળ પાણીની સપાટી પર આવે છે, જેને હવામૂળ કહેવામાં આવે છે.

થડ—પાણીની અંદર ગાંઠાના આકારનું હોય અને પાણીની અંદર વધતું જાય. પાણી સુકાઈ જાય ત્યારે થડની ગાંઠ કાદવમાં ઢંકાઈ જાય અને પાણી ફરી આવે ત્યારે તેમાંથી નવાં પાન નીકળે.

પાન—પોચા ગર્ભવાળી મધ્યમાં આવેલી લાંબી દાંડીવાળાં; પાણીની નીચે હોય ત્યાંસુધી ગોળ વીંટળાઈ ગએલાં; દાંડી સીધી અથવા ત્રાંસી થઈ, ઓછા વધતા પાણીમાં પાનને હમેશાં પાણીની સપાટી પર રાખે, જેથી પાન હવા લઈ શકે. પાનને ઉપરના ભાગમાં ચીકટ પદાર્થનું પડ હોય, જેથી ઉપર પડેલું પાણી સરી પડે અને પાન સડી ન જાય. હવા લેવાનાં છિદ્રો ઉપરની બાજુએ હોય. જમીન ઉપર ઊગતા છોડને આવાં છિદ્રો ઘણે અંશે નીચેની બાજુએ હોય છે. પાન ઉપર નસોની ગુંથણીથી સુંદર આકૃતિઓ થાય છે.

ફૂલ—અનેક ખંડી, ચાર વજ્ર પત્રોવાળું, અનેક પાંખડીઓ અને પુંકેસરોવાળું, નલિકા વિનાના અગ્રવાળું હોય છે.

ફળ—ઠળીઆના વર્ગનું ફળ થાય છે.

**૨. દાડમનું કુટુંબ**

કૌટુંબિક લક્ષણો:—

મૂળ—સોટીમૂળ. થડ—છોડ અથવા ઝાડના રૂપમાં હોઈ સખત કાષ્ટવાળું. પાન—સાદાં, આખી કિનારીવાળાં, સામસામાં, તેલી ગ્રંથીઓવાળાં.

ફૂલ—અનેક ખંડી, ચારથી પાંચ જોડાએલાં વજ્રપત્રો, ચારથી પાંચ પાંખડીઓ અને ઘણાં પુંકેસરોવાળાં, ગર્ભાશય બે કે વધારે પાનોવાળું.

ફળ—શિંગ કે ઠળીઆવાળા ફળના વર્ગનું.

આ કુટુંબમાં જાંબુ, યુકેલીપ્ટસ વગેરેનો સમાવેશ થાય છે.

૩. ખસખસનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો :—

મૂળ—સોટીમૂળ. થડ—છોડવાના રૂપમાં, રસવાળું.

પાન—પાનની ઉપર મીણના જેવા ચીકટ પદાર્થનું પડ હોય.

ફૂલ—અનેક ખંડી, બે વજ્રપત્ર હોય, જે ફૂલ ખીલે એટલે ખરી પડે; ચાર સફેદ પાંખડીઓ અને પુષ્કળ નરતંતુઓ હોય.

ફળ—અંદર ઘણા પડદાઓવાળું. ઉપરના ભાગમાં છિદ્રો વાટે બીજ એરવનું.

૪. સીતાફળીનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો:—

મૂળ—સોટીમૂળ. થડ—છોડ અથવા ઝાડનો પ્રકાર હોઇ ડાળાંવાળું.

પાન—આખી કિનારીવાળાં, એક પછી એક ગોઠવાએલાં.

ફૂલ—અનેક ખંડી, ત્રણ વજ્રપત્ર; ત્રણ કે છ પાંખડીઓ અને પુષ્કળ નરતંતુઓવાળાં. ગર્ભાશય અનેક પાનોનું બનેલું હોય.

ફળ—ફળીઆવાળું સંયુક્ત ફળ થાય.

રામફળ આ કુટુંબની વનસ્પતિ ગણાય છે.

૫. રાઈનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ, બહુ ફેલાતાં નથી.

થડ—રોપાઓના રૂપમાં હોવાથી પોચા ગર્ભવાળું, ડાળાંવાળું.

પાન—ઉપરનાં પાન નાનાં, દીંટા વિનાનાં; નીચેનાં મોટાં, દીટાંવાળાં ખંડાત્મક હોય.

ફૂલ—અનેક ખંડી, ચાર વજ્રપત્ર અને ચાર પાંખડીઓવાળાં, પુંકેસર છ, ચાર ઉંચા, બે ટુંકા. ગર્ભાશય ઉંચું બે પાનવાળું.

ફળ—શિંગના વર્ગનું.

૬. મોસંબીનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. થડ—ઝાડ અથવા છોડના રૂપમાં હોવાથી ડાળાંવાળું.

પાન—પારદર્શક ટપકાંવાળાં, ચક્ર આકારમાં ગોઠવાએલાં, પાંખોવાળાં.

ફૂલ—અનેકખંડી, ચાર કે પાંચ વજ્રપત્રો અને પાંખડીઓવાળાં અને આઠ દસ કે તેથી ઓછાં. નીચેથી જોડાએલાં પુંકેસરોવાળાં. ગર્ભાશય ઉંચું ચાર કે પાંચ જોડાએલાં પાનોવાળું.

ફળ—વિવિધ પ્રકારનું.

ખાટાં તથા મીઠાં લીંબુ; નારંગી વગેરે આ કુટુંબનાં ગણાય છે.

## ૬. આંબાનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. જમીનમાં ડાળાંઓ નાખી ફેલાય.

થડ—સખત કાષ્ઠભાગવાળું, બહારથી વધનારું.

પાન—દીંટીના મૂળમાં પત્તિઓ વિનાનાં, ૨ આકારમાં ગોઠવાએલાં.

ફૂલ—અનેક ખંડી, એક દાંડી ઉપર સમૂહમાં હોય. વજ્રપત્રો, પાંખડીઓ અને નરતંતુઓ ત્રણથી પાંચ હોય, ગર્ભાશય ઉંચું.

ફળ—વિવિધ પ્રકારનાં. આંબાનું ફળ ગોટલાવાળું હોય.

(વિશેષ વર્ણન માટે જુઓ શાળાપત્ર, એપ્રિલ ૧૯૩૦).

ભીલામુ, કાજુ વગેરે આંબાના કુટુંબની વનસ્પતિ ગણાય છે.

## ૮. ગુલાબનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. થડ—ઝાડ, છોડ અને રોપાઓના વર્ગનું.

પાન—સ્ક્રૂ આકારમાં ગોઠવાએલાં, દીંટા આગળ પત્તિઓવાળાં.

ફૂલ—અનેક ખંડી, પાંચ વજ્રપત્રો અને પાંચ પાંખડીઓની કળી બને. અનેક પુંકેસરો હારબંધ ગોઠવાએલાં હોય. ગર્ભાશયનાં પાન છુટાં હોય.

ફળ—રસદાર માવાવાળું હોય.

બદામ અને સક્કરજન આ કુટુંબની વનસ્પતિ ગણાય છે.

## ૯. વાલનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટી મૂળ. જમીનમાં તાંતણાઓ નાખી ફેલાય.

થડ—ઝાડ છોડ અને રોપાઓના રૂપમાં હોય. ઘણાંખરાં મોટાં થતાં નમી પડી વેલાઓની જેમ ઉપર ચઢે.

પાન—પત્તિઓવાળાં, સ્ક્રૂ આકારમાં ગોઠવાએલાં, બનતાં સુધી સંયુક્તવર્ગનાં હોય.

ફૂલો—દ્વિખંડી, બાજુમાં ખીલતાં, બનતાં સુધી પાંચ જોડાએલાં વજ્રપત્રો અને પાંચ પાંખડીઓવાળાં; પુંકેસરો બનતાં સુધી દસ હોય અને કાં તો છુટાં અથવા નળી આકારે જોડાએલાં હોય. ગર્ભાશય એક પાનવાળું ઉંચું હોય.

ફળ—શિંગના વર્ગનું, વજ્રથી જોડાએલું. બીજ દ્વિદળ ઉપર છાલવાળું. આ કુટુંબની બીજી વનસ્પતિમાં ચણા, વટાણા, તુવેર વગેરે કઠોળ, શણ, આંબલી, ગુલમહોર, બાવળ, લજામણી વગેરેનો સમાવેશ થાય છે.

### ૧૦. થોરનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ, પાણીનો સંગ્રહ કરે. થડ—રોપાના વર્ગનું, રસથી ભરેલું. પાણીનો સંગ્રહ કરી જોઇતા પ્રમાણમાં વાપરે.

પાન—થોર જંગલી વનસ્પતિ છે અને બનતાં સુધી સૂકા પ્રદેશમાં ઉગે છે એટલે શોષણક્રિયાથી છોડને નુકસાન ન થાય એટલા માટે પાનને શરૂઆતમાંજ ખેરવી નાખે છે. પાંદડાંના અભાવે ખોરાક ઉત્પન્ન કરવાનું કામ થડ કરે છે. હાથીઆ થોરને આત્મરક્ષણ માટે કાંટાઓ ઉગે છે.

ફૂલો—ફૂલો એકાંતિક, છુટાંછવાયાં, બધા ભાગોવાળાં હોય છે. ગર્ભાશય નીચું અને ફળ ઠળીઆવાળું હોય છે. સુધારેલી જાતના થોર ઢોરને ખોરાક તરીકે આપવામાં આવે છે.

## વ જોડાએલી પાંખડીઓ વાળાં કુટુંબો

### ૧. કાકડીનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. થડ-પોલું, વેલાના પાન-ખડબચડાં, મોટાં સામસામા આવેલાં અને બાજુમાંથી વીંટળાવા માટે રેસાઓ કાઢતાં. ફૂલ-અનેક ખંડી; એકજાતીય (નર અને નારીજાતિનાં એકજ છોડ ઉપર) સફેદ અથવા પીળા રંગનાં, જોડાએલાં પાંચ વજ્રપત્રો અને પાંખડીઓવાળાં. પાંચ કે ત્રણ પુંકેસરો હોય. ગર્ભાશય નીચું એકથી દસ પાનોનું બનેલું હોય.

ફળ—માવાવાળું, બીજથી ભરેલું, ઠળીઆવાળા વર્ગનું.

બીજ—ચીકણા પદાર્થથી વીંટળાએલું હોવાથી જમીનમાં બરાબર ચોટી રહે છે અને અનુકૂળતા મળે કે તરત નવો છોડ ઉત્પન્ન કરે છે. આ કુટુંબમાં કોળું, દુધી, તરબુચ, ચીભડું, ટટી વગેરેનો સમાવેશ થાય છે. પપૈઉ ઘણે અંશે આ કુટુંબને મળતું આવે છે.

### ૨. શકરીઆનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ, શકરીઆના વેલાને ગાંઠો આગળથી જમીનમાં દબાવવામાં આવે તો ત્યાં નવાં મૂળ નીકળે અને નવા ફણગા ફૂટે.

થડ—રોપા વર્ગનું, પોચા ગર્ભવાળું. પાન—સ્કંધ આકારમાં ગોઠવાય. ફૂલ—અનેક ખંડી, ગરણીના આકારનાં, જુદી જુદી લંબાઈનાં પાંચ પુંકેસરોવાળાં. ગર્ભાશય ઉચું, બે પાનવાળું.

ફળ—કાતરાના અથવા ઠળીઆના વર્ગનું. ખાવાનાં શકરીઆં ફળ અથવા મૂળ નથી પણ થડનો ભાગ ગણાય છે.

**૩. આંકડાનું કુટુંબ**

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટી મૂળ. થડ—દૂધ જેવા રસવાળું, છોડના વર્ગનું.

પાન—સામસામાં, આખી કિનારીવાળાં, ફૂલ—અનેક ખંડી, પાંચ ખીડાએલી પાંખડીઓવાળાં; પાંચ પુંકેસરોવાળાં.

ગર્ભાશય બે પાનનું.

ફળ—શિંગના વર્ગનું, બે મોટાં ખાનાંવાળી ડાબલીના આકારનું બીજ વાળ જેવા તાંતણાઓથી વીંટળાએલું.

**૪. તુલસીનું કુટુંબ**

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. થડ—રોપા અથવા છોડના વર્ગનું, ડાળાંવાળું.

ફૂલ—દ્વિખંડી, પુંકેસર બે અથવા ચાર, સ્ત્રીકેસરની નલિકા બે અગ્ર વાળી. ગર્ભાશય ઉચું બે પાનનું બનેલું.

ફળ—શિંગના વર્ગનું, અનેક બીજોને બેરવતું.

**૫. સાગનું કુટુંબ**

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. થડ—ઝાડ અથવા છોડના વર્ગનું. તેલી પદાર્થવાળું, જેથી ખીલા મારતાં પણ લાકડું તુટે નહિ અને પાણીમાં સડે નહિ.

પાન—સામસામાં, મોટાં, ગુંથણવાળી નસોવાળાં.

ફૂલ—પુંકેસર ઘણે ભાગે ચાર હોય. ગર્ભાશય ચાર ખંડોવાળું.

**૬. જાઈનું કુટુંબ**

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટી મૂળ. થડ—ઝાડ અથવા છોડના વર્ગનું. પાન—સામસામાં. ફૂલ—સાંજના ખીલે. અનેક ખંડી. પુંકેસર બે.

ગર્ભાશય ઉચું, બે પાનનું બનેલું.

આ કુટુંબમાં પારિજાત અને ઑલીવનો સમાવેશ થાય છે.

### ૭. સુરજમુખીનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. થડ-રોપાઓના વર્ગનું, નળીના આકારનું.

આ કુટુંબમાં લગભગ ૧૦૦૦૦ જાતના છોડવાઓનો સમાવેશ થાય છે એટલે મૂળ અને થડમાં વિવિધતા માલમ પડે છે.

પાન—સામસામાં અથવા સ્ક્રૂ આકારમાં ગોઠવાય. સુરજમુખીનાં પાન રૂંવાંવાળાં, મોટાં અને સ્ક્રૂ આકારમાં ગોઠવાએલાં હોય છે.

ફૂલ—દાંડી ઉપર અનેક નાનાં નાનાં ફૂલોનો સમૂહ હોય છે, જેનું ફરતી ગોઠવાએલી પાંદડીઓ રક્ષણ કરે છે. પાંચ પુંકેસરો હોય જેમની દાંડીઓ છુટી હોય, પણ પરાગકોષ જોડાએલા હોય છે.

ગર્ભાશય નીચું હોય છે. ફૂલ સૂર્ય તરફ ફર્યા કરે છે.

ફળ—સૂકું, બીજ ન એરવે તેવું. બીજ માવા વિનાનું અને તેલી પદાર્થવાળું હોય છે.

આ કુટુંબમાં હજારીગલ, કસુંબી, કૉસન્થૅમમ, દાહલીઆ, ઝીનીઆ, કૉસમોસ વગેરેનો સમાવેશ થાય છે.

## ક વજ્ર અથવા પાંખડીઓ બેમાંથી એકજ અથવા એક ન હોય તેવાં કુટુંબો

### ૧. એરંડાનું કુટુંબ

કૌટુંબિક લક્ષણો—

મૂળ—સોટીમૂળ. થડ-ઝાડ, છોડ અથવા રોપાઓના વર્ગનું. એરંડાનું થડ પોલું હોય છે. પાન-સ્ક્રૂ આકારમાં ગોઠવાએલાં, બનતાં સુધી પત્તિઓવાળાં એરંડાનાં પાન પંજાકાર હોય છે અને તેમની દીંટા પાસેની પત્તિઓ ખરી પડે છે. પાનની બાજુ ખંડાત્મક હોય છે.

ફૂલ—ઘણે ભાગે નાનાં, ન દેખી શકાય તેવાં અને એકજાતીય હોય. ફૂલમણિને બહારનું ઢાંકણ ઘણે ભાગે ન હોય. ગર્ભાશય ઉંચું, ત્રણ પાનનું બનેલું અને બનતાં સુધી ત્રણ ખાનાઓવાળું હોય.

ફળ—શિંગના વર્ગનું, તેલીબીઆંવાળું હોય છે.

રબરનાં ઝાડ આ કુટુંબની વનસ્પતિ ગણાય છે.

## પાણીમાં ઉગનારી વનસ્પતિનાં ખાસ લક્ષણો

ઉપર જણાવેલાં કુટુંબોમાં કેટલીક વનસ્પતિ પાણીમાં ઉગતી માલમ પડે છે. આવી વનસ્પતિનાં થડ, પાન, દાંડી વગેરે બહુધા પોલાણવાળાં

હોય છે, અને આ પોલા ભાગમાં પુષ્કળ હવા ભરેલી રહે છે. હવા એ વનસ્પતિને માટે અગત્યની વસ્તુ છે અને તે મેળવવા માટે તે જુદી જુદી અનેક યુક્તિઓ કરે છે. આવી વનસ્પતિના ખાસ કરીને ત્રણ પ્રકાર પાડવામાં આવે છે:

૧. જે વનસ્પતિનાં પાન પાણીની ઉપર હવામાં રહેતાં હોય તેની. પાણીમાં ઉગતા હંસરાજના છોડવાઓનાં પાન સાબરનાં શિંગડાઓની જેમ પાણીની સપાટી ઉપર હવામાં રહેલાં જણાય છે. આવાં પાન પોચાં હોય છે અને તેમાં હવા ભરેલી હોય છે.

૨. જે વનસ્પતિનાં પાન પાણીની સપાટી ઉપર તરતાં રહે તેવી. કમળ પોતાનાં પાનને પાણી ઉપર હંમેશાં તરતાં રાખે છે. પાનની દાંડી એવા પ્રકારની હોય છે કે તેથી તળાવમાં પાણી વધે તો દાંડી સીધી થઈ પાનને ઉંચે લઈ જાય અને પાણી નીચું જાય તો દાંડી ત્રાંસી બની પાનને સપાટી પર રાખવા નીચે લઈ જાય.

૩. જે વનસ્પતિનાં પાન પાણીમાંજ ડુબેલાં રહે તેવી. આવી જાતની વનસ્પતિ પાણીમાં ઓગળેલી હવા અને બીજા ક્ષારો લઈને પોતાનો નિર્વાહ ચલાવે છે. પાણીમાં રહેનારાં માંછલાં જેવાં પ્રાણીઓ કાર્બોનિક એસિડ ગેસ બહાર કાઢે તેમાંથી તે કાર્બન લઇને પોતાની વૃદ્ધિ કરે છે અને પ્રાણવાયુને છુટો પાડે છે, જે માછલાંને શ્વસનક્રિયામાં કામ લાગે છે. આવી વનસ્પતિનાં પાનને હવા લેવાનાં છિદ્રો હોતાં નથી, કારણ કે તેમને આવાં છિદ્રોની જરૂર હોતી નથી.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જે સ્થાનમાં અમુક વનસ્પતિ ઉગતી હોય તે સ્થાનને અનુકૂળ થાય તેવી રચના પોતે પોતાના શરીરમાં કરી લે છે અને પોતાનો વિકાસ સાધવા પોતાનાથી બને તેટલા સઘળા પ્રયાસો કરે છે. કુદરત તેમના આ કાર્યમાં મદદ કરે છે.

સંજોગોને અને આસપાસની સ્થિતિને અનુકૂળ થવું અને તે મુજબ પોતાનું જીવન બને તેટલી સારી રીતે સંતોષથી ગુજારવું તથા કુદરતે આપેલી સ્થિતિનો સારામાં સારો લાભ લઈ આત્મવિકાસ સાધવો એ વનસ્પતિ અને પ્રાણી જીવનના અવલોકન ઉપરથી સ્પષ્ટ થાય છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આ. ડે. એ. ઇ. અમદાવાદ.

# કાવ્યમાં શબ્દોનો ચમત્કાર

### દોહરો

શબ્દ એક સ્વરૂપ પણ, ભિન્ન ભિન્ન અર્થો થાય;
જ્યાં જેવો શોભે સદા, તેવો અર્થ કરાય.

### દોહરો

**જમના જળ નાહ્યા થકી, મળે ન જમના દૂત;**
**જમના અભક્ષ જમ ના કદી, શાસ્ત્રેજ મના હે સુત,**

| | |
|---|---|
| જમના=જમના નદી | જમ ના=ન જમ |
| જમના=જમ રાજાના | શાસ્ત્રેજ મના=શાસ્ત્રમાં મના જ છે. |
| જમના=છોકરાનું નામ | |

ભાવાર્થ:—જમનાનાં પાણીમાં નાહ્યાથી જમ રાજાના દૂત મળતા નથી. હે જમના! ખાવા લાયક નહિ એવી વસ્તુ ન જમ. કેમકે હે દીકરા! તેની શાસ્ત્રમાંજ મના કહી છે.

**બંધ બાંધ્યો પંચે મળી, આ રસ્તો છે બંધ;**
**તળાવનો બંધ બાંધતાં, પંચ રહ્યું સહુ બંધ.**

| | |
|---|---|
| બંધ=ધારો | બંધ=ધક્કો, પાણીને જવાનો માર્ગ |
| બંધ છે=જવું આવવું નહિ. | બંધ=ચૂપ |

ભાવાર્થ:—ગામના પંચે મળીને ધારો બાંધ્યો કે આ રસ્તો બંધ છે. (મતલબ કે તળાવનો બંધ તટી જવાથી માણસોને નુકસાન થાય તેવું હતું.) પણ બંધ બાંધી લીધો, એટલે માણસોએ ચાલવા માંડયું. પછી બધું પંચ ચૂપ રહ્યું.

**અટકચાળું માકડું, લઈ ગયું મા કડું;**
**પેરાવીશ મા કડું મને, ખોયું મેં મા કડું.**

| | |
|---|---|
| માકડું=વાંદરૂં | પેરાવીશ મા કડું=પહેરાવીશ નહિ કડું. |
| મા કડું=હે માઉ ! કડું (પહેરવાનું) | મા કડું=મા-મમ એટલે મારૂં કડું |

ભાવાર્થ:—અટકચાળું માકડું હે માડી! કડું લઈ ગયું. માટે હે મા મને કડું પહેરાવીશ નહિ, કારણ કે મેં મારૂં કડું ખોયું.

**કેવડો બ્હેકે દૂરથી, કેવડો મોટો હોય;**
**મકાઈના ડોડા થકી, નાનો કે વડો સ્હોય.**

| | |
|---|---|
| કેવડો=કેવડાનો ડોડો | નાનો કે વડો=નાનો કે મોટો |
| કેવડો=કેટલોક | |

ભાવાર્થ:—કેવડો છેટેથી ફોરે છે. તેની ફોરથી અજાણ્યા માણસે પૂછ્યું કે તે કેવડો મોટો હશે? શું તે મકાઈના ડોડાથી નાનો કે મોટો હશે?

પુરીને ઘરમાં પુરી, પુરી માતા જાય;
પુરી વાંચી ચોપડી, પુરી ખાઈને ત્યાંય.

| | |
|---|---|
| પુરીને=પુરી નામની છોડીને | પુરી=પુરેપુરી |
| પુરી=ઘરમાં પુરી | પુરી=ખાવાની પુરી |
| પુરી=જગન્નાથપુરી | |

ભાવાર્થ:—પુરી નામની છોડીને ઘરમાં પુરી દઈને તેની મા જગન્નાથપુરી જાય છે. ઘરમાં પુરી ખાઈને તે છોડીએ ચોપડી પુરી વાંચી લીધી.

બાજ રીબાવે ચલ્લીને, બાજરી ખેતર મધ્ય;
બા જરી દયા આણી ગયાં, બાજરી તૂટી સદ્ય.

| | |
|---|---|
| બાજ રીબાવે=બાજ પક્ષી હેરાન કરે | બા જરી=બા જરાક. |
| બાજરી ખેતર=બાજરીનું ખેતર | બાજરી તૂટી=આવરદા તૂટી. |

ભાવાર્થ:—બાજરીના ખેતરમાં બાજ પક્ષી ચકલીને હેરાન કરે છે. તે જોઈ બા જરા દયા આણી ત્યાં ગયાં; પણ તેનું આયુષ્ય તરત તૂટી જવાથી તે ચકલી બાજ પક્ષીથી મરી ગઈ.

તા. ૨૬-૧૧-૩૧ વઢવાણ શહેર } ત્રિભુવન દેવશી રાઘવાણી
પે. આ. તા. સ્કૂ. નં. ૨, વઢવાણ સીટી,

---

## યાત્રાનાં સ્થળો

(ગતાંક પૃષ્ઠ ૨૭ થી)

કટક:—ઓઢીઆ પ્રાંતનું રાજધાનીનું નગર મહા નદીને કાંઠે આવેલું છે. સ્ટેશનથી ગામ ચાર માઈલ છેટું છે. લાંબુ વધારે છે.

વેપાર—આખા હિંદુસ્તાનમાં સોના ચાંદીની કારીગરીનું કામ ઘણુંજ સુંદર અહીં બને છે. આવું સુંદર કામ આખા હિંદમાં બીજે કયાંય બનતું નથી, જેથી બહુજ વખણાય છે. નેતરના મોટા તાણ વસાય એવા કંડીઆ બહુજ સુંદર અને મજબુત બને છે.

સાક્ષીગોપાળ:—સાક્ષીગોપાળ સ્ટેશનથી એક માઈલ દૂર ગામ છે. ત્યાં સાક્ષીગોપાળનું મંદિર અને ચંદન સરોવર છે. સાક્ષીગોપાળમાં રાધાકૃષ્ણની

મૂર્તિઓ છે. બે કુંડ છે. તેમનાં નામ શ્યામકુંડ અને રાધાકુંડ. તે મંદિરની પાસેજ છે. પાસે બળરામનું મંદિર છે. ચારે તરફ બગીચા છે.

જગન્નાથજીની જાત્રાના તે ગોપાળ સાક્ષી રહે છે. માટે તેને સાક્ષી-ગોપાળ કહે છે. તેથી ઘણાખરા યાત્રાળુઓ ત્યાં જાય છે.

આને માટે એમ કહેવાય છે, કે બે બ્રાહ્મણ વૃંદાવનમાં ગોપાળના દર્શને આવ્યા હતા. તેમાં જે ઘરડો હતો, તે માંદો પડયો, એટલે તેણે જુવાન બ્રાહ્મણને વચન આપ્યું કે અત્યારે જો તું મારી બરોબર સેવા કરે, તો તને મારી પુત્રી પરણાવીશ. તે વાતના સાક્ષી આ ગોપાળ માનજે. સેવા કરતાં ઘરડો બ્રાહ્મણ સાજો થયો. બન્ને સાથે પોતાના ગામમાં આવ્યા. ઘેર આવ્યા પછી વૃદ્ધે કન્યા આપવાની ના પાડી. પેલા જુવાને ફરિયાદી કરી. રાજાએ સાક્ષી માગી. તેથી સાક્ષીમાં ગોપાળનું નામ આપ્યું, જેથી રાજાએ ગોપાળ ઉપર સમન્સ કાઢયો જેથી ગોપાળ આવવા તૈયાર થયા, પણ એવી સરત કરી કે હું તારી પાછળ આવું છું, પણ તું પાછું વાળી જોઈશ નહિ અને મારા પર શ્રદ્ધા રાખીને ચાલતો રહેજે. ઘણે દૂર ગયા પછી બ્રાહ્મણે શંકાને લીધે પાછળ જોયું, તો ગોપાળ આવતા હતા, પણ સરત તોડી, જેથી ત્યાંજ અટકયા આગળ ચાલ્યા નહિ. બ્રાહ્મણની વિનંતિયી રાજાએ જ્યાં ગોપાળ અટકયા હતા, ત્યાં આવી સાક્ષી લીધી. તો ગોપાળે હા'પાડતાં કન્યા પેલા જુવાનને પરણાવી. જે સ્થળે ગોપાળ અટકી ગયા, અને રાજાએ સાક્ષી લીધી તે સ્થળનું નામ સાક્ષીગોપાળ પડયું. ત્યાં ગોરનાં ૨૦૦ ઘર છે તેની પાસે નાળિએરી કેળ, અને કેવડાનાં વન છે.

જગન્નાથપુરીઃ—પુરી સ્ટેશનથી બે માઇલ દૂર છે.

જગન્નાથજી માટે એવી વાત છે કે પ્રથમ પુરુષોત્તમ ભગવાન સમુદ્રમાં આવેલા નીલ પર્વત ઉપર વાસ કરતા હતા. દેવો ત્યાં પૂજન કરવા આવતા હતા. પ્રસાદના ભાતના દાણા ખાવાથી એક ભીલ ચાર હાથવાળો પ્રભુ રૂપે બન્યો. તે સમાચાર કાંચીના રાજા રત્નગ્રીવને એક બ્રાહ્મણે આપ્યા. તે રાજાએ ત્યાં આવી તપાસ કરી. [illegible] ન લાગવાથી તેણે ત્યાં તપ કર્યું. પરિણામે વૈકુંઠમાં ગયો. પછી પુરુષો[illegible]નનાં દર્શન કરવા માટે અવંતિ નગરીના રાજા ઇંદ્રદ્યુમ્ને અશ્વમેધ યજ્ઞ કર્યો. પ્રભુ પ્રસન્ન થયા. પ્રભુની આજ્ઞા પ્રમાણે તેણે સમુદ્રમાંથી તણાતા આવતા લાકડાની કૃષ્ણ, બળરામ ને સુભદ્રા એમ ત્રણ મૂર્તિઓ કરાવી, અને ત્રણે મૂર્તિઓની સ્થાપના વૈશાખ શુદ ૮ના રોજ કરી.

ઇતિહાસ એમ કહે છે કે જગન્નાથજીની મૂર્તિઓ ચોથા સૈકામાં હાથ લાગી. તેની ત્યાંના કેશરી વંશના રાજાએ સ્થાપના કરી, ને તે વંશના અનંગભીમ રાજાએ બારમા સૈકામાં મંદિર ચણાવ્યું.

મંદિર ઉપર શોભા માટે ઘણી પ્રતિમાઓ છે. તેમાં કેટલીક નગ્ન પ્રતિમાઓ છે. મંદિરમાં પેસવાનો સિંહ દરવાજો છે. ત્યાંથી ૨૧ પગથીઆં ચઢીને મંદિરમાં જવાય છે. દરવાજામાં જગન્નાથજીની નાની મૂર્તિઓ પતિત લોકોને દર્શન કરવા રાખેલી છે. તેથી તે પતિતપાવન કહેવાય છે.

ડાબે હાથે રસોડું છે. રસોડામાં હાંડીઓ ચઢાવવા લગભગ સો ચૂલા હશે. ચોખાનો પ્રસાદ થાય છે. ૪૦૦ રસોઇઆ છે. અહીં વર્ણનો ભેદ નથી. ભેટ તરીકે ચોખાનો પ્રસાદ કરાવવા રકમ અપાય છે તેને અટકું કહે છે. અટકાનો તથા બીજી ભેટનો ઘણો વ્યવહાર ગોર મારફતે થાય છે.

ઉત્તરમાં હાથી દરવાજો છે. મંદિર ૨૦૦ ફૂટ ઉંચું અને ૧૦૦ ફુટ લાંબું છે. મંદિરના આગલા ભાગમાં યાત્રાળુઓ બેસે છે, ને સખીઓ નાચે છે. ત્યાંથી પણ દર્શન થાય છે.

જોડે ભીમ ને જરાસંધનાં મોટાં પુતળાં છે. ત્યાંથી આગળ ભોગ ધરાવવાનો મોટો ચોક છે. દર્શન જો દીવા સારા હોય તોજ થાય છે. બાકી અંધારૂં બહુ પડે છે. ગોર સાથે રાખવાથી દર્શન ઠીક કરાવે છે.

સામે મોટા ઓટલા ઉપર દસ અવતારની મૂર્તિઓ છે, ને તેની આગળ જગન્નાથજીની, બળભદ્ર ને સુભદ્રાની, એમ ત્રણ મોટી ભયંકર મૂર્તિઓ છે. પ્રદક્ષિણા ફરવાની સાંકડી ગલી છે. દરરોજ દર્શનની ભીડ થાય છે.

મંદિરની દક્ષિણે પીપળાનું ઝાડ છે. ત્યાં મુક્તિમંડપ છે. ત્યાં પંડિત લોકો ભણે છે તથા જપ કરે છે. મુક્તિમંડપ પાસે અક્ષયવડ છે.

એકાદશી—મોટા મંદિરની પાછળ એકાદશીનું મંદિર છે. અહીં જગન્નાથજીમાં એકાદશીને ઉંધે માથે લટકાવી છે, જેથી પ્રસાદની તાલમેલમાં ઉપવાસ કોઈ કરતું નથી.

મોટા મંદિરની પશ્ચિમે સરસ્વતી, કરમાબાઈ, વિધાતા, કાલિકા, શીતળા વગેરે ઘણાં મંદિરો છે. મોટા મંદિરની બહાર હનુમાનજીની મોટી મૂર્તિ છે.

રથજાત્રાના દિવસે પુરીમાં લાખો માણસો, સાધુ, સન્યાસીઓનો મોટો મેળો ભરાય છે ને પુરી ને જન્મપુર વચ્ચે હીંડવાની પણ જગા રહેતી નથી. પંદર દિવસ અગાઉથી માણસો જમા થવા માંડે છે.

મંદિરો—વિષ્ણુપદનું મંદિર–ફલ્ગુગંગાના કાંઠે કાળા પત્થરનું મોટું મંદિર છે. ત્યાં સોનેરી કળશ છે. મોટો વિશાળ મંડપ છે. ત્યાં મોટો ઘંટ છે. એક તરફ ગરુડની કાળી મૂર્તિ છે. કનકેશ્વર મહાદેવ છે. વચ્ચે વિષ્ણુના એક ચરણનું પગલું છે. તેની ચારે તરફ રૂપાનાં પતરાં મઢેલાં છે.

સૂર્યકુંડ—સૂર્યનારાયણની ચાર ભુજાવાળી મૂર્તિ છે. ત્યાં પિંડદાન અપાય છે.

ગદાધર—શિખરબંધી મંદિરમાં ગદાધરની ચાર ભુજાવાળી સુંદર મૂર્તિ છે.

ગયાશ્રીદેવી—આઠ ભુજાવાળી મૂર્તિ છે.

ગયાશિર—વિષ્ણુચરણના મંદિરથી થોડે દૂર આ સ્થાન છે. અહીં વિષ્ણુએ ગયાસુરને ગદા મારી અને બ્રહ્માએ યજ્ઞ પૂર્ણ કર્યો હતો.

ગયાકૂપ—અકાળમૃત્યુથી મરી ગએલાને અહીં પિંડદાન અપાય છે. નાળિએરમાં મરનારનું આવાહન કરી નાળિએર ને પિંડ કુવામાં નાખે છે.

આદિગયાધર—એક ઓરડીમાં મોટી મૂર્તિ છે.

મંગળાદેવી—દેવી તથા મંગળેશ્વર મહાદેવ છે.

ગોપ્રસાર—ગાયોની ખરીઓનાં ચિન્હ છે. બ્રહ્માએ અહીં ગાયોનાં દાન દીધાં હતાં.

અક્ષયવડ—મંગળાદેવીની પાસે છે. છેલ્લું શ્રાદ્ધ અહીં થાય છે તે વખતે ગોરદેવ દક્ષિણા નક્કી કરવા આવે છે. ત્રણ યુગના ત્રણ વડ છે. કોઈ જાતના અપલક્ષણની બાધા અહીં મૂકાય છે.

રામકુંડ, સીતાકુંડ—ફલ્ગુના સામે કાંઠે છે. ત્યાં રામની ગેરહાજરીમાં સીતાજીએ શ્રાદ્ધ કર્યું હતું, અને તે શ્રાદ્ધનો પિંડ દશરથે લીધો હતો. ગયાજીની ઉત્તરમાં રામશિલા, રામકુંડ, હનુમાનનું મંદિર, બૌદ્ધોની મૂર્તિઓ, પ્રેતશિલા (શ્રાદ્ધ), કાગબલી (શ્રાદ્ધ), ઉત્તરમાન સરોવર છે.

દક્ષિણમાં—સરસ્વતી, વૈતરણી, બ્રહ્મસરોવર (શ્રાદ્ધ) ભીમગયા, મતંગવાવ, ધર્મારણ્ય, બ્રહ્મયોનિપર્વત, બુદ્ધગયા તથા બૌદ્ધ તીર્થો છે.

શ્રાદ્ધ—ગયામાં પિતૃનું શ્રાદ્ધ સરાવવાનો ઘણો મહીમા છે. રામચંદ્ર પણ અહીં શ્રાદ્ધ કરવા પધાર્યા હતા, અને રાજા દશરથે પિંડ લેવા પોતાનો હાથ જળમાંથી બહાર કાઢયો હતો. ગયાનું માહાત્મ્ય પુરાણોમાં પણ છે. પિતૃશ્રાદ્ધ માટે ગયા ને માતૃશ્રાદ્ધ માટે સિદ્ધપુર મુખ્ય સ્થળ છે. શ્રાદ્ધપક્ષમાં જાત્રાળુઓની સંખ્યા વધે છે. ગયાજીમાં આખું, અર્ધું ને પા, એમ ત્રણ જાતનાં શ્રાદ્ધ સરાવાય છે.

પા શ્રાદ્ધવાળા ફલ્ગુ ઉપર, વિષ્ણુચરણમાં, ને અક્ષયવડ પાસે એમ ત્રણ જગાએ સરાવે છે.

અર્ધા શ્રાદ્ધવાળા ત્રીસ જગાએ સરાવે છે.

આખા શ્રાદ્ધવાળા ૪૫ જગાએ સરાવે છે, અને દક્ષિણાનો દર પણ એ પ્રમાણે હોય છે.

અક્ષયવડ પાસે છેલ્લું શ્રાદ્ધ સરાવે છે તે વખતે ગોર પધારે છે, અને ફૂલની માળાથી યજમાનના હાથ બાંધે છે. ગોર જે દક્ષિણા કહે તે યજમાન આપવા કબુલ થાય, ત્યારે તે માળા કાઢી લઈ કોટમાં નાખી ખભો થાપડી આશીર્વાદ આપે છે.

**કાનપુરઃ**—ગંગા નદીને કાંઠે મોટું શહેર છે. સોરમનો ઘાટ નાહવા માટે પવિત્ર છે. ગંગા નદીનો પૂલ જોવા લાયક છે. માણસો ને રેલ્વે એ બન્ને માટે પૂલ ઉપર રસ્તો છે. ગંગાના ઘાટ બાંધેલા છે. હરદ્વારથી ગંગાની નીકળેલી નહેર અહીં મળે છે. જુનું ને નવું એમ બે કાનપુર છે. ટ્રામ ચાલે છે. બળવા વખતે થએલી કતલની યાદગીરીમાં અંગ્રેજોએ મેમોરિઅલ ચર્ચ ને મેમોરિઅલ પાર્ક બનાવ્યાં છે. પાસે એક કુવો છે તેમાં બળવા વખતે ઘણા અંગ્રેજોને ફેંકી દીધા હતા એમ કહેવાય છે. હાલ તે કુવો સાચવી રાખેલો છે.

વેપાર—શેતરંજી, ગરમ કાપડ, ચામડાનો સામાન તથા ખાંડ અને અનાજનો પુષ્કળ વેપાર ચાલે છે.

કાનપુરથી થોડે દૂર દક્ષિણમાં બાંદા જતાં જમનાના કાંઠે રાજાપુર ગામમાં તુલસીદાસની જન્મભૂમિ છે.

કાનપુરથી કનોજ જતાં બીલ્હોર સ્ટેશન પાસે ઋષ્યશૃંગનો આશ્રમ હતો ત્યાં મુસલમાનોએ દરગા બાંધી છે.

કાનપુરથી કનોજ જતાં માનધાન જંકશન થઈ બ્રહ્માવર્ત સ્ટેશન આવે છે. બ્રહ્માવર્તનું બીજું નામ બીઠુર છે. તે ગંગાના કાંઠે છે. બ્રહ્માના પુત્ર મનુને ધ્રુવ રાજાની જન્મભૂમિ છે ત્યાં દેવદિવાળીએ સ્નાન કરવાનો મહીમા છે.

બ્રહ્માવર્તથી ૭ માઇલ છેટે બૈરાગ્રદપુર આવે છે, તે વાલ્મિકિની જન્મભૂમિ છે, ત્યાં કુવો છે. ત્યાં વાલ્મીકિ ચોરી કરીને સંતાઈ રહ્યા હતા. ત્યાંથી બે માઇલ છેટે વાલ્મિકિનો આશ્રમ હતો. ત્યાં રામાયણ રચ્યું હતું.

**આગ્રાઃ**—જમના નદીના જમણા કાંઠે છે. અહીં મોટો કિલ્લો છે. કિલ્લામાં જવાની ૦-૨-૦ ની ટિકિટ છે, ને કિલ્લામાં જોવાનું ઘણુંજ છે. સાથે ભોમીઆની જરૂર પડે છે. કિલ્લો લાલ પત્થરનો બાંધેલો છે. અકબરે, જહાંગીરે અને શાહજહાંએ ત્યાં રહેઠા બંધાવ્યા છે. અકબરે ચિતોડથી આણેલા બે

દરવાજા આ કિલ્લામાં મૂકયા છે. નગીના મસીદ પાસે એક ઓરડો છે. ત્યાં ઔરંગઝેબે શાહજહાં ને સાત વરસ નજરકેદ કર્યો હતો.

મયુરાસન ઘડાવનારો ને ઉપર બેસનારો શાહજહાં આ કિલ્લામાં કેદી તરીકે મરણ પામ્યો હતો. દિવાને આમ, દિવાને ખાસ અહીં છે. અંદર સોલજરો પણ છે. સોમનાથનો દરવાજો પણ અહીં રાખેલો છે. એકંદરે કિલ્લો ઘણોજ મોટો છે.

**તાજમહાલ**—જમનાજી ઉપર એકદમ સફેદ આરસનો બાંધેલો છે. ઉપર તાજમહાલ બેગમ ને શાહજહાંની કબરો છે. નીચે પણ કબરો છે ત્યાં દીવો રાખી બતાવે છે. પાસે આરસના મોટા મિનારા છે. પાસે મસીદ પણ તેજ પત્થરની બાંધેલી છે. કમ્પાઉન્ડ ઘણુંજ મોટું છે. તેમાં બગીચા બનાવ્યા છે.

**સિકંદરા**—અકબરનો રોજો છે તેનાં હવે તો બધાં ખંડેરો થઈ ગયાં છે. ૫ માઇલ દૂર છે. પણ ત્યાં કાંઈ જોવા જેવું નથી. જોડે મીના મહેલમાં જુનું પુરાણું કામ જોવા જેવું છે.

કૈલાસ—આગ્રાથી ૬ માઇલ દૂર મોટું શિવમંદિર જમનાકાંઠે છે.

યમુનાબ્રિજ—નીચે રેલવે ને ઉપરે માળે માણસ તથા ગાડાં જાય છે.

આગ્રાથી અમનેરા થઈ મથુરા જવાય છે, અને ભરતપુર ને અમનેરા વચ્ચે ફતેપુર સીક્રી છે. જ્યાં બાબરે રાણાસંગને હરાવ્યો હતો.

**જયપુરઃ**—આખા હિંદુસ્તાનમાં સુંદર શહેર છે. સલાટ લોકો પત્થર અને આરસપહાણની સુંદર મૂર્તિઓ બનાવે છે. પત્થરનાં રમકડાં, ખલ વગેરે ઘણું સારૂં બને છે. મકાનો લાલ, એક સરખી ને સુંદર બાંધણીનાં જોવા લાયક છે.

જયપુરના રાજાનો બાગ બહુ વિસ્તારમાં છે. અંદર સુંદર મહેલ છે. ત્યાં સંગ્રહસ્થાન બહુજ સરસ જોવા લાયક છે બાગમાં જીવતાં પ્રાણીઓ છે. બાગમાં શ્રાવણભાદરવાના મંડપો પણ છે.

શહેર વચ્ચે સાત માળનો ચંદ્રમહેલ છે તે જોવાલાયક છે.

ગલતા—શહેરથી ત્રણ માઇલ છેટે છે. ડુંગર ઉપર ચઢવા ઉતરવાનું છે. ત્યાં હનુમાનજી ને સૂર્યનું મંદિર છે. આગળ જતાં સાત કુંડ આવે છે. પ્રથમના કુંડમાં હરદ્વારથી ગંગાનું પાણી આવે છે એમ કહે છે. એક કુંડમાંથી બીજા કુંડમાં ગાયના મ્હોંમાં થઈને પાણી જાય છે. સ્ત્રી અને પુરુષોને નાહવાના કુંડો જુદા જુદા છે. પાસે બીજાં ઘણાં દેવળો છે. એકંદર જગા જોવા લાયક છે. ડુંગરપર રસ્તો પથરા પાથરીને બનાવેલો સારો છે.

આમીર—પાંચ માઇલ છેટે છે. ત્યાં કિલ્લામાં ચાર આનાનો પાસ લઈ જવું પડે છે. કિલ્લામાં જગાઓ ઘણી સારી છે. માતાજીનું મંદિર તથા દુકાનો તથા બીજી ઘણી જોવા લાયક જગાઓ છે. કિલ્લામાં પણ ખજાનો, બંગલા, બેઠકો, બાગ વગેરે ઘણુંજ જોવા લાયક છે. કિલ્લા પાસે એક સુંદર સરોવર છે. પાસે જયપુરના રાજાના તથા તેમના દીકરા વગેરેના મહેલો છે.

શહેરમાં વેધશાળા, આરસના પત્થરથી બાંધેલી, રાજમહેલની પાસે છે. જાણીતા માણસ સિવાય સમજ પડતી નથી, માટે ભોમીઓ લઈ જવો પડે છે. સૂર્ય, ચંદ્રની ગતિ તથા બીજી ખગોળને લગતી હકીકત ઠીક રીતે જણાય છે.

રાજમહેલ—બહુજ જોવા લાયક છે. ત્યાં પણ ભોમીઆની જરૂર છે.

ગોવિંદદેવનું મંદિર—આ મૂર્તિ વૃંદાવનથી લાવીને સ્થાપી છે. ત્યાં સમય સમયનાં દર્શન થાય છે. મદનમોહનજી, રાધાગોપાળ, રામચંદ્રજી, વિશ્વેશ્વર મહાદેવ, હાથીખાનું, બજાર, વગેરે ઘણું જોવા લાયક છે.

મણિલાલ ભોળાનાથ શુક્લ
હેડમાસ્તર, હીરાપુર; જિલ્લે અમદાવાદ

## બાળવિકાસ

મનુષ્યની બધી અવસ્થામાં બાલ્યાવસ્થા એજ તેની સૌથી ઉપયોગી અવસ્થા છે. આ અવસ્થામાં બાળક પોતે સ્વતઃ ક્રિયાદ્વારા કામ કરે છે. બાળક આસપાસના વાતાવરણમાંથી નવી પ્રેરણા, નવો ઉત્સાહ, અને નવો પ્રાણ ગ્રહણ કરે છે, અને તેથી તેની સ્વતઃ વૃત્તિને ઉત્તેજન મળે છે. આથી બાળકની સર્જનશક્તિ ખીલે છે. બાળક દરેક પળે પ્રવૃત્તિ કરે છે; આ પ્રવૃત્તિથી તેનો વિકાસ થયાં કરે છે.

કેળવણીના ક્ષેત્રમાં મોંટેસોરીની યોજનાએ નવોજ પ્રકાશ પાડયો, તેથી કેળવણીની દુનીઆમાં નવી જાગ્રતિ આવી. મનુષ્યને મૂળથીજ સ્વતંત્રતા પ્રિય છે. તેથી કાર્યરૂપે પ્રવૃત્તિ કરવાની વૃત્તિ બાળકનામાં સ્વભાવથી રહેલી છે. સ્વભાવને અનુકૂળ કામથી બાળક થાકતું નથી; પણ ઉલટું આળસુ થઇ પડી રહેવાથી બાળકને જીવનમાં કંઈ રસ પડતો નથી. પ્રત્યેક બાળક બીજા બાળકથી શરીર, મન, અને આત્માથી ભિન્ન છે. તેથીજ મોન્ટેસોરીની શિક્ષણની યોજનામાં તેના વિકાસમાં વ્યવસ્થા વ્યક્તિગતજ થાય છે. વળી બાળક પ્રત્યેક દિવસે વિકાસમાં આગળ વધતું જાય

છે. આગલા દિવસથી બીજે દિવસે તેનામાં નવા વિચારો અને નવી પ્રેરણાઓનું બળ વધતું જાય છે. બાળકનો સ્વભાવ એવો છે કે તેને જો અનુકૂળ યોગ્ય વાતાવરણમાં મૂકવામાં આવે તો પોતાનો વિકાસ સાધવાને માટે પોષક પ્રવૃત્તિ લઈ શકે.

શરીર, ઇંદ્રિયો અને મન એ બધાં માનસિક વિકાસનાં સ્થૂળ સાધનો છે. તેમજ માનસિક અને શારીરિક વિકાસને સ્થૂળ સ્વરૂપ આપનારાં તેજ સાધનો છે. મન અને આત્માના વિકાસમાં ઇંદ્રિયો, મન અને આત્મા પરસ્પર આધાર રાખે છે. બાળકની એકાગ્રતા અને તલ્લીનતામાં બાળક ઉત્સાહપુર્વક આગળ વધે છે. આથી કરીને નાનાં બાળકોને વાર્તા સંભળાવવાથી તેની કલ્પનાશક્તિને પોષણ મળે છે. બાળકમાં અનંતશક્તિ છે. તેથી તેનામાં નવીન વિચારો આવવાથી આનંદિત થાય છે. આનંદી સ્વભાવ એ તંદુરસ્ત બાળકમાં સ્વાભાવિક વૃત્તિ છે. એ વૃત્તિ ન થાય ત્યાં-સુધી એનો વિકાસ થવો અસંભવિત છે. આથી કરીને બાળકને સ્વતંત્ર રાખી પરિસ્થિતિ અનુકૂળ કરી આપવી તેથી બાળક પોતે પોતાની જાતને કેળવી શકશે, અને એક ધ્યાન થઈ રસમાં તરબોળ થશે.

બાળક એક મહાન વ્યક્તિ છે. આ મહાન વ્યક્તિનો સ્વભાવ એવો છે કે તે પોતાનો વિકાસ પોતાની જાતે સ્વપ્રયત્નથી શોધે છે. બાળક પોતાનો વિકાસ શોધવાની હીલચાલમાં હોય ત્યારે આડે ન આવવું. બાળક પોતાની ઇંદ્રિયોદ્વારા જે અનુભવો મેળવવા પ્રયત્નો કરી રહ્યું હોય તેમાં વિઘ્ન ન નાખવું, અર્થાત્ બાળક જે કંઈ કરવા તરફ વળે તે તેને કરવા દેવું તેને સ્વાતંત્ર્ય કહે છે. બાળકને સ્વતંત્રતા આપવી તેમાંજ તેનો વિકાસ છે. કોઈ વખત બાળક પોતાની જાતને જાણે અજાણે સ્વતંત્ર અનુભવી શકે છે, ત્યારેજ વિકસે છે, પ્રફુલ્લિત થાય છે. બાળક જે કાર્ય કરે તે તેને કરવા દેવું જોઈએ, તેનો અર્થ એવો નથી કરવાનો કે બાળકનું આચરણ સ્વતંત્ર મટીને સ્વચ્છંદી આચરણનું થવા દેવું, બાળક પોતાની જાતેજ વિકસી શકે છે તે વાત સાચી છે; પરંતુ જ્ઞાન લેવાની ક્રિયામાં પ્રેરણા તેને હમેશ મદદગાર ન હોવાથી બાળક કેટલુંક અણસમજ્યે કરી બેસે છે કે જે અટકાવીએ નહિ તો ચાલેજ નહિ.

બાળસ્વભાવમાં તેનામાં બીકણપણાનો ગુણ હોય છે.બાળસ્વભાવમાં દુષ્ટતા અને ક્રોધ નથી. આપણા અવિચારી દબાણ અને બાળકની સહજ પ્રવૃત્તિ સામેના વિરોધને લીધે ખાસ કરીને આપણેજ તેમને તે અવગુણો બક્ષેલા છે. બાળકના સ્વભાવને ક્રોધી બનાવવું તે બાળકોનો વિકાસ કરવામાં નુક-

નુકસાનકારક છે. બાળક એક અતિ નાજુક યંત્ર છે. તેની સાથે કામ કરનાર માણસ પણ નાજુક હથિયારોથી કામ કરી શકે તેવો હોવો જોઈએ. બાળકોના વિચારોને પોષવાનું કામ ઘણી ધીરજ અને ડહાપણથી કરવાનું છે. બાળકના દરેક અવગુણને નરમાશ અને દૃઢતાથી દાબી દેવાની જરુર છે. ક્રોધના આવેશને બદલે પ્રેમ અને માનની લાગણીથી બાળકના મન ઉપર પ્રકાશ પાડી તેનું ચારિત્ર્ય શિક્ષકે ઘડવાનું છે. ભય અને બીકથી બાળકનો વિકાસ સાધી શકાતો નથી. બાળક પોતાના વિકાસમાં આગળ કેમ વધે તે જોતા જવાનું, અને જરુર પડે તો તેને મદદ આપવાનું શિક્ષકનું કામ છે. આમાંજ શિક્ષકની ખરી કસોટી છે.

સમાજના આદર્શો શિક્ષણપદ્ધતિમાં ઉતરે છે. શિક્ષણપદ્ધતિ બાળકનું ચારિત્ર્ય ઘડે છે. બાળક તે ભવિષ્યની ઉગતી પ્રજા છે; એટલે તેનામાં વીરત્વની સાચી પ્રેરક લાગણી ઉત્પન્ન કરવી જોઈએ. સારા સારા નમુનાઓનું પ્રદર્શન બાળકોને બતાવવું જોઈએ. આથી બાળકની કળાકૌશલ્યની શક્તિ વધે છે. બાળક પોતાની આવડતનું પ્રદર્શન પોતાના મિત્રોને બતાવે છે, તેમજ મિત્રોનું સૃજન પોતે જુએ છે, અને તેની પરીક્ષા પણ કરે છે. મિત્રોનું સારૂં કામ જોઇને સ્વપ્રયત્નથી પોતાનું સૃજન કરવાના આનંદમાં મશગુલ બને છે.

બાળકો જે કામ સ્વયંસ્ફૂર્તિથી કરતાં હોય તેમાંજ શાબાશી આપવી જોઈએ. સ્વતંત્રતાથી અને મનની અંતર ઇચ્છાથી કામ કરતાં બાળકોનું કામ આપણે અવલોકવા જઈએ તો પોતાનું સારૂં કામ બતાવેછે અને સામા માણસ તરફથી શાબાશી લેવાનો પ્રયત્ન કરે છે. આ વખતે બાળકને ઉત્સાહની કાંઈ પણ પ્રેરણા મળતી નથી, ત્યારે બાળક મંદ અને ઉત્સાહહીન બની જાય છે. તેના કામમાં તેને રસ પડતો નથી. શિક્ષણશાસ્ત્રમાં રસ એજ શિક્ષણનો આત્મા છે; એટલે રસ પડે તેમ થાય તોજ બાળકનો વિકાસ થાય છે. બાળકમાં ઈશ્વરી અંશ છે. તેણે તેની પ્રથમની સૃષ્ટિમાંથી આ નવી સૃષ્ટિમાં પ્રવેશ કર્યો છે. તેની સ્વતઃ વૃત્તિને ઉત્તેજન આપવામાં આવે, ત્યારે બાળકની આન્તરવૃત્તિ જાગ્રત થાય ત્યારેજ વિકાસ સંભવિત છે. બહારનું ગમે તેટલું વલણ કે આકર્ષણ હોય પણ જ્યાંસુધી બાળકની સ્વતઃવૃત્તિ જાગ્રત ન થઈ હોય ત્યાંસુધી બધું નકામું જાય છે. તેથીજ તેને સ્વતંત્રતા પ્રથમ આપવાની જરુર છે.

બાળકને પોતાના વિકાસને માટે આંતરપ્રેરણા થાય છે. એ ક્ષુધા તૃપ્ત કરવાને બાળકને જો યોગ્ય સાધનો મળી શકે તો બાળક તેના ઉપર આક્-

રીન થાય છે, અને તેના ઉપર એક ધ્યાનથી ગમે તેટલો વખત કામ કરે છે. આ કામ કુદરતી પ્રેરણાથીજ થાય છે. તેમાંજ તેને આનંદ પડે છે. બાળકના જ્ઞાનને માટે દુનીઆના આકારો, રંગો, જુદી જુદી જાતની સુંવાળી, ખરબચડી સપાટીઓ, સુવાસો, અને સ્વાદના ભેદ શરીરની સર્વ ઇંદ્રિયોનો વિકાસ કરવામાં ખાસ આવશ્યક છે.

આપણા બધા જ્ઞાનનું મૂળ ઇંદ્રિઓનો ઉપયોગ છે. આંખદ્વારા વસ્તુઓના રંગ, આકાર, કદ, અંતર, મોટું, નાનું માલમ પડે છે. કાન વડે અવાજના ભેદ જાણી શકાય છે. સ્પર્શથી સુંવાળું, કરકરૂં, ટાઢું, ઊનું માલમ પડે છે. છભથી સ્વાદ જાણી શકાય છે. નાકથી ગંધની ખબર પડે છે. બધી ઇંદ્રિયોમાં આંખનો નંબર પહેલો છે. આંખદ્વારા જે છાપ મગજમાં પડે છે તે સ્પષ્ટ અને સચોટ પડે છે. બાળક પ્રત્યક્ષ જુએ છે, તેથી તે તેનો વિચાર કરે છે. અનુભવ ઉપરથી જે જ્ઞાન મળે છે તે સારીપેઠે યાદ રહી શકે છે. આ જ્ઞાન જિંદગી સુધી ભૂસાતું નથી. તેના વિચારો ચિરસ્થાયી થાય છે. અનુભવ થાય એટલે બાળક અવલોકન કરે છે. સારા શિક્ષણનો આધાર બાળકના અનુભવ ઉપર છે. એક શિક્ષકને સૃષ્ટિજ્ઞાનના વિષયમાં હાથી વિષે પાઠ આપવાનો છે. હાથી બાળકોએ જિંદગી પર્યન્ત જોયો નથી. હવે હાથી નિશાળમાં લાવી શકાય તેમ ન હોય તો હાથીનો જ્યાં વસવાટ હોય ત્યાં કલાસને લઈ જવી, અને ત્યાં લઈ ગયા પછી હાથીનું અવલોકન કરવા કહેવું. તેની વાતચીત કરવી. ત્યારબાદ વર્ગને નિશાળમાં લાવવો. હાથીના કરેલા અવલોકન ઉપરથી બાળકના વિચારો સુસંબદ્ધ ગોઠવાય છે, તેથી તેની વિચારશક્તિનો ભંડોળ વધશે. આ વખતે બાળકને હાથીના કરેલા અવલોકનને લગતા પ્રશ્નો પૂછવામાં આવશે તો તે સારી પેઠે કહી શકશે. વળી હાથીનો નિબંધ પણ લખી શકશે. અનુભવથી જે જ્ઞાન મળે તેનો સંબંધ ભાષા સાથે જોડવો. બીને જમીનમાં વાવીએ ત્યારે તે ઉગે છે, અને ફાલેછે અને તેનો વૃક્ષના રૂપમાં વિસ્તાર થાય છે તે પ્રમાણે બાળકની શક્તિ અનંત છે. બાળકની શક્તિનો વિકાસ શિક્ષક ધારે તેટલો કરી શકે છે. બાળકની ધ્યાનશક્તિ કેળવવાથી બાળકના હૃદયમાં ઉન્નત ભાવ જાગ્રત થાય છે. તેથીજ નાના બાળકને પ્રથમ શીખવતી વખતે વસ્તુ,' પછી નમુનો, ચિત્ર કે નકશો અને છેવટે આકૃતિનો ઉપયોગ કરવામાં આવે છે. કોઈપણ વસ્તુ સાંભળવા કરતાં જોવાથી વધારે યાદ રહી શકે છે. નાનાં બાળકોને ઇંદ્રિયોનું જ્ઞાન આપવું તેથી તેનામાં વિચારશક્તિ વધે છે.

બાળકને સ્વતંત્રતા આપવાથી તેનામાં જવાબદારી, સાહસ, સ્વતઃપ્રેરણા, કલાકૌશલ્ય, વીરતા, આત્મસંયમ ઇત્યાદિ ઉંચા પ્રકારના ગુણો આવે છે. તેનો વ્યક્તિગત વિકાસ કરવા માટે અનુકૂળ યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવું એ બાલવિકાસનો મહા મંત્ર છે.

તાલુકા સ્કૂલ, પાલનપુર } શિક્ષક-ચુનિલાલ નરભેરામ

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તરભાગ

નં. ૧૪૫૫૬

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા તા. ૪ થી એપ્રિલ ૧૯૩૨ને સોમવારે અને તે પછીના દિવસોએ નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

અમદાવાદ　　સુરત
નડિઆદ　　ગોધરા
ભરૂચ

૨. સદરહુ પરીક્ષા તા. ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮ ના મુંબઈ ગવર્નમેન્ટ ગેઝેટના ભાગ પહેલાના પૃષ્ઠ ૧૯૬૮ થી ૧૯૭૧ સુધીમાં પ્રગટ કરેલી તા ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ની નં ૨૨૮૮ના કેળવણીખાતાની સરકારી જાહેરખબરમાં જણાવ્યા મુજબ લેવામાં આવશે.

૩. દરેક સ્થળે પરીક્ષાનું કામ કમિટીને હસ્તક રહેશે. અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરૂચ અને સુરતની સરકારી હાઇસ્કૂલોના હેડમાસ્તરો તે તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે.

૪. નક્કી કરેલું છાપેલું ફૉર્મ ભરીને ઉમેદવારોએ પોતાની અરજી તથા પરીક્ષાની ફીના રૂ. ૩), જે સ્થળે પોતે પરીક્ષા આપવા ઇચ્છતા હોય તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ ઉપર તા. ૧ લી માર્ચ ૧૯૩૨ મી સુધીમાં કે પહેલાં મોકલી આપવી, તે તારીખ પછી મળેલી અરજીઓ ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

પરીક્ષા માટેની અરજીનું ફૉર્મ પ્રેસિડેન્ટ કનેથી વગર ફીએ અરજી કરવાથી મળી શકશે.

૫. અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૩૧ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ ૨ જાના પૃષ્ઠ ૧૭ માં પ્રગટ કરવામાં આવ્યાં છે.

૬. દરેક પુરુષ વિદ્યાર્થીનું તા. ૧ લી એપ્રિલ ૧૯૩૨ સુધીમાં ૨૫મું વર્ષ પુરૂં થએલું હોવું જોઈએ નહિ, અને જે જિલ્લામાં પરીક્ષા આપવા માગતો હોય તે જિલ્લામાં છેલ્લા ૭ માસ સુધી તે રહ્યો હોવો જોઈએ.

૭. ઉમેદવારોની પરીક્ષામાં બેસવાની લાયકાત, અભ્યાસક્રમ તથા પરીક્ષા સંબંધી સંપૂર્ણ વિગત વગેરે સદરહુ મુંબઈ સરકારી ગેઝેટમાં પ્રગટ કરેલા નિયમોમાંથી મળી આવશે.

૮. તા. ૨૭ મી ફેબ્રુઆરિ ૧૯૧૯ના નં. ૭૩૬ના કેળવણીખાતાના સરકારી હુકમની રૂએ મંજુર કરવામાં આવેલાં અને તા. ૧૩ મી માર્ચ ૧૯૨૯ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ ૧લાનાં પૃષ્ઠ ૬૪૧–૬૫૪ માં પ્રગટ કરેલાં ઉર્દુ–ગુજરાતી અને ગુજરાતી–ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં લેવાની, ઉર્દુ ઉમેદવારો માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પણ સદરહુ સ્થળોએ તેજ વખતે લેવામાં આવશે.

૯. તા. ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૨૫ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ અને તા. ૯ મી જુન ૧૯૨૮ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ સુધારેલા ખેતીકામના ઐચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપનાર ઉમેદવારોની પરીક્ષા અમદાવાદ, નડિઆદ, ભરૂચ, સુરત અને ગોધરા, એ સ્થળોએ તેજ સમયે લેવામાં આવશે.

ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ. તા. ૨૧ મી ડિસેમ્બર ૧૯૩૧ } (અંગ્રેજીમાં સહી) કે. જી. ગીડવાની

એ. ઈ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૨૦–૧–૧૯૩૨ ના હુકમ અનુસાર )

## ઇનામપત્રક

### સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ભગવા | મિ. સોમાભાઇ મકનજીએ | ૧—૦—૦ | શુક્રવારે ચણા વહેંચ્યા. |
| | મિ. લાલભાઇ ગોવિંદજીએ | ૧—૦—૦ | " |
| સીંગણપોર | શેઠ રતનજી પેસતનજી પટેલે | ૩૫—૦—૦ | વાર્ષિક પરીક્ષા વખતે પુસ્તકો ઇનામ તરીકે વહેંચ્યાં. |
| અબ્રામા | તીથલવાળા ધનજીશા હીરજી ભાઈ પટેલે | ૧૪—૧૨—૦ | કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| તીથલ | ડૉ. ધનજીશા હીરજીભાઈ પટેલે | ૨૧—૧૦—૦ | વિદ્યાર્થીઓને સ્લેટો વહેંચી તથા ચણા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| છાપરાભાઠા | સ્કૂલ કમિટિના મેમ્બર પરસોતમ ડાહ્યાભાઈ પટેલે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| ખોધાન | મે. ચેરમેન સાહેબ ડોસાભાઈ સોરાબજી તરફથી | ૧૦—૦—૦ | સાકર વહેંચી. |

## મહિકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| અડપોદરા | મે. રૂપાલ ઠાકોરસાહેબ તરફથી | ૭—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | મિ. ગોકળદાસ લલ્લુભાઈએ | ૪—૦—૦ | " |
| લીહોડા | શાહ દામોદરદાસ મલકચંદે | ૫—૦—૦ | નૂતનવર્ષના શુભપ્રસંગાર્થે બોયસ્કાઉટને રૂમાલ નં. ૨૫ આપ્યા તથા પતાસાં વહેંચ્યાં |
| | શેઠ દયારામ ખસુરામે | ૨—૦—૦ | રોકડા આપ્યા તથા ચાહપાણી કર્યાં. |
| | ગામના સદ્‌ગૃહસ્થો તરફથી | ૫—૦—૦ | બોયસ્કાઉટને થેલીઓ કરાવવા સારૂ આપ્યા |
| | ડભોડાના ખેલીફ મિ. સનાલાલ મગનલાલે | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા દુધ સાકર નાખી પાઈ તથા રોકડા રૂ. ૨. આપ્યા. |
| | કરમસદની અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર સાહેબ તરફથી | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | શાહ જેઠાલાલ હરજીવનદાસે | ૨—૦—૦ | રોકડા આપ્યા તથા પતાસાં વહેંચ્યાં. |
| | ઠાકોર રમતુજી કાળુજી તરફથી | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | શાહ સાંકળચંદ ચુનીલાલભાઈએ | ૬—૪—૦ | બૉયસ્કાઉટના પટા નં ૨૫ આપ્યા. |
| | શાહ બેચરદાસ લાલચંદે | ૭—૦—૦ | બૉયસ્કાઉટ માટે ખાખ મોજાંની જોડ ૨૫ આપી તથા પતાસાં વહેંચ્યાં. |
| સાચોદર | પીપોદરના પંચાલ કચરાલાલ રેવાભાઈએ | ૪—૮—૦ | વિદ્યાર્થીઓને પેંડા વહેંચ્યા તથા ચાહપાટી આપી. |
| થરાદ | મેડિકલ ઑફિસર સાહેબ જેસીંગલાલભાઈ મગનલાલ કારભારીએ | ૧૪૦—૦—૦ | હંટરમેલ ટ્રે. કૉ. રાજકોટમાં ભણતા સ્કોલ હાલચંદ રતનશી વોરને વાષક સ્કૉલર્શિ તરીકે આપ્યા. |

| | | |
|---|---|---|
| થરાદ | મેડિકલ ઑફિસર સાહેબ જેસીંગલાલભાઈ મગનલાલ કારભારીએ | ૨૫—૦–૦ |
| દોહોડા | ખાનપુરના પટેલ છોટાલાલ દાનભાઈ એ | ૨—૦–૦ |
| | ખાનપુરનાં શ્રીયુત શામળદાસ કાળીદાસે | ૧૧—૦–૦ |
| | જમીદાર સાહેબ રા. રા. શંકરલાલ બાપુલાલ શાહે મે. થાણદાર સાહેબની ભલામણથી | ૧૫—૦–૦ |
| | નાંદોલના દવે લાભશંકર કાશીરામે | ૨—૦–૦ |

## અમદાવાદ જિલ્લો

| | | |
|---|---|---|
| વણસોલી | મહુવાના શેઠ શંકરલાલ બાબરદાસે | ૨૦—૦–૦ |
| બાવળા | પા. અંબારામ મોતીભાઇએ | ૧૫૦—૦–૦ |
| | પા. પુરુષોત્તમદાસ નાથાભાઈએ તથા મિ. કેવળભાઈ દેશાઈ-ભાઈએ તથા તલાટી બળદેવ ગીરધરદાસે મળી | ૨૫—૦–૦ |
| સાબરમતી | જેલના ડૉક્ટર તથા સ્ટાફ તથા બીજા રેલ્વે સદ્‌ગૃહસ્થોએ મળી | ૧૧—૭–૩ |
| તણસા | દેશાઈ વિનાયકરાવ હરિપ્રસાદે | ૩—૪–૦ |
| | ગામના સદ્‌ગૃહસ્થો તથા સ્કૂલ-કમિટિના મેમ્બરો તરફથી | ૩—૪–૦ |
| હીરાપુર | શા. કેશવલાલ બકોરદાસે | ૩—૦–૦ |
| | શા. છોટાલાલ સુરચંદે | ૨—૦–૦ |
| | શા. ચુનીલાલ એમચંદે | ૨—૦–૦ |
| | કુંભાર ઈશ્વર કલ્યાણે | ૨—૦–૦ |
| કુબડથલ | પટેલ મગનભાઈ નારણભાઈએ | ૩—૦–૦ |

| | | | |
|---|---|---|---|
| કુબડથલ | બીહોલા રજપુત ભુપતસંગ બેચરે | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ખસ | મિસ્ત્રી કાળીદાસ મુળજીએ | ૪૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. હીરાલાલ ભાઇચંદ ધોળકીયાએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| પીંપળી | સુ. સરદારસંગ રાયસંગજી તથા તાલુકદાર સુ. ભગવાનસંગ રાયસંગજીએ | ૨૬—૪—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગાંફ | પટેલ જેઠાભાઈ કાળાભાઈ એ | ૧૪—૮—૦ | ,, |
| રેહાતલ | મિ. સાંકળદાસ કાશીદાસ પટેલે<br>મિ. વણારસી કાશીદાસ પટેલે<br>મિ. નારણદાસ કાશીદાસ પટેલે | ૩૨—૮—૯ | ,, |

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

## શાળોપયોગી પુસ્તક પ્રકાશન

**ગુજરાતનો વાર્તારૂપ ઇતિહાસ સચિત્ર**—રા. ડી. એલ. સરાય અને આર. એમ. જોશીકૃત. આવૃત્તિ ૧૩ મી. આ ઇતિહાસ વાંચવામાં બાળકોને રસ પડે છે. ઘણા વિદ્વાનોના પ્રમાણપત્રો મળ્યાં છે. નવાનગર અને બીજાં ઘણાં સ્ટેટોમાં પાઠય પુસ્તક તરીકે મંજુર છે. ગાયકવાડ સરકારના કેળવણીખાતામાં ઇનામ, લાયબ્રેરી માટે મંજુર છે. કિં. ૦-૨-૬.

**ગુજરાત અને કાઠિયાવાડની ભૂગોળ**—વેદ અને બાલકવિ કૃત. રંગીન નકશા સહિત, આવૃત્તિ ૫ મી, નવાનગર અને બીજા ઘણાં સ્ટેટોમાં પાઠય પુસ્તક તરીકે મંજુર છે. કાઠિયાવાડમાં બહોળો વપરાશ છે. કિં. ૦-૩-૦

**પ્રાથમિક દેશી હિસાબ**—સચિત્ર, બાળવાર્તા સહિત, કિં. ૦-૧-૬.

**સરળ દેશી હિસાબ પ્રારંભ**—રા. નરભેરામ ગ. શાસ્ત્રી, ૫. વિ. ડેપ્યુટિ એજયુ. ઇન્સ. સાહેબ કૃત. સચિત્ર બારાક્ષરી, પુરા આંક, બાળબોધ બારાક્ષરી, ડ્રોઇંગ-આકાર, અંકગણિત, મુખગણિત, પલાખાં, કોષ્ટકો, કુંચીઓ અને દિશાજ્ઞાન વગેરે અનેક હકીકતોથી ભરપૂર. કિં. ૦-૧-૯.

**સરળ પ્રારંભ પોથી**—અંગ્રેજી શિક્ષણ માટે ઉત્તમ છે. કિં. ૦-૪-૦

**ડિકટેશન શિક્ષણ**—શુકલ અને કટારમલ કૃત. ગુ. ધોરણવાર.

ધોરણ ૧ લું, કિં. ૦-૨-૬ ધો. ૨ જું, કિં. ૦-૨-૬
ધોરણ ૩ જું, કિં. ૦-૩-૦ ધો. ૪ થું, કિં. ૦-૩-૬

ઘણાજ સુધારા સાથે, ગ્લેઝ ઉંચા કાગળ, મજબૂત પુંઠાં અને સસ્તી કિંમત હોવા છતાં બુકસેલરો અને માસ્તરોને ભરપૂર કમિશન. માસ્તરોને નમુનો મફત મોકલાશે.

**મેકમિલનના ન્યુ ઈંગ્લીશ રિડર્સની નોટસ-તરજુમા—**

પ્રાઇમર ભાગ ૧લાની નોટ, કિં. ૦-૬-૦ રિડર ૧લાની નોટ, કિં. ૦-૧૨-૦
પ્રાઇમર ભાગ ૨ જાની „ કિં. ૦-૭-૦ રિડર ૨ જાની „ કિં. ૦-૧૫-૦

અનુભવી ગ્રેજ્યુએટને હાથે તૈયાર થએલ છે. તદ્દન નવીજ પદ્ધતિ અને અવનવા સુધારા સહિતની ઉંચા ગ્લેઝ કાગળ પર છપાયેલ છે. માસ્તરોને નમુનો મફત મોકલાશે. કમિશન ભરપૂર મળશે.

**શ્રી દ્વારકા મહાત્મ્ય**—ગુજરાતી ભાષાન્તર, કિં. ૦-૧૦-૦

આ સિવાય શાળોપયોગી તમામ પુસ્તકો વગેરે વ્યાજબી ભાવે મળશે.

બુકસેલર—હેમરાજ જાદવજી વેદ એન્ડ સન,
પ્રોઃ—વેદ પ્રિન્ટિંગ પ્રેસ—જામનગર.

પુસ્તક ૭૧ ] [ અંક ૩

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## માર્ચ સને ૧૯૩૨

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસોની જરૂર પડે છે. દુનિયા આગળ વધી છે, અને તેથી આપણાં બાપદાદાના વખતમાં જે રીતરિવાજો તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે. અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે. "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. ગ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ–અમદાવાદ.

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૧] માર્ચ સને ૧૯૩૨ [અંક ૩


## બાળકને તેના અભ્યાસમાં રસ ઉપજાવનારી બાબતો

રસ એ બાળકને તેની આન્તરશક્તિના વિકાસને માટે સાહાય્યદાયક બાબત છે. તે રસ તેના મનમાં કેવી રીતે ઉપજાવી શકાય તે શોધી કાઢવામાં કેટલીક મુશ્કેલીઓ નડે છે. જેવી કેઃ—

(૧) બાળકની આન્તરશક્તિનો આવિર્ભાવ યથાર્થ રીતે સમજવો.

(૨) બાળકની અંદર જે રસવૃત્તિ ગુપ્ત રૂપે રહેલી છે તેને જાગ્રત કરવામાં પરિસ્થિતિનો પ્રભાવ કેટલો છે તે.

(૩) ખરેખરી સ્વાભાવિક પરિસ્થિતિમાં મૂક્યાથી તેનામાં કેટલીક અગત્યની વૃત્તિઓ ઉત્તેજિત થશે તે માટે જરૂરી સંજોગોનો બાળકને અવકાશ.

(૪) જુદા જુદા જમાનાનાં, ઉંમરનાં અને સ્વભાવનાં બાળકોમાં જણાતી રસવૃત્તિની ભિન્નતા.

(૫) બાળકના રસપ્રવાહમાંથી કઈ રસવૃત્તિને પોષવી, કોને મર્યાદિત કરવી અને કોને દાબી દેવી કે બીજી દિશામાં વાળવી તે.

ઉપર બતાવેલી મુશ્કેલીઓ વિષે આપણે વિશેષ વિચાર કરીશું તો જણાશે કે બાળકનો હેતુ યા તેની વૃત્તિનું ખરૂં મૂળ જાણવું હંમેશાં સહેલું કે સરળ નથી. કેટલીક વાર બાળકને તેમના હેતુનું જ્ઞાન હોતું નથી. કુદરતી પરિસ્થિતિ બાળક માટે બહુજ સમૃદ્ધ, યથાર્થ, વિવિધ, અને નિયમિત

હોય છે. મનુષ્યે તેના પ્રથમના વિચારો કુદરત પાસેથી મેળવ્યા છે. તેનું જીવન નભાવવા માટે તેમજ સુખમય કરવા માટે કુદરતના નિયમને અનુસરી તેને આચરવું પડ્યું હતું. ખાવાપીવાના સાધન અર્થે, રહેવાના ઘર માટે, શસ્ત્ર, વસ્ત્ર, ઓજારો, યન્ત્રો, ઘરનાં રાચરચીલાં, તથા સરસામાન, ઘરેણાં એટલુંજ નહિ, પણ તેના વિચાર અને કલ્પનાના આવિર્ભાવના સાધન અર્થે પણ તેને કુદરતી મદદ લેવી પડી હતી. આવા કુદરતી જીવનને લીધે બાળકની ગુપ્ત આન્તરવૃત્તિ ઉત્તેજિત થાય છે. તેની આન્તરવૃત્તિના સાધારણ આવિર્ભાવ માટે કુદરતી સંજોગોજ જરૂરના છે. તેને લીધે તેના વિચાર અને કાર્ય સતેજ થાય છે. આવી રીતે કુદરતી સંજોગો તેની રસવૃત્તિને જાગ્રત અને ઉત્તેજિત કરવાનું ઉત્તમ સાધન છે. કમનસીબે આપણાં બાળકોને એ સાધન સુલભ્ય નથી હોતું. હાલ તો સુધારાના યુગમાં શાળા પણ એ પ્રકારનું સાધન પુરી પાડી શકતી નથી. ઘરમાં કે શાળામાં બાળકની કુદરતી એટલે પ્રથમની હાજતો અન્ય તરફથી પુરી પાડવામાં આવે છે. ઘણાંજ ગરીબ સ્થિતિનાં કુટુંબ સિવાય બીજાં બધાં કુટુંબોમાં બાળકને ખવરાવવું, સુવાડવું, તેની સંભાળ રાખવી, ભૂખ, ભય અને પ્રતિકૂળ હવા વગેરેની માઠી અસરમાંથી તેનું રક્ષણ કરવું, સંકટમાંથી તેને બચાવવું, વગેરે સૌ બાબતો પર મૂળથીજ કાળજી લેવામાં આવે છે. એવી બાબતો તેને સુલભ્ય હોય છે તેથી સ્વપ્રયત્નથી કે તસ્દી લઈ તેવાં કામ તેને કરવાનો અવકાશ મળતો નથી.

મોટી ઉમરનાં બાળક જ્યારે આનન્દપર્યટન માટે બહાર જાય છે ત્યારે તેમને ખાવાપીવાની તથા ઊંઘ કે હવા વગેરેની જે મુસ્કેલીઓ નડે છે તેને લીધે ઉપર બતાવેલી જીવનની ખામી કેટલેક અંશે દૂર થાય છે.

રસવૃત્તિની વિવિધતાનો તેની બે બાબતો પર આધાર છેઃ–(૧) બાળકનો શરીરનો બાંધો, અને (૨) તેનો સ્વભાવ કે પ્રકૃતિ. અર્થાત્ કોઈ પણ વ્યક્તિના કામની રસવૃત્તિ જાણવાને માટે તેનો શારીરિક બાંધો વધારે જરૂરનો છે.

બાળસ્વભાવમાં મુખ્યત્વે બે પ્રકારની વૃત્તિ માલુમ પડે છેઃ— (૧) અહંભાવાત્મક, (૨) પરાર્થભાવાત્મક. પહેલા પ્રકારમાં વ્યક્તિના આત્મરક્ષણની વૃત્તિઓ માલુમ પડે છે, જેવી કે શરીરની હાજતો, પ્રેમ તથા અંગત મિલ્કતની વૃત્તિ; બીજા પ્રકારમાં જાતિના પરિપાલનની વૃત્તિ, તેમજ માતૃભાવ, કુટુંબભાવ, જ્ઞાતિ કે સમાજની લાગણીનો સમાવેશ થાય છે. એ બે વૃત્તિઓ ઉપરાંત બીજી બાબત છે તે તેની ટેવો છે.

આ બે વૃત્તિઓમાંથી તેમજ તેની બુદ્ધિના વિકાસ તથા તેની પરિસ્થિતિની અસર ઉપરથી તેની ટેવો બંધાએલી હોય છે. આ પ્રમાણે તેની વૃત્તિઓ અને ટેવો એકત્રિત્ત થઈ પરસ્પર અસર કરે છે. વળી શરીરનો બાંધો તથા આરોગ્ય પણ વૃત્તિ અને ટેવો ઉપર અસર કરે છે, અને વૃત્તિઓ અને ટેવો શરીર પર અસર કરે છે. શરીરના વિપુલ ઉત્સાહને લીધે તેની પ્રેરણાનો ખૂબ આવિર્ભાવ થાય છે, તેની વૃત્તિ સ્વાર્થમયી કે પરાર્થમયી હશે તે પ્રમાણે બાળકના શરીરની સ્થિતિ જણાઈ આવશે. તેની નિદ્રા ગાઢ અને શાંત થશે, તે વધારે ચપળતાથી કામ કરશે, તે વધારે તંદુરસ્ત જણાશે અને વધારે વખત હોંસથી રમતું માલમ પડશે. એથી ઉલટું તેની વૃત્તિ તેના શરીરના સમતોલપણા પર અસર કરશે. જ્યારે તેનો સ્વભાવ તેની ઉંમરના પ્રમાણમાં અનુકૂળ હોય છે ત્યારે શરીરની શક્તિનો એક સરખી રીતે વિકાસ થઈ શકે છે.

આ ઉપરથી જે બાળકમાં અહંતા અને ચપળ સ્વભાવ હોય છે તેની વૃત્તિઓ, વર્તન, અને રસ પણ કેવાં હોય તે સમજાય છે. ખરી રીતે તો તેવું બાળક અસ્વસ્થ, લોભી, સ્વાર્થી, અને એકલપેટું બનશે; તેની મતલબના પ્રસંગ સિવાય બીજાની તે દરકાર કરશે નહિ. જો તે આકર્ષક હશે અને જો તેની પ્રશંસા થશે, તેને સાબાશી અપાતી હશે તો તે સ્વાશ્રિત થઈ રમતને ચાહશે. અને તે રમતદ્વારા તેની ઇન્દ્રિયો અને સ્નાયુઓનો ઉપયોગ કરવાની તે ઇચ્છા ધરાવશે. પ્રાણી, જનાવર, જંતુ, સમોવડીઆં બાળકો વગેરે હાલતું ચાલતું સર્વ જે કંઈ તે જોશે તે તપાસીને ભવિષ્યમાં તેનો ઉપયોગ કરવાની તેની ઇચ્છા થશે.

આથી ઉલટા સ્વભાવવાળું બાળક ઉદાસીન વૃત્તિવાળું હોય છે. વાસ્તવિક રીતે તો જે બાળક ચપળ પણ અન્યનું હિત કરવા પ્રેરાય છે તે આદર્શરૂપ ગણી શકાય; કારણ કે એવી તરેહની પ્રકૃતિવાળાં બાળકોમાં સહૃદયતા કે દિલસોજી ભરેલી ભાવનાનો દૃઢતાથી આવિર્ભાવ કરવા માટે તેનામાં આન્તરશક્તિનો ગૂઢ ભંડાર ઘણા મોટા પ્રમાણમાં સમાએલો જ છે; પણ આવી પ્રકૃતિની માહીતી યા તેનો પ્રકટીભાવ તેની અમુક ચોકસ ભાવનાના વિકાસદ્વારાજ સુસાધ્ય છે.

બાળકને રસ ઉપજાવવા માટે જરૂરની ત્રણે બાબતોનો આપણે ઉપર મુજબ વિચાર કર્યો. આ ત્રણે બાળકની અંદરજ છે અને ત્રણે વંશપરંપરાથી તેનામાં વારસારૂપે મળેલી છે, પણ તે ઉપરથી તેમ સમજવાનું

બાળકની રસવૃત્તિનું જણાશે અને તે ગ્રહણ થઈ શકશે. અમુક ઉંમરનાં બાળકોને-તેમની સાધારણ બુદ્ધિના વિકાસને કંઈ અંશે અનુકૂળ થાય એવી પરિસ્થિતિવાળું વાતાવરણ શાળામાં રચી શકાય. શિક્ષકને તે રચવામાં ઉપરની બાબતોની ચર્ચા સાહાય્યરૂપ અને સૂચનરૂપ થશે એમ આશા રહે છે; તે સાથે એવો ભય પણ રહે છે કે છૂટક છૂટક વ્યક્તિમાં વિવિધતા હોવાથી, વિશિષ્ટતા હોવાથી, એ બાબતોનો ધોરણરૂપે સ્વીકાર થાય તો વ્યક્તિ દીઠ નુકસાન પણ થાય ખરૂં. સારો માર્ગ તો એ છે કે એકી વખતે વિવિધ સ્થિતિના વિકાસવાળાં બાળકોને અનુકૂળ થઈ રહે એવી પરિસ્થિતિનું વાતાવરણ રચવું. આનું નામજ સમૂહમાં વ્યક્તિગત શિક્ષણ કે જેને ' નવીન કેળવણી 'ના યુગમાં આદર્શ ગણવામાં આવ્યું છે.

---

## સક્કરનો સિંધુબંધ (લોઇડ બેરેજ)

આજથી લગભગ ૧૩ વરસ ઉપર સક્કરની નહેરની યોજનાની ગણતરી મુંબઈના ના. ગવર્નર સર જ્યોર્જ લોઇડ ( હાલ લોર્ડ લોઇડ )ના સમયમાં કરવામાં આવી હતી, અને તે માટે ૨૦ કરોડ રૂપીઆનો ખર્ચ અંદાજવામાં આવ્યો હતો. તા. ૧૩ મી જાન્યુઆરિને બુધવારના રોજ ના. વાઈસરૉય લૉર્ડ વિલિંગ્ડનના હાથે તે ખુલ્લી મૂકવામાં આવી છે.

આ નહેર બંધ આખી સિંધુના પાણી થંભાવી રાખવાની શક્તિ ધરાવે છે અને પાણીના જથ્થાની વહેંચણી તેના વડે નિયમિત રીતે થાય તેવી ગોઠવણ કરવામાં આવી છે. બંધના ૬૬ તાક-વળાંક છે અને તે દરેક તાક ૮૦ ફુ. પહોળા છે. બંધની કુલ લંબાઈ એક માઈલ જેટલી છે. પાણીને બંધ કરવાનો દરેક દરવાજો ૫૨ ટન જેટલો વજનમાં છે. વિદ્યુત-યંત્રના બળ વડે કે હાથે તે સહેલાઈથી ઉઘાડી શકાય એવી યોજના કરવામાં આવી છે. બંધ ઉપર બે મોટા પુલ છે. તેમાં મોટો પુલ છે તે દરવાજા ઉઘાડબીડ કરવાના કામને માટે ઉપયોગમાં લેવાનો છે. બીજો જે પુલ છે તે નદીના સામસામા કાંઠાના વ્યવહાર-અવરજવર માટે ઉપયોગી થશે. આખોએ બંધ ધોળા ચુનાના પત્થરથી બાંધવામાં આવ્યો છે અને જે કમાનો છે તેમાં રી-ઈન્ફોર્સ્ડ કોંક્રેટ વાપરવામાં આવી છે. આથી સિંધના પુર તેજથી પ્રકાશતા સૂર્યનાં કિરણોથી તે ઉજ્જવળ ભપકાદાર બાંધકામ દીપી ઉઠે છે.

આ યોજના દુનીઆની મહાન નહેરોની યોજનામાંની એક યોજના છે, તેથી સિંધુના પાણીની સપાટી ઉંચે લાવી શકાશે અને તેથી સિંધના ઘણા ભાગમાં ખેતીને માટે પાણી નહેરથી પુરૂં પાડી શકાશે. અત્યારે સિંધના જે ભાગો વેરાન છે તેમાં પાણી મળવાથી ખેતી થશે અને પાકમાં ઘઉં અને રૂ પેદા થશે, આથી વસ્તીને પણ ઉદ્યોગો મળશે અને ઘઉં અને રૂ પરદેશ પણ મોકલી શકાશે. આ બંધની સાથે સાત મોટી નહેરોનો સંબંધ જોડવામાં આવ્યો છે. બ્રિટિશ મુલકમાં લગભગ ૭,૫૦૦૦૦૦ એકર જમીનમાં વાવેતર થશે, અને તેમાં નીચે પ્રમાણે પાક ઉગાડવામાં આવશેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઘઉં | ૨૪,૪૦૦૦૦ એકર જમીનમાં લગભગ | | | ૧૧૩૩૦૦૦ | ટન |
| રૂ | ૭,૯૦૦૦૦ | ,, | ,, | ૫૯૨૦૦૦ | ગાંસડીઓ. |
| ચોખા | ૬,૫૯૦૦૦ | ,, | ,, | ૪,૪૭૦૦૦ | ટન |
| જુવાર, બાજરી | ૬,૯૫૦૦૦ | ,, | ,, | ૨,૯૮૦૦૦ | ટન |
| દાળ–કઠોળ | ૫૩૦૦૦ | ,, | ,, | ૧૫૦૦૦ | ટન |
| તેલીબીઆં | ૪,૧૦૦૦૦ | ,, | ,, | ૧૧૭૦૦૦ | ટન |

આ યોજના પુરી થતાં ૨૦ કરોડ રૂપીઆનો ખર્ચ થયો છે. તેમાં તે કામને લગતા યંત્રોની કિંમત ૫,૫૦૦૦૦૦૦ રૂપીઆની હતી. પુલ અને લોઢાના દરવાજની સંખ્યા એકંદર ૧૯૭૦ જેટલી છે. મોટી સાત નહેરો તથા તેમાંથી નીકળતી શાખા–નહેરો જેનો મોટા બંધ સાથે સંબંધ છે તેને માટે પહેલાં તો પુષ્કળ જમીન ખોદવાનું કામ કરવાનું હતું અને સાથે સાથે કિનારો પણ મજબુત ઉંચો કરવાનો હતો. આમાંની ૬૦૦૦ માઇલની સરકારી નહેરો ખોદવાની હતી. એકંદર ૩૧૦૦૦ માઇલમાં પાણીના પ્રવાહને વાળવાના હતા. એકંદર નહેરોનો વિસ્તાર ૩૭૦૦૦ માઇલની લંબાઈનો છે, અને આ લંબાઇ પૃથ્વીના પરિઘ કરતાં દોઢગણી છે. નહેરો માટે જે માટી ખોદી કાઢવામાં આવી છે તેનો જો ૧૦૦ ચો. ફુ. ની જગામાં ઉંચો સ્તંભ કરીએ તો તે ૪૫૦ માઇલ જેટલો ઉંચો સ્તંભ થાય. ઘણીખરી માટી યંત્રોની મદદથી ખોદી કાઢવામાં આવી હતી. મોટામાં મોટું યંત્ર ૧ મહીને ૫૬૩/૪ લાખ ઘનફુટ માટી ખોદે અને તેટલીજ જમીન ખોદતાં તેજ સમયમાં ૩૮૦૦ માણસો કામે લગાડવાં પડે. યંત્રોથી ખોદાણ જેટલું થયું તેટલું ખોદતાં ૧૩૫૦૦૦ માણસો કામે લગાડવાં પડત. બધાં સામટાં યંત્રો કામ કરે તો દર મિનિટે ૭૪ ટન

માટી ખોદી બહાર કાઢવાની શક્તિ એ યંત્રોમાં હતી. તેટલું કામ પાંચ મહીનામાં કરતાં ૭૫૦૦૦ માણસોની શક્તિ જોઇએ.

નદીને જમણે કાંઠે ત્રણ અને ડાબે કાંઠે ચાર એમ કુલ સાત મોટી નહેરો બાંધવામાં આવી છે. તેમાંથી ડાબા કાંઠાની બે નહેર ખેરપુર સંસ્થાનના અલાયદા ઉપયોગ માટે છે. જમણા કાંઠાની નહેરો રાઈસ કેનાલ–ચોખાના પાક માટેની નહેર, નોર્થવેસ્ટર્ન કેનાલ, અને દાદુ કેનાલ તરીકે ઓળખાય છે. રાઇસ કેનાલ મધ્ય સિંધની જમીનના ઉપયોગ માટે ખોદવામાં આવી હતી. આ પ્રદેશ ચોખાના પાકને અનુકૂળ છે. નહેર ૮૨ માઇલ લાંબી છે અને તેનો ખરીફ પાક વખતે ઉપયોગ કરવામાં આવશે. એપ્રિલમાં તે નહેર ખુલ્લી મુકાશે અને સપ્ટેમ્બરમાં તે બંધ કરવામાં આવશે, તેથી ૩૩૨૪૦૦ એકર જમીનમાં ચોખાનો પાક થશે અને ૨૪૮૦૦ એકર જમીન ખરીફ પાક માટે તેજ વખતે ઉપયોગમાં લેવામાં આવશે. તેમાંથી ૬૫ માઇલની બીજી શાખાઓ અને ૨૫૮ માઇલની બીજી નાની શાખાઓ નીકળે છે.

નોર્થવેસ્ટર્ન કેનાલનો ઉપયોગ રાઇસ કેનાલના ઉત્તરના અને વાયવ્ય પ્રદેશમાં કરવામાં આવશે. તેની મુખ્ય શાખા ૩૬ માઇલ લાંબી છે પણ તેમાંથી બીજી ત્રણ શાખાઓ નીકળે છે જેની કુલ લંબાઇ ૧૭૧ માઇલની છે. બધી મળી નહેરના પાણીનો માર્ગ ૩૩૦૦ માઇલની લંબાઇનો અને તેનાથી ૫૬૨૭૦૦ એકર જમીનમાં વાવેતર થશે,

ત્રીજી દાદુ કેનાલથી રાઈસ કેનાલની પૂર્વના અને દક્ષિણના પ્રદેશને પાણી મળશે. આ નહેર નોર્થ વેસ્ટર્ન રેલ્વેને સમાન્તર માર્ગે ૧૩૧ માઇલ સુધી વહે છે. પછીથી તેમાંથી બે શાખા નીકળે છે. તેમાંની એક સેહવાન નામના પ્રાચીન શહેર આગળ અટકે છે. તેનાથી ૧૪૨૦૦૦ એકર જમીનમાં ચોખા અને રૂ તેમજ બીજા ખરીફ અને રવી પાક થશે.

લોઇડ બેરેજથી નદીના જમણા કાંઠાની જે નહેરોને પાણી મળશે તે ઇસ્ટર્ન નારા કેનાલ, રોહરી કેનાલ, તેમજ ખૈરપુરની પૂર્વ અને પશ્ચિમ બાજુની શાખાઓ નામે ઓળખાય છે. લોઇડ બેરેજથી અથવા તો નવી રોહરી કેનાલથી ખૈરપુરની મૂળ નહેરોને પાણીની કેટલીક અગવડ થઇ છે તેના બદલા તરીકે ખૈરપુર શાખાઓ કાઢવામાં આવી છે. આ નહેરોમાં બારે માસ પાણી વહેવા દેવામાં નહિ આવે, પણ વરસના આઠ મહીના તે નહેરોમાં પાણી વહેશે અને તેથી રવી અને ખરીફ પાક ઉગાડી શકાશે: પશ્ચિમ શાખા ૪૫ માઇલ લાંબી અને પૂર્વ શાખા ૧૩ માઇલ લાંબી છે.

રોહરી નહેર અગત્યની નહેર છે. આ યોજના દુનીઆની મોટી યોજનાઓમાંની એક છે. આ યોજનાથી બારે માસ પાણી મળી શકશે. પહેલા આ પ્રદેશમાં સિંધુના પુરથીજ પાણી નહેરોમાંથી વહેતું હતું. આ યોજનાથી હૈદ્રાબાદ પ્રદેશની નહેરોને પણ પાણી બારે માસ મળી શકશે. નોર્થ વેસ્ટર્ન રેલ્વેને સમાન્તર વહી તે આગળ ૨૦૮ માઇલ સુધી વહે છે. તેમાં પહેલા ૫૨ માઇલ ખૈરપુરમાં થઈ વહે છે. તેથી ૬૭૨૨૦૦ એકર જમીનમાં રૂ અને બીજા ખરીફ પાકોનું વાવેતર થશે; ૮૦૦૦ એકર જમીનમાં ચોખા, અને ૧૩૬૨૦૦૦ એકર જમીનમાં ઘઉં અને બીજો રવી પાક ઉગાડવામાં આવશે.

ઇસ્ટર્ન નારા કેનાલ્સ મૂળ નારા નદીની નહેરોજ છે. એ આખીએ નદીમાંથી નહેરો કાઢવામાં આવે છે. નદીનો ડાબો કાંઠો સિંધુના પુરથી નુકસાનમાં આવી જતો હતો તેથી તે મજબુત કરવામાં આવ્યો છે. બંધમાં ૧૬ ફુ. નો એક એવા ૨૫ તાક વાળવામાં આવે છે. મૂળ નહેર અને તેની શાખાઓની મદદથી ૧૫૦૦૦૦ એકર જમીનને પાણી મળશે.

(અંગ્રેજીમાંથી)

## તારા

આકાશમાં ચળકતા સઘળા તારાઓ સર્વાંશે આપણા સૂર્ય જેવા છે એવું ખગોળશાસ્ત્રીઓનું એક સમયે માનવું હતું. પણ એ વાત હાલના ખગોળશાસ્ત્રીઓને માન્ય નથી. ખગોળશાસ્ત્રીઓએ તેમનું વર્ગીકરણ કર્યું છે અને એમની જુદી જુદી જાતો ઠેરવી છે.

(૧) ઘણાજ થોડા તારાઓ આપણા સૂર્ય જેવા છે.

(૨) કેટલાક તેજોમય વાયુના મહાન પરપોટા જેવા છે.

એમનું ઘટત્વ એટલું તો ઓછું છે કે આ પૃથ્વી ઉપર કોઈ પણ પદાર્થના ઘટત્વ સાથે તે સરખાવી શકાય નહિ. વિજ્ઞાનની મદદથી કોઈ સ્થળને વાયુરહિત કરવા જતાં તેમાં વાયુનો અતિસૂક્ષ્મ પરપોટો રહી જાય છે એ સર્વવિદિત છે. એવો પરપોટો અતિશય ફેલાઈ જઈ ને અતિસૂક્ષ્મ ઘટત્વવાળો બને, તેના કરતાં પણ આ મહાન પરપોટારૂપી તારાઓનું ઘટત્વ ઓછું હોય છે.

(૩) ત્રીજી જાતના તારાઓ બીજી જાતના તારાઓ કરતાં જરા વધારે ઘટત્વવાળા હોય છે. તેઓ પણ વાયુરૂપે જ હોય છે; પરંતુ તેમાં

ગરમી અતિશય હોય છે. એમાંનો એકાદ તારો જો આપણા સૂર્યના સ્થાને આવે તો આપણી પૃથ્વી અને તેના ઉપરના સઘળા પદાર્થો, એક ક્ષણ માત્રમાં બળીને ખાખ થઇ જાય.

(૪) તારાઓની એક ચોથી જાત પણ પાડી છે. તેને બુઝાઈ ગએલા તારાઓ કહે છે. પોતપોતાની શક્તિ પ્રમાણે જીવી, કાળબળે બુઝાઇ જઈ, આ તારાઓ અંધકારમય બની અનંત અવકાશમાં પડી રહ્યા છે.

તેજના દૃષ્ટિબિંદુથી તપાસીએ તોપણ તારાઓમાં એક બીજાથી ઘણો તફાવત માલમ પડે છે. કેટલાક બાણુરજની માફક સફેદ પ્રકાશ આપે છે તો કેટલાક આર્દ્રાની માફક લાલ પ્રવાળના જેવા રંગથી પ્રકાશે છે. વળી કેટલાક આપણા સૂર્યની પેઠે પીળો પ્રકાશ આપે છે. એક વિદ્વાને તારાઓને ઘણીજ યોગ્ય ઉપમા આપી છે. તે કહે છે કે તારાઓ ભઠ્ઠીમાંથી તરતજ કાઢેલા પોલાદના કકડા જેવા છે. પ્રથમ તેઓ ચળકતા શ્વેત દેખાય છે, પછી ધીમે ધીમે જેમ ઠંડા પડતા જાય છે તેમ તેમ નારંગી રંગના થઇ પીળા પડી લાલ થાય છે. છેવટે કાળા થઇ જાય છે.

આમ છતાં કેટલાક તારાઓ ધીરેધીરે ઠંડા થવાને બદલે વધારે ગરમ થતા જાય છે, એમ ચોકસ જણાયું છે. સૌથી વધારે ચળકતો તારો સૌથી મોડો છૂટો પડેલો અથવા બીજા શબ્દોમાં કહીએ તો સૌથી ઉંમરે નાનો હોતો નથી. પણ આવા અતિશય તેજના સમયે તો તેની ભરજુવાની હોય છે. આમ તારાઓને પણ બાળપણ, જુવાની, ઘડપણ ને અંતે મોત પણ આવે છે!

તારાઓનાં કદમાં પણ ઘણો તફાવત હોવાનું ને ફેરફાર થવાનું ખગોળ-શાસ્ત્રીઓને જણાયું છે. અતિ મહાન તારાઓને તેઓ 'રાક્ષસ' તારા અને નાનાઓને 'વામન' તારા કહે છે. આ તારાઓ કેટલા મોટા છે તેનો થોડો ખ્યાલ નીચેની હકીકત ઉપરથી આવશે. સાધારણ રીતે આપણને પરિચિત પદાર્થોમાં સૂર્ય સૌથી મોટો છે. તેનો વ્યાસ ૯૦૦૦૦૦ માઇલ જેટલો આસરે છે; છતાં આવા મોટા સૂર્યની ગણતરી 'વામન' તારાઓમાં થય છે! મૃગશીર્ષ નક્ષત્રનો આર્દ્રા એક 'રાક્ષસ' તારો છે. માઉન્ટ વિલસન વેધશાળામાંથી ખગોળશાસ્ત્રીઓએ આ મહાન તારાનું માપ કાઢ્યું ત્યારે તેમને જણાયું કે એનો વ્યાસ એકવીસ કરોડ પચાસ લાખ માઇલ જેવડો છે! જો આ તારો આપણા સૂર્યની જગાએ આવીને બેસે તો પૃથ્વીનો ભ્રમણમાર્ગ તેના શરીરમાં થઈને જાય! આ તારાઓ

ધગધગતા વાયુના પરપોટા હોઈ તેમાં ઘટત્વ ઘણુંજ ઓછું હોય છે—અરે હોતુંજ નથી એમ કહીએ તોપણ ચાલે. આથી આવા મોટા કદના તારાનું વજન પણ ઘણુંજ ઓછું હોય છે.

પ્રયોગથી આપણે જાણીએ છીએ કે વાયુને દબાણ આપવાથી તે ઓછી જગા રોકે છે; એટલે તેનું ઘટત્વ વધતું જાય છે. માત્ર બહારના દબાણથીજ આ પરિણામ આવે છે એવું નથી. પોતાના વજનના દબાણથી પણ વાયુ ગરમ અને ઓછી જગા રોકતો થઈ જાય છે. દરેક પદાર્થ માફક પાતળા વાયુનાં રજકણો પણ એકબીજાને ખેંચે છે ને ખેંચાઈ ઘટ બને છે. આ રીતે આ મહાન તારાઓ પણ વધારે ગરમ બનતા જાય છે. તેનો રંગ ધીરે ધીરે બદલાઈ ઉત્તરોત્તર શ્વેત બને છે. આમ જેટલો સંકોચાવાનો હોય તેટલો સંકોચાઈ રહે, ખૂબ શ્વેત બને અને ૩૦-૪૦ હજાર ડિગ્રી જેટલો તાપ થઈ જાય ત્યારે એ જુવાનીમાં આવ્યો એમ કહેવાય છે. તે કદમાં નાનો થાય છે પણ તેજમાં ઘણો વધી જાય છે. બાણુરજ અને વ્યાધ હાલ એ સ્વરૂપમાં છે.

આ બની રહ્યા પછી આ તારો ઘડપણ તરફ પ્રયાણ કરે છે. પોતે કદમાં જેટલો નાનો થઇ શકે એટલો થઈ રહ્યો હોય છે અને વધારે ગરમ હવે થઈ શકતો નથી તેથી અનંતતામાં તેની ગરમી ફેલાવા લાગે છે. તે ઠંડો પડવા લાગે છે, અને રંગ પણ બદલવા લાગે છે. ભર જુવાનીમાં જે ચળકતો શ્વેત રંગ હતો તે બદલાઈને પીળો, નારંગી, રાતો ને છેવટે અજવાળું નષ્ટ થતાં ઝાંખો ને અંતે અંધકારમય થઇ જાય છે. આ દૃષ્ટિથી જોતાં આપણો સૂર્ય પણ સંકોચાએલો ને પીળો માલમ પડે છે, તેથી આપણે કહી શકીએ કે તે પણ જુવાની વટાવી ઘડપણમાં પ્રવેશ કરવા લાગ્યો છે. આ 'વામન તારો' ભવિષ્યમાં ધીરે ધીરે કરોડો વર્ષ પછી ઠંડો થતો થતો, રંગ બદલતો બદલતો છેવટે અંધકારમય થઈ જશે!

શામાટે એને કેવી રીતે આ તારાઓ ઉત્પન્ન થયા છે તે આપણે જાણતા નથી, પણ અનંત અવકાશમાંથી તેઓ ઉત્પન્ન થયા છે અને કાળાંતરે પાછા અંધકારમય બની જાય છે.

મનુષ્ય જીવનની માફક આદિ અને અંત અંધકારની વચ્ચે આ તારાઓ પણ (કાળની અનંતતા લક્ષમાં રાખી બોલીએ તો) થોડા સમય માટે ચમકાર કરે છે.

રણજીતભાઈ

---

# પ્રાચીન ગુજરાતનું પાટનગર+

ઇ. સ. ના સાતમા સૈકામાં ગુજરાતની રાજધાનીનું શહેર પંચાસર હતું. શંકર કવિએ કરેલા પંચાસરના વર્ણન ઉપરથી મુગ્ધ બની સોલંકી રાજા ભુવડે જયશિખરી ચાવડાની રાજધાની ઉપર હુમલો કર્યો અને ગુજરાતને પોતાના તાબાનો મુલક બનાવ્યો, તે પહેલાંની પંચાસરની જાહોજલાલી ઇતિહાસપ્રસિદ્ધ છે. વનરાજ ચાવડાનું પુસ્તક અને ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ વાંચનારને આ તીર્થભૂમિની યાત્રા કરવાનું અને જયશિખરી અને વનરાજ તથા સુરપાળના ક્ષાત્ર તેજથી ઝળહળતા પ્રદેશનું દર્શન કરવાનું મન થાય એ સ્વભાવિક છે. પંચાસરની આસપાસનો આખો પ્રદેશ પોતાનું પ્રાચીન ગૌરવ જણાવવા તથા પોતાનો ઇતિહાસ વર્ણવવા આતુર હોય અને આપણને આમંત્રણ કરતો હોય તેમ અત્યારે પણ જણાય છે.

હાલનું પંચાસર રાધનપુર સ્ટેટના તાબાનું એક નાનકડું ગામડું છે. રાધનપુરથી તે ૨૯ માઇલ દૂર રૂપેણ નદીની દક્ષિણે ચાર માઇલ દૂર આવેલું છે. વીરમગામ તાલુકામાં આવેલા માંડલ ગામથી તે આઠ ગાઉ અને વરમોરથી લગભગ પાંચ ગાઉ દૂર થાય છે. પંચાસરની આસપાસના પ્રદેશને સરાણ (રણના જેવી ઝાડપાન વિનાની સપાટ જમીન) કહેવામાં આવે છે. આસપાસનો સઘળો પ્રદેશ ઝાડપાન વિનાનો હોવાથી પંચાસર ઘણે છેટે દેખી શકાય છે. ત્રણ ચાર માઇલ દૂરથી જોનારને ગામ ફરતો ઉંચો કોટ જણાય છે; પણ નજીક જતાં કોટને બદલે ઉંચા ઉકરડા માલમ પડે છે. કોટનું નામ કે નિશાન હાલમાં દેખાતું નથી. જયશિખરીના મરાયા બાદ ભુવડે ગુજરાતનું રાજ્ય પોતાની દીકરી મીનળદેવીને આપ્યું હતું. ત્યારબાદ જયશિખરીનો પુત્ર વનરાજ જંગલમાં મોટો થયો, અને સ્વપરાક્રમથી પોતાના બાપનું રાજ્ય તેણે જીતી લીધું. પણ પોતાની રાજધાની અણહીલપુરપાટણમાં ખસેડવામાં આવી, ત્યારથી પંચાસરની મહત્તા ઘટવા લાગી. પંચાસર જીત્યા બાદ શિલગુણસુરીએ કરેલા ઉપકારના પરિણામે વનરાજે જૈન ધર્મને ઉત્તેજન આપ્યું હતું, અને પંચાસરમાં પારસનાથજીની મૂર્તિ પધરાવી હતી. અણહીલપુર વસાયા બાદ આ મૂર્તિ પંચાસરથી પાટણ લઇ જવામાં આવી હતી, અને હાલમાં પણ તે પાટણમાંજ છે. પંચાસરના પ્રાચીન જૈન મંદિરનું સ્થાન ક્યાં હશે તે હાલમાં જાણી શકાતું નથી. હાલમાં ગામને ઝાંપે

+ચાવડા વંશનો રતનદેવે સંવત ૬૦૨ના વૈશાખ સુદ ત્રીજના રોજ આ શહેર વસાવ્યું હતું એમ માનવામાં આવે છે.

એક જૈન મંદિર છે. પણ ગામમા નવું મંદિર બંધાયા બાદ બહારના મંદિરમાંથી મૂર્તિઓને ખસેડીને ગામની અંદર નવા મંદિરમાં પધરાવવામાં આવી છે. ગામના મંદિરની પાસે રાજગઢી છે, પણ આ પણું અર્વાચીન મકાન છે.

ગામના પાદરે ભૂતેશ્વર મહાદેવનું મંદિર છે. કહેવાય છે, કે જયશિખરીના દહનસ્થળ ઉપર આ મંદિર બંધાવવામાં આવ્યું હતું. મહાદેવનું લિંગ પુરાણું છે, પણ તે કેટલા વખત પૂર્વનું હશે તે ચોકસ રીતે કહી શકાય તેમ નથી. આ શિવમંદિરની પાસે એક ચોતરો છે. તેની સામેના એક પાળીઆ પર " માથું વાઢે તે માલ કાઢે " એવો લેખ હતો. આ ઉપરથી સાઠેક વર્ષ પર કોઈ માણસ ચોતરો ખોદીને અંદર દટાએલી લક્ષ્મી લઈ ગયો હતો, તથા ચોતરા ઉપર પાંચ રૂપીઆ મૂકી ગયો હતો, એમ પંચાસરના લોકો હાલમાં કહે છે.

ગામના ઝાંપામાં જમીનની અંદર દટાઈ ગએલી વાવ હોય એમ જણાય છે; કારણ કે ચોમાસાના પાણીના ધસારાથી તેના ઉપરનો મંડાણનો ભાગ વરસાદ વખતે લોકોને જણાય છે. વરસાદ વખતે આસપાસની જમીનમાં કોઈ કોઈ સ્થળે મોટા પાયાઓ જણાય છે. તે કદાચ પુરાતન કિલ્લાના કે બીજાં મકાનોના હોય એમ અનુમાન કરી શકાય છે.

પંચાસર ગુજરાતની રાજધાની તરીકે બંધ થયું ત્યારપછીનો તેનો ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી. તે ઘણી વખત વસ્યું હોય અને ઘણી વખત ઉજડ થયું હોય એમ લાગે છે. ગામની ફરતા હારબંધ પુષ્કળ પાળીઆઓ નજરે પડે છે, જેમાનાં ઘણા ઉપર તીરકામઠાંવાળા માણસો કોરેલા છે. ઘણા પાળીઆના લેખો ભૂંસાઈ ગયા છે. જે લેખો વાંચી શકાય છે તે સંવત ૧૮૧૮ ની સાલના તથા ૧૬ મા અને ૧૭ મા સૈકાના છે.

*ગુર્જર લોકો હિંદુસ્તાનમાં આવ્યા અને ગુજરાતમાં ભટાર્ક ગુર્જરે* પોતાની સત્તા જમાવી ત્યારે દેવપટ્ટણ (સોમનાથ પાટણ) માં તેમનું એક મોટું રાજ સ્થપાયું હતું. પછી વલભિપુર અને પંચાસરનાં રાજ્યો સ્થપાયાં. ઇ. સ. ૬૯૬ માં જયશિખરી મરાયો, ત્યારબાદ વનરાજે પંચાસર ફરી જીતી લીધું. ત્યારપછીનો લાંબા કાળ સુધી પંચાસરનો ઇતિહાસ મળી શકતો નથી.

ઇ. સ. ના ૧૩ મા સૈકામાં વળા ચમારડીથી નાડોદા લોકો પંચાસરમાં આવી વસ્યા હોય એમ મનાય છે. સંવત ૧૮૧૮ માં પંચાસર

સાત આઠ વખત ઉજડ થઈ ફરી વસ્યું હોય એમ જણાય છે. ભાવનગરના ગોહેલો અઢારમા સૈકાની શરૂઆતમાં પંચાસરમાં રીસામણે ગયા હોય એમ પણ માનવામાં આવે છે. તેમના આગમન વખતે પંચાસરમાં આહીર લોકોની વસ્તી વિશેષ પ્રમાણમાં હતી એમ કહેવાય છે.

સંવત ૧૮૧૮ ના અરસામાં ધ્રાંગધ્રાના રાણાએ પાટડીથી પંચાસર પર હલ્લો કર્યો હતો, તથા ગામ બાળીને લૂટયું હતું. પંચાસરના બ્રાહ્મણો તથા કોળીઓ રાણાની ફોજની સામે થયા હતા, અને તેને હરાવી હતી.

હાલના પંચાસરમાં ૧૭૧૮ માણસની વસ્તી છે. ગામમાં એક નાની નિશાળ છે; જેનો ૨૦-૨૫ છોકરાંઓ લાભ લે છે. ગામમાં દસેક ઘર બ્રાહ્મણોનાં, ૨૦ જૈન વાણીઆનાં, ૭૦ નાડોદાઓનાં, ૧૦૦ કોળીઓનાં, ૨૦ ભરવાડનાં, ૨૫ ઢેડનાં, ૨૦ વસવાયાંઓનાં, એમ કુલ ૩૦૦ ઘરની વસ્તી ગણાય છે.

પંચાસરની ઉત્તરે ચાર ગાઉ સંખેશ્વર નામનું સ્થળ છે, જ્યાં જૈન લોકોનાં અર્વાચીન દહેરાંઓ આવેલાં છે.

પંચાસરથી ૧૦ માઇલ દૂર મુંજપુર નામનું (માલવપતિ મુંજરાજના નામ ઉપરથી) ગામ આવેલું છે. દસાડા ૭ માઇલ, ઝિંઝુવાડા ૧૨ માઇલ, પાટડી ૧૩ માઇલના અંતરે આવેલાં છે.

પંચાસરની આસપાસની સઘળી જમીન વનરાજના બાલ્યજીવનના પ્રસંગોથી જાણીતી છે. જયશિખરીના મરણ વખતે મહારાણી રૂપસુંદરીને વીર સુરપાળ કોઈ નિર્ભય સ્થળે લઈ ગયા હતા, તે સ્થળ પંચાસરથી ઘણું દૂર નહોતું. પંચાસરથી લગભગ ૭ માઇલ દૂર વણોદ નામનું ગામ છે, તેની નજીક વાલેવડું નામનું ગામડું છે. તેની નજીકમાં આવેલાં જંગલી લોકોનાં ઝુંપડાંઓમાં રૂપસુંદરીને રાખવામાં આવ્યાં હોય એમ માની શકાય છે. વાલેવડાની પાસે વેનકુવાના નામથી ઓળખાતો એક મોટો કુવો છે. આ કુવો હાલમાં તો જીર્ણ સ્થિતિમાં છે છતાં તે તેની પ્રાચીન ભવ્યતા બતાવી શકે છે. તેને અંદરના ભાગમાં ચાર મોટી કમાનો હતી. હાલમાં એક કમાનનો થોડો ભાગ દેખાય છે. કુવાની આસપાસ ઝાડીવાળો અને ઉંચા ઘાસવાળો પ્રદેશ આવેલો છે, અને અત્યારે પણ અણહીલ આહેરના નામની સાથે જોડાએલાં સ્મરણો તાજાં કરાવે છે. નજીકમાં એક જીર્ણ શિવમંદિરનું ખંડેર જણાય છે. આની નજીક એક ભોંયરાનું મ્હોં હોવાનું કહેવાય છે. એમ માનવામાં આવે છે, કે ભોંયરાના આ તરફના દ્વાર વાટે વણોદમાં આવેલા શિલગુણસુરીના અપાસરામાં જઈ શકાતું.

વણોદમાં અત્યારે પણ શિલગુણસુરીના અપાસરામાં ભોંયરાનું દ્વાર જોઈ શકાય છે. શિવમંદિર અને જૈન અપાસરો એ બન્ને તે વખતે વિરોધી વસ્તુઓ ગણાતી, અને આ બન્ને સ્થળોને જોડનાર ભોંયરાદ્વારા જવા આવવાનો રસ્તો હોવાથી રૂપસુંદરીની ભાળ કોઇને ન મળે એ હેતુથી આવું ભોંયરૂં બનાવ્યું હોય એમ માની શકાય છે. ભોંયરૂં હાલમાં બંધ છે, કદાચ તેને ખોલવામાં આવે તો ઇતિહાસ ઉપર વિશેષ અજવાળું પડવાનો સંભવ છે. વાસેવડાની આસપાસ પાળીઆઓ અને જુના પત્થરો પુષ્કળ માલમ પડે છે.

વણોદમાં શિલગુણસુરીના અપાસરા ઉપરાંત વેન તળાવ અને તેને કાંઠે વનાઇ માતાનું મંદિર આવેલાં છે. વણોદની ગુજરાતી નિશાળના હાલના મહેતાજીના પ્રયાસથી માતાને માટે એક નાની દહેરી બંધાઈ છે.

આજથી દોઢેક વર્ષપર વણોદના મયાચંદ નામના એક વણિકને સ્વપ્નું આવેલું, કે " પ્રાચીન વણોદની લક્ષ્મી બહાર આવવા ઇચ્છે છે." ત્યારબાદ બે ત્રણ દિવસમાંજ કોઈ માણસ વનાઇ માતા પાસે ખોદકામ કરીને જમીનમાં દાટેલી લક્ષ્મી લઈ ગયો હતો તથા માતાની આગળ પ્રાચીન કાળના પાંચ સિક્કાઓ મૂકી ગએલો એમ વણોદના માણસો જણાવે છે. દરેક સિક્કાનું વજન ૨૬ આની ભાર થતું હતું.

ઉપર મુજબની પ્રાચીન ગુજરાતના ભવ્ય પ્રદેશની માત્રા તે વખતના ક્ષાત્ર તેજ અને શૌર્યની આપણને ઝાંખી કરાવે છે, અને કાળચક્રની અપરિમિત સત્તાનું ભાન કરાવે છે. પંચાસરનું વર્ણન કરતાં કવિશ્રી ન્હાનાલાલે ઉચ્ચારેલા નીચેના ઉદ્દગારો મુજબ યાત્રિકને પુરાતન કાળનો ઇતિહાસ ઉકેલવા આ ભૂમિ પ્રેરે છે.

પંચાસરે તે પાંચ સરોવરે
પુણ્ય પાપ ચીતરેલાં નીર,
હો ! રણને કાંઠલડે રે;
જાહોજલાલી જુની ગુજરાતની
ઇતિહાસ ચીતરેલી ભોમ,
હો ! રણને કાંઠલડે રે
રંક અને રાજવીની વાતલડી
દુઃખ સુખ ચીતર્યું અનિત્ય,
હો ! રણને કાંઠલડે રે

કાળ કેરા આંકડા ઉકેલતાં રે,
હર્ષ શોક ચીતરેલું ચિત્ત,
હો ! રણને કાંઠલડે રે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી: ડે. એ. ઇ., અમદાવાદ

---

## પુસ્તકાલય*

પુસ્તકાલયનું મહત્વ કોઈને અજાણ્યું નથી. પ્રજાની પ્રગતિ તે સંસ્કારથી મપાય છે. એ સંસ્કારનું પ્રતિબિંબ પ્રજાના સાહિત્યમાં ઝિલા છે. એ પ્રતિબિંબને પુસ્તકો સંગ્રહે છે, અને રક્ષે છે. એવાં પુસ્તકાલ એટલે પ્રજાસંસ્કારનો ભંડાર.

પુસ્તકાલયની સંસ્થા ઘણી જુની છે. માનવીએ જે યુગમાં વાણી મૂર્તિમાં ઉતારી તે યુગ જેટલી પુરાણી એ પુસ્તકાલયની કથા છે. ઇસ્વી સન પહેલાંની વીસ સદીઓથી પુસ્તકાલયની હયાતી નોંધાતી ચાલી આ છે. પુસ્તકાલયની સંસ્થા કાંઈ નહિ તો ચાર હજાર વર્ષ જેટલી જુની છે અને કદાચ તેનું અસ્તિત્વ એથી પણ જુના યુગમાં હોય.

પુસ્તકાલયની કથા ઘણી પુરાણી છે તેથી તે એક પુરાણ જેવી અદ્ભુત અને રસભરી છે. પ્રાચીન સંસ્કૃતિનું પુસ્તકાલય એક અંગ હતું એ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે આપણી વર્તમાન સંસ્કૃતિનો ઘમં સહેજ ઓછો થાય છે. મીડિયનો, પારસીઓ, અને આસીરિયનોમાં પુસ્તકાલયો હતાં. ઇસુ પહેલાંનાં સોળસો વર્ષ ઉપરનો એક મીસરી હસ્તલેખ આજ સુધી સચવાઈ રહ્યો છે. પુસ્તકાલયોનું મહત્ત્વ પ્રાચીન ઇજીપ્શ્યને એટલું બધું સમજતા હતા કે આજથી પાંતરીસો વર્ષ ઉપર પુસ્તકાલયને એ ઇજીપ્શ્યનો આત્મિક દવાખાનાને નામે ઓળખતા. ગ્રીસ અને રોમની સંસ્કૃતિએ ઇસુના જન્મ પહેલાં કેટલાંએ વર્ષો અગાઉ સંખ્યાબંધ પુસ્તકાલયો વિકસાવ્યાં હતાં. મુસ્લીમોએ પણ પુસ્તકાલયની સેવા કરવામાં પાછી પાની કરી નથી. મધ્ય એશિઆથી સ્પેન સુધી વીજળીની ઝડપે ફેલાએલી મુસ્લીમ સંસ્કૃતિની આપણે હજી પુરી કદર કરી શકયા

---

* નવસારી પ્રાંત પુસ્તકાલય પરિષદના પ્રમુખના ભાષણનો થોડોક સાર.

નથી. એ સંસ્કૃતિએ માત્ર તલવારનેજ પુજી છે એમ માનવું એ ભૂલભરેલું છે. અલેક્ઝેંડ્રિઆના પ્રાચીન અને વિશ્વવિખ્યાત પુસ્તકાલયને બાળી મૂકવાનો આરોપ મુસ્લીમો ઉપર મૂકવામાં આવે છે એમાં સત્યનો અંશ ઘણો થોડો છે. ઉલટું મુસ્લીમોએ તો બગદાદ અને બસરામાં, કેરો અને ત્રિપોલીમાં અને સ્પેનના કોરડોવામાં વિશાળ પુસ્તકસંગ્રહો સ્થાપ્યા હતા.

ચીન અને જાપાનમાં પણ પ્રાચીન કાળથી પુસ્તકો ભેગાં કરવાની પ્રથા ચાલી આવે છે. હિંદુ સંસ્કૃતિએ તો ગ્રંથને દેવનું મહત્વ આપ્યું છે. રામાયણ, ભાગવત, ભારત કે ગીતાનું પારાયણ પ્રવચન હોય ત્યારે ગ્રંથપૂજનનો વિધિ કરવો પડે છે. અક્ષર એ બ્રહ્મવાચક શબ્દ છે. લિપિને–વર્ણાકૃતિને અક્ષરનું નામ આપી આપણા વિદ્વાનોએ તેનામાં ઈશ્વરત્વ કલ્પ્યું છે. તેઓએ વર્ણમાં રહેલા બ્રહ્મને કલ્પ્યું છે. એ વર્ણની જ ગોઠવણથી બનેલા ગ્રંથની પૂજા કરવામાં આવે એ સ્વાભાવિક છે. સીખ લોકોના ગ્રંથ સાહેબમાં પણ એજ ઈશ્વરસ્વરૂપ અક્ષરનાં પૂજનની ભાવના રહેલી છે.

જે દેશમાં ગ્રંથની પૂજા થાય તે દેશમાં ગ્રંથના સંગ્રહ થયા વગર રહે જ નહિ. અહીં પણ ઘણા પ્રાચીન સમયના ગ્રંથભંડારો જડી આવ્યા છે. ઋષિઓના આશ્રમો, બૌદ્ધ સાધુઓના મઠ, જૈનોના ઉપાશ્રય, અને આચાર્યોનાં પીઠ એ બધાંજ એક અગર બીજે સ્વરૂપે પુસ્તકાલયોજ હતાં એમ કહીએ તો ચાલે. નેપાળ અને તિબેટના ગ્રંથભંડાર, જેસલમીર, પાટણ, અને ખંભાતના પુસ્તકસંગ્રહ આપણી પ્રાચીન પુસ્તકાલય પદ્ધતિની સાક્ષી પુરે છે. આપણા રાજ્યકર્તાઓ વિદ્વાને ઉત્તેજન આપવાનો રાજ્યધર્મ બરાબર સમજતા હતા. વિક્રમ અને ભોજનાં નામ વિદ્યા પરત્વે અમર થઈ ગયાં છે. એક એક શ્લોકના લાખ રૂપીઆ ભોજ આપતો હતો એ કથનમાં અતિશયોક્તિ હશે; પરંતુ એ અતિશયોક્તિ પાછળ રહેલી ભોજ રાજાની વિદ્યાપાસના તો આપણે જરૂર જોઈ શકીએ છીએ. હેમચન્દ્રના વ્યાકરણને હાથી ઉપર વાજતે ગાજતે ફેરવનાર ગુર્જરનરેશ સિદ્ધરાજ ગ્રંથસંગ્રહ માટે કેટલો ઘેલો બનતો હશે તે આપણે સહજ કલ્પી શકીએ એમ છીએ.

હિંદના મુસ્લીમ રાજકર્તાઓનો મોટો ભાગ વિદ્યાવિહીન હતો એમ કહેવું એ મોટો અન્યાય છે. મુગલ શહેનશાહોનો વિદ્યાવ્યાસંગ તો ઇતિહાસ પ્રસિદ્ધ છે. ધર્માન્ધ અને જુલમી ગણાતા ટીપુ સુલતાનનું પુસ્તકાલય તેના મૃત્યુ પછી અંગ્રેજોને હાથ આવ્યું, તેમાં બે હજાર હસ્તલિખિત

પુસ્તકો હતાં. અયોધ્યાના નવાબ વાજીદઅલી શાહને પદભ્રષ્ટ કરી કલકત્તે લાવવામાં આવ્યા ત્યારે એ નવાબ પોતાના પુસ્તકાલયમાંથી બને એટલાં કીમતી હસ્તલિખિત પુસ્તકો પોતાની સાથે લઈ ગયો હતો; છતાં તેનું મુખ્ય પુસ્તકાલય તો લખનૌમાં જ રહ્યું હતું. બીજે વર્ષે સત્તાવનના બળવા વખતે લખનૌને અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો ત્યારે ત્યાંના પુસ્તકાલયમાંનાં અનેક પુસ્તકો નાશ પામ્યાં. તોપણ તેમાંથી થોડાંક રહ્યાં જે હજી કલકત્તાની એશિઆટિક સોસાયટીએ ખરીદી પોતાના પુસ્તકાલયમાં રાખ્યાં છે. પેશ્વાઈનું દફતરખાનું તો હજી શોધકો માટે ખુલ્લું જ છે.

પુસ્તકાલયની સંસ્થા પ્રાચીન છે, અને એ પ્રાચીન સંસ્થાને અંગ્રેજી અમલ પહેલાં પણ આપણે ત્યાં પોષણ મળતું હતું એ ઇતિહાસસિદ્ધ વાત છે. પુસ્તકાલય એ માત્ર રાજ્યની શોભા નહિ પરંતુ રાજ્યની જરૂરિઆત તરીકે ગણાતું. ધનભંડારની માફક પુસ્તકભંડારનાં જતન કરવામાં આવતાં. તેને માટે ઇમારતો અને ઓરડાઓ અલગ રાખવામાં આવતા. રાજમહેલમાં પણ પુસ્તકાલયનું સ્થાનક હોય અને સાધુઓના મઠમાં પણ તેનું સ્થાનક હોય. શાહી કબરસ્તાનમાં પણ તેનો પડોશ હોય અને કોઈ ફિલસૂફના ઘરમાં પણ તેની ગોઠવણી હોય. જેમ ધનનો સંચય કરવાની માનવીને ઇચ્છા હોય છે તેમ પુસ્તકસંચયની પણ તેને ઇચ્છા રહેલી છે, કારણ, માનવીની ખાતરી થઈ છે કે પુસ્તકની મહત્તા ધનની મહત્તા કરતાં ઓછી તો નથી જ.

વળી માનવજીવનના કંઈ કંઈ પ્રસંગો અને કંઈ કંઈ લાગણીઓ પુસ્તકાલયમાં સંક્રાન્ત થએલાં આપણે જોઈ શકીશું. પુસ્તકનો સંગ્રહ કરવાની વૃત્તિ ઉપરાંત એ સંગ્રહને સાચવી રાખવાની અને તેને વધારવાની લોભવૃત્તિ પણ આપણને પ્રાચીન કાળથી દેખાઈ આવે છે. એક રાજ્યના પુસ્તકાલયમાં એક લાખ પુસ્તક હોય તો બીજું રાજ્ય પોતાના પુસ્તકાલયમાં બે લાખ ગ્રંથો વસાવે. મિસરની ટોલેમીની પુસ્તકશાળા નિહાળી ગ્રીસના રાજ્યકર્તાઓને અદેખાઈ થતી. પુસ્તકાલયોનાં વેચાણ પણ થતાં અને તેમની ભેટ બક્ષિસો પણ કરવામાં આવતી હતી. મહાન ફિલસૂફ એરિસ્ટોટલે પોતાની પુસ્તકશાળા પોતાના શિષ્ય થિઓફ્રેટસને આપી અને તેણે પોતાના શિષ્ય નેલીયસને તેનો વારસો આપ્યો. પુસ્તકાલયો તરફ રાજ્યકર્તાઓની પણ લોભનજર પડતી હતી. તેમાંથી બચાવવા નેલીયસે તેને પરગામ ખસેડી એટલુંજ નહિ, પણ તેને ભોંયરામાં સંતાડી રાખ્યું. ભવિષ્યમાં એ પુસ્તકા-

## ગણિતના દાખલા

'ગુજરાત શાળાપત્ર'ના ઓગસ્ટ ૧૯૩૧ ના અંકમાં, પાના ૩૦૪ થી શરૂ કરીને ગણી બનાવવામાં આવેલા કેટલાક નમુનાના દાખલામાંથી નીચેના ત્રણ દાખલામાં ભૂલો છે, તેથી તે નીચે ફરીથી કરી બનાવ્યા છે.

### દા. ૨, પાનું ૩૦૫.

૬, ૯, ૧ અને ૩ એ અંકોથી બનતી મોટામાં મોટી સંખ્યામાંથી તેજ અંકોથી બનતી નાનામાં નાની સંખ્યા બાદ કરો, અને જે જવાબ આવે તેમાં કેટલા શતક, દશક ને એકમ છે તે લખો.

મોટામાં મોટી સંખ્યા બનાવવા હજારના સ્થાનમાં ભારેમાં ભારે અંક (૯) ગોઠવીએ, પછી શતક સ્થાનમાં તેથી હલકો અંક (૬) દશકના સ્થાનમાં, તેથી ઉતરતો હલકો અંક (૩), અને છેવટે એકમના સ્થાનમાં સૌથી હલકો અંક (૧) મૂકીશું.

હ. શ. દ. એ.
∴ મોટામાં મોટી સંખ્યા ૯ ૬ ૩ ૧ થઈ.
તેથી ઉલટી રીતે નાનામાં નાની સંખ્યા ૧ ૩ ૬ ૯ થાય.

હવે મોટી સંખ્યા ૯ ૬ ૩ ૧
નાની સંખ્યા ૧ ૩ ૬ ૯
૮ ૨ ૬ ૨ બાદબાકી

તેમાં હજાર ૮
શતક ૨
દશક ૬
અને એકમ ૨ છે.

જવાબ ૮૨૬૨; તેમાં શતક ૨, દશક ૬ અને એકમ ૨.

(નોંધ–જે બાદબાકી આવે 'તેના શતક, દશક અને એકમ કેટલા થાય' એમ નથી પૂછ્યું પણ 'તેમાં કેટલા શતક, દશક અને એકમ છે' એમ પૂછ્યું છે.)

### દા. ૩, પાનું ૩૦૬.

૩૫૭૯ રૂા ૧૧ આ. ૮ પા. ને અનુક્રમે ૭, ૯ તથા ૫ વડે ભાગો; અને તેજ રકમનો ભાજક ૩૧૫ હોય, તો શેષ શી રહે તે ઉપરની રીત ઉપરથી શોધી કાઢો.

| | રૂ. આ. પા. | | ભાગનો શેષ | કુલ શેષનીકિં. |
|---|---|---|---|---|
| ૭ | ૩૫૦૭૯–૧૧–૮ | | ૬ પાઈ | ∴ ૬ પાઈ |
| ૯ | ૫૧૧–૬–૨ | દરેક સાતમા ભાગની કિં | ૫ ,, દરેક સાતમા ભાગનો શેષ. | ∴ ૩૫ ,, |
| ૫ | ૫૬–૧૩–૧ | દરેક ૭×૯=૬૩મા ,, ,, | ૪ ,, ,, ૬૩મા ભાગનો શેષ. | ∴ ૨૫૨ ,, |
| | ૧૧–૫–૯ | દરેક૭×૯×૫=૩૧૫મા,, ,, | | |
| | રૂ. આ. પા. | | | ૨૯૩ પા. |
| | ૨૯૩ પાઈ = ૧–૮–૫ | | | કુલ શેષ. |

જવાબ રૂ. ૧–૮–૫ કુલ શેષ.

**દા. ૭, પા. ૩૧૦.**

હું દર વર્ષ આખરે ૫૦૦) રૂપીઆ બચાવી ચ. વૃ. વ્યાજે મૂકું છું. વ્યાજનો દર પહેલે વર્ષે ૪ ટકા છે, પણ બીજે વર્ષે તેમાં ૨૦ ટકાનો તથા ત્રીજે વર્ષે બીજા વર્ષના દરમાં ૨૫ ટકાનો વધારો થાય છે. ત્યારપછી દર કાયમ રહે છે, તો ચાર વર્ષ આખરે મારે ખાતે કેટલી રકમ થશે તે કાઢો. (ફક્ત આના સુધી જવાબ ખરો લાવો.)

૨૦ ટકા = ·૨૦ મો ભાગ. ૪ ટકાનો ·૨ = ·૮ ટકા બીજા વર્ષનો વધારો
∴ બીજા વર્ષનો દર=૪·૮ ટકા.

૨૫ ટકા = ·૨૫મો ભાગ. ૪·૮ ટકાનો ·૨૫=૧·૨૦૦ ટકા ત્રીજા વર્ષનો વધારો
∴ ત્રીજા વર્ષનો દર=૬ ટકા.

ચોથા વર્ષે તો દર કાયમ રહે છે ∴ ચોથા વર્ષનો દર=૬ ટકા.

| | રૂ. | |
|---|---|---|
| | ૫૦૦ | પહેલા વર્ષ આખરે બચે મારે તેનું વ્યાજ બીજા વર્ષે મળે ∴ બીજા વર્ષ માટે મુદ્દલ |
| ૪·૮ ટકા લેખે | ૨૪ | વ્યાજ બીજા વર્ષ માટે. |
| | ૫૦૦ | બચત રકમ બીજા વર્ષ આખરે. |
| | ૧૦૨૪ | બીજા વર્ષ આખરે કુલ=ત્રીજા વર્ષ માટે મુદ્દલ |
| ૬ ટકા લેખે | ૬૧·૪૪ | વ્યાજ ત્રીજા વર્ષ માટે. |
| | ૫૦૦ | બચત રકમ ત્રીજા વર્ષ આખરે. |
| | ૧૫૮૫·૪૪ | ત્રીજા વર્ષ આખરે કુલ=ચોથા વર્ષ માટે મુદ્દલ. |
| ૬ ટકા લેખે | ૯૫·૧૩ | વ્યાજ ચોથા વર્ષ માટે (ફક્ત આના સુધીજ ખરો જવાબ લાવવાનો છે માટે દશાંશનાં બે સ્થળ સુધીજ ગુણાકાર કર્યો) |
| | ૫૦૦ | બચત રકમ ચોથા વર્ષ આખરે. |
| | ૨૧૮૦·૫૭ | ચાર વર્ષ આખરે ખાતામાં કુલ રકમ. |

૨૧૮૦ રૂ. ૫૭ દોકડા=૨૧૮૦ રૂ. ૯ આના કુલ રકમ. જવાબ.

'ગુજરાત શાળાપત્ર' ના ઓગસ્ટ ૧૯૩૧ ના અંકમાં પાના ૩૦૪–થી શરૂ કરીને ગણી બતાવવામાં આવેલા નમુનાના દાખલામાંથી નીચેના ચાર દાખલા નીચે મુજબ વધારે **ચોકસાઈ અને સરળતાથી** કરી બતાવ્યા છે.

### દા. ૧ લો, પા. ૩૦૪.

જો ૭ મરદો ૩ દિવસમાં દરરોજ ૯ કલાક કામ કરીને બટાટાની ૯૪૫ હારો રોપી શકે, તો ૫ દિવસમાં દરરોજ ૮ કલાક કામ કરે, અને ૧૨૦૦ હારો રોપવાની હોય, તો કેટલી સ્ત્રીઓ જોઈએ.

( ૪ સ્ત્રીઓનું કામ ૩ મરદ જેટલું હોય છે )

રોજ ૯ કલાક પ્રમાણે કામ કરે તો ૩ દિવસમાં ૯૪૫ હારો રોપવા ૭ મરદો જોઈએ.

∴ „ ૮ „ „ „ „ ૩ „ „ „ „ $૭ \times \frac{૯}{૮}$ મરદો „ (વધારે)

∴ „ ૮ „ „ „ „ ૫ „ „ „ „ $૭ \times \frac{૯}{૮} \times \frac{૩}{૫}$ મરદો (ઓછા)

∴ „ ૮ „ „ „ „ ૫ „ ૧૨૦૦ „ „ $૭ \times \frac{૯}{૮} \times \frac{૩}{૫} \times \frac{૧૨૦૦}{૯૪૫}$ મરદો વ.

$$૭ \times \frac{૯}{૮} \times \frac{૩}{૫} \times \frac{૧૨૦૦}{૯૪૫} = ૬ \text{ મરદ}$$

પણ ૩ મરદ જેટલું કામ ૪ સ્ત્રીઓનું હોય છે.

∴ ૬ „ „ „ ૪ સ્ત્રી × ૨ = ૮ સ્ત્રીઓનું થાય.

જવાબ ૮ સ્ત્રી.

### દા. ૪ થો, પા. ૩૦૬.

૨૫ ફૂટ લાંબા, ૧૫ ફૂટ પહોળા તથા ૧૪ ફૂટ ઉંચા એક ઓરડાને ફરતો ૬ ફૂટ પહોળો ઓટલો કરાવવો છે; તેનું ખર્ચ રૂા. ૨૩૪ થાય છે. ત્યારે જો ઓટલો ૯ ફૂટ પહોળો કરાવીએ, તો ખર્ચ કેટલું વધારે થાય.

| | લંબાઈ ફૂટ | પહોળાઈ ફૂટ |
|---|---|---|
| ઓરડાની | ૨૫ | ૧૫ |
| ૬ ફૂટ ઓટલા સાથે ઓરડાની | ૨૫+૧૨ | ૧૫+૧૨ |
| અને ૯ ફૂટ „ „ | ૨૫+૧૮ | ૧૫+૧૮ |

હવે ઓરડાનું ક્ષે. ફ. = (૨૫×૧૫) ચો. ફૂ. = ૩૭૫ ચો. ફૂ.
૬ ફૂટ ઓટલા સાથે „ „ = (૩૭×૨૭) „ „ = ૯૯૯ „ „
૯ ફૂટ „ „ „ „ = (૪૩×૩૩) „ „ = ૧૪૧૯ „ „
∴ નાના ઓટલાનું „ = ૯૯૯ ચો. ફૂ.–૩૭૫ ચો. ફૂ. = ૬૨૪ „ „
∴ મોટા ઓટલાનું વધારાનું ક્ષે. ફ.=૧૪૧૯ ચો.ફૂ.–૯૯૯ ચો.ફૂ.=૪૨૦ „ „
હવે ૬૨૪ ચો. ફૂટ ઓટલાનું ખર્ચ રૂ. ૨૩૪ છે.

∴ ૪૨૦ „ „ „ „ રૂા. $\frac{૪૨૦ \times ૧૦૫}{૨૮૦} = \frac{૩૧૫}{૨}$ રૂ.=૧૫૭-૮

જવાબ રૂા. ૧૫૭-૮ વધારાનું ખર્ચ

દા. ૫ પા. ૩૦૮

એક વેપારી છાપેલી કિંમત ઉપર ૧૦ ટકા કમિશન કાપી આપી શબ્દકોશ રૂ. ૧૧। માટે વેચે છે છતાં તેને ૭$\frac{૧}{૭}$ ટકા નફો મળે છે. ત્યાં જો તેણે છાપેલી કિંમતે તે વેચ્યો હોત, તો તેને કેટલા ટકા નફો મળત

૧૦ ટકા=$\frac{૧}{૧૦}$ ભાગ ∴ છાપેલી કિંમતના $(૧-\frac{૧}{૧૦})=\frac{૯}{૧૦}$ ભાગ વે. કિં કમિશન કાપીઆપે

∴ વે. કિં. ના $\frac{૧૦}{૯}$ ગણી છાપેલી કિં. થાય.

∴ છાપેલી કિં. = રૂ. $\frac{૪૫}{૪} \times \frac{૧૦}{૯}$ = રૂ. $\frac{૨૫}{૨}$ = ૧૨॥ રૂ.

૭$\frac{૧}{૭}$ ટકા=$\frac{૫૦}{૭૦૦}=\frac{૧}{૧૪}$ ભાગ ∴ મૂ. કિં. ના $(૧+\frac{૧}{૧૪})$ ગણા વે. કિં. થાય.

∴ વે. કિં. નો $\frac{૧૪}{૧૫}$ ભાગ મૂ. કિં. થાય.

∴ મૂ. કિં. = રૂા. $\frac{૪૫}{૪} \times \frac{૧૪}{૧૫}$ = રૂા. $\frac{૨૧}{૨}$ = રૂ. ૧૦॥

છા. કિં. મૂ. કિં.

છાપેલી કિંમતે વેચવાથી મળનાર નફો = રૂ. ૧૨॥ − રૂ. ૧૦॥
= ૨ રૂ.

૧૦॥ રૂ. મૂ. કિં. ઉપર ૨ રૂ. નફો મળે છે

∴ નફો $\frac{૪}{૨૧}$ ભાગનો થયો

$\frac{૪}{૨૧}$ ભાગ = $\frac{૪૦૦}{૨૧}$ ટકા = ૧૯$\frac{૧}{૨૧}$ ટકા

જવાબ ૧૯$\frac{૧}{૨૧}$ ટકા નફો મળત.

દા. ૬. ટ્રે. પા. ૩૦૯.

એક માણસે ૮૦૦ રૂ. ની ૪$\frac{૧}{૨}$ ટકાની લોન જ્યારે તેનો ભાવ ૮૯॥ હતો ત્યારે ખરીદ કરી, અને થોડાંક વખત પછી વળી પાછી ૫૦૦ રૂા.ની તેજ લોન લીધી. જો તેને પોતાની રોકેલી રકમ ઉપર એકંદર ૪$\frac{૫}{૮}$ ટકા વ્યાજ પરવડતું હોય તો પાછળથી ૫૦૦ રૂા. ની લોન શા ભાવે લીધી હશે? દરેક વખતે સેંકડે $\frac{૧}{૮}$ ટકો દલાલી આપવી પડે છે.

કુલ લીધેલી લોન=૮૦૦ રૂ. ની+૫૦૦ રૂ. ની=૧૩૦૦ રૂ. ની.

હવે (અ) ૧૦૦ રૂ. ની લોન ઉપર ૪॥ રૂ. વ્યાજ મળે.

∴ ૧૩૦૦ રૂા. „ „ ૪॥ રૂા. × ૧૩=રૂા. ૫૮॥ વ્યાજ મળે છે.

પણ (વ) ૩¾ રૂ. વ્યાજ પરવડે ત્યારે રૂ. ૧૦૦ રોકડા રોકેલા હોય

∴ [illegible] રૂ. વ્યાજ મળે ,, રૂ. ૧૦૦×[illegible]=૧૨૦૦ રૂ. રોકેલા હોય

(ફ) ૧ લી લોનમાં રૂ. ૮૯॥। ભાવ + રૂા. ०। દલાલી = રૂ. ૯૦ દર રૂ. ૧૦૦ ની લોન માટે રોકવા પડે

∴ ૮૦૦ રૂ ની લોનમાં રૂ. ૯૦×૮=રૂા. ૭૨૦ રોકેલા હશે.

(ह) તેથી બીજી રૂ. ૫૦૦ ની લોનમાં રૂ. ૧૨૦૦-રૂ. ૭૨૦=રૂ. ૪૮૦ રોકાયા હોવા જોઈએ.

∵ રૂ. ૫૦૦ ની લોનમાં ૪૮૦ રૂ. રોકાયા છે

∴ રૂ. ૧૦૦ ની લોનમાં રૂ. ૪૮૦ ÷ ૫ = રૂ. ૯૬ રોકવા પડે.

રૂ. ૯૬ કુલ રોકાણ-રૂ. ०। દલાલી=રૂ. ૯૫॥। લોનનો ભાવ

જવાબ રૂ. ૯૫॥। લોનનો ભાવ.

---

# ગામડાંની કેળવણીનું આદર્શ સ્વરૂપ×

આપણો હિંદુસ્તાન દેશ નાનાં નાનાં ગામડાંનો બનેલો છે. બીજા સુધરેલા દેશોના પ્રમાણમાં આપણા દેશમાં શહેરો ઓછાં છે. આ કારણથી પ્રજાની ઉન્નતિ માટે ગ્રામ્ય કેળવણીનો વધારો થવાની જરૂર છે.

હાલના સમયમાં ગામડાંમાં જે કેળવણી અપાય છે, તે ખામી ભરેલી છે, એમ સામાન્ય પ્રજાવર્ગ, વિદ્વાનો, અને ખાતાના નાના મોટા અધિકારી સાહેબો પણ કહે છે. જો કે તેમાં કયા કયા પ્રકારની ખામીઓ છે, તે સૌ સૌની જુદા જુદા પ્રકારની વિચારશક્તિ અને જે સ્થાનમાં રહી તેઓ એ ખામીઓ સંબંધી વિચાર કરે છે, તે સ્થાનની ભિન્નતાને લીધે એમાં ભેદ પડે છે, તોપણ હાલ અપાતી કેળવણીમાં ઘણો સુધારો વધારો કરવાની જરૂર છે, એમ તો સૌ કોઈ કબુલ કરેજ છે.

મનુષ્યની ત્રણ અવસ્થા બાલ, યુવાન અને વૃદ્ધ છે, તેમ પ્રજાની પણ એવી ત્રણ સ્થિતિ સમય પરત્વે બને છે. દેશની અવ્યવસ્થા અને અંધાધુંધી પછી પ્રજા બાળકનું સ્વરૂપ ધારણ કરે છે. વ્યવસ્થિત સમયમાં પ્રજા

---

× ખેડાજિલ્લાના સદ્ગત ચુનીલાલ દામોદરદાસ ગાંધી સ્મારક ફંડની ઇનામી હરિફાઈમાં પસંદ કરેલો આ નિબંધ છે.

આગળ વધે છે, અને યુવાવસ્થા પ્રાપ્ત કરે છે, અને સંપૂર્ણ ઐશ્વર્યના સમયમાં પ્રજા પ્રમાદી થઈ વૃદ્ધાવસ્થા પામે છે.

આપણા આર્ય પૂર્વજોએ એ ત્રણે સ્થિતિમાંથી પસાર થઈ વિદ્યા, કળા અને શાસ્ત્રોમાં પ્રવીણતા મેળવી આપણા માટે જ્ઞાનના ભંડાર રૂપી અમૂલ્ય પુસ્તકો વારસામાં મૂકયાં છે. એ પુસ્તકો જોતાં તેમનું અગાધ જ્ઞાન, અને તેમની અપૂર્વ શક્તિનું આપણને ભાન થાય છે. તે જ્ઞાન અને તે શક્તિ પ્રાપ્ત કરવા માટે તેમણે જે પુરુષાર્થ કરેલા તે તેમની પાછળની પ્રજાથી સંજોગોને અનુસરીને બની શકયા નહિ, અને તેથી એ અમૂલ્ય જ્ઞાન તેમના વારસોથી દેશની અવ્યવસ્થા સમયમાં પ્રતિકૂળ સંજોગોને લીધે જીરવી શકાયું નહિ. પરિણામે વારસોએ પૂર્વજોને દેવ તરીકે પૂજ્યા, અને પોતે બાલ્યાવસ્થા સ્વીકારી.

આ સ્થિતિમાં પ્રજાને વ્યાવહારિક કાર્યમાં ઉપયોગી થઈ પડે તેવી કેળવણી ગામડાંમાં અને શહેરોમાં સ્થાનિક જરૂરિઆત પ્રમાણે આપવાનું કામ બ્રાહ્મણોએ ઉપાડી લીધું. કેળવણી કઈ રીતે આપવી એ વિષયમાં તેઓ સ્વતંત્ર હતા. માબાપની ઇચ્છા પ્રમાણે પંડયાજી બાળકોને તૈયાર કરતા. દુનીઆદારીમાં ઉપયોગી થઈ પડે તેવું એ સામાન્ય ભણતર હતું. એ પ્રકારના ભણતરથી હાલના વિદ્વાનો સંતુષ્ટ નજ થાય. ભાષાશુદ્ધિ કે ઉંચા પ્રકારના ગણિત, ભૂગોળ કે ભૂમિતિનો એ સમય નહોતો; તોપણ ગામડાંના લોકો જ્યાં આવી કેળવણી મળતી ત્યાં તેથી સંતુષ્ટ હતા. આવી સાદી કેળવણી મેળવીને પણ મહા કવિ પ્રેમાનંદ અને દયારામ વગેરે સારા વિદ્વાન તરીકે ખ્યાતિ મેળવી ગયા છે.

એ કેળવણી લોકોને તેમની ઇચ્છાનુસાર મળતી. વળી હાલની માફક તે સમયે લોકોને સરકારી નોકરી મેળવવા માટેજ ભણવાનું છે, એ ભાવના હતી નહિ. માત્ર પોતાના ધંધામાં પ્રવીણતા અને સહાય મેળવવા માટેજ બાળકોને પંડયાજીને સોંપવામાં આવતાં. પંડયાજી પોતાની આજીવિકા પુરતું સાધન ભણનાર છોકરાઓ પાસેથી સીધા કરદ્વારા પ્રાપ્ત કરી લેતા.

પ્રજાએ પોતાનાં બાળકોની કેળવણીનો બોજો પોતેજ ઉપાડી લેવો જોઈએ. એ પ્રશ્નને તે સમયે અવકાશજ ન હતો. મુખ્ય મુખ્ય ગામડાંમાં ઘણે ભાગે આ પ્રકારની ગામઠી શાળાઓ ચાલતી હતી. શહેરોમાં પણ આવીજ ગામઠી શાળાઓ ચાલુ હતી.

તે સમયે શાળાનો સમય સવાર સાંજનો હતો. સવારે સૂર્યોદય સમયે શાળા ચાલુ થતી. જમવાને સમયે શાળા છુટતી, અને બપોરે ચાલુ થઈ

ગોરજ સમયે બંધ થતી. સાધારણ વાચન લેખન અને સ્થાનિક વ્યવહાર પુરતું ગણિત શીખવવામાં આવતું. શરૂઆતમાં આ શાળાઓનું સારૂં માન હતું. અમુક પંડયાઓનાં નામ આજે પણ શહેરોમાં અને ગામડાંમાં લોક માનપૂર્વક યાદ કરે છે.

તે સમયની શિક્ષણપદ્ધતિ ઘણુંખરૂં સરકસનાં પ્રાણીઓ પ્રત્યે તેના શિખવનારની જે રીત હોય છે, તેને અનુસરતી હતી. આ રીત સ્વાભાવિક રીતેજ ત્રાસદાયક હોવાથી અળખામણી થતી ગઈ. સાથે સાથે તે સમય પ્રજાના સૂર્યોદયનો હતો. બ્રિટિશ સરકારે પ્રજાની કેળવણીનો પ્રશ્ન ઉપાડી લીધો, અને સરકારી શાળાઓ મુખ્ય મુખ્ય ગામડાંમાં ચાલુ કરી દીધી. આ સ્કૂલોમાં સારી દેખરેખ, શિક્ષકોની જવાબદારી અને ગામડીશાળા કરતાં ત્રાસની નીતિમાં ભિન્નતા હોવાથી તથા ભણતરનું ખર્ચ ઘણુંજ ઓછું હોવાથી અને પરિણામે સરકારી નોકરી મળવાના લોભને લીધે ગામડી શાળાઓ એક પછી એક ઓછી થતી ગઈ, અને હાલ લગભગ બંધજ થઈ ગઈ એમ કહીએ તો ખોટું નથી.

વ્યવસ્થિત રાજ્ય અમલમાં પ્રજા આગળ વધે છે, એમ આગળ કહેવામાં આવ્યું છે. આ તે સમય હતો. પ્રજાની કેળવણીમાં રાજ્યનું શ્રેય જોનારા મોટા અધિકારીઓએ સરકારી કેળવણીખાતાની સ્થાપના કરી અને હાલનીકેળવણીનું મૂળ એ રીતે નંખાયું.

સામાન્ય રીતે ઇલાકાની કે પ્રાંતની પ્રજાને ઉપયોગી થઈ પડે તેવો એક સરખો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો. ગામડાં કે શહેર માટે તેમાં કંઈજ ભેદ રાખવામાં આવ્યો નથી. આ સરકારી શાળાઓની શરૂઆતમાં શહેરોમાં સરકારી શિક્ષકો અને પંડયાઓને ઘણીજ હરિફાઈ થઈ. ગામડાંમાં પંડયાઓની નિશાળો જ્યાં સરકારી શાળાઓ થઈ ત્યાં તો ઘણુંખરૂં બંધજ થઈ.

"સોટી વાગે ચમ્ ચમ્ અને વિદ્યા આવે ધમ્ ધમ્" એ સૂત્ર ગામડી શાળામાં પંડયાઓ ભૂલ્યા નહિ, અને સરકારી શાળાઓ ટ્રેન્ડ શિક્ષકોથી ભરાવા લાગી. ત્યાં ઉંચાં ધોરણો પાસ કરનાર વિદ્યાર્થીઓને સરકારી નોકરી જલદી મળવા લાગી, આથી શહેરોમાં પણ ગામડી શાળાઓ ઓછી થતી ગઈ. આજે જે જુજ્જનજ ગામડી શાળાઓ કોઇ કોઇ શહેર કે ગામડામાં છે, તે ઘણુંખરૂં સરકારી પ્રાથમિકશાળા તરીકે કામ કરી રહી છે, અને અભ્યાસક્રમ તથા ધારાધોરણ સરકારી શાળા પ્રમાણે ચલાવી રહી છે.

સારા રાજ્ય અમલમાં જેમ કોઈ પણ મનુષ્ય ભુખે મરવો ન જોઈએ એ સિદ્ધાંતનું પાલન કરવા સરકાર જાગ્રત રહે છે, તેમ સુરાજ્યમાં પ્રજાનો એક પણ બાળક કેળવણીના લાભથી વંચિત રહેવો જોઈએ નહિ. આ ગામડાંના દેશમાં કેળવણીનો બહોળો વધારો થવા માટે ગામડે ગામડે શાળા થવાની જરૂર છે. પરંતુ પ્રાથમિક કેળવણીનું ખર્ચ બાળકોના વાલી ઉપાડી લે તોજ એ બની શકે તેમ છે. આજે સરકારી શાળામાં રૂ. ૦-૧-૦ ફી આપીને માબાપ પોતાના બાળકના ભણતરની પુરી કિંમત આપી એમ સમજે છે, અને બાળકોની કેળવણી પ્રત્યે દુર્લક્ષ રહે છે; પરંતુ બાળકોના પોષણ માટે ખોરાક, કપડાં વગેરે પુરાં પાડવા જે ખર્ચ માબાપ કરે છે, તે કરતાં કેળવણી માટે જે ખર્ચ કરવો પડે તે ઓછો જરૂરનો છે, એમ નથી; અને ૦-૧-૦ એ વાસ્તવિક રીતે ભણતરના ખર્ચ જેટલી ફી નથી. પ્રાથમિક શાળામાં ઓછામાં ઓછું દર છોકરા દીઠ ખર્ચ વાર્ષિક રૂ. ૧૦ થી ૧૫ સુધી આવે છે. તો બાર મહીને બાર આના ફી એક છોકરાની આવે, તેથી શાળાનું ખર્ચ કેવી રીતે પુરૂં પડી શકે? એક ઢોરની ચરાઈ મહીને દિવસે ૦-૮-૦ થી ઓછી હોતી નથી. તો આપણાં બાળકો કેળવવા માટે આપણે ખોરાક, કપડાંલત્તાં પ્રમાણે કેળવણીની રકમ પણ જુદી કાઢવી જોઈએ. ખોરાક બાળકોના શરીરનું બંધારણ છે, કપડાં શરીરનું ઢાંકણ છે, ત્યારે કેળવણી એ બાળકોની બુદ્ધિનો ખોરાક છે.

## ગામડાંની આદર્શ કેળવણી કેવી હોવી જોઈએ.

કોઈ એક ગામડામાં જઈને જોઈશું, તો ત્યાં શાળામાં નથી જતાં એવાં બાળકોનાં ટોળે ટોળાં ગામની ભાગોળે ખેલતાં જણાશે. તેમની હિંમત તેમના સ્વભાવની સરળતા, ભોળપણ, ઔદાર્ય નિરભિમાનપણું, સત્યપ્રિયતા, સાહસ, કુદરત પ્રત્યેનો તેમનો પ્રેમ એ સર્વ ગુણો તેમની રમતમાંજ આપણે જોઈ શકીશું. એક સારી પ્રજામાં જે સદ્ગુણો જોઈએ તે તેમનામાં મૂળથીજ છે.

ગામડાંની આદર્શ કેળવણી એ હોવી જોઈએ કે જે ગામડાંના બાળકોના સ્વાભાવિક સદ્ગુણોને પોષણ આપી શકે. "સત્તર પંચાં પંચાણું બે મૂકયા છૂટના લાવો શેડ સોમાં બે ઓછા" આ પાઠને બદલે હરિશ્ચંદ્રના સત્યવચનનો એકજ પાઠ ગામડાંના બાળકો માટે બસ છે.

જે વસ્તુ જ્યાં નથી, તેનું ત્યાં આરોપણ કરવું, અથવા પ્રેરવું એ લાભને બદલે હાનિકારકજ છે.

શહેરનાં બાળકોને "સત્તર પંચાં પંચાણું"નો પાઠ અઘટિત નહિજ ગણાય. જેમ આ પાઠ પરત્વે શહેર અને ગામડાંની કેળવણીના દૃષ્ટિબિંદુમાં ફેર પડે છે, તેમ બીજા વિષયો સંબંધમાં પણ ફેર પડે છે.

ભૂગોળના પ્રાથમિક પાઠ ગામડાંનાં બાળકો સ્વતઃ શીખે છે. દરીઆ-કાંઠે વસનાર બાળકો જાતે સમુદ્ર જુએ છે. અખાત, બેટ, ખાડી, નદીનું મુખ એ વગેરે તેમને કંઇજ અજાણ્યું નથી. તે જાતે બે ચાર માઇલ ચાલી નજીકના પર્વત, નદી, નાળાં, કોતર, જંગલ અને ઊના ટાઢા પાણીના કુંડ નજરે જુએ છે. કુદરતનો ખોળો ખુંદનાર આ ગામડાનાં બાળકોને ઉપરની બાબતો પ્રત્યક્ષ જોવા મળતાં છતાં તેનાં મોડેલો જોવાથી વિશેષ લાભ કંઇજ મળે નહિ. પરંતુ તેમને હસ્તકૃત અને શહેરની જાણવા લાયક ઇમારતોનાં અને જુદાં જુદાં યંત્રોનાં મોડેલો બતાવવાથી, તેમના જ્ઞાનમાં વધારો થશે, અને તે જોવામાં તેમને આનંદ આવશે.

શહેરનાં બાળકો તેટલીજ ઉમ્મરનાં ગામડાંનાં બાળકો કરતાં ઘણું ખરૂં શરીરે માંદલાં, (શહેરનો કોઇપણ એક બાળક જેણે ડાકટરને નાડી નહિ બતાવી હોય તેવો ભાગ્યેજ મળે, ત્યારે ગામડાંમાં એવા કેટલાએ બાળકો હશે જેમણે ડાકટરનું નામ પણ નહિ સાંભળ્યું હોય.) બીકણ, ચપળ પરંતુ પ્રપંચી અને કાયર હોય છે. તેમને માટે જે શિક્ષણ જરૂરનું ગણાય તે શિક્ષણ ગામડાંનાં ભિન્ન પ્રકૃતિનાં બાળકોને માફક આવે નહિ, એ સ્પષ્ટ છે. ગામડાંનાં બાળકોને શરીરનો ઉદ્યમ એ મુખ્ય છે, ત્યારે શહેરનાં બાળકોને ઘણે ભાગે માનસિક ઉદ્યમ કરવાનો હોય છે. હાલનું શિક્ષણ ગામડાંનાં છોકરાંને ઘણે ભાગે બેઠાડીઆં અને અભિમાની બનાવે છે. હું આટલું ભણેલો તે મારાથી ખાતરનું ગાડું ભરાયજ નહિ આ ભાવના નિર્મૂળ થાય, તોજ ગામડાંની આદર્શ કેળવણી સફળ થઈ ગણાય; કેમકે ગામડાંમાં ભણનાર બધાંજ બાળકો શહેરમાં જઈ શહેરી જીવન ગુજારી શકનાર નથી. તેમજ બધાંને ગાદીતકીએ કે ખુરસીમાં બેસવાની નોકરી પણ મળવાની નથીજ. ગામડાંનાં બાળકોને ઘણેભાગે પોતાનો પરાપૂર્વથી ચાલતો આવેલો ખેતીનો ધંધો કરવાનો છે. તેમાં ઉદ્યમ, ધીરજ, સહન-શીલતા એ ગુણોને પોષણ મળે એવા પ્રકારનું શિક્ષણ ગામડાં માટે અનુકૂળ થઈ શકે. ગામડાંની પ્રજાને પંડિતાઈ કરતાં વ્યાવહારિક જ્ઞાનના શિક્ષણની વધારે જરૂર છે. ટૂંકામાં કહીએ તો ગામડાંની કેળવણી ઉદ્યમપ્રધાન હોવી જોઈએ.

## કેળવણીની પદ્ધતિ

બાળકોમાં પોતાના બાપદાદાનો ચાલતો આવેલો ધંધો કરવાની વૃત્તિ સ્વાભાવિક હોય છે. ખેડુતનાં છોકરાં નાનપણમાંજ નાનાં હળ કરી જમીન ખેડવાની અને બી વાવવાની રમતો રમે છે. એ રીતે એમને ઉદ્યમ કરવાની વૃત્તિ જન્મથીજ મળેલી હોય છે. શાળામાં એ વૃત્તિને પોષણ મળે તો એ સારી રીતે ખીલી નીકળે.

કારીગરનાં છોકરાં બાળપણથીજ પોતાના ધંધાની રમત રમે છે. વેપારીનાં છોકરાં-કોડીઆનાં ત્રાજવાં બનાવી વેપારી રમત કરે છે. એ રીતે ગામડાંનાં બાળકોની પોતાના વડીલોના ધંધા તરફ અભિરુચિ સ્વાભાવિક હોય છે. તેમને યોગ્ય કેળવણીદ્વારા અનુમોદન મળતાં તેઓ સારા ખેડુત, સારા કારીગર અને સારા વેપારી થઈ શકે.

## ગ્રામ્ય કેળવણીની યોજના

શાળાને લગતાં પ્રયોગ કરવાનાં ખેતરો હોય, ત્યાં બાળકો જાતે કામ કરી અનુભવ મેળવે, જમીન ખેડે, વાવેતર કરે, કાપણી કરે અને અનાજ એકઠું કરે. સાથે સાથે એ ધંધાને લગતું ગણિત શિખવાય, એ કામને લગતાં પશુ પક્ષીઓની ચર્ચા થાય, એને લગતું વાચન વંચાય, અને એ રીતે ઉદ્યમ સાથે કેળવણી આપી શકાય: હાલની ચાલુ કેળવણીની પ્રથાથી જુદીજ આ કલ્પના છે. તેને વ્યવહારૂ સ્વરુપ આપવામાં ઘણાં વિઘ્ન છે.

(૧) શાળા માટે પ્રાયોગિક ખેતરો મેળવવાની મુશ્કેલી.
(૨) જાતે ખેતી કરી શકે તેવા શિક્ષકોની અછત.
(૩) ગામડાંના લોકો ઉદ્યમ સાથે મળતા વિદ્યાલાભથી ટેવાયા નથી ત્યાં સુધી થવાનો તેમનો વિરોધ.
(૪) ખેતી કામ, અને કારીગર કામનાં ઓજારો વગેરે મેળવવાની મુશ્કેલી.
(૫) શિક્ષકને આપવાના પગાર સંબંધી મુશ્કેલી.

પ્રથમની મુશ્કેલી નિવારી શકાય તેમ છે: શાળા માટે પ્રાયોગિક ખેતર સાંથે મેળવવું અઘરૂં ન પડે. પ્રયોગ સફળ થાય તો ખેતરની ઉપજમાંથી સાંથ આપી શકાય, પરંતુ દૈવાધીન પ્રયોગ નિષ્ફળ જાય તો એક વર્ષની સાંથ જેટલું રૂા. ૫૦-૭૫નું ફંડ કરવું પડે.

પ્રાયોગિક શિક્ષણ માટે કેળવાએલા શિક્ષકોની અછત દૂર કરવાનું હાલ કંઇ સાધન નથી. ખેતીવાડીની શાળાઓમાં શિક્ષકોને અપાતું ટ્રેઈનિંગ હાલ બંધ થયું છે. છતાં જેનો પેઢી દર પેઢી ખેતીનો ધંધો છે, અને

જેઓ શિક્ષણનું કાર્ય કરી રહ્યા છે, તેના શિક્ષકો આ કામે ઉત્સાહથી સ્વીકારે તો સારીરીતે તેઓ પાર પાડી શકે.

ત્રીજી મુશ્કેલી સ્વાભાવિક છે. દરેક નવા કામમાં લોક લાગણી પહેલાં સામે હોય છે. જ્યારે કામનું પરિણામ સારૂં આવતું જાય છે, ત્યારે જે લોકો પ્રતિકૂળ હોય છે, તે અનુકૂળ થતા જાય છે.

ખેતી કામનાં ઓજારો વગેરે મેળવવા માટે ફંડ કરવું અથવા શરૂઆતમાં થોડાંક ઓજારો માગી લાવીને પણ કામ શરૂ કરી શકાય.

પાંચમી મુશ્કેલી એ ખરી મુશ્કેલી છે. હાલના સમયમાં કેળવણીનો બહોળો ફેલાવો કરવા ઘણા શિક્ષકો જોઇએ, અને એ તમામ શિક્ષકોને પગાર આપવાનું કોઇપણ સરકારને ભારે પડે. ગામડે ગામડે શિક્ષકને પગાર આપીને સરકાર જે ખર્ચ કરે તે કર રૂપે આપણેજ આપવો પડે, તેને બદલે ભણનાર છોકરાંઓનાં માબાપ જો એ ખર્ચમાંથી મોટા ભાગનું ખર્ચ ઉપાડી લે તો બાકીનો થોડો ખર્ચ ગ્રાન્ટ તરીકે આપવાની સરકારને અરજ કરી શકાય અને સરકારી મદદ ગ્રાન્ટ તરીકે મેળવતાં ખાતાના અધિકારીઓની સલાહ અને સૂચનાનો લાભ પણ મેળવી શકાય.

હાલની ચાલુ કેળવણીની પ્રથાથી જુદીજ પ્રથાની એક ગ્રાન્ટ મળતી ઉદ્યોગપ્રધાન શાળાની કલ્પના કરી તેમા આવતી મુશ્કેલીઓનો વિચાર કર્યો. પરંતુ વાસ્તવિકરીતે ગામડાની હાલની આદર્શશાળા કેવી હોવી જોઇએ. કેવા ગામમાં આદર્શશાળા દીપી નીકળે, કેવા આદર્શ શિક્ષકથી આદર્શશાળા શોભી ઉઠે, કેવા પ્રકારનો અભ્યાસક્રમ આદર્શશાળા માટે યોગ્ય હોવો જોઇએ, આદર્શશાળાનું મકાન કેવું હોવું જોઇએ, આદર્શશાળા માટે કયો સમય નક્કી કરવો જોઇએ, ગામડે ગામડે શાળા કાઢી શકાય તે માટે કેવો પ્રબંધ કરવો જોઇએ, આદર્શ શાળાનો શણગાર શો હોવો જોઇએ એ વગેરે સંબંધી વિચાર કરીએ.

### આદર્શગામ

જેનો દાખલો લઇ બીજી શાળાઓ સુધરી શકે તે આદર્શશાળા. દર્પણમાં જોઇ આપણે મોં ઉપરના ડાઘ દૂર કરી શકીએ છીએ, એમ આદર્શશાળાનું કામ જોઇ અનેક શાળાઓ તેને અનુસરે. આવી આદર્શશાળા માટે ભાગ્યયોગે આદર્શ ગામજ મળવું જોઇએ.

સોમેશ્વર દામોદર રાવળ,
લો. બો. સ્કૂલ માસ્તર,
કાલસર—જિ. ખેડા.

## મુંબઈ ઇલાકાની ઉર્દૂ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા-કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | મનાઝીર-એ-કુદરત, ભા. ૧લો (છઠ્ઠી આવૃત્તિ) | મિ. એલીઆસ બર્ની | મોહમદ મુકતાદાખાન શેરવાણી, મતબા મુસ્લીમ યુનિવર્સિટી પ્રેસ, અલીગઢ | ૧—૦—૦ | દરેક ઇન્સ્ટીટયુશનમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૨ | ,, ભા. ૨ જો (ત્રીજી આવૃત્તિ) | | | ૧—૦—૦ | માધ્યમિક સ્કૂલ અને ટ્રેનિંગ ઇન્સ્ટટયુશનોમાં પાઠ્યપુસ્તક તરીકે. | |
| ૩ | ,, ભા. ૩ જો (ચોથી આવૃત્તિ) | | | ૧—૦—૦ | ,, | |
| ૪ | ,, ભા. ૪ થો (ત્રીજી આવૃત્તિ | | | ૧—૦—૦ | ,, | |
| ૫ | અઝબાત-એ-કીઝત, ભા. ૧લો (ચોથી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, | |
| ૬ | ,, ભા. ૨ જો (પાંચમી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, | |
| ૭ | ,, ભા. ૩ જો (પાંચમી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, | |
| ૮ | મઆરફ-એ-મિલ્લત, ભા. ૩જો | ,, | ,, | ૧—૦—૦ | ,, | |
| ૯ | ,, ભા. ૪ થો (ત્રીજી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ | નેચરલ્દડી ભા. ૧ લો | મિ. મહમ્મદહુસેન નાગનર | મેસર્સ સી સી. એન્ડ સન્સ, મદ્રાસ | ૦—૧—૩ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૧ | ,, ભા. ૨ જો (પહેલી આવૃત્તિ) | | | ૦—૧—૬ | |
| ૧૨ | ઇસ્લામી કારનામે (સને ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ) | મિ. મહમ્મદ હબીબુલ્લાહ | મુસ્લીમ બુકડેપો, ફૂલવારી શરીફ | ૧—૦—૦ | ,, અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનો માટે. |
| ૧૩ | ઇસ્લામી રીવાયાત, (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૧૪ | ગુલ્દસ્તા–એ અદબ, ભા ૨ જો (૧૯૩૦) | મિ. નુર ઈલાહી | મેસર્સ ઉત્તરચંદ કપુર એન્ડ સન્સ, લાહોર | ૦—૧૧—૬ | વધારાના વાચન તરીકે. |
| ૧૫ | ,, ભા. ૩ જો (બીજી આવૃત્તિ) | ,, | | ૦—૧૧—૩ | ,, |
| ૧૬ | ,, ભા. ૪ થો (૧૯૩૨ ની બીજી આવૃત્તિ) | ,, | | ૦—૧૨—૧૦ | ,, |
| ૧૭ | તારીખ–એ–હિંદ. ભા. ૧ લો | મિ. બક્ષિરામ રતન અને | ,, | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્ય- |
| ૧૮ | અને ભા. ૨ જો | મિ. મહમદ શફી | | ૧—૦—૦ | મિક સ્કૂલોમાં પાઠ્ય-પુસ્તક માટે. |
| ૧૯ | અમલી–વા–નઝરી સાયન્સ | મિ. ખયરૂદીન, પહેલા | ડૉ. મહમ્મદદુહીન, | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્ય- |
| ૨૦ | ભા. ૧ અને ભાગ ૨ જો (પહેલી આવૃત્તિ) | આસિ. ગવર્મેન્ટ હાઈ-સ્કૂલ, અમરાવતી | શીયાલકોટ, પંજાબ | ૧—૦—૦ | મિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૧ | નામરે અખ્લાક પાયરા કાએદા (પહેલી આવૃત્તિ) | મિ અબ્દુલ કાદીર, હેડ માસ્તર, મ્યુનિ. ઉર્દૂ ફૅ ગર્લ્સ સ્કૂલ નં. ૨૩ | કર્તા | ૦—૩—૦ | પાઠ્યપુસ્તક તરીકે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૨ | નયરંગ–એ–ચીત્રત, (પહેલી આવૃત્તિ) | મિ. ઇદરજીત શર્મા | મેનેજર, ઉર્દુ બુકડેપો, મછરા ડિસ્ટ્રીક્ટ, મીરત | ૧—૪—૦ | દરેક ઇન્સ્ટિટયુશનમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૩ થી ૩૩ | મુન્તેખીબ અફસાને, વૉલ્યુમ ૧ થી ૧૧ | મૌલ્વી તાજવારનાજીબ અબાબાદી | મેસર્સ ઉત્તરચંદ કપુર એન્ડ સન્સ, લાહોર. | ૧—૦—૦ દરેક વૉલ્યુમની કિમત | દરેક ઇન્સ્ટિટયુશનમાં લાયબ્રેરી માટે. |
| ૩૪ થી ૪૬ | પયામે ઝિંદગી, વૉલ્યુમ ૧ થી ૧૩ | ” | ” | ” | ” |
| ૪૭ ૪૮ ૪૯ | તસ્વીર–એ–મનાઝીર વૉલ્યુમ ૧ થી ૩ | ” | ” | ” | ” |
| ૫૦ ૫૧ | તસવીર–એ–જઝબાત વૉલ્યુમ ૧ અને ૨ | ” | ” | ” | ” |
| ૫૨ | મફાહ–વા–મરાઝી | ” | ” | ” | ” |
| ૫૩ | રુબાયાત–એ–રવાન | ” | ” | ” | ” |
| ૫૪ | રુહાનીયત, વૉલ્યુમ ૧ | ” | ” | ” | ” |

(અંગ્રેજીમાં સહી) એ. એમ. ખાન

ઑફિ. ડેપ્યુટિ. એજ્યુ. ઇન્સ.

મોહોમેડન એજ્યુ. સી. ડી. પુના.

પુના, તા. ૧૯–૧–૧૯૨૨

# ઈનામપત્રક

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| રૂદાતલ | મિ. માધવજી અંબારામ પટેલ<br>મિ. ગીરધારી અંબારામ પટેલ | ૩—૦—૦ | નિશાળમાં ગોળધાણા વહેંચ્યા. |
| વિસલપુર | પા. મોહનભાઇ વનમાળીદાસે | ૫૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખરકડી | તાલુકદાર જટુભા જીજીભાઇએ તથા જટુભા દેવીસંગે તથા મહેતા જગજીવન દુર્લભદાસે મળી. | ૨૦—૫—૦ | વિદ્યાર્થીઓને કપડાં વહેંચ્યાં. |
| સાકરીઆ | ગામલોક તરફથી | ૨૦—૫—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વાંચ | ” | ૧૪—૮—૦<br>૧—૦—૦ | બાળાઓને બેસવા સારૂ શેતરંજીઓ નં. ૧૫ લાવીઆપી તથા પતાસાં વહેંચ્યાં. |
| હીરાપુર | પા. પુનમભાઈ વિઠલભાઇએ | ૩૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વિસલપુર | પરીક્ષા વખતે સ્કૂલ કમિટીના મેમ્બરોએ મળી<br>બાકરોલના મિ. રાયસંગજી રામાજીએ | ૫—૦—૦<br>૧૨—૦—૦ | બાકરોલ બાદરાબાદ વર્ગના વિદ્યાર્થીઓને ઇનામ વહેંચ્યાં તથા જમાડયા. |
| ભાદીઆદ | કાદીપુરના તાલુકદારો તરફથી | ૧—૦—૦<br>૫—૦—૦ | કાદીપુર વર્ગના વિદ્યાર્થીઓને સાકર વહેંચી તથા સ્લેટો તથા ચોપડીઓ ગરીબ વિદ્યાર્થીઓને આપી. |
| ઓરાણુ | મે. ઠાકોર સાહેબ સમેલસિંહજીએ | ૪—૦—૦ | ત્રણે સ્કૂલોમાં મિઠાઇ વહેંચી. |
| ઉતેળીઆ | અત્રેના યુવરાજશ્રી હરિશ્ચન્દ્રસિંહજી સાહેબનાં અ. સૌ રાણી સાહેબ શ્રી કૃષ્ણકુંવરબાના સ્મરણાર્થે કુમારશ્રી જયવંતસિંહજી સાહેબે | ૧૦—૦—૦<br>૨૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળામાં ચાલતાં ઉપયોગી પુસ્તકો વહેંચ્યાં તથા બંને સ્કૂલોમાં સાકર વહેંચી. |
| ગાંફ | મહેતા ગાંડાલાલ ભાઈશંકર તરફથી | ૧૪—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| મણીઆવ | દરબારશ્રી ફુલસિંહજી રાયસિંહજીએ પોતાની દીકરીને નિશાળે બેસારી તે પ્રસંગે | ૪૨—૦—૦<br>૪—૦—૦ | ઘડિઆળ સ્કૂલમાં ભેટ આપ્યું તથા પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| અગોદરા | મિ. ટી. પી. પંચાલ મીકેનીકલ ઇન્જિનીઅરે | ૧૭—૦—૦ | વડિઆળ સ્કૂલમાં ભેટ આપ્યું. |
| | ઠક્કર મગનલાલ વડોદરાવાળાએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | ઠક્કર લાલજી લવજીએ | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખરકડી | મિ. જગજીવન દુર્લભદાસ મહેતા | ૧૨—૦—૦ | સાકર વહેંચી તથા સ્કૂલનાં વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. જટુભા જીજીભાઇ તાલુકદાર (ગોહેલ) | | |
| | મિ. જટુભા દેવીશંગ ગોહેલ | | |
| | મિ. કબાભાઈ નથુભાઈ મહેતા. | | |
| બાકરોલ બાદરાબાદ | કોચરબના વતની મિ. મોતીલાલ સોમાભાઇએ | ૧૩—૦—૦ | ,, ,, |
| ચલોડા | પા. સોમાભાઇ મકનદાસે | ... | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડયાં. |
| પરબડી | ગામ તરફથી | ૧—૦—૦ | પતાસાં વિદ્યાર્થીઓને વહેંચ્યાં તથા પરીક્ષા |
| | " | ૧—૫—૦ | વખતે ઇનામ વહેંચ્યાં. |
| બાવળા | શા. મણિલાલ છગનલાલે | ૧૬૦—૦—૦ | સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કોઠ | મિ. કેશરખાં મહોબતખાં પઠાણે | ૧૦—૮—૦ | ગરીબ વિદ્યાર્થીઓને સ્લેટ, પેન, પેન્સિલ, કાગળ વગેરે આપ્યા. |
| સોનાસણ | મિ. ગલાબચંદ નાનચંદ ગાંધીએ | ૪—૦—૦ | બાળાઓને કપડાંના કકડા વહેંચ્યાં. |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૨૯—૬—૦ | બાળકોને ચોપડીઓ તથા પતાસાં વહેંચ્યાં. |
| | મિતલાટી વાડીલાલ મોહનલાલે | ૨—૦—૦ | નૈતિક સંવાદ ભજવનાર છોકરાંને રોકડ ઇનામ તરીકે આપ્યા. |
| | મિ. મોહનલાલ ખડેચરદાસ પટેલે | ૦—૮—૦ | રોકડ ઇનામ તરીકે વહેંચ્યા. |
| ઓડોદરા | શેઠ લલ્લુભાઇ નાયકભાઇએ | ૬—૦—૦ | પિત્તળના પ્યાલા નં. ૪૫ તથા પતાસાં વહેંચ્યાં. |
| | શા. આશાભાઇ ખેમચંદે | ૨—૮—૦ | બાળાઓને પિત્તળની રકાબી નં. ૮ તથા [illegible] |

| | | | |
|---|---|---|---|
| બડોદરા | શાહ ભાયચંદ નાથજીભાઈએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વટામણ | થાનના શેઠ કેશવલાલ ગોપાળજીએ. | ૨૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| શીઆળ | અડવાળના રહીશ અને ધંધુકા સ્કૂલના હેડમાસ્તર હીરાલાલ વિઠલજીએ. | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| જમીયતપુરા | મહીજના પા. હાથીભાઇ તલસીભાઇ તથા અંબાલાલ ભુલાભાઇએ | ૩૯—૦—૦ | રકાબીપ્યાલા, મિઠાઇ તથા બાળાઓને ઓઢણીઓ વહેંચી. |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| આંત્રોલી | પોલીસ પટેલ મુળજીભાઇ રણછોડભાઇએ | ૬—૦—૦ | દરેક સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| કરમસદ | પટેલ અંબાલાલ હાથીભાઇ તરફથી | ૧૨૫—૦—૦ | કન્યાશાળા ખાતે કબાટ નં. ૨ ભેટ આપ્યાં. |
| દહેમી | પા. જીવાભાઇ ભિખાભાઇએ | ૩૨—૮—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કનીજ | સુતાર મોહનલાલ શંકરલાલે | ૩૧—૦—૦ | ,, |
| | શાહ છોટાલાલ કેશવલાલે | ૬—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| બદલપુર | ખંભાત સ્ટેટના નામદાર નવાબ સાહેબે | ૧૦—૦—૦ | ,, |
| દાવોલ | શાહ મગનલાલ દામોદરદાસે | ૮૧—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બાઇ હેતા પા. ફુલાભાઇ રેવનદાસની વિધવાએ | ૯૧—૦—૦ | ,, |
| | બાઇ સુરજ ભટ મુળજી અમથારામની વિધવાએ | ૯૫—૦—૦ | ,, |
| વધાસી | પા. દેસાઇભાઇ લલ્લુભાઇએ | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | વહોરા આદમ કાસમભાઈએ | ૧૦—૦—૦ | બાળાઓને પ્યાલા વહેંચ્યા. |
| સૈયદપુરા | પટેલ પ્રભુદાસ હરખજીએ | ૧૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પગી લલ્લુ બહેચરજીએ | ૧૦—૦—૦ | ,, |
| | પટેલ પ્રભુદાસ દ્વારકાંદાસે | ૧૦—૦—૦ | ,, |
| હમીદપુરા | પટેલ કિશોરભાઇ દ્વારકાંદાસે | ૧૫—૦—૦ | ,, |
| | તથા પટેલ શંકરભાઇ પુંજાભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| સામરખા | પોલીસ પટેલ અંબાલાલ ચતુરભાઇએ | ૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાવર્ગમાં પતાસાં વ્હેં |

| | | | |
|---|---|---|---|
| સામરખા | મહેતાજી કેશવલાલ ઉમીઆશંકર ત્રિવેદીએ | ૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યા વર્ગમાં પતાસાં વહેંચ્યાં |
| કનીજ | પટેલ સોમાભાઈ રણછોડભાઇ | ૪૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કઠોલી | પટેલ રણછોડભાઇ જીવાભાઇએ | ... | " |
| લાલી | પટેલ મગનલાલ ગીરધરદાસ | ૩૨—૦—૦ | " |
| | ઉમીઆપરના પટેલ શ્રીધરભાઇ રણછોડભાઇ | ૧—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| અહીમા | મે. ઠાકોર સાહેબ શ્રી વિજયસિંગજી છત્રસિંગજીએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને પિત્તળના પ્યાલા તથા તથા પતાસાં વહેંચ્યાં. |
| દેવકીવણસોલ | બારૈયા પ્રભાતસંગ ભાવસંગે | ૭—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| આમરોલ | શા: પોપટલાલ મગનલાલે | ૩૦—૦—૦ | " |
| વાસણું | પટેલ લલ્લુભાઇ કલ્યાણભાઇએ | ૨૫—૦—૦ | " |
| | પટેલ ઝવરભાઇ મકનદાસે તથા પા. બાજીભાઇ મકનદાસની વિધવા બાઇ હરખાએ | ૩૨—૦—૦ | " |
| કણભાઇપુરા | પટેલ શનાભાઇ ઝવેરભાઇએ | ૨૫—૦—૦ | " |
| | પટેલ ફીકરભાઇ વસનદાસે | ૨૫—૦—૦ | " |
| | ગામના સદ્ગૃહસ્થો તરફથી | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને ટોપી તથા બાળાઓને પોલકાં આપ્યાં. |
| | ગંગાસ્વરૂપ બાઇ રૂનાએ | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પાટણવાડીઆ દેસાઈ કાભાઇ મિ. બકોર કાભાઇ મિ. મોતીભાઇ તથા મિ. મંગળ લલ્લુ, મિ. મૂળજી વદાલા, મિ. મંગળ મથુર મિ. ફુલા ગલાએ બધાએ મળી | ૩૦—૦—૦ | " |
| ખાનપુર | પા. જીવાભાઇ લલ્લુભાઇએ | ૫૦—૦—૦ | બે દિવસ સુધી સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| મરીડા | પા બીખાભાઇ દેસાઇભાઇએ | ૩૦—૦—૦ | " " |
| દેવકીવણસોલ | બારૈયા રતનાજી અભાજીએ | ૪—૦—૦ | " " |
| પરીએજ | બારોટ પુંજાભાઇ કેદારસીંગ | ૨૦—૦—૦ | " " |
| | શાહ મોતીલાલ ફુલચંદ | ૨૦—૦—૦ | " " |

| | | | |
|---|---|---|---|
| પીપલગ | દેસાઇ અંબાલાલ બાબરભાઇએ | ૨૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા તથા પતાસાં વહેંચ્યાં |

## ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અંકલેશ્વર | લો.બો ઉર્દુ કન્યાશાળાનાઆસિ. મિ.કમરૂદીન મોહયુદ્દીન સૈયદે | ૧—૦—૦ | બાળાઓને પતાસાં વહેંચ્યા. |
| અંદાડા | રાવણજી ઠાકોર શ્રી ભગવાન સિંહજી ખુશાલસિંહજીએ | ૫—૦—૦<br>૧—૦—૦ | મુખ્ય સ્કૂલતથા કન્યા કલાસમાં મિઠાઇ વહેંચી તથા બાળાઓ સોરૂ સિવણ કામમાં આપ્યો. |
| કેલોદ | પા. ગોકળભાઇ વસ્તાભાઇએ પોતાની પત્નીના સ્મરણાર્થે | ૨૦૦—૦—૦<br>૨૫-૧૨-૦ | ગેલેરી સ્કૂલમાં કરાવી આપી.<br>વિદ્યાર્થીઓ જમાડયા. |
| | ,, | ૧૫—૦—૦ | બાળકોને ઇનામ વહેંચ્યું તથા |
| | ,, | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | અજ પરભાતસંગ ગુલાબસંગે | ૨૭-૧૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| છીદ્રા | ગરાશીઆ રજપૂત રણા ગમાસંગ. ભાઇજીએ પોતાનો પુત્ર ગુજરી ગયો,તે નીમિત્તે | ૧૫—૦—૦ | ,, |
| આશરમા | શેઠ હરકીશન નાથુભાઇએ | ૧૦—૦—૦ | ,, |
| | પા. ગોવંદ પ્રેમાએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| નાંગળ | સ્કૂલ કમિટીના મેમ્બર પા. બાલુભાઈ ગણેશ | ૧૫—૦—૦ | સ્કૂલને ઘડિયાળ ભેટ આપ્યું. |
| | પા. દયાળભાઇ ભગવાને | ૧૦—૪—૦ | અડોલ કલાસને ઘડિઆળ ભેટ આપ્યું. |
| હાંસોટ | ભરૂચના મે. કલેકટર સાહેબ તરફથી | ... | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળામાં પતાસાં વહેંચ્યાં. |
| અમલેશ્વર | મુંબઇ ધારાસભાના મેમ્બર સાહેબ માધવસંગ જોરાભાઇ સીંધાએ | ૨—૦—૦ | બંને સ્કૂલોમાં સાકર વહેંચી. |
| પાસેજ | મિ. રેવાશંકર બાળાશંકર ભટે | ૧૭—૦—૦ | ,, બરફી વહેંચી |
| હાંસોટ | મગુભાઇ પ્રાણવલ્લભદાસ દેસાઇએ | ૫—૦—૦ | કન્યાશાળા માટે બારીસો લાવવા સારૂ આપ્યા. |
| | આત્મારામ દુર્લભરામ શેઠે | ૫—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ગાંગોઇ | ઘેલાભાઇ છગનલાલ શેઠ | ૫—૦—૦ | કન્યાશાળા માટે બાં- કેટીલા લાવવા સારૂ આપ્યા. |
| | ભાણાભાઇ દેવજીભાઇ | ૫—૦—૦ | ,, |
| | ઘેલાભાઇ કરસનદાસ શેઠ | ૫—૦—૦ | ,, |
| | મગનભાઇ દુલાભાઇ(ગોભાના) | ૪—૦—૦ | ,, |
| | ડોકટર ધીરૂભાઇ | ૩—૦—૦ | ,, |
| | ઠાકોરલાલ વકીલ | ૩—૦—૦ | ,, |
| | ઠાકોરલાલ પ્રાણવલ્લભ દેસાઇ | ૨—૦—૦ | ,, |
| | મહમદ ગુલામ શેઠ | ૨—૦—૦ | ,, |
| | રસુલ અબ્દુલા અમી | ૨—૦—૦ | ,, |
| | સાકરલાલ દ્વારકાદાસ દેસાઇ | ૨—૦—૦ | ,, |
| | બાલુભાઇ પરસોતમદાસ ડોકટર | ૨—૦—૦ | ,, |
| | નવનીતલાલ મગનલાલ સોની | ૧—૦—૦ | ,, |
| | મગનલાલ હરિલાલ સોની | ૧—૦—૦ | ,, |
| | ડાહ્યાભાઇ લલ્લુભાઇ કારકુન | ૧—૦—૦ | ,, |
| | ઘેલાભાઇ દ્વારકાદાસ શેઠ | ૧—૦—૦ | ,, |
| | જમનાદાસ પ્રાણજીવનદાસ | ૧—૦—૦ | ,, |
| | હીરાલાલ ઈચ્છારામ દેસાઇ | ૧—૦—૦ | ,, |
| | છોટાલાલ મગનલાલ | ૧—૦—૦ | ,, |
| | ઇશ્વરલાલ પટેલ | ૧—૦—૦ | ,, |
| | ગુલાબદાસ ગોવિંદરામ શેઠ | ૧—૦—૦ | ,, |
| | બાલુભાઇ પ્રાણજીવન દેસાઇ | ૧—૦—૦ | ,, |
| | જીવણલાલ સોની | ૧—૦—૦ | ,, |
| | બાપાલાલ ગરબડદાસ વૈદ | ૧—૦—૦ | ,, |
| | ઠાકોરલાલ જમનાદાસ | ૧—૦—૦ | ,, |
| | કાળીદાસ ચુનીલાલ | ૧—૦—૦ | ,, |
| | અબ્દુલા કાતુગા | ૧—૦—૦ | ,, |
| | વકીલ નગીનદાસ વિઠ્ઠલદાસની મારફત. | | |
| | રહેમાન હુસેન મુસીકા ચાચા | ૧—૦—૦ | ,, |
| | છોટાલાલ ચુનીલાલ કાપડીઆ | ૦—૮—૦ | ,, |
| | ઘેલાભાઇ હરજીવનદાસ શેઠ | ૦—૯—૦ | ,, |
| | છોટાલાલ નાથુભાઈ ગાંધી | ૦—૮—૦ | ,, |
| | નગીનલાલ માણેકલાલ શેઠ | ૦—૮—૦ | ,, |
| | છોટાલ ચુનીલાલ શેઠ | ૦—૮—૦ | ,, |
| | ચીમનલાલ પ્રાણવલ્લભદાસ | ૦—૮—૦ | ,, |
| | છોટાલાલ ચુનીલાલ રાજારામ | ૦—૮—૦ | ,, |
| | રંગીલદાસ ઠાકોરદાસ શેઠ | ૦—૮—૦ | ,, |

## પંચમહાલ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| છાલીયર | કુમારશ્રી માનસિંહ છત્રસિંહજીએ | ૬—૦—૦ | પિત્તળના પ્યાલો વ્હેંચ્યા. |
| સીહોર | કુંવર સાહેબશ્રી પૃથ્વીરાજ સિંહજીની સાલગીરી હોવાથી તે પ્રસંગે મે. ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી કરણસિંહજી તરફથી | ૧૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભાદરવા | ગામ લોકોએ તથા સ્કૂલ કમિટિના મેમ્બરોએ | ૧૦૦—૦—૦ | " |
| વાંકાનેર | દવે કેશવલાલ પીતાંબરની દીકરી બાઇ ચંચળે | ૧૭—૮—૦ | " |
| ઝાલોદ | દિસાઇ કેશવલાલ ભુરીદાસે | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને દૂધ પાયું. |

**જાહેરખબરના નવા ભાવ**

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

પુસ્તક ૭૧ ] [ અંક ૪

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## એપ્રિલ સને ૧૯૩૨

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
મસ્જીદ રોડ-અમદાવાદ

તે વહેવારૂ કે વૈજ્ઞાનિક નથી; તેથી આ બાબતની તાલીમ બાળકને નાન
પણથી મળવી જોઈએ. કેટલી બધી બાબતો આપણે અધ્ધર માની લઈએ
છીએ! કેટલા બધા ખોટાં અને અપૂર્ણ અનુમાનો આપણે કરીએ છીએ
કેટલા બધા ગપગોળાને આપણે ખરી હકીકત તરીકે ગણીએ છીએ
આ બધાનું કારણ વૈજ્ઞાનિક દૃષ્ટિની ખામી છે. સંસારમાં જય મેળવવા
માટે તેમજ સત્યના નિર્ણયને માટે વૈજ્ઞાનિક દૃષ્ટિ ઘણી અગત્યની બાબ
છે. બીજા દેશોમાં હાલમાં આવા પ્રકારની તાલીમને અગત્યનું સ્થાન મળ્યું છે
આપણી આસપાસ હરહમેશ ઘણા ફેરફાર થાય છે. આપણે આવી બદલાત
પરિસ્થિતિને પહોંચી વળવા માટે આપણું માનસ તે પ્રમાણે ઘડવું જોઈએ
ઘણી વખત અમુક સમય પછી આપણી બુદ્ધિ જડ થઈ જાય છે.
નવા સંસ્કાર કે જ્ઞાન ગ્રહણ કરી શકતું નથી. ખરી રીતે કોઈપ
નવું જ્ઞાન મેળવવા માટે આપણે તત્પર રહેવું જોઈએ અને જેવું કાળબ
હોય તે પ્રમાણે વર્તવાને માટે તૈયાર રહેવું જોઈએ. હાલના જમાના
કેટલા બધા આર્થિક, સામાજિક, ઔદ્યોગિક, રાજકીય, અને જ્ઞાન
લગતા જલદી ફેરફારો થયે જાય છે! તેને પહોંચી વળવા માટે આપ
મન વિશાળ અને તત્પર હોવું જોઈએ. કોઈપણ બાબત, મત, કે સિદ્ધાં
વેદવાક્ય છે અને તેથી તે પરિપૂર્ણ છે એવી માન્યતા હાલના જમાના
ચાલે એમ નથી, તેથી વિદ્યાર્થીઓના મગજની કોમળતાનો લાભ લ
શિક્ષકોએ તેમનું ઉદાર અને વિશાળ માનસ ઘડવું જોઈએ.

બાળકની નીતિ પરત્વે એટલું કહેવાની જરૂર છે કે તેનામાં કર્ત
ગરનો ગુણ, વ્યવસ્થા કે નિયમને માન આપવાની લાગણી, તેમજ જા
વિચાર કરીને અમુક બાબતનો નિર્ણય કરવાની ઇચ્છા; નકલની સા
સ્વતંત્ર કામ કરવાની વૃત્તિ, ફરજ અને જવાબદારીની લાગણી, ધૈર્ય અ
સંયમ, તેમજ સાદું જીવન અને ઉદાર તથા ઉન્નત વિચાર, ખંત ત
આગ્રહપૂર્વક કામ કરવાની ટેવ—આ સદ્ગુણો નીતિની કેળવણીમાં આવે

---

## બાળ સ્વભાવ—રેખાચિત્ર

---

એક શાળા હતી. તેમાં બીજાં છોકરાં ભેગાં કોઈ એકજ કુટુંબ
ચાર છોકરાં ને બે છોકરીઓ હતી. સૌથી મોટી છોકરી હતી તેની ઉં
૧૯ અને સૌથી નાનીની ઉમર ૭ વર્ષની હતી. કાર્યપરાયણ પરાર્થી

તેમનામાં હતી. તેઓ તંદુરસ્ત હતાં. ઘરની પરિસ્થિતિ સારી હતી. બુદ્ધિશાળી માતાને હાથે તેઓ ઉછર્યાં હતાં. અવલોકનશક્તિ, શુદ્ધતર્કશક્તિ, વિચાર-ભાવના વગેરે ગુણ કેળવાએલા હતા. માત્ર વિચારદર્શનની શક્તિની ન્યૂનતા હતી, અને તેમને લખતાં વાંચતાં બરાબર આવડતું નહોતું. બીજી તરફથી, પરિસ્થિતિને અનુકૂળ થઈ રહેતાં તેમને આવડયું હતું. સમૂહના લાભ અર્થે સ્વાર્થવૃત્તિ વિસરી જતાં તેમને આવડતું હતું. વર્ગના વિદ્યાર્થીઓના કહેવાથી અવળે માર્ગે જતાં તેઓ ખચકાતાં હતાં. તેઓ મદદ કરવાની તત્પરતા ધરાવતાં અને શાન્તસ્વભાવવાળાં, ખંતીલાં, ઉદ્યોગી અને લાગણીવાળાં હતાં; અને તેઓ અન્યને ચાહતાં તેટલાજ અન્યને તે પણ પ્રિય થઈ પડયાં હતાં.

શાળામાં સ્વરાજ્યપદ્ધતિ દાખલ થઇ ત્યારે સર્વે વિદ્યાર્થીઓએ પેલી ૧૯ વર્ષની વયની છોકરીની–અને તે વર્ગમાં તે એકલીજ છોકરી હતી–તેની પ્રમુખ તરીકે ચુંટણી કરી. તેનાં સર્વે ભાઈઓ અને બેનો પોત-પોતાનાં સમૂહના કેપ્ટન છે; અને તેમની વ્યવસ્થા એટલી બધી સારી છે કે સ્વરાજ્યવ્યવસ્થા આ શાળામાં ફતેહમંદ થઈ છે. એ સર્વે ભાઇબેનો સારા કાબેલ વ્યવસ્થાપકો છે તેથી શાળાની તમામ સામાજિક પ્રવૃત્તિઓ તેમનીજ દેખરેખ નીચે થાય છે. સ્વભાવ અને ભાવનાનો બીજો દાખલો દિલસોજી વગરની અહંકારી વ્યક્તિનો છે. એક બાળક મૂળથીજ શરીરની નબળાઈવાળું હોવાથી કાર્યપરાયણતા રહિત છે. વારંવાર તેને બીજાની મદદ લેવાની જરૂર પડે છે. તે પુરેપુરો પરાશ્રયી જીવ છે. દિલસોજીનો તેનામાં છાંટોયે નથી. બીજાને તકલીફ આપે છે તેનો વિચાર પણ તેનામાં આવતો નથી. દાકતરો તેવાં બાળકોને તેમની હાલની સ્થિતિને મળતી કેળવણીની અથવા ભૂતકાળમાં મળેલી કેળવણીના બિનવાકેફગાર હોઈ દવા આપે છે તેથી તેવાં બાળકોની સ્વાર્થવૃત્તિને અધિક પોષણ મળે છે. અહંભાવવાળાં બાળકોના કરતાં આવાં બાળકોએ દાખવેલી સ્વાર્થવૃત્તિ તેમની આસપાસનાં માણસને વધારે દુઃખ આપે છે. આવાં બાળકો પોતાનાં કરતાં વધારે પ્રબળ નીતિબળ ધરાવતાં બાળકોની સર્વોપરિ સત્તા આગળ દબાઈ જઈ નરમ વૃત્તિ ધારણ કરે છે; અને જેઓ તેમનાથી નરમ હોય અથવા દઢપાર પ્રેમ ધરાવતાં હોય તેમની પ્રત્યે દુરાગ્રહી અને ક્રૂર તેમજ જુલ્મીવૃત્તિ દર્શાવે છે. જેઓ તેમની કાળજી લે છે ને લાલનપાલન કરી તેમને લડાવી મૂકે છે તેમને કનડવામાં, ખીજવવામાં, ચીડવવામાં ને કંટાળો ઉપજાવવામાં પોતાનું બળ વાપરી નાખે છે, જેમાં થોડામાં થોડી શક્તિની જરૂર પડે તેવા ધંધાની

તેઓ નકલ કરે છે અને તે પણ તેમની બુદ્ધિ સગુણાત્મકરૂપની અવસ્થામાં હોય છે ત્યાં સુધીજ.

કાંતા નામે એક છોકરી છે, તેની ઉમર ૧૧ વર્ષ ૫ માસની છે. બુદ્ધિની કસોટી પ્રમાણે તેની માનસિક ઉંમર ૮ વર્ષને ૧૦ માસ છે. તેની ઉંચાઈ અને વજન ૯ વર્ષની ઉંમરના બાળક જેટલાં છે. તેને દાંત બહુ થોડા આવ્યા હતા, તેની સ્વચ્છતા માટે બીજાને કાળજી લેવી પડતી હતી અને પથારીમાં તેનાથી પેશાબ થઈ જતો. ખોરાક તેને ભાગ્યેજ ભાવતો લાગે છે અને તેનો આહાર થોડો છે. તેની મગજશક્તિ નિર્બળ જડતાભરી જણાય છે. કંઈપણ કામ કર્યા વિના તે લાંબો વખત બેસી રહે છે. તે બીજાની સામું જોતી બેસી રહે છે કે ઊંઘતી હોય તેમ બગુચકવૃત્તિ ધારણ કરી રહે છે. શાળાના સમયમાં તે કંઈપણ ચપળતા કે કાર્યપરાયણતા દાખવતી નથી, પણ કોઈકવાર અવલોકન અને સહકારનાં ચિહ્નો દેખાડે છે. તે જાતે કંઈ શોધકવૃત્તિ દર્શાવતી નથી, અને સ્વેચ્છાનુસાર કંઈ કામ પણ કરતી નથી.

શાંતાની સ્મરણશક્તિ થોડીક છે; અને તર્કશક્તિ પણ થોડીક હશે, તેમજ તેને એકલું કામ કરતાં આવડતું નથી. તે પોતાના પાઠ–કાર્ય કાળજી વિના કે વગર વિચાર્યે, રસ આણ્યા વિના કે વધારે સારી રીતે કરવાની ઇચ્છા ધરાવ્યા વિના કરે છે. ઘેર પણ તેનો સ્વભાવ અને વર્તન તેવાંજ છે. તેનું મન જડતાવાળું છે ને કંઈપણ તે જાતે કરતી નથી.

તે અમુક રમતોમાંજ રસ લે છે, તે તેના ભાઈને ખીજવે છે, તેની સાથે લડી પડે છે અને તેને કંઇ જોઈતું હોય તો વઢી પડે છે–રડી પડે છે ને ચીસ–કીકીયારી પાડી માગે છે. તે માટે તે જક્ક કરે છે. તે વહેલી ઊઠે છે તોપણ જલદીથી ચાહપાણી કે નાસ્તો લેવાને તેની ઊંઘ ઊડતી નથી અને કપડાં પહેરતાં વિલંબ કરે છે તેથી શાળામાં મોડી આવે છે. તે રસ્તે રઝળતી, ગાડીઓ વગેરે જોતી જોતી જાય છે. તેને કંઈ સંદેશો આપી મોકલી હોય તો રસ્તામાં તે જેની સાથે ઓળખાણ પણ (થયું) ન હોય તેની સાથે રમત રમવા રોકાઈ જાય છે ને સંદેશો પહોંચાડવામાં ઢીલ કરે છે.

હરિ–ઉંમર વર્ષ ૯. શરીરનું આરોગ્ય સારૂં નહિ હતું. તેની માતાને ફેફસાંનો ક્ષય હતો. અને હરિને પણ ફેફસામાં તો ઘણીવાર સોજો આવી ગએલો. બુદ્ધિની કસોટી પરથી જણાયું હતું કે હરિની માનસિક-શક્તિ તેની ઉંમરના પ્રમાણમાં વધારે હતી. ચંચળતા તેનો સર્વોપરિ

રસપ્રવાહ-( સત્તાતત્ત્વ ) હતો અને સૌથી પ્રથમ પંક્તિ લેવી, વર્ગમાં અગ્રણી બનવું અને હુકમો આપવા એ તેની ઉમેદ હતી. એક વખતે તે ભવિષ્યના વિચારતરંગો પર ચઢી ગયો હતો ત્યારે તેણે નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢેલાઃ-" તેવું હમણાં નહિ બનશે, પણ હું શહેનશાહ કે રાજા બનીશ ત્યારે બનશે." રમત હારવી એ તેને માથાપરના ઘા સમાન લાગતું, અને તેના સ્વમાનનો ભંગ કરે એવા નિયમોને આધીન થવાને તે રાજી નહતો. તેને કોઈ આંટી જાય તે તે સાંખી શકતો નહિ. તેને કોઈને હઠાવવું, હંફાવવું, દાબવું, છેતરવું એમ કરવાનું મન થતું. તે યત્ન કરતો ને ફત્તેહ ન પામે તો તે રમત મૂકી દેતો હતો. વરસની શરૂઆતમાં બે નવા વિદ્યાર્થીઓ તેની શાળામાં (તેનાજ વર્ગમાં) દાખલ થયા. તે મજબુત અને હોશિયાર જણાયા હતા, તેથી તે ખિન્ન થયો હતો. તકરાર થશે એવું આગળથી ધારી લઈને શિક્ષકે તેને એમના વિષે કંઈ કહ્યું. ઉત્તરમાં તેણે શિક્ષકને કહ્યું હતું જે—

તેઓ મારી ઇચ્છાને આધીન વર્તે છે ત્યાંસુધી ભલેને તે ચિત્રકાર જેવાં ચિત્રો કાઢે કે ગ્રન્થકાર જેવાં લખાણ લખે તેની મને શી દરકાર છે! વળી, તે જો હુલ્લડ કરશે તો મારા સોબતી એકઠા કરી, તેમની સામે ઝઘડો કરી તેમનો પરાજય કરીશ. હરિની કલ્પનાના રાજ્યમાં પોતે જાણે સૈન્યનો નેતા હોય અને તેના સહુ વિદ્યાર્થીઓ તેના સૈન્યના સૈનિકો હોય એવો ખ્યાલ તેને હતો. કેટલીક વાર કંઈક નવીન શોધી કાઢવા અને તે રીતે પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવા હરિ પ્રયાસો આદરતો અને એ જાતે પરિશ્રમ ઉઠાવી ઘેર આવતો ત્યારે થાકીને લોથ થઈ ગએલો જણાતો. નોકર તરફ અને ગરીબ લોકો તરફ તેની નિર્દય, તિરસ્કારભરી વૃત્તિ બહુ ખેદજનક હતી. તે હમેશ હુકમ આપવાના, સેવા કરાવવાના, અને શેઠાઈ ભોગવવાના પ્રસંગો શોધતો. વખતોવખત તે જુલ્મી જણાતો. લોકોની લાગણી દુખવતો, અને દરેકનું કેમ અપ્રિય કરવું, તે ખૂબ બુદ્ધિપૂર્વક શોધી કાઢતો. તે ચિઢાઈ જતો અને તેને કંઈ કામ કરવાનું કહેવામાં આવે તેથી ઉલટુંજ તે કરતો. તેને કંઈ કામ કરતો રોકવામાં આવે તો તે તેમ કરતાં ન રોકાતાં તે વારંવાર કરવું જારી રાખતો, અને ગુસ્સો ચઢતો હોય તેવું ઘુરકયું કરતો ને બીજાનું લક્ષ ખેંચતો. તે અહંકારી અને ક્રૂર હતો. તેનો મુદ્દો તે જીતતો ત્યારે કહેતો કે મેં મારા મનનું ધાર્યું કર્યું અને કોઈ અન્યની ઇચ્છાને હું આધીન થનાર નથી એમ અહંભાવથી મોટેથી કહેતો.

"બાપુ બહાર ગયા છે અને મા પથારીમાં માંદી છે, માટે તમે

કંઈ ન કહેવાની બીકથી મને કશું કરનાર નથી." માને પાંચ દિવસથી તાવ આવતો હતો તેની હરિને દરકાર નહોતી. તેને મુંઝારો થએલો ને ઉધરસ ઉપડતી તે સાંભળી કોઈને પણ દુઃખ થયા વિના રહે નહિ. ઘણી રાત ઊંઘ વિનાની પસાર કરવી પડેલી હોવાથી, તેને આરામની ખાસ જરૂર હતી. હરિને આ વાતનું ઘણી વાર ભાન કરાવવામાં આવેલું તોપણ તે કોઈ રીતે દીલગીર કે ઉદાસ થતો નહિ. તેની માની ખબર સરખી પણ તે પૂછતો નહિ. શાળામાંથી ઘેર આવીને બાના ઓરડાનાં બારણાં આગળ તે ઘાંટા પાડી ઘોંઘાટ કરતો. તેના ઓરડામાં જઈ ડોળા કાઢી આવતો વગેરે. બુદ્ધિ હોવા છતાં, પ્રમાણિકપણું કે અપ્રમાણિકપણું, ઉદારતા કે હલકાઈ, વિવેક કે તોછડાઈનો તેને ખ્યાલ નહોતો. ચોરનાં લક્ષણની તે વિચારપૂર્વક શોધ કરતો ને તે રીતે વિચારીને તે ચોરી કરતો, અને તે યુક્તિસર કરતો. તેને દયા, પ્રેમ કે સહૃદયતા જેવું કંઈ નહતું. કોઈકે તેને ટોલ્સ્ટોયના પુત્રની લખેલી ચોપડી "બાળપણનાં સ્મરણો" વાંચવા આપ્યાં. તે પુસ્તકમાં ગ્રન્થકર્તાએ પોતાના કુટુંબના નોકર સાથે પોતાનો પ્રેમ અને મા પ્રત્યેના પૂજ્ય ભાવની વૃત્તિ, જે એના મનને કેટલીકવાર અસહ્ય વેદના કરાવતી, અને કુટુંબના સંકટોથી તેને બહુ લાગી આવતું તે બધું વાંચી હરિ આંખો ઉઘાડી-પહોળી કરી કહેતો કે "આ શું છે? મને આંખોનો કોઈ અનુભવ થયો કેમ નથી? લોકોને લડતા વઢતાં-કજીઓ કરતાં જોઈ મારૂં મન કેમ કદી ખિન્ન થયું નથી?" હરિને બળનો પ્રભાવ બહુ સારો લાગતો. મહાન વીરની આજ્ઞાનું જે કોઈ ઉલ્લંઘન કરતા તેમને દેશનિકાલ થયાની વાતો વાંચી તેનું મન પ્રસન્ન થતું. લડાઈનાં પરાક્રમ જોવા-સાંભળવાનું તેને ઘણી નાની ઉમરથી બહુ ગમતું હતું. થોડોક વખત થયાં તે વાર્તાઓ લખતો થયો. તેના સહાધ્યાયીઓ તેને મહાન ગ્રંથકર્તાનો ઇલ્કાબ આપતા તેથી તે બહુ રાજી થતો. તેને વિચારોનો ઝરો મનમાં ફુટતો તેથી તે કેટલીએ વાર કહેતો કે મારૂં મગજ વિચારોથી ફુટી જશે. તેના વર્ગના વિદ્યાર્થીઓએ તેને મૂકીને બીજા શાંત વિદ્યાર્થીને વર્ગનો 'નાયક' નીમ્યો. બીજાની પસંદગીથી તે નિરાશ થયો ને તેને નિરાશામાંથી શિખામણ મળી. બુદ્ધિશાળી, ઉદાસીનવૃત્તિવાળો સ્વાર્થી પુરુષ પોતાની બુદ્ધિનો ઉપયોગ બીજાને માટે દયા ને સમભાવ દર્શાવવામાં કરશે. તે સુસ્ત, આળસુ રહેશે, પણ તેના આળસ અને પરાશ્રયના દુર્ગુણને લોક ન નિન્દે એવું કરવાની બુદ્ધિ તે વાપરશે.

બુદ્ધિશાળી કાર્યદક્ષ પરાર્થી વ્યક્તિ જો તેનું સદ્ભાગ્ય હશે તો (અને ભાગ્યની વાતતો ભૂલી જવા જેવી નથીજ) તો તે સંપૂર્ણ મનુષ્ય થશે, સહકારની ભાવના ધરાવશે, ભ્રાતૃભાવ ધરશે, ભ્રાતૃભાવથી કામ કરશે, વર્તશે, અને ઉચ્ચ આદર્શની પ્રાપ્તિ માટે સતત ખંતથી મંડયો રહેશે. દસ વરસની અંદરનું કોઈ બાળક આવી જાતનું નહિ જણાય અને તેથી બીજી બાબત તેના વિકાસને આડી ન આવે તો તેવું બાળક સંપૂર્ણ વિકાસ પામેલું ઉત્તમ મનુષ્ય થશે.

ઉદાહરણ:—

મનુ ઉંમર વર્ષ ૬ માસ. ૭ા માસની ઉંમરે દાંત આવવા માંડયા હતા. ૧૫ મે માસે તે ચાલતાં શીખ્યો હતો. કદ ઉંચું, બાંધો મજબૂત. તેની સર્વે મનોવૃત્તિઓ સમપ્રમાણમાં છે. યાદ કે સ્મરણશક્તિ સારી. કલ્પના મધ્યમ, કંઈ નવું શોધતો નથી. વાર્તા રચતો નથી, રચી શકતો નથી. તેની સ્મરણ-શક્તિ અને વિચારશક્તિ બહુ ઉંચા પ્રકારની છે. તેની નજર ચારે બાજુ ફરે છે, અને ન્યાયની કે તર્કની સમજશકિતથી તે વિચારે છે, બોલે છે. ચપળ અને કાર્યપરાયણ હોવા છતાં, જેમાં તેને રસ પડે છે તેવુંજ તે કરે છે. શરીરનો બાંધો ઘણી વૃદ્ધિ પામતો હોય તેવા વખત સિવાય તેને થાક લાગતો હોય તેવું જણાતું નથી. તેનો મુખ્ય રસ જેમ: તે ચાહે છે તેમની તરફજ વળેલા જણાય છે. પ્રાણી, જનાવર પ્રત્યે તે બહુજ પ્રીતિ ધરાવે છે અને નિર્ભય છે. જ્યારે નાની ઉંમર હતી ત્યારે તેનો મિજાસ ઝટ જતો રહેતો. તેની લાગણી કોઇ દુઃખવતું ત્યારેજ તે મનમાં ખિન્ન થતો. તે આનન્દ-અમર આનન્દ અનુભવતો અને દ્વેષ કે ઈર્ષ્યા એનામાં નહોતી. તેનામાં લાગણી અપાર હતી, અને માબાપ પ્રત્યે નરમ હતો. નોકરવર્ગ અને સહાધ્યાયી કે બાળમિત્રો પ્રત્યે ઘણો પ્રેમાળ હતો. તેનાં ભાઇબેનના કહેવા પ્રમાણે તે દોરવાઈ જતો નહિ. તે નિખાલસ સ્વભાવનો, વફાદાર, સ્વાશ્રયી, દૃઢ, સુરત, ઉત્સાહી, અને અતિશય નમ્રતા કે નાજુકાઈ વાળો હતો. જે તેને ચાહતા કે ઓળખતા તેમની પ્રત્યે તે થાય તેટલી સેવા કરતો-સેવાવૃત્તિ દર્શાવતો. બુદ્ધિની કસોટી મુજબ મનુની ઉંમર ૬ વર્ષની લેખાતી તોપણ તેનામાં બુદ્ધિ સમપ્રમાણમાં હતી. શાળામાં દરરોજ તે હાજર રહેતો ને નિયમસર ઘંટ વાગ્યાના ૧ કલાક પહેલાં ઓરડો બરાબર સાફ છે કે નહિ તે જોવા માટે બીજા વિદ્યાર્થી કરતાં પહેલો આવતો. જે જનાવરને તે ખોરાક આપતો તેમને માટે ખાવાનું ઘેરથી લઈ આવવું

તે કદી વીસરતો નહિ, અને છૂટીના સમયમાં તે તે પ્રાણીઓને નવરાવી સાફસુફ રાખતો. આ બધું સ્વઊર્મિથી આપોઆપજ થતું. તે સ્તુતિ કે વખાણુની ઇચ્છા વિના તે કરતો. એક વખતે તેને સસલાના કાન ગરમ લાગ્યા તેથી તેણે મનને ઉચાટમાં નાખીને કહ્યું કેઃ-" મને લાગે છે કે સસલાને તાવ આવ્યો છે." પોતાનાથી નબળાં છોકરાં તરફ તેવાજ પ્રકારની દિલસોજીની લાગણી ધરાવતો. નાનાં છોકરાં તેની સેવાનો પ્રેમથી સ્વીકાર કરી લેતા. આવા સુંદર સ્વભાવનો મનુ આખા વર્ગના વિદ્યાર્થીઓને પ્રિય થઇ પડયો હતો.

---

## બ્રેકનહિલ (ઇંગ્લંડ)ની ખુલ્લા ચોગાની શાળા

આ શાળાની મુલાકાત લેવા જતાં પહેલાં બાળગૃહ આવે છે. ત્યાં બાળકોને એકબીજાની સાથે સંપીને રહેતાં જોઈ આનંદ ઉપજે છે. જો ચા લેવાના વખતે ત્યાં તમે જઈ પહોચ્યા હો તો નાનાં નાનાં બાળકોને શાળાના ઓરડા ઠીકઠાક કરવા મંડી પડેલાં જોશો. તેઓ ત્યારપછી ચા પીવાનાં મેજ પણ ગોઠવી દેતાં જણાશે. વળી કેટલાંક બાળકો જે મેમાન આવ્યા હશે તેમને ખીસકોલીના માળા તેઓએ શોધી કાઢયા હોય તે બતાવવા તેઓ મંડી પડશે. સવારમાં તેઓએ જે દીવા રાખવાની ગોઠવણ કરી હોય અથવા તો ચાલણ ગાડી જે તેમણે બનાવી હોય અને રંગીને સરસ કરી હોય તે બતાવશે. તમે જો તેમની સાથે ક્રોમેલ કોણ હતો, તેની શિક્ષણપદ્ધતિ કેવી હતી, વગેરે વાતો કરશો તો તે તમને તેઓ કહી શકશે નહિ; પણ જો તમને બાળકેળવણીના રહસ્યની ખરેખરી સમજ હશે તો તો તમને તરતજ ખબર પડશે કે બાળકોની આવી પ્રવૃતિઓની પાછળ ક્રોમેલનો આત્મા રહેલો છે. મતલબ કે ક્રોમેલ કોણ હતો વગેરે પંડતાઈની વાતો ન જાણતાં બાળકો તેની શિક્ષણપદ્ધતિનું રહસ્ય ક્રિયાદ્વારા સમજી રહેલાં તમને જણાશે.

તેઓ તમને તેમની નાહવાની ઓરડીઓ, હાથ ધોવાનાં કુંડાં, નાહવાનાં ટબ અને સુવાની ગોઠવણ બતાવી આનંદ માનશે અને તમને પણ તે વસ્તુઓ જોઈ આનંદ થશે. તેમને સુવાને માટે એક લાંબી પડાળી હોય છે. તેની એક બાજુએ બારણાં એવી રીતનાં રાખેલાં હોય છે કે ઉપલા અર્ધા ભાગમાં વીટા કાચ જડેલા હોય છે, અને એ બારણાં પણ મરજી આવે ત્યાંથી ઉપાડી લેવાય તેવાં હોય છે. વળી એક જગાએથી બીજી

જગાએ એ બારણાં ખસેડી શકાય તેવાં પણ હોય છે તેથી જરૂર પડે ત્યારે આખી પડાળી ખુલ્લી મૂકી શકાય, અને બાળકોને તેવી રીતે રાત્રે અને દિવસે પુષ્કળ ચોકખી હવા મળી શકે છે. પડાળીની પાછલી ભીંતમાં બાળકોની પથારીઓ ઉપર નાની નાની બારીઓ રાખેલી હોય છે, અને તે બારીઓમાંથી સુંદર પુષ્પવેલો અંદર આવતી જણાશે, પણ તમને ત્યાં ઉભા રહી તે જોવાનો વખત નહિ મળે કારણ કે તેટલામાં તો બીજાં બાળકો ત્યાં આવી તમને કહેશે કે "જુઓ આ મારૂં કબાટ, અથવા તો જુઓ આ મારૂં છે." છ વાગે ત્યાંથી તમે પાછા ફરો તો કેટલાંક બાળકોને તમે નાના નાના પલંગ ઉપર ગરમ ધાબળીથી વિંટળાઈને પડેલાં જોશો. તેઓ તો પડયા ભેગાંજ સુઈ જવાનાં, એટલે તમારે હળવે હળવે પગ મૂકીને ત્યાંથી પસાર થવું પડે.

બાળગૃહ જોઈને પાછા વળતાં તમે રમતના ચોગાન ઉપર આવો તો ત્યાં ચીચવા ઉપર બાળકો બેસીને રમત કરતાં જણાશે અને જો બાળકો બેસીને રમત કરતાં જણાશે તો એ બાળકોમાંથી કોણ વધારે વજનદાર છે તેનો પણ તમારે ત્યાં નિર્ણય કરવો પડશે. લાકડાથી બાંધેલું મકાન એ શાળાનો ઓરડો છે. તેની બંને બાજુએ મોટી મોટી બારીઓ હોય છે. એ ઓરડામાં 'તાજા સમાચાર', 'આંતર રાષ્ટ્રીય વર્તમાન' 'શાંતિ વર્તમાન' વગેરેનાં પાટીઆં તમારી નજરે પડશે અને તેમાં વર્તમાન બનાવો, જગતમાં શું બની રહ્યું છે તે સંબંધી ચિત્રો પણ જોશો. વળી જગપ્રસિદ્ધ સ્ત્રી કે પુરુષોનાં ચિત્રોની હાર, અને જુના અને નવા ચિત્રકારોની હારનો ત્યાં એક વિભાગ રાખેલો હોય છે. શાળાના ઓરડાને છેડે શાળાને લગતું દેવળ હોય છે અને તેને મથાળે

જગતનો હરકોઈ માણસ પછી ગમે તે દેશ કે ગમે તે ધર્મનો હોય તેને સદા 'શાંતિ'

એ મુદ્રા લેખ તમે વાંચશો. દેવળ એ એક નાનું સરખું શાંતિનું સ્થાન છે અને તેમાં વાદળી રંગના પડદા ટાંગેલા રહે છે અને તે જલદી ખસેડી શકાય તેવા હોય છે. બાળકો ત્યાં સવાર સાંજ આવી ગીતો ગાય છે; અને રવિવારે ૧૧ વાગે પ્રાર્થના કરે છે. પ્રાર્થનાની અને ગીતોની તેમને માટે ખાસ તૈયાર કરેલી ચોપડીઓ ઉપયોગમાં લેવાય છે. દર અઠવાડીએ જે પ્રાર્થના કરવામાં આવે છે તેમાં વારાફરતી પ્રેમ, સત્ય, શાંતિ, હિંમત વગેરે પ્રાર્થનાના વિષયો રાખવામાં આવે છે.

ખુલ્લા મેદાનમાં જુદા જુદા છાયામંડપો ગોઠવેલા હોય છે તેમાં ગુલાબી મંડપ મોટી ઉંમરની છોકરીઓ માટે, વાદળી છાયામંડપ મોટી ઉંમરના છોકરાઓ માટે અને ફરતો છાયામંડપ વચલા વડનાં છોકરાછોકરીઓ માટે હોય છે. એ મંડપો ઉપર ગરમ નળીઓ ગોઠવેલી હોય છે તેથી હવા સૂકી રહે છે અને આગળ સાંકડાંપહોળાં થાય તેવાં બારણાં હોય છે તે પવનના કે વરસાદના તોફાન વખતે બહુ ઉપયોગી થઈ પડે છે.

ઇતિહાસનો ઓરડો મોટાં નાનામોટાં થાય તેવાં બારણાંવાળો હોય છે અને છાપરા ઉપર વીટા-કાચ રાખેલા હોય છે તેમાંથી પુરતું અજવાળું મળે છે. ઓરડામાં ચિત્રો, નકશા, અને સંદેશવાહક યંત્ર વગેરે રાખેલાં હોય છે. આ સાહિત્યોથી વર્તમાન યુગની તેમજ ભૂતકાળની ઝાંખી કરી ઘણું શીખવાનું મળે છે. એ ઓરડો આનંદદાયક થઈ પડે છે. તેવોજ ભૂગોળનો ઓરડો છે અને તેની પાસેજ હસ્તઉદ્યોગગૃહ છે. તેમાં રદ્દી કાગળ તેમજ માટીના નમુના અને બાળકોને બનાવવાનું મન થાય તેવા લાકડાના નમુના ગોઠવેલા હોય છે. જમવાના ઓરડામાં બાળકોની અઠવાડીઆની સૌથી સરસ કૃતિ રાખેલી હોય છે. આથી નાના કલાકારો સ્પર્ધાથી પ્રોત્સાહિત બને છે, અને અઠવાડીઆના કામમાં તેવું જ્ઞાન મેળવવા ઉત્સુક થાય છે.

બાળકો તેમની ગુલાબવાડી બતાવ્યા વિના નહિ રહે. ત્યાં દરેકનો બગીચો સ્વયંકૃતિનો તમને બતાવવામાં આવશે. તે એકેકથી ચડે તેવો હોય છે અને તેથી બાળકનું વ્યક્તિત્વ તમારી નજરે તરી આવશે. ઉનાળામાં આખો દિવસ બાળકો ઓકની છાયામાં ખુલ્લા મેદાનમાં કામ કર્યા કરે છે; અને શિઆળામાં બને તેટલાં થોડાં ગરમ કપડાં પહેરી તેઓ કામ કરે છે.

પુરી સગવડના અભાવે હસ્તઉદ્યોગગૃહના એક ખુણે રસોડું ગોઠવવામાં આવ્યું છે છોકરીઓની માફક છોકરાઓ પણ ખાવાની ચીજ સરસ કેમ બને તે શીખવા તેટલાજ ઇંતેજાર રહે છે.

શાળામાં માંસાહાર વર્જ્ય કર્યો છે. તાજું દૂધ, મધ, ઘેર બનાવેલી રોટલી, તાજાં ઈંડાં, તેમજ બગીચાની શાકભાજી ખાવામાં આવે છે એટલે એમજ લાગે છે કે આના જેવો બીજો ખોરાકજ નથી. શાળામાં ખાસ જાણવા જેવી અને વિશિષ્ટ બાબત તો એ છે કે બાળકોને માટે સૂર્યનાં કિરણોનો પ્રકાશ લેવાની ગોઠવણ કરવામાં આવી છે. એને માટે એક સાદું ઈંટનું મકાન બાંધવામાં આવ્યું છે. તેના આગલા ભાગમાં વીટા-કાચ જડી દેવામાં આવ્યા છે, અને મકાનની રચના એવી રીતની કરવામાં આવી

છે કે સૂર્યનો પૂરતો પ્રકાશ મકાનમાં મળી શકે. આખુંએ વરસ બાળકો અહીં આવી રશ્મિસ્નાન કરે છે; કારણકે જગતનાં કોઈપણ પુષ્પ કરતાં બાળકરૂપી પુષ્પને સૂર્યના પ્રકાશની વધારે જરૂર છે.

રહેવાને ઘર ન હોય અથવા જેમને માબાપ ન હોય, અથવા જેમની તબીઅત નાદુરસ્ત હોય અથવા તો જેમને બાળકને જોઈતી આરોગ્યકારક સગવડ ન મળી શકે તેવું હોય, એવાં બાળકો આ સાદી, રમણીય અને ઘર જેવી શાળામાં ભણવા આવે છે. શાળામાં અત્યારે ૪૦ બાળકોને માટે સગવડ છે. અહીંનાં બાળકો કોઈ પણ ઉપયોગનાં થઈ પડે એવી રીતનું તેમને શિક્ષણ આપવું એવો વ્યવસ્થાપકોનો ઉદ્દેશ છે. એ ઉદ્દેશ બાળકની મનોવૃત્તિ અને શક્તિ જોઇ યથાયોગ્ય પાર પાડવામાં આવે છે. શાળાના ખર્ચના નિભાવ અર્થે બાળકોના વાલી કે માતપિતા યથાશક્તિ તેમનો ફાળો આપે છે પણ તેથી ખર્ચને પહોંચી વળાતું નથી, કારણ કે કેટલાંક બાળકોનું ખર્ચ શાળા પોતે ભોગવે છે.

(અંગ્રેજી ઉપરથી)

---

# મોહેનજોડેરોની સંસ્કૃતિ

સને ૧૯૨૨ થી ૧૯૨૭ સુધીમાં મોહેનજોડેરોની પાસેના પ્રદેશમાં જે શોધખોળો થઇ છે તેથી હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસ પર કેટલુંક અજવાળું પડે છે. જે ખોદકામ થયું છે તેમાથી મળી આવેલી ચીજો ઉપરથી બે બાબતો પર ખાસ વિશેષ પ્રકાશ પડે છેઃ એક તો એ કે હિંદુસ્તાનના ઇતિહાસની તવારીખ ઇ. પૂ. ૩૦૦ ને બદલે ઓછામાં ઓછી ઇ. પૂ. ૩૦૦૦ વરસની નક્કી થાય છે; અને બીજી બાબત એ છે કે હિંદુસ્તાનમાં આર્યો આવ્યા તે પહેલાં તે પ્રદેશમાં બીજી એક પ્રજા વસતી હતી જે સુધારામાં સારી રીતે આગળ વધેલી હતી. વૈદિક આર્યગ્રંથોમાં એમ જણાવેલું છે કે જ્યારે આર્યો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેમનો હિંદના અનાર્ય –બેડોળ અને જંગલી લોકો સાથે સમાગમ થયો; પણ આ બાબત મોહેનજોડેરોની શોધખોળને પરિણામે બીનપાયાદાર જણાય છે. આ સિંધુ નદી પ્રદેશનો સુધારો સુમેરિઅન સુધારાનાં મૂળતત્ત્વોને જો કે ભલે મળતો આવતો હશે તોપણ સિંધુ પ્રદેશના સુધારામાં તેનાં ખાસ વિશિષ્ટ તત્ત્વો છે જેને લીધે તે તેનાથી જુદો પડી જાય છે, એટલુંજ નહિ પણ મેસો-

પોટેમિઆના સુધારા કરતાં તે કેટલીક બાબતમાં ચઢિઆતો પણ હતો એમ જણાય છે. પણ ખાસ લક્ષમાં રાખવા જેવી બાબત એ છે કે આ સુધારો સિંધુ પ્રદેશની પેલી પાર ગયો હોય એવી હજુ કશી સાબીતી મળી આવી નથી; તેમ તે સુધારો ત્યાંજ રહ્યો હતો એવું પણ કહી શકાય તેમ નથી. વળી આર્યો હિંદુસ્તાનમાં આવ્યા ત્યાંસુધી તે ત્યાં ટકી રહ્યો એ પણ નક્કી કરવાને કાંઈ સાધન મળી આવ્યું નથી. મોહેન જોડેરોની શોધખોળથી હિંદુસ્તાનમાં ઘણા પ્રાચીનકાળમાં આર્યોની પહેલાં પણ સુધારાવાળો પ્રદેશ હતો તે હિંદને ગૌરવ આપનારી બાબત છે એ નિર્વિવાદ વાત છે.

**સમય**—જે મકાનો ખોદી કાઢવામાં આવ્યાં છે તે મકાનો કયારે બંધાયાં હશે અને તેમાંથી મળી આવેલી ચીજો કયા સમયની હશે તે માટે અટકળ કરી શકાય છે.સર જોન માર્શલ તે મકાનો ઇ. પૂ. ૩૨૫૦થી ૨૭૫૦ ઇ. પૂ.ના સમયનાં હશે એમ માને છે. પણ હજુ છેક નીચેના ભાગમાં ખોદાણકામ થયું નથી તેથી અને મોહેનજોડેરો પાસે અમરી ગામ આગળ જે શોધખોળ થઇ છે તે ઉપરથી કદાચ સુધારાની તવારીખ ઇ. પૂ. ૩૦૦૦ વરસ પહેલાં પણ જાય એવો સંભવ રહે છે.

**લોક**—મોહેનજોડેરોની સંસ્કૃતિ કયા લોકો ભોગવતા હશે તે કહેવું વધારે મુશ્કેલ થઈ પડયું છે. સિંધુ નદીના વારંવાર બદલાતા પ્રવાહને લીધે થએલા નુકસાનથી તેમજ મુડદાંઓને બાળવાના રિવાજને લીધે ઘણાં થોડાં હાડપિંજર મળી આવ્યાં છે, અને જે હાડપિંજર મળી આવ્યાં છે તેના વર્ગ પાડતાં તે ચાર જુદી જુદી મનુષ્ય જાતિનાં છે એમ માલમ પડયું છે. પ્રોટો–ઓસ્ટ્રેલોઇડ, ભૂમધ્ય સમુદ્ર પ્રદેશનાં, આલ્પ્સ પ્રદેશનાં, અને મોગોલ એમ ચાર જાતિનાં તે હાડપિંજરો છે. દ્રાવિડ લોકો ભૂમધ્ય સમુદ્ર પ્રદેશની મૂળ જાતિના કુટુંબી છે એમ સાધારણ રીતે માનવામાં આવે છે. દ્રાવિડ ભાષાના શેષ બલુચિસ્તાનમાં હજુ પણ રહેલા માલમ પડે છે તેથી એટલું તો ખચિત નક્કી થાય છે કે દ્રાવિડ લોકો પ્રથમ સિંધમાં અને દક્ષિણ પંજાબમાં થઈ હિંદુસ્તાનમાં દાખલ થયા છે અને તેથી એવો સંભવ છે કે તેઓએ હિંદી સંસ્કૃતિનો લાભ લીધો હતો.

**લિપિ**—જે સિક્કાઓ અને કોતરેલા લેખ થોડા ઘણા મળી આવ્યા છે તે હજુ સુધી ઉકેલાયા નથી પણ લિપિ સુમેરિઅન પ્રાચીન લિપિને મળતી આવે છે એ નિર્વિવાદ બાબત છે, પણ તેના જેવી બીજી તેને મળતી ચાર ચિત્રલિપિ છે.

કળા—પાકી ઈંટોનો ઉપયોગ અને પાણીના નિકાલની યોજના એ મકાનોના સંબંધમાં બહુ અગત્યની જાણવા જેવી બાબત છે. લોકો રૂનો ઉપયોગ કાપડ વણવાના કામમાં કરતા, અને તે ઉપરથી કાપડ બનાવવાનો ઉદ્યોગ હિંદુસ્તાનમાં ઘણાજ પ્રાચીન કાળથી હતો એ બાબત સિદ્ધ થાય છે. ગ્રીક લોકો હિંદી રૂને 'સિંદુન' તરીકે ઓળખતા. માણુસની આકૃતિઓ કે પુતળાંની કારીગરી ઉતરતા પ્રકારની હતી; પણ પ્રાણીઓની આકૃતિઓ જે સિક્કા ઉપર અથવા તો માદળીઆ ઉપર જોવામાં આવે છે તે પ્રાચીન સમયના કોઈ સુધારા કરતાં વધારે ચઢિઆતી છે. જે પ્રાણીઓ ચીતરવામાં આવ્યાં છે તે બધાં ભારે વરસાદવાળા પ્રદેશનાં પ્રાણીઓ છે. વાઘ, હાથી, રિહીનોસરોસ એ પ્રાણીઓ ઘીચ જંગલના પ્રદેશનાં છે. અત્યારે આ પ્રદેશમાં એટલો વરસાદ નથી એટલે એવાં પ્રાણીઓ પણ નથી; અને વાયવ્યના મોસમી પવનો પણ ત્યાંસુધી જતા નથી એટલે કે મોસમી વાયુઓ એટલા પાછા હઠયા છે.

ધર્મ—પુરુષ રૂપે ઇશ્વરની અને સ્ત્રી રૂપે શકિતનો ધર્મ હતો. એટલે શિવશકિતનો ધર્મ હતો, અને આર્યો આવ્યા તે પહેલાં શૈવ ધર્મ ત્યાં હતો એમ માનવામાં આવે છે. સિંધની સંસ્કૃતિ આર્યોની સંસ્કૃતિ પહેલાંની છે એમ સિદ્ધ થાય છે.

---

## ઘરની કેળવણી

'ઘરની કેળવણી' એને લગતા ચોથી આંતર રાષ્ટ્રીય કોન્ગ્રેસે કેટલાક ઉપયોગી વહેવાર ઠરાવો કર્યા છે. તે માબાપોને તેમનાં ફરજદાની કેળવણી માટે અગત્યના હોવાથી તે નીચે પ્રમાણે જણાવવામાં આવ્યા છે:—

(૧) છોકરાની બચપણ, કુમાર અને યુવા અવસ્થાને લગતી કેળવણી આપવાની ફરજ મુખ્યત્વે માબાપની છે. તાલીમના આ ઉપયોગી કામમાં શાળાએ તેમજ બીજી સામાજિક સંસ્થાઓએ માબાપને મદદ કરવી જોઇએ તેમજ સરકારે તથા જે બીજી સંસ્થાઓ માબાપના હિતની છે તેમણે તેમને સહાય કરવી જોઈએ. કુટુંબની સંસ્થાને શિથિલ તથા તેનો ભંગ કરનાર બળની સામે તેનું રક્ષણ કરી તેને મજબુત કરવી કે જેને લીધે માબાપ તેમનાં બાળકોને તાલીમ આપવાનું કામ સારી રીતે કરી શકે.

(૨) શિક્ષણશાસ્ત્રમાં થતા સુધારાવધારાની તેમજ બાળકોને ઉછેરવાની રીત સંબંધીની માહિતી માબાપને આપ્યા કરવી. આ કારણને લીધે માનસ શાસ્ત્રના અભ્યાસની સંસ્થાઓ તેમજ કેળવણી સંબંધી યોગ્ય સલાહ આપનારાં મંડળોએ તેમની શોધખોળનું પરિણામ માબાપોને જાહેર કરવું અને તેમાં ખાસ કરીને વિદ્યાર્થીના અમુક ધંધાને લગતું કેવા પ્રકારનું વલણ છે તે બાબત તેમને જણાવવી.

(૩) બાળકની સંકલ્પશકિત, સ્વતંત્ર કામ કરવાની ઇચ્છા, વહેવાર બુદ્ધિ, રીતભાત અને ધર્મ, આ સંબંધીના ચારિત્રના ઘડતર માટે જે યોગ્ય અને સુલભ તાલીમ આપવાની પદ્ધતિઓ હોય તે શોધી કાઢી તેની માહિતી માબાપને આપવી જોઈએ.

(૪) બાળકના સારા ઉછેર માટે શાળા અને ઘરનો અરસપરસ નિકટનો સંબંધ થવો જોઈએ. વળી ઘર અને બીજી સંસ્થાઓ સાથે પણ તેવો સંબંધ હોવો જોઈએ.

(૫) જે યુવકોને માથે થોડા વખત પછી માબાપ તરીકેની જવાબદારી આવવાની છે તેમને શાળામાંથીજ તેને લગતી તેમની ફરજોની તાલીમ મળવી જોઈએ. કેળવણીની જુદી જુદી સંસ્થાઓએ તેના સંબંધનું યોગ્ય કામ કરવું જોઈએ. વિવાહિત જીવનનાં કર્તવ્યો, કુટુંબની સંભાળ, સામાજિક ફરજો, તાલીમની રીતો અને બાળકના હિત માટે તેનો વહેવાર ઉપયોગ, આ બધી તૈયારી કરવામાં વિદ્યાર્થીને સારી નૈતિક કેળવણી આપવાની જરૂર છે. જ્યારે કેટલાંક કુટુંબો જેવાં કે મજુર વર્ગનાં-પોતાનાં બાળકોને તેમના ભાવિ ગૃહસ્થધર્મની તાલીમ આપી શકતા નથી, ત્યારે યુવાનને કેળવવાની ફરજ જે સંસ્થા કે શિક્ષકોની છે તેમને માથે આ મહત્વની જવાબદારી આવી પડે છે.

(૬) જુદા જુદા વર્ગના લોકોને અનુકૂળ જે સંસ્થાઓ છે તે તેમના ફરજંદોના ઉછેર અને તાલીમ માટે તેમની માતાઓને યોગ્ય મદદ કરશે.

(૭) બાળકોએ તેમની ફુરસદનો વખત ઘેર ગાળવો જોઈએ અને તેને માટે તેમનો મનોવિકાસ થાય તેવાં રમત ગમતનાં સાધનોની જોગવાઈ થવી જોઈએ.

(૮) ઘેર બાળકોને કેળવવા માટે તેને લગતું સાહિત્ય, કેળવણીની સંસ્થાઓએ, કુટુંબના હિતની સંસ્થાઓએ તેમજ કેળવણીનું સાહિત્ય પ્રગટ કરનાર મંડળો તથા શિક્ષણ સમિતિઓએ જુદા જુદા દેશોમાં તેનો બરાબર ફેલાવો કરવો જોઇએ.

# જગતની ઘડિઆળ

## ( એક ભૌગોલિક પાઠ )

સવિતાઃ—મોટાભાઈ, મારી ભૂગોળની ચોપડીમાં 'જગતની ઘડિઆળ' એ નામનો એક પાઠ છે, તે મેં વાંચ્યો પણ 'જગતની ઘડિઆળ' એટલે શું તેનો કશો ખ્યાલ મને આવ્યો નહિ. વારૂ, આપણે ત્યાં ઘડિઆળ છે, તેથી કોઈ જુદી તરેહની ઘડિઆળ વિષે એમાં વાત હશે?

મોટાભાઈઃ—જગતની ઘડિઆળવિષે સમજાવતાં પહેલાં હિંદની ઘડિઆળ વિષે મારે થોડુંક તને પૂછવું પડશે. વારૂ કહે જોઈએ. રાજકોટ, કરાંચી કલકત્તામાં સૂર્યોદય એકજ વખતે થતો હશે ને?

સવિતાઃ—ના. બધે ઠેકાણે સૂર્યોદય એકજ વખતે ન થાય. કલકત્તામાં વહેલો ઉગે, ત્યારપછી સવા કલાકે રાજકોટમાં અને રાજકોટમાં ઉગ્યા પછી ૨૦ મિનિટે કરાંચીમાં સૂર્ય ઉગે.

મોટાભાઈઃ—ખરૂં. આ કારણથી ગામેગામની ઘડિઆળમાં એકજ વખતે જુદો જુદો સમય હોવો જોઈએ. રાજકોટની ઘડિઆળમાં અત્યારે જે સમય છે, તેજ સમય કરાંચી, મદ્રાસ કે રંગુનની ઘડિઆળમાં ન હોઈ શકે.

સવિતાઃ—શું ગામેગામની ઘડિઆળમાં જુદો જુદો વખત હોય છે? મેં તો એવું ક્યાંયે જોયું નથી. ગઈ દિવાળી ઉપર આપણે મુંબઈ ગયાં હતાં, ત્યારે દરેક સ્ટેશનની ઘડિઆળમાં આપણી ઘડિઆળ પ્રમાણેજ વખત જોવામાં આવતો હતો; અને મુંબઈમાં જ્યાં આપણે ઉતર્યાં હતાં, ત્યાંની ઘડિઆળનો વખત પણ આપણી ઘડિઆળને મળતો હતો.

મોટાભાઈઃ—બ્હેન, તારૂં કહેવું ખરૂં છે. એમજ હોય છે. વ્હેવારમાં ગોટાળો ન થાય, તેટલા માટે આખા હિંદ માટે એક પ્રમાણ સમય ઠરાવેલો છે. તેજ સમય ગામેગામનાં ઘડિઆળોમાં જોવામાં આવે છે, પણ તે સમય કંઈ દરેક ગામનો કુદરતી સમય નથી. દરેક ગામનો કુદરતી સમય તો જુદો જુદો હોય છે.

સવિતાઃ—પ્રત્યેક ગામનો કુદરતી સમય એટલે શું? અને આખા હિંદ માટે નક્કી કરેલો **પ્રમાણ સમય** એટલે શું? એ બન્ને વચ્ચેનો તફાવત હું સમજી શકતી નથી.

મોટાભાઈઃ—સારૂં, એ વાત હું સમજાવું છું. વારૂ, બપોરે કે મધ્યાહ્ન વખતે સૂર્ય આકાશમાં કયે ઠેકાણે હોય?

સવિતાઃ—આપણા માથા ઉપર.

મોટાભાઇઃ—ત્યારે તું સમજી શકશે કે સૂર્ય માથા ઉપર આવે ત્યારે દરેક ગામમાં ૧૨ વાગે. વારૂ, અત્યારે ઘડિઆળમાં કેટલા વાગ્યા છે પ્રથમ જો અને પછી બહાર જોઈ આવ કે સૂર્ય માથે આવ્યો છે નથી આવ્યો ?

સવિતાઃ—મોટાભાઈ, ઘડિઆળમાં તો બરાબર ૧૨ વાગ્યા છે, પણ હજી સૂર્ય માથે નથી આવ્યો. સહેજ નીચો છે. એમ કેમ હશે વારૂ ?

મોટાભાઈઃ—આ ઘડિઆળમાં રાજકોટનો કુદરતી સમય નથી, પણ બનારસનો કુદરતી સમય છે. બનારસમાં અત્યારે ૧૨ વાગ્યા હશે અને સૂર્ય બરાબર માથે હશે. આપણે ત્યાં ઘડિઆળમાં ૧૨ વાગ્યા છે ખરા, પણ સૂર્યને માથે આવવાને હજી ૩૦ મિનિટની વાર છે. આ ઉપરથી તારા ધ્યાનમાં આવ્યું હશે કે સૂર્ય માથે આવે ત્યારેજ ૧૨ વાગવા જોઈએ અને એ પ્રમાણે આપણી ઘડિઆળમાં ૧૨ વાગ્યા હોત તો એમ કહેત આ ઘડિયાળ આ ગામનો કુદરતી સમય બતાવે છે, પણ તેમ થતું નથી આપણા ગામનાં બધાં ઘડિઆળ આ ગામના કુદરતી સમય કરતાં ૪. મિનિટ વહેલાં છે. આ પ્રમાણે આપણા દેશના દરેક ગામનાં ઘડિઆળ તે ગામના કુદરતી સમય કરતાં વહેલાં કે મોડાં જોવામાં આવે છે અને તેનું કારણ એ છે કે પ્રત્યેક ગામનાં ઘડિઆળોમાં દેશને માટે નક્કી કરેલ **પ્રમાણ સમય** રાખવામાં આવે છે. કુદરતી સમય તો ક્વચિત્ કોઈ શહેરના એકાદ ટાવરમાં વખતે હોય છે.

મોટાભાઈઃ—હું ધારૂં છું કે હિંદની ઘડિઆળ એટલે શું એ સંબંધમાં હવે તું કંઇક કહી શકીશ ખરી.

સવિતાઃ—હા. જરૂર. હિંદના દરેક ગામનો કુદરતી સમય જુદો જુદો છે. પ્રત્યેક ગામમાં સૂર્ય બરાબર માથે આવે ત્યારે ત્યાં ૧૨ વાગ્યો કહેવાય. અને તે તેનો કુદરતી સમય કહેવાય, પણ આવો સમય હિંદના કોઈપણ ગામના ઘડિઆળમાં જોવામાં આવતો નથી ૮૨$\frac{1}{2}$° રેખાંશના કુદરતી સમયને આખા હિંદ માટે **પ્રમાણ સમય** ઠરાવવામાં આવ્યો છે અને એજ સમય હિંદનાં બધાં ગામનાં ઘડિઆળોમાં જોવામાં આવે છે.

મોટાભાઈઃ—વાહ ! હિંદની ઘડિઆળ વિષે તો તું ઠીક સમજી. હવે જગતની ઘડિઆળ વિષે સમજવું અઘરૂં નહિ પડે. ધાર કે એક સ્ટીમર મુંબઈથી પૂર્વ દિશા તરફ ઉપડી પૃથ્વીની સફર કરવા નીકળે છે. તે સ્ટીમર પરની ઘડિઆળના સમયમાં કોઈ જગાએ ફેરફાર કરવો પડે ખરો કે ?

સવિતાઃ—હિંદના પ્રમાણ સમય પ્રમાણે જગતના સર્વ દેશોનાં ઘડિઆળોમાં સમય રખાતો હોય તો ફેરફાર ન કરવો પડે. બાકી તો સ્ટીમર જેમ જેમ આગળ વધે તેમ તેમ ત્યાંના કુદરતી સમય અને સ્ટીમરમાંની ઘડિઆળના સમય વચ્ચે તફાવત પડયાજ કરવાનો.

મોટાભાઈઃ—બરાબર. તેં કહ્યું તેમજ બને. હિંદનો પ્રમાણ સમય બીજા દેશોમાં ન હોય. બે સ્થળોના કુદરતી સમય વચ્ચે દર રેખાંશે ૪ મિનિટ પ્રમાણે તફાવત પડે છે. તેથી સ્ટીમર જેમ જેમ પૂર્વમાં આગળ ચાલતી જાય, તેમ તેમ સ્ટીમરના ઘડિઆળમાં વખત આગળ મૂક્યાજ કરવો પડે.

સવિતાઃ—ઘડિઆળમાં વખત આગળ મૂકવો પડે તેનું કારણ શું ?

મોટાભાઈઃ—સ્ટીમર પૂર્વમાં ચાલે છે. પશ્ચિમને મુકાબલે પૂર્વ તરફ રહેલાં સ્થળોની ઘડિઆળ આગળ હોય. રાજકોટમાં સૂર્ય વહેલો ઉગે કે કલકત્તામાં વહેલો ઉગે ?

સવિતાઃ—સ્ટીમર પૂર્વ દિશામાં ન જતાં પશ્ચિમ દિશા તરફ પ્રવાસે નીકળી હોત તો વખતો વખત સમયને બરાબર રાખવા કાંટાને પાછો ફેરવવો પડે ને ?

મોટાભાઈઃ—હા એમજ કરવું પડે. ધાર કે મુંબઈથી પૂર્વ તરફ ઉપડેલી સ્ટીમર આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી પાછી મુંબઈ આવે તે દરમિઆન જુદે જુદે વખતે જેટલો સમય આગળ મૂકવામાં આવ્યો હોય, તે બધાનો સરવાળો કરીએ તો કેટલો થાય તે તું કહી શકે ખરી ?

સવિતાઃ—આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં સ્ટીમર ૧૮૦° પૂર્વ અને ૧૮૦° પશ્ચિમ રેખાંશ મળી એકંદર ૩૬૦° રેખાંશ જેટલું ચાલે તેથી દર રેખાંશે ૪ મિનિટને હિસાબે એકંદર ૩૬૦°×૪=૧૪૪૦ મિનિટ=૨૪ કલાક એટલે ૧ દિવસ જેટલી ઘડિયાળને આગળ મૂકવી પડે.

મોટાભાઈઃ—તેં બરાબર ગણતરી કરી. મુસાફરી દરમિઆન સ્ટીમર પરની ઘડિઆળ એકંદર ૨૪ કલાક એટલે ૧ તારીખ જેટલો સમય આગળ મૂકવો પડે. એટલે સ્ટીમર આખી પૃથ્વીની મુસાફરી કરી પાછી મુંબઈના બારામાં આવે ત્યારે તે પરના ઘડિયાળનો સમય તો બરાબર મુંબઈના સમય પ્રમાણેજ હોય, પણ તેમાં આખો એક દિવસ વધી ગયો હોય. બીજી રીતે કહીએ તો સ્ટીમર પરના કેલેન્ડરમાં મુસાફરી દરમિઆન કોઈ સ્થળે એક તારીખ પાછળ ન મૂકવામાં આવી હોય તો તે કેલેન્ડર મુંબઈના કેલેન્ડરથી એક તારીખ આગળ માલમ પડે.

સવિતાઃ—એ વાત હું બરાબર સમજી નહિ. તમે શું એમ કહેવા માગો છો કે સ્ટીમર પરના કેલેન્ડરમાં ૨૧ મી તારીખ હોય તો મુંબઈના કેલેન્ડરમાં ૨૦ મી તારીખ હોય ? અથવા સ્ટીમર પરના કેલેન્ડરમાં શનિવાર હોય તો મુંબઈના કેલેન્ડરમાં શુક્રવાર હોય ? ઘડિઆળને અને કેલેન્ડરને વળી શો સંબંધ ? કેલેન્ડરમાં તો સૂર્ય ઉગે એટલે તારીખ વાર બદલવામાં આવે છે.

મોટાભાઈઃ—હા. તેં કહ્યો તેવોજ તારીખ અને વારનો તફાવત સ્ટીમર પરના કેલેન્ડર અને મુંબઈના કેલેન્ડર વચ્ચે પડે. ઘડિઆળ અને કેલેન્ડર વચ્ચે સંબંધ કેમ નથી ? શું તેં એવી ઘડિઆળો જોઈ નથી કે જેમાં તારીખ અને વાર દર્શાવનાર કાંટા પણ હોય. ધાર કે સ્ટીમર પરની ઘડિઆળમાં તેવા કાંટા છે તો મુસાફરી દરમિઆન કલાક કાંટો એકંદર ૨૪ કલાક આગળ ગયો તે પ્રમાણે વાર અને તારીખના કાંટા પણ આગળ જશેજ ને ? તેથી સ્ટીમર પરની ઘડિઆળ એક તારીખ આગળ માલમ પડશે.

સવિતાઃ—તિથિ અને વારમાં આવો ફેર પડે તો તો ભારે ગોટાળોથઈ પડે.

મોટાભાઈઃ—હા. ગોટાળો થાય ખરો. એવા ગોટાળાને લગતી એક રમુજી વાત તને કહું. વિલાયતમાં ફૅાકસ નામનો એક શ્રીમંત અંગ્રેજ હતો. એક વખત તેણે છાપામાં વાંચ્યું કે ૮૦ દિવસમાં આખી પૃથ્વીની પ્રદક્ષિણા થઈ શકે. આ સંબંધમાં તે પોતાના મિત્રો સાથે વાતો કરતો હતો. ત્યારે એક મિત્રે કહ્યું કે ૮૦ દિવસમાં આખી પૃથ્વીની મુસાફરી કરવી એ કદી બનવાજોગ નથી. ફૅાકસે કહે ધારો કે હું પોતે એ પ્રમાણે પ્રદક્ષિણા કરી આવું તો કંઈ શરત કરો છો ? પેલાએ કહ્યું હા. એટલે ફૅાકસે શરત કરી કે હું આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરીને આજથી ૮૦ મા દિવસની સાંજના ૮ વાગ્યે લંડન પાછો આવી પહોંચીશ અને જો તેથી જરા પણ મોડો પહોંચું તો હું શરતમાં ૨૦ હજાર પાઉંડ હારૂં. સામા માણસોએ કબુલ કર્યું કે જો તું આજથી ૮૦ મા દિવસે એટલે તા. ૨૧ મી ડિસેમ્બર ને શનિવારના રોજ સાંજના ૮ વાગ્યા સુધીમાં પૃથ્વી પ્રદક્ષિણા કરી પાછો આવી પહોંચે તો અમે તને ૨૦ હજાર પાઉંડ આપીશું.

ફૅાકસ તો તા. ૨ જી ઓકટોબરને બુધવારના દિવસે રાતના ૮ વાગ્યે પૃથ્વી પ્રદક્ષિણા કરવા રવાના થયો. લંડનથી મુંબઈ, કલકત્તા, સીંગાપુર, હોંગકોંગ, યોકોહામા, સાન ફ્રાનસિસ્કો, ન્યુયોર્ક અને છેલ્લે લંડન એ પ્રમાણે પૂર્વ તરફ ચાલી તેણે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી. રસ્તામાં તરેહ તરેહની મુશ્કેલીઓની સામે થઈને ૮૦ મા દિવસની સાંજે લંડન

આવી પહોંચ્યો તો ખરો, પણ નક્કી કરેલા સમય કરતાં કલાક મોડો પહોંચ્યો એટલે તેણે માન્યું કે હું શરત હારી ગયો.

મુસાફરી દર્મિયાન ફૅાક્સે ઉષા નામની એક હિન્દુ સ્ત્રીને મૃત્યુના મુખમાંથી ઉગારી લીધી હતી. તે બાઈનું તેની સાથે લગ્ન કરવાનું નક્કી થતાં ફૅાક્સે પોતાના નોકર પાસપ્રુટને કહ્યું કે તું રેવ વિલ્સનને ત્યાં જઈ આવતી કાલે અમારે લગ્ન કરવાનાં છે, તેને લગતી ગોઠવણ કરી આવ. પાસપ્રુટે રેવ વિલ્સનને ઘેર ગયો અને થોડીજ વારમાં દોડતો પાછો આવી કહેવા લાગ્યો સાહેબ, રેવ વિલ્સને કહ્યું કે આવતી કાલે તો રવિવાર છે એટલે લગ્નવિધિ નહિ થઇ શકે. શું આવતી કાલે રવિવાર છે ? હું તો એમ સમજું છું કે આજે રવિવાર છે. આપણે ગઈ કાલે શનિવારે આવ્યા અને આજે રવિવાર છે એટલી પણ તને ખબર નથી ? ફૅાક્સે કંઇક ગુસ્સામાં જવાબ આપ્યો. ત્યારે પાસપ્રુટે કહ્યું કે સાહેબ, આપની ભૂલ થાય છે. મેં બરાબર તપાસ કરી છે. મુસાફરી દર્મિયાન દિવસની ગણતરી કરવામાં તમે કયાંક એક દિવસની ભૂલ કરી છે. આપણે ૮૦ મા દિવસે નહિ પણ ૭૯ મા દિવસે મુસાફરી પૂરી કરી લંડન આવી પહોંચ્યા છીએ. હજી વખત છે. તમે જેમ બને તેમ વેળાસર શરત કરનારા તમારા મિત્રોને મળો અને જણાવો કે હું શરત પ્રમાણે પૃથ્વી પ્રદક્ષિણા કરી આવી પહોંચ્યો છું. પોતાના નોકરની આ વાત સાંભળી આશ્ચર્ય પામતો ફૅાક્સ વધારે પંચાત ન કરતાં એકદમ દોડી હોડ બકનારાઓને જઈ મળ્યો અને શરત જીત્યો.

સવિતાઃ—વાહ ! આ તો ઘણો રમુજી કિસ્સો. પણ મોટાભાઈ, ફૅાક્સે પોતાની મુસાફરી પશ્ચિમ તરફથી શરૂ કરી હોત તો શું પરિણામ આવત ?

મોટાભાઈઃ—તો મુસાફરી દર્મિયાન વખતોવખત તેને પોતાની ઘડિયાળ પાછળ મૂકયા કરવી પડત. એટલે આખી મુસાફરી પૂરી થયે ઘડિયાળ ૨૪ કલાક એટલે ૧ દિવસ પાછળ પડત. પરિણામે તે નિયત સમય કરતાં ૧ દિવસ મોડો લંડન પહોંચત.

સવિતાઃ—આવો ગોટાળો ન થાય તેને માટે કંઈ યોજના કરવામાં આવી હશે કે નહિ ?

મોટાભાઈઃ—હા, યોજના કરવામાં આવેલી છે. જગતની બધી પ્રજાઓએ એકમત થઈને એવું ઠરાવ્યું છે કે ૧૮૦° રેખાંશને 'આંતર રાષ્ટ્રીય કાલ રેષા' ગણવી અને જ્યારે કોઈ સ્ટીમર કે વિમાન એ રેખા ઓળંગે ત્યારે તેણે પોતાના કેલેન્ડરમાં એક તારીખનો ફેરફાર કરવો. જો પશ્ચિમથી

પૂર્વ તરફ જવાનું હોય તો તેણે આંતર રાષ્ટ્રીય કાલ રેખા ઓળંગતી વખતે એક તારીખ વધારી દેવી અને પૂર્વથી પશ્ચિમમાં જવાનું હોય તો એક તારીખ ઘટાડી દેવી. કેમ, જગતની ઘડિયાળ એટલે શું અને તેમાં કઈ કઈ બાબતોનો સમાવેશ થાય તેનો તને કંઇ ખ્યાલ આવ્યો કે નહિ?

સવિતાઃ—હા, પણ મને તો પેલી વાર્તા બહુ ગમી.

મોટાભાઈઃ—એ વાર્તાની ચોપડી હું તને વાંચવા આપીશ.

**પોપટલાલ અંબાણી.**

---

## કવિઓનાં જીવન ચરિત્ર

### દોલતરામ કૃપારામ પંડયા

સ્વર્ગસ્થ દોલતરામ કૃપારામ પંડયાનો જન્મ ઈ. સ. ૧૮૫૬માં નડીઆદમાં નાગર નાતમાં થયો હતો. અવસાન ૧૯૫૬માં નીપજ્યું હતું. તેઓ લુણાવાડા સ્ટેટના દિવાન પદે લગભગ ચૌદ વર્ષ રહ્યા હતા.

સંસ્કૃત ભાષાના ઉત્તમ અભ્યાસને લીધે એમનાં કાવ્યોમાં સંસ્કૃત તત્ત્વ ઘણું જોવામાં આવે છે.

કુસુમાવલિ, અમરસત્ર, ઈંદ્રજીત વધ કાવ્ય, સુમન ગુચ્છ વગેરે તેમની ઉત્તમ કૃતિઓ સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવી રહી છે.

### મધવચરામ બળવચરામ હોરા

આ સદ્‌ગત કવિ ને લેખકનો જન્મ સુરત શહેરમાં વડનગરા નાગર ગૃહસ્થ નાતમાં, આજથી આશરે ૮૦–૮૫ વર્ષ ઉપર થયો હતો. ગુજરાતી અભ્યાસ પુરો કરી અંગ્રેજીનો મેટ્રિક કલાસ સુધીનો અભ્યાસ કર્યો હતો. પછી તે સમયમાં લેવાતી મુનસફની પરીક્ષા આપી હતી. થોડો સમય અંગ્રેજી માસ્તર તરીકે નોકરી કર્યા પછી મુનસફ થયા હતા ને તે નોકરીને અંગે વલસાડ, ખેડા, બોરસદ, અંકલેશ્વર, ભરૂચ વગેરે જગાએ ફરવું પડેલું ને દરેક સ્થળે સારી નોકરી પણ બજાવેલી. ગુજરાત પરની પ્રીતિને લીધે, ભવિષ્યનાં પ્રમોશન જતાં કરીને પણ છેક રીટાયર થતાં સુધી ગુજરાતમાંજ રહ્યા હતા ને રૂ. ૪૦૦ ની નોકરીમાંથી રીટાયર થયા હતા. કવિતા ને સાહિત્યનો નાનપણથીજ શોખ હતો અને સુરતના રંગીલા કવિ નર્મદના મિત્રમંડળમાંના તેઓ પણ એક હતા "મધુર કાવ્ય" "નૃસિંહ" નાટક એમની કૃતિઓ જાણીતી છે. તે ઉપરાંત પોતે સામાયિકોમાં લેખો લખતા. સુરત સાહિત્ય પરિષદમાં સ્વાગત મંડળના પ્રમુખ થયા હતા.

---

# ગામડાંની કેળવણીનું આદર્શ સ્વરૂપ

(અનુસંધાન પૃષ્ઠ ૧૧૨)

આદર્શશાળા માટે શિક્ષક નિર્વ્યસની, સદાચારી, પ્રેમાળ, અને બાળકો પ્રત્યે સમભાવ દર્શાવનાર હોવો જોઈએ. તોછડાઈ અને ક્રોધ બાળકોનો પ્રેમ મેળવવામાં વિઘ્ન કર્તા છે. જેથી આદર્શ શિક્ષકમાં એ અવગુણ નજ હોય. બાળકોનાં સુખદુઃખ સમજવા માટે સમભાવ ધારણ કરવાની જરૂર છે. તે વગર બાળકના હૃદયમાં પેસી શકાતું નથી. ગણિતના ગુંચવણ ભર્યા હિસાબ ગણતો ગભરાએલો બાળક શિક્ષકના એક પ્રેમાળ શબ્દથી અનેક ગણા ઉત્સાહમાં આવી જાય છે, અને નવું બળ મેળવે છે. જ્યારે એક ગુસ્સાનો શબ્દ સાંભળી તે બાળક પોતાની મુદ્દલ શકિત પણ ખોઈ બેસે છે. પ્રેમભાવથી બાળક વશ થાય છે અને સમભાવથી બાળક અને શિક્ષક એકરૂપ બને છે.

દુર્વ્યસન શિક્ષકની પ્રતિષ્ઠાને હાનિકારક છે એટલુંજ નહિ પણ બાળકોની નીતિને પણ નુકસાન કરે છે. બાળક વ્યસન કરતાં શીખે છે. આગળ જતાં ચોરી અને અસત્ય એ બન્ને દુર્ગુણો વ્યસની બાળકમાં જલદી જોવામાં આવે છે. એજ પ્રમાણે દુરાચારી શિક્ષક પોતાની સારી છાપ બાળકો ઉપર પાડી શકતો નથી, અને બાળકોની પ્રીતિ અને માનનું પાત્ર તે થઈ શકતો નથી. અલબત્ત કેટલાંક છોકરાં સારા શિક્ષકોના સંબંધમાં આવવા છતાં પણ ચોરી કરે છે, અસત્ય બોલે છે, અને વ્યસન કરે છે. આ સંસ્કાર તેમને ઘરનાં માણસોથી કે નઠારા મિત્રોના સંસર્ગથી મળેલા હોય છે. ઘણીવાર એ સંસ્કાર નિવારવા બહુ અઘરા અને અશક્ય પણ થઈ પડે છે. તેવીજ રીતે વ્યસની અને અનીતિમાન શિક્ષકના સંસર્ગમાં સારાંખાનદાનનાં બાળકો આવવાથી બધાજ બાળકો વ્યસની અને અનીતિમાન થતાં નથી, તોપણ સામાન્ય રીતે ઓછાવત્તા પ્રમાણમાં સારા કે માઠા શિક્ષકની સારી કે માઠી અસર તેના સંસર્ગમાં આવતાં બાળકો ઉપર થયા વિના રહેતી નથી.

ગામડાંની આદર્શશાળા માટે અભ્યાસક્રમ, સાદું વાચન, લેખન, વ્યાવહારિક ગણિત ઉપરાંત જે ઉદ્યોગ બાળકોને ભવિષ્યમાં ઉપયોગી થઈ પડે તે શિખવવો. વણાટકામ, કાંતણ, પીંજણ, સીવણ, ગુંથણ, સુતારીકામ ચિત્રકળા, અને કોતરકામ તથા આવા બીજા હસ્તઉદ્યોગ શાળામાં ચાલુ કરવા જોઈએ. જેથી બાળકોનું આમ્યજીવન સ્ફુર્તિમાન રહે, ઉદ્યોગ તરફ

પ્રીતિ થાય, મહેનત મજુરી કરવામાં ભણેલાને કંઈ નાનમ નથી, એમ સમજતાં થાય, એટલા પુરતું પણ ઉદ્યોગનું શિક્ષણ શાળાઓમાં આપવાની ખાસ જરૂર છે. ગામડાંનાં બાળકો થોડા પાઠ ભણશે, થોડાજ હિસાબ ગણશે, અને ભૂગોળ ઇતિહાસ ઓછાં ભણશે તો નુકસાન નથી,પરંતુ તેઓ ઘણું ભણીને ઉદ્યમ કરવામાં–શરીરની મજુરી કરવામાં હીણું માનશે, એથી ગામડાંને ઘણુંજ નુકસાન છે. અને એ ઘણું ભણેલા ગામડાંના ભાઇની હાલત હાલ अतो भ्रष्ट स्ततो भ्रष्ट ના જેવી છે. માટે હાલના બેકારી (નોકરીની અછત ના) સમયે કોઈપણ શાળા ઉદ્યમ સિવાયની હોવી ન જોઈએ. અમુક સમય ભણવા લખવા સાથે અમુક સમય ઉદ્યમ કરવોજ જોઈએ. એ ઉદ્યમથી મળતો લાભ યત્કિંચિત થાય, તે શાળાના કોઈ ઉપયોગી કામમાં લેવો, અથવા મહેનતના પ્રમાણમાં બાળકોને વહેંચી આપવો. થોડું વાચન શીખેલા ઉત્સાહી બાળકો પોતાના જ્ઞાનમાં શાળા છોડયા પછી પણ વધારો કરી શકે એ હેતુથી તેમનામાં વાચનનો રસ જાગ્રત કરવો અને જ્ઞાનની પરબો (પુસ્તકાલયો) ગામે ગામે શરૂ કરવી જોઈએ.

ગામડાંનો અભ્યાસક્રમ બધી બાબતમાં શહેરના અભ્યાસક્રમને અનુસરતો છે. આનું એક કારણતો ગામડાના લોકોના જીવનનો આદર્શ શહેરી જીવન છે. ગામડાંમાંથી બે પૈસા પ્રાપ્તકરી શહેરમાં રહેવા જવું કે શહેરમાં નોકરી મેળવવી, અથવા શહેરના ઉપભોગ ગામડાંમાં વસાવવા એવો ઉદ્દેશ આજ સુધી ઉંચ કોમના લોકો શિખતા આવ્યા છે. ગામડાંમાં મોટે ભાગે કેળવણીનો લાભ પણ ઉંચ કોમે લીધો છે. ખાસ કરીને બારૈયા, ક્ષત્રિય, ધારાળા, ભોઈ, મુસલમાન, દુબળા, ભીલ, વગેરે કોમ કેળવણીમાં બહુજ પછાત છે. પરંતુ તે ઉદ્યમના ક્ષેત્રમાં બહુજ આગળ છે. પરસેવો ઉતારી રોટલો કમાનારી તે પ્રજા છે. વળી ઉંચ કોમના પ્રમાણમાં તેમની સંખ્યા પણ ઘણી છે. આ પ્રજા કેળવણીમાં રસ લઈ શકે તોજ કેળવણી ખાતાનો અર્થ સરે. ઉંચ કોમ ભણનાર છે, સમજે છે, ગરજુ છે, માટે તેતો ભણશેજ. ઉંચી કેળવણી લેવા તે શહેરમાં પણ જઈ શકે છે. પરંતુ સાધારણ કેળવણી ગરીબ અને મહેનતુ પ્રજાને મળે તેવી રીતનો ચાર વર્ષથી વધારે નહિ તેવો અભ્યાસક્રમ ગામડાંની આદર્શશાળા માટે ઘડાવો જોઈએ. હાલની વાચનમાળા શહેરને માટે રાખી તેના પ્રમાણમાં સરળ અને સહેલી વાચનમાળા સ્થાનિક જરૂરિઆત, ઉદ્યમ, હિંમત, સાહસ, ઉદારતા એવા ગ્રામ્યોચિત સદ્ગુણોને પોષનારી થોડા પરંતુ સારા પાઠો વાળી તૈયાર કરાવવી જોઇએ.

ગણિતનો વિષય સાદો અને વ્યવહારના ઉપયોગ પુરતો રાખવો. હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળ, અને ઇતિહાસની આદી વાર્તાઓ એ બન્ને વિષય ગામની જરૂરીઆત અને ઇચ્છા પ્રમાણે ફરજિઆત કે મરજિઆત રાખી શકાય. આ ઉપરાંત બીજા કોઈ વિષયોને વિષય તરીકે રાખવાની જરૂર નથી. વાચનપાઠમાં કાગળ કેમ લખવો તે આવે અને વ્યાવહારિક ગણિતમાં જમા ઉધારની સામાન્ય વિગતો આવે, પરંતુ કાગળ અને દેશીનામાના વિષયો જુદા પાડવાની જરૂર નથી. આંક અને લેખાં સંબંધમાં પ્રજામાં ઘણીજ ગેર સમજુતી જોવામાં આવે છે. લોકો પ્રશ્ન કરે છે, કે આંક ત્રીસા સુધીજ કેમ ? ચાલીસા, પોણા સવાયા, દોઢા અને અઢીઆ કેમ કમી કર્યા ? આ પ્રશ્નોની સામે તેમને પ્રશ્ન કરી શકાય કે ચાલીસા સુધી આંક કેમ ? પચાસાના આંક કેમ નહિ ? વળી ઉઠા, સાડાચાર, સાડા પાંચના આંક અઢાર આંકમાં કેમ ન ઉમેરવા ? પ્રતિપ્રશ્નોના ઉત્તરમાં પ્રજા ઘણીવાર એમજ કરે છે કે પૂર્વે ચાલતું હતું માટે આમ જોઈ એ, એમ અમારૂં માનવું છે. આમ રૂઢીને વશવર્તી લોકો નવું જોતાં અકળાય છે. જરૂરિઆત કે બીન જરૂરિઆતનો વિચાર કરતા નથી.

લેખાંની કુંચીઓ ગોખાવવાથી છોકરા પહેલાં ભારે ભારે હિસાબ મોંએ કરી શકતા. આજે ગુણોત્તરથી છોકરાંઓ સહેલા હિસાબ પણ મોંએ કરી શકતા નથી, આ આક્ષેપ પણ સાંભળવામાં આવે છે.

એક રીત ગમે તેટલી સારી હોય પરંતુ જ્યાં સુધી તેનો શિખવનાર તેનું હાર્દ બરાબર જાણતો નથી, અથવા જાણે છે, તો તે સમજાવવા પુરતો શ્રમ લેતો નથી ત્યાં સુધી કોઈ પણ નવી રીત પ્રશંસાપાત્ર નીવડે નહિ. આંક અને લેખાંની બીન જરૂરી વગર સમજણની ગોખણપટ્ટીનો બોજો છોકરાઓના મગજ ઉપરથી કમી કરવાના હેતુથી કેળવણીખાતા તરફથી આંક કમી થયા છે, અને લેખાંને બદલે ગુણોત્તર દાખલ થયાં છે. જેટલે રૂપીએ શેર તેથી અઢી ગણે દોકડે રૂા. ભાર. જેટલે રૂા. મણ તેથી અઢી ગણે દોકડે શેર. આ બન્ને કુંચીઓ જુદી શિખવવાની ગુણોત્તર મના કરે છે. બન્નેમાં ચાલીસનું ગુણોત્તર સામાન્ય છે, અને એક રૂા. ના ચાલીસ સરખા ભાગ કરતાં અઢી દોકડા આવે છે, માટે ચાલીસનું ગુણોત્તર હોય ત્યારે ભારે પરિમાણના રૂપીઆ કરતાં અઢી ગણા દોકડા હલકા પરિમાણની કીંમત આવે છે. આમાં ગોખવાપણું કંઈજ રહેતું નથી. સમજણ ઉપર ખાસ આધાર છે. આ વિષય ખંતથી જાતે સમજીને બરાબર સમજાવવામાં

આવે તો બાળકો ગમે તેવા હિસાબ બુદ્ધિબળથી કરી શકે. તેમને કુંચીઓની જરૂર રહે નહિ. વગર સમજે ગોખવાના બોજામાંથી તેઓ છુટી જાય, અને લોકો ગુણોત્તરનું મહત્વ સમજે.

જેમ જેમ વિદ્વાનો વધતા જાય છે, તેમ તેમ ઉપયોગી અને બીન ઉપયોગી પુસ્તકોનો વધારો થતોજ રહે છે. છોકરાઓની કોપિબુકના સંબંધમાં જોઈએ તો એ બુકો જુદી જુદી ઘણી જાતની છપાઈ છે. ઘણા જુના સમયમાં અક્ષર સુધારવા ખડી અને પાટીનો ઉપયોગ થતો. કોરા કાગળની નોટો કોપિબુકને બદલે વપરાતી. આજ પોલા અક્ષરમાં બબ્બે ત્રણત્રણ વખત કલમ ફેરવી છોકરો અક્ષર કાઢે છે. એ કોપિ પોતેજ "દસ્કત શિક્ષક" છે, એટલે એ વિષયમાં શિક્ષકની તો જાણે જરૂરજ નથી. આવી કોપિબુકોથી અક્ષર સુધારવાને બદલે બગાડાય છે, અને તેથી કોરા કાગળની નોટો હવે પછી વાપરવા માટે ખાતા તરફથી હુકમ થયો છે, તેજ આદર્શ ગ્રામ્યશાળાને વધારે અનુકૂળ છે.

## આદર્શ શાળાનું મકાન

શાળાનું મકાન બાળકોના આરોગ્યની દૃષ્ટિએ સાદું અને સ્વચ્છ હોવું જોઈએ મકાનનું ભોંયતળીઉં આજુ બાજુની જમીન કરતાં ઉંચું હોય, શાળાને લગતું કંપાઉન્ડ વિશાળ હોય, એક બાજુ રમત ગમત અને વ્યાયામની વ્યવસ્થા હોય, એક બાજુ નાનો પરંતુ સુંદર બાગ ખીલી રહ્યો હોય, છોકરાઓને પાણી પીવાની નાની સ્વચ્છ ઓરડી એક બાજુ આવી રહી હોય, એક ઓરડો હસ્ત ઉદ્યોગના કામનો જુદાયદો હોય. આવી શાળાનું મકાન તે આદર્શ મકાન કહેવાય.

શાળાનાં હાલનાં ઘણાં બાંધેલાં મકાનો પ્રકાશની દૃષ્ટિએ જોતાં ઠીક નથી. ડાબી તરફ છોકરાઓને પ્રકાશ મળવો જોઇએ, તેને બદલે ગેલેરીઓ પ્રકાશના રસ્તામાં કાટખૂણે લગભગ તમામ શાળાઓમાં આવેલી છે તેથી પ્રકાશ છોકરાઓને કાંતો માથાની પાછળથી અથવા આંખની સામેથી મળે છે. જ્યાં ગેલેરી નથી ત્યાં છોકરાને ડાબી તરફથી અજવાળું મળે એ રીતે બેસાડવાનું બની શકે, પરંતુ જ્યાં ગેલેરીઓ પાકી થઈ ગઇ છે, ત્યાં હાલ બીજો ઉપાય નથી જ્યાં શાળા માટે આદર્શ મકાન નવું બાંધવામાં આવે ત્યાં આ બાબત ઉપર ખાસ લક્ષ ખેંચવું જોઇએ.

## ગામડાની શાળાનો સમય

ગામડાની આદર્શ શાળાનો સમય ગામડાને અનુસરતોજ હોય. શહેરમાં

સ વાગે જમી પિતા ઓફિસે જાય, અને બાળકો સ્કૂલમાં જાય; પરંતુ ામડામાં તેવું નથી. પ્રાતઃ કાળમાં ઉઠી બાળકો શિઆળામાં બળતી તાપણીએ ાળસુ થઇ બેસી રહે તેથી સવારનો કિંમતી સમય બરબાદ જાય છે. વળી ત્યાં બપોરનો એક વખતનો ટાઈમ હોય છે, ત્યાં શનિવાર કે બુધવારે સવારે ાજરી ઘણું ખરૂં વધારે આવે છે. પ્રાતઃ કાલમાં શિક્ષક અને શિષ્યનાં ગજ તાજાં અને પ્રફુલ્લ હોય છે. બાળકોની પાતઃ કાળમાં ગ્રાહક શકિત બળ હોય છે અને શિક્ષકની શિખવવાની શકિત પણ તેજ રહે છે. આ ારણથી ગામડાની શાળાનો સમય સવાર અને બપોરનો હોય તે ઇચ્છવા ાગ્ય છે. વળી ગામડાના લોકોનો આ સમય વધારે અનુકૂળ હોય છે. ાગલાગટ ૭ કલાક કામ કરવા કરતાં ત્રણ ત્રણ કલાકના બે સમય વચ્ચે ણ કલાક વિશ્રાંતિ મળવાથી બપોરનું કામ પણ સુંદર થાય છે. તેમ છતાં ાદર્શ શાળા એકજ નિયમની ગુલામીમાં ન રહે અને સ્થાનિક જરૂરિઆત ્રમાણે પોતાને ફાયદાકારક લાગે તે નિયમ તે ગ્રહણ કરે.

સોમેશ્વર દામોદર રાવળ

હે. બે. સ્કૂલમાસ્તર કાલસર

## ારસદ મેરી બ્રાઉન મેમોરિઅલ ટ્રેનિંગ કોલેજનાં પ્રિન્સિપાલ મિસ આર. જે. એલ. હેન્રિનું અવસાન

બોરસદની મેરી બ્રાઉન મેમોરિઅલ ટ્રેનિંગ કોલેજનાં આદર્શ અને ાકપ્રિય પ્રિન્સિપાલ મિસ હેન્રિ તા. ૨૧-૩-૩૨ ને સોમવારના રોજ અવસાન પામ્યાં છે.

મર્હુમ સને ૧૯૦૮ માં આઇ, પી, જનાના મિશનમાં જોડાઈ ને આ દેશમાં આવ્યાં હતાં, અને બોરસદ, આણંદ, અમદાવાદ વગેરે સ્થળે રહી મિશનદ્વારા આ દેશના સ્રીસમાજની ઉન્નતિ માટે અવિશ્રાંત શ્રમ કરતાં તાં. તેઓ ૧૯૧૪ થી આ કોલેજનાં પ્રિન્સિપાલ નીમાયાં હતાં અને વચ્ચેનાં રજાનાં વર્ષો સિવાય આજસુધી ચાલુ રહ્યાં હતાં.

કોલેજ ૧૯૧૧ માં સ્થાપન કરવામાં આવી હતી એટલે તેમના હાથમાં ાર્જ આવ્યો ત્યારે કોલેજ માત્ર ઉગતા છોડ જેવી હતી. તેને ૨૦ વર્ષના ખર વૃક્ષ જેવી બનાવવાનું સર્વમાન તેમને ઘટે છે. તેમણે કોલેજને ાયમી સ્વરૂપ આપવાના સર્વ પ્રયત્નો કરવામાં ભારે શ્રમ લીધો છે. કોલેજ ે માટે બોરસદમાં મકાન બંધાવ્યું એટલુંજ નહિ, પણ તેને સારી સરકારી સંસ્થા જેવી બનાવવા હરહંમેશ પ્રયત્ન ને પ્રયત્ન કર્યાજ કરતાં. તેઓ

ભારે આસ્તિક હતાં અને પ્રભુના કાર્યમાં પ્રભુ મદદ કરશેજ એમ માની અખંડ શ્રમ કર્યાજ કરતાં.

કેળવણીના કામમાં તેમને એટલો બધો રસ હતો કે કેળવણીને લગતી બહારગામની સભાઓમાં, પ્રદર્શનોમાં હાજરી અચુક આપતાં અને રોજ-રોજ શિક્ષણમાં નવા નવા સુધારા દાખલ કરતાં હતાં.

તેમનો સ્વભાવ એવો માયાળુ ને હસમુખો હતો, કે તેમની મુલાકાતે આવનાર હરકોઈ પ્રસન્ન થઇનેજ જતું.

મિસ હેરિના અવસાનથી ગુજરાતના મિશનને, ગુજરાતની કેળવણીને, તેમજ સ્ત્રીસમાજને એક ઉત્તમ કાર્યકર્તાની ખોટ પડી છે.

પ્રભુ મહૂંમના આત્માને અખંડ શાન્તિ આપો.

**રતનશી પુરુષોત્તમ અનડા,**
હેડમાસ્તર.

---

### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદત | એક પાન | અર્ધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૬ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

પુસ્તક ૭૨ ] [ અંક ૭

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## જુલાઈ સને ૧૯૩૨

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણાં મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



શ્રી "રામચંદ્ર જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૧ ] જુલાઈ સને ૧૯૩૨ [ અંક ૭

# ભૂગોળનો આરંભ

આપણે ત્યાં હજી વિદ્યાર્થીઓને ભૂગોળશિક્ષણમાં રસ પડે એવી રીતે એ વિષય શીખવવામાં આવતો નથી. તેનું મુખ્ય કારણ ભૂગોળ-શિક્ષણની યોગ્ય શૈલીનો અભાવ છે. ભૂગોળશિક્ષણમાં ડગલે ડગલે કલ્પના-શક્તિનો ઉપયોગ કરવો પડે છે. તેને માટે ભૂગોળનું પ્રાથમિક શિક્ષણ અવલોકનદ્વારા થવું જોઈએ. જ્યાંસુધી બાળકની આસપાસની સ્થિતિ તેમજ કુદરતના દેખાવ અને બનાવોનું પ્રત્યક્ષ જ્ઞાન તેને મળે નહિ, ત્યાં-સુધી તેને ભૂગોળમાં રસ પડવાનો સંભવ રહેતો નથી. આ કારણને લીધે 'ઘરની ભૂગોળ' અવલોકનદ્વારા બરાબર શીખવવાને અભ્યાસક્રમમાં ભાર મૂકવામાં આવ્યો છે; પણ ખરી રીતે હાલમાં ભૂગોળશિક્ષણની શરૂઆતમાં પણ કેટલેક ઠેકાણે ચોપડીનો ઉપયોગ કરવામાં આવે છે. અને તેમાં આપેલી વ્યાખ્યા વગેરે છોકરાંઓને ગોખાવવામાં આવે છે. આને લીધે બાળકોને કંટાળો આવે છે અને તેથી આગળ ઉપર પણ તેમને ભૂગોળનો વિષય નીરસ લાગે છે.

ભૂગોળશિક્ષણના આરંભમાં તો અવશ્ય બાળકોને વર્ગની બહાર તેને લગતું શિક્ષણ આપવું જોઇએ. તેની જિજ્ઞાસા સતેજ કરીને વાતચીત-દ્વારા તેની આસપાસની સ્થિતિનું જ્ઞાન અવલોકદ્વારા આપવું જોઈએ.

તેમજ જમીનની ઉંચાઈ, નિચાઈ, સપાટ પ્રદેશ, ખડકાળ જમીન, રણ નદી વગેરે જુદી જુદી સંજ્ઞાઓનું જ્ઞાન વિદ્યાર્થીઓને બહાર પર્યટનમ લઈ જઈને આપવું જોઈએ. તેમજ કુદરતમાં થતા ફેરફારનું નિરીક્ષ બાળકે પોતે કરવું જોઈએ. હવામાં થતા ફેરફારો, સૂર્યની ગતિ, ચંદ્રન કળા, વાદળાં, વરસાદ વગેરે બાબતો જો તેઓ જાતે જોશે તો તેમને તેમ રસ પડશે અને આગળ ઉપર તેને લગતી હકીકત તેઓ સહેલાઈથી સમજ શકશે. આ પ્રમાણે ભૂગોળશિક્ષણનો ક્રમ નહિ સાચવવાથી બાળકો ચોપડીમાં આપેલી હકીકત ગોખી ગોખીને યાદ રાખવી પડે છે.

બાળકના મનોવિકાસના મુખ્યત્વે ત્રણ પગથીઆં છે: (૧) અવલોકન (૨) યાદદાસ્ત અને કલ્પના અને (૩) વિચાર. આ નિયમ મુજબ બાળકે તેની પ્રથમ અવસ્થામાં ઇન્દ્રિયોદ્વારા બાહ્ય જગતના જુદા જુદા પદાર્થ અ બનાવોનું જ્ઞાન મળે છે, તેથી પ્રત્યક્ષ વસ્તુદ્વારા મળતા જ્ઞાનમાં તેને રસ પડે છે. તેથીજ દૃષ્ટિથી શિક્ષકે બાળકને શીખવવું જોઈએ. શબ્દજ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાનની છાયા છે, એ ખાસ યાદ રાખવાની જરૂર છે. જ્યાંસુધી કોઈ પણ બાબતનું આપણને થોડું પણ પ્રત્યક્ષ જ્ઞાન હોતું નથી ત્યાંસુધી તેને સ્પષ્ટ ખ્યાલ આપણા મગજમાં આવી શકતો નથી. આ કારણને અનુસરી શિક્ષકે ચોપડીમાંની હકીકત બાળકને સમજાવવાને કે ગોખાવવાને બદલે તે બાબતનું જ્ઞાન અવલોકનદ્વારા આપવું જોઈએ. દા. જ્યારે શિક્ષક પૂર્વ પશ્ચિમ વગેરે દિશા શીખવતો હોય ત્યારે તેણે ભીંત ઉપર લખેલાં દિશાન નામ વારંવાર બતાવી તેનો ખ્યાલ આપવાને બદલે બાળકોને વર્ગ બહાર મેદાનમાં લાવી સૂર્યોદય કઈ બાજુએ થાય છે તે બાબત પ્રત્યક્ષ બતાવીને 'પૂર્વ'નું જ્ઞાન આપવું જોઈએ. તેમજ સૂર્ય કેવી રીતે આકાશમાં ફરે છે અને પછી આથમે છે તે બતાવીને પશ્ચિમ દિશા શીખવવી જોઈએ. આને આધારે ઉત્તર તથા દક્ષિણ દિશા શીખવવી જોઈએ. આવી રીતે શીખવવામાં આવે તો વિદ્યાર્થીને તેનો સચોટ ખ્યાલ આવે છે. તેવીજ રીતે નદી એ શું છે તથા તેને લગતી બીજી બાબતો, જેવીકે તેનું મૂળ, મુખ, ડાબો અને જમણો કિનારો, તેની શાખાઓ, અખાત, જળક્ષેપક પ્રદેશ, પાત્ર, મેદાન, ખીણ, સંગમ, સરોવર વગેરેનું જ્ઞાન બહારની ભૂમિરચના તથા વહેતા વહેળાના અવલોકનદ્વારા રસપૂર્વક આપી શકાય એમ છે; પણ વસ્તુસ્થિતિ તેથી ઉલટી છે, તેથી આ સંબંધી વિદ્યાર્થીઓના મગજમાં શબ્દજ્ઞાનદ્વારા ઘણો ઝાંખો ખ્યાલ હોય છે.

જમીન અને પાણીના આકારો તથા કુદરતના દેખાવો અને બનાવો આ શૈલી મુજબ શીખવવા જોઈએ એટલુંજ નહિ પણ માનવ જીવનને લગતી બાબતો, જેવી કે જુદા જુદા ધંધાઓ તથા ઉદ્યોગો સંબંધી જ્ઞાન બાળકોને બહાર તે સ્થળોએ ફરવા લઈ જઈને આપવું જોઈએ. ઘણી વખત વિદ્યાર્થીઓ આયાતનિકાસ શું છે તે બરાબર જાણતા નથી, અથવા શાથી અમુક વસ્તુઓ બહારથી ગામમાં વિશેષ લાવવી પડે છે તેનું સ્પષ્ટ જ્ઞાન તેમને હોતું નથી; પણ જો સ્ટેશન ઉપર લઈ જઈને કે ગામમાં ગાડા મારફત જતો માલ કે દુકાને મળતી ચીજો બતાવવામાં આવે તો તેમને જરૂર આ વિષેનું સ્પષ્ટ જ્ઞાન થશે. આવી રીતે આરંભમાં ઘણી બાબતોનું સચોટ જ્ઞાન અવલોકનદ્વારા આપી શકાય છે.

આ દૃષ્ટિ મુજબ ભૂમિરચના અને જુદી જુદી સંજ્ઞા અને જ્ઞાન ઉપરાંત 'નકશા'ના ખરા ખ્યાલ માટે પ્રથમ શિક્ષકે બાળકોને બહાર ફરવા લઈ જઈને. 'વસ્તુ' 'ચિત્ર' અને 'નકશો' (આકાર) એ શું છે તેનો સ્પષ્ટ અર્થ અવલોકન, અને માટીના આકારદ્વારા શીખવવો જોઈએ. નકશો શું છે તેનો બરાબર ખ્યાલ બાળકને હોતો નથી, તેથી પ્રથમ જ્યારે તેનો ઉપયોગ થાય છે ત્યારે તે ગુંચવાય છે. ખરી રીતે તો નકશો અમુક ચિહ્નોદ્વારા ભૌગોલિક હકીકત અમુક માપ પ્રમાણે બતાવવાની એક યુક્તિ છે એમ શિક્ષકે જાણવું જોઈએ. પર્વત, નદી કે શહેરનું જે પ્રત્યક્ષ જ્ઞાન હોય તેને અમુક સંજ્ઞાદ્વારા નકશામાં દર્શાવી કલ્પનાશક્તિ વડે તેનો ખ્યાલ બાળકો લાવે તે માટે તેવી ગોઠવણ કરવામાં આવી હોય છે.

વળી નકશો કેવી રીતે વાંચવો તેનો યોગ્ય મહાવરો નહિ થવાથી ભૂગોળ જોઈએ તેવી રીતે શીખવવામાં આવતી નથી; અમુક જિલ્લા કે પ્રાંતનો બરાબર ખ્યાલ તેના નકશાદ્વારા આવી શકે છે. અમુક સ્થળ કેટલું દૂર છે તથા તે કઈ દિશામાં છે તેટલુંજ જાણવાથી વિદ્યાર્થીને જોઈતો લાભ થતો નથી, પણ તેની સાથે તે જગા કેટલી ઉંચી તથા નીચી છે તથા તે જંગલવાળા કે પર્વતીય પ્રદેશમાં છે વગેરે બાબતો જાણવાની જરૂર છે. સાધારણ નકશામાં પર્વતીય કે ખીણનો પ્રદેશ બતાવવામાં આવેલો હોતો નથી, પણ કેટલાક નકશામાં તેનો સચોટ ખ્યાલ ગોળાકાર લીટીઓ (રેખામાન) દોરી અમુક પ્રદેશની કેટલી ઉંચાઈ છે તે ફૂટની સંખ્યા લખી બતાવવામાં આવી હોય છે. નકશાનો આવી રીતે અર્થ સમજતા પહેલાં શાળાની પાડોશમાં આવેલી ઉંચીનીચી જમીનનું માપ લઈ શિક્ષકે તેનું ચોક્કસ જ્ઞાન આપવું અને પછી તે બાબત નકશામાં કેવી રીતે

બતાવી શકાય તે ગોળાકાર લીટીઓ દોરીને બતાવવી કે જે ઉપરથી ભૂમિ-રચનાનો સ્પષ્ટ ખ્યાલ વિદ્યાર્થીને આવી શકે.

## પુરાણુ કાળનું મોઢેરા

વડોદરા રાજ્યના મ્હેસાણા પ્રાંતમાં ચાણસમા તાલુકામાં આવેલું **મોઢેરા** પ્રાચીન કાળમાં એક મોટું નગર હશે એમ તેના હાલના અવશેષો ઉપરથી જણાય છે. ઈ. સ. ના દસમા સૈકામાં આ નગર તેની પૂર્ણ જાહોજલાલીમાં હશે એમ ત્યાંના સ્થાપત્યના નમુનાઓ જોતાં લાગે છે. પ્રાચીન ઇતિહાસમાં રસ લેનાર દરેકને આ સ્થળની ઇતિહાસયાત્રા ઘણી લાભદાયી થાય તેમ છે.

બેચરાજી લાઇન પર આવેલા **દેથળી (દેહસ્થળી)** સ્ટેશનથી મોઢેરા લગભગ છ માઇલ છે.

અતિ પ્રાચીન કાળમાં શ્રી રામચંદ્રજીના વખતમાં આ ભૂમિ ધર્મારણ્યના નામથી ઓળખાતી હતી અને આ ભૂમિમાં આવેલાં સ્થળોનો ઇતિહાસ ધર્મારણ્ય પુરાણમાં વિગતેથી આપવામાં આવ્યો છે એમ કહેવાય છે. શ્રી રામચંદ્રજીના પુનિત આગમનથી આ પવિત્ર થએલી ભૂમિમાં તેમના સ્મરણ તરીકે મોઢેરામાં એક કુંડ બનાવવામાં આવ્યો હતો જેને રામકુંડ કહેવામાં આવતો હતો. આ ઉપરાંત મોઢેરામાં સૂર્યકુંડ, છાયાકુંડ, યજ્ઞકુંડ તથા સ્થાંડિલ્ય કુંડ નામના બીજા ચાર કુંડો હતા એમ દંતકથા ભાખે છે.

શ્રી રામચંદ્રજીની આજ્ઞાથી ભટ્ટારિકા દેવીની અત્રે સ્થાપના કરવામાં આવી હતી. આ દેવીને મોઢ લોકો (મોઢેરાના વતનીઓ) અત્યારે પણ પોતાની કુળદેવી તરીકે ઓળખે છે.

મોઢેરા જે વખતે તેની જાહોજલાલીના શિખરે ચઢેલું હતું ત્યારે તેની વસ્તી ૧ લાખ માણસોની હતી અને તેમાં ૧૮ હજાર બ્રાહ્મણો, ૩૬ હજાર વાણીઆ અને ૧૮ હજાર ઘાંચીઓ હતા. દંતકથા કહે છે કે **ભટ્ટારિકા** માતાની સુવર્ણની મૂર્તિથી લોભાઈને એક મોઢ બ્રાહ્મણે ધનપ્રાપ્તિને માટે મૂર્તિના કકડા કર્યા તેથી માતાએ શ્રાપ આપ્યો કે મોઢેરા ગામમાં મોઢ લોકોની કુળવૃદ્ધિ થશે નહિ. આથી મોઢ લોકોએ આ ગામ તદ્દન ખાલી કર્યું. અત્યારે ગામની વસ્તી ૧૮૫૫ માણસોની છે તેમાં મોઢ કોમમાંથી ફક્ત એક ઘાંચીનુંજ ઘર છે. બાકીની વસ્તી મુખ્યત્વે પટેલીઆઓની છે.

અત્યારનું ગામ એક વખતના ભવ્ય અને સમૃદ્ધ નગરનું હાડપિંજર હોય એમ દેખાય છે. ગામના પાદરમાં એક તળાવ છે. તળાવ ખોદાવતાં માટી કાઢીને એક મોટો ટેકરો બનાવેલો હશે અને તેના ઉપર રાજગઢ બંધાવેલો હશે. અને તેને ફરતું વિશાળ નગર હશે એમ અવલોકન કરતાં જણાય છે. ટેકરા ફરતી મોટી ઈંટોનો બનાવેલો ગઢ હશે. આસપાસની ભૂમિ પર વરસાદના પાણીના ઘસારાથી જુના પાયાઓ નીકળી આવે છે અને ખોદાણુ કામ કરતાં કોઈ કોઈ જગ્યાઓથી સુવર્ણના તવેથાઓ, સુવર્ણની લગડીઓ અને સિક્કાઓ નીકળેલા સંભળાયા છે.

જે જગ્યાએ રાજગઢ હશે એટલે કે ટેકરાવાળી જગ્યાએ ઉંચા ભાગમાં હાલનું આખું મોઢેરા આવી રહેલું છે. હાલના ગામમાં પ્રાચીન કાળનાં મકાનોની અવશિષ્ટ ભવ્યતા સિવાય કાંઈ જોવાં જેવું નથી. ગામના પાદરમાં **દેવશર્મા**ના નામથી ઓળખાતું એક જુનું તળાવ છે. આ તળાવની મધ્યમાં પત્થરની બાંધેલી એક જુની બેઠક છે અને ફરતાં પગથીઆંઓનો બાંધેલો એક જુનો આરો છે. નજીકમાં ખેરાળુના ડુંગરાઓમાંથી નીકળતી **પુષ્પાવતી** નામની નાની નદી છે અને થોડે દૂર રૂપેણ નામની બીજી નદી છે.

પ્રાચીન ભવ્યતા દર્શાવનારૂં અને ગુજરાતમાં શિલ્પ કામના અદ્‌ભુત નમુના રૂપ **સૂર્યમંદિર** આ તળાવની નજીકમાંજ છે. આબુ ઉપરનાં દેલવાડાનાં દહેરાંને બરાબર મળતી આવતી કારીગીરીવાળું આ મંદિર કાચા પત્થરોનું બનાવેલું છે. તેના થાંભલાઓ, કમાનો અને બેઠકો ઉપરનું કોતરકામ તદન શુષ્ક હૈયાના માણસને પણ બે ઘડી મુગ્ધ કરી નાખે તેવું છે. દેલવાડાના દેવળના કોતરકામથી આ કામ ચઢીઆતું ગણાય કે સરખું ગણાય તે તો શિલ્પકળાના શાસ્ત્રીઓ કહી શકે, પણ તેનાથી આ કામ ઉતરતું નથી એટલું તો સામાન્ય માણસ પણ કહેવાની હિંમત કરી શકે. મોઢેરાનું કામ વધારે પ્રાચીન હોવાથી દેલવાડાનું શિલ્પકામ મોઢેરાનું અનુકરણ હોય તેમ કહી શકાય. મંદિરની અંદર અને બહાર સુંદર કારીગીરીવાળાં અને ભાવનાવાહી પુતળાંઓ ઠેર ઠેર નજરે પડે છે.

આ મંદિરની બહાર કોરવામાં આવેલી કેટલીક આકૃતિઓ વર્ણવી ન શકાય તેવાં બીભત્સ દશ્યો બતાવે છે. મંદિર બંધાવતી વખતે લોકોની રસવૃત્તિ કેવી હશે અથવા આવી રસવૃત્તિને પોષનારી પ્રતિકૃતિઓ શા માટે મૂકવામાં આવી હશે તે સમજાતું નથી. સ્ત્રી અને પુરુષનાં નગ્ન દશ્યો તો પુરાણુ કાળનાં ઘણાં સ્થળોમાં જોવામાં આવે છે, પણ આની

# ભાષાની ખૂબી

## વાચ્યાર્થ નિર્ણય

શબ્દની અભિધા શક્તિવડે તે શબ્દના વાચ્યાર્થ કે મુખ્યાર્થનો બોધ થાય છે, પરંતુ કેટલાક શબ્દના એક કરતાં વધારે વાચ્યાર્થ હોય છે. જ્યારે આ પ્રમાણે હોય, ત્યારે કયે સ્થળે કયો વાચ્યાર્થ લેવો, તે સંબંધી સહેજ વિચાર કરવાની જરૂર જણાય છે. વિશેષ વાચ્યાર્થવાળા શબ્દનો વાક્યમાં થએલો પ્રયોગ જોઈ, તે શબ્દનો ત્યાં કયો વાચ્યાર્થ લેવો તેનો નિર્ણય થઈ શકે છે, છતાં શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં આવી રીતે શબ્દના અમુક વાચ્યાર્થને નિયમિત કરનાર કેટલાંક નિયામકો છે. આ નિયામકોમાં મુખ્ય કયાં કયાં છે, અને તે પ્રત્યેક નિયામકથી શબ્દનો વાચ્યાર્થ નિર્ણય કેવી રીતે થાય છે, તે સંબંધી વિચાર કરીએ. નીચેનાં દૃષ્ટાંતો ઉપરથી આ બાબત સ્પષ્ટ રીતે સમજી શકાશેઃ

(૧) રામ વનમાં જાય છે.

આ વાક્યમાં 'રામ' શબ્દનો પ્રયોગ થયો છે. હવે 'રામ' શબ્દથી જુદી જુદી બે વ્યક્તિનું અભિધાન થાય છે. એટલે 'રામ' શબ્દના બે વાચ્યાર્થ છે.

अ. રામ—દશરથના પુત્ર (રામચંદ્રજી, રઘુનંદન, દાશરથિ)

क. રામ—જમદગ્નિના પુત્ર (પરશુરામ).

આ પ્રમાણે 'રામ' શબ્દના બે વાચ્યાર્થ હોવાથી ઉપરના વાક્યમાં તેનો કયો અર્થ લેવો, તે નક્કી થઈ શકતું નથી; પરંતુ 'રામ લક્ષ્મણ જાનકી વનમાં જાય છે' આ વાક્યમાં કયા રામ વનમાં જાય છે તેનો નિર્ણય તરતજ થઈ શકે છે. મતલબ કે આ વાક્યમાં 'રામ' શબ્દનો વાચ્યાર્થ દશરથપુત્રજ લેવાનો છે, એમ સ્પષ્ટ થઈ જાય છે. વાચ્યાર્થની આ સ્પષ્ટતા શાથી થઈ, તે જોઈએ. રામની સાથે લક્ષ્મણ અને જાનકી વનમાં જાય છે, એટલે લક્ષ્મણ અને જાનકીનું **સાહચર્ય** 'રામ' શબ્દના વાચ્યાર્થનો નિર્ણય કરનાર છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે આ સ્થળે વાચ્યાર્થનું નિયામક **સાહચર્ય** છે.

(૨) રામ અને અર્જુન વચ્ચે ભયંકર યુદ્ધ થયું, તેમાં રામે અર્જુનને મારી નાખ્યો.

अ રામ—દશરથ પુત્ર. अ અર્જુન—પાંડુપુત્ર (કૌંતેય, સવ્યસાચી).
ब રામ—પરશુરામ. ब અર્જુન—સહસ્રાર્જુન (કાર્તવીર્ય).

ઉપર પ્રમાણે 'રામ' અને 'અર્જુન' એ દરેક શબ્દના બબ્બે વાચ્યાર્થ છે. હવે ઉપરના વાકયમાં 'રામ' શબ્દનો વાચ્યાર્થ 'પરશુરામ' અને 'અર્જુન' શબ્દનો વાચ્યાર્થ 'સહસ્રાર્જુન' લેવાનો છે. આ પ્રમાણે વાચ્યાર્થ લેવાનું કારણ શું છે, તેનો વિચાર કરીએ. જો આ વાકયમાં 'રામ' શબ્દનો અર્થ 'દશરથપુત્ર' લઈએ અને 'અર્જુન' શબ્દનો અર્થ 'પાંડુપુત્ર' લઈએ તો વિરોધ આવે છે, કારણ કે રઘુનંદન અને કૌંતેય સમકાલીન ન હતા; એટલે તેમનું યુદ્ધ અને દાશરથિને હાથે સવ્યસાચીનું મરણ એ તદન અસંભવિત છે. સહસ્રાર્જુને પરશુરામના પિતા જમદગ્નિને મારી નાખ્યા હતા, તેથી પરશુરામે સહસ્રાર્જુન સાથે યુદ્ધ કરી તેને મારી નાખ્યો હતો, એટલે પરશુરામ અને સહસ્રાર્જુનનું યુદ્ધ તથા પરશુરામને હાથે સહસ્રાર્જુનનું મરણ એ બરાબર છે. આ કારણથી 'પરશુરામ' અને 'સહસ્રાર્જુન' અર્થ લેવાથી કંઈ પણ વિરોધ આવતો નથી. 'દશરથપુત્ર' અને 'પાંડુપુત્ર' અર્થ લેવાથી વિરોધ આવે છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે આ વાકયમાં રામ અને 'અર્જુન'ના વાચ્યાર્થનું નિયામક વિરોધ છે; એટલે 'વિરોધ' વાચ્યાર્થને નિયમિત કરે છે.

(૩) સ્થાણું ને ભજવાથી મોક્ષ મળે છે.

સ્થાણુ એ સંસ્કૃત શબ્દ છે. તેના બે વાચ્યાર્થ છે.

अ સ્થાણુ—મહાદેવ, શિવ, શંકર.

ब સ્થાણુ—થાંભલો.

ઉપરના વાકયમાં 'સ્થાણુ' શબ્દનો વાચ્યાર્થ 'શિવ' લેવાનો છે, કારણકે શંકરના ભજનથી મોક્ષ મેળવી શકાય છે. થાંભલાના ભજનથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી; એટલે મોક્ષ મેળવવાનું **પ્રયોજન** શિવનું ભજન છે, પણ થાંભલાનું ભજન નથી.

આ ઉપરથી નક્કી થાય છે, કે આ વાકયમાં 'સ્થાણુ' શબ્દના 'શિવ' વાચ્યાર્થને નિયમિત કરનાર **પ્રયોજન** છે.

क. મેં તમારી ગઈ કાલે એ કલાક વાટ જોઈ.

ड. મેં આજે પૈડા ઉપર ચઢાવવાને તૈયાર કરેલી ધગધગતી વાટ જોઈ.

इ. તું આ દવાને આંખમા અંજાય એવી બહુજ બારીક વાટ.

ઉપરના દરેક વાક્યમાં વાટ શબ્દનો કયો અર્થ લેવો, તે પૂર્વાપર સંબંધ ઉપરથી તરતજ જાણી શકાય છે, તેથી તે દરેક વાક્યમાં વાચ્યાર્થનું નિયામક પૂર્વાપર સંબંધ છે; એટલે પૂર્વાપર સંબંધથીજ 'વાટ' શબ્દના વાચ્યાર્થનો નિર્ણય થઈ શકે છે. આ વાક્યોમાં 'જાતિ' વાચ્યાર્થનો નિર્ણય કરી શકતી નથી. 'વાટ કાપી' એમ કહીએ તો 'વાટ' શબ્દનો કયો અર્થ લેવો તે નક્કી થઈ શકતું નથી. 'રસ્તો કાપ્યો' કે 'દિવેટ કાપી' તે સમજી શકાતું નથી, કારણકે બન્ને વાચ્યાર્થમાં 'વાટ' શબ્દની નારી જાતિ છે. વળી 'વાટ જોઈ' એટલું બોલીએ તો પણ 'રાહ જોઈ' કે પૈડાની વાટ જોઈ' તે નક્કી થઈ શકતું નથી. તેનું કારણ પણ બન્ને વાચ્યાર્થમાં 'વાટ' શબ્દની નારી જાતિ છે એજ છે. આ પ્રમાણે હોવાથી 'વાટ' શબ્દના વાચ્યાર્થના નિયામક તરીકે 'જાતિ' સફળ થઈ શકતી નથી. આવે પ્રસંગે વાચ્યાર્થ નિર્ણય માટે પૂર્વાપર સંબંધની જરૂર પડે છે, અને 'પૂર્વાપર સંબંધ' (પ્રકરણ) વાચ્યાર્થનું નિયામક બને છે. આવી રીતે વાચ્યાર્થ નિર્ણયમાં વિશેષે કરીને આ નિયામક અન્ય નિયામકો કરતાં આગળ પડતો ભાગ ભજવે છે. બીજાં નિયામકો પણ પ્રસંગોપાત પોતપોતાની ફરજ બજાવે છે. ભાષાના ભંડારમાંથી તે દરેકનાં વિશેષ દૃષ્ટાંતો મળી શકે એમ છે. ભાષાના રસજ્ઞ વાચકો સહેજ શ્રમ લેશે તો દરેક નિયામકનાં અન્ય દૃષ્ટાંતો ઉપજાવી શકશે.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

સાકરલાલ પુરુષોત્તમ શુક્લ
હેડ માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

## મોન્ટીસોરી પદ્ધતિનો ટુંકો પરિચય

**મેડમ મિરિઆ મોન્ટીસોરીનો જીવનપરિચયઃ**—આજથી લગભગ ૩૪ વર્ષ પહેલાં કેળવણી ક્ષેત્રમાં સ્વાતંત્ર્યયુગ પ્રવર્તાવનાર ડૉ. મોન્ટીસોરીનો જન્મ સને ૧૮૭૦માં ઇટાલીમાં થયો હતો. તે મધ્યમ સ્થિતિનાં પણ એક સંસ્કારી માતાપિતાનાં એકનાં એક પુત્રી છે. અગીઆર વર્ષની ઉંમરે પ્રાથમિક કેળવણી સમાપ્ત કરી તેઓએ એન્જીનીઅરીંગનો અભ્યાસ શરૂ કર્યો. વિદ્યાપીઠમાં તેમને છોકરા સાથે રહીને અભ્યાસ કરવાનું હતું, તેથી

તેમને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી. આ મુશ્કેલીઓની દરકાર નહિ કરતાં અંતે તેઓ એક જબરાં ગણિતશાસ્ત્રી થયાં. ત્યારપછી તેમનું વલણ ડૉક્ટરના ધંધા તરફ ગયું. સને ૧૮૯૮માં એમ–ડી–ની ઉંચામાં ઉંચી ડીગ્રી પ્રાપ્ત કરી. વૈદ્યકશાસ્ત્રની ઉંચામાં ઉંચી ડીગ્રી ધરાવતી પ્રથમ સ્ત્રી–ડૉક્ટર ઉત્પન્ન કરવાનું માન ઇટાલીને ઘટે છે. ત્યારપછી ઇટાલીના પાટનગર રોમની ઇસ્પિતાલમાં મગજની અને ઇન્દ્રિયોની ખામીવાળાં મૂઢ બાળકોની કેળવણી આપવાના કામ ઉપર તેમણી નિમણુક થઈ. તેમણે તપાસ કરી કે અત્યાર પહેલાં મંદ બુદ્ધિવાળાં બાળકોને કેળવવાનો કોણે કોણે પ્રયાસ કર્યો છે. તેમાં તેને માલમ પડ્યું કે ફ્રાન્સના ડૉક્ટર ઇટાર્ડ અને સેગુઇને ઇન્દ્રિયોની ખામીવાળાં મૂઢ બાળકોને કેળવવા માટે સાધનો તથા પદ્ધતિઓ યોજીને આ તરેહનું કામ કર્યું હતું, તેથી ડૉક્ટર મોન્ટીસોરીએ આ કાર્ય પોતાને સોંપાતાંજ ઇટાર્ડ અને સેગુઇને યોજેલાં પુસ્તકો અને શિક્ષણપદ્ધતિનો અભ્યાસ કરવા માંડ્યો. એ અભ્યાસથી તેને સમજાયું કે આ બાળકોની મૂઢતા–મંદતા—દૂર કરવાનો ઉપાય–દવા નથી, પણ ઇંદ્રિયકેળવણી છે. પોતાના આ વિચારો તેમણે ટુરીનમાં ભરાએલી કેળવણીની પરિષદમાં પ્રગટ કર્યા. તેના આ અદ્‌ભુત વિચારોથી કેળવણી ક્ષેત્રમાં એક નૂતન આંદોલન થયું—ખૂબ ખળભળાટ થયો.

પોતે ફ્રાન્સ ગયાં. પુસ્તકો જોયાં અને શિક્ષણપદ્ધતિનું અંધઅનુકરણ ન કર્યું, પણ પોતાને ઠીક લાગ્યાં તેવાં સાધનો અને શિક્ષણપદ્ધતિઓ યોજી મૂઢ બાળકોને કેળવણી આપવાનું શરૂ કર્યું. બે વર્ષ પર્યંત આ કાર્ય ખંતથી કર્યું તેમાં તેને ઠીક સફળતા મળી. પોતે યોજેલાં સાધનોથી કેળવેલા મૂઢ બાળકોને પરીક્ષા આપવા એક પ્રાથમિક શાળામાં મોકલ્યાં. ત્યાં આગળ સારાં તદુંરસ્ત, સુખી અને સાધારણ બુદ્ધિનાં બાળકો કરતાં આ બાળકો ઉંચે નંબરે પાસ થયાં. આવા પરિણામથી લોકો આશ્ચર્યચકિત થયાં; પણ ડૉ. મોન્ટીસોરી તો ગહન વિચારમાં પડી ગયાં કે સારી બુદ્ધિવાળાં તંદુરસ્ત અને સુખી બાળકો મૂઢ બાળકો કરતાં પરીક્ષામાં નીચે નંબરે કેમ પાસ થયાં ? મેં યોજેલી પદ્ધતિથી અને સાધનોથી મૂઢ બાળકોના સંબંધમાં આવું સારૂં પરિણામ આવ્યું તો પછી સારાં બાળકોને કેટલો બધો લાભ થાય, તેમની પ્રગતિ જરૂર ચમત્કારીજ થાય. આવો વિચાર થતાંજ તે પ્રાથમિક શાળાઓ તપાસવા નીકળ્યાં. ઇન્સ્પેક્ટરોને મળ્યાં અને કેળવણી વિષયક ગ્રંથો વાંચવા લાગ્યાં. બાળકેળવણીના સંબંધમાં સંપૂર્ણ તપાસ કરતાં તેમને લાગ્યું કે ચાલુ પદ્ધતિ ખામીવાળી છે. ચાલુ શિક્ષણતંત્રમાં ઇંદ્રિય–

વિકાસને જરીએ અવકાશ નથી. તેમજ તે પદ્ધતિ બાળસ્વાતંત્ર્યને ઝુંટવી લેનારી અને સ્વયંસ્ફૂર્ણાથી થતા વિકાસને દાબી દેનારી છે. શું શું શીખવવું અને કેવી રીતે શીખવવું આ બંને બાબતો પરત્વેજ ચાલુ તંત્ર વિચાર કરે છે, પણ જેને શીખવવું છે તેના તરફ (બાળકો) કોઈ દષ્ટિએ કરતું નથી. બાળસ્વાતંત્ર્યને ચગદી નાખવાની આ પદ્ધતિને પાયામાથી ઉખેડી નાખી તેની જગાએ તદન નવી ઈમારતનો પાયો નાખવો જોઈએ. જો આમ બને તોજ બાળકોને ખરી કેળવણી મળે. આ નવી પદ્ધતિની પૂર્વ તૈયારી માટે તુર્તજ તે માનસશાસ્ત્રનો અભ્યાસ કરવા કોલેજમાં દાખલ થયાં. તેઓએ બાળમાનસનો પાકો અભ્યાસ કર્યો અને પછી કેળવણીક્ષેત્રમાં ઝંપલાવ્યું.તેણે બાળકોને માટે જે પદ્ધતિ યોજી તેનો પ્રથમ પ્રયોગ તેમણે મજુર વર્ગનાં બાળકો ઉપર કર્યો.સને ૧૯૦૭માં તેમણે રોમમાં પહેલું બાળમંદિર સ્થાપ્યું અને યોજેલાં સાધનો અને પદ્ધતિદ્વારા કેળવણી આપવાનું કામ શરૂ કર્યું. ઇટાલીનું આ સ્ત્રીરત્ન સને ૧૯૦૭માં પ્રકાશમાં (જાહેરમાં) આવ્યું. ડૉ. મોન્ટીસોરી ઉદ્યોગ અને ખંતનાં આદર્શમૂર્તિ છે, એટલુંજ નહિ પણ અપૂર્વ વ્યક્તિત્વ ધરાવતાં પ્રભાવશાળી બેન છે.

બાળકેળવણીના સ્ત્રી યોજક તરીકે પહેલું માનવંતુ સ્થાન ડૉ. મોન્ટીસોરીને મળ્યું છે. તે ગણિતશાસ્ત્રી, માનસશાસ્ત્રી, શારીરશાસ્ત્રી અને માનવવંશશાસ્ત્રી છે. ઉપરાંત તેઓ એક જબરાં કેળવણીકાર છે. તેમના નામ ઉપરથી તેમની પદ્ધતિનું નામ મોન્ટીસોરી શિક્ષણ પદ્ધતિ પડ્યું છે. અત્યારે તેઓ યુરોપના બધા દેશોમાં ફરે છે અને પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવા ભગીરથ પ્રયત્નો કરે છે. હાલમાં તેઓ એક અધ્યાપન મંદિર ચલાવી રહ્યાં છે. તેમાં મોન્ટીસોરી શિક્ષકો તૈયાર થાય છે. અત્યારે જગતના ઘણાખરા આગળ વધેલા દેશોમાં બાળમંદિર સ્થપાતાં જાય છે. આપણા દેશમાં સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં ભાવનગરના દક્ષિણામૂર્તિમાં મોન્ટીસોરી સિદ્ધાંતો પ્રમાણેનું એક આદર્શ બાળમંદિર છે.

## મોન્ટીસોરી પદ્ધતિમાં મુખ્ય ૩ સિદ્ધાંતો છેઃ

૧ સ્વાધીનતા
૨ નિયમન
૩ સ્વાતંત્ર્ય.

મોન્ટીસોરી પદ્ધતિમાં ઇંદ્રિયોની કેળવણીને ભારે મહત્વ આપવામાં આવે છે. આ પદ્ધતિનો બધો ઝોક ઇંદ્રિયવિકાસ તરફજ હોય છે. મોન્ટી-

સોરી પદ્ધતિમાં પાંચ જ્ઞાનેન્દ્રિયોને બદલે નવ જ્ઞાનેન્દ્રિયો માનવામાં આવે છે. આ ઇંદ્રિયોનો પરિપૂર્ણ વિકાસ કરવો તેનું જ નામ ઇંદ્રિયકેળવણી. આ કેળવણી ૩ થી ૭ વર્ષની ઉમ્મરનાં બાળકોને માટે છે.

૧ દર્શનની ઇંદ્રિય
૨ રંગની ,,
૩ સ્પર્શની ,,
૪ શીતોષ્ણની ,,
૫ વજનની ,,
૬ રૂપની ,,
૭ ગંધની ,,
૮ શબ્દની ,,
૯ સ્વાદની ,,

ઇંદ્રિયવિકાસની જરૂર.—ઇંદ્રિયો એટલે જ્ઞાન પ્રાપ્ત કરવાના દરવાજા. તેમાંથી બહારના જગતનું પાર વગરનું જ્ઞાન અંદર જાય છે અને અંદરનું જ્ઞાન બહાર આવે છે. કેટલાક સાક્ષરો કહે છે કે ઇંદ્રિયો એટલે જ્ઞાનરૂપી વિશાળ ખાણમાંથી જ્ઞાન ખોદી કાઢવાનાં હથિયારો. આપણી પાસે સારી તેજસ્વી, તીક્ષ્ણ ત્વરિત કાતર હોય તો કાપવાનું કામ ઘણી સારી રીતે થઈ શકે, તેમ આ શસ્ત્રો વધારેમાં વધારે બળવાન, તેજસ્વી, તીક્ષ્ણ, ત્વરિત અને કસાએલાં હોવાં જોઈએ. જો બરાબર કેળવાએલાં ન હોય તો જ્ઞાન મેળવવાની ક્રિયામાં નિરંતર ખામી આવ્યાજ કરવાની, માટે ઇંદ્રિયરૂપી શસ્ત્રો સુંદર અને કેળવાએલાં હોવાં જોઈએ.

આ શસ્ત્રો જો બિન કેળવાએલાં હશે તો બુદ્ધિવિકાસ પણ સારો નહિ થઈ શકે. વ્યવસ્થિત જ્ઞાન મેળવવા આની ભારે જરૂર છે. બુદ્ધિની કેળવણીનો બધો આધાર ઇંદ્રિયકેળવણી ઉપર અવલંબે છે. ઇંદ્રિયોના વિકાસ પછીજ બુદ્ધિનો વિકાસ જન્મે છે.

ઇંદ્રિયકેળવણી વગરનું બુદ્ધિબળ પાંગળું રહે છે. એ સમજવા એક દ્રષ્ટાંત લઈએ—

ધારો કે એક પુસ્તકપંડિત છે. તેને ત્રણ જાતનાં ઘી તપાસવા આપો, તો ઉત્તમ કયું છે તેની તે પારખ કરી શકશે નહિ; કારણ કે ઇંદ્રિયવિકાસ અધુરો છે. પરિણામે તેની બૌદ્ધિક કેળવણી ખામીવાળી છે એમ માલમ પડી આવશે. આ પ્રમાણે ડૉ. મોન્ટીસોરીએ બાળકેળવણીમાં

ઇંદ્રિયકેળવણીને અગ્રસ્થાને મૂકી તેને માટે વિવિધ સાધનોની યોજના કરી છે કે જે પ્રબોધક સાહિત્યોને નામે ઓળખાય છે.

**ઇંદ્રિયો કેળવવાનાં સાધનો**—દર્શનની અને સ્નાયુની કેળવણી આપવાનાં સાધનઃ

૧ દટ્ટાની પેટીઓ નં. ૩
૨ મિનારો
૩ પહોળી સીડી
૪ સાંકડી સીડી
૨ રંગનીઃ—રંગની તખ્તીઓની પેટીઓ.
૩ સ્પર્શનીઃ—સ્પર્શનાં પાટીઆં.
રેશમ, મખમલ, ઊન, સુતરાઉ કાપડ વગેરે જાતના કાપડના બે કકડા.
૪ શીતોષ્ણુનીઃ—કાચના પ્યાલા, થર્મોમિટર.
૫ વજનનીઃ—લાકડાની ત્રણ પેટીઓ.
૬ રૂપનીઃ—ફ્રોબેલની લાકડાની ઈંટો અને ઘન, નાનાં રમકડાં, ઘરની નાની મોટી ચીજો.
૭ આંખ,સ્પર્શ અને સ્નાયુનીઃ—ભૌમિતિક આકૃતિની ૭ ખાનાંવાળી પેટી.
૮ કર્ણેન્દ્રિયઃ—અવાજની ડાબલીઓ.

જીભ અને નાકની ઇંદ્રિયો કેળવવા માટે હજુસુધી કોઈ સાધન યોજવામાં આવેલું નથી. મોન્ટીસોરી સાધનોની વિશિષ્ટતા એ છે કે વસ્તુઓ પોતેજ બાળકોની ભૂલનું સૂચન કરે છે. મોન્ટીસોરી ઇંદ્રિયકેળવણી ઉપરાંત બૌદ્ધિક કેળવણી પણ આપે છે. તેમાં વાચનપ્રવેશ, લેખનપ્રવેશ અને ગણિતપ્રવેશ કરાવે છે. તે ઉપરાંત વાર્તા, સૃષ્ટિજ્ઞાન, હસ્તઉદ્યોગ, ચિત્રકામ ને રમતને પણ બાલમંદિરમાં સ્થાન હોય છે.

**મોન્ટીસોરી પદ્ધતિમાં શિક્ષકનું કાર્ય**—આ પદ્ધતિમાં શીખવવું, બતાવવું, હુકમ આપવો, એમાંનું કશુંએ હોતું નથી, પણ બાળકોને પોતાની મેળે સાહિત્યોનો ઉપયોગ કરવા દેવો અને એ સમયે તેની ક્રિયાનું શિક્ષકે બારીક અવલોકન કરી બાળમાનસનો અભ્યાસ કરવાનો હોય છે.

સાહિત્યોનો ઉપયોગ કેમ કરવો તેનું માર્ગસૂચન શિક્ષકે એક વખત કરવાનું હોય છે. કોઈ બાળક સાધનનો ઉપયોગ કરવામાં નિષ્ફળ જતું હોય અને પોતાની મેળે સફળતા પ્રાપ્ત ન કરી શકતું હોય તો શિક્ષક તેની માગણી ઉપરથી થોડી મદદ કરે છે.

આ પ્રમાણે શિક્ષકનું કામ બાળકોની પ્રવૃત્તિનું અવલોકન કરવાનું છે. શિક્ષક તેને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અમુક કાર્ય કરવાની લેશ પણ ફરજ પાડતો નથી, ને તેને સ્વયં શિક્ષણના ચીલા ઉપર મૂકી આપે છે, અને બાળક સ્વપ્રયત્ને સ્વતઃસ્ફૂર્ણાને લીધે આગળ વધે છે.

મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિને પ્રયોગમાં મૂકતાં પડતી મુશ્કેલીઓઃ—

૧. તેનાં સાહિત્યો ખર્ચાળ છે.

૨. આ પદ્ધતિનું રહસ્ય સમજનાર શિક્ષકો મળવા મુશ્કેલ થઈ પડે છે.

૩. જનસમાજ હજુ ત્રણ વર્ષનાં બાળકોને બાલગૃહમાં મૂકવા જેટલી હદે કેળવાયાં નથી.

આ પદ્ધતિમાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની છેઃ—

૧. પ્રત્યેક બાળકમાં જે કંઈ વ્યક્તિત્વ છે તેને સંપૂર્ણ માન આપવું.

૨. બાળકોને પોતાનું કામ (કેળવણી વિષયક) સ્વયંસ્ફૂર્ણા પ્રમાણે કરવા દેવું, વચ્ચે નિરોધ કરવો નહિ.

૩. બાળકોને પોતાનો વિકાસ પોતાની મેળેજ સાધવા દેવો.

બાર્ટન ટ્રેનિંગ કૉલેજ, ફૉર વિમેન, રાજકોટ. } ગુણવંતી આણંદજી ઠાકર

## આપણા દેશની વર્ષાઋતુ

"તાપ તપે એ માસમાં, જુન ગરજે ઘમઘોર; ઓક્ટોબરમાં આળશે જળ વરસ્યાનું જોર." એ કવિશ્રી દલપતરામની વાણીનું સત્ય આપણા દેશની ઋતુઓને લાગુ પડે છે, એ હરકોઈ જાણે છે. અંગ્રેજી જુન માસમાં આપણે ચોક્સ માની લઈએ છીએ અને ખરેખર અનુભવીએ છીએ કે જુન માસથી હિંદુસ્તાનમાં—આખાએ દેશમાં વરસાદ પડવો શરૂ થાય છે, અને સરકારી રિપોર્ટ ઉપરથી આપણે જાણીએ કે સિલોનમાં ચોમાસું બેઠું ત્યારે થોડા દિવસમાં મલબાર કિનારે અને ઉત્તરોત્તર હિંદુસ્તાનમાં સામાન્ય રીતે વરસાદ વરસવા માંડે છે. દેશી મહીનાઓના હિસાબે જેઠ માસમાં ચોમાસું બેસવાનાં ચિહ્ન જણાવા લાગે છે અને દક્ષિણ હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે તેમજ બંગાળાના અને બ્રહ્મદેશના કિનારે પણ વરસાદ પડવા માંડે છે; એટલે એ સમાચાર સાંભળીએ ત્યારે આપણા જીવને નિરાંત વળે છે કે વરસાદ હવે દેશમાં ફરી વળશે. આપણા દેશના

ગરમીથી પાણી ઉંચે આકાશમાં ખેંચાય છે. સૂર્યને એટલા માટે સંકર્ષણ ભગવાન કહીશું. એ મહાસાગરોમાંથી ખંડ તરફ પવનો આવે અને પવનો જ્યારે રોકાય ત્યારે વરસાદ રૂપે વરાળ તેમાંથી ઠલવાય છે, અને ધરતી ઉપર ચેતન આવે છે. પૃથ્વીના નકશામાં વાર્ષિક સરેરાશ વરસાદનું પ્રમાણ જોશો તો જ્યાં ઉપર જણાવેલી અનુકૂળતા છે ત્યાં વરસાદનું પ્રમાણ વધારે જણાશે. વરસાદનું પ્રમાણ વધારે કેમ છે તેનાં બીજાં કારણો પણ છે પણ તે અત્રે જણાવવાનો અવકાશ નથી.

આપણા દેશની પૂર્વે અને પશ્ચિમે બે સાગર છે અને એ બે સાગરોમાંથી પવનો આપણા દેશ તરફ વાય છે. આ પવનો મોસમી પવનો કહેવાય છે.

હવે ઉનાળામાં સૂર્ય ભગવાન જ્યારે ઉત્તરાયનમાં આવે છે, ત્યારે એશિઆના મુખ્ય પ્રદેશો વધારે તપે છે અને ઉત્તર હિંદુસ્તાનનાં વિશાળ મેદાનો—રજપુતાના, ગંગા-જમના પ્રદેશ—તપે છે. તે પ્રદેશ ઉપરના પવનો પાતળા થઈ બાજુના પ્રમાણમાં ભારે પવનોને તે જગા આપે છે; એટલે દક્ષિણ સમુદ્રના પવનો તેમની જગાએ આવે છે એ વાત સહેલી અને સમજાય તેવી છે. પણ એ પવનો શુદ્ધ દક્ષિણથી ઉત્તર તરફ આવવાને બદલે નૈઋત્યથી ઈશાન તરફ ગતિ ધારણ કરે છે એનું કારણ ફેરલે સમજાવ્યું છે. પૃથ્વીની પશ્ચિમથી પૂર્વ તરફની દૈનિક ગતિને લીધે પવનો આવી રીતે મરડય છે એ એનું ટુંકમાં કારણ છે.

કટિબંધ અને અક્ષાંશ જોતાં આપણો દેશ સ્વાભાવિક રીતે ઈશાની વ્યાપારી પવનનો પ્રદેશ છે; એટલે જો અસમાન ગરમીને લીધે પવનની દિશામાં ફેરફાર ન થાય તો હંમેશાં આપણા દેશમાં ઈશાની સૂકા પવનનું સામ્રાજ્ય યાવત્ ચંદ્ર દિવાકરૌ રહે. પણ તેનું સામ્રાજ્ય ઉનાળાની ઋતુ બેસતાં તૂટવા માંડે છે અને અરબી અને બંગાળી સમુદ્રમાં તેનો જબરો હરીફ જન્મે છે, જે ઉનાળો ઉતરતાં બળવતર બની ઈશાની પવન સામે જંગમાં ઝુકાવે છે અને તેના સામ્રાજ્યને તે છીનવી લઈ પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે.

પણ આ સામ્રાજ્ય સ્થાપતાં પહેલાં તેને ઈશાની પવનો સાથે અનેક વાર યુદ્ધ કરવું પડે છે. સૂર્યભગવાનની તે સાહાય્ય લઈ તેના પ્રતિપક્ષીને તે નબળો પાડે છે અને પછી પોતાનું બળ દાખવે છે. સૂર્યનાં પ્રચંડ કિરણો ઈશાની પવનનાં હાડ ઢીલાં કરી નાખે છે, તેને તે પાતળા બનાવી નાખે છે અને તે દરમિઆન નૈઋત્યના પવનો તેને દબાવતા આગળ

વધતાં આવી છેવટે આખા દેશમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે. આપણે એ ગુપ્ત યુદ્ધ નજરે જોઈ શકતા નથી; છતાં તે આકાશમાં અદશ્ય રીતે થયા કરે છે. યુદ્ધ કાંઈ પાંચ પંદર દિવસ ચાલતું નથી. માર્ચ મહીનો બેસતાં ઇશાની પવનો ઢીલા પડી જાય છે; કારણ સૂર્ય તેને તપાવવા માંડે છે. એપ્રિલ માસમાં તે લગભગ લુપ્ત થઈ જાય છે. મે માસમાં તેનું અસ્તિત્વ જણાતું નથી અને દક્ષિણ-પશ્ચિમના પવનો તેનું સ્થાન લેતા જણાય છે; અને જુન મહીનાથી નૈઋત્યના પવનો નિરંતર વાતા જોઇએ છીએ: આ યુદ્ધમાં આ પવનો પહેલાં વાદળાં રૂપી લશ્કરની મોખરાની ટુકડીઓ મોકલે છે, પણ એ ટુકડીઓનો પ્રાયઃ લોપ થઈ જાય છે, છતાં તે નિરાશ ન થતાં ફરીથી તેવી ને તેવી અનેક ટુકડીઓ મોકલી આખરે દેશને કબજે કરવાનો આરંભ કરે છે. આખા દેશમાં લશ્કર પથરાઈ જાય છે, કોઇ કોઇ વાર તે ટુકડીઓને પાછું હઠવું પડે છે પણ સતત પ્રયાસ વડે તે ઈશાની પવનોને જુન મહીનામાં તો દેશમાંથી હાંકી કાઢે છે. આ પ્રમાણે ઝપાઝપીઓ થયા પછી ઈશાની પવન જ્યારે પોતાનું સામ્રાજ્ય છોડી દે છે, ત્યારે નૈઋત્યના પવનોનું સામ્રાજ્ય તેની જગાએ સ્થપાય છે. દેશમાં તેનો પ્રભાવ તરત માલમ પડે છે. ચોમેર મેઘાડંબર છાયી રહે છે, વીજળીઓ ઝબકે છે, અને ગડગડાટથી તે પોતાના સામ્રાજ્યની જયઘોષણા કરી લોકમાં નવું ચેતન આણે છે.

સામાન્ય રીતે આપણે એમ માનીએ છીએ કે ઉત્તરના પ્રદેશો તપે એટલે પવનો ઉંચા ચડે અને તેની જગાએ નૈઋત્યના પવનો આવે અને દેશમાં વરસાદ આવે. જો પવનો આવવાનું આ એકજ કારણ હોય તો વરસાદ આપણા દેશમાં નિયમિત વખતેજ આવવો જોઈએ. જુનની ૧૦ મી તારીખે મુંબઈમાં વરસાદ પડવા જોઈએ. મે માસમાં સિલોનમાં ચોમાસું બેસવું જ જોઇએ. મુંબઈમાં વરસાદ આવ્યા પછી ૧૦ દિવસમાં ગુજરાતમાં વરસાદ આવવો જોઈએ. આપણી આ ધારણા હંમેશાં સફળ નથી થતી. ઘણી વખત ચોમાસું મોડું બેસે છે, ઘણીએ વખત તે વહેલું બેસે છે, કેટલીએ વખત અનાવૃષ્ટિ થઈ દુકાળ પડે છે. આમ વિચિત્ર સ્થિતિ થવાનાં કારણો ઘણાં છે. આપણા દેશની વર્ષાઋતુ મોડી બેસશે કે વહેલી તેનાં કારણો બીજા પ્રદેશના હવામાન ઉપર આધાર રાખે છે. તે આકાશના વાયુમંડળમાં થતા ફેરફારો પણ ઉપર આધાર રાખે છે. દાખલા તરીકે, આસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા અને દૂરના બીજા દેશોના ઉષ્ણતામાન તથા વાયુભારના પ્રમાણ સાથે આપણા દેશની વર્ષાઋતુનો સંબંધ

સંકળાએલો છે. આ સાલ ચોમાસું વહેલું બેસશે કે મોડું, વરસાદ યોગ્ય થશે કે ઓછોવત્તો, એ બાબતો બીજા દેશોનાં વાયુમાન, ગરમીમાન તપાસી સાધારણ રીતે નક્કી કરી શકાય છે. સરકારી વાયુચક્ર શાસ્ત્રીનો એવો અભિપ્રાય છે કે આ વખતે એકંદર વરસાદ ૭૫–૮૦ ટકા જેટલો થશે. તેનાં કારણોમાં તે બીજા દેશોની આવા પ્રકારની સ્થિતિ જણાવે છે.

શિક્ષકે આપણા દેશની ઋતુઓ શીખવતી વખતે આવી આવી ઊંડી બાબતોનો વિચાર કરી તે શીખવવી જોઇએ. એ કાંઈ યાંત્રિક સંકલના નથી કે ચાવી મરડી કે લોલક ચાલ્યું. આની પાછળ વિજ્ઞાન રહેલું છે એટલે નિયમોનું સ્પષ્ટી કરણ કરી ઋતુઓનાં કારણો સમજાવવા પ્રયત્ન કરવો જોઇએ.

---

## આધુનિક કન્યાકેળવણી અને તેને અંગે કરવા લાયક સુધારા×

દેશ પરદેશની ચઢતીનો મુખ્ય આધાર કન્યાકેળવણી ઉપર રહેલો છે. તે કેવી રીતે આપવી જોઇએ, તે વાત હાલના કેળવણીકારોના સમજવામાં આવવાથી દિનપ્રતિદિન કેળવણીમાં, સુધારાની સાથે વધારો કરવા સારૂ નવા નવા વિષયો દાખલ કરવામાં આવે છે; પણ તે વિષયોના હેતુઓ શું છે, કેવી રીતે તે પાર પાડી શકાય છે, કયાં કારણો તેમાં વિઘ્નકર્તા હોય છે, વગેરે બાબતો ઉપર પુરતું લક્ષ નહિ અપાવાને લીધે લાભને બદલે નુકસાન થાય છે.

આથી કરીને હાલની કન્યાકેળવણી એ વાસી ફળફળાદિની દુકાન જેવી લાગે છે; કેમકે દુકાનમાં દરેક જાતનાં ફળ સુંદર અને શરીરને લાભકારક ઉપરથી જણાય છે, પરંતુ તે ફળોને કાપીને લક્ષપૂર્વક ચૂસવામાં આવે છે ત્યારે સમજાય છે, કે તેમાં મિઠાશવાળો ભાગ સુકાઈ ગયો છે, ને છોતરાં તથા ગર્ભ દાંતને મહેનતના બોજારૂપ છે, તેમ હાલની કેળવણીના હેતુઓ અને નિયમો રૂપી રસ નહિ સમજાવાને લીધે, વિષયો શુષ્ક થઈ શરીર અને બુદ્ધિને બોજારૂપ થાય છે.

પહેલી હકીકત તો એ છે કે "પહેલું સુખ તે જાતે નર્યા." આ કહેવતના આધારે શરીરની તંદુરસ્તી એ મુખ્ય સુખનું સાધન છે. તે

× ખેડા જિલ્લાના સદ્‌ગત ચુનીલાલ દામોદરદાસ ગાંધી સ્મારક ફંડની ઇનામી હરિફાઈમાં પસંદ કરેલો આ નિબંધ છે.

તંદુરસ્તી જાળવવા માટે નિશાળનાં મકાન જોઈએ તેટલા પ્રમાણમાં મોટાં અને ખુલ્લી હવા તથા સૂર્યનો પ્રકાશ આવે એવાં હોતાં નથી. આ હરકત ખાસ કરીને શહેર કરતાં ગામડાંમાં ઘણીજ હોય છે. જેમકે એક ઓરડીનું માપ ૧૦×૫ યાર્ડનું હોય અને તેમાં બાળાઓની સંખ્યા ૭૦-૮૦ સુધી ચાર વર્ગમાં બેસાડવામાં આવે છે. આ પ્રમાણ પુરવાર કરે છે કે મકાનની મૂશ્કેલી ઘણીજ હોય છે. વળી તેમાં ધ્યાનમાં રાખવાનું એ હોય છે કે ભણનાર બાળાઓને શરીર કેળવવા સારૂ, ડ્રીલ, રમતને માટે જગ્યા હોતીજ નથી અને કંઇક હોય છે તો તે થોડી પણ ખુલ્લી હવા મળી શકે તેવી તો નહિજ. આથી બાળાઓમાં નબળાઈ જોવામાં આવે છે. તેની અસર મગજ ઉપર થયાં વિના રહેતી નથી.

બીજી વાત કે મરજિઆત કેળવણી આપવામાં આવે છે તેથી મા-બાપની અજ્ઞાનતાને લીધે બાળાઓ તરફ તેમનું લક્ષ બીલકુલ હોતુંજ નથી. તેમજ તેઓ તેમની અનિયમિતતાની અને ભવિષ્યના દુઃખની દરકાર રાખતાંજ નથી. આ કારણથી તેઓ નિશાળે નિયમસર અને દરરોજ હાજરી આપતાં નથી. તેના પરિણામે શિક્ષિકાઓના શિક્ષણની સફળતા જોઈએ તેટલા પ્રમાણમાં ફળીભૂત થતી નથી.

આથી શિક્ષિકાઓનું બાળાઓ તરફ હાજરી બાબતનું દબાણ થાય છે. આ દબાણથી કોમળ બાળાઓ કંટાળે છે, અને ભણવા તરફ અરુચિ જણાવે છે.

કેટલાંક સુધરેલાં કુટુંબો ભણાવવાની જરૂર છે, એમ સમજવાથી પ્રેમથી કે ત્રાસથી ભણાવે છે, ને બાળાઓ ભણે છે. આ નિયમ કંઈક અંશે શહેરમાં પળાય છે, પણ ગરીબ અને અભણ કુટુંબનાં માણસોની આર્થિક સ્થિતિ નરમ હોવાથી, બાળાઓને ભણાવતા નથી. આ અભણ બાળાઓની સાથે, ભણનાર બાળાઓ રમવાથી કુટેવો શીખે છે. તેમ કેટલાક સંજોગોને લીધે, તે બાળાઓ ઉપર, ઘરકામનો બોજો આવવાથી અભ્યાસ ઊડી જાય છે. પછી ઉંમર લાયક થતાં ગૃહવ્યવસ્થાનો બોજો માથે પડે છે, તે ઉપાડવાની હિંમત નહિ હોવાથી દુઃખથી રિબાય છે.

એથી ઉલટું સ્ત્રીઓને ભણવાની જરૂર જ નથી, એમ કેટલાકનું માનવું હોય છે. પણ તેમણે જાણવું જોઈએ કે, "સુખનું મૂળ સંતોષ" છે, તે સંતોષ ક્યારે રહે! બન્ને પક્ષની જ્ઞાનની સમાનતા હોય ત્યારેજ. જેમ ઘીના વેપારી અને ઘરાકની વચ્ચે સંતોષનું મૂળ દાંડી છે. જો દાંડી એક બાજુ નમતી રહે તો વેપારી નારાજ થાય, કાં તો ઘરાક નારાજ

થાય છે. પરંતુ દાંડી બન્ને બાજુથી સરખી રહે છે, ત્યારે બન્ને પક્ષ રાજી રહે છે ને તેમનામાં દ્વેશ ઉત્પન્ન થવાનું કારણ રહેતુંજ નથી. આવી રીતે બે પુરુષોની મિત્રતા પણ તેમના વિચારોના કે સ્વભાવમાં મળતાપણા ઉપર આધાર રાખે છે. પણ તેમના વિચારોમાં ફેર પડતો જાય છે, તેમ તેમનો સંબંધ ઓછો થતો જાય છે. આજ પ્રમાણે બન્ને દંપતીની વચ્ચેના સંતોષનું મૂળ જ્ઞાન ઉપર આધાર રાખે છે, અને એ જ્ઞાન પોતાની માફક સ્ત્રીને ભણાવ્યાથી આવી શકે છે. તેથી બન્નેના વિચારોનું ઐક્ય વધતું જાય છે એટલુંજ નહિ, પણ એકેકને અણીના વખતમાં મદદગાર થાય છે. જેમ સરસ્વતીએ વિદ્યાભ્યાસ કરી ઘણું જ્ઞાન મેળવ્યું હતું, તો શ્રી શંકરાચાર્ય સાથેના વાદવિવાદમાં પોતાના પતિ મંડનમિશ્રની અર્ધાંગના તરીકે, તેણે કેટલીક મદદ કરી તથા વીરમતીએ પોતાના પતિ જગદેવનો પ્રાણ જંગલમાં વાઘણને તીર મારી બચાવ્યો તેમ મહારાણી વિકટોરીયાએ લગ્ન વખતે અને રાજ્ય ચલાવવામાં વિવેક, નમ્રતા, પ્રેમ, અને ઉદારતા કેવી ઉંચા પ્રકારની બતાવેલી છે, તેમ ગરીબોની લાગણી નહિ દુઃખાવવામાં મિનળદેવીએ રાજ્યકારભાર ચલાવવામાં મલાવ તળાવ બંધાવતી વખતે કેવો ઇન્સાફ આપ્યો છે, આવા ઉંચા ગુણો કેળવણી આપવાથીજ સ્ત્રીઓમાં આવી શકે છે.

આથી સમજાય છે કે ફરજિઆત કેળવણીની ખાસ જરૂર છે અને તેની સાથે ગરીબ ને હલકી કોમની દરેક બાળાને ભણવાનાં સાધન પુરાં પાડવાની જરૂર છે. આ હરકતો શહેરમાં કંઇક ઓછી હોય છે, પણ ગામડાંમાં ઘણીજ નુકસાનકર્તા થાય છે.

શિક્ષણ ઘણુંજ થોડું લેવામાં આવે છે, કારણ કે બે ત્રણ ધોરણ સુધીના જ્ઞાનથી, બાળાઓની વિચારશક્તિ સારાનરસાનો ભેદ સમજવાને લાયક હોતી નથી; તેથી તેની નજરે જે જે બનાવો જોવામાં આવે છે, તેમાં તેનું મન પરોવાય છે અને તેથી તેઓ જુઠું બોલવું, ઉદ્ધતાઈ કરવી, વડીલોની આજ્ઞાનું ઉલંઘન કરવું, વગેરે દુર્ગુણોમાં દોરવાઈ જાય છે, અને બિચારી નિર્દોષ બાળાઓ, સાસરીના તથા પરકુટુંબનાં માણસોના સ્વભાવ અને વર્તન નહિ સમજવાથી કલેશનું સાધન ગણાઈ શિક્ષાને પાત્ર થાય છે. આવી તિરસ્કાર વૃત્તિથી તેના પર જુલમ ગુજારવામાં આવે છે. આથી સમજશક્તિ અને સહનતાના અભાવે, કોઈ વખત આત્મઘાત કરેલા જોવામાં આવે છે. તેમ કોઈ બાળા વિધવા થાય ત્યારે તે તેની મિલ્કત સાચવવાને લાયક નથી તેમ કરી કુટુંબના કોઈ માણસના કબજામાં તેને

સોંપવામાં આવે છે; એટલે તે મિલ્કતે પોતાની જ છે એમ માની વિધરા બાઈને તથા તેનાં નાનાં બાળબચ્ચાંને છતી મિલ્કતે ગુજરાન ચલાવવાના સાંસા પડે છે.

વળી કોઈ જગ્યાએ મિલ્કત સોંપવામાં આવે છે, ત્યારે તેની લેવડ-દેવડનો હિસાબ નહિ આવડવાથી પારકા માણસની ખુશામત કરવી પડે છે; છતાં હિસાબનો ખરો લાભ તે બાઈને મળતો નથી. કોઈ વખત એવા બનાવો જોવામાં આવે છે કે કોઈપણ જાતની વિદ્યા કુળની મોટાઈના ટેકમાં શીખવવા દેવામાં આવેલી ન હોય અને પાછળથી વિધવા થાય ત્યારે કોઈ કમાનાર નહિ હોવાથી શ્રીમંતાઈ ફીટી ગરિબાઈ આપોઆપ આવી જાય છે; ત્યારે બિચારી વિધવાના દુઃખનો અંત આવતો નથી. આ પ્રમાણે ભૂખમરાથી હજારો બાળવિધવાઓ પોતાના શિયળવૃત્તનો ભંગ કરી બેસે છે. આવા બનાવોથી કેળવણીને ઉત્તેજન નહિ મળતાં નિંદાય છે, પણ અધુરૂં જ્ઞાન આપવાની પોતાની ખામી માબાપો સમજતાં નથી. માટે વ્યવહાર ચલાવવાને બરોબર લાયક થાય, તેવી વિચારશક્તિ કેળવાઈ મજબુત થતાં સુધી ભણાવવામાં આવે તો તે ભણતરના પ્રભાવથી સમજી શકે કે વ્યવહારમાં કેવી કેવી હરકતો આવે છે. તે કેવી રીતે દૂર કરી શકાય, શું કરવાથી નુકસાન થશે, વગેરે બાબતો ઉપર પોતે સમજીને પોતાના વર્તનમાં પોતેજ સુધારો કરે છે અને બીજાને પણ સુધારી શકે છે. વળી તેઓ અમુક કામ માથે લે છે, ને તેમાં મન પરોવે છે, એટલે કઠણ કામ ખંત અને કાળજીથી કરી, પોતાનું ભવિષ્યનું જીવન સુધારી શકે છે. તે ઉપરાંત વિચારશક્તિવડે લીધેલા જ્ઞાનનો, વ્યવહારમાં ઉપયોગ કરતાં શીખે છે. આવી રીતે તેઓ કુદરતના નિયમોને અનુસરી તેવી દૃષ્ટિથી વહેવાર બની શકે છે.

અધુરો ઘડો ઝટ છલકાશે, એ નિયમ ધ્યાનમાં રાખી શ્રીમંત અગર ગરીબ તેમ ઉંચ કે નીચ દરેક જ્ઞાતિની બાળાઓને ઓછામાં ઓછી પ્રાથમિક કેળવણી પુરેપુરી લેવાની જરૂર છે. તેમ તેટલી કેળવણીની દરેક વ્યાવહારિક કામમાં જરૂર પડે છે. જેમકે વખતશાહ શેઠના બહોળા વેપાર પ્રમાણે તેને ઘેર વીસ પચીસ ગુમાસ્તા, આરબનો ઘોડો, ઘોડાગાડીઓ વગેરે રાખવામાં આવતું, અને શેઠ કોગળીઆના રોગથી એકાએક બે વર્ષના બાળકને મૂકીને મરણ પામ્યા, પણ હરખબાઈએ વિદ્યાભ્યાસ કરીને, જે જ્ઞાન મેળવ્યું હતું, તેથી તેણે પોતાનું લેણુંદેણું, પાછલા સરવાયાં તપાસી જાણી લીધું, અને નોકરોને ખબર આપી કે ટપાલના કાગળોના

જવાબ મને પૂછીને લખવા, તે નીચે તેની સહી લેવી. હૂંડી, પત્રિકા પરવાનગી સિવાય લખવી કે ખરીદવી નહિ. વળી પરદેશની દુકાનની રોજની ખરીદી, વેચાણ, નફોતોટો, સિલક વગેરે જણાઈ આવે એવો પત્ર ટપાલમાં મંગાવવા માંડયો. આવી પોતાની કેળવાએલી બુદ્ધિ વડે શેઠના કરતાં વેપાર વધાર્યો. આ પ્રમાણે તેણે નામામાં સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું, તો તે વેપાર ચલાવી શકી. આવી રીતે પ્રાથમિક શિક્ષણ પુરૂં લેવામાં શારદાબીલનો કાયદો અમલમાં મૂકવામાં આવવાથી મદદરૂપ થયો છે.

આ પ્રમાણે એક પણ બાળા એવી નહિ રહે કે તેની અજ્ઞાનતાનો લાભ બીજો લઈ શકે, તેમ બીજાના જ્ઞાનના વધારામાં હરકત કર્તા પણ થાય. અધુરા જ્ઞાનથીજ કુમાર્ગને સારો માની પોતાની હઠ નહિ છોડતાં તે કામમાં વધારે દોરાય છે. તેથી જેમ બધા રોગનું ઔષધ હોય છે, પણ વહેમી રોગનું ઔષધ વૈદ આપી શકતો નથી, તેમ તેવી બાળાઓને કુમાર્ગમાંથી સન્માર્ગે લાવી શકાતી નથી. મૂર્ખ માણસને ઉપદેશ કરવાનું સહેલું થાય છે, પણ અર્ધદગ્ધ માણસને તો વશીકરણનો મંત્ર પણુ ઉપદેશ કરી શકતો નથી.

શારદા ચંદુલાલ
હેડમિસ્ટ્રેસ ઓડ કન્યાશાળા, જિલ્લે ખેડા

## ખેડા જિલ્લા કેળવણીપ્રદર્શન

ઠાસરા મુકામે કેળવણીપ્રદર્શન તા. ૨૭મી નવેમ્બર સને ૧૯૩૧ ના રોજ ઉત્તર વિભાગના મે. એ. ઈ. સા. બ. શ્રી. કે. જી. ગીડવાણી સાહેબના શુભ હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. એને અંગે તેઓશ્રીના પ્રમુખપણા નીચે તા. ૨૭ અને ૨૮ મીએ પ્રદર્શનસમારંભ રાખવામાં આવ્યો હતો અને તા. ૨૯ મીએ શિક્ષકોની કોન્ફરન્સ રાખવામાં આવી હતી. ત્યારબાદ એક અઠવાડીઆ સુધી આ પ્રદર્શન જાહેર પ્રજાને જોવા માટે ચાલુ રાખવામાં આવ્યું હતું.

આવાં પ્રદર્શનથી જુની ઘરેડમાં પડેલા શિક્ષકો હાલની શિક્ષણપદ્ધતિથી વાકેફ થાય છે, ખાતાના અધિકારીઓ અને શિક્ષકો નિકટ સંબંધમાં આવતાં કુટુંબભાવ કેળવાય છે, અને કેળવણીના કાર્યમાં નવું બળ આવે છે. પ્રજાને કેળવણીની પ્રગતિ જાણવાની તક મળે છે, અને વિદ્યાર્થીઓનાં માબાપ તથા શિક્ષકો પરસ્પર હળીમળી કેળવણીના કાર્યમાં સહ-

કાર સાધે છે. આવા અનેક લાભ પ્રદર્શન ભરવાથી મળે છે, તેથી ખેડા જિલ્લાના મે. ડે. એ. ઇ. સાહેબ શ્રી. જનુભાઈ સાહેબે આ જિલ્લામાં તેનો પ્રચાર કર્યો છે. બોરીઆવી, ચિખોદ્રા, મહુધા અને ઠાસરા એ ચાર ઠેકાણે જિલ્લા પ્રદર્શન તથા નાપાડ, કાલસર વગેરે ઠેકાણે નાના મોટા સ્કાઉટના મેળાવડા અનેક થયા છે. કેળવણીના કાર્યમાં અધિકારી સાહેબોનો ઉત્સાહ અને શિક્ષકોનું તેમના પ્રત્યે માન અને પ્રેમ એ આવા ઉત્સવો ફતેહમંદ થવાનાં કારણો છે.

ઠાસરા કેળવણી પ્રદર્શનનો લાભ ખેડા જિલ્લાના લગભગ ૪૦૦ શિક્ષકો અને ૧૦૦ સ્કાઉટો, પંચમહાલ કેળવણી બોર્ડે પસંદ કરી મોકલેલા શિક્ષકો, ખંભાત સ્ટેટના શિક્ષકો, અમદાવાદ મ્યુ૦ના શિક્ષકો, અને આજુબાજુનાં ગામડાંના આશરે દસથી પંદર હજાર માણસોએ લીધો હતો.

આ શુભ પ્રસંગે માનવંતાં મહેમાનો કન્યાશાળાઓનાં ઇન્સ્પેક્ટર મિસ ટવેલ્સ સાહેબ, પંચમહાલ કેળવણી બોર્ડનાં માજી ચેરમેન મિસ ન્યુટન સાહેબ, બોરસદ મિશન ટ્રે. કો. નાં મિસ સાહેબો વગેરે પધાર્યા હતાં, અને કેળવણી પ્રદર્શન પ્રત્યે પોતાની અભિરુચિ પ્રકટ કરી હતી.

ઠાસરા નિવાસી શ્રીમાન્ શેઠ ચુનીલાલ ભોગીલાલ અને જિલ્લા લો. બો. મેમ્બર શ્રીમાન્ દેસાઈભાઈ હરિભાઈ પટેલ એમણે પધારેલા શિક્ષકો અને મહેમાનોનું નિત્ય સ્મરણમાં રહે તેવું સ્વાગત ઘણુંજ ભાવથી કરી સર્વને આનંદ આપ્યો. ઠાસરાનાં અવ્વલ કારકુન મે. પટેલ સાહેબે પ્રદર્શનના કામમાં કીંમતી સહાય કરી હતી. ઠાસરાના અન્ય સદ્‌ગૃહસ્થોએ પણ આ પ્રસંગને વધાવી લઈ સ્વાગતમાં યથાશક્તિ પરિશ્રમ લીધો તે તેમનો કેળવણી પ્રત્યે ઊંડો પ્રેમભાવ દર્શાવે છે.

**પ્રદર્શન વ્યવસ્થા**—ઠાસરા તાલુકા સ્કૂલના મકાનમાં પ્રદર્શન જુદા જુદા વિભાગમાં ગોઠવવામાં આવ્યું હતું. (૧) ગણિતવિભાગ, ઊન અને સુતરનું વણાટકામ. (૨) સૃષ્ટિજ્ઞાન, અને વિદ્યા, (૩) ચિત્રવિભાગ, માટીકામ અને મોડેલ, (૪) શરીરવિજ્ઞાન, (૫) બાળવાચન, મોતીકામ, અને ઐતિહાસિક નકશા, (૬) ભૂગોળ વિભાગ, સીવણકામ અને હસ્તઉદ્યોગ.

પ્રવેશદ્વારના ઓટલા ઉપર કપડાની પટીથી ફ્રેમ કરેલા અને કાચથી મઢેલા ફોટા સુંદર ડિઝાઈનમાં ગોઠવવામાં આવ્યા હતા. કપડાના કરચલીવાળા તાણા કાઢી તે ઉપર ઘટતે સ્થળે રેશમી પટી મૂકી બનાવેલો સુંદર હાર મધ્યના ફોટા ઉપર મૂકવામાં આવ્યો હતો. ઠાસરા કન્યાશાળાનું આ કામ આકર્ષક હતું.

પ્રવેશદ્વાર સ્વાગતના મોતીના તોરણથી અને સુતરના જાળીદાર ચકથી શણગાર્યું હતું. ગણિતવિભાગમાં સંખ્યાશિક્ષણ, મણુકા અને સળીઓથી બનાવેલા આંકના નમુના, અપૂર્ણાંકના નકશા ઉપરાંત "અદ્દલ ઇન્સાફનો" હાથીની વહેંચણીનો નાપાડ સ્કૂલનો નમુનો, અને "સાગરમાં નાવ"નો વડોદ સ્કૂલનો નમુનો ધ્યાન ખેંચે તેવા હતા.

ભૂમિતિની આકૃતિઓ અને માપકરણુંના સિદ્ધાંતદર્શક નમુના સાથે કપડવણજ ઉર્દુ મદ્રેસાનું યુદ્ધક્ષેત્રનું મોડેલ બાળકોને પ્રમોદ આપતું ગોઠવવામાં આવ્યું હતું.

સૃષ્ટિજ્ઞાન અને વિદ્યાવિભાગમાં આકાશદર્શન, એકદળ અને દ્વિદળની સરખામણીદર્શક વીરસદ સ્કૂલનો નકશો, સુકવેલાં પાનનો પ્રકારદર્શક ખેડવા સ્કૂલનો નમુનો, તારીખવાર વાલનો વૃદ્ધિક્રમ દર્શાવતો નમુનો અને વિદ્યાર્થીઓની તારીખવાર લીધેલી નોંધની સૃષ્ટિજ્ઞાનની કાલસર સ્કૂલની નોટ, રેશમના કીડાને ઉછેરવા સંબંધી પ્રત્યક્ષ જ્ઞાન આપતી સરખેજ સ્કૂલની ટોપલી, અને રેશમના કીડાને ઉત્પત્તિ વિષે ઠાસરા સ્કૂલનો નકશો, કાલસર અને ખેડવા સ્કૂલના રદ્દી કાચના ટુકડાઓ ઉપયોગમાં લઈ બનાવેલા કેલિડોસ્કોપ કે પ્રકાશના ચમત્કારના નમુના વગેરે આનંદ સાથે બાળકોના જ્ઞાનમાં વૃદ્ધિ કરે તેવાં હતાં.

આરોગ્યવિભાગમાં તંદુરસ્તીને નુકસાનકારક કુટેવો, મેલેરીઆ, પ્લેગ ક્ષય, કોલેરા, હવા, પાણી, ખોરાક, કપડાં, આરોગ્યના નિયમ, ઘરનું મહત્વ કસરત અને રમત, અકસ્માત, ઊંઘ અને આરામ આ બધાં ઉપયોગી પત્ર પંડોળી સ્કૂલનાં હતાં. વળી હૃદય અને ફેફસાં, હાડપિંજર, મગજ, લોહીનું ભ્રમણ વગેરે નકશા જુદી જુદી સ્કૂલોના આવેલા, તેમાં ચિખોદ્રા સ્કૂલનું કામ આગળ પડતું હતું.

ચિત્રવિભાગમાં સારસા સ્કૂલનું ડિઝાઈન કામ, સૈજપુરનું તાજમહાલનું ચિત્ર, નેસનું રણછોડજીનું ચિત્ર, ખંભોળજનું ગણપતિનું ચિત્ર, મહુધાનું સ્વામીનારાયણનું ચિત્ર, ઠાસરાનું જનકસભાનું ચિત્ર, અડાસનાં પદાર્થચિત્ર અને કાલસર તથા ચિખોદ્રાના વિદ્યાર્થીઓનાં ડિઝાઈન ચિત્રો ઠીક હતાં.

વાર્તાચિત્ર ઘણાં હતાં. કાગડાની ચતુરાઈનાં ઘણાં ચિત્ર પૈકી પંડોળી સ્કૂલનું કામ સારું હતું. નેસનું "શિકારી સાહેબ, સિંહ અને મગરનું, વીરસદનું "કાગડો અને શિયાળનું," વાડદનું "મરેલો હાથી અને શિયાળનું," કાલસરનું "સિંહ અને શિયાળનું" વાર્તાચિત્ર, તથા સુરેલી

"બગલો અને શિઆળનું" પેપરકટિંગ ચિત્ર એ સૌમાં ધ્યાન ખેંચા તેવાં હતાં. ડ્રિલનું ચિત્રકામ ચિખોદ્રાનું સારૂં હતું.

મોડેલ કામમાં "જાનકી ભુવન" ડાકોર કન્યાશાળાનું, "શાન્તિ ભુવન" ઠાસરા કન્યાશાળાનું, વડોદરાની શહેર માંડવીનું મોડેલ આગરવાનું અણઘડ અને સુધરેલા ગામનાં બે સરખામણી દર્શક મોડેલ અલારસાનાં તથા અનારોગ્ય અને આરોગ્યદાયક સ્કૂલોની ભિન્નતા બતાવનારાં બે મોડેલ કાલસર સ્કૂલનાં હતાં. અગત્ય અને સુંદરતાની દષ્ટિએ બધાંજ સારાં હતાં

કાગળનાં, ઊનનાં, અને રેશમનાં ફૂલઝાડ પ્રદર્શનની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. વાચનવિભાગમાં અંક સાથે શબ્દ વાચન નીસરાયા સ્કૂલનું હતું. બાળપોથીનું અને ઉર્દુ કાયદાનું વાચન જુદી જુદી સ્કૂલોનું સાર ચિત્રો સાથે આવેલું હતું. પુંડોળી સ્કૂલનું વાક્યપૃથક્કરણ અને ભાષાનું કલ્પવૃક્ષ જોવા લાયક હતું. "પશુમાં તકરાર" એ પાઠનું ચિત્રવાચન ઠાસર અને વીરસદ સ્કૂલનું જોવા લાયક હતું.

ઇતિહાસ વિભાગમાં જયશિખરી, સિદ્ધરાજ અને કરણનાં વાર્તાચિત્ર ચિખોદ્રા સ્કૂલનાં, પાણીપતનું છેલ્લું યુદ્ધ વીરસદનું, પ્લાસીનું યુદ્ધ કાલસર અને ચિખોદ્રાનું, સિકંદર અને પોરસનું યુદ્ધ અને પંચાસરનો ઘેરો રતનપુરાનાં હતાં. આ ઉપરાંત જુદા જુદા રાજ્યકર્તાઓના સમયના હિંદના નકશા ઘણા આવેલા હતા.

ભૂગોળ વિભાગમાં ઝીકથી કપડા ઉપર ભરેલો મુંબાઈ ઇલાકાનો નકશો ચિખોદ્રા કન્યાશાળાનો, રેશમના દોરાથી કપડા પર ગુંથેલો હિંદુસ્તાનના રાજકીય વિભાગનો નકશો કાલસર કન્યાવર્ગનો, પૃથ્વી ઉપરનાં જુદાં જુદાં સ્થાનનો સમય બતાવનાર નકશો મહુધાનો, હિંદુસ્તાનની પેદાશ બતાવતો ઠાસરા અને પોરડાનો; હિંદુસ્તાનનાં પ્રાણીદર્શક ચિખોદ્રાનો, હિંદનું રાજ્યબંધારણ દર્શક પુંડોળાનો, મુંબાઈ ઇલાકાની ખેતીની પેદાશ ચિખોદ્રાનો, બ્રિટિશસામ્રાજ્ય, કટિબંધ, રેલ્વે, ભાષા, અને આર્યાવર્ત એ નકશા કાલસરના હતા. આવેલા અનેક નકશાઓમાં ઉપરના નકશા આકર્ષક હતા.

હસ્તઉદ્યોગ—લક્કડ કામમાં લાકડાની ઘાણી ઠાસરાની; લાકડાનું કોતરકામનું બુકકેસ વડોદરાનું, લાકડાનો દોરી ભરેલો ખાટલો કઠલાલ કન્યાશાળાનો, મારવાડી હળ વંસોનું, દેશી હળ વાડદ અને રાણીઆનાં હતાં.

આરાતારાની સુંદર ટોપલીઓ કરમસદ અને સારસા કન્યાશાળાની, વીરણની તલવાર ઠાસરાની, ઘાસની રકાબી ઠાસરા કન્યાશાળાની, સાદડી નેસની, અને ઘઉંના કુંવળની ટોપલી કરમસદ કન્યાશાળાની હતી.

કપડવણજ મદ્રેસાની દોરીની ગુંથેલી બેગ, સૈજપુરનો ઊટનો મો અને થામણાનો દોરી ગુંથેલો બેરો એ દોરડાંનું કામ હતું.

અડાસ અને ચિખોદ્રાના માટી કામના નમુના સૌમાં ઉત્તમ કોપરૂં, ભીંડો, કેરી, જામફળ, દાડમ વગેરે નમુના દૂરથી જોતાં માટી એમ જાણી શકાય નહિ તેવા હતા.

કાલસરના વિદ્યાર્થીઓએ બનાવેલાં તારનાં શીંકાં ગામડાનાં બાળ ફુરસદનો ઉપયોગ કેમ કરવો તે બતાવતાં હતાં.

મોતીકામ—પારણું, મોતીના ટોલ્લા, પંખા, તોરણો, જુમ્મર, સાથફલ વગેરે ઘણી કન્યાશાળાઓમાંથી આવેલાં તેમાં ઠાસરા, બોરીચ અને કઠલાલ કન્યાશાળાઓનું કામ સારૂં હતું.

કીડીઆંનું કામ—ત્રણ માળનું જુમ્મર, પંખો, પેટી, બાજી, ગૌ ચકલી, પોપટ, હાથી, ખડીઆ, વગેરે ઘણી કન્યાશાળાઓમાંથી અ તે પૈકી ઠાસરા અને ડાકોર કન્યાશાળાઓનું કામ ઘણુંજ આકર્ષક હ

ભરતકામ—કસબનું ભરતકામ ઘણુ આવેલું તેમાં કરમસદ, અ દાવાદ, ડાકોર, ઠાસરા અને કપડવણજ મદ્રેસા કન્યાશાળાનું કામ લાયક હતું.

ગુંથણકામ—ઊનનાં મોજાં, ઝભલું એ કપડવણજ મદ્રેસાનું કામ હતું. ગલપટ્ટા, રૂમાલ, ગૌમુખી, વગેરે રેશમી દડાનું ગુંથણકામ દ અને કાલસર કન્યાવર્ગનું ઠીક હતું. ઘરેણાં વગેરે ગાંઠવા માટે ગોળ ચપટી દોરી, અને પાટી વગેરે હાથનું ગુંથણકામ કાલસરનું હતું.

સીવણકામ—હાથનું તથા સંચાનું સુંદર ઝીણું સીવણકામ ઘણું અ હતું. ઠાસરા અને કાલસર કન્યાશાળાના સફેદ કપડા ઉપર ચળકદાર ઝીના ભરેલા સુંદર ચિત્રોવાળા ચોરસા બહુજ આકર્ષક હતા.

આ પ્રદર્શન જોવા ગામના અને આજુબાજુનાં ગામડાંના અનેક આવ્યા, અને જોઈને ખુશ થતા કામનાં વખાણ કરતા ગયા, તેથી સ શકાય છે, કે સારા શિક્ષણ સાથે આવાં પ્રદર્શન પણ કેળવણી પ્રજા કરવા જરૂરનાં છે.

પ્રદર્શન સમારંભ માટે સુંદર ભવ્ય મંડપ બે હજાર માણસ શકે તેવો સ્ટેશનના રસ્તા ઉપર બાંધવામાં આવ્યો હતો. તેમાં બ અને બાળાઓનાં સ્વાગતનાં ગીત, ઈશ્વરપ્રાર્થના, સંવાદ, રાસ, સુંદર ગ અને સ્વાગતના પ્રમુખ પટેલ દેસાઈભાઈ હરિભાઈ તથા પ્રદર્શન કમિ પ્રમુખ શ્રીમાન્ ચુનીલાલ ભોગીલાલે પોતાનાં આવકારદાયક ભાષણો ડીટ ઑફિસર મે. કાદરી સાહેબે, મે. ડે. સા. શ્રી જનુભાઇ સા

તથા મે. પ્રમુખ સાહેબે પ્રસંગને અનુસરતાં વિવેચન કરી સમારંભ તા. ૨૮ મીએ સાંજે પૂર્ણ કર્યો. રાત્રે મંડપમાં સ્કાઉટોએ શ્રી ગુણવંતરામભાઈની સંનિધિમાં કેમ્પફાયર કર્યો.

તા. ૨૯ મીએ પ્રાતઃકાળે મે. એ. ઈ. સા. બ. ના પ્રમુખપદે શિક્ષકોનું કૉન્ફરન્સ મળ્યું. તેમાં બાળવર્ગનું ચિત્રવાચન અને બીજા ધોરણનું શ્રુતલેખન એ બે કથિતપાઠ અપાયા. વાર્તાવાચન પદ્ધતિ વિષે ગોધરા મિશન સ્કૂલના હે. મા. સાહેબ શ્રી પોપટલાલભાઈએ પોતાનો અનુભવ પ્રકટ કરી એ વિષય ઉપર ઠીક પ્રકાશ પાડયો.

અપૂર્ણાંકના સરવાળા કેવી રીતે શીખવવા તે બાબત મે. પ્રમુખ સાહેબે પોતે બહુજ સરળ અને સુંદર રીતે શિક્ષણપદ્ધતિ અનુસાર શિક્ષકોને બતાવી. તે પછી વાંચનના નમુનાનો પાઠ અપાયો, અને વાચનમાળામાં રહી ગએલી ખામીઓ વિષે ચર્ચા ચલાવી, તથા સાહેબ બહાદુરે સંન્યાસી અને રાજા વિષે પાઠમાં રહી ગએલી ખામીઓ શિક્ષકોને સમજાવી, તથા એવી રીતે બીજા પાઠોમાં જણાતી ખામીઓ શાળાપત્રમાં ચર્ચા માટે લખી મોકલવા શિક્ષકોને જણાવ્યું.

સોમેશ્વર દામોદર રાવળ
સ્કૂલમાસ્તર—કાલસર

## શિક્ષક ભાઈઓ માટે તો ખાસ

ગુજરાતી ત્રીજી ચોપડીનો ૭૨ મો પાઠ ત્રાજવા સંબંધીનો છે. તેના છેલ્લા પેરિગ્રાફમાં લખેલું છે કેઃ—

"ત્રાજવું દોઢ દાંડીનું છે, એવો વહેમ પડે તો પહેલાં અર્ધો માલ એક પલ્લામાં અને પછી બાકીનો બીજામાં જોખાવવો, એથી આપણને નુકસાન ન થાય; કારણકે એકની ખાધ બીજું પૂરે છે, એટલુંજ નહિ, પણ સહેજસાજ વધારે આવે છે."

એકની ખાધ બીજું પૂરે છે, એ વાત સમજાય તેવી છે, પણ સહેજ સાજ વધારે આવે છે એ બાબત સમજવા માટે નીચે પ્રમાણે ગણિતથી સિદ્ધ કરવાની જરૂર છે.

દોઢ દાંડીનું ત્રાજવું—દાંડીની વચમાં જ્યાં નાયણું રહે છે, તેની એક તરફની દાંડી કરતાં બીજી તરફની દાંડી નાની અથવા મોટી હોય તો તે દોઢ દાંડીનું ત્રાજવું કહેવાય છે.

દોઢ દાંડીનું ત્રાજવું—દાંડીને બન્ને છેડે જ્યાં પલ્લાં બાંધવામાં આવે છે તે કાણાં નાયણાથી સરખે અંતરે ન હોય તો તે પણ દોઢ દાંડીનું ત્રાજવું કહેવાય છે. તેમાં બન્ને દાંડીએ નાયણાથી સરખી લંબાઈની હોય છે, પણ દાંડીના બન્ને છેડાનાં કાણાં નાયણાથી સરખે અંતરે હોતાં નથી.

| ૧૬ | | દાંડી ૧૬ ઈંચ |
|---|---|---|
| અ | બ | દોઢ દાંડીનું ત્રાજવું. |
| ૭ ઇંચ | ૯ ઇંચ | |
| | | દાંડી સરખી છે. પણ કાણાં ૯ અને ૭ ઇંચ છેટે છે. માટે તે પણ દોઢ દાંડીનું ત્રાજવું ગણાય. |

૨૦ શેર માલ લેવો હોય તો પ્રથમ અ. દાંડીના પલ્લામાં દશશેરો મૂકી તોળવો તો

૧૦×૭=૭૦; ૭૦÷૯=$\frac{૭૦}{૯}$ શેર માલ થાય.

પછી બીજી બ દાંડીવાળા પલ્લામાં દશશેરો મૂકી તોળીએ તો

૧૦×૯=૯૦; ૯૦÷૭=$\frac{૯૦}{૭}$ શેર માલ થાય.

માટે $\frac{૭૦}{૯}+\frac{૯૦}{૭}=\frac{૧૩૦૦}{૬૩}=૨૦\frac{૪૦}{૬૩}$ શેર માલ થાય.

૨૦ $\frac{૪૦}{૬૩}$–૨૦=$\frac{૪૦}{૬૩}$ શેર જેટલો સહેજસાજ માલ વધારે આવ્યો.

તા. ત્રિભુવન દેવશી રાઘવાણી

## એક દોહરો

રઘુકુળ દલપતરામ[૧]જી યદુકુળ દલપતરામ[૨]
દ્વિજકુળ દલપતરામ[૩]જી કવિકુળ દલપતરામ[૪]

ઉપરના દોહરામાં ચાર વખત "દલપતરામ" શબ્દ આવે છે. તેમાંથી દલપત અને રામ એમ બે શબ્દો જુદા પાડી દરેક "રામ" શબ્દનો અર્થ જુદો જુદો લેવાનો છે.

૧ રામ=રામચંદ્રજી, ૨ રામ=બળરામ (હળધર) ૩ રામ=પરશુરામ ૪ રામ=કવિ દલપતરામ.

દલપત=" દલ=યૂથ+પત=પતિ "=યૂથપતિ એટલે કે સમૂહમાં શ્રેષ્ઠતાવાળા રઘુકુળ એટલે જે કુળમાં રઘુરાજા થયા તે કુળ યદુકુળ એટલે જે કુળમાં યદુરાજા થયા તે કુળ.

દ્વિજકુળ—એટલે બ્રાહ્મણકુળ કે જેમાં ભગવાન પરશુરામ (જામદગ્નિ) જન્મ્યા છે.

કવિકુળ એટલે સામયિક કવિઓ.

સમજુતી

જેમ રઘુકુળમાં ભગવાન રામ થયા, જેમ યદુકુળમાં તેવા જ બળરામ થયા, જેમ દ્વિજોમાં પરશુરામ ઉત્તમ ગણાયા, તેમ સર્વ કવિઓમાં દલપતરામ કવિ સારા કહેવાયા છે; મતલબ કે કવિ દલપતરામ પોતાની સહેલી, સાદી, રસિક, અને બોધ આપતી કવિતાઓથી વખણાઈ ગયા છે અને પાછળ લાગેલ "રામ" શબ્દ ખરેખર યોગ્યજ છે.

સંગ્રાહક **રતિલાલ કેશવલાલ ભટ્ટ**
મહેતાજી વિઠલાપુર—**અમદાવાદ**

---

## જાહેરખબર

### નવરોજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ માટેની પરીક્ષા

આ ઉપરથી જાહેર કરવામાં આવે છે કે અમદાવાદ શહેરમાં અને તેની આસપાસ આવેલી સરકારે માન્ય કરેલી કોઈપણ શાળાની હિન્દી બાળાઓને નવરોજી પેસ્તનજી વકીલની ચાર સ્કોલરશિપો આપવા માટે સ્પર્ધાની પરીક્ષા શ્રી મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ, અમદાવાદમાં ગુરુવાર તારીખ ૨૫–૮–૩૨ અને ત્યારપછીના દિવસોએ સવારના ૧૧ થી સાંજના પાંચ વાગતાં સુધી લેવામાં આવશે.

૨. પરીક્ષા મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ તરફથી લેવામાં આવશે. પરીક્ષામાં દાખલ થવાની અરજી "મે. ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ, અમદાવાદ" એ સીરનામે કરવી. અરજી તા. ૨૫–૭–૩૨ અગર તે પહેલાં તેઓ સાહેબને મળવી જોઈએ. નક્કી થએલી તારીખ પછી એક પણ અરજીનો સ્વીકાર કરવામાં આવશે નહિ.

૩. ઉમેદવારની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત વગેરેની માહીતી આ પરીક્ષા માટેના નિયમોમાં આપવામાં આવેલી છે.

અમદાવાદ મ્યુનિસિપાલિટી — **ગુલામ મહીયુદ્દીન નરમાવાલા**
તા. ૩૦ મી મે, સને ૧૯૩૨ — પ્રમુખ
અમદાવાદ મ્યુનિસિપાલિટી

૫ (क) અપૂર્ણ અથવા અનિયમિત રીતે પૂરેલાં અને વખતસર નહિ પહોંચેલાં સર્ટિફિકેટ તથા અરજીઓ કોઈપણ સંજોગે માં સ્વીકારવામાં આવશે નહિ.

(ख) દરેક ઉમેદવાર માટે જુદી અરજી તથા જુદું સર્ટિફિકેટ જોઈશે

૬ પરીક્ષા માટે કાંઈ દાખલ ફી લેવામાં આવશે નહિ પણ સ્ટેશનરી વિ. ખર્ચના માટે આ ઑફિસ વખતો વખત નક્કી કરે તે રકમ દરે ઉમેદવાર પાસેથી પરીક્ષા શરૂ થયા પહેલાં લેવામાં આવશે.

૭. મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી સને ૧૯૧૩ માં પ્રસિદ્ધ થએલા ગુજરાતી સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે પણ ગુજરાતી વિષયની પરીક્ષા નીચે મુજબ લેવાશેઃ—

| | | માર્ક |
|---|---|---|
| (क) લેખી પરીક્ષા | ૧. ગુજરાતી સરકારી વાચનમાળા પુસ્તક સાતમાના સામાન્ય જ્ઞાનના પાઠોની લેખી પરીક્ષા. | ૫૦ |
| | ૨. વ્યાકરણ, વ્યુત્પત્તિ, પિંગળ અને નિબંધ. | ૫૦ |
| | ૩. અક્ષર. | ૨૦ |
| (ख) મોઢાની પરીક્ષા | | ૩૦ |

આ પરીક્ષા માટે સાતમી ચોપડીની નીચેની કવિતાઓ મુખપાઠ તથા અર્થ સાથે લેવાને મુકરર કરેલી છેઃ—

પાઠ ૩, ૭, ૧૧, ૧૫ (ફક્ત ધર્મ વિષેની), ૩૨.

(ग) સાયન્સ તથા આરોગ્યવિજ્ઞાનના વિષયમાં ને. ઈ. સ્ટે. એ. ના મહે. એન્યુ. ઓરીસર સાહેબના સર. નાં. ૭ તા. ૨૬-૬-૨૮ થી સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે (આ અભ્યાસક્રમ "સૌરાષ્ટ્ર શિક્ષક" ના નવેમ્બર સને ૧૯૨૮ ના અંકમાં પ્રગટ કરવામાં આવ્યો છે.)

૮. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા, ખોખડા, કે અશુદ્ધ ઉચ્ચારવાળા તથા દાક્તરી પરીક્ષામાં નાપાસ થએલા ઉમેદવારને કૉલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

હંટર ટ્રેનિંગ કૉલેજ ફોરમેન — મૂ. ચ. પટેલ
રાજકોટ તા ૩૦-૪-૩૨ — પ્રિન્સિપાલ.

---

હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૦ પૃષ્ઠ ૨૭૮.

## હંટર ટ્રેનિંગ કોલેજ ફોરમેનની પ્રાવેશિક પરીક્ષા

ઉમેદવારની અરજીનો નમુનો.

(આ અરજી પોતાના હાથદસ્કતની જોઈએ.)

મહેરબાન હંટર ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ સાહેબ

સુ. રાજકોટ.

વિનતિ એ છે જે રાજકોટ મુકામે થનારી આવતી પ્રાવેશિક પરીક્ષામાં બેસવાની મને પરવાનગી આપવા મહેરબાની કરશો.

આ સાથે મારૂં સર્ટિફિકેટ રજુ રાખ્યું છે.

તા. આપનો આજ્ઞાંકિત સેવક

(સહી, નામ, બાપનું નામ તથા અટક)

પુરું સીરનામું:—

## સૃષ્ટિજ્ઞાનનો સુધારેલો અભ્યાસક્રમ

### જુનિઅર પહેલું વર્ષ

#### સૃષ્ટિજ્ઞાન

૧. વનસ્પતિનો અભ્યાસ—છોડના ભાગો અને તેના ઉપયોગ. મૂળ અને તેના ઉપયોગ અને તેનું કાર્ય. થડ અને તેના ઉપયોગ.

એકદળ અને દ્વિદળ વનસ્પતિ—જમીન પર પથરાતાં અને જમીનની અંદર ફેલાતાં. પાંદડાં અને તેનો ઉપયોગ. સાદાં અને સંયુક્ત પાન. પાંદડાંના આકાર અને તેની નસોની રચના, (પીંછાંકાર, પંખાકાર, સમાન્તર નસોવાળાં)

ફૂલ—ભાગો અને તેના ઉપયોગ.

ફળ—ફૂલમાંથી ફળનો વિકાસ.

૨. ધો. ૨ ને શીખવવા માટે પાંચ સ્થાનિક છોડવાઓનું નિરીક્ષણ.

૩. ધો. ૨ ને શીખવવા માટે પશુ અને પક્ષીઓનો અભ્યાસ.

૪. આકાશનું નિરીક્ષણ, વાદળાં, વરસાદ, સૂર્ય (છાયો અને સ્થિતિ) ચંદ્ર અને તારા. પવનની દિશા.

### સિનિઅર પહેલું વર્ષ

#### સૃષ્ટિજ્ઞાન

૧. વનસ્પતિનો અભ્યાસ—પહેલા વર્ષના જુનિઅર વર્ગમાં થઈ ગએલ કામનું વિશેષ વિગત સાથે પુનરાવર્તન.

(આ) થડ–ઊભાં, વેલા, ઉપર ચડતાં, અને જમીનની અંદર ફેલાતાં.
(બ) મૂળ–પુંજમૂળ, સોટીમૂળ, કંદમૂળ, હવામૂળ; શાખામૂળ.
(ક) પાંદડાં–પ્રકાશ અને પાણી સાથે સંબંધ. છોડ ઉપર તેની ગોઠવણી વગેરે.

પ્રયોગ—
(ડ) ફૂલ–રજવહન (પવન અને જંતુઓથી), અને ફળીકરણ.
(ઇ) ફળની વૃદ્ધિ.
(ફ) બીજનું વેરાવું અને બીજોદ્ભવ ક્રિયા.

૨. સ્થાનિક બીજા પાંચ વધારે છોડનું નિરીક્ષણ (પહેલા વર્ષના જુનિઅર વર્ગમાં થઈ ગએલા રોપા સિવાયના).

૩. પક્ષીઓનો અભ્યાસ–પક્ષીઓનું વર્ગીકરણ (અ) નિવાસ, (બ) ખોરાક, (ક) ચાંચ, અને (ડ) પંજા પ્રમાણે. પક્ષીઓની સામાન્ય ટેવો અને લક્ષણો.

૪. ચંદ્ર અને તેની કળાઓનું નિરીક્ષણ. વાદળાં–બંધારણ અને જાતો (ભારે અને આછાં). વરસાદનાં વાદળાં, પીંછાં જેવાં અને ચિત્રરૂપ. ખડકો અને જમીન–પાણી, ગરમી, ઠંડી અને પવનની જમીન પર થતી અસર. જમીનની જાતો.

## બીજું વર્ષ

### સૃષ્ટિજ્ઞાન

૧. વનસ્પતિનો અભ્યાસ—
(અ) જમીનના અને પાણીના છોડ વચ્ચેનો તફાવત.
(બ) સપુષ્પ અને અપુષ્પ છોડ વચ્ચેનો ભેદ—(૧) ફર્ન (હંસરાજ) (૨) લીલ, અને (૩) બિલાડીનો ટોપ.
(ક) પરોપજીવી વનસ્પતિઓ.

૨. જંતુજીવનનો અભ્યાસ.

૩. દેડકું, રેશમનો કીડો, અથવા પતંગીઆના જીવનવિકાસનો ઇતિહાસ.

૪. (અ) વરસાદ અને ઉષ્ણતામાનનું માપ.
(બ) ધુમસ, ઝાકળ અને કરાનું બનવું.
(ક) નીચે જણાવ્યા પ્રમાણે આકાશી પદાર્થોનું નિરીક્ષણઃ—

(૧) તારામંડળો:—
(અ) સપ્તર્ષિ.
(બ) મૃગશીર્ષ (હરણાં).
(ક) શર્મિષ્ઠા.
(ડ) બ્રહ્મહૃદય.
(ઇ) નરતુરંગ.
(ફ) સ્વસ્તિક.
નક્ષત્રો. (ચાંદ્ર)
(અ) કૃતિકા.
(બ) આર્દ્રા.
(ક) પુનર્વસુ.
(ડ) સ્વાતિ.
(ઇ) શ્રવણ.
(ફ) ભાદ્રપદ.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૦–૪–૩૨ ના પત્ર નં. ૧૦૯૦ માં કરેલી સૂચનાનુસાર)

---

## ઇન્ડીઅન રેડક્રોસ સોસાઇટી

### ભરૂચ જિલ્લા શાખાનો ૭ મા વર્ષના વાર્ષિક અહેવાલ સને ૧૯૩૧

ઇન્ડીઅન રેડક્રોસ સોસાયટીની ભરૂચ જિલ્લા શાખાની શરૂઆત સને ૧૯૨૫ ના વર્ષમાં કરવામાં આવી હતી, એટલે તેને સને ૧૯૩૧ માં ૭ વર્ષ પુરાં થયાં છે. એ સાતમા વર્ષમાં ભરૂચ શાખાએ કરેલા કામની જુદી જુદી પ્રવૃત્તિઓનો વાર્ષિક અહેવાલ નીચે મુજબ છે. જે જાહેર-પ્રજાની જાણ માટે રેડક્રોસ ભરૂચ શાખાના મંત્રીઓ તરફથી નીચે મુજબ પ્રગટ કરવામાં આવ્યો છેઃ—

(૧) મીટીંગઃ—વર્ષ દરમિઆન મંડળના કામકાજ માટે કાર્યવાહક કમિટીની ૮ મીટીંગો મળી હતી.

(૨) હેલ્થ પ્રોપેગેન્ડાઃ-(અ) વર્ષ દરમિઆન મેજીક લેન્ટર્ન સ્લાઇડઝથી શહેર અને જિલ્લાના ગામોમાં ૩૭ ભાષણો પાણીની સ્વચ્છતા,

મેલેરીઆ, શીતળા, શારીરિક આરોગ્યતા, માંખી, દાંતની સંભાળ વગેરે તંદુરસ્તીના વિષયો ઉપર ભાષણો આપવામાં આવ્યાં હતા.

**(બ)** સચિત્ર નકશા સાથે શહેર અને જિલ્લાની સ્કૂલોમાં ૧૭ ભાષણો આપવામાં આવ્યાં હતાં. વર્ષ દરમિઆન કુલ્લે ૫૪ ભાષણો ભરૂચ સેનિટરી એસો. ના ડેમોન્સ્ટ્રેટર મિ. ચીમનલાલ ટી. શાહે સેનિટરી એસો. ના સાધનોથી આપ્યાં હતાં.

**(ક) આરોગ્યતાના હસ્તપત્રોની પ્રસિદ્ધિઃ**—ઘરની માંખી, મરડો, તાવ, આંખની સંભાળ વગેરેના હસ્તપત્રો છપાવી શહેર અને જિલ્લાના ગામોમાં જિલ્લાના શિક્ષકો મારફતે વહેંચવામાં આવ્યા હતા.

**(૩) જુનિઅર રેડક્રોસ (બાળવર્ગજન સેવા સંસ્થા):—** જુનિઅર રેડક્રોસની સ્લાઇડઝથી શહેરમાં ૧૦ ભાષણો જુદી જુદી સ્કૂલના વિદ્યાર્થીઓને આપવામાં આવ્યાં હતાં, અને જુનિઅર રેડક્રોસનું કામ કરવા માટે એક કમિટી નિમવામાં આવી હતી અને તેના ચેરમેન તરીકે ઉત્તર વિભાગના મે. કેળવણીખાતાના ઇન્સપેક્ટર સાહેબને નિમવામાં આવ્યા છે. વર્ષ દરમિઆન શહેરમાં ૧ અને અંકલેશ્વરમાં ૨ ગ્રુપોમાં ૨૨ છોકરાઓ તથા ૭૪ છોકરીઓથી આ કામ શરૂ કરવામાં આવ્યું છે અને તેના મંત્રી તથા ચેરમેન વગેરેથી તેઓની કમિટીઓ નીમી જુનિઅર રેડક્રોસના કામની શરૂઆત કરવામાં આવી છે.

**(૪) વૈદકીય મદદની તાલીમ આપવા માટેનો શિક્ષણવર્ગ:—** વર્ષ દરમિઆન નવેમ્બર માસમાં વૈદકીય મદદનું કામ કરનાર શિક્ષકોની ફેરબદલી થવાથી નવા કામ કરનારા શિક્ષકો માટે ૨૮ ગામના શિક્ષકોનો એક વર્ગ તારીખ ૪ થી નવેમ્બરથી તારીખ ૮ મી નવેમ્બર ૧૯૩૧ સુધી આ. બા. ડો. પી. પી. બલસારા, સીવીલ સરજન સાહેબની દેખરેખ નીચે ખોલવામાં આવ્યો હતો, અને તેમાં જુદા જુદા ડાકટરોની મદદથી દવા આપવાની તાલીમ, આંખની સંભાળ રાખવાની તાલીમ ડો. કે. એચ. કામાકાકા તરફથી આપવામાં આવી હતી, તથા બીજાં ભાષણો આપવામાં આવ્યાં હતાં. ટ્રેનિંગ કલાસ ચલાવવા માટે આ. બા. ડો. પી. પી. બલસારા, એલ. એચ. એન્ડ. એસ સીવીલ સરજન સાહેબનો તથા ડો. કામાકાકા તથા બીજા ડોકટરો વગેરેનો ઉપકાર માનવામાં આવે છે.

**(૫) શહેર અને જિલ્લામાં જુદી જુદી જાતની વૈદકીય મદદ:—**

**(અ) આંખની દવાની મફત મદદઃ**—વર્ષ દરમિઆન ૧૪૬ ગામોમાં આંખની દવાની બાટલીઓ જિલ્લાના શિક્ષકોની મારફતે લોકોને

દવા નાખી આપવા માટે મોકલવામાં આવી હતી. તેમજ શહેરમાં ૧ ડઝન બાટલીઓ શહેરના જુદા જુદા ભાગોમાં આપવામાં આવી હતી, અને આંખની સંભાળની પત્રિકાઓ વહેંચવામાં આવી હતી.

**(બ) મેલેરીઆ રીલીફ:**—ચોમાસામાં સપ્ટેમ્બર માસથી નવેમ્બર માસ સુધી શહેર અને જિલ્લામાં ભરૂચ સેનિટરી એસો. ના સહકારથી નીચે મુજબની જુદી જુદી જાતની વૈદકીય મદદ આપવામાં આવી હતી.

**(૧) શહેરમાં:**—શહેરના જુદા જુદા ભાગોમાં દશ મથકોએ કિવનાઇનના સ્ટોકમીક્ષ્ચરનો ૧૫૦૦ માણસોએ લાભ લીધો હતો તેમજ ૩૬૦૦ તાવની ટીકડીઓ મફત વહેંચવામાં આવી હતી.

**(૨) જિલ્લામાં:**—જિલ્લામાં ૭૪૦૦ કિવનાઇનના પડીકા ૧૪૮ ગામની સ્કૂલોમાં તથા ૬૭ દવા આપવાનાં મથકોએ નિશાળના શિક્ષકો મારફતે ૪૭૦૦૦ તાવની તથા કિવનાઇનની ટીકડીઓ મફત વહેંચવામાં આવી હતી.

## સે. એસો. અને રેડક્રોસ શાખાના—

**(૬) વૈદકીય મદદ આપવાના કાયમનાં મથકો:**—જિલ્લાના ૬૨ ગામોમાં નિશાળના માસ્તરોની મદદથી દવા આપવાનું કામ ચાલુ રાખવામાં આવ્યું છે, અને વર્ષ દરમિઆન ૪૩૪૪૬ દર્દીઓએ લાભ લીધો છે, અને આ કામ માટે રૂ. ૧૩૯૮–૧૪–૦ નો ખર્ચ કરવામાં આવ્યો છે. વર્ષ દરમિઆન ૫ નવાં મથકો લોકોની નાણાની મદદથી ખોલવામાં આવ્યાં છે, અને હાલ કુલ્લે ૬૭ મથકોએ દવા આપવાનું કામ ચાલે છે. આ કામ જિલ્લાના શિક્ષકોની ખંત, ઉત્સાહ અને કીમતી મદદથી ચાલે છે.

**(૭) સુવાવડ અને બાળ સંભાળ:**—જુલાઈ માસથી સે. એસો. અને રેડક્રોસ તરફથી રાખેલી કેળવાયલી દાયણની મદદથી શહેરના જુદા જુદા ભાગોમાં જુલાઈથી ડિસેમ્બર ૬ માસમાં ૫૩૧ નવાં જન્મેલાં બાળકો તથા સ્ત્રીઓની મુલાકાત લેવામાં આવી છે.

**(૮) હોસ્પીટલમાં જોઈતા સાધનોની મદદ:**—શહેરમાં સીવીલ હોસ્પીટલ, ઝનાના મિશન હોસ્પીટલ, સેવાઆશ્રમના આંખ તથા દાંતના દવાખાનાને તથા જિલ્લાના ૧૦ દવાખાનાને મળી કુલ ૧૪ દવાખાનાને દર્દીઓને ઉપયોગી ચીજોની મદદ આપવામાં આવી છે અને તે કામ માટે રૂ. ૩૪૨–૧૫–૦ નો ખર્ચ કરવામાં આવ્યો છે.

**(૯) માંદાની માવજત માટેનાં સાધનો:**—શહેર અને જિલ્લામાં

સેવાભાવી ગૃહસ્થો મારફતે લોકોને બનતી મદદ આપવાનું કામ ચાલુ રાખવામાં આવ્યું છે.

(૧૦) **બાળહિત અને આરોગ્ય ઉજવણી:**—ડિસેમ્બર માસમાં નાતાલના વહેવારોમાં સેનિટરી એસો. અને રેડક્રોસ શાખાની મદદથી તારીખ ૨૫ મી ડિસેમ્બરથી ૨૯ મી ડિસેમ્બર ૧૯૩૧ સુધી બાળહિત ઉજવણી કરવામાં આવી હતી અને તેને અંગે આરોગ્ય પ્રદર્શન, ભાષણો, હેલ્થપ્રોસેશન, બાળહિત સંવાદ, સંગીત, સિનેમા શો તથા શહેરના જુદા જુદા ભાગોમાં તંદુરસ્ત બાળકો, બાળ ઉછેર, અજ્ઞાનતાના શ્રાપ વગેરેની સિનેમા ફિલમો વગેરે બતાવવાની પ્રવૃત્તિઓથી આ બાળહિત ઉજવણી કરવામાં આવી હતી. ડૉ. એન. વી. પટેલે સ્ત્રીઓ માટે સર સાપુરજી ભરૂચા હોલમાં બાળસંભાળ બાબેનું ભાષણ આપ્યું હતું.

(૧૧) **વાર્ષિક લવાજમ:**—વર્ષ દરમિઆન ૩ વાર્ષિક સભાસદો, ૧૨ વાર્ષિક એસોસિએટ સભાસદોએ પોતાના લવાજમો આપ્યાં છે, અને કુલ્લે રૂપીઆ ૬૮ લવાજમના મળ્યા છે. તે માટે સઘળા મેમ્બરોનો આભાર માનવામાં આવે છે.

સને ૧૯૩૧ ના વર્ષમાં મુંબઈ ઈલાકાની રેડક્રોસ શાખાએ રૂા. ૧૦૦૦) દવા આપવાના ખર્ચ માટે તથા રૂપીઆ ૬૦૦) હોસ્પીટલ કમ્ફોર્ટસની ગ્રાન્ટની મદદ આપવા માટે મુંબઈ ઈલાકા શાખાના કાર્યવાહકોનો, ભરૂચ ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડનો, ભરૂચ સેનિટરી એસોસિએશન, તેમજ વૈદકીય મદદનું કામ કરનારા શિક્ષકોનો, તથા રેડક્રોસની જુદી જુદી દિશાઓમાં કામ કરવા માટે મદદ આપનારા સઘળા ગૃહસ્થોનો રેડક્રોસ શાખા તરફથી આભાર માનવામાં આવે છે. ભરૂચ રેડક્રોસ શાખાના પ્રેસિડંટ મિ. એ. ઓ. કુરેશી પોતાનો માનવંતો ઓદ્ધો છોડી રિટાયર થયા છે. તેમની છેલ્લાં ૭ વર્ષ સુધી રેડક્રોસ શાખાની બજાવેલી સેવા માટે નોંધ લે છે. તથા મિ. એન. એ. કાદરી એડમિ. ઓફિસરની બદલી થવાથી જો. ઓ. સેક્રેટરી તરીકે સેવા બજાવી તે માટે ડિ. શાખા તેમનો આભાર માને છે.

લી. સેવકો,

જે. ડી. વકીલ
સે. મ્યુઝિઅમ
તા. ૫–૧–૧૯૩૨

**સોરાબજી બ. જીનવાલા**
**હોમી એસ. દસ્તુર,**
જો. સેક્રેટરીઝ રેડક્રોસ ડિ. શાખા.

## પી. આર. ટ્રેનિંગ કૉલેજમાં સને ૧૯૩૨ના એપ્રિલ માસમાં લેવાએલી વાર્ષિક પરીક્ષાનું પરિણામ

### પહેલું વર્ષ

| નંબર | નામ | ટકા મા |
|---|---|---|
| ૧ | ફુલાભાઈ આશાભાઈ પટેલ | ૬૨.૨ |
| ૨ | જતનાભાઇ દશરીઆ ચૌધરી | ૫૮.૨ |
| ૩ | અર્જુન ગીગાભાઈ ખ્રિસ્તી | ૫૭.૫ |
| ૪ | જગજીવન ત્રીકમલાલ ઓસમીઆ | ૫૭. |
| ૫ | ચુનીલાલ કાળીદાસ દવે | ૫૬.૬ |
| ૬ | વિઠ્ઠલદાસ કુબેરદાસ ઉપાધ્યાય | ૫૬. |
| ૭ | નિચ્છાભાઇ સોમાભાઇ પટેલ | ૫૫.૨ |
| ૮ | ગૌરીશંકર અંબાશંકર મહેતા | ૫૪. |
| ૯ | બાલુભાઈ કુંવરજી નાયક | ૫૪. |
| ૧૦ | ડાહ્યાભાઈ નારણભાઇ પટેલ | ૫૪. |
| ૧૧ | મોતીલાલ રાયચંદ પટેલ | ૫૩.૯ |
| ૧૨ | પદ્મશંકર વજેશંકર ભટ્ટ | ૫૩.૫ |
| ૧૩ | રણછોડલાલ જેશંકર ત્રિવેદી | ૫૩.૫ |
| ૧૪ | વિશ્વાસ આણંદ રાઠોડ | ૫૩. |
| ૧૫ | હરિહરશંકર જટાશંકર દવે | ૫૨.૯ |
| ૧૬ | માધવભાઈ શંકરભાઈ પટેલ | ૫૨.૬ |
| ૧૭ | દુર્લભભાઈ છનાભાઇ ચૌધરી | ૫૨.૨ |
| ૧૮ | ત્રીકમલાલ હેમજીભાઇ પટેલ | ૫૨.૨ |
| ૧૯ | નાગરજી ગોપાળજી ઠાકોર | ૫૨.૨ |
| ૨૦ | મહાસુખ ડોસાભાઇ પટેલ | ૫૨.૧ |
| ૨૧ | તેજરામ જેઠાલાલ પુરોહિત | ૫૨. |
| ૨૨ | જીવાભાઇ શામળભાઈ પટેલ | ૫૧.૧ |
| ૨૩ | ડુંગરસિંહ રતનસિંહ રાઠોડ | ૫૧.૧ |
| ૨૪ | રામા લાલા વણકર | ૫૦.૧ |
| ૨૫ | હસનઅલી ભુધરઅલી ખોજા | ૫૦.૧ |
| ૨૬ | મોહનલાલ જીવણજી નાયક | ૫૦.૦ |
| ૨૭ | લક્ષ્મીકાન્ત મહાસુખરામ ઠાકોર | ૫૦.૦ |
| ૨૮ | પરભુભાઇ છીબાભાઇ પટેલ | ૫૦.૦ |
| ૨૯ | સામસુન ખુશાલ બારૈઆ | ૪૯.૧ |
| ૩૦ | છોટાલાલ છગનલાલ ભટ્ટ | ૪૯. |
| ૩૧ | દેવજીભાઈ પરભુભાઇ બકડીઆ | ૪૯. |
| ૩૨ | કેશવલાલ નરભેરામ મોદી | ૪૯. |

| | | |
|---|---|---|
| ૩૩ | રેવાશંકર અંબાલાલ ઉપાધ્યાય | ૪૮.૯ |
| ૩૪ | યેહાન બેન્જામીન ફ્રેંક | ૪૮.૫ |
| ૩૫ | માણેકલાલ ગણપતરામ ત્રિવેદી | ૪૮.૫ |
| ૩૬ | લલ્લુરામ આત્મારામ જોશી | ૪૮.૨ |
| ૩૭ | મોહનલાલ રણછોડ વાળંદ | ૪૮.૧ |
| ૩૮ | પુનમચંદ જયશંકર પંડયા | ૪૭.૮ |
| ૩૯ | ભેંકા બુધીઆ પટેલ | ૪૭.૮ |
| ૪૦ | બાનીબાસ એંગાર ડાભી | ૪૭.૭ |
| ૪૧ | રામશંકર જીવણરામ પાઠક | ૪૭.૭ |
| ૪૨ | જેઠાલાલ ભીખાજી મોધેરા | ૪૭.૫ |
| ૪૩ | ગીરધરલાલ બાપુલાલ ઠાકર | ૪૭.૧ |
| ૪૪ | મણીભાઈ જીવણજી નાયક | ૪૭. |
| ૪૫ | સુલેમાન દેવજીભાઈ ખ્રિસ્તી | ૪૬.૫ |
| ૪૬ | પ્રાગજી હરિભાઈ વશી | ૪૬.૫ |
| ૪૭ | કાન્તિલાલ રણછોડ પરમાર | ૪૬.૪ |
| ૪૮ | સીરીલ મોરારભાઈ ખ્રિસ્તી | ૪૫.૫ |
| ૪૯ | લલ્લુભાઈ રૂદરજી દેસાઈ | ૪૫.૧ |
| ૫૦ | મણીલાલ છગનલાલ ઉપાધ્યાય | ૪૪.૬ |
| ૫૧ | પોલ કોદરલાલ મેકવાન | ૪૩.૬ |

## બહારથી બેઠેલા વિદ્યાર્થીઓ

| | | |
|---|---|---|
| ૧ | રતનજી લીમજી પટેલ | ૫૧.૩ |
| ૨ | અંબાલાલ દામોદર ભટ્ટ | ૫૧. |
| ૩ | માણેકલાલ ગીરધરભાઈ ગોર | ૪૬.૮ |
| ૪ | જીણાભાઈ બુધાભાઈ પટેલ | ૪૬.૪ |
| ૫ | ત્ર્યંબકલાલ નર્મદાશંકર આચાર્ય | ૪૫.૯ |
| ૬ | વાલજી ધુળાભાઈ ક્રિશ્ચન | ૪૫.૮ |
| ૭ | જગુભાઈ વાઘજીભાઈ બારૈઆ | ૪૫.૩ |
| ૮ | ભલાભાઈ દાનસંગ પટેલ | ૪૪.૧ |
| ૯ | ચંદ્રશંકર મણીશંકર દવે | ૪૩.૮ |
| ૧૦ | માનાલાલ શીવલાલ ખ્રિસ્તી | ૪૨.૯ |
| ૧૧ | દોલતસિંહ જયસિંહ બારોટ | ૪૧.૭ |
| ૧૨ | ભીખુભાઈ રામશંકર પંડયા | ૪૦. |

## વોકેશનલ ટ્રેનિંગ સ્કૂલ, અંકલેશ્વરનાં વિદ્યાર્થીઓ

| | | |
|---|---|---|
| ૧ | છગનલાલ રણછોડ સકરીઆ | ૫૧.૪ |
| ૨ | ફ્રેડરીક ગાંડાભાઈ સોલંકી | ૫૧.૦ |

| | | |
|---|---|---|
| ૩ | રેવા કેશવ ચોધરી | ૫૦.૧ |
| ૪ | ફિલિપ રણછોડ બારૈઆ | ૪૯.૭ |
| ૫ | નાયન ઉકાભાઈ મહીડા | ૪૮.૦ |
| ૬ | સદ્ગુણ રતનચંદ સોલંકી | ૪૬.૦ |
| ૭ | ફિલિપ ગોવિંદ મેકવાન | ૪૫.૪ |
| ૮ | કાળિદાસ બુરાલાલ ભગત | ૪૦.૯ |
| ૯ | નટવરલાલ નારણદાસ પંચોલી | ૪૮.૭ |
| ૧૦ | દામજી માનસીંગ ભરૂચા | ૪૮.૪ |

## બીજું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ | ભોળાનાથ મહાસુખરામ રણા | ૬૨.૮ |
| ૨ | ભગવાનલાલ મોહનલાલ મહેતા | ૬૨.૪ |
| ૩ | મોહનલાલ બોધાલાલ પંડ્યા | ૫૯.૨ |
| ૪ | મણીગીરી કાશીગીરી ગોસ્વામી | ૫૮.૪ |
| ૫ | પુરષોત્તમ નાથુરામ સાધુ | ૫૮. |
| ૬ | પુરષોત્તમ કુબેરદાસ ગોર | ૫૭.૫ |
| ૭ | સુલેમાન ઇબ્રાહીમ શેખ | ૫૭.૧ |
| ૮ | ગૌરીશંકર ગણપતરામ પંડ્યા | ૫૬.૬ |
| ૯ | છોટાલાલ ભગવાનદાસ ખ્રિસ્તી | ૫૫.૯ |
| ૧૦ | નાથુસિંહ દીપસિંહ પરમાર | ૫૫.૫ |
| ૧૧ | નર્મદાશંકર ત્રીકમલાલ ભટ્ટ | ૫૪.૭ |
| ૧૨ | રામકૃષ્ણ નારાયણ સરદેસાઈ | ૫૪.૬ |
| ૧૩ | ભગવાનજી નાગરજી દેસાઈ | ૫૩.૮ |
| ૧૪ | ક્રીરપાશંકર જદુરામ ભટ્ટ | ૫૩.૫ |
| ૧૫ | નાનાભાઈ વહાલાભાઈ પટેલ | ૫૨.૪ |
| ૧૬ | ખંડુભાઇ નિરજાભાઈ નાયક | ૫૨. |
| ૧૭ | ત્ર્યંબકલાલ ભુલાભાઈ ત્રિવેદી | ૫૦.૮ |
| ૧૮ | ધનજી જેકણ ભીલ | ૪૯.૪ |
| ૧૯ | નંદલાલ મુળજીભાઈ પાઠક | ૪૬.૯ |
| ૨૦ | બહેચરદાસ સોમચંદ પટેલ | ૪૪.૮ |

## બહારથી બેઠેલા વિદ્યાર્થીઓ

| | | |
|---|---|---|
| ૧ | હરિલાલ રણછોડલાલ પંચાલ | ૫૦.૮ |
| ૨ | ફ્રીસોમાન પથુભાઈ પટેલ | ૪૮.૩ |
| ૩ | જગન્નાથ ગણપતરામ પાઠક | ૪૫. |
| ૪ | જમીઅતરામ બેચરદાસ પંડયા | ... |
| ૫ | સોમચંદ દેવજીભાઈ ખ્રિસ્તી | ... |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૬ | બે બાળ વાર્તાઓ (પહેલી આવૃત્તિ) | મિ. સી. એમ. ભટ્ટ | બાલોદ્યાન કાર્યાલય, વડોદરા | ૦—૧—૬ | ઈનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૭ | રમેશની મુસાફરી (પહેલી આવૃત્તિ) | " | " | ૦—૧—૬ | " | " |
| ૧૮ | પુસ્તકાલય | મિ. નટવરલાલ વીમાવાળા | ગાંડિવ સાહિત્યમંદિર, સુરત | ૦—૨—૦ | " | " |
| ૧૯ | ખરેખરી વાતો | " | " | ૦—૨—૦ | " | " |
| ૨૦ | રતનીઓ (બીજી આવૃત્તિ) | મિ. એન. ઈ. પટેલ | મિ. પી. બી. પારેખ, વઢવાણ શહેર | ૦—૩—૦ | " | " |
| ૨૧ | મોતીઓ (પહેલી આવૃત્તિ) | " | મિ. નાગરદાસ ઈ. પટેલ ગોવર્ધનવિલા, મલાડ | ૦—૩—૦ | " | " |
| ૨૨ | ભલી ભરવાડણ (પહેલી આવૃત્તિ) | મિ. સી. એચ. પંડ્યા | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦—૧—૦ | " | " |
| ૨૩ | નગુણો રાજા | મિ. આર. એન. શાહ | " | ૦—૧—૦ | " | " |
| ૨૪ | ૨૧ નવી વાતો | મિસ. એસ. પી. શાહ | મિ. મોહનલાલ ડી. મહેતા, રાજકોટ | ૦—૩—૦ | " | " |
| ૨૫ | ગુજરાતના ઇતિહાસની મિજલસો | મિ. જે. સી. ચોધરી | મિ. જે. સી. ચોધરી, ગોપીપુરા, સુરત | ૦—૪—૦ | લાયબ્રેરી | " |
| ૨૬ | સુવર્ણનું ભાગ ૧ (પહેલી આવૃત્તિ) | પ્રો. એમ. એલ. શાહ અને મિ. સી. જે. પરીખ | પ્રો. એમ. એલ. શાહ (એન્ડ મિ. સી. જે. પરીખ,) વડોદરા કોલેજ, વડોદરા | ૦—૯—૦ | " | " |

ટીકા:—" દેશીનામું " કર્તા મિ. સી. એલ. શાહ એ ચોપડીની કિંમત રૂ. ૦—૬—૦ થી ઘટાડીને રૂ. ૦—૫—૦ આના રાખવામાં આવી છે.

( અંગ્રેજીમાં સહી ) એન. એ. કાદરી

## ઇનામપત્રક

| | | | |
|---|---|---|---|
| ઉમરવા | કાઠીયાવાડી સોની તારાચંદ લાલભાઇ તરફથી | ૫--૪--૦ | બાળાઓને જમ વહેંચ્યા. |
| ઇન્દોર | સ્કૂલકમિટિના મેમ્બર પા. ઇશ્વરભાઇ જેશંગભાઇએ | ૨૦--૦--૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| અવીધા | કુંડાળીનાં પા. સોમાભાઇ ગુલાબભાઇ તથા ભદામના પા. ગોરધનભાઈ હીરાભાઇનાં લગ્ન અત્રેના પા. દેસાઈભાઇ બાવાભાઇને ત્યાંથવાથી તે પ્રસંગે | ... | કન્યાશાળાની બાળાઓને પિત્તળના ડબ્બા નં. ૯૪ વહેંચ્યા. |
| | **મહિકાંઠા એજન્સિ** | | |
| | બાવીશી થાણાફંડ તરફથી | ૪૮--૦--૦ | તાલુકાસ્કૂલ, કન્યાશાળા, અંત્યજશાળા અને વડોદરા સ્કૂલના વિદ્યાર્થીઓને વાર્ષિક ઇનામ તરીકે પુસ્તકો, કપડાં વગેરે તથા બાળાઓને શિવેલાં કપડાં વગેરે વહેંચ્યાં. |
| | ડભોડા જમીનદાર, વડોદરાગામ મતાદારો અને સદ્‌ગૃહસ્થો પાસેથી મે. થાણદાર સાહેબના હસ્તક | ૫૦--૦--૦ | એથેલેટિક સ્પોર્ટ્સ કરાવી મે. પો. એ. સાહેબે રોકડ રકમ અને ચીજો વહેંચી. |
| | થાણદારસાહેબ પુરુષોત્તમરાયજી ગુલાબરાયજી પંડયાએ | ૫--૦--૦ | તાલુકા સ્કૂલમાં બાળલાયબ્રેરી માટેનાં બાળ |
| | થાણદારસાહેબ શંકરલાલ મોહનલાલ વ્યાસે | ૫--૦--૦ | પુસ્તકો ખરીદવા માટે આપ્યા. |
| | મિ. મંગળભાઇ હરજીવનદાસે | ૩--૦--૦ | ,, |
| | વાંચી ભોગીલાલ જોઇતનદાસે | ૧--૦--૦ | ,, |
| | પટેલ ફુલાભાઇ ઉમેદભાઇએ | ૫--૦--૦ | ,, |
| | શા. ગૌતમલાલ સાંકળચંદે | ૩--૦--૦ | ,, |
| | શા. શકરચંદ અમથાલાલે | ૬--૮--૦ | બાળગ્રંથાવળી ચાર શ્રેણીઓ. |
| | શા. શકરાલાલ હેમચંદે | ૧--૧૦--૦ | ખૂટતાં પુસ્તકો માટે આપ્યા. |
| | થાણદાર શંકરલાલ મોહનલાલનાં પત્ની મહાલક્ષ્મીએ | ૧--૦--૦ | બાળાઓ માટે બાળપોથીઓ વહેંચી. |
| | શા. શંકરલાલ કાલિદાસે | ૫--૦--૦ | સ્કૂલ તથા કન્યાશાળા- |

| | | | |
|---|---|---|---|
| ડભોડા<br>લીહોડા | શા. ચકુભાઇ નરોત્તમદાસે | ૫—૦—૦ | સ્કૂલ,ક.માં મિઠાઈ વ્હેંચી |
| | ખાનપુરના શાહ ચંદુલાલ હરજીવનદાસે | ૨—૦—૦ | રોકડા બુટના ફાળામાં આપ્યા. |
| | જીંડવા ગામ સમસ્ત તરફથી | ૯—૦—૦ | સુખડી તથા રોકડા રૂ ૫) બોયસ્કાઉટને આપ્યા. |
| | જીંડવાના શેઠ શાહ કાળીદાસ ગીરધરભાઇએ | ૧૫—૦—૦ | પર્યટન વખતે સ્કાઉટને જમાડયા. |
| | જીંડવાના પટેલ ખાતુભાઈ લાલદાસે | ૧૫—૦—૦ | " |
| | ઠાકોર પુંજાજી રણછોડજી તરફથી | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ બકોરભાઈ મથુરભાઇ તરફથી | ૧—૦—૦ | " |
| | રામોલના ઠાકોર બાપુજી માસ્તર તરફથી | ૫—૦—૦ | બૉયઝસ્કાઉટને દૂધ સાકર તથા રોકડા રૂા. ૪) આપ્યા. |
| | સરગુના ઠાકોર રેઇજીભાઇ તરફથી | ૨—૦—૦ | રોકડા આપ્યા. |
| | મોડાસાવાળા શાહ વાડીલાલ મથુરદાસે | ૨—૦—૦ | દુધ સાકર તથા રોકડા આપ્યા. |
| | સાવલીના ત્રીવેદી મુકુન્દરાય કેશવલાલે | ૧૮—૦—૦<br>૧—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું.<br>તથા પતાસાં વહેંચ્યાં. |
| | હરખજીના મુવાડાના ઠાકોરશ્રી જાલમસિહજી ડુંગરસિંહજી તરફથી | ૧—૦—૦ | બૉયસ્કાઉટને પતાસાં વહેંચ્યાં. |
| | શાહ જેઠાલાલ હરજીવનદાસે | ૭—૮—૦ | બાળાઓ માટે કાપડ ૨૦॥ વાર આપ્યું. |
| | ડભોડાના કોન્ટ્રાક્ટર શકરાલાલ હેમચંદે | ૧૫—૦—૦ | બૉયસ્કાઉટને રોકડા આપ્યા. |
| | સદ્‌ગૃહસ્થો તરફથી ફાળો કરીને | ૫૧—૦—૦ | નવાજ્યુબિલિ હોલની પ્રતિષ્ઠા ક્રિયા તથા ભોજન ને ઇનામમાટે |
| | ઠાકોર માધુસીંગ ગેમભાઇએ | ૩—૮—૦ | પરબ માટે આપ્યા. |
| | મે. જમીદારસાહેબ શંકરલાલભાઇએ | ૩—૮—૦ | " |
| | ઠાકોર ભુપતાજી લીલાજીએ | ૭—૦—૦ | " |
| | પટેલ બકોરભાઇ મથુરદાસે | ૧—૦—૦ | " |
| | ઠાકોર કેસરાજી માલાજીએ | ૧—૦—૦ | " |
| | શાહ સાંકળચંદ ચુનીલાલે | ૧—૦—૦ | પરબ માટે પવાલાં આપ્યાં. |

ખાનગી' જાહેરખબર

શહેર ભરૂચ મ્યુનિસિપલ શાળાઓ સારૂ એક મોન્ટે
પદ્ધતિથી કામ કરી શકે એવા શિક્ષકની જરૂર છે. ઉમેદ
લાયકાત તથા અનુભવ જણાવી અરજી મોકલી આપવી.
કેટલા પગારથી આવવા ખુશી છે તે પણ દર્શાવવું.

હુકમથી,
**M. M. Dave**
એડમિનિસ્ટ્રેટિવ-ઑ
મ્યુનિ. સ્કૂલબોર્ડ—ભ

---

## વિજ્ઞાન પ્રવેશિકા

કર્તા—ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર, બી. એ. બી. એસ. સી.
પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ, અમદ

ગુજરાતી ધોરણો ૫, ૬ અને ૭ અને અંગ્રેજી પહેલાં ૩ ધોરણો
પદાર્થશાસ્ત્ર અને રસાયનશાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતો સરલ
સમજાવતું ન્હાનકડું પ્રથમ પુસ્તક.

મેટ્રિકનો અભ્યાસ કરતા અને પુખ્ત વયના સ્ત્રી પુરુષોને પણ ઉપ

: કિંમત ફક્ત દશ આના :—
પાના ૧૬૦ તથા ચિત્રો ૮૧

વિજ્ઞાનના પ્રાથમિક સિદ્ધાંતો અને પ્રયોગો આ પુસ્તકમાં સુંદ
ચર્ચવામાં આવ્યા છે. જો કે અંદરના પારિભાષિક શબ્દો શરૂઆ
બાળકોને કઠણ તો લાગશે જ, છતાં લેખક બને ત્યાં સુધી આ વિ
ગુજરાતી શબ્દો આપવાની પ્રથાને વળગી રહ્યા છે તે એકંદર રીતે
કર્યું છે, અને એથી છેવટે ભણનારને તથા આપણી માતૃભાષાને લાભ

અંગ્રેજી પહેલા, બીજા અને ત્રીજા ધોરણમાં ભણતા વિદ્યાર્થી
ઉદ્દેશીને પુસ્તકના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે. સ્થળે સ્થળે ઉપ
ચિત્રો મૂકી આ શુષ્ક વિષયને રસિક તથા આકર્ષક બનાવવામાં 
છે. નાના વિદ્યાર્થીઓ વિજ્ઞાન જેવો અતિ ઉપયોગી વિષય રસથી 
થઈ જાય તો દેશની પ્રગતિ થોડા વખતમાં ખુબ થાય એમાં શક ન

"કૌમુદી

મળવાનું ઠેકાણું—
બાળગોવિંદ કુબેરદાસની કું. બુકસેલર્સ, ત્રણ દરવાજા, અમ

---

### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆ
જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદત | એક પાન | અરધું પાન | પા |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. |
| ૭ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. |

---

Registered No. B. 43.

પુસ્તક ૭૨ ] [ અંક ૯

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

સપ્ટેમ્બર સને ૧૯૩૨

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

## અનુક્રમણિકા





### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૭ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨ ] સપ્ટેમ્બર સને ૧૯૩૨ [ અંક ૯

# બાળકનો યુગ

હાલનો જમાનો યંત્રનો ગણાય છે, કારણ કે આપણાં સુખ અને મોજશોખની અનેક વસ્તુઓ હાલમાં યંત્ર વડે ઉત્પન્ન થાય છે. વળી જે કામ હાલમાં માણસો કે પ્રાણીઓ પોતાની મહેનતથી કરે છે તે પણ વખત જતા યંત્રની મદદથી કરવામાં આવશે એમ આશા રાખી શકાય છે. તેવીજ રીતે હાલનો જમાનો **બાળકના યુગનો** છે, કારણ કે બાળકના હિત અને તેની ઉન્નતિ માટે હાલમા જેટલા પ્રયાસો થાય છે તેટલા અગાઉ કોઈ વખત થયા નથી. બાળક એ દેશની ઉત્તમ દોલત છે અને તેના યોગ્ય વિકાસ ઉપરજ રાષ્ટ્રનો આધાર છે એવો સિદ્ધાંત હરકોઈ પ્રજા હાલમાં સ્વીકારે છે. આ દૃષ્ટિને અનુસરી બાળકેળવણી ફરજિઆત કરવામાં આવે છે. વળી શિશુશિક્ષણને માટે વિવિધ વ્યવસ્થા કરવામાં આવી છે. કિનડરગાર્ટન અને મોન્ટેસોરિ પદ્ધતિઓ બાળકની શક્તિના સારા વિકાસ માટે યોજવામાં આવી છે. તેની સાથે બાળકની કેળવણી માટે અનેક જાતના સાહિત્યો તૈયાર કરવામાં આવ્યા છે. બાળવાર્તાઓ, બાળગીત, બાળકનાં રમકડાં, બાળકનાં વાચનનાં પુસ્તકો વગેરે વસ્તુઓ બાળવિકાસ માટે તૈયાર થતી હાલમાં જોવામાં આવે છે. વળી શિશુશિક્ષણ કે બાળવર્ગ માટે ખાસ તાલીમ લીધેલા શિક્ષકની જરૂરિઆત સ્વીકારવામા આવી છે. સમાજની ઉન્નતિ માટે આવી રીતે બાળક એ એક ઉપયોગી વ્યક્તિ છે

એવી કદર દુનિયામાં વિશેષ થવા લાગી છે અને તે વિચારને અનુસરીનેજ તેને શાસ્ત્રીય તાલીમ મળે તે માટે ઘણો પ્રયત્ન કરવામાં આવે છે.

યુરોપી વિગ્રહ પછી પાશ્ચાત્ય દેશના વિદ્વાન વર્ગને ખાતરી થઈ છે કે બાળકની જરૂરિઆત ઉપર પ્રજા તરફથી જોઈતું ધ્યાન આપવામાં આવતું નથી. આ કારણને લીધે સેંકડો બાળકોનાં શરીર નિર્માલ્ય હોય છે. તેમની બુદ્ધિ તથા હૃદયનો વિકાસ નહિ થવાથી તેમની શક્તિ હલકા પ્રકારની જોવામાં આવે છે. વળી દુકાળ, રેલ, લડાઈ જેવી આફત વખતે બાળકોને ઘણું સહન કરવું પડે છે અને તેથી તેમની શારીરિક તેમજ માનસિક સંપત્તિને ઘણી હાનિ થાય છે. આવી રીતે મનુષ્યનાં સુખ અને પ્રગતિને અટકાવનાર જે કારણો છે, તે દૂર કરવાં જોઈએ. બાળકની દરેક પ્રકારે સંભાળ રાખવી એ માબાપની ફરજ છે એમ સમાજે સ્પષ્ટ સ્વીકારવું જોઈએ. જે બાળકો અનાથ છે તેમની સંભાળ તેમના હિત માટે સ્થાપેલાં મંડળોએ લેવી જોઈએ. જ્યારે નાણાભીડ કે આર્થિક આફતને લીધે બાળકોની સંભાળ ન લેવામાં આવે ત્યારે **બાળહિત મંડળે** તે કામ ઉપાડી લેવું જોઈએ. તેમને માટે એક હકપત્ર તૈયાર કરવામાં આવ્યું છે તેમાં નીચે જણાવ્યા મુજબ તેના નિયમો અને કલમો આપેલી છેઃ

## સામાન્ય નિયમ

(૧) દુનિયાના હરકોઈ બાળકનું શરીર દુરસ્ત અને દૃઢ હોવું જોઈએ. તેની બુદ્ધિ તીક્ષ્ણ હોવી જોઈએ; તેમજ તેના હૃદયનો વિકાસ થવો જોઈએ.

(૨) દરેક બાળક જન્મતી વખતે તંદુરસ્ત હોવું જોઈએ, પછી તેને સારા વાતાવરણમાં ઉછેરવું જોઇએ.

(૩) જે બાળક માંદું પડે અને દુઃખમાં આવી પડે ત્યારે તેને મદદ કરવી જોઈએ, જો તે ઉંધે રસ્તે જતું હોય તો તેને સુધારવું જોઈએ.

(૪) દરેક બાળકને તેના શારીરિક, માનસિક અને આત્મિક વિકાસ માટે તક મળવી જોઈએ.

(૫) દરેક બાળક એ માનવકુળનું એક અંગ છે એવી રીતે તેને ઉછેરવું જોઈએ. દુનિયાનાં બીજાં બાળકો સાથે તેને ભાઈચારો થાય અને તેમને મદદ કરવા તે તૈયાર થાય એવી તાલીમ તેમને આપવી જોઈએ.

## હકપત્રની કલમો

(૧) સારા તંદુરસ્ત બાળકની પ્રાપ્તિ માટે મા કે બાપ તરીકેની તેની શી શી ફરજો છે એનું ભાન સમાજની દરેક વ્યક્તિને થાય તે માટે તેમને શિક્ષણ ને સૂચના આપવાં જોઈએ.

(૨) બાળકોના હિતની સંભાળ રાખવા માટે તથા તેમને લગતી જે સંસ્થાઓ હોય તેના ઉપર દેખરેખ રાખવા માટે દરેક દેશમાં એક અલાયદું ખાતું સ્થાપવું જોઈએ.

(૩) બાળકના જન્મ થયા પછી તરતજ આરોગ્ય ખાતાને તેની ખબર આપવી અને તેના જન્મની નોંધ ફરજિઆત હોવી જોઈએ.

(૪) જેમ અને તેમ બાળકોને ખુલ્લી હવામા અને તડકામાં ઉછેરવાં જોઈએ.

(૫) માબાપ અને બાળકો માટે રહેવાની તેમજ સુવાની આરોગ્યકારક તથા પુરતી સગવડ હોવી જોઈએ.

(૬) બાળહિતનાં મથકો સ્થાપવાં જોઈએ. કે ત્યાથી બાળકના ઉછેર, ખોરાક અને કપડાં સંબંધી માતાઓને જોઈતી સલાહ અને મદદ મળે. વળી આવાં મથકોનાં કીમતી જ્ઞાન અને સલાહનો લાભ જેમ બને તેમ વધારે વ્યક્તિઓ લે એવો પ્રયાસ કરવો જોઈએ.

(૭) બાળક અને તેની માને પુરતું ચોકખું દૂધ મળે તેને માટે ખાસ ગોઠવણ થવી જોઈએ.

(૮) જે બાળકો જુદી જુદી ઉંમરના ભૂખ્યા શાળામાં આવે છે તેમને ખાવાનું મળે તેની ગોઠવણ કરવી જોઈએ.

(૯) બાળકોને જે ખોરાકની જરૂર છે તેવો સારો અને સસ્તો ખોરાક તેમને મળે તે માટે તેની યોગ્ય માહીતી આપવી જોઈએ.

(૧૦) તંદુરસ્ત રહેવા માટે અને ખાસ કરીને સ્વચ્છ રહેવાનું જ્ઞાન બાળકોને આપવું જોઈએ.

(૧૧) શહેરનાં જે બાળકો તંદુરસ્ત રહેતા નથી તેમને રજાના દિવસોમાં ગામડામાં કે દરીઆ કિનારે જવાને ઉત્તેજન આપવું જોઈએ.

(૧૨) ઠોઠ, અપંગ, આંધળાં, બહેરાં, મુગા અને માનસિક ખોડખાંપણવાળાં બાળકોની સંભાળ તથા શિક્ષણ માટે ખાસ ગોઠવણ કરવી જોઈએ. વળી જે બાળકો માંદાં પડે તેની સારવાર માટે પણ પુરતી જોગવાઈ દરેક દેશમાં હોવી જોઈએ.

(૧૩) કોમળ ગર્ભવતી સ્ત્રીઓની તેમજ બાળકોની માવજત માટે ખાસ સંસ્થાઓ હોવી જોઈએ. તેમજ દાંત, કાન, નાક, ગળાના રોગની સારવાર માટે તેમજ ક્ષય જેવા રોગ મટાડવા માટે બાળકો તેમજ તેમની માતા માટે પુરતી ગોઠવણ થવી જોઈએ.

(૧૪) અનાથ અને રખડતાં બાળકોની સંભાળ રાજ્ય તરફથી ઘરના જેવી થવી જોઈએ.

(૧૫) જે સ્ત્રીઓને ત્યજી દેવામાં આવી હોય અથવા જે વિધવા થઇ હોય તેને મદદ કરવા, તેમજ અશક્ત અને બેકાર માણસોને સાહાય્ય કરવા ગોઠવણુ કરવી જોઈએ.

(૧૬) જે બાળકો ગુન્હો કરે તેમની તપાસ ખાસ કોર્ટમાં થવી જોઈએ અને તેમને જે શિક્ષા કરવામાં આવે તે તેમને સુધારે એવી હોવી જોઈએ.

(૧૭) જે વ્યકિત કાયદાની નજરે 'બાળક' છે તેને કેદની કે દેહાંત દંડની શિક્ષા થવી જોઈએ નહિ.

(૧૮) જે બાળક શાળામાં જવા લાયક હોય તેને નિયમિત રીતે કારખાનામાં રાખવું જોઈએ નહિ. અઢાર વરસની અંદરના કોઈ છોકરા કે છોકરીને રાત્રે કામમાં રોકવાં નહિ; તેમજ જોખમકારક કામ તેમની પાસે કરાવવું નહિ.

(૧૯) બાળક તરફ જે કંઈ ક્રૂરતા, બેદરકારી થાય કે તેમનો દુરુપયોગ થાય તેને માટે કાયદા મુજબ શિક્ષા થવી જોઈએ.

(૨૦) દરેક દેશમાં તેની નાગરિકતા માટે સારી યોગ્ય કેળવણીની ગોઠવણુ હોવી જોઈએ. તેને માટે જોઈતા શિક્ષકોને યોગ્ય તાલીમ આપવી જોઈએ. તેમજ તેમનો પગાર પુરતો હોવો જોઈએ. પ્રાથમિક કેળવણી મફત હોવી જોઈએ. જે બાળકમાં જે પ્રકારની ખાસિઅત હોય તે પ્રમાણે તેને કેળવણી આપવી જોઈએ. શાળાને અનુકૂળ પડે તેવાં મકાનો બાંધવાં જોઈએ. તેમાં બહુ મોટા વર્ગો હોવા જોઈએ નહિ.

(૨૧) કેળવણીના ખાસ અંગ તરીકે હસ્તકામ હોવું જોઈએ; અને શાળાના અભ્યાસક્રમમાં શારીરિક કસરત તથા તાલીમની ગોઠવણુ હોવી જોઈએ.

(૨૨) છોકરીઓને સિવણ, ધોવાનું તથા રાંધવાનું કામ શીખવવું જોઈએ; તેમજ ઘર ચલાવવાની અને બાળક ઉછેરની તાલીમ તેમને મળવી જોઈએ.

(૨૩) જે બાળકો શાળા છોડીને જાય તેમની ખાસિઅતોની માહીતી હોવી જોઈએ; તેને આધારે માબાપ અને શિક્ષકો એ બંનેએ મળીને તેને અનુકૂળ પડે તેવો ધંધો શોધી કાઢવો.

(૨૪) જે બાળકો શાળાનો અભ્યાસ પુરો કરી બહાર જાય તેને પોતાના સારા નિર્વાહ માટે ધંધો મળે તે માટે ખાસ સંસ્થાઓ ખોલવી જોઈએ.

(૨૫) દરેક શાળામાં રમત ગમત માટે જગા હોવી જોઈએ. જે બાળકો ખુલ્લી જગામાં જઈ શકતાં નથી તેમને માટે તેમની પાસે રમવાની જગામાં બાળકોને આનંદ અને મઝા પડે તેવાં રમવાનાં સાધન હોવાં જોઈએ.

(૨૬) કુદરતની અદ્‌ભુતતાનું જ્ઞાન બાળકને મળે તેવી તાલીમ તેમને આપવી. વળી પશુ, પ્રાણી અને વનસ્પતિનું રક્ષણ કરવાનું તેને શીખવવું જોઈએ.

(૨૭) દુનિયામાં જે સૌંદર્ય છે તેમાં કંઈ વધારો કરવાનું બાળકને કહેવું જોઈએ. તેનો નાશ કે બગાડ કરવાની તેની વૃત્તિને અટકાવવી જોઈએ. લલિત કળા અને સુંદર કારીગીરીના નમુનાનું જ્ઞાન તેને આપવું જોઈએ. સંગીત પ્રત્યે તેને રુચિ થાય તેવી તાલીમ આપવી જોઈએ.

(૨૮) બીજી ન્યાતજાતના કે ધર્મનાં બાળકો સાથે સાથે રહે અને એક બીજાને મદદ કરે તેવી ગોઠવણ થવી જોઈએ. ઇતિહાસશિક્ષણનો ખાસ હેતુ મનુષ્યજાતિ પ્રત્યે પ્રેમ ઉદ્‌ભવે એવો હોવો જોઈએ.

## જ્ઞાનનું કુંડાળું

આપણી આંખ ગોળ છે, દૃષ્ટિમર્યાદા ગોળ છે, પૃથ્વી ગોળ છે અને ચંદ્ર તથા સૂર્ય પણ ગોળ છે. જ્ઞાન અનંત હોવાથી તે ગોળાકાર છે; કારણકે વર્તુલ એ સંપૂર્ણ આકૃતિ છે. પણ આ બાબત પારમાર્થિક જ્ઞાન સંબંધે છે એમ કહેવાય. ખરી રીતે વહેવાર જ્ઞાન પણ ગોળાકાર છે. તેનું કુંડાળું બે અંશનું બનેલું છે. એક કોઈ પણ વસ્તુ જાણવી તે જ્ઞાન કહેવાય છે. વળી જો તેનો અનુભવ ક્રિયાદ્વારા થાય તો તે જ્ઞાન પાકું થાય છે અને તેની છાપ મગજમાં દૃઢ થાય છે. આ જ્ઞાનનો બીજો અંશ છે. જ્યારે આ બંને અંશો મળે છે ત્યારે જ્ઞાનરૂપી કુંડાળું પુરૂં થાય છે, એટલે આવી રીતે આપણને કોઈ પણ બાબતનું જ્ઞાન સચોટ અને દૃઢ થાય છે.

જ્યારે ઇંદ્રિયોદ્વારા કોઈ વસ્તુના સંસ્કાર મગજમાં પડે છે, ત્યારે તે સંસ્કાર મગજમાં ક્રિયા રહિત ત્યાં પડી રહેતા નથી. દરેક સંસ્કાર શક્તિ રૂપ છે; પછી તે મંદ કે ચપળ હોય. જ્યારે કુદરતના જુદા જુદા પદાર્થ અને બનાવની છાપ બાળકના મગજમાં પડે છે ત્યારે તે કોઈપણ ક્રિયાદ્વારા બહાર જણાઈ આવે છે. જ્યારે આપણે કોઈ માણસ જોડે વાત-

ચીત કરીએ છીએ ત્યારે આપણા બોલવાથી તેના મગજ ઉપર જે છાપ પડે છે તેની છાયા તેના મોં ઉપર જણાઈ આવે છે. જો તે માણસ શાંત સ્વભાવનો અને આત્મસંયમવાળો હશે તો તેના ચહેરા ઉપર નહિ જેવી લાગણી માલુમ પડશે; પણ આવેશવાળા માણસ સાથે વાત-ચીત દ્વારા તેના મન ઉપર જે આઘાત થાય છે તે આપણે તેના મોં ઉપર થતા ફેરફારથી જાણી શકીએ છીએ. જ્યારે કોઈ માણસ બહુ ગુસ્સે થાય છે ત્યારે તેના મનનો આવેશ જુદી જુદી ચેષ્ટાદ્વારા બહાર પ્રદર્શિત થાય છે. જે માણસ લાગણીને વશ હોય છે તે તેના મનનો ભાવ બીજાને જણાવે છે ત્યારેજ તેને શાંતિ થાય છે. પ્રેમના આઘાતને લીધે કેટલાંક મનુષ્યોના મન ઉપર બહુ ભારે અસર થાય છે; તેથી તેઓ તેમના હૃદયની લાગણીનો ઉભરો બીજા આગળ કાઢે છે ત્યારેજ તેમને આરામ થાય છે. આવી રીતે જે નિયમ લાગણીના સંબંધમાં છે તેજ જ્ઞાનની પ્રક્રિયાના સંબંધમાં સમજવાનો છે.

મન ઉપર જે બાહ્ય ક્રિયા થાય છે તેની પ્રતિક્રિયા હરકોઈ રીતે થાય છે ત્યારે મનનો ક્ષોભ શાંત થાય છે. જેમ તળાવમાં કાંકરો નાખતાં તેમાં તરંગની પરંપરા ઉદ્ભવે છે, તેવી રીતે બાહ્ય જગતના બનાવોની અસર મગજમાં થયા જાય છે અને તે સંસ્કારો કોઈ જાતની ક્રિયાદ્વારા બહાર પ્રગટ થાય છે. મનના આવા નિયમાનુસાર કોઈપણ જ્ઞાનની છાપ મગજ ઉપર પડે અને ક્રિયાદ્વારા સ્પષ્ટ થાય તોજ આપણને તે જ્ઞાનનું જ્ઞાન થાય છે એમ નિઃશંક કહી શકાય.

કોઈપણ વસ્તુ જાણવી એટલે તેના ગુણ કે ક્રિયા ગ્રહણ કરવી એ પુરૂં જ્ઞાન નથી. આવી રીતે જાણવું એ જ્ઞાનનું અર્ધું કુંડાળું છે. જ્યારે તે છાપ ક્રિયાદ્વારા સ્પષ્ટ અને દૃઢ થાય છે ત્યારે જ્ઞાનનું કુંડાળું પુરૂં થાય છે.

આ ઉપરથી શાળાની દૃષ્ટિથી એ નક્કી થાય છે કે કેવળ જાણવું એટલે શિક્ષક અમુક વિષય સંબંધી કહી જાય અને છોકરાં તે સાંભળ્યાં કરે એ ખરૂં જ્ઞાન નથી. બાળકોના મગજમાં જે કંઈ છાપ પડી હોય તેને ક્રિયાદ્વારા સ્પષ્ટ કરવાની ખાસ જરૂર છે. ઉપર જણાવ્યા મુજબ ફક્ત જાણવાથી આપણે તે બાબત બરાબર સમજતા નથી એટલુંજ નહિ પણ તેની છાપ મગજમાં પડી ઝાંખી પડી રહે છે. તેને સ્પષ્ટ કરવા માટે તો શાળામાં બે સાધન છે. એક બાળકનું મોં અને બીજું હાથ.

જો શિક્ષક ' કાનીલ ' એ શબ્દનો અર્થ 'ઝવેરખ' એમ કહી જાય તો તે ઉપરથી બાળકોને તે અર્થ આવડે છે એમ માનવું ભૂલભરેલું છે.

ખરી રીતે તો તે શબ્દનો અર્થ વર્ગના બીજા ચારેક વિદ્યાર્થીને પૂછી પાકો કરાવવો જોઈએ તેમજ કા. પા. પર તે લખી તેમને નોટમાં કે સ્લેટમાં તે લખી લેવા કહેવું જોઈએ. આ પ્રમાણે બોલીને તથા હાથની ક્રિયાદ્વારા તે શબ્દની છાપ વધારે સચોટ અને દૃઢ થાય છે. વળી જો શિક્ષક એક ડગલું આગળ વધીને તે શબ્દનો ઉપયોગ વિદ્યાર્થીઓના બનાવેલા વાક્યમાં કરાવે તો તે શબ્દની છાપ તેમના મગજમાં ચિરઃસ્થાયી રહેશે.

'ક્રિયા' કરીને શીખવો એ શિક્ષણશાસ્ત્રનું ઉપયોગી સૂત્ર છે તે ઉપરના વિવેચન ઉપરથી સહજ સમજાશે; પણ આપણે ત્યાં શાળામાં હસ્તકામને જોઈતું સ્થાન નહિ મળેલું હોવાથી આપણા વિદ્યાર્થીઓની મગજશક્તિ બરાબર ખીલતી નથી એટલુંજ નહિ પણ તેમને જે જ્ઞાન મળે છે તે ઝાંખુ અને સક્રિય હોતું નથી. જે સંસ્કાર સબળ અને સત્ત્વશીલ હોતા નથી તે ક્રિયાનું સ્વરૂપ ધારણ કરતા નથી અને તે નિશ્ચેષ્ટ મગજમાં પડી રહે છે. બાળકને સારૂં યથાર્થ જ્ઞાન મળે તે માટે શિક્ષકે હરકોઈ રીતે ક્રિયાનો ઉપયોગ કરવો જોઈએ. તેને માટે હાલમાં હસ્તકામ ઉપર લક્ષ આપવામાં આવે છે. દરેક વર્ગમાં થોડું અથવા ઓછું શાળાની શક્તિ અનુસાર હસ્તકામ હોવું જોઈએ. તેને માટે ખર્ચાળ સાધન લાવવાની જરૂર નથી. ઘરગથ્થુ કાગળ, કાર્ડબોર્ડ, શાહી, પેન્સિલ વગેરે સાધનથી થોડું હસ્તકામ થઈ શકે એમ છે. જો શાળામાં આનંદ, આરામ અને સ્ફૂર્તિ લાવવી હોય તો હસ્તકામનો ઉપયોગ જુદા જુદા વિષયમાં થવો જોઈએ. આવી રીતે ક્રિયાદ્વારા જ્ઞાન આપવાથી જ્ઞાનનું કુંડાળું જે પ્રથમ કેવળ જાણવાથી અધુરૂં હતું તે પુરૂં થાય છે.

## કેળવણી અને ગ્રામોત્કર્ષ

કેળવણી એ સમાજની પ્રગતિનું એક અંગ છે. તેટલા માટે શાળામાં કેળવણી એવા હેતુથી અપાવી જોઈએ કે જેથી જ્ઞાનનો સંગ્રહ કરવાને માટે બાળકની યાદદાસ્ત નહિ પણ તેની તમામ શક્તિઓનો વિકાસ થાય. બાળકોને હોશિયાર સ્વાર્થસાધક તરીકે નહિ પણ જિજ્ઞાસુ સહકાર-વૃત્તિ ધારણ કરે તેવી વ્યક્તિઓ તરીકે કેળવવાં જોઈએ. હાલ અત્યારે તેમનો તેમનાં કુટુંબ અને સ્થાનિક નાતજાત પ્રત્યે જે સંબંધ છે તેના કરતાં તે વધારે સ્નેહભર્યો અને ફળદાયી નીવડવો જોઈએ. તેમની સમગ્ર સમાજગત

પરિસ્થિતિ એ તેમની કેળવણીના સંબંધ પરત્વે ઘણી અગત્યની બાબત છે. વર્તમાન પરિસ્થિતિથી તેમને કેવળ વાકેફ કરવા માટે તેમને શીખવવું જોઈએ એટલું બસ નથી; પણ તે તે પરિસ્થિતિને કેવી રીતે સુધારવી તે તેમને તક આપી શીખવવું જોઇએ. એજ બાબત જેઓ મોટી ઉંમરના છે અને જેઓ રાત્રિશાળામાં ભણવા જાય છે તેમના સંબંધમાં વધારે યોગ્ય રીતે લાગુ પડે છે.

બાળકોના પોતાના વિકાસના એક અંગ તરીકે અને સમાજસેવાના ધર્મ તરીકે ગામડાના ઉત્કર્ષની વહેવારૂ સમજ દરેક ગામડાની શાળામાં બાળકોને પાડવી જોઈએ. એટલા માટે ગામડાંની આબાદી અને કેળવણી એ બંને એકીસાથે સાધવી જોઈએ. ગામડાંનો ઉત્કર્ષ એટલે શું? ગ્રામ્યજીવનની પુનઃઘટના સંબંધીનો તે એક વિશાળ સહકારી પ્રવૃત્તિનો તેમજ લોકને તંદુરસ્ત, આબાદ અને નૂતન હિંદના અગત્યના નાગરિક બનાવવાનો કાર્યક્રમ છે.

હિંદની પ્રજાનો $\frac{૯}{૧૦}$ ભાગ જે ગામડાંમાં રહે છે તેનું ભલું સાધવા માટે ખાસ કરીને ગામડાંના શિક્ષકોને અને શહેરના શિક્ષકોને માથે પણ એક મોટી જવાબદારી કે ફરજ પડેલી છે. આ જવાબદારી અદા કરી શકાય તેટલા માટે ગામડાંઓ માટે બીજા શું કરે છે તે જાણવાનું તેમજ તેઓ જે કંઈ કરતા હોય તેમની સાથે સહકાર કરવાનું તેમને માટે જરૂરી છે.

સામાન્ય રીતે આપણા દેશના ખેડુતોમાં અજ્ઞાન હોવાથી તેઓ જમીન, ખેતી, ખેતીની રીતો, ખેતીનાં ઓજારો, ખેતીને માટે ઉપયોગી ઢોર, ખાતર, પોતાની જરૂરિઆતો, પોતાનાં રહેવાનાં ઘર, પોતાનાં છોકરાંની કેળવણી, સમાજના રીતિરિવાજ વગેરે વગેરે બાબતમાં કોઈ પણ જાતની પ્રગતિ કરી શકતા નથી, અને પરિણામ એ આવે છે કે દેશનો $\frac{૯}{૧૦}$ જેટલો ભાગ ઉન્નતિ સાધી શકતો નથી, તેથી આડકતરી રીતે આખો દેશ સંસ્કૃતિમાં પાછળ પડી જાય છે. જો તેમનામાં સારા સંસ્કાર દાખલ થાય તો તેમનો ધંધો ઉજળો છે તેવોને તેવો રહે, અને ગામડાંનો પ્રાચીન વૈભવ સતેજ થાય, અને ગ્રામ્યજીવન પ્રત્યે રસ જાગૃત થાય. વળી બીજો ફાયદો એ થાય કે સારી યોગ્ય કેળવણીથી તેમના ઉત્પન્નમાં પણ વધારો થાય અને નાહકનો દરેક પ્રકારનો વ્યય થતો અટકે. દા. તરીકે, સારી ખેતી, સારાં બી, સારૂં અને જોઈએ તેટલું ખાતર, છાણાંને બદલે બીજું બળતણ, વધારે સારાં ઓજાર, ખેતીની વધારે સારી પદ્ધતિઓ, નહેરકામ,

નુકસાનકારક જીવજંતુઓનું જ્ઞાન, મહેનત બચાવે તેવી યોજનાઓ, પ્રયોગો, ગામડામાં રહેનારનું જીવન સુધરે અને આબાદ થાય તેવી કેળવણી વગેરે બાબતોમાં જો સંપૂર્ણ રસ લેવામાં આવે તો ખેડુત પોતાની સ્થિતિ ઘણી સુધારી શકે. વળી ઢોરઢાંખરમાં પણ બકરાં અને ઘેટાંને જો સારી રીતે ઉછેરવામાં આવે તો એમાંથી ઘેટાંની ઓલાદ ઉછેરી ઊનની પેદાશ વધારે; તેમજ બળદ, ગાય, ભેંસ વગેરેની ઓલાદ સુધારવામાં આવે તો ખેડુતને તેથી ઘણો ફાયદો થાય.

આપણે જાણીએ છીએ કે નાણાની જોગવાઈ દરવખતે ખેડુત પાસે હોતી નથી તેમજ યોગ્ય વખતે પોતાનો માલ બજારમાં સારા ભાવમાં આપી શકતો નથી. બીજી રીતે કહીએ તો તે સમયને અનુસરી વેચાણ ખરીદ કરી શકતો નથી, તેથી તે વખતોવખત નાણાની તંગાસમાં આવી પડે છે અને સાહુકારનો દેવાદાર થાય છે, તે એટલે સુધી કે જમીન છેવટે તેને આપી દેવી પડે છે. આથી જો સઘળી જાતની સહકાર મંડળીઓ સ્થાપવામાં આવે, ગામડાંમાં નાણાની લેવડદેવડની બાબતમાં સગવડ ઉભી કરવામાં આવે, માલને ખપાવવાની જોગવાઈ કરવામાં આવે, તેમજ વાહન કે માલની લાવલઇજા કરવાની સરળતા કરવામાં આવે, વળી ગામડાંમાં વસ્તીના વધારાના ભાગ માટે ઉદ્યોગો ખીલવવામાં આવે, ખેતીનો સમય પુરો થઈ રહ્યા પછી ફારગ થએલાં માણસો માટે પણ જો તેવા ઉદ્યોગો કાઢવામાં આવે, તો ખેડુતની ઉપર જણાવેલી મુસ્કેલીઓ દૂર થઇ શકે.

રીતરિવાજના બંધનને લઈને કે મોટાઈની ખોટી વાસનાને લઈને, કે અજ્ઞાનને લીધે ખેડુનો પોતાને માથે ખરચનો બોજો વધારે જાય છે એ બહુ જાણીતી વાત છે. એવા દંભમાં ખેડુતો ઘરના નળીઆં વેચીસાટીને વરા કરી આબરૂ કમાય છે. ઘરેણાંગાંઠાં પાછળ ખોટો ખરચ કરી પોતાની સુડીને કુમાર્ગે ગોંધી રાખી નાણાં ઉછીના લઇ બોજો વધારી મૂકે છે. વળી મોજશોખમાં ખોટાં ખરચ પણ કરે છે, કોર્ટ કચેરીએ ચડી વાદીલા બની નાણાં ગમે ત્યાંથી ઉછીનાં લઈ ખરચ કરે છે. કોર્ટનો મામલો લાંબો ચાલે ત્યારે ઘરખેતરાં વેચીસાટી કે વકીલને ત્યાં મૂકી એક જાતના ફંદમાં ફસાય છે. આ બધાં તેની પાયમાલીનાં કારણરૂપ છે. એટલા માટે તેમને જો સુશિક્ષણ આપવામાં આવે તો આવા ફંદમાં પડે નહિ, અને ગામની આબાદીમાં વ્યક્તિગત હિસ્સો આપી શકે.

ગામડાંના લોક શરીર આરોગ્ય તરફ બહુ બેલક્ષ રહે છે. એટલા માટે આરોગ્યની જરૂરિઆત સંબંધી તેમનામાં જાગૃતી લાવવી જોઈએ. મળમૂત્રને માટે ખાડા કરવા, બીજા આરોગ્યના ઉપાયો સૂચવવા, સ્વચ્છ ટેવો કેળવવી, ગામડું સ્વચ્છ રાખવું, પાણીના કુવા સ્વચ્છ રાખવા, રસી મૂકાવી ચેપી રોગથી બચવું, કવીનિન અને મચ્છરદાનીનો ઉપયોગ કરવો, ઉંદરનો નાશ કરવો, ખોરાક અને પાણીને ચેપી કે રોગજનક જંતુથી સાચવવાં, દવાખાનાંનો, દાંતની હસ્પિતાલોનો જરૂર પડે આસરો લેવો, તંદુરસ્તીને નુકસાન કરે તેવા સામાજિક રીતરિવાજો બંધ કરવા, હવા અને ઉજાસ આવે તેવાં ઘરમાં રહેવું, વગેરે બાબતે જ્ઞાન તેમને કેળવણીદ્વારા આપવું જોઈએ. આવા કેળવણીના અભાવે ચેપી રોગના ફેલાવા વખતે કેટલાંક આખાં ગામડાંઓ નાશ પામે છે, અથવા તો તેમાં કાયમને માટે રોગ ઘર કરી રહે છે.

હવે, ગમે તેની તંદુરસ્તી હોય કે ગમે તેટલું દ્રવ્ય હોય પણ જો સમાજમાં કે ઘરમાં સંસ્કાર ઉંચી જાતના ન હોય તો તે નિરુપયોગી નીવડે છે; કારણ કે તેવા સંસ્કારના અભાવે જીવનપોષણના સાધન કરતાં વસ્તીનું પ્રમાણ ઘણું વધી જશે; અને વળી જો તેવું પુરુષ જાતિને આપણે શિક્ષણ આપ્યું હશે અને જો તે શિક્ષણ કન્યાઓને આપવામાં આવ્યું નહિ હોય તો તે કાયમનું લાભદાયી નીવડશે નહિ; એટલા માટે છોકરીઓને કન્યાશાળામાં કે છોકરાઓ ભેગું શિક્ષણ આપવું જોઇએ. આ એક ઘણી મહત્વની બાબત છે; પણ એ શિક્ષણ એવી જાતનું હોવું જોઇએ કે જેથી તે શિક્ષણથી ગ્રામ્યજીવનની ઉચ્ચતા અને સંસ્કૃતિ સાધી શકાય. મતલબ કે તેની સુશિક્ષિત જનેતાઓ ગામડાના ઉત્કર્ષમાં પોતાનો હિસ્સો આપી તેને આગળ ધપાવે. વળી તેવા શિક્ષણ માટે ખાસ કરી ગૃહકામની બાબતમાં નિષ્ણાત હોય એવી શિક્ષિકાઓ પણ ગામડાંમાં રાખવી જોઇએ. સ્રી-વૈદ્યો, આયાઓ, ઉપદેશિકાઓ અને અન્ય રીતે મદદ કરનારી સ્ત્રીઓ પણ ગામમાં રાખવી જોઇએ કે જેથી તેઓ ગામલોકના ઘર આગળ જઈ સ્ત્રીઓને ઉપદેશ આપી શકે અને ઘર જીવનના ઉચ્ચ અને પવિત્ર આદર્શો સંબંધી તેમને બોધ આપી શકે.

રમત ગમત, તાર વિના સંદેશા લઇ જનાર યંત્રો, દૂરધ્વનિપોષક યંત્રો, વર્તમાન પત્રો, પુસ્તકાલયો, જાદુઈ ફાનસો, ચિત્રપટો, પ્રદર્શનો, સુઉદ્યોગપોષક હરિફાઈઓ, પંચાયત સ્થાપન, વગેરે યોજનાથી ગ્રામ્ય જીવન-

માં વધારે ચેતન આણી શકાય, તેને પ્રોત્સાહિત બનાવી શકાય, અને એ પ્રમાણે ગ્રામ્ય પ્રવૃત્તિ અને જીવનનો સુસંયોગ સાધી શકાય.

છેવટે આધ્યાત્મિક જીવન સાધી, સમાજ સેવા અને નાગરિકતાના ધર્મનાં બી રોપી ગ્રામ્યજીવનને આદર્શરૂપ જીવન બનાવી શકાય. હિંદુસ્તાનનો પ્રાણ આ જીવન છે; એ જીવન જેટલું ઉચ્ચતર બને તેટલો સમસ્ત હિંદનો વૈભવ વિશેષ.

## " ઉષા ગ્રામમાં આદર્શ કેળવણી "×

એક અમેરિકન મુસાફર લખે છે કે હિંદમાં શિક્ષણના એક અદ્યતન પ્રયોગની અજમાયશ જોઈને હું તાજુબ થયો. કેટલાક પદવીધરો હલકું કામ કરવાથી પોતાને અપમાનિત માને છે, અને તેમને એવા પ્રકારના ધંધા ગમે છે કે જેમાં તેના સફેદ ઝક કોલરો જરા પણ ન બગડે. આવા પદવીધરો હિંદમાં ઉભરાય છે. હિંદમાં અસલના વખતમા ગામડાંઓમાંથી વિદ્યાર્થીઓને લેવામાં આવતા અને તેમને શહેરી જીવનને માટે તૈયાર કરવામાં આવતા. આનું પરિણામ એ આવ્યું છે કે સરકારને મુંઝવણમાં નાખવાના ધંધા સિવાય બીજો કોઈપણ ધંધો નહિ કરનાર કેળવાએલા યુવાનો શહેરમાં પુષ્કળ જોવામાં આવે છે.

હિંદમાં ૮૫ ટકા લોકો ગામડામા વસે છે, અને સાચા હિંદવાનો ગામડામાંજ મળી શકે છે. આટલા માટે જે માણસો જમીનને શાસ્ત્રીય પદ્ધતિએ ખેડી શકે અને ગ્રામ્ય જીવનની રહેણીકરણી ઉચ્ચ કરવાને જેમનામાં બુદ્ધિ અને શક્તિ હોય તેવા માણસો ગામડામાં હોવાની ખાસ જરૂર છે. આ હેતુને અનુલક્ષીને એક નૂતન શાળા ખોલવામાં આવી છે જેમાં ઉચ્ચ શ્રેણિની યોજનાપદ્ધતિ (Project Method) નો પ્રયોગ કરવામાં આવે છે.

**ઉષા ગ્રામ**—બંગાળામાં આવેલી ઉષાગ્રામ તરીકે ઓળખાતી શાળા જોવા જનાર આગંતુકને તે સંસ્થા ભાગ્યે જ શાળા જેવી લાગે છે. તેને એમજ લાગે છે કે હું એક આદર્શ ગામમાજ આવ્યો છું. સ્વચ્છ સુંદર રસ્તાઓ, ઝાડપાન અને ફૂલોથી આચ્છાદિત મનહર મહુલીઓ આવનારની નજરે પડે છે. આ બધાં જ ઘર માટીનાં બાંધેલાં છે. તેમાં સૂર્યનો આરોગ્યવર્ધક પ્રકાશ આવવાને માટે બારીઓની સારી સગવડ રાખવામાં આવી

× (ન્યુયોર્કના હેરલ્ડ ટ્રીબ્યુનમાં પ્રસિદ્ધ થએલા અંગ્રેજી લેખના આધારે)

ગણિત, ભૂમિતિ, હાથકામ, વનસ્પતિનો પરિચય, અને ઇતિહાસ વગેરે વિષયોનો ખપ પડે છે. આથી આરોગ્યરક્ષણ, અનારોગ્ય અટકાવવાના ઉપાય, માંદા દર્દીનો ઉપચાર વગેરે બાબતોનું સારૂં જ્ઞાન મેળવવાની તક મળે છે.

આ ઉપરાંત ડાક ઘર, શરાફ પેઢી, સાબુ બનાવવો, મરઘાં ઉછેરવાં, લોઢાનું કામ કરવું, પુસ્તક બાંધવાનું, લાકડી સામાન બનાવવાનું, દરજીનું કામ, વિદ્યાર્થીઓને શાસ્ત્રીય પદ્ધતિ વગેરેની યોજનાઓ માફક હોવાથી તેઓ વખતો વખત તેમની અજમાયશ કરે છે.

આ ઉપરથી પાઠકને સહેજે પ્રશ્ન થશે કે આ બધા તમાશાને માટે શાળાના સામાન્ય અભ્યાસમાં કંઈ કમી જરતી કરવી નહિ પડે ? જવાબમાં કહી શકાય કે ઉપર જણાવેલી યોજનાના ક્રમમાં સરકારી અભ્યાસક્રમની બધી જરૂરિયાત સમાય છે એટલું જ નહિ પરંતુ ઇતર બાબતનો પણ સમાવેશ થઈ જાય છે. દાખલા તરીકે, વાચનનો વિષય લઈએ. સાધારણ રીતે એવું ધારવામાં આવે છે કે ઘણુંખરાં છોકરાંને વાચન શીખતાં એક વર્ષ કરતાં વિશેષ વખત લાગે છે. માઇકલ વેસ્ટ નામનો કેળવણીકાર એક જગ્યાએ લખે છે કે મારા અનુભવ પ્રમાણે સાધારણ શક્તિનાં બાળકને વાચન શીખતાં દોઢ બે વર્ષ જેટલો વખત લાગે છે અને વાચન ઉપર પૂર્ણ કાબુ મેળવતાં એથી પણ વધારે વખત લાગે છે.

મોગામાં એક વર્ષની આખરે તમામ બાળકો વાંચતાં શીખી જાય છે, અને તેમાનાં ઘણુંખરાં તો પાંચ માસની આખરેજ શીખી જાય છે. સરકારી શિક્ષણ તપાસનીસોને પ્રથમ કક્ષાના વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસમાં એટલા બધા આગળ વધેલા જણાય છે, કે તેમાંથી કુ ત્રીજી કક્ષામાં તેઓ એકદમ ચડાવી દે છે, જો કે શાળાવાળાઓ તેમને દેખાવ પુરતાં બીજી કક્ષામાં જ રાખી મૂકે છે.

હિંદી વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર મેળવવાની છેવટની પરીક્ષાની ખોટી દહેશત રહેતી હોવાનું જણાય છે. જ્યારે માત્ર બીજી શાળાઓમાં ૫૦ થી ૬૦ ટકા જેટલા વિદ્યાર્થીઓ પાસ થાય છે ત્યારે મોગાની શાળામાં બીજી અઢારની પ્રવૃત્તિઓ છતા ૯૦ ટકા જેટલા વિદ્યાર્થીઓ પસાર થાય છે.

**ભણતાં ભણતાં દ્રવ્યોપાર્જન કરવું**—કામ કરનાર વિદ્યાર્થીને પૈસા મળે છે એ વાતજ કોઇપણ વિદ્યાર્થીને ઉત્સાહ આપવા બસ છે.

માબાપ તરફથી વિદ્યાર્થીને કંઈપણ હાથખરચી લેવાની મના છે. પોતાના અભ્યાસનો બધો જ ખર્ચ તેમને પોતે ઉપાડી લેવાનો હોય છે. ખુબી એ છે કે તેઓ પૈસા પેદા કરતા જાય છે અને સાથે સાથે શીખતા પણ જાય છે. એક વિદ્યાર્થી બોલી ઉઠયો કે અમને તો એવું લાગે છે કે ભણતર અને કામ એકજ છે.

હાથકામ કરવાનું ગૌરવ મોગામાં વિદ્યાર્થીઓ શરુઆતથી જ સમજી લે છે. હાથકામ કરવા ખુશી ન હોય એવા વિદ્યાર્થીને અહીં દાખલ કરવામાં નથી આવતા. નાનાં નાનાં છોકરાંઓને પણ કામ કર્યા બદલ રોકડાં નાણાં આપવામાં આવે છે. દરેક વિદ્યાર્થી પોતપોતાનો હિસાબ રાખે છે. આથી તે પૈસા સંબંધીની જવાબદારી અને તેને અંગે રહેલી નૈતિક જવાબદારી સમજવા લાગે છે. સ્વાશ્રયનો પદાર્થપાઠ મળવાથી અને સાધારણ ગ્રામજન કરતાં વિશેષ જ્ઞાન પ્રાપ્ત થવાથી આ કોટિના વિદ્યાર્થીઓ પોતાના ગામની પ્રગતિના મોટા સાધક થઈ પડે છે. પોતાના પોષણ ઉપરાંત આ વિદ્યાર્થીઓ પોતાની તમામ પ્રકારની વ્યવસ્થા જાતે જ કરી લે છે. ખાદ્ય પદાર્થ લાવનારી સમિતિ, હિસાબી સમિતિ, દિવાબત્તી સમિતિ, આરોગ્ય સ્વરક્ષણ સમિતિ, વગેરે સમિતિઓ તેઓ નીમી લે છે. આ બધી નીમણુક ચૂંટણીના ધોરણે કરવામાં આવે છે. આ બાબતમાં શાળાના સત્તાધીશો તરફથી કોઈપણ જાતની ડખલગીરી થતી નથી.

મોગાની ઘટના સ્વાભાવિક રીતે આકસ્મિક હોઈ શકે જ નહિ. અમેરિકા નિવાસી શ્રીયુત **હારપર** તથા તેમનાં ધર્મપત્ની અને ત્યાંના સ્થાનિક શિક્ષક મંડળને તે ઘણે અંશે આભારી છે. આ સર્વના સહકારે જ મોગાની સંસ્થાને શક્ય કરી છે. અહીં મારે કહેવું જોઈએ કે શ્રીયુત **હારપર** સાહેબ તથા તેમનાં બાનુએ કોલંબીઆ વિદ્યાપીઠના શિક્ષકવિદ્યાલયમાં તાલીમ લીધેલી છે. વિશેષમાં મોગામાં શિક્ષકો માટે એક તાલીમ શાળા પણ ચાલે છે જેનો લાભ લેવા હિંદના તમામ ભાગોમાંથી લોકો આવે છે. અમેરિકાની દૃષ્ટિએ મકાન, સાહિત્ય, વગેરેની ઉણપ રહેવા છતાં શિક્ષકોની તાલીમ સંબંધમાં એમ કહેવું જોઈએ કે અહીં નવીન શિક્ષણ યોજનાઓનો સરસ વિકાસ સધાય છે. પંજાબ સરકારના કેળવણી ખાતાએ આનો સ્વીકાર કર્યો છે, જેથી આખા પ્રાંતમાં આવી દરેક પ્રાથમિક શિક્ષકોની તાલીમ સંસ્થામાં આ યોજનાઓનો પ્રયોગ ચાલુ કરવામાં આવેલો છે.

# આધુનિક કન્યાકેળવણી અને તેને અંગે કરવા લાયક સુધારા

( અનુસંધાન પૃષ્ઠ ૨૨૦ થી )

બીજું નિશાળોમાં બાળવર્ગમાં નીતિ વગરના કેવળ શુષ્ક જ્ઞાનથી તેના પર તેમને કંટાળો આવે છે અને તેથી પછીના ધોરણોમાં ભાર રૂપ જ્ઞાનનો બોજો થાય છે. તેમ સાધનની અને શિક્ષિકાઓની અગવડ હોવાથી, બાળાઓના શિક્ષણમાં નુકસાન થાય છે; કેમકે બાળવર્ગની સાથે બીજો એક વર્ગ તેજ શિક્ષિકા પાસે હોવાથી જોઇએ તેવી રીતે શિક્ષણ સારું આપી શકાતું નથી; તેમ તેમનાં શરીર અને ટેવો પર બાળવર્ગમાં વ્યક્તિગત ધ્યાન આપવાની જરૂર પડે છે, તે પણ આપી શકાતું નથી. આની શરૂઆતમાં ટેવો ઉપર ધ્યાન નહિ અપાવાથી ઉપલાં ધોરણમાં હરકત થાય છે.

બાળવર્ગથી બીજા ધોરણ સુધીમાં નીતિની કેળવણીનો પ્રધાન હેતુ અને માનસિક કેળવણીનો ગૌણ હેતુ હોવો જોઇએ, અને પછીનાં ધોરણોમાં નૈતિકતા સાથે રહેલી માનસિક કેળવણી હોવી જોઇએ. તેઓના અભ્યાસક્રમમાં મોન્ટેસોરિ પદ્ધતિ અને ફ્રોબેલના સિદ્ધાંતોનો સમાવેશ થવો જોઇએ.

તેમને શિક્ષણ આપનાર શિક્ષિકાએ જાણવું જોઇએ કે બાળાઓ ટાંકી રૂપ છે અને એમની બુદ્ધિ પાણી રૂપે છે, એટલે ફુવારાની નળી જેમ ટાંકામાં રહેલું પાણી બહાર ખેંચી લાવે છે, તેમ શિક્ષિકાએ બાળાઓમાં ગુપ્ત રહેલી શક્તિઓને અનુકૂળતા આપી બહાર કાઢવાની છે. તેમનાં મગજ ધોળા કાગળ જેવાં હોય છે, એટલે ધોળા કાગળમાં ગમે તેવા રંગોથી ચિત્ર દોરી શકાય છે, તેમ બાળકોના મગજમાં જ્ઞાનરૂપી ઘણા રંગોથી સુંદર ચિત્ર દોરી મગજ કેળવી શકાય છે. તેની તંદુરસ્તી જાળવવા સારૂ કસરત કરવાની જરૂર છે. શરીર વધવાનો અને તેને મજબુત બનાવવાનો, બાળપણનો વખત ઘણો અગત્યનો હોવાથી, શિક્ષિકાએ તેમના અવયવોને પ્રમાણસર કેળવી, શરીરનો બાંધો મજબુત બનાવવા ધ્યાન આપવું જોઇએ. તેમનામાં સ્ફૂર્તિ, હોવી જોઇએ અને હુકમની આધિનતામાં રહેલો આનંદ લેતાં શીખવવું, અને રમતમાં આનંદ, સત્ય, સમૂહ પ્રેમ, લાગણી ઉદારતા, વિવેક દયા, સ્પર્ધા વગેરે ગુણો પ્રેરવામાં લક્ષ આપવું, કેમકે તે ગુણોજ સ્ત્રીઓને શોભાવનાર ગણાય છે.

વળી વાર્તાના વિષયમાં સાધનની જે જરૂરિઆત જોઈએ, તેને બદલે તેનું નિશાન પણ જોવામાં આવતું નથી, તથા તે વિષયનો હેતુ શો છે, તેમાંથી શું ગ્રહણ કરી શકાય તેમ છે તે બાળકોના સમજવામાં આવતું નથી; અને પોતે કંઈ પણ ગ્રહણ કરી શકતા નથી; તેથી વાર્તાઓ પોપટની માફક મોઢેજ કરવામાં આવે છે. તેનું કારણ એજ છે કે વાર્તાનાં પાત્રો ને હકીકતનો સાર બાળકને જ લાયક અને તેના રોજના વર્તનમાં ઉતરી શકે તેવાં હોતાં નથી. દાખલા તરીકે, છોકરો ને વાઘની વાત બાળવર્ગમાં શીખવવામાં આવે છે. તેમાં જુઠું ન બોલવાનો હેતુ હોય છે, પણ તે હકીકત બાળકના રોજના અનુભવની નહિ હોવાથી,તેનો જોઈએ તેવો ખ્યાલ બાળકોને આવી શકતો નથી. વાઘ જેવું વગડાઉ પ્રાણી પાંચથી સાત વર્ષ સુધીના બાળકના જોવામાંજ ભાગ્યે આવતું હશે. પછી તેના સ્વભાવ, શરીર, વગેરેનો વિચાર બાળક શું કરી શકે અને તેની અસર તેના પર શું થાય ? નજ થાય. એ તો દેડકી બળદનું પ્રમાણ બતાવતી બતાવતી પ્રાણ ગુમાવી બેઠી તેવું થાય. તેમ બાળકો તો શું પણ મોટાં માણસો તદ્દન અજાણી બાબત કલ્પી શકતાં નથી. દા. હિંદમાં પહેલવહેલી રેલવે થઈ ત્યારે તેને દેવી માની માણસો પૂજવા લાગ્યાં. ઑસ્ટ્રેલિઆમાં આંચળવાળા પ્રાણી ઈંડાં મૂકે છે, એ વાત મોટા અભણ માણસને કહો, તો તે વાત કહેનારને મૂર્ખ બનાવે. વળી કરણરાજાનું લગ્ન મિનળદેવી સાથે થવામાં, રાજાના હૃદયને ઉસ્કેરનારાં સાધનમાં ભાટોની વાણી અને રાણીની છબી હતી. માટે વર્તાના વિષયમાં ચિત્રની ઉત્તમ સુંદરતા, શિક્ષણશૈલી અને પાત્રનું પ્રમાણ બાળકના સમજવામાં આવે તેવું, અને વર્તનમાં ઉતારવા લાયક હકીકતનો સાર, એટલું હોવું જોઈએ.

ભૂગોળમાં નદી, પર્વત, અખાત, ભૂશિર, બેટ, વગેરેની વ્યાખ્યાઓ ગોખાવવામાં આવે છે; પરંતુ તેજ આકારો કમ્પાઉંડના એક ભાગમાં જમીનમાં બનાવ્યા હોય, તો તે નજરે જોવાથીજ પોતાની ભાષામાં સમજાવી શકે છે; એટલે તેમને ગોખવાની જરૂર રહેતી નથી અને તેનો ખ્યાલ બાળકોને બરાબર થાય છે.

ગણિતના વિષયથી બાળકમાં સાચી આત્મશ્રદ્ધા, ચોકસાઈ, અને શાન્તિ વધે છે, માટે તેમાં જેમ બને તેમ બાળાઓને રસ પડે, તેવી રીતે શીખવવું. આ વિષયમાં ઘણી બાળાઓ પાછી પડે છે. ગુણાકાર, ભાગાકાર, ત્રિરાશિ વગેરે ભાગો ગણિતના પાયારૂપ છે. તે શીખવનાર

શિક્ષિકાએ ધીમેથી તેના નિયમો લક્ષપૂર્વક સમજાવવા, અને કયાં ભૂલ થાય છે, એ તપાસી બાળાઓના મગજમાં સચોટ છાપ પાડવી, કે આગળ શીખવામાં ભૂલ થાય નહિ.

નામું શીખવાની બાળાઓને ઘણી જરૂર છે; કેમકે ઘરનો વહીવટ ચલાવવાનો તેમનાજ હાથમાં હોય છે, એટલે ધણીની આવક કેટલી છે? તેના પ્રમાણમાં ખર્ચ કેટલો કરવો? કેવી રીતે કરવો? કયી બાબતમાં ખર્ચ ઘટાડવાની, કે વધારવાની જરૂર છે? વગેરે ઝીણી ઝીણી બાબતનો વિચાર, નામું શીખવાથી અને લખવાથી આવી શકે છે, અને તે પ્રમાણે વર્તવાથી ગરીબ સંસાર પણ સુખેથી ચલાવી શકાય છે. એથી ઉલટું નામાનો હિસાબ નહિ રાખવાથી, ખર્ચનું ને આવકનું માપ નહિ રહેવાથી, કોઈ વખત ખરાબ હાલતમાં આવી જવાય છે. નામું એ બાળાઓને યોગ્ય કરકસર કરતા શીખવાનું સાધન છે, માટે તેમાં રસ ઉત્પન્ન કરી તેનું સારૂં જ્ઞાન બાળાઓને અપાવું જોઈએ.

સીવણકામ એ બાળાઓનો ખાસ અંગત વિષય છે, તે હાલમાં પરીક્ષામાં પાસ કરવા પુરતોજ શીખવવામાં આવે છે; પણ તે જ્ઞાનનો વ્યવહારમાં ઉપયોગ કરવામાં આવતો નથી, તેમ તેમાં અભિરુચિ ઉત્પન્ન નહિ કરવાથી, દરજીનો ખર્ચ તો કાયમનોજ રહે છે; અને તે ઘટવાને બદલે દિવસે દિવસે વધતો જાય છે, એટલે આળસનું જોર વધતું જાય છે; પરંતુ જે ધોરણમાં જે કામ શીખવવામાં આવે છે તેનો ઉપયોગ તે ધોરણમાં કરવાની સમજણ પાડી રસ ઉત્પન્ન કરવો. જેમકે, પહેલા ધોરણમાં દોરો ભરવાનું કામ શીખવવામાં આવે છે. હવે એક ચોરસ કકડા પર ચારે બાજુ પટ્ટી વાળી દોરો ભરાઈ તેજ રૂમાલ તે ક્લાસની બાળાઓનાં દફતર બાંધવાના ઉપયોગમાં લેવડાવવામાં આવે, તો બાળાઓનો આનંદ વધે અને તેમનો પ્રેમ સીવણ ઉપર વધતો જાય.

બીજા ધોરણમાં દોરો ભરવાનું ને ઓટણ કરવાનું કામ શિખવાય છે; માટે તેનો ઉપયોગ મોટી કોથળીઓ બનાવવામાં કરવો, અને તે કોથળીમાં ભણવાનાં સાધન રાખે, તેવી રીતે સમજ આપવી.

ત્રીજા ધોરણમાં ઘાઘરી સીવતાં શીખવવામાં આવે છે. પોતાની હાથે સીવેલી ઘાઘરીઓ બાળાઓ પહેરે, અને તે પહેરનાર બાળાની ક્લાસ-

માં પ્રશંસા કરવાથી જેમની ઘાઘરી સારી નહિ સિવાઈ હોય, તેવી બાળાઓને તે તૈયાર કરવાનો અને પહેરવાનો ઉમંગ થશે, તેથી તેમને સાફ કામ કરવાની ટેવ પડશે તથા તેઓ સ્વાશ્રયી બનશે, તેમ શીખેલું જ્ઞાન ભૂલી ન જતાં, તેનો ઉપયોગ કરતાં શીખશે. વળી ભવિષ્યમાં દરજીનો ખર્ચ તેઓ બચાવી શકશે અને પોતાના કામથી કુટુંબમાં મદદગાર થશે. આવી રીતે જે જે શીખવવામાં આવે તેનો ઉપયોગ કરાવવાથી, તેઓને આનંદ પડશે. પોતાનાં જેવાં નાનાં ભાઇબેનનાં કપડા, ખમીસ, સદરો, ચડ્ડી, વગેરે વેતરતાં શીખી તે પ્રમાણે સીવીને, વાપરવાની ટેવ તેમને પડશે; પરંતુ તેના સાધનની પુરતી છુટ, તથા શિક્ષિકાઓની અનુકૂળતાઓ હોય ત્યારે આ પ્રમાણે થાય. હાલ તો પરીક્ષા પુરતાંજ સાધનના સાંસા હોય છે. ભરતકામમા ઘાઘરાના લેસ, ઝૂલ, કોર, કોથળી વગેરેનો ઉપયોગ ગામડામાં હોવાથી તે કરાવવા. શહેરમા બાળકનાં મોજાં, રૂમાલ, ચક, પંખા, ગલેફ વગેરેનો ઉપયોગ ત્યા વધુ પ્રમાણમાં થવાથી તેવી રીતે શીખવવામાં આવે તો તે મદદકર્તા થાય. આવી રીતે નાનપણથીજ બાળાઓ પોતાના સાધન પોતેજ તૈયાર કરે અને તેનો ઉપયોગ કરે તો શિક્ષણનો હેતુ સફળ થાય છે.

સૃષ્ટિજ્ઞાનથી બાળાઓને સજીવ અને નિર્જીવનો ભેદ સમજાઈ ઇશ્વરની કળાનો અનુભવ થાય છે અને તેમને સર્વ પ્રાણી ઉપર પ્રેમ, દયા રાખતાં શિખવાય છે. આવી રીતે દરેક વિષયથી તેમની માનસિક બુદ્ધિ કેળવાય છે અને તે સંસ્કારો તેમના બાળકોમાં સ્વાભાવિક રીતેજ ઉતરે છે. કેળવાએલી બુદ્ધિથી, તેઓ પોતાના બાળકોને સારી રીતે કેળવી શકે છે; કેમકે નાના બાળકો માતાની પાસે ઘણો વખત રહે છે, અને તે વખતમા જે સંસ્કારો પાડવામા આવે છે, તેની છાપ ઘણી અસરકારક થાય છે. ઇશ્વરે હાથ, પગ, આંખ, કાન, વગેરે શરીરના ભાગો સ્ત્રી અને પુરુષને સરખાજ આપ્યા છે, તેવી રીતે બાળાઓને ભણાવવામાં સરખોજ હક આપવાની જરૂર છે, અને તેઓને આપેલા લાભની અસર નવી પ્રજાને થયા વિના રહેતી નથી.

સુભદ્રાને તેમના ભાઈ કૃષ્ણ ભગવાન કથા સંભળાવતા હતા, તે વખતે તેમના ગર્ભમાં રહેલા પુત્ર અભિમન્યુને યુદ્ધના ૭ કોઠાનું જ્ઞાન થયું હતું. તે જ્ઞાન વડે તેમણે મોટા થતાં, યુદ્ધમા જય મેળવ્યો હતો.

આવી રીતે માતાના વર્તનની ને ગુણની અસર સ્વાભાવિક રીતે બાળકો-માં આવે છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહેલું છે, કે કુળની સ્ત્રીઓ દૂષિત થવાથી, વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે, અને તેથી કુળનો નાશ થાય છે; પરંતુ હાલના વખતમાં કન્યાશાળાઓમાં શિક્ષણ આપવામાં પડતી હરકતો દૂર કરવામાં નહિ આવવાથી; કન્યાકેળવણીનો ફેલાવો વધુ પ્રમાણમાં થતો નથી. દરેક શિક્ષિકા પાસે બબ્બે ત્રણ ત્રણ કલાસો ભણાવવાના હોય છે, તેથી દરેક કલાસ પર પુરતું ધ્યાન નહિ અપાવાથી, કેળવણીનો ઉદ્દેશ જોઈએ તેટલા પ્રમાણમાં સચવાતો નથી. ટુંકા પગારને લીધે ગૃહકાર્યમાં રોકાવાથી અને ખાનગી વખતમાં પોતાના શિક્ષણમાં દિનસે દિવસે વધારો કરવા-માં લક્ષ નહિ અપાવાથી, કન્યાઓના જ્ઞાનમાં વધારો થતો નથી. જે કલાસ જે શિક્ષિકાને સોંપવામાં આવે છે, તે કલાસ પરીક્ષાના પરિણામ સુધી બદલીઓ થવાને લીધે નહિ રહેવાથી, બાળાઓના શિક્ષણમાં નુકસાન થાય છે. તેમને પ્રસૂતિની રજા ચઢતા પગારે ત્રણ માસ સુધી નહિ આપવામાં આવવાથી, અને આર્થિક સ્થિતિ ઓછી હોવાને લીધે પુરતો આરામ નહિ લેતાં, વહેલી હાજર થાય છે; પરંતુ તેવા અશક્ત શરીરથી શિક્ષણ આપવાનું કામ, તેનાથી સારૂં થઈ શકતું નથી તેથી, તેના શરીરને નુકસાન થાય છે, અને બાળાઓના શિક્ષણને ધોકો પહોંચે છે.

દિવાળી ઉપર અપાતી રજાઓમાં હિંદુ રિવાજ મુજબ ઘણી ઉમર લાયક બાળાઓ સાસરે જાય છે ને તેમને સાધારણ રીતે મહીનો દોઢ મહીનો ત્યાં રાખવામાં આવે છે, ત્યારે નિશાળોમાં એકાદ માસનો અભ્યાસ આગળ વધી જાય છે, એટલે તેઓ પાછળ પડવાથી કંટાળો લાવી ઊઠી જાય છે. આ કારણથી ગામડાંઓમાં ઉપલાં ધોરણોમાં ભણનાર બાળાઓ ઓછી હોય છે; પરંતુ આ રજાઓમાં વધારો કરવામાં આવે, તો તે બાળાઓ અધવચ ઊઠી નહિ જતાં, ભણવાનો લાભ વધારે લઈ શકે.

કેળવણીમાં વધારો કરવા સારૂ પ્રદર્શન ભરવામાં આવે અને તેમાં દરેક નિશાળના કલાસવાર અમુક નમુનાઓ વાર્ષિક પરીક્ષા વખતે, ઉત્તમ નમુનાઓની યાદી સાથે પ્રદર્શનમાં મૂકવામાં આવે, તો દર વર્ષે કયા નમુના નવા નવા શીખવવામાં આવ્યા છે, તેનો લાભ કેટલીક બાળાઓને મળે છે, તથા તેમાં અભિરુચિ કરાવી આગળ કેટલા પ્રમાણમાં કામ વધે છે વગેરે બાબતો સમજી શકાય. એક બીજાના ખરા કામની તથા શિક્ષણની

સફળતા સમજાય તેમ તેવા નમુનાને ઉત્તેજન મળવાથી, તેનો લાભ દરેક બાળાને મળી શકશે તથા શિક્ષિકાઓને હુન્નરઉદ્યોગની ખીલવણી કરવાની જરૂર પડશે. વળી ઉપરી અધિકારી જે વખણાતી જગ્યાએ જાય તે જગ્યાની કારીગરીના નમુના પ્રદર્શનમા શિક્ષિકાઓને બતાવવામાં આવે, ને તે પ્રમાણે બાળાઓને શીખવવામાં આવે તો ફાયદો થાય.

ઘણી શિક્ષિકાઓમાં વિષયો શીખવવાની પદ્ધતિમાં ખામી હોય છે. તે ખામીનું કારણ તેઓએ ટ્રેનિંગ લેતી વખતે પાસ થવા પુરતુંજ ધ્યાન આપેલું હોય છે તે છે. શિક્ષિકા તરીકે કામ કરવાથી તેની અગત્ય સમજે છે ત્યારે પસ્તાય છે, પણ તે પદ્ધતિના જ્ઞાનની તક નહિ મળવાથી, શિક્ષણ આપવામાં ભૂલ કરે છે, ને તે ભૂલ બાળાઓમાં પણ જોવામાં આવે છે. માટે અમુક શિક્ષિકાઓનાં કામ સારાં હોય, તેવાંની પાસે તેજ વખતે પાઠ અપાવવાથી, તેની પદ્ધતિનો લાભ બીજી શિક્ષિકાઓ લઈ શકશે. આ પ્રમાણે પદ્ધતિઓમાં સુધારો કરવાથી, શિક્ષણમાં સુધારો થશે, અને તે લાભ બાળાઓને જ્ઞાન લેવામાં અનુકૂળ થશે.

બાળાઓના જ્ઞાનમાં વધારો કરવા સારૂ કન્યાશાળાની લાઈબ્રેરીમાં તેમને વાંચવા લાયક સારાં પુસ્તકો રાખવાની જરૂર છે કે જેથી તેઓ પુસ્તકો વાંચી વધારે જ્ઞાન મેળવી શકે. પુસ્તકો વાંચવાની ટેવ પાડવાથી, શાળામાંથી ઉઠી ગયા પછી પણ તેઓ પુસ્તકો વાંચી જ્ઞાનમાં વધારો કરતાં શીખી શકે છે. પ્રાચીન કાળમાં બાળાઓને કેળવવામાં માબાપ તરફથી પુરતું ધ્યાન આપવામાં આવતું, તેથીજ લીલાવતી, સરસ્વતી, વગેરે વિદ્યાભ્યાસમાં આગળ વધી પોતાની નામના કરી ગયાં છે.

બીજા દેશોમાં કન્યાકેળવણીમાં વધારે ધ્યાન અપાવાથી, તેઓ કેળવણીમાં આપણા કરતાં ઘણાં આગળ વધ્યાં છે, અને તેથી જાપાન, અમેરિકા, ઈંગ્લંડ વગેરે દેશો હાલમાં આગળ પડતો ભાગ લે છે. તેમને કેળવવાનાં સાહિત્યોમાં, શિક્ષણમાં અને શિક્ષિકાઓમાં, દિવસે દિવસે વધારો કરવાથી કન્યાકેળવણીમાં વધારો થાય છે. આવી રીતે બીજા દેશોની સાથે સરખાવતાં આપણા દેશની કન્યાકેળવણી ઘણીજ ઓછી છે તથા કેળવણી આપવાનાં સાધનો અને શિક્ષિકાઓ પણ થોડીજ છે.

માતાઓજ નાનાં બાળકોને કેળવવામાં તથા શરીરની તંદુરસ્તી જાળવવામાં ડૉક્ટર તરીકેનું ઉત્તમ કામ કરી પ્રજાની ઉન્નતિ કરવામાં

મુખ્ય સાધન ઘણુંય છે, એટલે બાળાઓને જેટલા પ્રમાણમાં, વધારે શિક્ષણ આપી કેળવવામાં આવશે, તેટલા પ્રમાણમાં તેઓ પોતાનાં બાળકોમાં ઉત્તમ સંસ્કાર પાડી તેમને કેળવી શકશે; તેથી તે બાળકો દેશની ચઢતીમાં, આગળ પડતાં કાર્યો કરવામાં સમર્થ થશે. આ પ્રમાણે દેશની ચઢતીનો આધાર સ્ત્રી પ્રજા ઉપર રહેલો છે, અને પ્રજાનો આધાર કન્યાકેળવણી ઉપર રહે છે. હાલ આપણા દેશમાં પણ કન્યાકેળવણીને આગળ વધારવા મહાન પુરુષો પ્રયાસ કરી રહેલા છે, અને આપણે પણ બનતો પ્રયાસ કરી ફરજ અદા કરવી એ મનુષ્ય તરીકેનું કર્તવ્ય છે.

શારદા ચંદુલાલ
ઈ. હે. મિ. કન્યાશાળા ઓડ.

---

## પાઠમાં રસ

(ગતાંકથી ચાલુ)

વ્યાકરણ, વ્યુત્પત્તિ અને નામું એ વિષયોના પાઠ કેવી રીતે રસિક કરી શકાય, તેના નમુના ગતાંકમાં આપ્યા છે. હવે બીજા વિષયોમાં કેવી રીતે રસ ઉત્પન્ન કરી શકાય, તે જોઈએ.

નિબંધ—આ વિષય ઘણોજ અગત્યનો છે. વિદ્યાર્થીઓ પોતાના વિચારો સાદી અને સરળ ભાષામાં કોઈ પણ જાતની ભૂલ ન થાય એવી રીતે જણાવી શકે, એટલા માટે છેક બાળવર્ગથીજ આ વિષય ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે. નાનાં બાળકોને શબ્દરમત અને વાક્યરમતમાં ઘણો રસ પડે છે. આ રમતોથી તેમને ગમત સાથે ભાષાનું સારૂં જ્ઞાન મળે છે, અને નિબંધનો પાયો મજબુત થાય છે. અપૂર્ણ વાક્યોમાં યોગ્ય શબ્દપ્રયોગ સમજણપૂર્વક અને સહેલાઈથી તેઓ કરી શકે છે. પરિણામે વાક્યરચના ઉપર તેમનો સંપૂર્ણ કાબુ આવી જાય છે. વળી આ રમતોનાં સુંદર અક્ષર અને છુટા શબ્દોવાળાં સાધનોની છાપ નાનાં બાળકોનાં મન ઉપર વારંવાર પડે છે, તેથી તેમનું લખાણ પણ શરૂઆતથીજ સુધરે છે; એટલે તેઓ મોતીના દાણા જેવા અક્ષરથી છુટા શબ્દો-

વાળાં ભૂલ વગરનાં વાક્યો લખી શકે છે. આ પ્રમાણે જો શરૂઆતથી જ નિબંધશિક્ષણ ઉપર લક્ષ આપવામાં ન આવે તો બાળકોનું લખાણ બગડે છે, અને પછીથી તે સુધારતાં બહુજ મુશ્કેલી પડે છે. ઉપલાં ધોરણોમાં કેટલાક વિદ્યાર્થીઓનું લખાણ તદ્દન ખરાબ હોય છે. તેમની ભૂલોની ચર્ચા કરતી વખતે નિબંધના ભિન્નભિન્ન અંગો સંબંધી શિક્ષણ આપવું અગત્યનું છે. આ શિક્ષણ જુદી જુદી જાતના રમુજી દૃષ્ટાંતોથી કેવી રીતે રસિક થઈ શકે, તેના નમુના નીચે આપવામાં આવ્યા છે.

(૧) સારા અક્ષરઃ—નિબંધલેખનમાં હંમેશા સારા અક્ષર લખવા જોઈએ. વિદ્યાર્થીના અક્ષર ઉપરથી જ તેના નિબંધની અર્ધી પરીક્ષા થઈ જાય છે. કેટલાકનું લખાણ એટલું બધું ખરાબ હોય છે, કે પોતાનું લખેલું પોતે પણ વાંચી શકતા નથી. આવું ખરાબ અક્ષરવાળું લખાણ વાંચનારને અતિશય કંટાળો આપે છે. એવા લખાણનો અર્થ બેસાડતાં ઘણી મુશ્કેલી પડે છે, એટલું જ નહિ પણ આવા લખાણથી કોઈ કોઈ વખત વિવાદની વરસી થઈ જાય છે. નીચેના દૃષ્ટાંતથી આ બાબત સમજાવી શકાશે.

એક ખરાબ અક્ષરવાળા માણસે પોતાના ભાઈને કાગળ લખ્યો. તેમાં તેણે લખ્યું કે "કાકા અજમેર ગયા છે, અને કાકી રોટે છે." હવે ભાઈ સાહેબનું લખાણ મહા મુશ્કેલીથી વંચાય એવું હોવાથી તેના ભાઈએ જેમ તેમ કરીને વાચ્યું, કે "કાકા આજ મરી ગયા છે, અને કાકી કૂટે છે." આ પ્રમાણે અર્થનો અનર્થ થવાથી પરિણામ એ આવ્યું, કે બધા સગાંવહાલાંએ એકઠાં થઈ કાકાની કાણ માંડી. પહેલાં જ્યારે થોડું ભણેલા માણસો કાનામાત્રા વગરના બોડીઆ અક્ષર લખતા, ત્યારે ઉપરનો બનાવ ખરેખરો બન્યો હતો એમ કહેવાય છે. કાનામાત્રાવાળા અક્ષર બહુજ ગરબડીઆ લખવામાં આવે, તો પણ આવી જાતનો અનર્થ થવાનો સંભવ છે.

અક્ષરનો મરોડ બરાબર નહિ કાઢવાથી એક અક્ષરને બદલે બીજો અક્ષર વંચાય છે. જેમકે 'ટ' ને બદલે 'ર', 'ભ' ને બદલે 'મ', 'અ' ને બદલે ખ, 'ય' ને બદલે 'પ', 'ઘ' ને બદલે 'ધ' વગેરે. આવી રીતે એક અક્ષરને બદલે બીજો અક્ષર વંચાય, તો લખાણનો મૂળ અર્થ બદલાઈ જાય. 'ટ' અક્ષર 'ર' જેવો લખવાથી આખા લખાણનો અર્થ કેવી રીતે બદલાઈ જાય છે, તે નીચે આપેલા દૃષ્ટાંતથી સમજાશે.

"બાણુને રવિવારે છાતીમાં દુખાવો શરૂ થયો હતો. તે દુખાવો બે દિવસ સુધી ચાલુ રહ્યો. પછી ત્રીજે દિવસે તે **મટી** ગયો." આ લખાણમાં 'મટી' ને બદલે 'મરી' વંચાય તો 'ત્રીજે દિવસે તે (દુખાવો) મટી ગયો' એને બદલે 'ત્રીજે દિવસે તે (બાણુ) મરી ગયો' એવો અનિષ્ટ અર્થ નીકળે. સારા મરોડદાર અક્ષર નહિ લખવાથી આ પ્રમાણે અવળું વેતરાઈ જાય છે, માટે અક્ષર તો મોતીના દાણા જેવા લખવા જોઈએ.

(૨) છુટા શબ્દો—લખાણમાં છુટા શબ્દો લખવા, એ પણ ખાસ અગત્યની બાબત છે. શબ્દોનો ખીચડો કરી નાખવાથી લખાણનો અર્થ સહેલાઈથી સમજી શકાતો નથી. દરેક શબ્દ છુટો લખવાથી વાકયનો અર્થ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. નીચેનાં દષ્ટાંતોથી આ બાબત રસિક રીતે સમજાવી શકાશે.

દષ્ટાંત ૧ લું:—

अ 'ચાકરનો કર ના દુઃખે' એવી માન્યતા નિર્દય દિલવાળા શેઠની હોય છે.

ब ચાકરનોકરના દુઃખે દયાળુ શેઠનું દિલ દ્રવે છે.

ઉપર જણાવેલાં બે વાકયોનો અર્થ સ્પષ્ટ છે. अ વાકયમાં 'ચાકરનો કર ના દુઃખે' એ ચાર શબ્દો છુટા લખવાથી તે શબ્દોનો અને આખા વાકયનો અર્થ સહેલાઈથી સમજી શકાય છે. ब વાકયમાં 'ચાકરનો કર ના દુઃખે' એ બે શબ્દો છુટા લખવાથી તે શબ્દોનો અને આખા વાકયનો અર્થ સરળ થઈ જાય છે. બન્ને વાકયમાં પહેલા નવ અક્ષરો એના એજ છે; પરંતુ अ વાકયમાં એ નવ અક્ષરોના ચાર શબ્દો બનેલા છે, અને ब વાકયમાં એજ નવ અક્ષરોના બે શબ્દો બનેલા છે. તે શબ્દોને છુટા નહિ પાડતાં 'ચાકરનો કર ના દુઃખે' આ પ્રમાણે ખીચડો કરવામાં આવે, તો તેનો અર્થ સમજવો મુશ્કેલ પડે.

દષ્ટાંત ૨ જું:—

अ આહારથી દેહ ટકે છે. ભાવાર્થ–ભોજનથી શરીર ટકે છે.

ब આ હારથી શરીર શોભે છે. ભાવાર્થ–આ ફૂલની માળાથી શરીર સારૂં દેખાય છે.

क આહા! રથી, સૂર્ય સમાન શોભે છે. ભાવાર્થ–આહા! રથમાં બેસી લડનાર યોદ્ધો સૂર્યના જેવો તેજસ્વી દેખાય છે.

अ વાક્યમાં 'આહાર' એ ચાર અક્ષરનો એકજ શબ્દ છે. ब વાક્યમાં એજ ચાર અક્ષરના બે શબ્દ છે. 'આ' અને 'હારથી'. क વાક્યમાં પણ એના એજ ચાર અક્ષરના બે શબ્દ છે. 'આહા !' અને 'રથી'. હવે જો ब અને क વાક્યમાં તે શબ્દો છુટા નહિ પાડતાં 'આહા-રથી' એમ ભેગા લખવામાં આવે, તો તે વાક્યોનો અર્થ બદલાઈ જશે.

ઉપરનાં બે દૃષ્ટાંતોથી છુટા શબ્દો લખવાની કેટલી અગત્ય છે, તે વિદ્યાર્થીઓને રસિક રીતે સમજાવી શકાશે.

(૩) વાક્યરચના અને યોગ્ય શબ્દપ્રયોગ—નિબંધમાં વાક્યરચના ઉપર ઘણીજ કાળજી રાખવાની જરૂર છે; એટલું જ નહિ પણ શબ્દનો અર્થ બરાબર સમજ્યા પછી જ તેનો વાક્યમાં યોગ્ય પ્રયોગ કરવો, એ બાબત ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. ઉપર જણાવેલી બાબત તરફ દુર્લક્ષ રાખવાથી વાક્યો કેવાં ભૂલભરેલ, અર્થવગરનાં, અને ઢંગધડા-વગરનાં રચાય છે, તે નીચે આપેલાં દૃષ્ટાનોથી રસિક રીતે સમજાવી શકાશે.

अ "નેપોલીઅન એક સિપાઈ હતો, પણ તેણે પોતાની જાત મહેનતથી એક રાજા તરીકે પંકાઈ ગયો છે."

ब "જે માણસ જાતે મહેનત કરતો નથી, તેનામાં આળસુ, રોગી, અસત્ય વાણીવાળો વગેરે દુર્ગુણોને પ્રાપ્ત કરે છે."

क "ખેડુતનો બધો આધાર જોઈએ તે સમયે વરસાદ આવે તો અનાજ બરાબર પાકે, પણ જો વરસાદ વધારે આવવાથી બધું વાવેતર કોહી જાય છે, તેથી માણસોને તથા પશુપક્ષીઓ અનાજ વિના ઘણાં મરી જાય છે."

ड "શિક્ષકના હાથમાં કુમળાં પવિત્ર બાળકોના આત્મા શિક્ષકના હાથમાં આવે છે, માટે બાળકો મોટાં થાય ત્યારે નીતિને પંથે ચાલી કુળ તેમજ સમાજ દેશને લાભદાયક થાય, માટે શિક્ષકે ગુણસંપન્નથી કામ કરવાની જરૂર છે."

इ "અનાવૃષ્ટિથી પાક કોહી જાય છે, નવાણો ઉભરાઈ જાય છે, નદી-ઓના પુલ તૂટી જાય છે અને ઘર પડી જાય છે."

फ "વર્તમાનપત્રના અધિપતિએ નિષ્પક્ષપાતપણાવગરનું લખાણુ લખવું જોઈએ."

ग "સતયુગની પ્રજા ઇચ્છા પ્રમાણે ભટકનારી હતી, અને તે પ્રજા માનસિક સિદ્ધિને પામેલી, તેથી પૃથ્વીના રસથી ઉત્પન્ન થએલા

આકારનું ભક્ષણ કરનારી હતી. તે એક સરખા રૂપ, આયુષ્ય અને સુખવાળી હતી."

"આખી મનુષ્યજાતિ આદ્ય સંસ્કૃતિના ઉદ્યોગોના અવશેષો નહિ ધરાવતી હોય, એવું અનુમાન વ્યાપક સૂત્ર બાંધી શકાય તેમ નથી."

ઉપરનાં ભૂલ ભરેલાં વાક્યો વિદ્યાર્થીઓનાંજ છે. તેમાં જુદી જુદી જાતની હાસ્યજનક ભૂલો થએલી છે. આ ભૂલો તરફ વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચી, તે પ્રશ્નોત્તર પદ્ધતિએ સુધરાવવાથી તેમની વાક્ય રચવાની શક્તિ કેળવી શકાશે.

(૪) વિરામચિહ્ન—લખાણમાં યોગ્ય સ્થળે યોગ્ય વિરામચિહ્ન અવશ્ય મૂકવાં જોઈએ. વિરામચિહ્ન નહિ મૂકવાથી અથવા ખોટી રીતે મૂકવાથી અર્થનો અનર્થ થઈ જાઈ છે. તેની સાબીતી માટે એક રમુજી દૃષ્ટાંત નીચે આપવામાં આવ્યું છે. તે દૃષ્ટાંતથી વિરામચિહ્નની અગત્ય વિદ્યાર્થીઓ સમક્ષ રસિક રીતે રજુ કરી શકાશે.

મોટા શહેરમાં કેટલીક જગાએ જતા આવતા લોકો અતિશય ગંદકી કરે છે. તે ગંદકી અટકાવવા માટે એવી જગાએ મ્યુનિસિપાલીટી તરફથી કે તે જગાના માલિક તરફથી નીચે પ્રમાણે ચેતવણી આપનાર લખાણવાળું પાટીઉં ચોઢવામાં આવે છે.

"આ જગાએ ગંદકી કરવી નહિ. કરનાર શિક્ષાને પાત્ર થશે." ઉપરના લખાણમા 'નહિ' શબ્દ પછી પૂર્ણવિરામ છે, તે બરાબર છે. હવે કોઈ મશ્કરો માણસ 'નહિ' શબ્દ પછી મૂકેલું પૂર્ણવિરામ કાઢી નાખી, 'કરવી' શબ્દ પછી પૂર્ણવિરામ કરી દે છે. પરિણામ શું થાય છે, તે જોઈએ.

"આ જગાએ ગંદકી કરવી. નહિ કરનાર શિક્ષાને પાત્ર થશે." ઉપર પ્રમાણે લખાણ તદન ઉલટા અર્થવાળું બની જાય છે. આવી રીતે અયોગ્ય સ્થળે વિરામચિહ્ન મૂકવાથી હસવાલાયક ફેરફાર થઈ જાય છે, માટે વિરામચિહ્ન ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે.

(૫) વિષય સંબંધી જ્ઞાન—જે વિષય ઉપર નિબંધ લખવાનો હોય તે વિષયનું વિદ્યાર્થીએ સારૂં જ્ઞાન મેળવવું જોઈએ. વિષય સંબંધી બરાબર માહીતી ન હોય તો સંતોષકારક નિબંધ લખી શકાતો નથી, એટલુંજ નહિ પણ કોઈ વખત ઓડનું ચોડ વેતરાઈ જાય છે. વિષય સંબંધી અજ્ઞાનથી વિદ્યાર્થીઓ કેવી જાતના છબરડા વાળી બેસે છે, તે નીચેનાં દૃષ્ટાંતોથી બતાવી શકાશે.

अ. "વળી મહેનત કરી સુએજ અને પાનામા જેવી નહેરો ખોદી અનાજને માટે ઉપયોગી કરી."

સુએજની નહેરથી ભૂમધ્ય સમુદ્ર અને લાલ સમુદ્ર તથા પનામાની નહેરથી આટલાન્ટિક અને પાસિફિક મહાસાગર જોડાઈ ગયા છે, એ જ્ઞાન નિબંધ લખનારને નથી. લેખક તો તે નહેરોને ગંગાજમનાની નહેરો જેવી સમજે છે, તેથી ઉપર પ્રમાણે હાસ્યજનક ભૂલ કરી છે.

ब. "યજ્ઞ નિર્વિઘ્ને પુરો કર્યો, અને અશ્વને છુટો મૂકવામાં આવ્યો."

અશ્વમેધ યજ્ઞ કરતા પહેલાં યજ્ઞના અશ્વને છુટો મૂકવામાં આવે છે. તે ઘોડાને જો કોઈ બાંધે તો તેની સાથે યુદ્ધ કરીને તેને છોડાવવો પડે છે. એવી રીતે દિગ્વિજય કરનારજ અશ્વમેધ યજ્ઞ કરી શકે છે. આ બાબતથી ઉપરનું લખાણ લખનાર અજ્ઞાત છે.

क. "કમળ, પોયણી વગેરે પુષ્પો જાણે પોતાના સૂર્યદેવ પિતાને ભેટવા ઉત્સુક હોય તેમ ખીલીને તૈયાર થઈ જાય છે."

સૂર્યોદય થતાં કમળ ખીલે, પણ પોયણી (કુમુદ) તો બિડાઈ જાય. ચંદ્રોદય થાય ત્યારે પોયણી ખીલે. આ બાબતથી લેખક અજ્ઞાત છે.

ड. "લલિતનાં કાવ્યો એટલે લલિતાની બનાવેલી કવિતાઓનો સમૂહ કરી બનાવેલું એક પુસ્તક તેનું નામ લલિત કાવ્ય. તેણીએ ચૌદ પંદર વર્ષમાં સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેણીએ સારા કવિના જેવી થોડા વખતમાં ખ્યાતિ મેળવી હતી."

લલિત તો પુરુષ છે, સ્ત્રી નથી. 'લલિત' એ કવિનું ઉપનામ (તખલ્લુસ) છે. તેમનું નામ જન્મશંકર મહાશંકર બુચ છે. નિબંધ લખનારે આ હકીકત જાણવાની તસ્દી લીધી નથી, એટલુંજ નહિ પણ લલિત એટલે લલિતા એમ અલેલટપ્પે અનુમાન કરી, આવો હસનીય છબરડો વાળી, ઓડનું ચોડ વેતર્યું છે.

ઉપરનાં દૃષ્ટાંતોથી વિદ્યાર્થીઓને સચોટ રીતે સમજાવી શકાશે, કે નિબંધ લખનારે જે વિષય ઉપર નિબંધ લખવો હોય, તે વિષયનું સંપૂર્ણ જ્ઞાન અવશ્ય મેળવવું જોઈએ.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

**સાકરલાલ પુરુષોત્તમ શુકલ**
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

# ચુંવાળ વિષે કાંઈક

અમદાવાદ જિલ્લામાં આવેલા વિરમગામ તાલુકાના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. પૂર્વ તરફનો ભાગ ખાખરીઆના નામથી ઓળખાય છે, કારણ કે ત્યાં અસલ ખાખરાઓનાં પુષ્કળ ઝાડ આવેલાં હતાં. મધ્યનો ભાગ ચુંવાળના નામથી ઓળખાય છે, કારણ કે આ ભાગના રાજવીને ૪૪ ગામો મળેલાં હતાં.

ઉત્તરનો ભાગ વઢીઆરના નામથી ઓળખાય છે. આ સ્થળે અસલ ચાવડાઓ અને સોલંકીઓ વચ્ચે વઢવાડ થએલી તેથી કદાચ આ નામ આપવામાં આવ્યું હશે. દક્ષિણનો ભાગ નળનો કહેવાય છે, કારણ કે આ ભાગની દક્ષિણે નળ સરોવર આવેલું છે.

વઢીઆરનો ભાગ ઇતિહાસથી ભરપૂર છે. તે સંબંધી પંચાસર, માંડળ વગેરે સંબંધી છુટક લેખોદ્વારા આપણે કાંઈક જાણ્યું છે. આજે ચુંવાળ વિષે કાંઈક જાણીએ.

ભંકોડાની લો. બો. શાળાના હેડમાસ્તર સીતારામ બારોટ દેત્રોજના વતની છે. તેમનો મૂળ ધંધો દસુંદીનો છે. એમણે વહીવંચાઓના ચોપડાઓમાંથી એકઠું કરેલું સાહિત્ય ચુંવાળાના ઈતિહાસ પર સારો પ્રકાશ પાડે તેમ છે. પ્રસંગ મળ્યે તે આખો ઇતિહાસ છપાવવા ઇચ્છે છે. તેમના એકઠા કરેલા સાહિત્ય ઉપરથી ચુંવાળ વિષે નીચેની હકીકત મળી આવે છે.

સંવત ૧૨૪૨ ના અરસામાં કાઠિઆવાડની દક્ષિણે આવેલા વંથળી ગામમાં લોલ લખધીરસંગ નામનો એક બારોટ રહેતો હતો. તેનો વિવાહ જૂનાગઢના રાજવીના બારોટને ત્યાં થયો હતો, પણ આ વિવાહ તોડીને લોલને બદલે દીકરીને બીજાની સાથે પરણાવી દેવામાં આવી. લોલે આ બાબતની ફરિયાદ વંથળીના ડોઢીઆ જાતના ઠાકોરને કરી. લોલે વંથળીના ઠાકોરની મદદથી પરણવા આવનાર વરને મારી નાખી પોતાનું વેર લીધું. આથી વંથળીપર જૂનાગઢનો હલ્લો થયો અને ડોઢીઆઓને જુનાગઢના હલ્લાથી વંથળી છોડીને પાટડી આવવું પડ્યું.

પાટડીના ઠાકોર છત્રસેન ઝાલાને વિરમગામના ઠાકોર સાથે વેર હતું. ડોઢીઆઓને પાટડીમાં આશ્રય મળવાથી તેમણે વિરમગામ ઠાકોર સામે હલ્લો કર્યો અને તેનું માથું છત્રસેનને ભેટ ધર્યું. આથી છત્રસેને ડોઢીઆઓને ચુંવાળનું રાજ્ય આપ્યું અને વંથળીના ડોઢીઆઓની નવી રાજધાની

દેત્રોજમાં સ્થપાઈ. આ વંશનો પહેલો રાજા અમરસંગ ડોડીઓ સંવત ૧૨૪૨ ના વૈશાખ સુદ ચોથને દિવસ દેત્રોજની ગાદીએ બેઠો.

વખત જતાં ડોડીઆઓ વ્યસની અને ઉદ્ધત બન્યા. લોકો રાજ્યના ત્રાસથી કંટાળી ગામ છોડી નાસી જતા હતા પણ લોલની સમજાવટથી તેઓ તેમ કરતાં અટક્યા. લોલે રાજાને ઘણી શિખામણ આપી અને થોડો વખત સઘળું ઠીક ઠીક ચાલ્યું, પણ પાછળથી રાજ્યનો ત્રાસ પૂર્વવત્ ચાલુ થયો. આથી લોલ બારોટ કંટાળીને કાશીએ જતા રહ્યા અને દેત્રોજના મહાજનને મોઢેરે જવા તથા ત્યાં કાલરીથી આવીને રહેલા સોલંકી ઠાકોરને ડોડીઆઓપર હલ્લો લાવવા આમંત્રણ આપવા જવા કહેવામાં આવ્યું. કાલરીનો સોલંકી ઠાકોર લશ્કર લઈને ડોડીઆઓને મળવા આવ્યો. ડોડીઆઓનો સોલંકી ઠાકોર સાથે મેળાપ થયો ત્યારે ડોડીઆઓ દારૂના ઘેનમાં મત્ત થયા હતા. સોલંકી ઠાકોરે તેમનો વધ કર્યો અને દેત્રોજની ગાદી લઈ લીધી. લોલ બારોટને કાશીમાં આ ખબર મળ્યા એટલે તેમણે દેહ ત્યાગ કર્યો અને તેમનાં સ્ત્રી સતી થયાં.

સોલંકી વંશમાં દેત્રોજની ગાદીએ કાનોજી નામનો એક ઠાકોર થયો. એમ કહેવાય છે કે તે એક વખત શિકાર કરવા ગયા હતા. ત્યાં દેત્રોજની નજીકમાં આવેલા કાંઝ ગામમાં તેમણે એક કોળીની દીકરી જોઈ. તે ઘણી સ્વરૂપવાન હતી તેથી તેની સાથે પરણવાની કાનોજીને ઇચ્છા થઈ. આ દીકરીના પુત્રને ગાદીનો હક મળે એ શરતે તેની સાથે કાનોજીનું લગ્ન થયું. આ પ્રમાણે ઉતરતી કોમમાં સોલંકી ઠાકોરનાં લગ્ન થવાથી કાનોજીનું કુટુંબગૌરવ ઉતરી ગયું અને તેઓ કોળીઠાકોર અથવા પાલવીઠાકોર એટલે ઠાકરડાની પંક્તિમાં આવ્યા.

બીજી દંતકથા એવી પણ છે કે એક વખત કાનોજી અશાવલના કોળી રાજાને મદદ કરવા ગયેલા એ મદદના બદલામાં આ કોળી રાજાની દીકરી કાનોજી સાથે પરણાવવામાં આવી હતી. ખરી વાત ગમે તે હો પણ કાનોજી કોળી કુટુંબની દીકરી સાથે પરણ્યા, એથી ક્ષત્રિયોમાં તેમનું કુટુંબ-ગૌરવ ઘટ્યું અને ત્યારથી તેઓ પાલવી ઠાકોર ગણાયા.

કાનોજી ઠાકોર સંબંધી સિદ્ધપુરના વહીવંચાઓ જુદી રીતની હકીકત કહે છે તે નીચે પ્રમાણે છેઃ—

ગુજરાતમાં જ્યારે મોગલ બાદશાહ શાહજહાનનો અમલ ચાલતો હતો ત્યારે અમદાવાદના સુબા તરફથી સુંવાળની દેખરેખ રાખવાનું કામ

ગોપી પટેલ નામના એક ગૃહસ્થને આપવામાં આવ્યું હતું અને તેઓ દેત્રોજમાં રહેતા હતા. એક વખત ઇંદરાજી નામનો ચારણ દેત્રોજમાં આવ્યો, અને ગોપી પટેલને પોતાની સગવડ કરવા તેમણે વિનતિ કરી. ગોપી પટેલે મશ્કરીમાં કહ્યું કે દેત્રોજનો ઠાકોર કાનોજી છે તેથી તેમની પાસે જાઓ. કાનોજી સોલંકી વંશનો હતો પણ દેત્રોજનો ઠાકોર ન હતો. તેણે પોતાની જાગીર ખોઈ હતી અને તે વખતે ચોકીઆતનું કામ તે કરતો હતો. ચારણ કાનોજીને ત્યાં ગયો અને ત્યાં તેની યથાશક્તિ સેવા–સુશ્રૂષા થઈ. ઇંદરાજી ચારણ માતાનો ઉપાસક હતો અને કાનોજીને તેમણે આશીર્વાદ આપ્યો કે તમે દેત્રોજના ધણી થશો.

ચારણના કહેવાથી ત્યારથી તેઓ બહારવટે નીકળ્યા અને સુંવાળને લુંટવા લાગ્યા. ગોપી પટેલે આ બાબતની બાદશાહને ફરિયાદ કરી. બાદશાહે કાનોજી બહારવટીઆને વશ કરવા એક ફોજ મોકલી. એક વખત સખત વંટોળીઆમાં આ ફોજને ઘણો ત્રાસ પડયો. કાનોજીના માણસોએ આ સંકટના સમયમાં બાદશાહના સરદારોને અને ફોજનાં માણસોને મદદ કરી. આથી સરદારોએ ખુશ થઈને તેમને દેત્રોજની ગાદી આપી. શાહજહાન બાદશાહને આ વાતની ખબર પડી એટલે તેમણે આ કરાર ઉપર સહી કરી અને ઇંદરજી બારોટના કહેવા મુજબ કાનોજી દેત્રોજનો ધણી થયો.

થોડા વખત બાદ શાહજાદા, દારા દેત્રોજની પાસે અંબાસણા ગામમાં આવેલો ત્યારે પણ કાનોજીએ તેમને મદદ કરેલી, તેથી તેમને બીજા કેટલાક હકો મળેલા અને શાહજહાંને તે મંજુર રાખેલા.

ગોપી પટેલને આ વાત રૂચી નહિ. કાનોજીએ પટેલને પોતાને મળવા આમંત્રણ મોકલ્યું પણ તેઓ માંદગીનું બાનું કાઢી મળવા ગયા નહિ. ગોપી પટેલને સાત દીકરાઓ હતા. તેમને પટેલે બોલાવીને કહ્યું કે "તમે કાનોજીને મળવા જાઓ પણ તેમને નમન કરશો નહિ." કાનોજીને પણ લાગેલું કે પટેલના દીકરાઓ નમન કરશે નહિ, તેથી તેમના આગમનનું પ્રવેશદ્વાર તેમણે એક નાની બારીના રૂપમાં રાખેલું, જેમાં પ્રવેશ કરતાં પહેલાં તેમને મસ્તક નમાવવું પડે. પટેલના સાતે દીકરાઓ બારીમાં પ્રથમ માથું નાખવાને બદલે પગ નાખીને આવ્યા અને કાનોજીએ આ અપમાનના બદલામાં સાતે દીકરાઓનો વધ કરાવ્યો. આ વખતે મોટા દીકરાની વહુ ગર્ભવતી હતી. તેને પુત્ર પ્રસવ્યો અને તેનું નામ મકનદાસ રાખવામાં આવ્યું. મકનદાસને કોઈ કન્યા આપતું ન હતું. સુંવાળ-

માં આ વખતે દેત્રોજ, અધાર, અને સુંવાળા એ પાટલાનાં ગામ ગણાતાં હતાં. કાનોજીની મદદથી મકનદાસને ઉધરોજમાથી કન્યા મળી એટલે ઉધરોજને તેમણે પાટલાના ગામમા ગણવા ફરમાવ્યું.

ઉપર મુજબ સોલંકીઓના વખતમા સુંવાળનું રાજ્ય આબાદ બન્યું અને કાનોજીના વખતથી સોલંકી ઠાકોરો પાલવી ઠાકોરની ગણત્રીમાં આવી ગયા.

કાલરીના સોલંકી ઠાકોરો બહુચરાજીના ભક્તો હતા. કાનોજી પણ બહુચરાજીનો પરમ ઉપાસક હતો. તેના વખતમા દેત્રોજની જાહોજલાલી ગુજરાતમાં પ્રખ્યાત હતી. દેત્રોજમાં બહુચરાજીનું એક મોટું મંદિર બાંધવામા આવ્યું હતું અને તેની નજીક એક મોટો ચોક હતો. આજે પણ સુંવાળનો ચોક કહેવામા આવે છે. અત્યારે પણ હાલની લો. બો. ગુજરાતી નિશાળની નજીક સુંદર કોતરકામવાળા જબ્બર પત્થરો અને મોટી ઈંટો નજરે પડે છે. આ પુરાણકાળના ભવ્ય મંદિરોનાં અવશેષો હોય એમ જણાય છે.

કાનોજીના વંશના ત્રીજા રાજાને કાનાણી, માનાણી, પરખાણી અને પોચાણી નામના ચાર પુત્રો હતા. આથી સુંવાળનું રાજ્ય ચાર ભાગમાં વહેંચાઈ ગયું.

વખતના વહેવાની સાથે સુંવાળની ઉપર કાળચક્રની અસર થઈ અને દેત્રોજ ઉજડ થયું અને ફરી વસાયું. આ મુજબ તડકો અને છાંયડો અનુભવતું, ઉજડ થતું અને ફરી વસાતુ તથા આબાદ થતું દેત્રોજ સંવત ૧૮૭૬ માં બરાબર આબાદ થઈ અંગ્રેજ સરકારના કબજામાં આવ્યું. હાલમાં દેત્રોજ કસ્બાનું ગામ છે, છતા તેનું પૂર્વ ગૌરવ પ્રાપ્ત કરી શક્યું નથી.

બહુચરાજીનું પ્રાચીન મંદિર નાશ પામ્યું છે પણ નજીકમાં નવું મંદિર બાંધવામાં આવ્યું છે અને ત્યાં બહુચર માતાની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. ગામમાં એક છોકરાઓની અને એક છોડીઓની નિશાળ છે. મુખ્ય વસ્તી પાટીદાર અને વાણીઆઓની છે. નજીકમા એક ડુંગરી છે તેને ગેબી ટેકરો કહેવામાં આવે છે. જુના કાળમાં દેત્રોજ અગત્યનું અને ગૌરવવાન શહેર હશે એટલું તો ત્યાંના પ્રાચીન અવશેષો ઉપર ઊડતી નજર કરનારને પણ જણાઈ આવે તેમ છે.

સુંવાળનો પ્રદેશ પૈસે ટકે હાલમાં નિર્ધન જણાય છે. કાનોજીના વંશજો ઠાકરડાઓ એક વખત સુંવાળના રાજ્યકર્તાઓ અને સુખી હોવા છતાં હાલમાં નિર્ધન અને દુઃખી સ્થિતિમા જણાય છે. કેળવણીનો અભાવ અને દારનું દુઃવ્યસન તેમની પાયમાલી કરી રહ્યાં છે. લુંટફાટના ગુન્હાઓનું

પ્રમાણુ સુંવાળમાં વિશેષ પ્રમાણમાં જણાય છે. હાલમાં આવી વિપરીત સ્થિતિમાં આવેલો આ પ્રદેશ તેના પ્રાચીન ઇતિહાસથી ગૌરવવાન ગણાય છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી. ડે. એ. ઇ. અમદાવાદ.

## પાનમને તીરે

( ડંકો વાગ્યો ને લશ્કર......એ લય. )

શીતળ ને ધીરો વાયુ વાય છે પાનમને તીરે,
દાઝ્યાં દીલ આવી શીળાં થાય છે પાનમને તીરે.

( ૧ )
પત્થરના પડદા ભેદી કેવું નદનીર વહે છે,
પત્થરદીલ વારિ પ્રેમે એવું ભેદાય છે—પાનમને તીરે.

( ૨ )
'ધળ' 'ધળ' નીર વહીને ધબકારે એ સમજાવે,
જીવન જે ઉછળી વહે તે શાંતિ વહી જાય છે—પાનમને તીરે.

( ૩ )
ટાંક્યા પત્થર ને ભમરાવાળા આ નીર પ્રવાહે,
હોડી સુકાની સ્થિર જે તીરે લઈ જાય છે—પાનમને તીરે.

( ૪ )
કુદરત ને જનના બંધે અટકીને પાછી વહે છે,
બંધો ગણુકારી તોડી વહેવું સમજાય છે—પાનમને તીરે.

( ૫ )
નિર્મળ નીર વારિદ કેરૂં પર્વત ને પૃથ્વીપાત્રે,
જનના કલ્યાણ માટે કેવું ઢોળાય છે—પાનમને તીરે.

( ૬ )
ધસમસતા નીર પ્રવાહે પત્થર ને કાષ્ઠ તણાયે,
હલકું તરી જાયે, ભારે તળીએ ઘસડાય છે—પાનમને તીરે.

( ૭ )
કુદરતનાં દર્શન દીલને કેવી ચિર શાંતિ આપે,
સંસારી દીલડાં ભક્તિરંગે રંગાય છે—પાનમને તીરે.

વાઘજીપુર, પાનમતીર }
૨૬-૬-૩૨ }
અંબાશંકર હરિશંકર દ્વિવેદી

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | પ્રાયમરી ઉર્દુ કોર્સ, ભાગ ૨ (૧૯૨૯) | મિ. મૌલ્વી ફીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર | લખનાર | ૦—૫—૧૦ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૨ | ,, ભાગ ૩ | ,, | ,, | ૦—૭—૭ | ,, | |
| ૩ | ,, ભાગ ૪ | ,, | ,, | ૦—૯—૨ | ,, | |
| ૪ | ઉર્દુ મિડલ કોર્સ, ભાગ ૧ | ,, | ,, | ૦—૧૧—૦ | ,, | |
| ૫ | ,, ભાગ ૨ | ,, | ,, | ૦—૧૧—૦ | ,, | |
| ૬ | ગુલદસ્તએ અખલાક (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. મૌલ્વી વલીઅહમદ વલી | અલ-કલામ, બુકડેપો-સુમાર્કેટ, બેંગ્લોરસીટી | ૦—૧૨—૦ | ,, | |
| ૭ | ઇસ્મતી કસીદા, (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. અમીનાનઝલી જોઇન્ટ એડિટર 'ઇસ્મત' દિલ્હી | મિ. રાશિદુલખૈરી, એડિટર, ઇસ્મત, દિલ્હી | ૧—૦—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશન માટે. | |
| ૮ | સયલાબે અંશ્ક, (૧૯૨૯ ની બીજી આવૃત્તિ) | મિ. રાશિદુલ ખૈરી, દિલ્હી | ,, | ૧—૪—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૯ | ઇસ્મતી દસ્તરખાન, (૧૯૩૦ ની ત્રીજી આવૃત્તિ) | મિ. અમીના નઝલી | ,, | ૨—૦—૮ | ,, છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશન માટે. | |
| ૧૦ | મચ્ચાં કે ખાને (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૮—૦ | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | ગીમારોકે ખાને (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | „ | „ | ૦—૬૦—૮ | „ |
| ૧૨ | મીઠડી બેટી | મિસિઝ ખાતૂન અકરમ, રાશિદુલખૈરી | „ | ૦—૬—૦ | „ |
| ૧૩ | હયાતે સાલેહા (૧૯૩૦ ની ચોથી આવૃત્તિ) | મિ. રાશિદુલ ખૈરી | „ | ૧—૮—૦ | „ |
| ૧૪ | જમાલે હમનશીન, (૧૯૨૯ની ત્રીજી આવૃત્તિ) | મિસિઝ ખાતૂન અકરમ રાશિદુલખૈરી | „ | ૧—૦—૦ | „ |
| ૧૫ | ગુલીસ્તાને ખાતન, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | મિસિઝ ખાતૂન અકરમ રાશિદુલખૈરી | મિ. રાશિદુલખૈરી,દિલ્હી | ૧—૪—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૬ | નિસ્વાની ઝીંદગી, (૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. રાશિદુલ ખૈરી | „ | ૦—૮—૦ | „ |
| ૧૭ | નાસ્તા, (૧૯૩૦ ની પહેલી આવૃત્તિ) | અમીના નઝલી | „ | ૦—૧૦—૬ | „ |
| ૧૮ | ઇસ્મતી ક્રોશિયા (૧૯૨૯ની પહેલી આવૃત્તિ) | ફતીમાબેગમ બિન્તે કાઝી મહમ્મદહુસેન સીદીકી, બેંગલોર | „ | ૧—૮—૦ | „ |
| ૧૯ | તહરીર ઉન્‌-નિસા, (૧૯૩૦ની ત્રીજી આવૃત્તિ) | મિ. સુગરા હુમાયુન મીરઝા, એડિટર, 'અન્નિસા' | „ | ૦—૧૨—૦ | „ |
| ૨૦ | હંડ કુલયા (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | અમીના નઝલી | | ૦—૮—૦ | „ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ... આવૃત્તિ) | ... રઝીકુલ ખેરી | ,, | ૦—૮—૦ | ,, |
| ૨૨ | જદીદ હિસાબ (ઉર્દુ ધોરણ ૫ મા માટે) (૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. કાઝી સૈયદ મહમદ નવાઝ, ટીચર ઉર્દુ પ્રેક્ટિસિંગ સ્કૂલ, પુના | લખનાર | ૦—૮—૦ | ધોરણ ૫ મા અને એ. યુ. સ્કૂલોના ધોરણ ૧ લા અને ૨ જા માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨૩ | ,, (ધોરણ ૩ જા માટે) ભાગ ૨ જો | ,, | ,, | ૦—૬—૦ | ધોરણ ૩ જા માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨૪ | જદીદ જુગ્રાફિયએ ઇલાત એ બમ્બઈ (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. અબ્દુર્રહમાન અહમદસાહેબ હેડમાસ્તર, મ્યુ ઉર્દુ બૉયઝ સ્કૂલ પુના | ,, | ૦—૮—૦ | છોકરાની નિશાળના ધોરણ ૩ જા માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨૫ | જદીદ હિંદુસ્તાન જુગ્રાફિયએ (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦-૧૦—૦ | ,, ધોરણ ૪થા ,, |
| ૨૬ | આસાન અલિફ બે (૧૯૩૧ની બીજી આવૃત્તિ) (વિદ્યાર્થીઓ માટે) | મિસિઝ ખદીજા શફી તૈયબજી | શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભુવન ભાવનગર | ૦—૧—૩ | બાળવર્ગ માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨૭ | ,, (શિક્ષકો માટે) (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | મફત | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનના શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨૮ | વર્નાક્યુલર સ્કૂલ જ્યોગ્રફિ ભા.૧ (૧૯૩૧ ની નવી આવૃત્તિ) | મિ. એમ. એસ. જૈન, એમ. એ. | મેસર્સ મેકમિલન એન્ડ કો. લિ. કલકત્તા | ૦—૮—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૯ | ,, ,, ભાગ ૨ ,, | ,, | ,, | ૦—૯—૦ | ઉર્દુ છોકરાની નિશાળના ધો. ૫ મા માટે પાઠ્ય પુસ્તક તરીકે. |
| ૩૦ | ,, ,, ભાગ ૩ ,, | ,, | ,, | ૦-૧૦—૦ | ,, ,, ધો. ૬ઠા ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૧ હિંદુસ્તાનકી જુગરાફીઆ (ધોરણ ૫ મા માટે) (૧૯૨૭ ની પહેલી આવૃત્તિ) | મિ. કાદરઅલી, બી. એ. આસિ. ગવર્મેન્ટ હાઇસ્કૂલ અમરાવતી | ,, | ૧—૦—૦ | ,, ,, ધો. ૫મા ,, |
| ૩૨ દુનિયાકા જુગરાફીઆ (ધો. ૬ઠ્ઠા માટે) (૧૯૨૮ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૪—૦ | ,, ,, ધો. ૬ઠ્ઠા ,, |
| ૩૩ દુનિયાકે મશહુર ખિત્તે (ધો. ૭ મા માટે) | ,, | ,, | ૧—૪—૦ | દરેક ઉર્દુ સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૪ સલીનતે-હિંદુસ્તાન ઔર લંકા (૧૯૨૮ ની પહેલી આવૃત્તિ) | મિ. સી. મોરીસન, એમ. એ. અને મિ. એમ. એલ. જ્હૈન, એમ. એ. | ,, | ૧—૪—૦ | ,, |
| ૩૫ તારીખે-હિંદ, ભાગ ૧ લો (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | સૈયદ મોહસીન રીઝા, ખાનઅબ્દુલ હમીદખાન, અને પ્રોફે. મહમદશફી | મેસર્સ અતરચંદ કપુર એન્ડ સન્સ, લાહોર | ૧—૦—૦ | ઉર્દુ છોકરાની નિશાળના ધો. ૬ અને ૭ અને એ. વ. નિશાળના ધો. ૧, ૨ અને ૩ જા અને છોકરીઓની નિશાળના ધો ૬ ઠ્ઠા અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૩૬ ,, ભાગ ૨ જો ,, | ,, | ,, | ૧—૦—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૭ | હિંદુસ્તાનકા જુગ્રફિઆ, (ધોરણ ૫ મા માટે) (૧૯૩૦ ની પહેલી આવૃત્તિ) | મિ. અલીઅકબર કાઝીમી, બી એ. પટના યુનિવર્સિટીના ફેલો | મેસર્સ મેકમિલન એન્ડ કૉ. લિ. કલકત્તા | ૦–૧૨—૦ | ઉર્દુ છોકરાની નિશાળના ધોરણ ૫ મા માટે પાઠયપુસ્તક તરીકે. |
| ૩૮ | યુરેશિઆકા જુગ્રફિઆ (ધોરણ ૬ ઠ્ઠા માટે) ,, | ,, | ,, | ૦–૧૪—૦ | ,, ધોરણ ૬ ઠ્ઠા ,, |
| ૩૯ | અમેરિકા, આફ્રિકા, ઔર ઓસ્ટ્રેલિઆકા જુગ્રફિઆ, (ધોરણ ૭ મા માટે) ,, | ,, | ,, | ૦–૧૨—૦ | . ,, ધોરણ ૭ મા ,, |
| ૪૦ | નિગારિસ્તાને ઉર્દુ | મિ. મૌલ્વી હફીઝ બશીરૂદ્દીન અહમદ, લેકચરર, ઓરિએન્ટલ કૉલેજ, દારાનગર | સુપ્રિન્ટેન્ડન્ટ, નવલકિશોર પ્રેસ, લખનૌ | ૦–૧૨—૦ | ઉર્દુ સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનમા ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૪૧ | મુસદ્દસે મુકદ્દસ (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. સૈયદ બશીરૂદ્દીન અહમદ નાસિક | લખનાર | ૦–૧૨—૦ | ,, |
| ૪૨ | તેહઝીબે-નિસ્વાન | અસફ્જહાન બેગમ લાહોર | મેસર્સ સૈયદ મુમ્તાઝઅલી એન્ડ સન્સ, લાહોર | નાર્વિકલવાજ ૫—૦—૦ | છોકરીઓની સ્કૂલો તેમજ સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓના સ્કોલરો તથા શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૪૩ | ફૂલ | મેસર્સ સૈયદ મુમ્તાઝઅલી એન્ડ સન્સ, લાહોર | ,, | ,, | છોકરા તથા છોકરીઓની સ્કૂલોમા સ્કોલર્સ લાયબ્રેરી તરીકે. |
| ૪૪ | ઉર્દુકા જદીદ કાયદા અ—અલિફ, (૧૯૩૧ ની સુધારેલી આવૃત્તિ) | મિ. શેખ અલીજવાદ બી એ. લેકચરર, મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢ | .લખનાર | ૦—૧—૬ | છોકરા તેમજ છોકરીઓના બાળવર્ગ માટે |

| | | | |
|---|---|---|---|
| સરસીંડા | ઠાકોરસાહેબ દિપસિંહજી ભારતસિંહજીએ | ૬—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ વહેંચી. |
| જલોદરા | સ્કૂલકમિટીના મેમ્બર ભીમસંગ કાભઈ સોલંકીએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| ભાકો | મે. ઠાકોરસાહેબ જીતસિંગજી નથુભાવાએ | ૧૧—૦—૦ | સ્લેટ, ચોપડીઓ, પેનો, સાકર, ગોળ વગેરે વહેંચ્યું. |
| ગોઘરા | પોલિસ કોન્સ્ટેબલ મોલક લક્ષ્મણે | ૩—૮—૦ | બાળકોને પતાસાં વહેંચ્યાં. |
| વેરા | પાઠક જશવંતરામ ગણપતરામે | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| રણુપુરા | ગામના આગેવાન ગૃહસ્થોએ મળી | ૧૬—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| સંતરામપુર | અત્રેના દિવાનસાહેબનાં પુત્રી સૌ. વિદ્યાગૌરી મંગુભાઇ દેસાઈએ | ૧૮—૦—૦ | કન્યાશાળામાં માટે ઘડિયાળ ભેટ આપ્યું. |
| ઈંટવાડ | સ્ટેટના ભાગીદાર ઠાકોર ચંદ્રસિંહજી ફુલાભાઈ તથા રાઠોડ પ્રતાપસિંહ ગુલાબસિંહ તથા રાઠોડ છત્રસિંહ સાહેબસિંહ તથા રાઠોડ લક્ષ્મણસિંહ નાથુસિંહ તથા શા. મુળજીભાઈ બાપુજી તથા રાઠોડ નાથુસિંહ સામંતસિંહ તથા રાઠોડ કાળુભાઈ ગુલાબસિંહ અને રાઠોડ લક્ષ્મણસિંહ જામલસિંહ એમણે મળી. | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કંજરી | દરજી વનમાળા નાયકજીએ | ૩—૦—૦ | સ્કૂલમાં પતાસાં વહેંચ્યાં. |
| | પાટીદાર પુંજાભાઈ નાથાભાઈએ | ૩—૦—૦ | ,, |
| ફતેપુરા | ગામલોકોએ | ૧૪—૦—૦ | ઘડિઆળ સ્કૂલને ભેટ આપ્યું. |

## રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| ભદામ | પા. પરસોતમભાઈ રણછોડભાઈએ | ૧૫—૦—૦ | કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| ધમણાચા | પા. મોતીભાઇ ભગવાને | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | આ. રેવાદાસ ગુલાબ તરફથી | ૨—૦—૦ | ,, |
| પાણેથા | પંડ્યા પ્રભાશંકર નાગેશ્વરે | ૨૫—૦—૦ | કન્યાશાળાની બાળાઓને જમાડી. |

| | | | |
|---|---|---|---|
| ગંજાલી | રાજપીપળાના સ્ટેશનમાસ્તર સનમોહનદાસે | ૨૧—૦—૦ | મારટીસો નં, ૩ છોકરાને બેસવા માટે ભેટ આપી. |
| અવિધા | મિ. જગજીવન જેઠાલાલે | ... | કન્યાશાળામાં જર્મન. સિલ્વરના પ્યાલા નં. ૯૩ વહેંચ્યા. |
| | મિ. સોમાલાલ તરફથી | ... | ,, |

## મહીકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| ડભોડા | મિ. સોમનાથ લાલદાસ મિસ્ત્રીએ | ૮૦—૦—૦ | ત્રણે સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ૨૫—૦—૦ | બાળ લાયબ્રેરી માટે કબાટ આપ્યું. |
| | ,, | ૪૦—૦—૦ | નવી કન્યાશાળા તથા અંત્યજશાળા ખુલ્લી મૂકવા માટે ચાંદીના તાળા આપ્યાં. |
| | પટેલ એચ. એસ. બર્ધના | ૧૨—૮—૦ | નવી શાળાઓમા એક |
| | મુવાડા હાલ અમદાવાદવાળાએ | ૧૨—૮—૦ | એક ઘડિઆળ ભેટ આપ્યું. |
| | મિ. સોમનાથ લાલદાસ સુથારે | ૩૦—૦—૦ | ત્રણે સ્કૂલોમાં લાકડશી લાડુ તથા ચવાણું વહેંચ્યું. |
| | મિ. કંટ્રાકટર ગુલાબચંદ કસ્તુરચંદે | ૨૦—૦—૦ | ,, |
| | મિ. કંટ્રાકટર દલસુખ કાલિદાસે | ૧૦—૦—૦ | ,, |
| અડપોદરા | મુખી પા. રેવનદાસ બહેચરદાસ તથા પા. પુજા ભક્તિએ | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શેઠ નગીનદાસ ડુંગરશીએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| | આચાર્ય પીતાંબર દેવશંકરે | ૨—૦—૦ | ,, |
| | જોશી પુરશોતમ હીરારામે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | વાડાના શા. ફતેચંદ ઉગરચંદે | ૧—૦—૦ | ,, |
| | નાના ચેખલાના શા. મોહનલાલ ડુંગરશીએ | ૧—૮—૦ | ,, |
| | મોહનપુરના ગાંધી ફુલચંદ હુકમચંદે | ૦—૮—૦ | ,, |
| | મોહનપુરના સંઘવી મણીલાલ પાનાચંદે | ૧—૦—૦ | ,, |
| | સઠાના વ્યાસ દયાશંકર હરગોવિંદે | ૦—૮—૦ | ,, |
| | તલાટી પસવંતલાલ હરગોવિંદે | ૧—૦—૦ | સક્કરટેટી વહેંચી. |
| | શાહ સાકલચંદ દેવચંદે | ૩—૦—૦ | પતાસાં તથા આંકની ચોપડીઓ વહેંચી. |

પ્રથમ કાઠિઆવાડ શિક્ષક સંમેલનમાં પ્રશંસા પામેલી યોજના અનુસાર તૈયાર કરવામાં આવેલું અને મુંબઈ ઇલાકાની ગુજરાતી ટેક્સ્ટબુક કમિટીએ પ્રાથમિક શાળાઓના શિક્ષકોના ઉપયોગ માટે તેમજ ટ્રેનિંગ કોલેજો માટે મંજુર કરેલું

## ગણિત પ્રવેશ પુ. ૧ લું અને તેને લગતાં સાહિત્યો

વડે પ્રત્યેક શિક્ષિત માબાપ નાનાં બચ્ચાંઓને બાળમંદિરના સરખી કેળવણી આપી શકે છે.

## આના સંબંધમાં અગ્રગણ્ય કેળવણીકારો શું કહે છે ?

"મી. શેખની વિચાર સરણી નવી છે અને આવકારદાયક છે. ડૉ. મૉન્ટેસરિએ ગણિતનાં જે સાધનો બનાવેલાં છે તેની સાથે આ સાધનો મળતાં છે છતાં આ સાધનો સ્વતંત્ર બુદ્ધિથી અને અનુભવથી ઉપજાવેલાં છે."

"ગણિતના વિષયમાં આ પહેલ છે."

દક્ષિણામૂર્તિ-ભાવનગર. **ગિજુભાઈ બધેકા.**

---

"આ પુસ્તક તેમજ તેને લગતાં સાહિત્યો તૈયાર કરવામાં અને તેને છપાવવામાં મી. શેખ કેવળ સેવાભાવથીજ પ્રેરાયા છે."

**મૂળજીભાઇ ચતુરભાઈ પટેલ.**

**પ્રિન્સિપાલ હંટર ટ્રેનિંગ કૉલેજ ફૉર મેન-રાજકોટ.**

"રંગ, રસ, રમત અને સર્જનથી બાળક શીખે છે તે માનસશાસ્ત્રના મુદ્દા ઉપર આ ગણિત પ્રવેશની રચના છે."

**ગજાનન ઉ. ભટ્ટ,** એમ.ઈ.ડી. (લીડઝ) એમ.આર.એસ. ટી. લંડન.

"આ બાળકોનું પુસ્તક નથી પણ અસંખ્ય રંગબેરંગી ચિત્રોનું અને નકશાઓનું એક રમકડું છે."

**મુંબઈ સમાચાર,** તા. ૧૮ જૂન ૧૯૩૨

"મી. શેખે ગણિત પ્રવેશનું પુસ્તક અને તેને લગતાં વિવિધ સાહિત્યો યોજી શિક્ષણક્ષેત્રમાં નવો પ્રકાશ પાડયો છે."

**પોપટલાલ અંબાણી.**

**હેડ માસ્તર,** બાર્ટન ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેન-રાજકોટ.

ગણિત પ્રવેશ પુ. ૧ લું કિં. રૂ. ૦-૨-૬ શિક્ષક આવૃત્તિ કિં. રૂ. ૦-૬-૦

**સાહિત્યો**—જાડા કાર્ડ બોર્ડ ઉપર ચોંટાડેલા ૬ નકશા, ૨૦૦ રમકડાંનાં ચિત્રો લાકડાની સ્લેટો વગેરે ૧૬ જૂદા જૂદા પ્રકારની વસ્તુઓ લોખંડની સુટ કેસ પેટી સાથે કિં. માત્ર રૂ. ૩-૦-૦. દરેક મોટા શહેરમાં બુકસેલરોને ત્યાંથી મળી શકશે.

Registered No. B. 43.

પુસ્તક ૭૧ ]　　　　[ અંક ૧૦-૧૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ઑકટોબર—નવેમ્બર સને ૧૯૩૨

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી 'ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ—અમદાવાદ

## અનુક્રમણિકા





### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરીથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદત | એક પાન | અર્ધુ પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૭ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૧] ઓકટોબર-નવેમ્બર સને ૧૯૩૨ [અંક ૧૦-૧૧

# મન સંબંધી જુદા જુદા વિચાર

શિક્ષક એ ઉત્તમ કારીગર છે. બીજા બધા કારીગરને સ્થૂળ વસ્તુની જોડે સંબંધ હોય છે, પણ શિક્ષકનો વિષય જે મન છે તે ઘણી સૂક્ષ્મ વસ્તુ છે. સુથાર, લુહાર દરજી વગેરેને દેખીતી જડ વસ્તુ ઉપર ક્રિયા કરી તેનો અમુક જાતનો આકાર ઉપજાવવાનો છે, પણ શિક્ષકને બાળકની બુદ્ધિને સરકારી કરી તેનું ઉત્તમ ચારિત્ર ઘડવાનુ છે. આ કારણને લીધે મન એ શું છે અને જ્ઞાન સપાદન કરતી વખતે તે કેવી જાતની ક્રિયા કરે છે એ દરેક બાળકના કેળવણીકારે અવશ્ય જાણવાની જરૂર છે.

મન એ અતિસૂક્ષ્મ વસ્તુ છે એ આપણે તેના થોડાવણા અનુભવથી જાણીએ છીએ. ચોપડી કે મેજની માફક તેને આપણે જોઈ શકતા નથી. તેની ક્રિયા સમજવાને માટે આપણે આતર અવલોકન કરવુ પડે છે. આપણુ મન હરવખત જુદી જુદી ક્રિયા કરી અનેક જાતની અસર બાહ્ય પદાર્થ ઉપર ઉપજાવે છે; પણ આવી જાતના અવલોકન ઉપરથી તેનું ખરૂં સ્વરૂપ સમજવામા આવતું નથી. કોઈ એક માણસ ગુસ્સે થાય છે ત્યારે તેના આખ, દાત, હાથ વગેરે અવયવની ક્રિયામા ફેરફાર થાય છે. તેના ચહેરા ઉપરના સ્નાયુ ઉપર થતી ક્રિયા ઉપરથી તે ગુસ્સાના આવેશમા છે એમ આપણે જાણીએ છીએ. ખરી રીતે તેના ભાવનું આ યથાર્થ જ્ઞાન નથી. જો તેનું વાસ્તવિક જ્ઞાન મેળવવુ હોય તો આપણે અનુભવેલા એવા ભાવનુ

ચિત્ર આપણા મગજમાં ખડું કરવું જોઈએ; એટલે યાદદાસ્ત વડે તેનો ખ્યાલ આપણા મનમાં આવવો જોઈએ. જ્યાંસુધી મનમાં થતા જુદા ફેરફાર આ પ્રમાણે કલ્પવામાં આવે નહિ, ત્યાંસુધી આપણે તેને ખરી રીતે જાણતા નથી. આ ઉપરથી શિક્ષક માટે એક બાબત એ ફલિત થાય છે કે તેણે હંમેશાં બાળમાનસ અનુભવવાને માટે પ્રયત્ન કરવો જોઈએ. જ્યાંસુધી તે બાળકની મનની સ્થિતિ બરાબર અનુભવતો નથી કે જાણતો નથી ત્યાંસુધી તે બાળકને સમજતો નથી; એટલે તેને યોગ્ય તાલીમ તે આપી શકતો નથી. આવી રીતે શિક્ષકવર્ગે તેની બાળ અવસ્થાનો અનુભવ તાજો કરી બાળ માનસ સમજવાને માટે યોગ્ય પ્રયત્ન કરવો જોઈએ.

એક વિદ્વાને કહ્યું છે કે કુદરતની સર્વ વસ્તુઓમાં મનુષ્ય એ ઉત્તમ પ્રાણી છે; અને મનુષ્યની અંદર, ઉત્તમમાં ઉત્તમ બાબત તેનું મન છે; કારણ કે કુદરતની અદ્‌ભુતતા તથા તેનું રહસ્ય મનુષ્ય જેટલું સમજી શકે છે તેટલું કોઈ પણ પ્રાણી સમજતું હોય એમ જણાતું નથી. મનુષ્ય-મનની આવી પ્રભાવશીલ શક્તિ છે એ આપણે આપણા સુધારા માટે દરરોજ વપરાતી ચીજો ઉપરથી સ્પષ્ટ જાણી શકીએ છીએ; પણ તેની સાથે તે કેવી ગહન વસ્તુ છે એ પણ ઉપર જણાવ્યા મુજબ આપણે જાણીએ છીએ; તેમ છતાં તેને સમજવાને માટે વિદ્વાનોએ ભગીરથ પ્રયત્નો કરેલા છે. તેમાંના મુખ્ય શા શા છે અને તેને લીધે કેળવણીની પ્રક્રિયા ઉપર કેવી અસર થઈ છે તે આપણે હવે જોઈશું.

બાળક જન્મે છે ત્યારથી આસપાસની વસ્તુઓ તથા કુદરતમાં બનતા બનાવની અસર તેના મગજમાં થયાં જાય છે. જ્યાંસુધી તેની જ્ઞાનેન્દ્રિય સાબુત હોય છે ત્યાંસુધી તે જુદી જુદી જાતનું જ્ઞાન મેળવે છે. આવી રીતે આપણને બાહ્ય જગતનું જ્ઞાન ઇન્દ્રિયોદ્વારા મળે છે. જ્યારે ઇન્દ્રિયોદ્વારા મળેલા સંસ્કાર મગજમાં પહોંચે છે ત્યારે આપણે કહીએ છીએ કે તે વસ્તુનું આપણને જ્ઞાન થયું છે. એ પ્રમાણે હરહમેશ નવી નવી જાતનું જ્ઞાન બાળકને મળે જાય છે. આ ઉપરથી સહજ વિચાર એ ઉદ્‌ભવે કે બાળમન એ મીણ જેવી ઘણી કોમળ પોચી વસ્તુ છે અને તેનો અનુભવ એ એક જાતની સીલ–છાપ છે. જેમ જેમ તેને અનુભવ થતો જાય છે તેમ તેમ ઇન્દ્રિયોદ્વારા પડેલા સંસ્કારની છાપ તેના કોમળ મગજ ઉપર પડતી જાય છે. પત્થર કે લાકડા જેવા કઠણ પદાર્થ ઉપર સીલ મારતાં તેની છાપ પડતી નથી, પણ માટી કે મીણ જેવી પોચી વસ્તુ ઉપર તેની છાપ સ્પષ્ટ અને ઊંડી પડે છે. આવી રીતે બાળમનને મીણ જેવું

નરમ ગણવાથી શિક્ષણ માટે એક બાબત એ સ્પષ્ટ થાય છે કે શિક્ષકે જેમ બને તેમ વારંવાર અમુક વિષયને લગતા સંસ્કાર તેના મન ઉપર દૃઢ કર્યા કરવા કે જેથી તેમની છાપ તેના મગજમાં ઊંડી પડે અને તે બાબત તે ભૂલી જાય નહિ. જે બાબતની છાપ આપણા મગજ ઉપર આછી પડી હોય છે તે આપણે લાંબો વખત યાદ રાખી શકતા નથી; પણ જો તેના સંસ્કાર દૃઢ પડયા હોય છે તો તે વધારે વખત સુધી યાદ રહે છે. આ પ્રમાણે મનની કોમળ સ્થિતિને અનુસરી બાળકની ગ્રાહક શક્તિ વધે છે અને તેથી તે વધારે જ્ઞાન મેળવી શકે છે. ઉપર જણાવ્યા મુજબ મનની કલ્પનાને લીધે કેળવણીની દૃષ્ટિએ બાળકની શક્તિનો વિકાસ થઈ શકતો નથી, પણ અમુક બાબતના વારંવાર પુનરાવર્તન લીધે તેનામાં ગોખણપટ્ટીની ટેવ આવે છે એટલે સ્વતંત્ર વિચાર કરવાની તેની વૃત્તિ નષ્ટ પામે છે. બાળમન એ મીણ જેવી કોમળ વસ્તુ છે એ કલ્પના સાધારણ લોકની વૃત્તિને અનુકૂળ છે; પણ જરા વધારે ઊંડો વિચાર કરતાં માલમ પડે છે કે મન એ કંઈ જડ વસ્તુ જેવો નિશ્ચેષ્ટ પદાર્થ નથી, પણ તેનામાં સ્વતઃ ક્રિયા કરવાની શક્તિ છે અને તે વડેજ તે જ્ઞાન મેળવી શકે છે. જેમ કોઠીમા દાણા ભરીએ છીએ તેમ બાળકના મગજમાં જ્ઞાન ઠાંસવાની જરૂર નથી. કોઠી જેવા જડ પદાર્થમાં પ્રતિક્રિયા કરવાની શક્તિ નથી, પણ બાળમન તો દરેક પળે તેના ઉપર જે કંઈ ક્રિયા થાય છે તેને ગ્રહણ કરવાને તેના ઉપર પ્રતિક્રિયા કરે છે અને તે સંસ્કારને વ્યવસ્થિત કરી જ્ઞાન પદ્ધતિપૂર્વક મેળવે છે.

બાળમન સંબંધી બીજો વિચાર એ છે કે તેને જે જ્ઞાન મળે છે તે પદાર્થની ક્રિયાદ્વારા મળતા એક પછી એક પ્રત્યક્ષનો સમૂહ છે. કોઇ એક બાળક બિલાડી જુએ છે તો આ પ્રક્રિયા અનુસાર મળતું જ્ઞાન–તેનો આકાર, તેનો રંગ, તેનું ચલનવલન, તેનું બોલવું વગેરે જુદા જુદા પ્રત્યક્ષની પરંપરા રૂપ છે. તે બિલાડી સંબંધી જે કંઈ અનુભવે છે તે તેને જોવાથી ઉદ્‌ભવતા જુદા જુદા પ્રત્યક્ષો–ઇંદ્રિયોની છાપના સરવાળારૂપ છે, એટલે બાળકને અમુક પદાર્થનું જે જ્ઞાન મળે છે તે પ્રથમ તેનું સમગ્ર સ્વરૂપ નથી, પણ એક પછી એક જુદી જુદી છાપ તેના મગજમાં પડે છે તેના સમૂહરૂપ તે વસ્તુજ્ઞાન છે. જેમ 'ચોપડી' એ તેના જુદા જુદા અણુઓનો સમૂહ છે તેમ તેનું જ્ઞાન જુદા જુદા પ્રત્યક્ષોના સમૂહરૂપ છે.

આ બીજી પ્રક્રિયાને અનુસરી શિક્ષણના જુદા જુદા વિષયમાં **સંયોગીકરણ** પદ્ધતિ સ્વીકારવામાં આવી. જો બાળકને વાચન શીખવું હોય

તો તેણે પ્રથમ મૂળાક્ષર શીખવા અને તે ઉપરથી શબ્દો બનાવવા અને જુદા જુદા શબ્દો ઉપરથી તેનાં વાક્યો કરવાં, અને વાક્યો ઉપરથી આખો પાઠ ઉપજાવવો. આ પદ્ધતિ મુજબ હાલની બાળપોથી રચવામાં આવી છે. ટુંકામાં હરકોઇ વિષયની શિક્ષણપદ્ધતિ ઉપર વિચાર કરવાથી સમજાઈ જશે કે એક વખત ઉપર જણાવેલા મનના સ્વરૂપને અનુસરી સંયોગીકરણ પદ્ધતિ શિક્ષણશાસ્ત્રમાં સાધારણ થઈ પડી હતી.

મન એ કંઈ જડ વસ્તુ નથી, તેમજ તે જે કંઈ જ્ઞાન મેળવે છે તે પૃથક્ પૃથક્ પ્રત્યક્ષોદ્વારા મેળવતું નથી. ખરી રીતે તો તેનામાં સ્વતઃ ક્રિયા કરવાની શક્તિ છે. તેને જે કંઈ જ્ઞાન પ્રથમ મળે છે તે પદાર્થના સમગ્ર સ્વરૂપનું હોય છે. જો કે પ્રથમ તે જ્ઞાન ઝાંખું અને થોડું હોય છે પણ વખત જતાં તે ઓખારૂપ જ્ઞાનમાં વિવિધતા આવે છે. બાળમન સંબંધી ત્રીજો વિચાર વિજ્ઞાનના વિકાસને અનુસરી એ પ્રચલિત થયો કે તે એક યંત્ર છે. જેવી રીતે આપણું જઠર કે હૃદય એની મેળે ક્રિયા કર્યાં જાય છે, તેવી રીતે આપણું મન પણ અહર્નિશ ક્રિયા કર્યા કરે છે. આ કલ્પનામાં પ્રથમના વિચારના જેવી મનની જડતા જોવામાં આવતી નથી. તે એક ક્રિયાવાન પદાર્થ છે એમ સ્વીકારવામાં આવ્યું છે. તેને લીધે શિક્ષણમાં ક્રિયાને સ્થાન મળે છે. કોઈ પણ જાતની છાપ બાળકના મગજ ઉપર ફક્ત બાહ્ય ફેરફારને લીધેજ પડતી નથી, પણ તેની સાથે મન પણ ક્રિયા કરે છે. જેમ જઠરમાં પડેલો ખોરાક આંતરડાની ક્રિયાદ્વારા એક રસરૂપ થઈ જાય છે અને તેને લીધે શરીરના જુદા જુદા અવયવોને લોહીદ્વારા પોષણ મળે છે, તેવી રીતે મગજમાં જે કંઈ છાપ પડે છે તે મગજની ક્રિયાને લીધે જ્ઞાનરૂપ થાય છે અને આપણા જ્ઞાનરૂપી પરિમંડળના એક અંગ તરીકે તેનો સ્વીકાર કરવામાં આવે છે. જે કંઈ છુટાછવાયા સંસ્કાર હોય છે તેને જ્યાંસુધી સુવ્યવસ્થિત કરવામાં આવતા નથી ત્યાંસુધી તેને આપણે બરાબર સમજી શકતા નથી, તેમજ યાદ પણ રાખી શકતા નથી. આ પ્રમાણે મનને એક યંત્રરૂપ ગણવાથી શિક્ષણશાસ્ત્રમાં ક્રિયા કરીને શીખવો એ જે સૂત્ર છે તેને ટેકો મળે છે અને મન એ એક નિર્જીવ-જડ વસ્તુ છે એ ખ્યાલ દૂર થાય છે. તેને બદલે મન એ એક સજીવ-ચેતન વસ્તુ છે એવો વિચાર સ્વીકારવામાં આવે છે. આવી મનની સ્વાભાવિક ક્રિયા સ્વીકારવાથી શિક્ષણપદ્ધતિમાં કેવો ફેરફાર થાય એ સમજી શકાય એમ છે. મન એ યંત્રરૂપ છે એ વિચારથી મનનું ખરૂં સ્વરૂપ હાથ લાગતું નથી. અલબત્ત ઉપર જણાવ્યા મુજબ તેની બીજી

કલ્પનાઓ કરતાં તે વધારે યથાર્થ છે, પણ તેથી કરીને આપણને તેનું ખરૂં જ્ઞાન મળતું નથી. મનને યંત્રની ઉપમા આપવાથી પ્રથમ કરતાં આપણે તેને વધારે સારી રીતે સમજી શકીએ છીએ; પણ આ વિચાર પણ ખામીભરેલો છે. ખરી રીતે જોઈએ તો યંત્રની ક્રિયા અમુક નિશ્ચિત સ્વરૂપમાં થાય છે પણ મનમાં તો સ્વતંત્ર ક્રિયા કરવાની શક્તિ છે. આકાશનાં તારામંડળો અતિશય વિશાળ છે; પણ તે તેમના નિયત માર્ગમાંજ ફર્યા કરે છે; પણ એક બાળકમા અમુક વાત પસંદ કરવી કે નહિ એવી ઇચ્છાશક્તિ છે. આવી સ્વતંત્ર કામ કરવાની શક્તિ જડ વસ્તુઓમાં નથી, તેમજ સૂર્યમંડળ કે તારામંડળોમા પણ નથી. વળી યંત્રમાં ખરા ખોટાનો વિચાર કરવાની શક્તિ નથી એટલુજ નહિ પણ તેમાં ભૂત, વર્તમાન કે ભવિષ્યકાળનું અનુસંધાન કરી લાભા સમયનો વિચાર કરવાની શક્તિ હોતી નથી. આ ઉપરાંત મનમાં હેતુપૂર્વક કરવાની જે વૃત્તિ જોવામાં આવે છે તે યંત્રરૂપ ચાલતા પદાર્થમાં હોતી નથી. યંત્રો તો બાહ્ય વેગ કે શક્તિના સંચાલનને અનુસરી ક્રિયા કરે છે, પણ કોઈ પણ જીવ તો સ્વતઃ શક્તિ-આત્મબળને અનુસરી તેની ક્રિયા કરે છે. મનુષ્યમાં તો બધાં પ્રાણીઓ કરતાં આત્મનિર્ણય કરવાની વિશેષ શક્તિ છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે બાળક એ સ્વતઃ વિકાસ પામતું પ્રાણી છે. તેનું મન સ્વતઃ-સ્વતંત્ર શક્તિ ધરાવતું હોવાથી તેના મન ઉપર જે કંઈ ક્રિયા થાય તેની સામે તે પ્રતિક્રિયા કરે છે અને તેને પોતાના રૂપ તે કરી શકે છે. જેમ બાહ્ય જગતમાં આપણે વ્યવસ્થા, ક્રમ અને નિયમ અનુભવીએ છીએ તેમ બાળમનમાં પણ જ્ઞાનને સુવ્યવસ્થિત કરવામાં આવે છે અને અનેક જાતના સંસ્કારોને ક્રમ અને નિયમપૂર્વક ગોઠવી જ્ઞાનની સુંદર અને વ્યવસ્થિત પ્રક્રિયા ઉપજાવવામાં આવે છે. હાલમા આ ચોથો વિચાર પ્રચલિત છે અને તેને લીધે શિક્ષણની પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યા છે. આવા થએલા ફેરફારને આપણે આધુનિક કેળવણી કહીએ છીએ.

## આધુનિક માનસશાસ્ત્ર અને કેળવણી

હાલની કેળવણીમાં જે મોટો ફેરફાર થયો છે તે કેળવણીના વિષય સંબંધીનો છે. શિક્ષકના સર્વ વિચાર અને ક્રિયાનું કેંદ્રસ્થાન બાળક છે એ આધુનિક કેળવણીનો પ્રધાન સૂર છે. વિચારના આ પરિવર્તનને લીધે

શિક્ષણપધ્ધતિ, પુસ્તકો, શિક્ષણ સાહિત્યો, મકાન, શાળાનું રાચરચીલું, વખતપત્રક, રમતગમત, વગેરે અનેક બાબતો બાળકેળવણીની દૃષ્ટિથી હાલમાં રચવામાં આવે છે. બાળક એ બાળક છે, તે પુખ્ત ઉંમરના માણસ જેવું નથી; એટલે તેની શક્તિ, પ્રેરણા, લાગણી, વિચાર, ઊર્મિ વગેરે મનોભાવ મનુષ્યનાથી ઘણા જુદા પ્રકારનાં હોય છે. વળી શિશુઅવસ્થા, બાળપણ, કિશોર અવસ્થા, યુવાવસ્થા વગેરે તેની જુદી જુદી અવસ્થા વખતે તેનું માનસ બદલાએલું—જુદા પ્રકારનું માલમ પડે છે. બાળપણમાં જે શિક્ષણ-પધ્ધતિ તેના માનસ વિકાસને અનુકૂળ હોય તે કિશોર કે યુવાવસ્થામાં કામ લાગશે નહિ; તેમજ વિષય પરત્વે પણ તેવું સમજવાનું છે. પાંચ વરસના બાળકને અદ્ભુત વાર્તામાં જે અનહદ આનંદ થાય છે તેવો આનંદ બાર કે સોળ વરસના વિદ્યાર્થીને તેમાં નહિ પડે. તે સમયે તો સાહસો કે પરાક્રમોને લગતાં વર્ણનો તેને પ્રિય થઈ પડે છે અને તે આદર્શનો અનુભવ કરવાને તે પ્રેરાય છે.

આ પ્રમાણે 'બાળક' એ કેળવણીમાં અગત્યની બાબત છે, અને તેના હિતની દૃષ્ટિએજ શિક્ષણની વ્યવસ્થા થવી જોઇએ એ નિ:સંશય છે; પણ બાળક શું છે, તેનામાં કઈ કઈ શક્તિઓ છે, તેનામાં શી શી પ્રેરણા ઉદ્‌ભવે છે, તેના ઊર્મિભાવ કેવા હોય છે, વગેરે શારીર શાસ્ત્ર તેમજ માનસ શાસ્ત્રને લગતી ઉપયોગી બાબતો શિક્ષકે જાણવાની જરૂર છે; કારણ કે જે વસ્તુ ઉપર તેને ક્રિયા કરી અમુક જાતનું તેનું સ્વરૂપ ઘડવાનું છે તેની ખાસિઅત તથા શક્તિ વગેરે બાબત જાણ્યા સિવાય તેની પ્રવૃત્તિ અપૂર્ણ અને ખામી ભરેલી માલમ પડે છે. કેળવણીના ઇતિહાસમાં એક બાબત એ સ્પષ્ટ જણાઈ આવે છે કે જેમ મનુષ્યજીવનના હેતુ સંબંધી ફેરફાર થતો ગયો તેમ તેમ કેળવણીનો આદર્શ બદલાતો ગયો. વળી તેની સાથે વિદ્યાર્થીની શક્તિનું—તેના માનસનું જે પ્રમાણે સ્વરૂપ કલ્પવામાં આવ્યું તે પ્રમાણે શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવેલી છે. જો બાળમન સંબંધી અમુક વિચાર પ્રચલિત થયો હોય તો બાળકેળવણીનું સ્વરૂપ પણ તે પ્રમાણે ઘડવામાં આવેલું જોવામાં આવે છે. **રૂસો, પેસ્ટેલોઝી, ફ્રબલ અને મોન્ટેસોરી** જેવા મહાન કેળવણીકારોના વિચારમાં જે ફેરફાર થયો છે, તે પ્રમાણે કેળવણીનું સ્વરૂપ નક્કી થયું છે તે હવે દરકોઈ શિક્ષક સારી પેઠે જાણે છે; તેથી હાલના સમયમાં માનસશાસ્ત્રમાં શા શા ફેરફાર થયા છે અને તેને અંગે શિક્ષણની પ્રક્રિયા કેવા પ્રકારની બાંધવામાં આવી છે તે હવે આપણે જોઇશું.

હાલના સમયમાં શરીર અને મનના ગાઢ સંબંધનો સિદ્ધાંત સર્વમાન્ય થઈ ગયો છે. મનની કોઈપણ ક્રિયા શરીર ઉપર અસર કર્યા સિવાય થતી નથી એ આપણે સર્વ જાણીએ છીએ. ઉગ્ર આવેશ કે ઊર્મિને લીધે જઠર અને હૃદયની ક્રિયા ઉપર ભારે અસર થાય છે અને કોઈ કોઈ વખત તો તે અવ્યવસ્થિત થઇ જાય છે. તીવ્ર કલ્પનાની શરીર ઉપર નુકસાનકારક અસર થયાના ઘણા દાખલા આપણા જાણવામા આવ્યા છે. તેવીજ રીતે શારીરિક વિકારની અસર માનસિક ક્રિયા ઉપર થયા વગર રહેતી નથી. બહુ થાક લાગવાથી મન સુસ્ત થઈ જાય છે. શરીરમાના વ્યાધિને લીધે મન બરાબર કામ કરી શકતું નથી. મનની મંદ કે તીવ્ર સ્થિતિ ઉપર માણસના આશાવાદ કે નિરાશાવાદનો આધાર રહે છે. આ પ્રમાણે શરીર અને મન બંને સુદૃઢ હોવાની ખાસ જરૂર છે. મન (આત્મા) એ શરીરથી તદ્દન નિરાળી વસ્તુ નથી, પણ તેની ક્રિયાનો આધાર મગજની સ્થિતિ તેમજ શારીર વ્યાપાર ઉપર રહે છે. આ સત્ય દરેક શિક્ષકે બરાબર યાદ રાખવાની જરૂર છે. શિક્ષણની જુદી જુદી પ્રવૃત્તિને લીધે બાળકનું મગજ કામ કર્યે જાય છે, અને તેને લીધે તેના શરીરમાં વહેતા લોહીનો મોટો ભાગ મગજની ક્રિયામાં વપરાય છે; તેથી વિદ્યાર્થીનું શરીર સારૂં અને મજબુત કરવાની ખાસ જરૂર છે. આ કારણને લીધે દરેક શિક્ષકે બાળકની તંદુરસ્તી સુધારવાને માટે બને તેટલા પ્રયત્ન કરવા જોઇએ; કેવળ લેખન, વાચન કે ઇતિહાસ ભૂગોળ શીખવવામાં તેનું કર્તવ્ય સમાપ્ત થાય છે એ માન્યતા ભૂલભરેલી છે. બુદ્ધિની કેળવણી સાથે શરીરને તાલીમ આપવી એ પણ કેળવણીનું ઉપયોગી અંગ છે. તે બાબત ઉપર આપણે ત્યાં હજી સુધી ઘણું દુર્લક્ષ આપવામાં આવ્યું છે અને તેને લીધે આપણા વિદ્યાર્થીઓનો બુધ્ધિનો વિકાસ પણ હલકી પંક્તિનો જોવામાં આવે છે.

હાલમાં જીવનશાસ્ત્રના સારા વિકાસને લીધે એક બાબત એ સિધ્ધ થઇ છે કે બાળકના શરીર, બુધ્ધિ અને હૃદયની શક્તિઓ અનેક યુગના વડીલોએ તે બાબતમાં સંપાદન કરેલી સંપત્તિનું ફળ છે. આ પ્રમાણે બાળકને હજારો વરસના માનવ જાતિએ પ્રાપ્ત કરેલા સંસ્કારનો વારસો મળે છે એટલુંજ નહિ, પણ તે તેનાથી ઉતરતા વર્ગના પ્રાણીઓ સાથે પણ ગાઢો સંબંધ ધરાવે છે; એટલે બાળકનું વર્તન એ અનેક પશુપ્રાણીઓએ અનુભવેલા સંસ્કારના પરિણામરૂપ છે. આ કારણને લીધે બાળક એ દિવ્ય કે ફિરસ્તા જેવી વ્યક્તિ છે અને સ્વર્ગમાંથી અમુક દોષને લીધે તેને આ સંસારમાં જન્મ લેવો પડયો છે એ એક કલ્પના છે. તેને ઠેકાણે હાલમાં એમ

માનવામાં આવે છે કે બાળકના જન્મતાંની સાથે તેનામાં જે જે પ્રેરણા કે ઊર્મિઓ જોવામાં આવે છે તે ઘણે અંશે પ્રાણી વર્ગના સ્વભાવને મળતી હોય છે. બચપણથીજ તે નીતિમાન કે સદાચારી છે એ ધારવું એ મોટી ભૂલ છે. બાળકોમાં ક્રૂરતા, જુઠું બોલવાની ટેવ, અદેખાઈ, લડાયક વૃત્તિ વગેરે મનોભાવ કેવી રીતે તેનામાં આવ્યા તેનો ખુલાસો જીવનશાસ્ત્રના અભ્યાસથી વધારે સ્પષ્ટ થઈ શકે છે. મનુષ્યનો સ્વભાવ મૂળથીજ ફિરસ્તા જેવો પવિત્ર હોતો નથી, પણ અનેક વરસોના થએલા વિકાસને અનુસરી તેનામાં તેમની પ્રકૃતિ ઉતરી આવેલી છે અને ધીમે ધીમે કરેલા ફેરફારના પરિપાક રૂપ તેનો હાલનો સ્વભાવ નિર્ણિત થયો છે. આ ઉપરથી આપણે એ બાબત યાદ રાખવાની છે કે બાળકોની વૃત્તિ આદર્શરૂપ નથી. તેની જે પ્રકૃતિ હાલમાં જોવામાં આવે છે તેમાં સુધારો કરી તેનું ચારિત્ર શિક્ષકે ઘડવાનું છે. તેના ચારિત્રના ઘડતરનો આધાર તેનાં જે કુદરતી વલણો આપણા જોવામાં આવે છે તેમાં યોગ્ય ફેરફાર કરવા ઉપર છે. આવી રીતે બાળસ્વભાવનો અભ્યાસ કરી તેમાં ધીમે ધીમે વિકાસ કરી તેને સારી તાલીમ આપવાની છે. તે એકદમ સુધરી જાય એવી આશા રાખવી એ નિરર્થક છે, કારણ કે ઘણા વરસના જે સંસ્કાર તેના મગજમાં પડયા હોય તેમાં ઘટતો ફેરફાર કરી તેનું જીવન સુધારવાનું છે, પણ તે કામ ધીમે ધીમે દૃઢતાથી કરવાની જરૂર છે.

બાળકને ઉપર જણાવ્યા મુજબ પ્રાણી વર્ગ સાથે ગાઢ સંબંધ હોવાથી તેનામાં મોટા પ્રમાણમાં તેમજ તીવ્ર સ્વરૂપમાં પાશવ વૃત્તિઓ જોવામાં આવે છે. આ બાબત ઉપર લક્ષ રાખીને તેને તાલીમ આપવાનું કામ કરવાનું છે. આપણો આદર્શ તેને ઉત્તમ મનુષ્ય-પુરુષોત્તમ-બનાવવાનો છે, તેથી તેની સ્વાભાવિક વૃત્તિઓને અનુસરી તેમને સંસ્કારી બનાવવાં જોઈએ. વળી તેને અંગે બીજી બાબત એ યાદ રાખવાની છે કે બાળક જન્મે છે ત્યારે તેનું મન ચોકખું ચટ્ટ હોતું નથી; પણ તેમાં અમુક પ્રકારની શક્તિ મૂળથી જોવામાં આવે છે. વંશપરંપરાના નિયમને અનુસરી તેને બુદ્ધિસંપત્તિનો જે વારસો મળે છે તેની મદદ-વડે શિક્ષકે તેની શક્તિઓ કેળવવાની છે; એટલે બાળક જ્યારે શાળામાં આવે છે ત્યારે તેનું માનસ અમુક પ્રકારનું ઘડાએલું હોય છે. તેના જન્મસિદ્ધના સંસ્કાર ઉપર ઘર અને તેની આસપાસના સંજોગોને લીધે જે ક્રિયા થાય છે તેને લીધે તેનું અમુક પ્રકારનું વલણ બંધાએલું હોય છે. શિક્ષકને તો તેને આધારે તાલીમ આપવાની છે. અલબત્ત આ દૃષ્ટિએ શિક્ષકનું કામ ઘણું મર્યાદિત થાય છે, પણ બાળકના

મગજની કોમળ સ્થિતિ જોતાં તેને નિરાશ થવાનું કારણ મળતું નથી. ખરી રીતે તો બાળકની સ્વાભાવિક શક્તિનો લાભ લઈ તેને કામ કરવાનું છે; તેથી ઘણી વખત તેને જોઈતો યશ મળતો નથી; પણ તેથી તેણે નિરુત્સાહી થઈ સુસ્ત બેસી રહેવું એમ ઠરતું નથી. આની સાથે બીજી એક વસ્તુ તેના પ્રતિયોગ તરીકે યાદ રાખવી જોઈએ કે બાળકના આત્માની અનંત શક્તિ છે. વળી તેનામાં દેવ થવાની શક્તિ છે. ફક્ત તેનામા સુપ્ત સ્થિતિને રહેલી શક્તિને યોગ્ય સાધનથી જાગ્રત કરવાની જરૂર છે. જો શિક્ષક વર્ગમાં આ જાતની ભાવના દૃઢ થએલી જોવામા આવે નહિ, તો તે નિરાશાવાદને લીધે પ્રારબ્ધને વશ થઈ બેસી રહે એ સંભવિત છે. વાસ્તવિક રીતે તો શિક્ષકે આશા, ઉત્સાહ અને ખંત વડે બાળકને જેટલી બને તેટલી સારી કેળવણી આપવી જોઇએ.

માનસશાસ્ત્રમાં ત્રીજો ફેરફાર એ થયો છે કે બાળકને કોઈ પણ વસ્તુનું જે જ્ઞાન મળે છે તે એક પછી એક એમ પરંપરારૂપ પ્રત્યક્ષોનું નથી. બાળકની ઇન્દ્રિયો ઉપર બાહ્ય જગતમા થતા ફેરફાર ધક્કો મારે છે. કોઈ કોઈ વખત તો તેના ઉપર હલ્લો પણ કરે છે. આ કારણને લીધે તેના મગજમાં જે સ્ફુરણો પેદા થાય છે તે પૃથક્ પૃથક્ એક પછી એક તેમા પ્રવેશ કરે છે. પછી તેનો સમૂહ કરી તેમાથી તે પદાર્થનુ જ્ઞાન ઉપજાવવામા આવે છે. આ વિચાર હવે સ્વીકારવામાં આવતો નથી. પણ બાળકને કોઈ પણ પદાર્થનું પ્રથમ સમગ્ર ભાન થાય છે એમ હાલમાં માનવામા આવે છે. જો કે તેનું આ જ્ઞાન અપૂર્ણ અને આછુ હોય છે, તોપણ તે આખી વસ્તુનુ જ્ઞાન હોય છે. દા. જ્યારે બાળક બિલાડી જુએ છે ત્યારે તેને તેનું સમગ્ર ભાન થાય છે, અલબત્ત આ પ્રથમ અવસ્થામાં તેનો આકાર, રંગ, ગુણ, શરીરની રચના, તેનો ઉપયોગ વગેરે બાબતનું ઘણું ઝાખુ જ્ઞાન હોય છે; પણ વખત જતા તે ખોખામાં વિશેષ હકીકતો પુરવામા આવે છે. પહેલા વિચાર મુજબ પદાર્થના છુટક છુટક પ્રત્યક્ષની છાપને એકત્રિત કરી તેનું જ્ઞાન ઉપજાવવામાં આવતું હતું, પણ હવે તો એમ માનવામાં આવે છે કે તેને કોઈ પણ વસ્તુનો પ્રથમ આખો ખ્યાલ આવે છે, પછી તે તેને લગતી હકીકત વિશેષ અનુભવ થતા જોડી દેછે એટલે તેનું જ્ઞાન ધીમે ધીમે સવિસ્તર થતું જાય છે.

આ વિચારને અનુસરી શિક્ષણની પ્રક્રિયામાં મોટો ફેરફાર થયો છે. અગાઉ આપણે જોઈ ગયા છીએ કે કોઈ પણ વસ્તુના જુદાં જુદાં અંગોને

એકત્રિત કરી જે એક આખી વસ્તુ ઉપજાવવામાં આવે છે તે સંયોગી-કરણની પદ્ધતિ કહેવાય છે, કારણ કે તેમાં છુટી છુટી બાબતોનો સંયોગ કરવામાં આવે છે. માનસ શાસ્ત્રના નવીન વિચાર મુજબ ખરી રીતે તો બાળકને કોઈ પણ વસ્તુનો પ્રથમ સમગ્ર ખ્યાલ આપવો જોઇએ અને પછી તેનું પૃથક્કરણ કરી તેની વિશેષ હકીકતનું જ્ઞાન તેને મળવું જોઇએ. હાલમાં બાળવર્ગની વાચનશૈલી પરત્વે કેળવણીની આલમમાં મોટો ફેરફાર થયો છે. આપણી બાળપોથી જોઈશું તો તેમાં પ્રથમ શરૂઆત અક્ષરથી કરવામાં આવી છે. અક્ષર જ્ઞાન થયા પછી તેમાંથી ઉપજતા શબ્દો અને વાક્યોનું વાચન કરવામાં આવે છે. આ સંબંધી સહજ સવાલ એ થાય છે કે આ શૈલી કુદરતી છે? બાળક પ્રથમ અક્ષર, શબ્દ કે વાક્ય બોલે છે? વાસ્તવિક રીતે જોતાં બાળપોથીની શિક્ષણશૈલી જુના વિચારને અનુસરી ઘડવામાં આવી છે. હાલમાં વાક્યથી શરૂઆત કરવાની પૃથા લોકપ્રિય થતી જાય છે. બાળકને વાતોનાં વાક્યો વાંચવાનું ગમે છે, કારણ કે તે અર્થયુક્ત અને સ્વાભાવિક છે. આ કારણને લીધે હાલમાં કેટલેક ઠેકાણે વાક્યો કે શબ્દોથી બાળકને વાંચતા શીખવવામાં આવે છે. તેનો એક ફાયદો એ સ્પષ્ટ જણાઈ આવે છે કે તેથી બાળકોનું વાચન સરળ થાય છે. તેઓ અચકાઈ અચકાઇને વાંચતા નથી. હવે શિક્ષણક્ષાત્રમાં બીજા કયા કયા કયા ફેરફાર થયા છે તે ટુંકામાં જોઇએ.

થોડાં વરસ પહેલાં બાળકો જે ચિત્રકામ કરતાં તે પ્રથમ આડી લીટી, સીધી લીટી, અર્ધગોળ વગેરે છુટા છુટા આકારો કાઢી કરતા. પછી તેને જોડીને અમુક પદાર્થનું ચિત્ર કાઢવામાં આવતું હતું. હાલમાં પ્રથમથીજ પિંડ ચિત્ર કાઢતાં બાળકોને શીખવવામાં આવે છે. વળી જે કુદરતી પદાર્થો છે તે પણ તેના સમગ્ર સ્વરૂપમાં કઢાવવામાં આવે છે. વાચનના પાઠમાં આખા પાઠનો સાર કહ્યા પછી તેનું વાચન કરવાથી તેનો ભાવાર્થ વધારે સ્પષ્ટ થાય છે. જો બાળક પાઠની મતલબ પહેલેથી જાણતો હોય છે, તો તે પાઠ તે વધારે સારી રીતે સમજી શકે છે. વળી શબ્દોના અર્થ પણ વાક્યના સંબંધમાં શીખવવામાં આવે છે. આપણે સારી પેઠે યાદ રાખવું જોઇએ કે 'શબ્દ' એ વાક્યનું અંગ છે અને તેથી વાક્યના અર્થનો આધાર તેના ઉપર હોય છે. આ કારણને લીધે અમુક શબ્દનો અર્થ વાક્યના સંબંધમાં સહેલાઈથી સમજી શકાય છે. તેવી રીતે હાલમાં બાળકોને પ્રથમ આખી પૃથ્વીનો ખ્યાલ રસિક લોકવૃત્તાંતદ્વારા આપવામાં આવે છે. આપણી પૃથ્વી કેવી છે તેનો થોડો ખ્યાલ આપ્યા પછી તે ઘરની ભૂગોળ

શીખવાનું શરૂ કરે છે. હાલમાં વ્યાકરણશિક્ષણની શરૂઆત ક,ખ,ગ, જેવા અક્ષરજ્ઞાનથી કરવામાં આવતી નથી; પણ વાક્યનું પ્રથમ તેને ભાન કરવામાં આવે છે; કારણકે આરંભમાં જુદા જુદા પ્રકારના અક્ષરજ્ઞાનથી તેમને કંટાળો આવે છે. ખરી રીતે તો વાક્ય, શબ્દ અને અક્ષર એ ક્રમ કુદરતી છે અને હાલની વ્યાકરણ શૈલીમા તે બાબત હવે સ્વીકારવામાં આવી છે. કવિતા, શ્રુતલેખન, સૃષ્ટિજ્ઞાન, પદાર્થપાઠ વગેરે વિષયોમાં આ પ્રમાણે બને ત્યાંસુધી પ્રથમ પદાર્થનો સમગ્ર ખ્યાલ આપી તે બાબત શીખવવામાં આવે છે. એટલે ટુંકામાં શિક્ષકે બનતાં સુધી આખા ઉપરથી ભાગ ઉપર જવાની શૈલી અખ્તીઆર કરવી. જ્ઞાન સંપાદન કરવાની આ પૃથક્કરણ પદ્ધતિ છે. કેટલાક વિચારમા બંને પદ્ધતિઓનો ઉપયોગ કરવાથી સારૂં શિક્ષણ આપી શકાય છે.

હાલના માનસશાસ્ત્રમાં ચોથી બાબત એ જાણવાની છે કે આપણા મનમાં જે વિચાર ઉદ્ભવે છે તે કાંકરાની ઢગલી માફક પડેલા કે ગોઠવાએલા હોતા નથી. આપણા વિચાર એ જડ વસ્તુની માફક સ્થાવર રહેતા નથી. વિચારનો સતત પ્રવાહ વહ્યાં જાય છે. જેમ નદીના પ્રવાહનું પાણી દરેક પળે પળે ગતિમાન માલમ પડે છે, એટલે તેની એકની એક સ્થિતિ કોઇ પણ વખત જોવામાં આવતી નથી, તેમ આપણા મનમાં વિચારનો પ્રવાહ હમેશાં વહેતો હોય છે; તેથી કોઈ પણ વિચાર આપણે તેની તેજ સ્થિતિમાં ફરીથી અનુભવી શકતા નથી. કાળક્રમે થએલા ફેરફારને લીધે તે જુદા સ્વરૂપમાં આપણે નિહાળીએ છીએ. ઊંઘતી વખતે પણ સ્વપ્નમાં તેના ફેરફારનો અનુભવ થાય છે. વળી વિચારનો પ્રવાહ આપણું પોતાનું અંગ છે. જો કે તેમાં વિક્ષેપ કે ભાગ પડે છે તોપણ તે એક સતત પ્રવાહ હોય એવો અનુભવ આપણને થાય છે. આપણા મનની આવી વિચારપ્રણાલિકા તરફ નજર કરીશું તો તેમાંના અમુક વિચાર ઉપર આપણને રાગદ્વેષ હોય છે; એટલે અમુક વિચારસમૂહને આપણે પસંદ કરીએ છીએ અને બાકીના તરફ દુર્લક્ષ આપીએ છીએ કે તેની અવગણના કરીએ છીએ. આપણા મનના આવા સ્વરૂપને લીધે શિક્ષણમાં પણ ફેરફાર થયો છે. બાળક પદાર્થનું જે જ્ઞાન મેળવે છે તે તેના મગજના એક ખુણામાં કાગળ કે પેન્સિલ માફક પડી રહેતું નથી; પણ જ્યાંસુધી તે વિચારરૂપી પ્રવાહના એક અંગરૂપ બને નહિ, એટલે બીજા શબ્દોમાં કહીએ તો જ્યાંસુધી જુના અને નવા જ્ઞાનનો ગાઢ સંબંધ થાય નહિ ત્યાંસુધી તે આપણા કામમાં આવતું નથી એટલુંજ નહિ, પણ તેને આપણે ફરી યાદ

આંતર મનના પ્રદેશમાં ગએલા હોવાથી આપણે તદ્દન ભૂલી ગયા છીએ એમ ધારવું જોઈએ નહિ. આપણા મનનું બંધારણ એવું છે કે તે નજીવી બાબતો ઉપર ધ્યાન આપતું નથી. તેમને તે આંતર મનને સોંપી દે છે. મુખ્ય મુદ્દાની બાબતો જાગ્રત મનના અધિકારમાં હોવાથી તે આપણને તરત યાદ આવે છે. જો બધી ઝીણી ઝીણી બાબતો આપણે યાદ રાખીએ તો મન ઉપર કેટલો બધો અસહ્ય બોજો થાય એ કલ્પવું મુશ્કેલ છે; પણ વહેવારની સરળતા માટે ઝીણી બાબતો આંતર મનમાં પડી રહે છે અને મુખ્ય સિદ્ધાંતોજ જાગ્રત મન યાદ રાખે છે, તેથી એક વિદ્વાને કહ્યું છે કે ભૂલી જવું એ અગત્યની કળા છે.

જો આપણે આંતર મનમાં રહેલા સંસ્કારના ભંડારનો વિચાર કરીએ તો ઘણી વખત કેટલાક શિક્ષકો ગોખણપટ્ટી ઉપર જે ભાર મૂકે છે તે એક મોટી ભૂલ છે એમ જણાઈ આવે છે. કોઈ પણ વિષયની ઝીણી ઝીણી બાબતો ઉપર આટલું બધું કેમ લક્ષ આપવામાં આવે છે તે ભુલ ઉપરના વિચારની મદદથી તરત સમજાઈ જાય છે. કેટલીક વખત શીખવેલી બાબત છોકરાને યાદ આવતી નથી તે ઉપરથી તેને નથી આવડતી એમ કહી શકાય નહિ. તે બાબત તેને થોડા વખત પછી યાદ આવે છે. કોઈ વિદ્યાર્થીને તે યાદ લાવતાં થોડી વાર થાય છે, તો કોઈને વધારે વાર લાગે છે, પણ તે ઉપરથી તે બાબત તદ્દન ભૂલી જવામાં આવી છે એ માનવું ખોટું છે.

હાલના માનસશાસ્ત્રમાં વિદ્યાર્થીની બુદ્ધિ શક્તિ કેટલી છે તેનું માપ લેવાના ઘણા પ્રયોગો કરવામાં આવ્યા છે. આપણે ત્યાં એક વર્ગમાં ચલાવેલા વિદ્યાર્થીની બુદ્ધિમાં ઘણો તફાવત જોવામાં આવે છે. અમુક વિદ્યાર્થીની શક્તિ કેટલી છે તેનું માપ આપણે આપણી હાલમાં ચાલતી પરીક્ષા ઉપરથી કાઢીએ છીએ. ખરી રીતે જોતાં તો હાલની પરીક્ષાની રુઢિમાં ઘણી ખામીઓ છે. તેમાં મુખ્યત્વે પરીક્ષકના તરંગ કે ફાંકાને અનુસરી અમુક બાળક લાયક કે નાલાયક ગણવામાં આવે છે. વળી તેમાં વિચારશક્તિનો વિકાસ થાય એવા સવાલ ભાગ્યેજ જોવામાં આવે છે. આ બધાં કારણને લીધે આપણે ત્યાં વર્ગમાંના વિદ્યાર્થીઓની બુદ્ધિમાં ઘણી અસમાનતા જોવામાં છે. આ કારણને લીધે બુદ્ધિશાળી વિદ્યાર્થીને અભ્યાસમાં જે ઉત્તેજન મળવું જોઇએ તે મળતું નથી. તેમજ મંદ વિદ્યાર્થી ઉપર જોઈતું લક્ષ આપવામાં આવતું નથી. હાલમાં બુદ્ધિની કસોટીના પ્રશ્નો યોજવામાં આવ્યા છે અને તે ઉપરથી અમુક વિદ્યાર્થીની બુદ્ધિ

શક્તિ કેટલી છે તેનું ચોકસ માપ શોધી કાઢવામાં આવે છે. જો વર્ગમાં લગભગ સરખી પંક્તિના વિદ્યાર્થીઓ હોય તો તેનું કામકાજ સારૂં થાય છે. વળી બાળકના વ્યક્તિગત વલણને પોષણ મળવાથી તે વિદ્યાર્થી અભ્યાસમાં ઘણો આગળ વધે છે. તેને જે કુદરતી શક્તિ મળી હોય છે તેને અનુકૂળ વાતાવરણ મળવાથી તે એક આગળ પડતી વ્યક્તિ નીવડે છે. આ પ્રમાણે વિદ્યાર્થીની શક્તિના જુદા જુદા ભેદ માલમ પડવાથી તેનું યોગ્ય વર્ગીકરણ કરી વર્ગ બાંધવામા આવે તો અસાધારણ, સાધારણ અને મંદ બુદ્ધિવાળાને અભ્યાસ કરવાની યોગ્ય જોગવાઈ મળે છે અને તેને લીધે દેશની બુદ્ધિસંપત્તિમાં સારો વધારો થાય છે.

## બાળશિક્ષણના નિયમો*

એક વિદ્વાને કહ્યું છે કે કોઇ પણ બાબતનું સાંગોપાંગ જ્ઞાન મેળવવું હોય તો તેની હકીકત ચાર રીતે મેળવવી જોઈએ. જો એક મકાનનું જ્ઞાન પરિપૂર્ણ રીતે મેળવવું હોય તો તે ચાર રીતે મળે છે. (૧) આ મકાન શેને માટે બનાવેલુ છે? એટલે તેનો શો હેતુ છે? (૨) એનો આકાર કેવો છે? (૩) એનો બનાવનાર કોણ છે? (૪) એ મકાન શેનું બનેલું છે? આ ચાર બાબતો શિક્ષણના વિષય પરત્વે ઘટાવીએ તો એમ કહી શકાય કે પ્રથમ કેળવણીનો હેતુ શો છે? એનો કયો સારો હેતુ છે? (૨) જેમ મકાનનો અમુક આકાર છે તેમ શિક્ષણની કેવી રીતની યોજના ઘડેલી છે? (૩) મકાનનો બનાવનાર સુથાર, મજુર, લુહાર વગેરે કારીગર હોય છે; તેમ બાળકેળવણીમાં શિક્ષક એ ઉત્તમ કારીગર છે. (૪) શિક્ષણ કે કેળવણીનો વિષય બાળક છે એટલે તેનામા કઈ કઈ શક્તિઓ છે એ ચોથી બાબત કેળવણી સંબંધી સમગ્ર અને પરિપૂર્ણ વિચાર કરવાને માટે જરૂરની છે.

બાળક એ હાલમાં કેળવણીનું કેન્દ્ર છે. એને માટે અનુકૂળ મકાન તેનો યોગ્ય વિકાસ થાય તેવાં સાહિત્યો, પુસ્તકો, શિક્ષક વગેરે બાબત ઉપર હાલમા ખાસ ભાર મૂકવામાં આવે છે. બાળમનોવિકાસ કેવી રીતે ઉત્તમ પ્રકારે થાય તે બાબત કેળવણીમા ઘણી અગત્યની થઈ છે. બાળ કેળવણી ઉપર જ આગળ ઉપરની માધ્યમિક તથા કોલેજની કેળવણીનો આધાર છે; માટે

* સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં તા. ૬-૯-૩૨ને રોજ આપેલા ભાષણનો સાર.

બાળશિક્ષણ સંગીત હોવું જોઇએ. પહેલાં તો શિક્ષકોની એ ભૂલ થાય છે કે તેઓ બાળકને બાળક તરીકે નહિ ગણતાં તેને એક મનુષ્ય તરીકે ગણે છે. બાળક ૨ થી ૩ વર્ષનું હોય ત્યારે શિશુ કહેવાય છે. પછી ૬-૭ સુધી વર્ષનું થાય ત્યારે તે બાળક કહેવાય છે. ૮ થી ૧૨ વરસ સુધીમાં તેની કિશોર અને પછી યુવાવસ્થાનો આરંભ થાય છે. આવી રીતે તેની જુદી જુદી અવસ્થા છે, તેથી એના મનની અંદર જે જે વિચાર કે ઊર્મિઓ ઉભરાય છે તે તે માણસનાં કરતાં જુદી હોય છે. પાંચ વર્ષના બાળકને અદ્ભુત વાર્તા સાંભળવી બહુ ગમે છે, પણ ૧૨ થી ૧૬ વર્ષની ઉમરનાને સાહસ કે પરાક્રમનાં વર્ણન પસંદ પડે છે. ત્યારપછીની યુવાવસ્થામાં શૃંગાર રસની વાતો તથા નવલકથાઓ વાંચવાનો શોખ તેમને હોય છે. દરેક અવસ્થામાં બાળકનું માનસ બદલાયા કરે છે. શિક્ષકે બાળકને બાળક તરીકેજ ગણવું જોઈએ અને તેને અનુસરતી શિક્ષણની પદ્ધતિ યોજવી જોઈએ.

જો આપણે પ્રાણીઓનાં ફરજંદ અને મનુષ્યનાં બાળકો તપાસીશું તો આપણને માલમ પડશે કે ચકલી કે મરઘીનું બચ્ચું જન્મ્યા પછી ખાવાની તથા ઊડવાની ક્રિયા જલદી કરી શકે છે; પણ મનુષ્યના ફરજંદને નિર્વાહ માટે લાંબી મુદતની તાલીમ લેવી પડે છે. વળી તેમાં મોટો તફાવત એ છે કે પ્રાણીઓનાં ફરજંદો કેવળ પ્રેરણાથી કામ કરે છે; પણ મનુષ્યનાં ફરજંદમાં થોડી પ્રેરણા સાથે બુદ્ધિ શક્તિ હોવાથી તે પ્રગતિ કરી શકે છે. હજારો વરસથી જે કરોળીઓ જાળું બાંધતો આવ્યો છે તેજ પ્રમાણે તે હાલમાં બાંધે છે. તેમાં આપણે કંઈપણ ફેરફાર જોતા નથી, કારણ કે તેમને વારસામાં કંઈ અનુભવ મળી શકતો નથી. પરંતુ માણસો પોતાના બાળકોને જ્ઞાન તથા સંસ્કારિતાનો વારસો આપી શકે છે. જે બાળકને સમાજ તરફથી સારી જાતનો વારસો મળે છે, તે વધારે સંસ્કારી અને જ્ઞાની થાય છે અને તેથી સમાજની સંસ્કૃતિ આગળ વધે છે. જે સમાજમાં બાળકોને સારા સંસ્કારો વારસામાં નથી મળતા, તે સમાજ આગળ પડતો નથી. હોટેન્ટોનાં બાળકોનો સામાજિક વારસો ઓછો છે, તેથી તે પશ્ચાત રહે છે. અંગ્રેજ, જર્મન કે હિંદુ બાળકોને વડીલોપાર્જિત જ્ઞાનની દોલત એટલી બધી મળે છે કે તે આ જંગલી પ્રજાના કરતાં હજારગણું શીખી શકે છે અને દેશની બુદ્ધિસંપત્તિમાં વધારો કરી શકે છે.

જ્ઞાન આપવું એટલે શિક્ષણ શું છે તે હવે જોઇએ. બાળક જન્મે છે ત્યારે તેના પર બે રીતે અસર થાય છે. એક તો મનુષ્યના સહવાસની અસર અને બીજી અસર કુદરતી સંજોગોની છે. કુદરતમાં થતા અનેક

ફેરફારો બાળકોના મગજ ઉપર એવો ધક્કો મારે છે કે તેને લીધે કુદરતી બળની અસર તેના ઉપર હરહમેશ થયા જાય છે. જે બાળક દરીઆ કિનારે રહે છે તેના સંસ્કારો જે બાળક જંગલમાં જન્મ્યું હોય તેના કરતાં જુદા પ્રકારનાં હોય છે. તેમજ જે બાળક ગામડામાં કે શહેરમાં જન્મ્યું હોય છે તેના સંસ્કારો તેના વાતાવરણને લગતાજ ઘડાય છે. આવી રીતે બાળક એ ચેતન પ્રાણી છે અને તેના પર મનુષ્ય અને પ્રકૃતિની અસર થાય છે તેથી તે જ્ઞાન મેળવે છે. એક બાળકના આગળ કુરકુરીઉં છે. તે રમાડવા જાય છે એટલે તે તેને નહોર ભરે છે. આમા કુરકુરીઉં એ બાહ્ય સંજોગો છે અને જે અસર તેના મગજ ઉપર થાય કે તેને લીધે તે દૂર ખસી જાય છે; એટલે કુરકુરીઉં એ ઉત્તેજક છે અને તેનું ખસી જવું એ પ્રતિક્રિયા થાય છે. આવી રીતે બાહ્ય સંજોગોની મગજ ઉપર થતી ક્રિયા અને તેના પ્રત્યુત્તર રૂપ થતી પ્રતિક્રિયાનો જે સંબંધ બંનાય છે તેને આપણે શિક્ષણ કહીએ છીએ. આ પ્રમાણે બાળકના મન ઉપર જે અસર થાય છે તેને લીધે જ્યારે જ્યારે તે કુરકુરીઉં જુએ છે ત્યારે ત્યારે તે તેનાથી દૂર જાય છે. બાહ્ય સંજોગોની જે અસર તેના મન ઉપર થાય છે, તેની સામે બાળક જે પ્રતિક્રિયા કરે છે તેને આપણે શિક્ષણ કહીએ છીએ. આપણા શિક્ષણની જુદી જુદી પ્રવૃત્તિઓનો હેતુ ઉપર જણાવ્યા પ્રમાણે જુદી જુદી જાતનો સંબંધ બાંધવાનો છે; તેથી સંજોગો સામે જે પ્રત્યુત્તર કરવામાં આવે છે તે શિક્ષણ છે. ટુંકામાં સ7પ્ર એને શિક્ષણ કહેવામા આવે છે. આવી જાતના અનેક સંબંધો ઘરમાં, વર્ગમાં તેમજ દરેક જગાએ પરિસ્થિતિની ક્રિયારૂપે બાળકના મગજમાં બંધાતા જાય છે.

એક બાળક 'શ' નો ઉચ્ચાર 'સ' કરે છે. શિક્ષક પોતે 'શ' બોલે છે અને તે પ્રમાણે તેની કને 'શ'નો ઉચ્ચાર કરાવે છે; એટલે તે 'સ'ને બદલે 'શ'નો ઉચ્ચાર કરે છે. આવી રીતે બાહ્ય સંજોગોની અસરથી તે પ્રત્યુત્તર રૂપે શુદ્ધ ઉચ્ચાર કરતાં શીખે છે. ઘરમાં કે શાળામાં કેટલીક વાર બાળકને અમુક કરવાને 'હા' અથવા તેને 'ના' કરવાનું કહેવામાં આવે છે અને તે પ્રમાણે ક્રિયા કરીને અમુક પ્રકારનું શિક્ષણ તે મેળવે છે. વળી ભય કે શિક્ષાને લીધે પણ તે તે પ્રમાણે કરે છે. દા. એક બાળકને ચા જોઈને તે પીવાનું મન થાય છે. તેને તેમ કરવાનું ના કહેવામાં આવે છે. જ્યારે જ્યારે તે ચા પીવાનું કહે છે ત્યારે તેને તેમ કરતાં અટકાવવામાં આવે છે, એટલે પછીથી તે ચા પીવાને ઇચ્છતું નથી. જો કે તે ચા જુએ છે પણ તે પીતું નથી અને તેને બદલે દૂધ પીવાની

ટેવ પાડવાથી તે દરરોજ દૂધ પીએ છે. આવી રીતે મગજમાં સંબંધ બંધાવાથી તેનું ચારિત્ર ઘડાય છે. બાળકનું મગજ એ એવી સૂક્ષ્મ અને કોમળ વસ્તુ છે કે તેમાં હજારો આવા સંબંધો બંધાએલા હોય છે. તેને આપણે તાલીમ કહીએ છીએ. એક બીજો દાખલો લઈ આ બાબત વધારે સ્પષ્ટ કરીશું. એક માણસ પાસે કુતરો હતો. તે તેની આગળ માંસ ધરતો અને જેવો તે કુતરો લેવા જાય કે તેને તે ચાબુક લગાવતો. આવી રીતે તેને વારંવાર શિક્ષા કરવાથી તે માંસ જોતો તોપણ તે લેવાને તેને મન થતું નથી; કારણ કે માંસ લેવાની વૃત્તિનો શિક્ષાથી નિરોધ કરવામાં આવ્યો હતો. જે કુદરતી પ્રેરણા કુતરામાં હતી તેના પર મનુષ્યે કેવો વિજય મેળવ્યો! આને શિક્ષણ કહેવામાં આવે છે. બાળકના મગજમાં સારો સંબંધ બાંધવો તે સારૂં શિક્ષણ છે અને નઠારો સંબંધ બાંધવો તે નઠારૂં શિક્ષણ છે એ ઉપરના વિવેચનથી સ્પષ્ટ જણાઈ આવે છે.

કોઈપણ શિક્ષકને સારો પાઠ આપવો હોય તો તે પાઠનો હેતુ તેના મગજમાં સ્પષ્ટ હોવો જોઇએ. પાઠનો શો હેતુ છે તે મગજમાં રમતો હોવો જોઈએ. પાઠ આપતી વખતે વિદ્યાર્થી આગળ હેતુ સારી રીતે રજુ કરવાથી તેઓ વધારે સરળ રીતે તે સમજી શકે છે. બાળક વર્ગની અંદર આવે છે ત્યારે તેના મનમાં અનેક જાતના તર્કવિતર્ક આવ્યા કરે છે. બાહોશ શિક્ષક આરંભ પ્રશ્ન કરે છે એટલે તેના મનમાંથી વિષયને લગતા જે વિચાર હોય નહિ તેમને શરૂઆતમાં સવાલ પૂછીને આઘા ખસેડી દે છે અને જોઇતા વિચારને આગળ લાવે છે, એટલે તે બાળકનું માનસ જાગૃત કરે છે. જો તેનું માનસ જાગૃત ન થાય તો તેમાં સંસ્કાર પડતા નથી; કારણ કે તે તેને ગ્રહણ કરતું નથી. વળી આપણા મગજમાં જેવો હેતુ હોય છે તેવું આપણે અવલોકન કરીએ છીએ. એક નદી કિનારે પાંચ માણસો ફરવા જાય છે. માછી માછલાં ક્યાં સારાં મળશે તે બાબતનું અવલોકન કરે છે. ખેડુત ખેતી માટે કેવી રીતે નહેર દ્વારા ખેતરમાં પાણી લઈ શકાય તેનો વિચાર કરે છે. કવિ નદીના પ્રવાહને સંસાર સાથે સરખાવે છે. વેપારી તેના ઉપર હોડીઓ વેપાર માટે કેવી રીતે લઇ શકાય તે બાબત ઉપર ધ્યાન આપે છે. ભક્તજન એકાંતમાં ક્યાં આત્મચિંતન થઈ શકે તેવી જગા શોધે છે. આ પ્રમાણે પાંચ માણસો તેમના મનમાં જે હેતુ છે તે પ્રમાણે એકજ બાબતનું અવલોકન કરે છે. જે બાબત તેમને ઉપયોગી નથી તે તેઓ મૂકી દે છે.

આ કારણને લીધે જેવો હેતુ બાળકના મગજમાં હશે તે પ્રમાણે તે શિક્ષણમાંની હકીકત ગ્રહણ કરશે. બાળકને કહેવામાં આવે કે આવતી

કાલે આપણે અમુક જાતનાં પાંદડાં ભેગાં કરવાનાં છે. હવે જ્યારે તેઓ બાગમાં કે ખેતરમાં જશે ત્યારે તેવાંજ પાંદડાં તરફ તેમનું ધ્યાન ખેંચાશે અને તે પાંદડાં શોધ્યા પછી તેમને આનંદ થશે. પાઠનો હેતુ સ્પષ્ટ કર્યા પછી શિક્ષકે મુખ્ય વિષયની રજુઆત કરવી જોઇએ. આવી રીતે બાળકના મનમાં આતુરતા–જિજ્ઞાસા પ્રદીપ્ત કરવી જોઈએ, એટલે તેની આંતર ઇચ્છા ઉશ્કેરવી જોઇએ. જે શિક્ષક આવી રીતે ખૂબીથી આરંભ કરી મુખ્ય વિષય જોડી દે છે તેજ શિક્ષક પાઠમાં રસ ઉત્પન્ન કરી શકે છે. બાળકને જોઇતી વસ્તુ પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી તેને રસ પડતો નથી, અને રસ એ શિક્ષણનો આત્મા છે. આ પ્રમાણે પ્રથમ બાળકને શીખવાની ઉત્કંઠા થવી જોઇએ, નહિ તો શિક્ષણ સફળ થતું નથી; તેથી બાળમનની આતુરતા એ શિક્ષણનો પ્રથમ નિયમ છે.

એક બાળકને પૂછવામાં આવે છે કે ૯×૬ એટલે શું ? બાળક ૫૦ કહે છે. એ ભૂલ સુધારવાનીછે. ૯×૬=૫૪નો સંબંધ તે ભૂલી ગયું છે. જ્યારે ૯×૩, ૯×૪, ૯×૫, એમ અનુક્રમે તેની કને ઘડીઓ બોલાવવામાં આવે છે ત્યારે તે તરત ૯×૬=૫૪ જવાબ આપે છે; કારણકે ઉપરના બીજા પલાખાં બોલવાની સાથે તે પલાખાનો સંબંધ જાગ્રત થાય છે; એટલે બાળક ખરો જવાબ બોલે છે. આ પ્રમાણે આપણે તેના મનની ગુપ્ત સ્થિતિનો સંબંધ જાગ્રત કરાવીએ છીએ. બાળકને તે પલાખું આવડયું નહોતું તેનું કારણ એ છે કે વિદ્યાર્થી પાસે વારંવાર તે ગોખાવ્યું ન હોય, અગર કા. પા. પર તે લખ્યું ન હોય અથવા વિદ્યાર્થી પાસે સ્લેટમાં તે લખાવ્યું ન હોય. કોઇ પણ બાબત પાકી કરાવવાને તેનું વારંવાર પુનરાવર્તન કરાવવું જોઈએ. કોઈ વસ્તુની છાપ મગજમા એકદમ દઢ અગર સ્થાયી પડી જતી નથી, માટે જે કંઈ શીખવવાનું હોય તે ટેવના રૂપમાં શીખવવું જોઇએ. બાળક જે કામ સરળ રીતે ઝડપથી ચોકસ કરી શકે છે તે ટેવના બળને લીધે છે. કેટલાંક બાળકોને 'ગોળ' ને બદલે 'ગોર' એટલે 'ળ' ને બદલે 'ર' બોલવાની ટેવ હોય છે. જ્યારે જ્યારે વિદ્યાર્થી આ ભૂલ કરે ત્યારે શિક્ષક ખુબ પ્રયત્ન કરી તેને તે ભૂલ કરતાં અટકાવશે તો તે 'ર' ને બદલે અવશ્ય 'ળ' બોલશે. એક બાળક કાંગારૂ પ્રાણી પ્રથમ જુએ છે ત્યારે તે બહુ અજાયબ થાય છે, એટલે જ્યારે તેના જોવામા તે આવશે ત્યારે તેનું નામ તે બોલશે; કારણકે તેવો સંબંધ તેના મગજમાં જોડાએલો છે. શિક્ષકે જે કંઈ શીખવવું તે વારંવાર ક્રિયા કરીને ટેવના રૂપમા શીખવવું; એટલે બાળક તે કદી ભૂલી જશે નહિ. આપણે જે

કંઈ બોલીએ છીએ તથા કરીએ છીએ તે બધું વતન ટેવને આધારે થાય છે; માટે શિક્ષકે જે શીખવવાનું છે તે બધું વારંવાર ક્રિયા કરીને શીખવવું. આવી રીતે સંબંધનો મહાવરો કરાવીને શિક્ષણ પાકું કરવું એ બીજો નિયમ છે.

આપણે જે કામ કરીએ છીએ તેમાં જો સફળતા મળે છે તો આપણને સંતોષ—આનંદ થાય છે. એક ૮ મહીનાનું છોકરૂં ઉંબરા પાસે છે. તેની મા અંદરના ખંડમાં છે. બાળકને બીજા ખંડમાં તેની મા પાસે જવું છે. બાળક ઉંબરો ઓળંગવાને ઘણી ગડમથલ કરે છે. આમતેમ ફરીને તેનો પગ ઉંચો કરી અને હાથ ઉંબરા ઉપર ટેકવી અંદર જવા ખૂબ પ્રયત્ન કરે છે. થોડીવારે તે ઉંબરો ઓળંગીને અંદર જાય છે ત્યારે તેને બહુ આનંદ થાય છે. તેને તેના કામમાં જે સફળતા મળી તેથી તે બીજે દિવસે ઘણી થોડીવારમાં અંદર જાય છે. ત્રીજે દિવસે બેએક મિનિટમાં અને પછી સપાટાબંધ ઉંબરો ઓળંગી અંદર જઈ શકે છે. જો પહેલીજ વખત તે નિષ્ફળ ગયું હોત તો તે થોડા દિવસ ફરી પ્રયત્ન કરત નહિ. કેટલીક વાર શિક્ષકો બાળકોને આરંભમાં ઘણું અઘરૂં કામ સોંપી નિરુત્સાહી બનાવી દે છે. કોઈ કોઈ તો વિદ્યાર્થીને ઠોઠ કહી તેને તદ્દન નિરાશ કરી દે છે. શિક્ષકની આવી રીતભાત ઘણી વાંધાભરેલી છે. જે બાળક કંઈ સારૂં કામ કરે તેને શાબાશી આપી ઉત્તેજન આપવું જોઇએ. ગણિતમાં બાળકોને પ્રથમ બહુજ સહેલા દાખલા લખાવવા, એટલે તેમાં જો તેમને ફતેહ મળશે તો તેઓ બીજા અઘરા દાખલા ગણવાને પ્રેરાશે. જે કામમાં આપણને યશ મળે છે તેને લીધે આનંદ થાય છે અને તે ફરીફરી કરવાનું આપણને મન થાય છે; એટલે શિક્ષકે વખાણથી કે ફુનેહથી બાળકનામાં ઉત્સાહ પ્રેરવો જોઇએ. શિક્ષકે બાળકને જેમ બને તેમ આનંદ થાય એમ શિક્ષણની યોજના કરવી જોઇએ; પરંતુ શિક્ષણ બધું સરળ અને રસિક કરવા સંબંધી ફરિયાદ કરવામાં આવે છે કે તેથી બાળક મોજમજાહ કરશે અને તે જાતે કંઈ પ્રયત્ન કરશે નહિ. વળી આગળ જતાં તે કોમળ થઈ જશે અને સંસાર વહેવારમાં તે મુશ્કેલી સામે બાથ ભીડી શકશે નહિ. બીજા કેટલાક એમ કહે છે કે અઘરૂં કામ સોંપવાથી બાળકને કંટાળો આવે છે, અને તેથી તે શીખવાનું મૂકી દે છે. આપણે આ બાબતમાં મધ્યમ માર્ગ સ્વીકારવો. પાઠ બહુ સરળ કે રસમય કરી દેવો એ ભૂલ છે. તેના શિક્ષણમાં કેટલીક મુશ્કેલી પણ ઉત્પન્ન કરવી કે જેથી તેનામાં આત્મવિશ્વાસ, ખંત અને જવાબદારીનાં ગુણ ખીલે; પરંતુ તે મુશ્કેલ

અગત એવી હોવી જોઈએ કે તેમાં બાળકો પોતે વિજય મેળવી શકે. તેઓને પાઠમાં રસ પડે અને તે સાથે તેઓ પ્રયત્ન કરે તેવી શિક્ષણની વ્યવસ્થા થવી જોઈએ. આ ઉપરથી ત્રીજો નિયમ એ નીકળે છે કે બાળકને તેના કામમાં સફળતા મળે અને તેમાં તેને કંટાળો આવે નહિ એવું શિક્ષણ તેને મળવું જોઈએ. આ પ્રમાણે બતાવેલા શિક્ષણના ત્રણ નિયમ મુજબ શિક્ષણની વ્યવસ્થા કરવામા આવે તો વિદ્યાર્થીને તેના કામમાં આનંદ પડે અને તેની સાથે તેને સંગીન જ્ઞાન મળે તથા તેને સારી ટેવો પડે તેથી તેનું ચારિત્ર પણ ઉંચા પ્રકારનું ઘડાય.

## એક શાળામાં ડોકીઉં

ગયા ઉનાળાની રજામાં હું મારે વતન ગયો હતો. ઘણા દિવસથી મારી ઇચ્છા ગામડાની શાળા જોવાની હતી; તેથી એક દિવસ સવારે ફરવા નીકળી પડયો. બે એક માઇલ ચાલ્યા પછી પાસેના શાંતિપુર ગામમાં જઈ ચડયો અને તપાસ કરીને હું શાળા તરફ ગયો. તે વખતે છોકરાંઓનો કંઈ ઘોંઘાટ સંભળાતો નહોતો. પાસે આવતા માલમ પડયું કે શાળાના છોકરાઓ શાંતિથી તેમનું કામ કરતા હતા. શાળામાં પેસતાંજ કોમ્પાઉન્ડ-માં આવેલો નાનો પણ સુંદર બગીચો ધ્યાન ખેંચે એવો હતો. હું જરા અંદર ગયો એટલે એક શિક્ષક મારી પાસે આવ્યા. મેં તેમની સાથે વાત-ચીત કરવા માંડી. તે ઉપરથી મને માલમ પડયું કે શિક્ષકનું નામ રામશંકર હતું. તેમણે શિક્ષણની યોગ્ય તાલીમ લીધી હતી, તેમજ તેમને બાળશિક્ષ-ણનો શોખ હોવાથી કેળવણીને લગતાં પુસ્તકો અને માસિકો વાંચી તેમના જ્ઞાનમાં તેમણે ઠીક વધારો કર્યો હતો. વળી તેમણે તેમના જીવનનું ધ્યેય 'બાળ કેળવણી' નક્કી કરેલું હોવાથી વિદ્યાર્થીઓને શીખવવામાં તેમને ઘણો રસ પડતો હતો. તેમને બાળકો બહુ ગમતાં હતાં. તેઓ ઈશ્વરી અંશ છે એમ તેઓ માનતા હતા; તેથી તેમની અનંત ગુપ્ત શક્તિ જેટલી બને તેટલી ખીલવવાને તેઓ પ્રયત્ન કરતા. આ ઉપરાંત તેઓ સારા નાગરિક થઈ તેમની યોગ્ય ફરજો બરાબર બજાવે તેવી તાલીમ તેઓ તેમને આપતા હતા. આ આદર્શને અનુસરી તેમણે આ ગામમાંજ તેમની સર્વ શક્તિ સમર્પિત કરવાનો નિશ્ચય કર્યો હતો. આ કારણને લીધે બાળ માનસશાસ્ત્ર તેમજ ગ્રામ્ય જીવનના જુદા જુદા પ્રશ્નોનો ખંતથી તેમણે બારીક અભ્યાસ

કર્યો હતો. અડગ નિશ્ચય, કુદરતી શોખ અને સારા જ્ઞાનને લીધે તેમની શાળામાં ઘણા સુધારા કરી તેને ઉચ્ચ કોટિએ આણી હતી. હરકોઈ માણસ તેના તરફ થોડી નજર કરે તો તેની વિશિષ્ટતા જણાઈ આવે એવી હતી. રામશંકર અને મારી વચ્ચે શાળાના કામ સંબંધી જે વાર્તાલાપ થયો તે નીચે પ્રમાણે છેઃ—

શિક્ષકઃ—તમારી શાળામાં આવો સુંદર બગીચો હોવાથી છોકરાંઓને આનંદ થતો હશે !

રામશંકરઃ—હા, તેમને ફૂલ બહુ ગમે છે એવી મને ખાતરી થઈ છે. તેમણે પોતે પાસેના તળાવમાંથી પાણી લાવીને તે ખીલવ્યો છે.

શિક્ષકઃ—બાળકોને આનંદ થાય તે જ હેતુથી આ બગીચો બનાવ્યો છે ?

રામશંકરઃ—એકલી શોભા એ તેનો હેતુ નથી. પદાર્થપાઠ અને સૃષ્ટિજ્ઞાન જેવા વિષયોની બરાબર સમજુતી મળે એ બાબત પણ ધ્યાનમાં રાખવામાં આવી છે. વળી બાળકોને કુદરતનો શોખ આવા બગીચાથી થઈ શકે છે એમ હું માનું છું.

શિક્ષકઃ—હાલમાં ઘણા શિક્ષકો બગીચો બનાવે છે પણ તેને લીધે બાળકને કુદરત ઉપર પ્રીતિ થતી હોય એવું મારા જાણવામાં આવ્યું નથી.

રામશંકરઃ—તમે કહો છો તે કેટલેક દરજ્જે ખરૂં છે. શોભા માટે તેમજ ઉપરી અમલદારના હુકમને માન આપી ઘણા શિક્ષકો બગીચો બનાવે છે; પણ ફૂલની કોમળતા તથા મનોહરતા ઉપર બાળકોનું ધ્યાન ખેંચવામાં આવતું નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે ઇટલિની દરેક શાળામાં બગીચો હોય છે અને વિદ્યાર્થીઓ આવતાંની વાર શિક્ષકના મેજ ઉપર ફૂલના સુંદર ગોટા મૂકે છે.

શિક્ષક—વિદ્યાર્થીની સૌંદર્યની લાગણી નાનપણથીજ ખીલવવી જોઈએ. આ જડવાદના જમાનામાં જીવનકલહની હાડમારીને લીધે આપણું જીવન શુષ્ક અને સ્વાર્થમય થતું જાય છે. એક સુંદર ફૂલ પરમાત્માનું ચિહ્ન છે અને તેની કોમળતા હૃદયની શુદ્ધિ બતાવે છે એવું ભાન બાળકોને થાય તો તેમને જીવનમાં વિશેષ આનંદ મળે. તમારી શાળામાં કેટલા વિદ્યાર્થીઓ છે ?

રામશંકર—હાલમાં ૨૧૫ વિદ્યાર્થીઓ ભણે છે.

શિક્ષક—શાળામાં કેટલાં ધોરણ છે અને દરેક ધોરણમાં કેટલા કેટલા વિદ્યાર્થીઓ હશે ?

રામશંકર—અમારી શાળા સાત ધોરણની છે. બાળવર્ગમાં ૩૦, ધોરણમાં ૧ માં ૩૦, ધોરણ ૨ માં ૩૫, ધોરણ ૩ માં ૩૫, અને ધોરણ ૪ માં ૨૫. વિદ્યાર્થીઓ છે. ધોરણ ૫.માં ૨૨, ધોરણ ૬ માં ૨૦, અને ધોરણ ૭માં ૧૮ વિદ્યાર્થીઓ છે.

શિક્ષક—ઘણાખરાં ગામડાની શાળામાં ઉપલા વર્ગમાં ઘણી ' ઓછી સંખ્યા હોય છે: વળી છેલ્લા ધોરણમાં તો પાચ ૭ વિદ્યાર્થીઓ હોય છે. તમારી શાળામાં સારી સંખ્યા છે તેનું ; કારણ હશે?

રામશંકર—તમે જાણતા હશો કે આપણે ત્યાં ગામડાની કેળવણીનો સવાલ એ ફૂટ પ્રશ્ન છે. આપણા દેશની વસ્તીનો ઘણો મોટો ભાગ ગામડામાં વસે છે અને અત્યાર સુધી જે કેળવણીની યોજના ઘડવામાં આવી છે તેમાં ગામડાની જરૂરિયાતો ઉપર કંઈ લક્ષ આપવામાં આવ્યું નથી; તેથી તે કેળવણી ગ્રામ્ય જીવનને ફળદાયી નીવડી નથી.

શિક્ષક—તમારૂં એવું કહેવું છે કે અત્યાર સુધી લાખો રૂપીઆનું જે ખર્ચ કેળવણી માટે કરવામાં આવ્યું છે તે નકામું ગયું છે?

રામશંકર—અલબત્ત તેનો મોટો ભાગ પાણીમાં ગયો છે. થોડાક માણસને સહેજ સાજ લખતાં વાંચતા આવડે એ ખરી કેળવણી કહેવાય નહિ.

શિક્ષક—ગામડાની કેળવણી શા કારણથી જોઇએ તેવી રીતે ફળદાયી થઈ નથી તે જણાવશો?

રામશંકર—પ્રથમ તો કેળવણીની યોજના ઘડતી વખતે શહેર અને ગામડાની પરિસ્થિતિનો વિચારજ કરવામાં આવ્યો નથી. વળી પરિસ્થિતિને અનુકૂળ પડે તેવાં સાહિત્યો તથા શિક્ષકો તૈયાર કરવામાં આવ્યાં નથી.

શિક્ષક—આ સિવાય બીજાં કોઈ કારણો છે?

રામશંકર—હા, બાળવર્ગથી માંડી તે ઠેઠ સુધી ભણનારની સંખ્યા ઘણી ઓછી હોય છે. તેમને જે કંઈ શીખવવામા આવે છે તે રસિક હોતું નથી; તેથી તેમને નિશાળમાં આવવાનું મન થતું નથી. વળી તેમના માબાપની ગરિબાઇ, કેળવણી તરફ તેમનો અભાવ, હાજરીની અનિયમિતતા, મંદવાતાવરણ—આ કારણને લીધે કેળવણીની જોઈતી અસર માલમ પડતી નથી. જે છોકરાં ચોથા કે વધારે ધોરણ સુધી ભણે છે તે ઉઠી ગયા પછી ભણેલું ધીમે ધીમે ભૂલી જાય છે. આ કારણોને લીધે શિક્ષણની અસર ફળદાયી નીવડતી નથી અને તેથી ગામડાની શાળાઓ આબાદ થતી નથી.

શિક્ષક—તમે તમારી શાળામાં જે સુધારા કર્યા હોય તે જણાવશો?

રામશંકર—મેં જે સુધારા કર્યા છે તે ત્રણ જાતના છેઃ (૧) ગ્રામ્ય જીવનને લગતા વિષયો અને શિક્ષણ શૈલી (૨) વહેવારૂ કેળવણી અને (૩) સમાજ સેવા.

શિક્ષક—આ સંબંધી વિશેષ હકીકત જણાવશો?

રામશંકર—હાલની વાચન માળામાં જે પાઠો છે તે ખાસ કરીને ગ્રામ્ય જીવનને અનુકૂળ નથી. તેમજ ગણિત, ભૂગોળ, પદાર્થપાઠ આરોગ્ય વિજ્ઞાન વગેરે વિષયોની હકીકત તથા વર્ણન ગ્રામ્ય જીવનને ઉદ્દેશીને કરવામાં આવેલું હોતું નથી. બાળકને જે સંજોગોમાં જીવન ગાળવાનું હોય તેનો વિશેષ ઉપયોગ શિક્ષણશૈલીમાં થવો જોઈએ. તેને લીધે વિદ્યાર્થીઓને રસ પડે છે અને તેઓ તેમની આસપાસની સ્થિતિ વધારે સારી રીતે સમજી શકે છે. ગામડામાં જે જે વસ્તુઓ બાળકના જોવામાં આવે છે અથવા અનુભવવામાં આવે છે તેનો ઉપયોગ શિક્ષણમાં થવાની જરૂર છે.

શિક્ષક—તમારૂં કહેવું સત્ય છે; કારણ કે તેમાં જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવાના નિયમનો ઉપયોગ કરવામાં આવે છે. તમારે ત્યાં વહેવારૂ કેળવણી કેવી રીતે આપવામાં આવે છે?

રામશંકર—પ્રથમ તો અમે અમારા વર્ગોના બે વિભાગ પાડ્યા છેઃ (૧) અગ્રવર્ગથી ત્રીજા ધોરણ સુધી અને (૨) ચોથાથી સાતમા સુધી. પ્રથમ વિભાગના વિદ્યાર્થીઓનું માનસ વહેવારૂ કેળવણી લેવા લાયક બને તે માટે નિસર્ગ, હસ્તઉદ્યોગ, પદાર્થપાઠ, ભૂગોળ, સૃષ્ટિજ્ઞાન, જેવા વિષયો વહેવારૂ દૃષ્ટિથી શીખવવામાં આવે છે. પછી બીજા વિભાગના વિદ્યાર્થીઓ સવારમાં અન્ય શાળાના વિદ્યાર્થી માફક વાચન, ગણિત, ઇતિહાસ, ભૂગોળ જેવા વિષયો શીખે છે; પણ બપોરના સમયમાં તેમને ખેતી, લુહારી તથા સુથારી જેવા ગ્રામ્ય જીવનને ઉપયોગી ઉદ્યોગોની તાલીમ આપવામાં આવે છે. તેમાં ખાસ બાબત એ છે કે તેમને તે ધંધાનું જ્ઞાન શાસ્ત્રીય અને સુધરેલી રીત મુજબ આપવામાં આવે છે.

શિક્ષક—બધા વિદ્યાર્થીઓને આ પ્રમાણે શિક્ષણ આપવામાં આવે છે?

રામશંકર—ના. જે વિદ્યાર્થીઓને ઉપર જણાવેલા ધંધામાં પડવાની વૃત્તિ ના હોય તેમના સાહિત્યના શોખને ઉત્તેજન મળે તેવી ખાસ ગોઠવણ કરવામાં આવી છે; પણ તેમની સંખ્યા ઘણી ઓછી હોય છે.

શિક્ષક—સમાજ સેવાની તાલીમ કેવી રીતે આપવામાં આવે છે?

રામશંકર—ભાષણદ્વારા સમાજ સેવાનું પુસ્તકીયું જ્ઞાન આપવા કરતાં તેને લગતાં કામ તેમની પાસે કરાવવામાં આવે છે. જ્યારે જ્યારે ગામમાં મદદ કરવાના પ્રસંગો ઉભા થાય છે, ત્યારે અમારી શાળાના વિદ્યાર્થીઓ સેવા કરવા તત્પર હોય છે.

શિક્ષક—આને લગતી સવિસ્તર હકીકત જણાવો તો ઠીક.

રામશંકર—ચોમાસુ ગયા પછી ગામમા જે ખાડાખૈયા પડયા હોય છે તે રજાના દિવસે વિદ્યાર્થીઓ શિક્ષકની દેખરેખ નીચે પૂરીને જમીન સપાટ બનાવે છે. જ્યારે મેલેરિયા ચાલે છે ત્યારે તેઓ માંદા માણસને દવા આપે છે. ફુરસદના વખતમાં તેઓ અમુક ઠેકાણે ધર્મનાં કે બીજાં ઉપયોગી પુસ્તકો લોકો આગળ વાંચે છે. કોઈ કોઈ પ્રસંગે ગ્રામ્ય જીવનના ઉત્કર્ષને લગતાં વ્યાખ્યાનો આપવામાં આવે છે. કેટલાક વિદ્યાર્થી રાત્રિશાળા ચલાવે છે. વળી કેટલાક પુસ્તકાલયની યોજનામા મદદ કરે છે. કોઈ પ્રસંગે નાટય પ્રયોગ કરી કે લોકગીત ગાઈને લોકોને આનંદ આપવામાં આવે છે. ખેતીની સુધારણા, આરોગ્ય, કરકસર, નીતિ વગેરે ઉપયોગી વિષયોની માહિતી મેળાવડો કરી ભાષણદ્વારા પણ આપવામા આવે છે, પણ તેમાં ખાસ બાબત વિદ્યાર્થીનું પોતાનું જીવન એવું આદર્શરૂપ ઘડવામાં આવે છે કે તે પોતે વીજળીના દીવાની માફક સુધારાનો પ્રકાશ આસપાસ બધે હરઘડી ફેંકયા કરે છે.

શિક્ષક—તમે તમારી શાળાના સુધારનુ જે વર્ણન કર્યું તે ઉપરથી અને કેટલીક બાબત નવી જાણવાની મળી છે, તેથી હું તમારો ઉપકાર માનું છું.

આ વખતે મેં મારી ઘડિઆળમા જોયું તો લગભગ દસ થએલા હોવાથી હું રામશંકર સાથે થએલા વાર્તાલાપનુ ચિંતન કરતો કરતો ઘેર પાછો આવ્યો અને ગામડાના ઉદ્ધાર માટે ગ્રામ્યજીવનને અનુકૂળ પડે તેવી શાળાની ખાસ જરૂર છે તેવી મને ખાતરી થઈ.

એક શિક્ષક

## મારી નોંધપોથી

એક નાનું બાળક પવાલામાં ધૂળ ભરતુ હતુ અને પાછું તેને ઠાલવી નાખતું હતું. આમ તે વારંવાર કરતું હતું. પાસે તેની મોટી બેન બેઠી

હતી. તેના જોવામાં આ આવ્યું કે તરત તેણે બાળક પાસેથી પવાલું ખેંચી લઈ લીધું; એટલે તેણે રડવા માંડ્યું. તેની બેનના મનમાં રખેને તે ગંદું થાય તેની બીકને લીધે તેણે પવાલું ખેંચી લીધું, પણ બાળકને તો તેમાં અનહદ આનંદ પડતો હતો. આનું શું કારણ હોવું જોઇએ? કુદરતમાં દરેક ચેતન વસ્તુ કીડીથી માંડી મનુષ્ય સુધી પોતાનું સ્વત્વ–પોતાનો સ્વભાવ–અનુભવવાને માટે જુદી જુદી પ્રવૃત્તિ કરે છે. તેની આંતર ઇચ્છા જ્યારે સંતુષ્ટ થાય છે ત્યારે તેને આનંદ થાય છે. જ્યારે તેની ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત થતી નથી ત્યારે તે નિરાશ થાય છે. આ નિયમ મુજબ દરેક સજીવ વસ્તુ તેની આંતર પ્રેરણા કે ઊર્મિને વશ થઇ અમુક અમુક જાતની ક્રિયા કરે છે. તે ક્રિયામાં બીજો કોઈ હેતુ હોતો નથી. તેનો ખરો ઉદ્દેશ તો ફક્ત તેના અંતરની ઇચ્છા ક્રિયાદ્વારા બહાર પ્રદર્શિત કરવાનો છે અને તેથી તેને આનંદ થાય છે. આવી જે સંતોષની લાગણી તેને આપણે સુખ કહીએ છીએ. કેળવણીમાં ખાસ કરીને નાના બાળકોના શિક્ષકે બાહ્ય દબાણથી તેમની અંતરની પ્રેરણા દાબી દેવી કે તેનો નિરોધ કરવો એ કેળવણીની દૃષ્ટિએ જરા પણ ઇચ્છવા જેવું નથી.

× × × ×

× × × ×

કોયલ શા માટે કુહૂ કુહૂ કરી આસપાસ આનંદ રેલાવી દે છે? શા હેતુથી કવિજન કાવ્ય રચવામાં મશગુલ રહે છે? મધ્ય રાત્રીએ શા કારણસર ખગોળવેત્તા આકાશના તારાગણો નિહાળતો હશે? કેવળ શોખને ખાતર આવી પ્રવૃત્તિઓ ચાલે છે એમ આપણે કહી શકીએ; પણ પૈસાને માટે, કીર્તિ વાસ્તે કે અધિકાર મેળવવાને માટે થતું કામ શોખથી થએલા કામ બરાબર આવતું નથી. શોખ એટલે આપણા મનમાં જે કુદરતી લાગણી કે ઊર્મિ ઉદ્દભવે છે તે સંતોષવાને જે ક્રિયાઓ થાય છે તે. આ સિવાય તેનો બીજો કોઈ અંતિમ હેતુ નથી. જેમ બાળકને રમતમાં અતિશય આનંદ મળે છે તેમ કવિ કે ખગોળવેત્તાને તેની પ્રવૃત્તિમાં ઘણો આનંદ મળે છે. તેમની પ્રવૃત્તિ બીજા કોઈ હેતુસર થતી નથી. જેમ ગ્રીષ્મ ઋતુમાં કોયલ ગાવાની ખાતર કુહૂ કુહૂ કર્યા કરે છે, તેમ બાળક પણ જુદી જુદી ક્રિયાઓ આંતર વેગના બળે કરે છે અને તેને લીધે પછી તેને આનંદ મળે છે.

× × × ×

× × ×

આપણે બધા મહેનતથી શા માટે કંટાળીએ છીએ? ખરી રીતે કંઈ પણ કામ કરવુ એ આપણે માટે જરૂરનું છે; પણ જ્યારે કામમા આનંદ મળતો નથી ત્યારે તેનો કંટાળો આવે છે. જે કામ આપણી પ્રકૃત્તિને અનુકૂળ હોતું નથી તે કામ કરવાનું આપણને ગમતું નથી; અથવા જ્યારે હદ ઉપરાંત કામ કરવાનુ હોય છે ત્યારે તે આપણને વેઠ જેવુ લાગે છે. ખરી રીતે તો આપણને કામમા ખૂબ આનંદ મળવો જોઇએ કોઇ કારીગરનું કામ જોઈશુ તો આપણને માલમ પડશે કે તેને તેના કામમા ઘણો આનંદ મળે છે. જ્યારે તે થાકે છે ત્યારેજ તે કામ કરવાનું મૂકી દે છે. આવી રીતે કુદરતી વૃત્તિને અનુકૂળ કામ કરવુ એ આપણને મનગમતી વાત છે, પણ તેમા રમતનું તત્ત્વ હોય તોજ કામ કરવાનો આપણને શોખ થાય છે. રમત એ કુદરતી ક્રિયા છે. તેમા આંતરની ઈચ્છા બહાર પ્રદર્શિત કરવા સિવાય બીજો હેતુ નથી; તેથી તે દરેક પ્રાણીને ગમે છે. કામમા અમુક ક્રિયા અમુક વખતમા પૂરી કરવાનીજ હોય છે. આવા બાહ્ય દબાણને લીધે ઘણી વખત તેવું કામ કરવાનુ ગમતું નથી ચિત્રકારનુ મન તેનું ચિત્ર કાઢવામાં ગર્ક થએલું હોય છે; કારણ કે તે જે કામ કરે છે તેમા રમતનું તત્ત્વ હોય છે. કેવળ કામ એ એક જાતની વેઠ છે, પણ જ્યારે તેની સાથે રમતની પ્રેરણા હોય છે ત્યારે તેને આપણે શોખ કહીએ છીએ.

× × × ×

× × ×

બાળકને રમતદ્વારા શીખવવું એટલે તેની ચિત્તવૃત્તિને સંતોષ થાય તેવી રીતે તેની પાસે કામ કરાવવુ. બાળકને રમત ઘણી ગમે છે, કારણ કે તેના મનની લાગણી કે આવેશને બહાર ક્રિયાદ્વાર બતાવવાનું તેનું કુદરતી વલણ હોય છે. આવી રીતે તે કામ કરે છે, પણ કામ કરવુ એ તેની ક્રિયાનો મુખ્ય હેતુ નથી. ખાસ ઉદ્દેશ તો તેના મનની ઇચ્છા પરિતૃપ્ત કરવાને તે ભિન્ન ભિન્ન ક્રિયાઓ કરે છે. સારી કેળવણીમા રમત અને કામ એ બન્ને તત્ત્વો યોગ્ય રીતે ગુંથાએલા હોય છે. જ્યા ફક્ત કામ કરાવવા તરફજ લક્ષ રહે છે, ત્યા છોકરાઓને શીખવા પ્રત્યે અણગમો પેદા થાય છે. જ્યા કેવળ રમત જ રમાડવામા આવે છે ત્યા સંગીન ફળ જોવામા આવતુ નથી આ કારણને લીધે ચતુર શિક્ષક તો બન્ને તત્ત્વોનું સારૂ મિશ્રણ કરી તેની શિક્ષણ પદ્ધતિ યોજે છે.

× × × ×

× × ×

બાળકને તેની મરજી મુજબ કામ કરવા દેવામાં આવે તો તે સ્વચ્છંદાચારી નહિ થાય ? બાળકની સ્વતંત્રતા સામે આવી દલીલ ઘણી વાર થાય છે. ખરી રીતે જોતાં તો એમ માલમ પડે છે કે કુદરતની દરેક ક્રિયા મર્યાદિત છે, તેમજ તે સ્વતઃ છે. કોઈ પણ જાતની મર્યાદા સિવાય કંઈ પણ કામ થઈ શકતુંજ નથી. કુદરત જે વસ્તુ ઉત્પન્ન કરે છે તેને બરાબર નિહાળવાથી માલમ પડે છે કે તે પદાર્થોની શક્તિ અમુક મર્યાદામાં નિયત થએલી હોય છે. જ્યાં મર્યાદા કે નિશ્ચિતતા હોતી નથી ત્યાં કોઇ વ્યક્તિનું અસ્તિત્વ હોઈ શકતું નથી. જ્યારે કુદરતનો આદેશ આ પ્રમાણે છે તો બાળકે કે મનુષ્યે તેનું કર્તવ્ય અમુક કક્ષામાં રહીનેજ કરવું જોઇએ. જો નદી તેના તટની મર્યાદામાં રહીને વહેતી ના હોય તો તેનું પાણી કામમાં કંઈ આવી શકે નહિ. તેના નિર્ણિત પ્રવાહને લીધેજ તેનો ઉપયોગ થઈ શકે છે. તેવી રીતે સ્વચ્છંદાચાર એ સ્વતંત્રતા નથી. અમુક મર્યાદા કે વ્યવસ્થામાં રહી જે કંઈ કામ ઇચ્છાનુસાર કરવું તે સ્વતંત્રતા છે. મુંગે મોઢે નિયમના બાહ્ય દબાણને વશ થઈ કામ કરવું એ પરતંત્રતા છે, પણ પોતે સ્વીકારેલી વ્યવસ્થા મુજબ

જેમ પ્રોમિસરી નોટની કિંમત એક કાગળના કકડા તરીકે નથી, પણ તેના વડે જે ખાવાપીવાની તથા મોજ શોખની ચીજો મળી શકે છે તેને લીધે તે મૂલ્યવાન ગણાય છે; તેવી રીતે શબ્દ એ વિચારદર્શક સંજ્ઞા હોવાથી જો તે વડે સાભળનાર કે વાંચનાર તેને અંગે જોડાએલા વિચાર ગ્રહણ કરી. શકે તોજ તે શબ્દો ઉપયોગી ગણી શકાય આ પ્રમાણે આપણા અનુભવમાં તથા વહેવારમાં શબ્દનું સ્થાન હોવાથી જ્યારે ફક્ત તેમના ઉપરજ ભાર મૂકવામાં આવે છે, ત્યારે વસ્તુજ્ઞાનના અભાવે વિદ્યાર્થીઓને ખરૂં જ્ઞાન મળતું નથી અને તેથી તેમના મનનું પોષણ શબ્દો વડેજ થાય છે. શબ્દ એ તર્ક કરવાનું તથા વિચારની આપલે કરવાનું સાધન છે એ બાબત ભૂલી જવાથી શિક્ષણમાં કેવળ શબ્દજ્ઞાનને પ્રાધાન્ય મળતું જાય છે.

શિક્ષણની યોગ્ય વ્યવસ્થાને અંગે તો બાળકને તેની શાળાની પ્રથમ અવસ્થામા પુષ્કળ વસ્તુજ્ઞાન મળવું જોઇએ. વસ્તુનો આકાર, તેનું રૂપ, રંગ તથા તેના જુદા જુદા ગુણ એ બધાનું અવલોકન દ્વારા તેને વિશેષ અને યથાર્થ જ્ઞાન મળવાની જરૂર છે. બાળકને આ પ્રમાણે પદાર્થજ્ઞાન મળતું નથી, ત્યારે તેની ખોટ તે કલ્પના વડે પૂરી પાડે છે અને તેથી તે અશુદ્ધ અને અયથાર્થ શબ્દોનો ઉપયોગ કરે છે. વળી પુરતા વસ્તુજ્ઞાનને અભાવે તેની યાદદાસ્ત, કલ્પના તથા વિચારશક્તિ જોઈએ તેવું સારૂં કામ કરી શકતી નથી. જો પદાર્થજ્ઞાન રૂપી પાયો અધુરો અને લુલો હોય તો તેના ઉપર જ્ઞાનના મજલા કેવી રીતે બાધી શકાય ?

શિક્ષણની ઉપર જણાવેલી ખામી દૂર કરી બાળકનો વિકાસ યોગ્ય રીતે થાય તેને માટે પદાર્થપાઠની યોજના કરવામા આવી છે. વિદ્યાર્થીને પદાર્થની મદદથી જે જ્ઞાન આપવામા આવે તેનું નામ પદાર્થપાઠ છે. પછી વહેવારમા તો ચિત્રદ્વારા કે મોઢેથી અમુક પ્રાણી કે પદાર્થનું જ્ઞાન આપવું તેને પણ પદાર્થપાઠ તરીકે ગણવામા આવે છે. પદાર્થપાઠનો હેતુ બાળકની અવલોકન શક્તિ ખીલવી તેની મદદ વડે તેની વિચાર કરવાની શક્તિ કેળવવાનો છે. આ બાબત ઉપર કંઈ ધ્યાન આપવામા આવતું નથી. તેને બદલે વાચન કે ઇતિહાસના જેવો તેનો પાઠ ગણવામાં આવે છે. વળી કેટલેક ઠેકાણે તો પદાર્થપાઠની નોટો ગોખાવીને તે તૈયાર કરવામા આવે છે. પદાર્થપાઠનું આવું હાસ્યજનક અને વિકૃત સ્વરૂપ થવા લાગ્યું એટલે કેળવણીકારોએ તેને બદલે સૃષ્ટિજ્ઞાન વિષય શીખવવાનું નક્કી કર્યું. આ વિષયનું ખરૂં સ્વરૂપ હજુ કેટલક શિક્ષકના જાણવામા નથી. જે દોષને

લઈને પદાર્થપાઠનું શિક્ષણ નિરુપયોગી થયું છે, એટલું જ નહિ પણ વિદ્યાર્થીને તે હાનિકારક થઈ પડયું છે, તેજ દોષ સૃષ્ટિજ્ઞાન સંબંધી થવો જોઈએ નહિ એ બાબત ખાસ લક્ષમાં રાખવાની છે. ફક્ત સૃષ્ટિજ્ઞાન કે પદાર્થપાઠમાં બાળક કુદરતમાં થતા ફેરફાર અને બનાવોના પ્રત્યક્ષ સંસર્ગમાં આવે છે. બીજા બધા વિષયોમાં તેમને મુખ્યત્વે શબ્દજ્ઞાન ઉપર આધાર રાખવાનો છે; તેથી જો તે વિષયો પણ બીજા વિષયોની કોટિમાં આવી જાય તો તેમના શિક્ષણનો ખરો હેતુ સફળ થતો નથી અને તેમનું જ્ઞાન કેવળ શાબ્દિક થઈ જાય છે.

પદાર્થપાઠમાં મુખ્યત્વે બે ખામીઓ છે. એકતો તેમાં તૈયાર પદાર્થનું જ્ઞાન બાળક મેળવે છે. 'કપાસ'નો પદાર્થપાઠ હોય તો તેને કપાસ બતાવવામાં આવે છે. પણ સૃષ્ટિજ્ઞામાં તો જે કંઈ શીખવાનું છે તેની જુદીજુદી અવસ્થાઓ અવલોકવાની છે. કપાસના બીનું વાવેતર થયું કે તેનું નિરીક્ષણ કરવામાં આવે છે. એ પ્રમાણે કપાસનું ઝાડનું થાય ત્યાંસુધી તેના જુદાં જુદાં અંગો બારીક રીતે તપાસવાંમાં આવે છે. આ ઉપરથી પદાર્થપાઠ અને સૃષ્ટિ જ્ઞાનમાં એક તફાવત એ જણાય છે કે સૃષ્ટિ જ્ઞાનમાં અમુક પદાર્થના વિકાસક્રમનો અભ્યાસ કરવાનો હોય છે.

આ ઉપરાંત બીજો તફાવત એ છે કે સૃષ્ટિ જ્ઞાનમાં કોઈ પ્રાણી, જીવ જંતુ કે વનસ્પતિનું અવલોકન તેના કુદરતી સંજોગોમાં કરવામાં આવે છે. કપાસનો છોડ વર્ગમાં લાવીને પાઠ આપવો એ સૃષ્ટિજ્ઞાન નથી. તેને માટે તો તેના વિકાસના ક્રમનું અવલોકન બગીચામાં થવાની જરૂર છે. તેની આવી પરિસ્થિતિમાંજ તેમાં થતા ફેરફાર બરાબર જોઈ શકાય છે.

આ ઉપરાંત સૃષ્ટિજ્ઞાનના સારા અભ્યાસ માટે તેનો હેતુ બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ વિષયમાં જ્ઞાન આપવા કરતાં વિદ્યાર્થીને અવલોકન કરતાં શીખવવાની ખાસ જરૂર છે. આપણા દેશના લોકનો મુખ્ય દોષ વસ્તુના ખામી ભરેલા નિરીક્ષણ પરત્વેનો છે. બાહ્ય જગતના પદાર્થો બરાબર જોવા અને તેમાં યોગ્ય ફેરફાર કરી તેનું જ્ઞાન મેળવવાની વૃત્તિ આપણા વિદ્યાર્થીવર્ગમાં ઘણી ઓછી હોય છે. વળી વસ્તુનું અવલોકન બરાબર કરવામાં આવે તોજ આપણે તેની વડે ખરૂં અનુમાન કરતાં શીખીએ. કુદરતના સહવાસને લીધે બાળક તેની ખૂબી અનુભવે એ ઉપરાંત શું જોવું અને શું ન જોવું તેની ટેવ તેને પડવી જોઇએ. જ્યારે વસ્તુસ્થિતિ આ પ્રમાણે સુધરશે ત્યારે આપણી વિચાર શક્તિ તેની સાથેજ વિકાસ પામશે.

તર્ક કરવાની શક્તિનો આધાર અવલોકનદ્વારા મેળવેલા સંસ્કાર ઉપર છે. જેમ હવા વગરના શૂન્ય આકાશમાં પક્ષી ઉડી શકતું નથી; તેમ વસ્તુજ્ઞાન દ્વારા પ્રાપ્ત કરેલા સંસ્કારની મદદ સિવાય વિચારની સચોટ ક્રિયા થઈ શકતી નથી. આ કારણને લીધે સૃષ્ટિજ્ઞાનનો અભ્યાસ તેના યથાર્થ સ્વરૂપમાં થવો જોઈએ.

સૃષ્ટિજ્ઞાનમાં બાળકને અમુક માહિતી કે જ્ઞાન આપવું એ આ વિષયમાં ઘણી ગૌણ બાબત છે. તેનો મુખ્ય હેતુ તો બાળકની જોવાની શક્તિ યોગ્ય રીતે ખીલે અને તેની મદદથી તે જાતે વિચાર કરે એ છે. સૃષ્ટિ જ્ઞાનનો આ ઉદ્દેશ્ય ધ્યાનમા રાખીનેજ તેનું શિક્ષણ બાળકોને આપવું જોઇએ; પણ ખરી રીતે હાલમાં આ વિષય જોઈએ તેનો શીખવવામાં આવતો નથી. તેના કારણોમાં પ્રથમ સાધનનો અભાવ જણાવવામા આવે છે સૃષ્ટિજ્ઞાનને માટે મોટું સાધન તો બગીચો છે.

શાળાને લગતો નાનો સરખો બગીચો હોય તો સૃષ્ટિજ્ઞાન સારી રીતે આપી શકાય. આસપાસના ખેતરમાં બાળકોને લઈ જવાથી જોઈએ તેવું શિક્ષણ આપી શકાય નહિ; કારણ કે વનસ્પતિમા થતા ફેરફારો વિદ્યાર્થીએ પોતે જોવાના છે અને તેની નોંધ તેને કરવાની છે. શિક્ષકમા તીવ્ર ઇચ્છા અને આગ્રહ હોય તો આ દિશામાં ઘણુ કરી શકાય, વળી પશુ, પ્રાણી, પક્ષી, જંતુ તથા બીજા કુદરતમા થતા ફેરફારનું અવલોકન કરવાના સારા પ્રસંગો ગામડામાં મળે છે. ગ્રામ્ય જીવન તો કુદરતને ખોળેજ વિકાસ પામે છે; તેથી શિક્ષકનામાં તેના અભ્યાસની વૃત્તિ હોવી જોઈએ. આ વિષયમા જિજ્ઞાસા એ મુખ્ય બાબત છે. જો શિક્ષકને કુદરતનો શોખ હોય તો તે ઘણું કામ કરી શકે એવી તક તેને હમેશાં મળે છે.

કુદરતના થએલા ફેરફારનું અવલોકન કર્યા પછી તેના ખુલાસા માટે કાર્ય કારણનો સંબંધ બતાવવો જોઇએ. અમુક પક્ષીની ચાંચ લાંબી હોય છે તો તે અમુક જાતનો ખોરાક ખાય છે. તે અમુક સંજોગોમાં ઉછરે છે એટલે તેનો રંગ તથા આકાર અમુક જાતનો હોય છે. આ પ્રમાણે આસપાસની સ્થિતિની અસર પ્રાણી કે વનસ્પતિ ઉપર કેવી થાય છે તે સ્પષ્ટ કારણ સહિત સમજાવવામાં આવે તોજ વિદ્યાર્થીની વિચાર શક્તિ ખીલે છે.

સૃષ્ટિજ્ઞાનના અભ્યાસને અંગે જે બાબતનું અવલોકન થાય તેની આકૃતિ વિદ્યાર્થીએ તેના વર્ણન સાથે કાઢવાથી તેનું સચોટ જ્ઞાન તેને મળે છે. જ્યારે કોઈ વસ્તુ ઉપર આપણે વિશેષ ધ્યાન આપીએ છીએ, ત્યારે તેના સંબંધી ઘણી બાબતો આપણા જાણવામાં આવે છે, તેથી વન-

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| | પુસ્તકોનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ. આ પા | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | વ્યાકરણના સહેલા પાઠો પુસ્તક ૨. (પહેલી આવૃત્તિ) | મિ. એસ. એ. દવે | ધી ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ | ૦—૪—૦ | પાઠ્યપુસ્તક | પ્રાથમિક સ્કૂલોમાટે. |
| ૨ | શિષ્ટ સાહિત્યમાળા ક્રમિક પાઠ્યપુસ્તક પહેલું (પહેલી આવૃત્તિ) | મિ. પી. કે. દેસાઈ અને મિ. જે. એ. સૈયદ | મેસર્સ એમ. સી કોઠારી રાવપુરા, વડોદરા | ૦—૧૨—૦ | ,, | માધ્યમિક ,, |
| ૩ | ,, પુસ્તક બીજું (બીજી આવૃત્તિ) | ,, | ,, | ૦—૧૩—૦ | ,, | ,, |
| ૪ | ભૂગોળ માર્ગદર્શિકા ભાગ ૨) (પહેલી આવૃત્તિ | મિ. ડી. એમ. ડોશી | મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ. બુકસેલર, સુરત | ૦—૭—૦ | ,, | ,, |
| ૫ | ,, ભાગ ૩ જો) (પહેલી આવૃત્તિ | ,, | ,, | ૦—૭—૦ | ,, | ,, |
| ૬ | ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વો (૧૯૩૨ની સુધારેલી આવૃત્તિ) | ,, | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ બુકસેલર, સુરત | ૦—૫—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૭ | પ્રાથમિક શાળાનું અંકગણિત ભા. ૩ (પહેલી આવૃત્તિ) | મિ. જી. જે. ભટ્ટ અને મિ. એમ. એચ. પંચોલી | ગુજરાત ઓરિએન્ટલ બુકડીપો, અમદાવાદ | ૦—૭—૦ | ,, | ,, |
| ૮ | પ્રાથમિક શાળાનું અંકગણિત ભા. ૨ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૮—૦ | ટીચર્સ લાયબ્રેરી | ,, |
| ૯ | પ્રાથમિક શાળાનું અંકગણિત ભા. ૧ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૭—૦ | ,, | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | સ્ટવના અકસ્માતથી કેમ બચવું (પહેલી આવૃત્તિ) | દિવાળીબાઈ રાઠોડ | મિ. પંડિત નારાયણ મુળજી, કાલબાદેવીરોડ મુંબઈ | ૦—૪—૦ | ઇનામ અને લાયબ્રેરી | છોકરાઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૧ | નવીન ગરબાવળી (પહેલી આવૃત્તિ) | મિ. ટી. સી. વ્યાસ | આલોચાન કાર્યાલય, વડોદરા | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૨ | ઉરતંત્ર અને નાટ્યકળા ,, | મિ. આર. એન. વકીલ | મેસર્સ આર. આર. શેઠ એન્ડ કો. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨ | ૧—૦—૦ | ઈનામ અને સ્કૉલર્સ લાયબ્રેરી | માધ્યમિક સ્કૂલોમાટે ટ્રેનિંગકૉલેજો માટે. |
| ૧૩ | પોહામણાં ,, | મિ. સી. એમ. ઓઝા | મિ. સી. એમ. ઓઝા, ભાવનગર હાઉસ, રાજકોટ | ૦—૨—૦ | ઈનામ અને ,, | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૪ | ભોળીઆ રાજા (૧૯૩૨ની આવૃત્તિ) | મિ. આર. એન. શાહ | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦—૧—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૫ | આપણા દેશના મહાન્ પુરુષોની ઐતિહાસિક વાતો (૧૯૩૧ની આવૃત્તિ) | દિવાળીબાઈ રાઠોડ | મિ. કેશવ ભીખાજી ઢાલવે મુંબઈ | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૬ | નવ દિવડા (પહેલી આવૃત્તિ) | મિ. બી. પી. વ્યાસ | મિ. બી. પી. વ્યાસ, ખાડીઆ, અમદાવાદ | ૦—૮—૦ | ,, | ,, |
| ૧૭ | સ્વદેશના ઇતિહાસની મિજલસો | મિ. જે. સી. ચોધરી | મેસર્સ કરસનદાસ નારણદાસ, નાણાવટ, સુરત | ૦—૧૪—૦ | લાયબ્રેરી | ,, |
| ૧૮ | દેશ દેશના લોક (પહેલી આવૃત્તિ) | મિ. આર. સી. દિવાન | મિ. આર. સી. દિવાન, ગીરગામ, મુંબઈ | ૦—૮—૦ | વધારાના વાચન તરીકે | પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૯ | નવો શિક્ષક (૧૯૩૦ ની આવૃત્તિ) | | મેસર્સ મેકમિલન એન્ડ કો. હોર્નબીરોડ, મુંબઈ | ૦—૩—૦ | ,, | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૦ | આરોગ્યવિજ્ઞાન પ્રવેશ પોથી (પહેલી આવૃત્તિ) | મિ. પી. વી. દેસાઈ | મેસર્સ એસ. બી. શાહ એન્ડ કં. પાનકોરનાકા અમદાવાદ | ૦—૬—૦ | ,, અને લાયબ્રેરી માટે | પ્રાથમિક શાળાઓ માટે |
| ૨૧ | અનડાગણિત (ધોરણ ૬) (પહેલી આવૃત્તિ) | મિ. આર. પી. અનડા | મિ. આર. પી. અનડા, મેરીયાજેન મેમોરિઅલ ટ્રેનિંગકૉલેજ, બોરસદ | ૦—૫—૦ | પાઠ્યપુસ્તક | ,, |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી
ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૧-૭-૧૯૩૨ ના પત્ર નં. ૫૬૦૩ માં કરેલી સૂચનાનુસાર.)

---

## જાહેર ખબર

### રાવ સાહેબ માધવલાલ હરીલાલ સ્મારક ફંડની

કોઇ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે ભરૂચ અને સુરત જિલ્લા અને સુરત એજન્સિની કોઇ સ્ત્રી શિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦) અંકે ત્રીસનાં ઇનામનાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગોઠવણ કરી છે. પરીક્ષા તા. ૫-૧૨-૩૨ ને સોમવારના રોજ અમદાવાદની ધી મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં સદરહુ કોલેજનાં લેડી સુપરીન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના હેડ માસ્તર સાહેબ લેશે. પાઠનો વિષય અને વર્ગનું નામ એક કલાક અગાઉ જણાવવામાં આવશે. સઘળી અરજીઓ તા. ૨૫-૧૧-૩૨ સુધીમાં પોતાના ઉપરી અધિકારી મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજનાં લેડી સુપરીન્ટેન્ડન્ટ સાહેબ તરફ ઉમેદવારે મોકલવી. પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળાં સ્ત્રી આ ઇનામ માટે હરિફાઈ કરી શકશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ, ફોર વિમેન
અમદાવાદ, તા. ૩-૯-૩૨.

V. Baptista
લેડી સુપરીન્ટેન્ડન્ટ

# છોકરીઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

## ઉત્તરભાગ:

ઉ. ભા. માં સને ૧૯૩૨માં લેવાએલી છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદી:—

| નંબર | નામ | માર્ક | નંબ૨ | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ જિલ્લો** | | ૩૧ | નર્મદા સોમનાથ કસ્ટીઆ | ૩૧૩ |
| | | | ૩૨ | રૂક્ષ્માણીબેન ખેમાભાઇ પટેલ | ૩૧૨ |
| ૧ | ઉર્મિલા મથુરભાઈ મેકવાણ | ૪૩૧ | ૩૩ | કાદીગૌરી મોતીરામ ઠાકર | ૩૧૦ |
| ૨ | હીરા સાંકળચંદ ગજ્જર | ૩૬૨ | ૩૪ | કુસુમકાન્તા પુરસોત્તમદાસ ગજ્જર | ૩૦૬ |
| ૩ | ચંચળ રણછોડલાલ પંચાલ | ૩૫૭ | | | |
| ૪ | ફ્રાન્સીસ ગીરધરલાલ ભગત | ૩૫૦ | ૩૪ | રતન ગીરજાશંકર દવે | ૩૦૬ |
| ૫ | કાન્તા પોપટલાલ શાહ | ૩૪૭ | ૩૬ | મુક્તા છગનલાલ ગોર | ૩૦૫ |
| ૫ | શાન્તાગૌરી રેવાશંકર દેરાસરી | ૩૪૭ | ૩૬ | સવિતા કેશવલાલ ખ્રિસ્તી | ૩૦૫ |
| ૭ | કમળાગૌરી નરસિંહલાલ ભટ્ટ | ૩૪૬ | ૩૬ | સવિતા રણછોડદાસ સુરતી | ૩૦૫ |
| ૮ | નેજી કેશવજી વાઘેલા | ૩૪૩ | ૩૯ | ડાહી ટેવાભાઇ ખ્રિસ્તી | ૩૦૩ |
| ૯ | મંગળા મગનલાલ ત્રવાડી | ૩૪૧ | ૪૦ | રૂપાળી જગજીવનદાસ પારેખ | ૩૦૨ |
| ૧૦ | સરસ્વતી બાપાલાલ દવે | ૩૪૦ | ૪૧ | ડાહી મંગળભાઇ પટેલ | ૩૦૦ |
| ૧૧ | તારામતી મુકુંદરાય નાણાવટી | ૩૩૯ | ૪૧ | ફેબી ગલા ખ્રિસ્તી | ૩૦૦ |
| ૧૨ | સરસ્વતી જીવણલાલ જોષી. | ૩૩૬ | ૪૧ | ગ્રેસ ડાહ્યાભાઈ ખ્રિસ્તી | ૩૦૦ |
| ૧૩ | ચંચળ હીરાલાલ શાહ | ૩૩૩ | ૪૪ | શારદા ડાહ્યાભાઇ શાહ | ૨૯૯ |
| ૧૪ | લલિતા લલ્લુભાઈ પંડિત | ૩૩૩ | ૪૪ | કાન્તા જમનાદાસ પટેલ | ૨૯૯ |
| ૧૫ | કાન્તા લલ્લુભાઇ શાહ | ૩૩૧ | ૪૬ | જસુમતી ભાઇલાલ મહેતા | ૨૯૭ |
| ૧૬ | ડાહી ભગવાનદાસ સ્વામી | ૩૨૯ | ૪૬ | પરસન કેશવલાલ શાહ | ૨૯૭ |
| ૧૬ | મારગેરેટ પાંચાલાલ ખ્રિસ્તી | ૩૨૯ | ૪૮ | શારદા ભગવાન દવે | ૨૯૫ |
| ૧૬ | કાન્તા ત્રીકમલાલ પટેલ | ૩૨૯ | ૪૯ | મુક્તાબેન જેકીસનદાસ સાધુ | ૨૯૪ |
| ૧૯ | લીલાવતી કહાનજી ચૌહાણ | ૩૨૭ | ૫૦ | ભીખી જોઈતારામ સાગર | ૨૯૩ |
| ૨૦ | વિદ્યાગૌરી દેવશંકર ત્રવાડી | ૩૨૪ | ૫૦ | કમળાગૌરી ગૌરીશંકર દવે | ૨૯૩ |
| ૨૦ | હીરબાળા મોતીલાલ વ્યાસ | ૩૨૪ | ૫૦ | શાન્તા કાળીદાસ જોષી | ૨૯૩ |
| ૨૨ | જશોદા રણછોડલાલ પંડયા | ૩૨૨ | ૫૩ | રમિલા ગંગારામ ચોકસી | ૨૮૯ |
| ૨૨ | શાન્તા દામોદર કસ્ટીઆ | ૩૨૨ | ૫૪ | દ્વારકા ચંદુરાવ જાદવ | ૨૮૮ |
| ૨૪ | મોંઘી કહાનજી મહીડા | ૩૨૦ | ૫૫ | કપીલા વિશ્વનાથ રાજગોર | ૨૮૭ |
| ૨૫ | આનંદગૌરી ભુદરલાલ ત્રિપાઠી | ૩૧૮ | ૫૬ | સમરથ વેલસીભાઇ સાણંદી | ૨૮૬ |
| ૨૫ | શાન્તા રણછોડભાઈ પટેલ | ૩૧૮ | ૫૭ | કંચનકુમારી ગોકળદાસ શાહ | ૨૮૨ |
| ૨૭ | કીકીબેન નગીનદાસ ટોપીવાળા | ૩૧૭ | ૫૮ | ભીખી કાલાભાઇ સાગર | ૨૮૦ |
| ૨૮ | જશોદા ફુલચંદ છીકણીવાળા | ૩૧૬ | ૫૮ | પદ્માવતિ માધવલાલ શાહ | ૨૮૦ |
| ૨૮ | બચુ બળદેવદાસ પરીખ | ૩૧૬ | ૬૦ | ડાહી છોટાલાલ પટેલ | ૨૭૯ |
| ૩૦ | માણેક ડાહ્યાભાઇ સુતરીઆ | ૩૧૩ | ૬૧ | માળાગૌરી રામશંકર ત્રિપાઠી | ૨૭૬ |

| | | |
|---|---|---|
| ૬૧ | કાશીબેન દામોદર પાઠક | ૨૭૬ |
| ૬૨ | સવિતા ઈશ્વરલાલ સવાદીઆ | ૨૭૪ |
| ૬૪ | સદગુણ મણીલાલ ઓઝા | ૨૭૩ |
| ૬૪ | ગોદાવરી વાઘજીભાઇ પખરૂ | ૨૭૩ |
| ૬૬ | અવન્તિકા નાનાલાલ મારતર | ૨૭૨ |
| ૬૭ | પુષ્પાવતી ત્રંબકલાલ દવે | ૨૭૧ |
| ૬૮ | જેનાબ મગનભાઈ એન્જી-નીઅર | ૨૬૭ |
| ૬૮ | માણેક નરસિંહરામ ગોર | ૨૬૭ |
| ૭૦ | વિદ્યાગૌરી કહાનજી શુક્લ | ૨૬૫ |
| ૭૧ | સવિતા મનસુખરામ સોની | ૨૬૪ |
| ૭૨ | અમીના રાજેમહમદભાઇ પંજેતની | ૨૬૨ |
| ૭૨ | લક્ષ્મીબેન રઘુરામ દવે | ૨૬૨ |
| ૭૪ | શારદા પુરસોત્તમદાસ શોધન | ૨૬૦ |
| ૭૫ | મહાલક્ષ્મી ગીરધરલાલ પટેલ | ૨૫૯ |

## ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૧ | ફાતમાબીબી રસુલભાઇ મોમીન | ૩૫૧ |
| ૨ | હલીમાબાઇ સુલતાનજી કેળાવાળા | ૩૨૯ |
| ૩ | જેનાબબીબી ઇલાહીબક્ષ શેખ | ૩૧૧ |
| ૪ | હુસેનાબીબી ગુલામનબીભાઇ મોમીન | ૩૦૩ |
| ૫ | મરીઅમબીબી નુરભાઇ શેખ | ૩૦૦ |

## ખેડા જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | ઇંદીરા બેચરભાઇ ભટ્ટ | ૪૧૧ |
| ૨ | અન્ના જયમલ ખ્રિસ્તી | ૪૧૦ |
| ૩ | મારગ્રેટ કુપા ખ્રિસ્તી | ૪૦૮ |
| ૪ | પરસીસ લવજી ખ્રિસ્તી | ૩૯૭ |
| ૫ | મંજુલા હીરાલાલ ખ્રિસ્તી | ૩૮૬ |
| ૬ | ચોહાન ડુંગર ખ્રિસ્તી | ૩૮૫ |
| ૭ | રાહેલ મીઠા ખ્રિસ્તી | ૩૭૭ |
| ૮ | હેફસીબાહ ધનજી ખ્રિસ્તી | ૩૭૬ |
| ૯ | દરકા ખુશાલભાઇ ખ્રિસ્તી | ૩૬૮ |
| ૧૦ | તારા વલ્લભદાસ પરીખ | ૩૫૯ |
| ૧૧ | એલન બેન્જામીન ખ્રિસ્તી | ૩૫૭ |
| ૧૨ | સાલોમી ધુળા ખ્રિસ્તી | ૩૫૫ |
| ૧૩ | સુસાના ગોકળ ખ્રિસ્તી | ૩૫૧ |
| ૧૪ | મારગ્રેટ સોમચંદ ખ્રિસ્તી | ૩૪૨ |
| ૧૫ | શાંતિ રણછોડ ખ્રિસ્તી | ૩૩૯ |
| ૧૬ | એગનસ પ્રુયા ખ્રિસ્તી | ૩૩૫ |
| ૧૭ | ગુણવંતી દુલ્લા ખ્રિસ્તી | ૩૨૯ |
| ૧૮ | રૂક્ષ્મણી છોટમપુરી ગોસાઇ | ૩૨૮ |
| ૧૮ | બાલુ સોમચંદ ખ્રિસ્તી | ૩૨૮ |
| ૨૦ | મંજુકાન્તાબેન ઉમીઆશંકર ભટ્ટ | ૩૨૭ |
| ૨૧ | ગ્રેસ મોતી ખ્રિસ્તી | ૩૨૬ |
| ૨૨ | લુસીયા ચોહાન ખ્રિસ્તી | ૩૨૩ |
| ૨૩ | એલન સુંદરલાલ ખ્રિસ્તી | ૩૨૧ |
| ૨૩ | મેરી જોસફ ખ્રિસ્તી | ૩૨૧ |
| ૨૫ | મરીયમ ગોવિંદ ખ્રિસ્તી | ૩૧૩ |
| ૨૬ | ગ્રેસ લાજરસ ખ્રિસ્તી | ૩૧૨ |
| ૨૭ | વિદ્યા છોટાલાલ વ્યાસ | ૩૧૦ |
| ૨૮ | એલન જેમ્સ ખ્રિસ્તી | ૩૦૫ |
| ૨૮ | શાંતિ મંગળ ખ્રિસ્તી | ૩૦૫ |
| ૩૦ | શાંતા ડાહ્યાભાઇ દલવાડી | ૩૦૩ |
| ૩૦ | પરસનબેન મોહોલ્લાલ ઠક્કર | ૩૦૩ |
| ૩૨ | શાંતા જોન ખ્રિસ્તી | ૩૦૨ |
| ૩૩ | ગુલાબ દાઉદ ખ્રિસ્તી | ૩૦૦ |
| ૩૩ | પરસીસ ટીટસ ખ્રિસ્તી | ૩૦૦ |
| ૩૫ | એલન મોહનલાલ ખ્રિસ્તી | ૨૯૫ |
| ૩૫ | મેરી જીવા ખ્રિસ્તી | ૨૯૫ |
| ૩૭ | વિમળાગૌરી પુરસોત્તમ દવે | ૨૯૪ |
| ૩૮ | સૂર્યકાન્તા રતનલાલ ત્રિવેદી | ૨૯૨ |
| ૩૯ | રૂક્ષ્મણી ખાનદાસ ખ્રિસ્તી | ૨૯૧ |
| ૪૦ | મારથા ગીરધારલાલ ખ્રિસ્તી | ૨૯૦ |
| ૪૧ | કમળા ચુનીલાલ દેસાઇ | ૨૮૮ |
| ૪૨ | હીરાબેન કપુરચંદ શાહ | ૨૮૬ |
| ૪૩ | પરસન જાલમભાઇ બારૈયા | ૨૮૪ |
| ૪૪ | શારદા દામોદરદાસ દેસાઇ | ૨૮૩ |
| ૪૫ | એલીસાબેન ચોહાન ખ્રિસ્તી | ૨૮૨ |
| ૪૬ | બબુબેન કેશવલાલ ત્રિવેદી | ૨૮૧ |
| ૪૭ | સુભદ્રાબેન માણેકલાલ ઓસવાર | ૨૭૭ |
| ૪૮ | કંચનબેન ચુનીલાલ મેસરી | ૨૭૫ |
| ૪૮ | ગોપાનગણ મોહનજી ત્રિવેદી | ૨૭૫ |

| | | |
|---|---|---|
| ૪૮ | ફાતમા જમાલ વોહરા | ૨૭૫ |
| ૪૮ | જસોદાબેન છગનલાલ ત્રિવેદી | ૨૭૫ |
| ૫૨ | નાઓમી રામાદીન ખ્રિસ્તી | ૨૭૨ |
| ૫૩ | દેવલક્ષ્મી ભીખાભાઇ ત્રિપાઠી | ૨૬૨ |
| ૫૪ | સુશીલા મોતીલાલ મિસ્ત્રી | ૨૫૭ |

## ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૧ | નુરબીબી બાકરઅલી સૈયદ | ૨૭૬ |

## પંચમહાલ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | એલન હરખાજી ખ્રિસ્તી | ૪૧૨ |
| ૨ | શારદાગૌરી નાનજી ખ્રિસ્તી | ૪૦૬ |
| ૩ | કાન્તા હેન્રી ખ્રિસ્તી | ૩૭૭ |
| ૪ | અમ્બા સામા ખ્રિસ્તી | ૩૭૫ |
| ૫ | ગુણવંતી વલાલજી ખ્રિસ્તી | ૩૬૮ |
| ૬ | રૂથ પાંચાલાલ ખ્રિસ્તી | ૩૬૪ |
| ૭ | માણેક ઓચ્છવલાલ શાહ | ૩૬૩ |
| ૮ | કાલરીસ કલ્યાણ ખ્રિસ્તી | ૩૫૫ |
| ૯ | કરૂણા રતના ખ્રિસ્તી | ૩૪૬ |
| ૧૦ | શાન્તા ગંગુભાઇ ખ્રિસ્તી | ૩૩૪ |
| ૧૦ | શશીકળા વહાલજી ખ્રિસ્તી | ૩૩૪ |
| ૧૨ | એલીસ આશીર્વાદ ખ્રિસ્તી | ૩૩૨ |
| ૧૩ | વિજ્યા લલ્લુ ખ્રિસ્તી | ૩૨૮ |
| ૧૪ | મંજુલા કીશા ખ્રિસ્તી | ૩૨૭ |
| ૧૫ | દીનકુંવર ગણપતભાઈ ખ્રિસ્તી | ૩૨૪ |
| ૧૫ | કરૂણા બેન્જામીન ખ્રિસ્તી | ૩૨૪ |
| ૧૭ | મરીઅમ ખાનદાન ખ્રિસ્તી | ૩૧૯ |
| ૧૮ | પાની સનાભાઈ ખ્રિસ્તી | ૩૧૦ |
| ૧૯ | મરીઅમ મીઠાલાલ ખ્રિસ્તી | ૩૦૯ |
| ૧૯ | સોના ભીખા ખ્રિસ્તી | ૩૦૯ |
| ૨૧ | રૂક્ષ્માણી કહાનજી ખ્રિસ્તી | ૩૦૧ |
| ૨૨ | મેબળ ધુળા ખ્રિસ્તી | ૩૦૦ |
| ૨૩ | ગ્રેસ વહાલજી પરમાર | ૨૯૯ |
| ૨૪ | જયકુંવર વિરજીભાઈ ખ્રિસ્તી | ૨૯૮ |
| ૨૫ | ભાનુમતી મોતીરામ પાઠક | ૨૯૪ |
| ૨૬ | રૂબીના જોનભાઈ ખ્રિસ્તી | ૨૮૭ |
| ૨૭ | કાશી દલસુખ જોષી | ૨૬૭ |
| ૨૮ | પ્રભાવતી વાડીલાલ શાહ | ૨૬૦ |
| ૨૯ | હીરાલક્ષ્મી ભગીરથજી ગામોથ | ૨૪૬ |

## ભરૂચ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | મેબળ ત્રીકમલાલ ખ્રિસ્તી | ૩૪૪ |
| ૨ | જશવંતી વીરચંદ શાહ | ૩૧૨ |
| ૩ | માણેકબેન મૂળજીભાઈ ખ્રિસ્તી | ૩૧૧ |
| ૩ | જયવંતી પાનાચંદ ખ્રિસ્તી | ૩૧૧ |
| ૫ | રૂથ ભીખાજી ખ્રિસ્તી | ૩૦૯ |
| ૬ | ફુલબાઈ દાદાભાઇ પટેલ | ૩૦૭ |
| ૭ | ચંપાવતી કાળિદાસ કાપડીઆ | ૩૦૪ |
| ૮ | ગુલાબ છગનલાલ મહેતા | ૨૯૯ |
| ૯ | પુતુ ગામ્યા ખ્રિસ્તી | ૨૯૫ |
| ૧૦ | ચંદનગૌરી ભોગીલાલ માપરા | ૨૯૦ |
| ૧૧ | હજા પુંજાલાલ ખ્રિસ્તી | ૨૮૬ |
| ૧૨ | ધનસુખગૌરી નાથુભાઇ દલાલ | ૨૭૬ |
| ૧૩ | ઉર્મિલા નારણજી સોલંકી | ૨૬૫ |
| ૧૪ | જયાગૌરી ઠાકોરલાલ ગંભીરવાળા | ૨૫૯ |
| ૧૪ | વિજયાગૌરી ધીરજરામ શુકલ | ૨૫૯ |

## સુરત જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | વિજયાલક્ષ્મી મહાશંકર દિક્ષિત | ૩૭૭ |
| ૨ | લલિતાબેન દામોદરદાસ છતબાર | ૩૭૬ |
| ૩ | સરલાદેવી મદનલાલ મિસ્ત્રી | ૩૭૪ |
| ૪ | બાનુ જમશેદજી મલવાધ્યા | ૩૬૫ |
| ૫ | મહિલાવતી ડાહ્યાભાઈ દેસાઇ | ૩૬૩ |
| ૫ | પદ્માવતી મનુભાઇ દેસાઇ | ૩૬૨ |
| ૭ | નન્દનબેન મોતીચંદ શાહ | ૩૬૨ |
| ૮ | ગંગાબેન નારણજી પટેલ | ૩૫૪ |
| ૯ | મહાલક્ષ્મી નરોત્તમ પારેખ | ૩૫૩ |
| ૧૦ | શારદાગૌરી ગૌરીશંકર ભટ્ટ | ૩૫૧ |
| ૧૧ | મચન બહેરામશાહ વગાઈવાળ | ૩૫૦ |
| ૧૨ | ડાહીબેન એલીઆસ વજીબેન ભાઈદાસ પટેલ | ૩૪૮ |
| ૧૨ | સવિતાબેન કલ્યાણજી દેસાઇ | ૩૪૮ |
| ૧૪ | એલીસાબેન નાનજી પટેલ | ૩૪૬ |
| ૧૫ | નનમનગૌરી રંગીલદાસ પારેખ | ૩૪૨ |

| | | |
|---|---|---|
| ૧૬ | સવિતા જેઠાલાલ ચોધરી | ૩૪૧ |
| ૧૭ | ઇન્દુમતી નરહરિ વૈદર | ૩૩૫ |
| ૧૭ | ફીટીબેન દેવજીભાઇ ગામીટ | ૩૩૫ |
| ૧૯ | ઉર્મિલાબેન હેન્રી ઠક્કર | ૩૩૩ |
| ૨૦ | લલિતાબેન નિચ્છાભાઇ નાયક | ૩૩૨ |
| ૨૦ | મણીબેન મોહનભાઇ દેસાઇ | ૩૩૨ |
| ૨૦ | ગજરાબેન પરાગજી નાયક | ૩૩૨ |
| ૨૩ | મદન છોટાલાલ દેસાઇ | ૩૩૧ |
| ૨૪ | મરથા ઉજમસીંગ પરમાર | ૩૩૦ |
| ૨૫ | કમુબેન મોહનલાલ નાયક | ૩૨૫ |
| ૨૬ | શાન્તાબેન રામભાઉ હાટકર | ૩૨૪ |
| ૨૭ | એસ્તર શંકર ભોંસલે | ૩૨૩ |
| ૨૮ | રમણી હરિકારદાસ પટેલ | ૩૨૨ |
| ૨૯ | વસંતગૌરી દીનમણીશંકર શુકલ | ૩૧૯ |
| ૩૦ | અંબાબેન લલ્લુભાઈ સાયકલવાલા | ૩૧૮ |
| ૩૦ | રૂક્ષ્મણીબેન મોરારજી દેશાઈ | ૩૧૮ |
| ૩૨ | હીરાગૌરી જેઠીસનદાસ પટેલ | ૩૧૭ |
| ૩૨ | લક્ષ્મીબેન નાગરજી નાયક | ૩૧૭ |
| ૩૪ | દમયંતીબેન હીરાલાલ મહેતા | ૩૧૬ |
| ૩૪ | દુર્ગાબેન પરાગગીર ગોંસાઇ | ૩૧૬ |
| ૩૬ | શાન્તાબેન ભગવાનદાસ પારેખ | ૩૧૪ |
| ૩૭ | મહેરબાનુ પાલનજી તારાપોરવાલા | ૩૧૦ |
| ૩૮ | મણીબેન સવરામભાઇ દેશાઇ | ૩૦૬ |
| ૩૯ | ઇચ્છાબેન પ્રાણશંકર જોષી | ૩૦૫ |
| ૩૯ | રકૈયાબાનુ અઝીમુદ્દીન સૈયદ | ૩૦૫ |
| ૪૧ | હીરા છગનલાલ પટોળાવાળા | ૩૦૪ |
| ૪૨ | ગજરાબેન નિચ્છાભાઈ નાયક | ૩૦૩ |
| ૪૩ | નંદીબેન નાગરજી તળાવીઆ | ૩૦૨ |
| ૪૪ | નાજન કાવસજી બીલીમોરીઆ | ૩૦૧ |
| ૪૫ | કુસુમબેન હકમાભાઇ ચોધરી | ૩૦૦ |
| ૪૬ | શાન્તા હરિભાઉ તેલકર | ૨૯૮ |
| ૪૭ | દેવીબેન ફકીર પટેલ | ૨૯૭ |
| ૪૮ | ભદ્રબાળા છગનલાલ વ્યાસ | ૨૯૬ |
| ૪૯ | આનંદગૌરી છોટાલાલ શાહ | ૨૯૫ |
| ૫૦ | હરવિદ્યા ડાહ્યાભાઈ મુનીમ | ૨૯૪ |
| ૫૦ | લલિતાબેન મોરારજી વશી | ૨૯૪ |
| ૫૨ | મણી પીરોજશાહ સાદરી | ૨૯૩ |
| ૫૩ | મણીગૌરી કહાનજી પટેલ | ૨૯૨ |
| ૫૩ | વેણી નાથાભાઇ પટેલ | ૨૯૨ |
| ૫૩ | મણીબેન ખંડુભાઇ પટેલ | ૨૯૨ |
| ૫૬ | વસુમતી છોટાલાલ લનવાગા | ૨૯૧ |
| ૫૭ | ભીખીબેન દયારામ ભક્તા | ૨૯૦ |
| ૫૭ | એલીનોર શીવલાલ ખ્રિસ્તી | ૨૯૦ |
| ૫૯ | કમુબેન ડાહ્યાભાઈ દેશાઈ | ૨૮૯ |
| ૫૯ | વજીઆબેન મોરારજી નાયક | ૨૮૯ |
| ૬૧ | સવિતાગૌરી પ્રાણજીવનચૌહાણ | ૨૮૮ |
| ૬૧ | દિવાળીબેન હરિભાઈ પટેલ | ૨૮૮ |
| ૬૩ | વીરમતી ડાહ્યાભાઇ ઝવેરી | ૨૮૭ |
| ૬૪ | સંતોકબેન કુંવરજી મહીડા | ૨૮૬ |
| ૬૪ | સવિતાબેન ગુલાબભાઈ પટેલ | ૨૮૬ |
| ૬૬ | રતનબેન લલ્લુભાઈ ધનગર | ૨૮૫ |
| ૬૭ | કાન્તાબેન મગનલાલ રાવળ | ૨૮૪ |
| ૬૮ | મણીગૌરી કુબેરજી મહેતા | ૨૮૩ |
| ૬૯ | ગજરાબેન ગુલાબભાઈ દેશાઈ | ૨૮૨ |
| ૬૯ | મણીબેન બાવાભાઈ પટેલ | ૨૮૨ |
| ૭૧ | મનુબેન મહાશંકર વ્યાસ | ૨૮૧ |
| ૭૧ | પ્રેમીબેન લલ્લુભાઈ સારંગ | ૨૮૧ |
| ૭૧ | જમનાબેન મણિભાઈ નાયક | ૨૮૧ |
| ૭૧ | કમળાબેન કેવળ ભાવસાર | ૨૮૧ |
| ૭૫ | ભાનુમતી મોહનલાલ પારેખ | ૨૭૯ |
| ૭૫ | સુંદરમતી નગીનચંદ અટલવજીર | ૨૭૯ |
| ૭૫ | તારાબેન લાલભાઈ દેશાઈ | ૨૭૯ |
| ૭૮ | કુંદનબેન રંગીલદાસ જરદોસ | ૨૭૭ |
| ૭૯ | ચંદનબેન મકનભાઇ સિધપુરીઆ | ૨૭૬ |
| ૭૯ | શશીકાન્તા ચંદ્રપ્રસાદ મહેતા | ૨૭૬ |
| ૮૧ | પ્રીતિ યુસફ ખ્રિસ્તી | ૨૭૫ |
| ૮૨ | કમળાબેન રણછોડજી વશી | ૨૭૨ |
| ૮૩ | વીરબાળા નટવરલાલ સુતરીઆ | ૨૭૦ |
| ૮૩ | અન્નપૂર્ણાબેન મુકુંદરાય પંડ્યા | ૨૭૦ |
| ૮૫ | કમળાબેન ડાહ્યાભાઈ નાયક | ૨૬૫ |
| ૮૬ | કીકીબેન ડુંગરા ભીલ | ૨૬૪ |
| ૮૭ | લલિતાબેન ડાહ્યાભાઈ રાઠોડ | ૨૬૩ |
| ૮૭ | કમળાબેન લલ્લુભાઇ નાયક | ૨૬૩ |
| ૮૯ | કીકીબેન મગનભાઇ દેસાઈ | ૨૬૨ |
| ૯૦ | ચંદ્રપ્રભાબેન જમીઅતરામ દલાલ | ૨૬૦ |
| ૯૧ | ઉષાબેન પુરુશોતમદાસ મહેતા | ૨૫[illegible] |
| ૯૨ | કુસુમગૌરી મગનલાલ પટેલ | ૨૫[illegible] |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૩ | તાપી નરોત્તમ મોચી | ૨૪૬ | ૮ | અલામાઈ નવરોજી શેઠના | ૩૨૧ |
| | | | ૯ | પીરોજા બમનશા ગોટલા | ૩૧૯ |
| | **કરાંચી જિલ્લો** | | ૧૦ | લક્ષ્મીબાઈ તોપનદાસ સોમ્માયા | ૩૧૩ |
| ૧ | જીજીબાઈ મોરારજી | ૩૪૯ | ૧૧ | ભાગીરથી હીરાલાલ જાની | ૩૧૨ |
| ૧ | વિદ્યાગૌરી હીરાલાલ દવે | ૩૪૯ | ૧૨ | રૂબીનાબાઇ ગોગ્રીઝ મહેતા | ૩૦૯ |
| ૩ | ભખીબાઈ હીરજી સોની | ૩૪૨ | ૧૩ | તુરગીઝ બમનશા ગોટલા | ૩૦૭ |
| ૩ | હીનાબાઈ મારકર | ૩૪૩ | ૧૪ | સમુબાઈ વીશરામ સોનાવાળા | ૨૯૬ |
| ૫ | વસંતબાઈ નરભેશંકર વ્યાસ | ૩૩૬ | ૧૫ | મણીબાઇ વીશરામ સોનાવાળી | ૨૮૯ |
| ૫ | દેવકાબાઇ પ્રેમજી રાદીઆ | ૩૩૬ | ૧૬ | લીલાવંતી મુળજી | ૨૮૦ |
| ૭ | કુંદનબાળા છોટાલાલ ઠાકર | ૩૩૫ | ૧૭ | તુલસાબાઇ મુળજી મોટનપોટ્રા | ૨૫૨ |
| | | | ૧૮ | ભાણીબાઇ રામજી ગુંડેયા | ૨૪૭ |

ઉ. ભા ના મે. એજ્યુ. ઇ. સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૨૨–૮–૩૨

(અંગ્રેજીમા સહી) એસ. એસ. કેમેરોન

એજ્યુ. ઇન્સ. ઉ. ભાં.

( ઉ. ભા.ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૩–૯–૧૯૩૨ ના પત્ર નં. ૭૮૧૦ મા કરેલી સૂચનાનુસાર. )

## ઇનામપત્રક

### મહિકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| ખડાલ | શા. છોટાલાલ ભોગીલાલે | ૨—૦—૦ | પરબફંડમાં આપ્યા. |
| ” | ” | ૭—૦—૦ | બંને સ્કૂલોમા પતાસા વહેંચ્યા. |
| ” | શાહ સોમાલાલ ભોગીલાલ મંદેશરવાળા | ૬—૦—૦ | કન્યાશાળામા પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | | ૬—૦—૦ | અંગ્રેજી સ્કૂલ ફંડમાં. |
| | ” | ૨—૦—૦ | ગુજરાતી સ્કૂલમાં વિદ્યોત્તેજક ફંડમા. |
| | ” | ૧—૦—૦ | પરબ ફંડમા. |
| | ” | ૬—૦—૦ | બંને સ્કૂલોમા પતાસાં વહેંચ્યા. |
| ” | શાહ ચુનીલાલ સાંકળચંદ છીપડીવાળા. | ૬—૦—૦ | કન્યાશાળામા પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | ” | ૭—૦—૦ | અંગ્રેજી સ્કૂલ ફંડમા |
| | ” | ૪—૦—૦ | વિદ્યોત્તેજક ફંડમા. |

| | | | |
|---|---|---|---|
| હાથીજણ | શાહ હીરાચંદ રણછોડદાસની પેઢી તરફથી | ૨—૦—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| | શાહ ભાઇચંદ છગનલાલે | ૦—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| પરબડી | ચુડાસમા ગનુભા રામસંગજીએ | ૧—૪—૦ | સાકર વહેંચી. |
| હાંસોલ | મિ. સોમનાથ મુળજીએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામના પાટીદાર ગૃહસ્થોતરફથી | ૧૫—૦—૦ | ,, |
| | પા. અંબારામ રેવનદાસે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. આતીયા પુંજીઆએ | ૨—૦—૦ | ,, |
| | મિ. કુબલા ગણેશે | ૨—૦—૦ | ,, |
| તણસા | મહેતા લક્ષ્મીશંકર હરિભાઇ પેન્શનર મહેતાજી ભાવનગર સ્ટેટનાએ | ૧૨—૦—૦ | કન્યાશાળાને મોટું ઘડિઆળ ભેટઆપ્યું. |
| | કોઠારી મનસુખલાલ ગોપાળજી | ૩—૪—૦ | ઘડિઆળની પેટી કરાવી આપી. |
| | કપોળ-દામજી રામજીએ | ૩—૮—૦ | કાચનો આરસો આપ્યો. |
| | કોઠારી કરસનદાસ લક્ષ્મીચંદે | ૫—૦—૦ | પિત્તળની ડોલ, લોટો તથા ત્રણ પ્યાલા આપ્યા. |
| | સોની મોહનલાલ લાલજીએ | ૨—૦—૦ | ત્રાંબાનો ઘડો આપ્યો. |
| અડાલજ | પટેલ ગોવિંદભાઈ પ્રભુદાસના વાલી બાઇ ડાહીબેને | ૪૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કુકડ | માસ્તર ગટોરભાઇ હીરાભાઇ | ૨—૦—૦<br>૩—૦—૦ | સાકર વહેંચી તથા<br>ગરીબ બાળકોને સ્લેટો તથા ચોપડીઓ વ્હેંચી. |
| સનાણીયા | તાલુક. જીવુભા આર ગો. તથા<br>,, ઉદયસિંહ કે. ગો. તથા<br>,, જીવુભા એચ. ગોહિલે | ૨૨—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| સુંદરાલા | બાઈ શીવકોર તથા બાઇ સંતોક પા. ઘેલદાસ આણુદાસની વિધવાઓએ | ૧૨—૦—૦ | ,, |
| | સુથાર મગન મોહને | ૧૦—૦—૦ | ,, |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ખરનાલ | અનેજડાના સુતાર જીવરામ પિતાંબરે | ૬—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | વત્તાના પટેલ સોમાભાઈ શંકરભાઈ એ | ૬—૦—૦ | ,, |
| | નાસણાના પા. શામળ રણછોડ તથા પા. લલ્લુ મનોરદાસે | ૫—૦—૦<br>૪—૦—૦ | પિત્તળના પ્યાલા<br>રકાબી ખાંડસાથે વહેંચ્યા. |

| | | |
|---|---|---|
| અહીમા | શાહ ગોરધનભાઈ નાથજી-ભાઈએ | ૨૫—૦—૦ |
| આંત્રોલી | મલીઆતજના પંડ્યા દેવશં-કર હરગોવિંદે | ૪—૦—૦ |
| | કનીપુરના શાહ મગનલાલ ગુલાબચંદે | ૬—૦—૦ |
| | શાહ શનિવાસ મગનલાલે | ૨—૦—૦ |
| | બાઈ હરિ પા. નારણ સુંથા-ની વિધવાએ | ૭૫—૦—૦ |
| | કનીપુરના વતની શા. મગ-નલાલ ગુલાબચંદે | ૧૫—૦—૦ |
| છીપડી | વાળંદ મોતીભાઈ લલ્લુભાઈએ | ૭૫—૦—૦ |
| સામરખા | પા. ભાઈલાલભાઈ નારણ-ભાઈએ | ૫—૦—૦ |
| | પા. નરસિભાઈ માધવભાઈએ | ૫—૦—૦ |
| સુરાસામળ | મરીડાના પા. છોટાભાઈ ઝવે-રભાઈએ | ૬૦—૦—૦ |
| આમોદ | વડોદરાના પા. અંબાલાલ બાબરભાઈએ | ૩૩—૧૪—૦ |
| | ,, પા. નાથાભાઈ બહેચરભાઈએ | ૧૮—૮—૦ |
| કહાનવાડી | મુજપરના ઠક્કર પીનામ્બર હરગોવનદાસે | ૨૨—૮—૦ |
| | જાયાપુરીના ઠક્કર ચીમનલાલ જાદવજીએ | ૨૨—૮— |
| દહેમી | અલારસાના પા. દેશાઈ ભાઈજીએ | ૨૨—૪— |
| | આણંદના મિ. ઝવેરભાઈ કસીભાઈએ | ૪૧—૮— |
| | બોરીઆવીના પા. ભાઈજી જેસંગભાઈએ | ૩૫—૪— |

| | | | |
|---|---|---|---|
| દહેમી | કિન્ખલોડના પા. આશાભાઈ લલ્લુભાઈએ | ૩૫—૦—૦ | જર્મનના પ્યાલા,પતાસાં વહેંચ્યાં, ફંડમાં આપ્યા. |
| લાલી | શા. પોપટલાલ મલુકચંદે | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | બાઈ રેવા પા. આત્મારામ છગનની વિધવાએ | ૧—૦—૦ | " |
| વાસ્ના | પા. કાલીદાસ રણછોડભાઈએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. આદિતભાઈ દાજીભાઇ એ | ૧૨—૦—૦ | " |
| કંજોડા | શાહ અમૃતલાલ ગીરધરદાસે | ૨૦—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ તથા સ્લેટો વહેંચી. |
| ગોલેલ | બાઈ ખોટી પાટણવાડીઆ ભાઈજી લખાભાઈની વિધવાએ | ૧૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. શંકરભાઈ નારણદાસે | ૧૦—૦—૦ | " |
| સુરકુવા | મિ. લલ્લુભાઈ ખુશાલભાઈએ | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | મિ. હરમાનભાઈ રામદાસે | ૧૫—૦—૦ | જર્મનના પ્યાલા રકાબી વહેંચ્યા. |
| આમરોલ | રાઠોડ ડાભઈ કાભઈએ | ૨૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બામણગામના શા. વાડીલાલ ગોપાળદાસે | ૨૦—૦—૦ | " |
| શીંગળાવ | ભેટાશીના પા. પ્રભુદાસ જીવાભાઈએ | ૨૦-૧૨—૦ | કન્યાઓને ઓઢણીઓ તથા સ્કૂલમાં પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી. |
| | પા. શંકરભાઈ નાગરભાઈએ | ૧૨-૧૦—૦ | સ્કૂલમાં પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી. |
| શીંગળાવ | ખડોલના પા. છબાભાઇ પ્રભુદાસે | ૧૩-૧૫—૦ | સ્કૂલમાં પતાસાં તથા પ્યાલા વહેંચ્યા. |
| | મિ. રેવાશંકર સદારામ તથા | ૨૦-૧૪—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. શનાભાઈ વહાલાભાઇએ | ૨૦-૧૪—૦ | " |
| અહીમા | પગી ભાઇજી દાજીભાઈએ | ૨૫—૦—૦ | " |
| કરોલી | ઠક્કર ચુનિલાલ જગજીવને | ૯—૦—૦ | વિદ્યાર્થીઓને પિત્તળના પ્યાલા રકાબી તથા પતાસાં વહેંચ્યાં. |
| ગાજણા | ઠાકોર શ્રી મોતીસિંહજી મહેરામણ સિંહજીએ | ૧૨—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | " | ૩—૦—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| | પંડયા મણીશંકર હરિભાઇએ | ૧૨—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| ગાજણા | મિ. ગલાબસંગ ફૂલાભાઇ જાદવે | ૧૨—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને |
| | મિ. રતીલાલ લલ્લુભાઇ ઠક્કરે | ૧૨—૦—૦ | ,, [જમાડયા |
| ભાનેર | શાહ ચુનિલાલ નંદલાલબીન રણછોડદાસે | ૪—૦—૦<br>૨—૮—૦ | પતાસાં વહેંચ્યાં તથા પિત્તળની પવાલી પરબમાં આપી. |
| વાલ્લાવર્ગ | મિ. ગોરધનદાસ મોતીરામ પંડયાએ | ૧૨—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભાનેર | રૂદણના શા. આશાલાલ કહાનદાસે | ૩—૦—૦ | શરબત વહેંચી. |
| | સ્કૂલના શિક્ષકોએ મળી | ૩—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| વડથલ | ઠક્કર ડાહ્યાભાઇ વનમાળીદાસે | ૪૧—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| હેરંજ | ગરાસીઆ મહીડા ફુલજીભાઇ હરિભાઇએ | ૧૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગરાસીઆ અમરસંગ બેચરભાઇએ | ૭—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | શાહ આશારામ લખમીચંદે | ૨—૮—૦ | ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ વહેંચી. |
| વરસોળા | પીઝના શીવાભાઇ શંકરભાઇ પટેલે | ૧૨—૦—૦ | કન્યાઓને જર્મનસિલ્વરના ટાટ વહેંચ્યા તથા છોકરાઓને પતાસાં વહેંચ્યાં. |
| | સિહુંજના ધનજીભાઇ અંબાઇદાસ પટેલે | ૭—૮—૦ | કન્યાઓને જર્મનસિલ્વરનાં પવાલાં તથા છોકરાઓને પતાસા વહેંચ્યાં. |
| કનીજ | સુતાર આત્મારામ ઇશ્વરભાઇએ | ૧૦—૮—૦ | સ્કૂલમાં પરબ બેસાડી. |
| નામણ | ગામલોક તરફથી | ૨૭—૮—૦ | પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા તથા વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બાઇ ઝવેર બારૈઆ ભાઇજી ભક્તિની વિધવાએ | ૧૮—૪—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મેલગઢ | પટેલ ગલાભાઇ શામળે | ૧૨—૦—૦ | ,, |
| | પા. ચતુરભાઇ મૂળજીભાઇ તથા બીજા ગૃહસ્થોએ મળી | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| રાણીયા | ઠાકોર સાહેબ ગણપતસંગ જસવંતસંગે | ૩—૦—૦ | ,, |
| | શા. જેઠાલાલ અમીચંદ નરમાલીનાએ | ૮—૦—૦ | પતાસાં પુસ્તકો તથા કપડા વહેંચ્યાં. |

---

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૧] ડિસેમ્બર સને ૧૯૩૨ [અંક ૧૨


## શાળા એ સમાજનું અંગ છે

સમાજ એ અનેક કુટુંબોનો સમૂહ છે. કુટુબમાં માતા, પિતા, પુત્ર-પુત્રી વગેરે વ્યક્તિઓ એક બીજાના સહકાર અને સ્નેહના તંત્રથી જીવન ગુજારે છે. સમાજમા ભિન્ન ભિન્ન પ્રકારના કુટુંબોની વ્યક્તિઓનો એક-બીજા સાથે જીવનવ્યવહાર ચાલે છે. ગૃહ, જ્ઞાતિ, શાળા, ધર્મસંસ્થા, રાજ-વ્યવસ્થા વગેરે સમાજની સંસ્થાઓની અરસપરસ અસરથી બાળકનું જીવન ઘડાય છે. સમાજના આદર્શ તથા પ્રવૃત્તિનુ પ્રતિબિંબ શાળામા હોવું જોઈએ, કારણ કે જે ભાવનાનું સેવન વિદ્યાર્થી શાળામા કરે છે તેનો અનુભવ તેને જાહેર જીવનમાં કરવાનો હોય છે. જ્યારે શાળાની પ્રગતિ સમાજમાં થતા ફેરફાર સાથે બંધબેસતી હોતી નથી, ત્યારે વિદ્યાર્થી શાળા છોડયા પછી ઘણો મુઝાય છે. કેવી રીતે જીવન ગુજારવું એ તેને મહા પ્રશ્ન થઈ પડે છે. કેટલીક વખત હોશિયાર વિદ્યાર્થીઓ તેમના મનોબળ અને હૃદયની શક્તિને આધારે સમાજના ધ્યેયને અનુકૂળ તેઓ જીવનમા પરિવર્તન કરી શકે છે, પણ સાધારણ રીતે તો શાળા એ જીવનની તૈયારીની તાલીમ આપવાની સંસ્થા છે. જો શાળા અને સમાજની પ્રવૃત્તિઓ વચ્ચે વિરોધ હોય છે, તો વિદ્યાર્થીઓ તેમના જીવનના આદર્શનો અનુભવ કરી શકતા નથી અને તેમની શક્તિ છિન્નભિન્ન-અવ્યવસ્થિત થઈ જાય છે. આ કારણને લીધે દરેક યુગમાં સમાજની ભાવનામાં જેવો ફેરફાર થાય છે તેવો ફેરફાર શાળાની પ્રવૃત્તિમાં

જોવામાં આવે છે. જ્યારે વસ્તુસ્થિતિ ઉલટી હોય છે ત્યારે વ્યક્તિને તેમજ સમાજને ઘણી હાનિ થાય છે. આ બાબત સ્પષ્ટ કરવાને વ્યક્તિ અને સમાજનો અરસ્પરસ કેવો સંબંધ છે તે જોઈએ.

સમાજ એક આપણા શરીર જેવું અંગી છે. જેમ જુદા જુદા અવયવોની અરસ્પરસ ક્રિયાથી શરીરનો નિર્વાહ થાય છે, તેમ સમાજનાં જુદાં જુદાં અંગની પ્રવૃત્તિથી તેની પ્રગતિ થાય છે. જેમ શરીરની સ્વસ્થતા અને આરોગ્ય ઉપર જુદા જુદા અવયવોની શક્તિનો આધાર છે તેમ સમાજના સામર્થ્ય અને શક્તિવડે વ્યક્તિઓનું પોષણ અને વિકાસ થાય છે. આ પ્રમાણે શાળાની અસર સમાજ ઉપર થાય છે અને સમાજની અસર શાળા ઉપર થતી જોવામાં આવે છે. આ બંને સંસ્થાઓ એકબીજાથી નિરાળી થઈ શકે એમ નથી. જેમ આપણો હાથ શરીરથી છુટો પડતાં તે હાથ કહેવાતો નથી, તેમ જે વ્યક્તિ સમાજથી છુટી પડે છે તેને સમાજની પ્રાકૃતિક તેમજ માનસિક સંપત્તિનો લાભ મળતો નથી. જ્યારે સમાજ નિર્બળ સ્થિતિમાં આવી પડે છે, ત્યારે શાળામાં તૈયાર થએલી વ્યક્તિઓમાં જેમ અને શક્તિ હોય છે તો તેઓ સમાજમાં સુધારો કરી તેને ઉચ્ચ સ્થિતિએ લાવે છે.

આ પ્રમાણે શાળા એ સમાજનું અંગ છે એટલે તેની પ્રવૃત્તિનું પ્રતિબિંબ તેમાં પડે છે એટલુંજ નહિ, પણ સુવ્યવસ્થિત શાળાની સારી અસર સમાજ ઉપર થાય છે; તેથી કેળવણીકારની એક ખાસ ફરજ છે કે શાળાની વ્યવસ્થા સમાજની પ્રવૃત્તિને અનુકૂળ થઈ પડે તેવી કરવી જોઈએ. જ્યારે સમાજમાં અનેક જાતના આર્થિક, માનસિક, આત્મિક કે પ્રાકૃતિક ફેરફાર થતા હોય અને શાળા છેલ્લાં પચાસ કે સાઠ વર્ષ ઉપરની ભાવના મુજબ કામ કરતી હોય છે; ત્યારે શાળા તેમજ સમાજનું શ્રેય સાધી શકાતું નથી. આ દૃષ્ટિથી જોતાં આપણી શાળાઓ ઘણી પાછળ પડી ગઈ છે. છેલ્લાં ત્રીસ વરસમાં ઘણા ફેરફારો આપણા સમાજમાં થયા છે. હાલમાં પ્રજાનું માનસ કેટલું બદલાઈ ગએલું છે. ખાનપાન આહારવ્યવહાર, ધર્મ કે સમાજની કોઈ પણ અંગની સ્થિતિમાં મહાન ફેરફારો થએલા જોવામાં આવે છે. શાળાનું જીવન તેને પહોંચી વળવાને માટે ઘડવામાં આવ્યું છે ? શાળાની પ્રવૃત્તિની અસર સમાજનાં બધાં અંગો ઉપર થોડી કે વધતી થાય છે અને તેને લીધે આખરે તેનું જીવનસ્વરૂપ નક્કી થાય છે. આ કારણને લીધે સામાજિક પરિવર્તનને અનુકૂળ શાળામાં જો ફેરફાર કરવામાં આવે તો વ્યક્તિ તેમજ સમાજ બંનેને તે લાભકારક છે.

પ્રાશ્ચાત્ય દેશમાં હાલમાં જે ત્રણ મોટા ફેરફાર સમાજમાં થયા છે તેનું પ્રતિબિંબ શાળાના જીવનમાં દૃષ્ટિગોચર થાય છે. આપણું જીવન દિવસે દિવસે ઉદ્યોગપ્રધાન થતું જાય છે. ખેતીપ્રધાન જીવનમા પરિવર્તન થવાથી તેની અસર સમાજ ઉપર ભારે થઈ છે અને તેને લીધે વ્યક્તિની પ્રવૃત્તિમાં પણ મોટો ફેરફાર જોવામાં આવે છે. ઔદ્યોગિક જીવનને અંગે જે ગુણોનો વિકાસ વ્યક્તિમાં થાય છે તે ખેતીમય જીવનને અનુકૂળ હોતા નથી. આ કારણને લીધે જે દેશમાં ઔદ્યોગિક પરિવર્તન થયું છે ત્યાં સમાજ-યંત્રના બધાં ચક્રોની ગતિમાં ફેરફાર થયો છે અને તેને લીધે વ્યક્તિના જીવનનો હેતુ પણ બદલાઈ ગયો છે.

આની સાથે સંબંધ ધરાવતી બીજી બાબત વૈજ્ઞાનિક દૃષ્ટિની છે. જગતમાં સર્વત્ર કુદરતના નિયમનું સામ્રાજ્ય છે. કુદરતમાં ક્રમ, વ્યવસ્થા અને નિયમ તેના દરેક ક્ષેત્રમાં જોવામા આવે છે. આવી દૃઢ માન્યતાને લીધે જુના જીવનના આદર્શ અને પ્રવૃત્તિમા મોટો ફેરફાર થએલો જોવામાં આવે છે. વહેમ, કલ્પના, નિરંકુશ ખ્યાલ વગેરે અસ્વાભાવિક માનસિક ક્રિયાઓને બદલે નિયમની અસ્ખલિત સત્તા ડગલે ડગલે અનુભવવામાં આવે છે, તેથી ધર્મ, રાજ્ય, ગૃહ વગેરે સમાજનાં અંગની પ્રવૃત્તિમાં મહાન પરિવર્તન થયુ છે. બીજા શબ્દોમાં કહીએ તો હાલમાં દરેક બનાવની કસોટી બુદ્ધિની સ્વતંત્ર ક્રિયાથી કરવામાં આવે છે. વ્યક્તિના વિચારમાં આવી રીતની વૈજ્ઞાનિક પદ્ધતિ હોવાથી ભવિષ્યની પ્રવૃત્તિનો નિર્ણય મીઠા તરંગ કે કલ્પનાને વશ થઈ કરવાનો નથી, પણ જે વસ્તુસ્થિતિ હોય છે તેના ઉપરથી આગળ ઉપર શું થશે તેનો નિર્ણય કરવામાં આવે છે.

આ પ્રમાણેના વ્યક્તિ સ્વાતંત્ર્યના ફળ રૂપે હાલમાં જગતમાં સર્વત્ર પ્રજાશાસનની ભાવના આગળ ધપતી જોવામા આવે છે. પ્રજાનું હિત સાચવવું અને તેની પ્રગતિ કરવી એ રાજ્યનો ધર્મ છે એવો વિચાર ઘણી ઝડપથી સમાજમાં ફેલાતો જાય છે. રાજાઓના દૈવી હકની ભાવના એ હાલમાં એક પ્રાચીન જીર્ણ વસ્તુ જેવી લાગે છે, અને દરેક વ્યક્તિને પોતાનો આત્મનિર્ણય કરવાનો હક હોવાથી તેને તેની જીવનની વ્યવસ્થા કરતાં આવડવું જોઈએ એવો વિચાર સર્વ સામાન્ય થતો જાય છે. ટૂંકામાં ઔદ્યોગિક જીવન, વૈજ્ઞાનિક દૃષ્ટિ તથા પ્રજાશાસન એ હાલમાં આપણા જીવનનાં મુખ્ય પ્રેરક બળ છે. તે સિદ્ધ કરવાને માટે શાળાની વ્યવસ્થા હોવી જોઈએ. જ્યાંસુધી આ ત્રણ બાબત શાળાના જીવનમાં જોવામાં આવે નહિ, ત્યાંસુધી વિદ્યાર્થીની ભાવના સત્ત્વહીન અને અપૂર્ણ હોય એ

સ્વાભાવિક છે. જો આપણે વિદ્યાર્થીનું જીવન સમાજની પ્રવૃત્તિને અનુકૂળ કરવું હોય તો ઉપર જણાવેલા ત્રણ વિચાર લક્ષમાં રાખી શાળાનું ધ્યેય, શાળાનું સાહિત્ય, અભ્યાસક્રમ તથા શિક્ષકોની તાલીમની વ્યવસ્થા નક્કી કરવી જોઈએ.

## ભૂગોળશિક્ષણ અને હસ્તકામ

બાળકના મગજ ઉપર જે સંસ્કાર પડે તેનો અવશ્ય આવિર્ભાવ થવો જોઈએ અને તેના મગજ ઉપર જે ક્રિયા થાય તેની પ્રતિક્રિયા થવી જોઈએ. આ નિયમે શિક્ષણશાસ્ત્રમાં મોટો ફેરફાર ઉપજાવ્યો છે. તેની જ્ઞાનેન્દ્રિયોદ્વારા બાળકના મગજમાં જે છાપ પડે છે તે વાસ્તવિક જ્ઞાન માટે પુરતી નથી. જ્યાંસુધી તે છાપનો આવિર્ભાવ બોલી કે લખીને થતો નથી ત્યાંસુધી તે જ્ઞાન ઝાંખું અને અપૂર્ણ રહે છે. આ કારણને લઈને શાળામાં હાલમાં હસ્તકામને એક જરૂરના વિષય તરીકે ગણવામાં આવ્યો છે. બાળક અમુક બાબત ભણે છે તેથી તે બરાબર સમજ્યો છે એમ કહી શકાય નહિ. તેની સ્પષ્ટ અને સચોટ છાપ માટે તો તેની પાસે ક્રિયા કરાવીને જ્ઞાનને વધારે દૃઢ કરવાની ખાસ જરૂર છે. દરેક વ્યક્તિને સંસાર વહેવારમાં તેના જ્ઞાનનો જુદા જુદા પ્રસંગે ઉપયોગ કરવો પડે છે. વળી તેના મગજના જે વિચાર હોય તેને તે અણીના વખતે ઉથલાવીને તેમાં જે વિચાર અનુકૂળ હોય તેનો તે સ્વીકાર કરે છે અને પછી તેનો અમલ કરે છે. આવી રીતે જ્ઞાનની પુનર્રચના કરવાને વારેવારે આપણને જરૂર પડે છે અને તેનો જોઈતો ઉપયોગ કરીને જ્ઞાનને વધારે સમૃદ્ધ કરવામાં આવે છે. જ્ઞાનની આવી કુદરતી પ્રણાલિકામાં મગજમાં પડેલા સંસ્કારનું પુનરાવર્તન થતું નથી, પણ તેમાં યોગ્ય ફેરફાર કરી પ્રસંગને અનુસરી તેની નવીન રચના ઘડવામાં આવે છે. આ ઉપરથી સહજ સમજાશે કે બાળક શાળામાં ફક્ત સાંભળ્યા કે જોયા કરે તે યથાર્થ જ્ઞાન માટે પુરતું શિક્ષણ નથી. ખરી રીતે તો તે જે કંઈ સાંભળે કે જુએ તેનો ઉપયોગ કોઈ પણ જાતની ક્રિયાદ્વારા શિક્ષકે કરાવવો જોઈએ કે જેથી તેના મગજમાંના સંસ્કાર દૃઢ અને સ્પષ્ટ થાય.

હાલમાં ભૂગોળશિક્ષણમાં મોટો ફેરફાર થએલો જોવામાં આવે છે. ભૂગોળને શાસ્ત્રીય વિષય ગણવાથી તે શીખવવામાં બાળકોને ઘણી રસિક હકીકત પુરી પાડવામાં આવે છે અને વળી તે સંબંધી કાર્યકારણની ઘટના પરત્વે તેમનું લક્ષ ખેંચવામાં આવે છે. અમુક હકીકત આ પ્રમાણે અમુક

દેશમાં શા માટે હોય છે તેનો પ્રાકૃતિક કારણને આધારે ખુલાસો કરવામાં આવે છે. આને લીધે તેની તર્કશક્તિને પ્રોત્સાહન મળે છે અને ગોખણપટ્ટીની રીતને તિલાંજલિ આપવામાં આવે છે. વળી આ નવીન દૃષ્ટિ ઉપરાંત ભૂગોળશિક્ષણમાં મનુષ્યને લગતી બાબતો ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. બાળકના જીવનની સાથે સંબંધ ધરાવતી હકીકતમાં તેને વધારે રસ ઉપજે એ સ્વાભાવિક છે. સિદ્ધાંતની દૃષ્ટિથી આવા ફેરફાર ભૂગોળ-શિક્ષણમાં હાલ જોવામાં આવે છે, પણ બાળકનું જ્ઞાન સારી રીતે દૃઢ અને સચોટ બનાવવાને માટે તો હસ્તકામની યોજના કરવામાં આવી છે.

એક શિક્ષક ગુજરાતના પર્વતો જેવા કે આબુ, પાવાગઢ, રાજપીપળા, શેત્રુંજો, બરડા વગેરે કહી જાય. તે સંબંધી ઉપયોગી હકીકતનું વર્ણન પણ કરવામાં આવે, તોપણ જ્યાંસુધી બાળક તે જ્ઞાનને ક્રિયાદ્વારા દૃઢ કરતું નથી ત્યાંસુધી તે શિક્ષણની છાપ ઝાંખી પડે છે. આ કારણને લીધે હવે શિક્ષક કા. પા. પર તેના વિષયને લગતા નકશાનું ખોખું કાઢે છે. ગુજરાતના પર્વત શીખવતી વખતે ગુજરાતનું ખોખું કા. પા. માં દોરવું જોઈએ. અને તેની સાથે બાળકની સ્લેટમાં અથવા નોટમાં તેવું ખોખું દોરાવવું જોઈએ. હવે શિક્ષક જેમ જેમ આબુ, પાવાગઢ વગેરે પર્વત સંબંધી વર્ણન કરતો જાય, તેમ તેમ તેણે ખોખામાં તે પર્વતોની સ્થિતિ બતાવવી જોઈએ, અને બાળકોએ પણ તે પ્રમાણે ખોખામા તેવી ક્રિયા કરવી જોઈએ. આવા મહાવરાથી તેમને વિશેષ ધ્યાન આપવું પડે છે. વળી તેમના હાથના ઉપયોગને લીધે જે ક્રિયા થાય છે, તેથી તેના મગજ ઉપર સચોટ છાપ પડે છે. આ પ્રમાણે નદી, દરીઆકિનારા, આબોહવા, ખેતી, ખનીજ, રેલવે વગેરે સામાન્ય જ્ઞાનની બાબતો શીખવતી વખતે જો શિક્ષક અવશ્ય ઉપર જણાવ્યા મુજબ નકશાનો ઉપયોગ કરે તો વિદ્યાર્થીને સારો લાભ થાય છે, તેમને તે વિષયમાં રસ પડે છે એટલુંજ નહિ પણ તે જ્ઞાન તેમના મગજમાં સ્થાયી સ્વરૂપ પકડે છે. અલબત્ત આવી રીતના ભૂગોળશિક્ષણમાં શિક્ષકને વધારે મહેનત કરવી પડે છે. વળી તેને માટે જોઈતી તૈયારી કરવી પડે છે, પણ જુની રીત પ્રમાણે બાળક નકશામા વારંવાર જોઈને ગામ બનાવવાનું શીખે તેના કરતાં આ પદ્ધતિ વધારે ફળદાયી છે. તેમાં તે જાતે વિચાર કરે છે અને શિક્ષક જે ઉપયોગી બાબત શીખવે છે તે તે સહેલાઈથી રસપૂર્વક શીખે છે. ઘણી વખત ભૂગોળની નિરુપયોગી, નીરસ અને ઝીણી ઝીણી બાબતો શીખવવાથી વિદ્યાર્થીને કંઈ ફાયદો થતો નથી, પણ ઉલટો તેને તે વિષયનો કંટાળો આવે છે.

સ્વાભાવિક છે. જો આપણે વિદ્યાર્થીનું જીવન સમાજની પ્રવૃત્તિને અનુકૂળ કરવું હોય તો ઉપર જણાવેલા ત્રણ વિચાર લક્ષમાં રાખી શાળાનું ધ્યેય, શાળાનું સાહિત્ય, અભ્યાસક્રમ તથા શિક્ષકોની તાલીમની વ્યવસ્થા નક્કી કરવી જોઈએ.

## ભૂગોળશિક્ષણ અને હસ્તકામ

બાળકના મગજ ઉપર જે સંસ્કાર પડે તેનો અવશ્ય આવિર્ભાવ થવો જોઈએ અને તેના મગજ ઉપર જે ક્રિયા થાય તેની પ્રતિક્રિયા થવી જોઈએ. આ નિયમે શિક્ષણશાસ્ત્રમાં મોટો ફેરફાર ઉપજાવ્યો છે. તેની જ્ઞાનેન્દ્રિયોદ્વારા બાળકના મગજમાં જે છાપ પડે છે તે વાસ્તવિક જ્ઞાન માટે પુરતી નથી. જ્યાંસુધી તે છાપનો આવિર્ભાવ બોલી કે લખીને થતો નથી ત્યાંસુધી તે જ્ઞાન ઝાંખું અને અપૂર્ણ રહે છે. આ કારણને લઈને શાળામાં હાલમાં હસ્તકામને એક જરૂરના વિષય તરીકે ગણવામાં આવ્યો છે. બાળક અમુક બાબત ભણે છે તેથી તે બરાબર સમજ્યો છે એમ કહી શકાય નહિ. તેની સ્પષ્ટ અને સચોટ છાપ માટે તો તેની પાસે ક્રિયા કરાવીને જ્ઞાનને વધારે દૃઢ કરવાની ખાસ જરૂર છે. દરેક વ્યક્તિને સંસાર વહેવારમાં તેના જ્ઞાનનો જુદા જુદા પ્રસંગે ઉપયોગ કરવો પડે છે. વળી તેના મગજના જે વિચાર હોય તેને તે અણીના વખતે ઉથલાવીને તેમાં જે વિચાર અનુકૂળ હોય તેનો તે સ્વીકાર કરે છે અને પછી તેનો અમલ કરે છે. આવી રીતે જ્ઞાનની પુનર્રચના કરવાને વારેવારે આપણને જરૂર પડે છે અને તેનો જોઈતો ઉપયોગ કરીને જ્ઞાનને વધારે સમૃદ્ધ કરવામાં આવે છે. જ્ઞાનની આવી કુદરતી પ્રણાલિકામાં મગજમાં પડેલા સંસ્કારનું પુનરાવર્તન થતું નથી, પણ તેમાં યોગ્ય ફેરફાર કરી પ્રસંગને અનુસરી તેની નવીન રચના ઘડવામાં આવે છે. આ ઉપરથી સહજ સમજાશે કે બાળક શાળામાં ફક્ત સાંભળ્યા કે જોયા કરે તે યથાર્થ જ્ઞાન માટે પુરતું શિક્ષણ નથી. ખરી રીતે તો તે જે કંઈ સાંભળે કે જુએ તેનો ઉપયોગ કોઈ પણ જાતની ક્રિયાદ્વારા શિક્ષકે કરાવવો જોઈએ કે જેથી તેના મગજમાંના સંસ્કાર દૃઢ અને સ્પષ્ટ થાય.

હાલમાં ભૂગોળશિક્ષણમાં મોટો ફેરફાર થએલો જોવામાં આવે છે. ભૂગોળને શાસ્ત્રીય વિષય ગણવાથી તે શીખવવામાં બાળકોને ઘણી રસિક હકીકત પુરી પાડવામાં આવે છે અને વળી તે સંબંધી કાર્યકારણની ઘટના પરત્વે તેમનું લક્ષ ખેંચવામાં આવે છે. અમુક હકીકત આ પ્રમાણે અમુક

દેશમાં શા માટે હોય છે તેનો પ્રાકૃતિક કારણને આધારે ખુલાસો કરવામાં આવે છે. આને લીધે તેની તર્કશક્તિને પ્રોત્સાહન મળે છે અને ગોખણપટ્ટીની રીતને તિલાંજલિ આપવામાં આવે છે. વળી આ નવીન દૃષ્ટિ ઉપરાંત ભૂગોળશિક્ષણમાં મનુષ્યને લગતી બાબતો ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. બાળકના જીવનની સાથે સંબંધ ધરાવતી હકીકતમાં તેને વધારે રસ ઉપજે એ સ્વાભાવિક છે. સિદ્ધાંતની દૃષ્ટિથી આવા ફેરફાર ભૂગોળશિક્ષણમાં હાલ જોવામાં આવે છે, પણ બાળકનું જ્ઞાન સારી રીતે દૃઢ અને સચોટ બનાવવાને માટે તો હસ્તકામની યોજના કરવામાં આવી છે.

એક શિક્ષક ગુજરાતના પર્વતો જેવા કે આબુ, પાવાગઢ, રાજપીપળા, શેત્રુંજો, બરડા વગેરે કહી જાય. તે સંબંધી ઉપયોગી હકીકતનું વર્ણન પણ કરવામાં આવે, તોપણ જ્યાંસુધી બાળક તે જ્ઞાનને ક્રિયાદ્વારા દૃઢ કરતું નથી ત્યાંસુધી તે શિક્ષણની છાપ ઝાંખી પડે છે. આ કારણને લીધે હવે શિક્ષક કા. પા. પર તેના વિષયને લગતા નકશાનું ખોખું કાઢે છે. ગુજરાતના પર્વત શીખવતી વખતે ગુજરાતનું ખોખું કા. પા. માં દોરવું જોઈએ. અને તેની સાથે બાળકની સ્લેટમાં અથવા નોટમાં તેવું ખોખું દોરાવવું જોઈએ. હવે શિક્ષક જેમ જેમ આબુ, પાવાગઢ વગેરે પર્વત સંબંધી વર્ણન કરતો જાય, તેમ તેમ તેણે ખોખામાં તે પર્વતોની સ્થિતિ બતાવવી જોઈએ, અને બાળકોએ પણ તે પ્રમાણે ખોખામાં તેવી ક્રિયા કરવી જોઈએ. આવા મહાવરાથી તેમને વિશેષ ધ્યાન આપવું પડે છે. વળી તેમના હાથના ઉપયોગને લીધે જે ક્રિયા થાય છે, તેથી તેના મગજ ઉપર સચોટ છાપ પડે છે. આ પ્રમાણે નદી, દરીઆકિનારા, આબોહવા, ખેતી, ખનીજ, રેલવે વગેરે સામાન્ય જ્ઞાનની બાબતો શીખવતી વખતે જો શિક્ષક અવશ્ય ઉપર જણાવ્યા મુજબ નકશાનો ઉપયોગ કરે તો વિદ્યાર્થીને સારો લાભ થાય છે, તેમને તે વિષયમાં રસ પડે છે એટલુંજ નહિ પણ તે જ્ઞાન તેમના મગજમાં સ્થાયી સ્વરૂપ પકડે છે. અલબત્ત આવી રીતના ભૂગોળશિક્ષણમાં શિક્ષકને વધારે મહેનત કરવી પડે છે. વળી તેને માટે જોઈતી તૈયારી કરવી પડે છે, પણ જુની રીત પ્રમાણે બાળક નકશામાં વારંવાર જોઈને ગામ બનાવવાનું શીખે તેના કરતાં આ પદ્ધતિ વધારે ફળદાયી છે. તેમાં તે જાતે વિચાર કરે છે અને શિક્ષક જે ઉપયોગી બાબત શીખવે છે તે તે સહેલાઈથી રસપૂર્વક શીખે છે. ઘણી વખત ભૂગોળની નિરુપયોગી, નીરસ અને ઝીણી ઝીણી બાબતો શીખવવાથી વિદ્યાર્થીને કંઈ ફાયદો થતો નથી, પણ ઉલટો તેને તે વિષયનો કંટાળો આવે છે.

હાલમાં ભૂગોળશિક્ષણમાં નવીન દ્રષ્ટિથી ઘણે ઠેકાણે શિક્ષણ આપવામાં આવે છે, પણ તેમાં ઉપર જણાવ્યા મુજબ નકશાનો ઉપયોગ ઘણો થોડો કરવામાં આવે છે. જે શિક્ષકોએ ભૂગોળશિક્ષણ સાથે હસ્તકામ કર્યું હશે તેઓ બેધડક કહી શકે છે કે તેને લીધે બાળકોને તે વિષય શીખવામાં રસ પડે છે અને તેથી તેઓ તે બાબત વધારે સારી રીતે સમજીને શીખે છે. બાળક ભૂગોળની અમુક બાબતો ગોખીને તૈયાર કરે તેમાં પ્રથમ તો થોડો વખત લાગે છે, પણ તે જ્ઞાન કાચું હોવાથી બાળક યાદ રાખી શકતું નથી. ભૂગોળમાં હસ્તકામને લીધે શરૂઆતમાં થોડું કામ થાય છે. પણ આખરે તેની અસર ઘણી સારી જોવામાં આવે છે. આ ઉપરથી શિક્ષકવર્ગ, જો ભૂગોળશિક્ષણમાં હસ્તકામનો ઉપર જણાવ્યા મુજબ ઉપયોગ કરશે તો બાળકોને સારો ફાયદો થવાનો સંભવ છે.

---

## હરપાળ મકવાણો અને ગુજરાતમાં ઝાલાઓ અને દેસાઈઓનો અમલ

---

ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં ઝાલાઓનાં પરાક્રમો ઉંચું સ્થાન મેળવી શકે છે. ઝાલાઓનો ઇતિહાસ હરપાળ મકવાણાથી શરૂ થાય છે.

કરણઘેલાનું પુસ્તક જેમણે વાંચેલું હશે તેમણે હરપાળના ઇતિહાસમાં તેના પરાક્રમોમાં આનંદ અને રસ અનુભવ્યાં હશે. આ પુસ્તક નવલકથા હોઈ તેની અંદર આપેલી હકીકતને ઇતિહાસ તરીકે સ્વીકારતાં સંભાળ રાખવી ઘટે છે. તેમાં આપેલી હકીકત ટુંકમાં નીચે પ્રમાણે છેઃ—

કચ્છદેશમાં કિરંતીગઢમાં વેહિયાસ નામનો રાજા રાજ્ય કરતો હતો. વેહિયાસના મરણ વખતે તેના પુત્ર કેસરે, સામૈયા ગામના રાજા હમીર સુમરાને હરાવવા વચન આપેલું અને પિતાના મરણ બાદ ૧૩ દિવસમાં કેસરે તેને હરાવેલો. કાળક્રમે હમીરે કિરંતીગઢ પર વળતો હુમલો કર્યો અને કેસરને હરાવ્યો અને તેનું રાજ્ય જીતી લીધું. કેસરનો પુત્ર હરપાળ પિતાના મરણ વખતે નાનો હોવાથી ગુજરાતમાં આવ્યો. ગુજરાતનો રાજા કરણવાઘેલો હરપાળનો મસિઆઈ ભાઈ થતો હતો એટલે તેના તરફથી હરપાળને મદદ મળત, પણ તે સ્વપરાક્રમમાં માનનારો હોવાથી યાચના કરે તેવો ન હતો. યોગ્ય પ્રસંગ મળ્યે પોતાનાં પરાક્રમો વડે તે કીર્તિ સંપાદન કરવા માગતો હતો. ગુજરાતમાં આવ્યા બાદ હરપાળનાં લગ્ન એક અદ્ભુત

દૈવી શક્તિ ધરાવનાર બાઈ સાથે થયાં અને ત્યારથી હરપાળના ભાગ્યનો ઉદય થવા લાગ્યો.

પાટણમાં કરણ વાઘેલાની રાણી ફૂલારાણીને ભૂત વળગેલું, જે હરપાળે પોતાની મંત્રશક્તિથી કાઢ્યું. આથી કરણ પ્રસન્ન થયો અને જે માગે તે ઇનામમા આપવાનું તેને કહ્યું. એક રાતમા પોતે જેટલા ગામોને તોરણ બાંધે તેટલાં ગામો ઇનામમાં આપવા હરપાળે માગણી કરી અને કરણે તે સ્વીકારી. પોતાની સ્ત્રીની દૈવી શક્તિની મદદથી હરપાળે એક રાતમાં ૨૦૦૦ ગામોને તોરણો બાંધ્યાં. આટલાં બધાં ગામો આપી દેવાં તે કરણને ગમ્યું નહિ, એટલે તેની રાણી ફૂલારાણીએ હરપાળ પાસેથી બ્હેન તરીકે કંઈ ભેટની માગણી કરી અને હરપાળે તેને ભાલનાં ૫૦૦ ગામડાં કાપડા તરીકે પાછાં આપ્યાં.

કરણઘેલામાં આપેલી ઉપરની કથા નવલકથા છે. ઝાલાઓ કહે છે કે હરપાળ મકવાણો કરણ સોલંકીના વખતમાં થએલો. તેની ઠકરાત વીરમગામ આગળ આવેલા **સચાણા** ગામમા હતી. અમદાવાદથી વીરમગામ જતા જખવાડા સ્ટેશન આગળ રેલ્વે લાઇનની એક બાજુ તળાવ અને વડની સુંદર ઘટાથી સુશોભિત થએલું અને બીજી બાજુ થોડાં ઝુપડાંઓવાળું મુસાફરોને આકર્ષતું નાનું સચાણા હરપાળની અસલ રાજ્યગાદીનું ગામ હતું. હરપાળનાં નાના પ્રકારનાં પરાક્રમોથી કરણ સોલંકી તેનાપર ખૂશ થએલો અને તેને ઇનામ માગવા કહેલું. પોતે એક રાતમાં જેટલાં ગામોને તોરણો બાંધી શકે તેટલાં ગામો હરપાળે ઇનામમાં માગ્યાં. કરણ સોલંકીએ આ વાત કબુલ રાખી અને હરપાળે આ રીતે ૭૦૦ ગામો મેળવ્યાં. હરપાળે પ્રથમ તોરણ **પાટડી** ગામે બાંધેલું. આ ગામને તેણે પાટનું ગામ ગણેલું તેથી તેનું નામ પાટડી આપવામાં આવ્યું. સોલંકીવંશના રાજવી પાસેથી પોતાનાં પરાક્રમોના બદલામાં ૭૦૦ ગામો ઇનામમાં મળ્યા બાદ હરપાળની રાજ્યગાદી સચાણામાંથી પાટડીમાં આવી. તેના તાબામાં પાટડીની નજીકમાં આવેલાં વીરમગામ તથા * માંડળ નામનાં ગામો પણ આવેલાં હતાં.

---

* માંડલની પ્રાચીનતા આપણે આગળના એક લેખદ્વારા જોઈ છે. ઇ. સ. ૭૨૪-૭૪૩ના અરસામાં ખલીફ હાસમના સિંધના સુબા જુનાઈદે માંડળ પર સ્વારી કરવા લશ્કર મોકલ્યું હોય એમ લાગે છે. ઇ. સ. ૧૩૪૭માં મહમદ તઘલખ ગુજરાતમાં આવ્યો ત્યારે તેણે માંડળ નજીક મુકામ કર્યો હતો, અને ઇ. સ. ૧૩૯૦ માં ગુજરાતના સુબા મહમદશાહે માંડળ કબજે કર્યું હતું. ઇ. સ. ૧૩૯૫માં સુલતાન મુજફ્ફરશાહે માંડળને ઘેરો ઘાલ્યો હતો, અને ઇ. સ. ૧૪૧૪માં અહમદશાહે છત્ર-

આ સમયે વીરમગામ નાનું પણ અગત્યના સ્થાન તરીકે ગણાતું ગામ હતું. તેની જાહોજલાલીના ઇ. સ. ૯૭૦ થી ૧૦૪૦ સુધીના સમયનું વર્ણન અશરીહામ અલબીરુની નામના લેખકે આપેલું છે. આ પહેલાના પ્રાચીન કાળમાં હાલના વીરમગામના રૈયાપુર દરવાજાની બહાર રાજબાઈ માતાની નજીકમાં એક મોટી ઝાડી હતી અને ત્યાં આહીર લોકોનો એક નેસ હતો. આ સ્થળે એક ભરવાડણને આફત આવેલી અને તેથી તે સતી થએલી. ત્યારથી ભરવાડ તથા રબારી લોકોએ આ સ્થળનો ત્યાગ કરેલો અને અત્યારે પણ વીરમગામમાં ભરવાડો તથા રબારી લોકો રહેતા નથી.

જંગલો અને ઝાડીવાળા આ લુંટફાટીઆ પ્રદેશમાં કાઠિઆવાડના પ્રવેશદ્વાર તરીકે ગણાતા આ સ્થળની મહત્તા ગુજરાતની માતા અને કરણ સોલંકીની ન્યાયી અને વીર પત્ની મહારાણી મીનલદેવીને જણાઈ. લોકોની પાણીની મુસ્કેલી દૂર કરવા તેમણે અહીં ગંગાસર અને મુનસર નામનાં બે તળાવો બંધાવી આપ્યાં. હિંદુસ્તાનમાં કોઇકજ સ્થળે નજરે પડે તેવી સ્થાપત્યકળાવાળું સુંદર મુનસર ગુજરાતની કારીગીરીનો એક અદ્‌ભુત નમુનો છે. પીપળાના પાનના આકારમાં સર્વ સ્થળે પત્થરના બાંધેલા ઘાટવાળા મુનસર ફરતી ૩૬૦ દહેરીઓ બનાવેલી હતી. દરેક દહેરીના શિરોભાગમાં કાણું પાડીને અંદરના બધા ઘંટોનું જોડાણ કરવામાં આવ્યું હતું. મોટા ઘંટ આગળની દહેરીમાંથી સાંકળ ખેંચાય એટલે બધી દહેરીઓના ઘંટ વાગે અને ભાવિક લોકોનું ટોળું સર્વશક્તિમાન પરમાત્માનો મહિમા ગાય એ એક અલૌકિક દૃશ્ય હશે.

આજ અરસામાં વીરમગામ હરપાળને મળેલું એમ ઝાલાઓ કહે છે. હરપાળની રાણી અદ્‌ભુત દૈવી શક્તિ ધરાવતાં હતાં. એક વખત એક મત્ત બનેલો હાથી આમતેમ દોડતો હતો. રસ્તામાં ઉભેલાં હરપાળનાં છોકરાં હાથીના અડફટમાં કચરાઇ જાય તેવી સ્થિતિમાં આવી ગએલાં તેમને હરપાળની રાણીએ પોતાનો હાથ લંબાવીને બચાવી લીધેલાં. આથી હરપાળ-

---

સાલજી પાસેથી માંડળ તથા પાટડી લઈ લીધાં હતાં. ઇ. સ. ૧૫૩૦માં સુલતાન બહાદુરશાહના સરદાર ખાનખાનાને માંડળ તથા પાટડી કબજે કર્યાં હતાં. ઇ. સ. ૧૭૪૧માં દેસાઇજી ભાવસિંહજીએ માંડળ તેમના ભાઈ વેણીદાસને જીવાઈમાં આપ્યું. તેમણે ઇ. સ. ૧૭૪૭માં માંડળને પત્થરનો કિલ્લો બંધાવ્યો હતો. પેશવા સરકારના વખતમાં માંડળ વેણીદાસના ભાઈના વંશજ જેઠાભાઈ પટેલને મળ્યું હતું. જેઠાભાઈનાં પત્ની માણેકબાઈ એક રાજનીતિજ્ઞ અને બહાદુર સ્ત્રી હતાં. પેશવાના પતન બાદ માંડળ ખાલસા થયું.

ના વંશજો (કુંવરોને રાણીએ ઝાલીને બચાવેલા તેથી) ઝાલાઓ કહેવાય છે. હરપાલના મરણ બાદ તેના મોટા પુત્રને પાટડી અને નાના પુત્ર શેખડાજીને સચાણા મળ્યાં.

વાઘેલા વંશમાં વીરધવલના મરણ બાદ ઇ. સ. ૧૨૩૮માં વીરમગામ વીરમદેવ વાઘેલાને મળ્યું હતું એમ ઇતિહાસ કહે છે.

પંદરમા સૈકાની આખરે અને સોળમા સૈકાની શરૂઆતમાં વીરમગામ વીરમદેવ નામના ઝાલા રાજાના કબજામા હતું. આ વખતે ગુજરાતની ગાદીએ મહમદ બેગડો હતો. વીરમદેવ ઝાલાનું લગ્ન માતરના માતરીઆ રાવની બ્હેન સાથે થએલું. રાવને મહમદ બેગડાએ કેદ કરેલો. આથી લાગ સાધીને વીરમદેવે બાદશાહની બેગમને સરખેજના રોજે જતાં પકડયાં અને વીરમગામ લાવી સર્વ પ્રકારના માન સાથે કેદમાં રાખ્યાં.

મહમદ બેગડાએ ચાંપાનેરવાળા દેસાઈ વૈરિસિંહજીને લશ્કર આપી બેગમ સાહેબને છોડાવવા વીરમગામ મોકલ્યા. વૈરિસિંહજીએ વીરમદેવને હરાવ્યો અને બેગમ સાહેબને છુટાં કર્યાં. આથી બાદશાહે વીરમગામની જાગીર વૈરસિંહજીને આપી.

દેસાઇજી વૈરિસિંહજી કડવા કણુબી નાતના હતા. કણબીઓ નાતે વૈશ્ય કે ક્ષત્રી તે સંબંધી મતભેદ છે. એક મત એવો છે કે કણબીઓ ભગવાન કશ્યપ મુનિના ચંદ્રવંશીય કૂર્મ ઋષિથી ઉતરેલા છે અને તેથી તેઓ ક્ષત્રી છે, પણ કાળધર્મને વશ બનીને વૈશ્ય કાર્યને તેમણે સ્વીકારેલું છે. તેમનું અસલ નિવાસસ્થાન પંજાબ હતું અને ત્યાં ગુજરાત શહેરની નજીકમાં આવેલાં કરડ અને લેયા પ્રદેશમાં તેઓ આબાદ થયા હતા. ઇ. સ. પૂર્વે ૭૮ની આસપાસમાં મહારાજા કનિષ્કના વખતમાં તેઓ મથુરા તરફ આવેલા અને પછી આનર્ત (ગુજરાત) તરફ ફેલાયા. આ પ્રદેશની યાદગીરી તરીકે તેમણે કરડવા અને લેયા એવાં નામો પોતાને ઓળખવા માટે રાખેલાં.

છેલ્લા વાઘેલા રાજાના પતન પછી પાટણ મુસલમાન સુબાઓના અમલમાં પાયમાલ થયું તેથી તેઓ ચરોતર તથા ચાંપાનેર તરફ ગયા જ્યાં તેમની વસતી હતી.

ચાંપાનેરમાં પતાઇ રાવળના વખતમાં આ કુટુંબના રાય વૈરિસિંહજીના હાથમાં લશ્કરની સરદારી હતી. તેમણે ખૂબ પરાક્રમો કરેલાં પણ ઉવટે મહમદ બેગડાના હુમલા વખતે તેઓ કેદ પકડાએલા. વીરમદેવ ઝાલા પાસેથી બેગમ સાહેબને છુટાં કરવા મહમદ બેગડાએ વૈરિસિંહજીને છુટા

કરી વીરમગામ મોકલ્યા અને તેમના પરાક્રમથી તેમને વીરમગામ મળ્યું તે આપણે ઉપર જોઈ ગયા.

ધીમે ધીમે પડોશના રાજાઓના હુમલાઓ વધતાં ઝાલાઓને પાટડીમાંથી રાજ્ય ગાદી કુવા ખસેડવી પડી. ત્યાંથી ઈ. સ. ૧૪૮૮માં રાજ્ય ગાદી હળવદમાં ગઈ અને ઇ. સ. ૧૭૩૦માં રાય રાયસિંહજીના વખતમાં ઝાલાઓની રાજ્ય ગાદી ધ્રાંગધ્રામાં આવી.

ઇ. સ. ૧૭૪૫માં શેપાભાઈ ઝાલા સાયલે ગયા અને રાજ સાહેબના પાટવી કુંવર વાંકાનેર ગયા.

હરપાલની રાણીને ઝાલાઓ દેવીનો અવતાર ગણે છે. પાટડીના રાજ્ય દરબારમાં આ દેવીનું સ્થાનક છે. ધ્રાંગધ્રા ગયા બાદ ત્યાં શક્તિ દેવીનું સ્થાનક-દહેરૂં બંધાવવામાં આવ્યું છે. ઝાલાઓ આ દેવીને પોતાની કુળદેવી તરીકે પૂજે છે.

ઝાલાઓના ગયા બાદ ઉત્તર ગુજરાતમાં દેસાઈઓની સત્તાએ જમાવટ કરી.

ઈ. સ. ૧૭૨૫ માં વૈરિસિંહજીના વંશજ દેસાઇશ્રી ઉદયકર્ણજીએ વીરમગામ ફરતો કોટ બંધાવ્યો અને હાલમાં પરકોટાના નામથી ઓળખાતા સ્થળે રાજગઢી બંધાવી.

આ અરસામાં ગાયકવાડના સેનાપતિ રંગોજીએ વીરમગામ પર હલ્લો કર્યો અને ઇ. સ. ૧૭૪૧-૪૨ની સલાહ પ્રમાણે દેસાઇજી ભાવસિંહજીને પાટડી તરફનાં ૨૦ ગામો મળ્યાં.

થોડા વખત બાદ ઝાલાવાડ પેશવાઓના ભાગમાં ગયું અને વીરમગામ તેમનું થાણું બન્યું. તેમના સુબાને માટે હાલની મેજીસ્ટ્રેટની કોર્ટ નજીક ફડનવીસનું ડેલું બંધાવવામાં આવ્યું, અને ગુજરાતી પ્રાન્ત સ્કૂલ નંબર ૧ ના મકાનમાં બાવન પાયગા તથા નજીકમાં હાથીખાનું બંધાયું. ભાવસિંહના કાકા સુખણદાસે વીરમગામમાં પોતાને માટે હવેલી બંધાવી. પેશવાએ તેમને સચાણા તથા બીજાં બે ગામની જાગીર આપી તથા જેઠાભાઈ પટેલને માંડળ ગામની જાગીર આપી.

ઇ. સ. ૧૮૧૭માં પેશવાએ અંગ્રેજોની સાથે યુદ્ધ કર્યું. તેના પરિણામે પેશવાનો મુલક જપ્ત થયો. તેમાં વીરમગામ તથા માંડળ ખાલસા થયાં. વીરમગામના દેસાઇજી પાસે હાલમાં સચાણા, ઘોડા, કેશવપુરા, ગુસેટા અને હરિપુરા નામનાં પાંચ ગામની જાગીર છે.

હાલમાં ઝાલાઓનું રાજ્ય ધ્રાંગધ્રા, વઢવાણ, સાયલા, વાંકાનેર વગેરે સ્થળોએ છે. મૂળીના પરમાર રાજ્ય સિવાય આખા ઝાલાવાડમાં તેમની સત્તા ચાલે છે.

દેસાઈઓના કબજામા પાટડીનું રાજ્ય છે. ધર્મ પ્રેમી, ન્યાયી અને પોતાની કોમની ઉદાર ભાવનાવાળા દેસાઈ રાજાઓના અમલમા પાટડીની પ્રજા સુખ અને વૈભવ માણે છે.

હાલના બાળ રાજાના વખતમાં રાજમાતા રાણી સાહેબા અને કાઠિઆવાડમા લોકપ્રિયતાના શિખરે ચઢેલા ખા. બ. બેન્જામીન સાહેબના સંયુક્ત કારભારમા પાટડીનું રાજ્યસુકાન પ્રગતિની દિશા તરફ વળેલું જણાય છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી. રે. એ. ઇ. અમદાવાદ.

---

## કિરણના ચમત્કાર

અનંત વિશ્વ સાથે સરખાવતાં આપણી પૃથ્વી સાગર સામે જળબિંદુ સમાન છે તોપણ તે એટલા ચમત્કારોથી ભરેલી છે કે મનુષ્યે રચેલા સર્વ પુસ્તકના ભંડારમા પણ એના સર્વ ચમત્કારનું વર્ણન સમાય તેમ નથી. એક પછી એક મનુષ્યોને એમાંના કેટલાક ચમત્કાર સમજાય છે. સર આઇઝેક ન્યુટનને આખી જિંદગીના વિચારના અંતે આવી મોટી શોધખોળો કર્યા પછી એમજ લાગ્યું કે જ્ઞાનસાગરના કિનારે ઉભો રહી એ એક બાળકની માફક છુટાછવાયા કાકરા વીણતો હોય અને એની સમક્ષ જ્ઞાનનો મહાસાગર હજી અણખેડેલો પડયો હતો! એની માફક આજે આપણે પણ એકાદ કાંકરો ઉચકીએ. જેણે એ જોયો નહિ હોય તેને એ જોઇ આશ્ચર્ય થશે. મોરનાં પીછાંમા રંગજ નથી એ મનાય એવી વાત નથી; અને જો કોઇ એમ કહે તો તેને મૂર્ખ ગણી લોકો હસી પણ કાટે. પણ એમ કહેનાર મૂર્ખ નથી. એજ ખરો છે. ખરેખર મોરપીંછના ચાદરણામાં રંગ નથી. સૂર્યમાથી નીકળતા કિરણોમાંના ફક્ત એકજ કિરણના ચમત્કાર જોઇએ. આપણે એને અજવાળાનું સફેદ કિરણ કહીએ છીએ. પણ ખરી રીતે જોતા એમાં મેઘધનુષમા જણાતા સઘળા રંગ છે. કુદરતે જાણે એમાં સઘળા રંગ ભેગા કરી તેને તાળુ માર્યુ હોય તેવું બને છે. લાખો માઇલ ચાલ્યા પછી અમુક વસ્તુ પર તે પડે છે અને તે વસ્તુ

જાણે તાળુ ઉઘાડી અનેક રંગ આંખ આગળ ખડા કરે છે. જો તે ગુલાબ ઉપર પડે તો તેમાંનાં માત્ર ગુલાબી કિરણોજ લઇ તે પુષ્પ આપણી તરફ ફેંકે છે. ઘાસની પાંદડીપર પડે તો તે બધા રંગ પોતાની અંદર સંતાડી માત્ર એક લીલોજ આપણી આગળ ધરે છે. જો કોલસા ઉપર પડે તો કોલસો બધા રંગ ગળી જાય ને એકે પાછો આપણને આપે નહિ. આ વસ્તુઓમાં એવા ખાસ ગુણો રહેલા છે કે તે તેજમાંના અમુક રંગો પોતે પોતાનામાં સમાવી દે અને અમુક પાછા આપે. જો એક ગુલાબ, પાન કે કોલસાના કકડાને તમે રસાયનશાસ્ત્રીને આપો તો તે તેમાંથી એ એ રંગો છૂટા પાડી શકશે. રંગ એ આ વસ્તુઓનો ભાગ છે. પણ મોરપીંછમાં આમ નથી. દુનિયા ઉપરનો કોઇ પણ રસાયણશાસ્ત્રી મોરપીંછમાંથી રંગ કાઢી શકશે નહિ. દુનિયામાં સૌથી સુશોભિત વસ્તુઓ કઇ, એમ કોઈને પૂછીએ તો તો તરતજ ઉત્તર મળે કે મેઘધનુષ અને મોરપીંછ; પણ ખરી વાત તો એ છે કે આમાંની એકનું અસ્તિત્વજ નથી, અને બીજામાં રંગજ નથી. મેઘધનુષ જેવું આકાશમાં કાંઈ હોતુંજ નથી, અને પીછમાં રંગ હોતા નથી. ધૂળનાં અસંખ્ય પરમાણુઓ સૂર્યના કિરણનું પૃથક્કરણ કરી આ સુંદર રંગ છૂટા કરે છે. કોઈ પણ બે વ્યક્તિ એકજ મેઘધનુષ જોઈ શકતી નથી. તેવીજ રીતે કોઇ પણ બે વ્યક્તિ એકજ મોરપીછનો ગુચ્છ જોતી નથી. મોરપીછ અનેક પડવાળા પાસાદાર પદાર્થનાં બનેલાં છે અને તેથી તેના ઉપર પડતાં સૂર્યનાં કિરણોનું પૃથક્કરણ થઇને તે આપણી તરફ ફેંકાય છે. મોરપીછનો જે દેખાવ આપણને આટલો પરિચિત છે તે કેમ ઉત્પન્ન થાય છે તે જોઈએ.

દિવસનાં પુરતા અજવાળામાં મોરની ડોકનો રંગ લીલાશ પડતો આસમાની (નીલ વર્ણો) હોય છે, પણ સાંજના અજવાળા વખતે તે સમુદ્રનાં ઘેરાં પાણી જેવો લાગે છે, અને દિવસનું અજવાળું ઓછું થતાં ભૂરો પલટાઇ ઘેરો જાંબલી થતો જાય છે. આખો દિવસ મોરપીંછમાં પણ આવાજ રંગનાં મોજાં ઉછળ્યા કરે છે. પ્રત્યેક ક્ષણે પીછગુચ્છ તેજનાં કિરણો પાછાં ફેંકે છે. આકાશમાં તરતાં જળબિંદુઓને જેમ પોતાનો રંગ નથી તેમ આ મોરપીછને પણ પોતાનો રંગ નથી. જાદુભરી રમત કરીનેજ મેઘધનુષ તથા મોરપીછ આપણી આંખને આ રંગ બતાડે છે. આ બંને કુદરતના ભ્રમ છે. કુદરતમાં આવા અનેક ભ્રમ છે. જ્યારે આપણે મોરપીછ જોઇએ છીએ ત્યારે તો તેના રંગની સુંદરતા આપણને એટલી તો મોહક લાગે છે કે આપણને તે રંગો લઈ લેવાનું અને આપણી વસ્તુઓને ચઢાવી દેવાનું મન થઈ

જાય છે. પણ આમ કરવું અસંભવિત છે કારણ કે મેઘધનુષના રંગની માફક આ રંગ પણ લઇ શકાય તેવા નથી. અનેક વસ્તુઓને પોતાના રંગ હોય છે. ધારીએ તો વિજ્ઞાનની મદદથી તે રંગ તે વસ્તુઓમાંથી છૂટા પાડી આપણે લઇ શકીએ છીએ. લીલાઘાસમા ને ઝાડનાં પાનમાં ક્લોરોફીલ નામનો રંગીન પદાર્થ ભર્યો છે. આપણે આ ક્લોરોફીલ જુદું પાડી શકીએ. પણ તેનો રંગ જુદો પાડવા આ મોરપીંછનો ખાંડીને ભુકો કરીએ તો પરપોટાની માફક તેનો રંગ ઊડી જાય છે.

રંગની ઉત્પત્તિનાં કારણ સમજવાથી આ બનાવનું સત્ય સમજાય તેવું છે. તેજ વગર રંગ નથી. તેજને આપણે શ્વેત માનીએ છીએ, પણ ખરી રીતે તેજ સર્વ રંગનું બનેલું છે. જ્યારે તેજ વસ્તુ પર પડે છે ત્યારે તે વસ્તુ પોતાના ગુણ પ્રમાણે અમુક રંગ લઇ, બાકીના આપણી તરફ પાછા ફેંકે છે.

મોરનાં પીછાં તદ્દન રંગ વગરનાં હોય છે. કાચની બારીમાંથી જેમ અજવાળું ચાલ્યું જાય છે, તેમ તેના ઉપરથી પણ અજવાળું ચાલ્યું જાત અને રંગથી ઉત્પન્ન થતી સુંદરતા કદી દેખાત નહિ. પણ કુદરત અજવાળા પાસે અનેક સાધનો મારફતે રંગની સુંદરતા ઉત્પન્ન કરાવે છે. સાદા કાચમાંથી અજવાળું ચાલ્યું જાય છે. પણ ત્રણ પાસાદાર કાચમાં મેઘધનુંષના બધા રંગ ઝળકી ઉઠે છે. સાધારણ રીતે પોલાદ બધા રંગ ગળી જાય છે પણ જો પોલાદની એક પટ્ટી ઉપર એક ઈંચ જેટલી જગામાં વીસ હજાર જેટલી લીટીઓ દોરી હોય તો એ પટ્ટી પણ મેઘધનુષના બધા રંગ બતાવે છે. મોરપીછમાં પણ એજ પ્રમાણે બને છે. મોરપીછની આંખમાં પણ, આના કરતાં પણ વધારે પાસે પાસે પડ હોય છે. તેના ઉપર અજવાળું પડતાં તેનું પૃથક્કરણ કરી તે તેને ફેલાવે છે. આ પ્રમાણે મોરપીંછના રંગ એના પોતાના નથી પણ અજવાળાની રમત છે. કુદરતમાં આવા અનેક દૃષ્ટાંતો છે. ગુંજારવ કરતા જંતુઓની છાતી ઉપર, અને પતંગીઆની પાંખો ઉપર પણ આવી પડની ગોઠવણને લીધેજ અજવાળામાંના પૃથક્કરણથી રંગો દેખાય છે. આકાશનો ભૂરો રંગ પણ આજ જાતના ચમત્કારથી દેખાય છે. ઉંચે હવામાં ઊડતા અસંખ્ય અત્યંત સૂક્ષ્મ અણુઓ અજવાળાના કિરણો સાથે આ પ્રમાણે પૃથક્કરણની રમત રમે છે ને તેથીજ આકાશ ઘોર અંધકારમય ન જણાતાં ખુશનુમા ભૂરા રંગનું દેખાય છે. કુદરતમા આવા ઘણા દાખલા છે. કેટલીક જાતની છીપોમાં દેખાતા તથા માછલીની ચામડી ઉપરનાં પડમાં દેખાતા રંગ પણ અજવાળાનીજ ખૂબીઓ છે.

કોઈ કોઈ વખત કુદરત કુરૂપતામાંથી પણ સુંદરતા ઉત્પન્ન કરે છે. મોટરમાંથી તેલ ટપકી રસ્તા ગંદા થાય છે. પણ તેના ઉપર અજવાળું પડતાં તેમાં કેવા સુંદર રંગ દેખાય છે! કુદરતના સૌંદર્ય ઉત્પન્ન કરવાના પ્રયત્નો નકામા નથી. સૌંદર્યની મઝા માણવી એ માણનારના હાથની વાત છે. ઉપયોગિતાની દૃષ્ટિએ જોતાં આપણે આડા ખેંચાઈ જઇએ. સાંદર્ય પણ જગતમાં અગત્યનું છે. મોરપીછની સુંદરતા ભલેને અજવાળાથી ઉત્પન્ન થતો ભ્રમ હોય તોપણ આપણે તો તેને ચાહીશુંજ. વિજ્ઞાનની દૃષ્ટિએ સત્યને ભ્રમ શોધી જુદા પાડવા એ એક વાત છે પણ સુંદરતા જોઇ તે માણવી ને આનંદ પ્રાપ્ત કરવો એ જુદી વાત છે.

રણજીતભાઈ દેરાસરી

## પાઠમાં રસ

અંક નવમાના પૃષ્ઠ ૩૦૫ થી ચાલુ

નિબંધનું શિક્ષણ કેવી રીતે રસિક કરી શકાય, તેના નમુના નવમા અંકમાં આપ્યા છે. હવે ભૂમિતિ અને ગણિતના પાઠ કેવી રીતે રસિક બનાવી શકાય, તે જોઈએ.

ભૂમિતિઃ—

(૧) બિંદુ—ભૂમિતિમાં પ્રથમ બિંદુ વિષે વિચાર કરીએ. બિંદુ એ ભૂમિતિનું અગત્યનું તત્ત્વ છે. તેની સમજ બરાબર આપવી, એ સહેલું કામ નથી. 'જેને સ્થિતિ છે, પણ મહત્ત્વ નથી' એ બિંદુનું લક્ષણ છે. મહત્ત્વ નથી એટલે તેના ભાગ થઈ શકતા નથી. હવે જેના ભાગ થઇ શકે નહિ એવું બિંદુ અતિ સૂક્ષ્મ ટપકું કરીને પણ બતાવી શકાય નહિ. તેની સત્ય સમજ આપવાને માટે એક ટાંકણી લઈ તેની અણીના અગ્રભાગ તરફ વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચી, તે ટોચ ઉપર તેમની દૃષ્ટિ સ્થિર કરાવવી. પછી તેમને સમજાવવું કે ટાંકણીની અણીની જે છેલ્લામાં છેલ્લી સ્થિતિ તમે જુઓ છો, તે બિંદુ કહેવાય. તેને માત્ર સ્થિતિ છે, પણ મહત્ત્વ નથી. જો તે અણીનો સૌથી ઉપરનો અતિશય બારીક ભાગ સારામાં સારા સાધન વડે કાપી લઈ જુદો પાડીએ, તો તે કાપેલો સૂક્ષ્મ ભાગ બિંદુ નથી, કારણકે તે ઝીણામાં ઝીણા ભાગને પણ મહત્ત્વ છે. ફૂલના પરાગનું અતિ સૂક્ષ્મ રજકણ પણ બિંદુ નથી: તેને સૂક્ષ્મદર્શક યંત્રમાંથી જોતાં તે મોટું દેખાય છે, અને તેના પણ કોઈ સારા સાધનવડે ભાગ થઈ શકે છે, એટલે તેને મહત્ત્વ છે. આ બાબત પ્રયોગ-

દ્વારા સમજાવવાથી આ પાઠ રસિક થશે, અને વિદ્યાર્થીઓ બિંદુની વ્યાખ્યા સહેલાઇથી સ્પષ્ટ રીતે સમજી શકશે.

બિંદુના સ્વરૂપને બ્રહ્મસ્વરૂપ સાથે સરખાવી શકાય. બ્રહ્મના સાક્ષાત્કારની પેઠે બિંદુનો સાક્ષાત્કાર પણ મુસ્કેલ છે; છતાં જેવી રીતે બ્રહ્મમાંથી આખું બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે, તેવી રીતે બિંદુમાંથી આખી ભૂમિતિની સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. જેમ જ્ઞાની પુરુષ સૃષ્ટિના પ્રત્યેક પદાર્થમાં બ્રહ્મનું દર્શન કરે છે, તેમ ભૂમિતિવેત્તા ભૂમિતિની દરેક આકૃતિમાં બિંદુનું સ્વરૂપ વ્યાપી રહેલું જુએ છે. બિંદુના ચલનથી લીટી બને છે, એટલે લીટી એ બિંદુનું સ્વરૂપજ છે. લીટીના ચલનથી સફાઈ બને છે, એટલે સફાઈ પણ બિંદુનુંજ સ્વરૂપ છે. લીટીઓ અને સફાઈથી ભૂમિતિની ભિન્ન ભિન્ન આકૃતિઓ બને છે, એટલે તે આકૃતિઓ પણ બિંદુનુંજ સ્વરૂપ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે ભૂમિતિની આખી સૃષ્ટિમા બિંદુ સર્વવ્યાપી છે.

બિંદુ ઉપરથી લીટી અને સફાઈ ઉપર આવી શકાશે. બિંદુને માત્ર સ્થિતિ છે, અને તેના ચલનથી બનેલી લીટીને માત્ર લંબાઈજ છે, પણ પહોળાઈ નથી. લીટીના ચલનથી સફાઈ બને છે, તેથી સફાઈને લંબાઈ અને પહોળાઈ છે, પણ જાડાઈ નથી. સાદો કાગળ લઈને આ બાબત સમજાવી શકાશે. કાગળને ચાર ખુણે ચાર બિંદુઓ છે. તેને માત્ર સ્થિતિ છે. કાગળની ચાર કિનારીઓ, તે ચાર લીટીઓ છે. તેને માત્ર લંબાઈ છે, કારણકે તે બિંદુઓની બનેલી છે. કાગળની લંબચોરસ સફાઈને લંબાઈ તથા પહોળાઈ બન્ને છે. કાગળની બન્ને તરફની ઉપરની માત્ર સપાટી એજ સફાઈ છે. આખો કાગળ સફાઈનથી, કારણકે તેને થોડી પણ જાડાઈ છે. ચિનાઈ કાગળ કરતાં ફુલ્સકેપ કાગળ જાડો છે, અને ફુલ્સકેપ કરતાં અમદાવાદી કાગળ જાડો હોય છે, તે પ્રત્યક્ષ બતાવવું.

બિંદુ, લીટી અને સફાઈની વ્યાખ્યા ચપ્પુ કે તરવારના સાધનથી પણ સમજાવી શકાશે. તરવારની અણીનો અગ્રભાગ બિંદુ છે. તેને માત્ર સ્થિતિ છે, પણ મહત્ત્વ નથી. તરવારની ધાર એ લીટી છે. તેને માત્ર લંબાઈ છે, પણ પહોળાઈ નથી. તરવારના પાનાની સપાટી એ સફાઈ છે. તેને લંબાઈ અને પહોળાઈ છે, પણ જાડાઈ નથી. લંબાઈ અને પહોળાઈ સાથે જાડાઈ હોય, ત્યારે ઘન આકૃતિ બને છે. તરવારનું આખું પાનું એ ઘન આકૃતિ છે.

(૨) ખુણાના પ્રકાર—ખુણાના પ્રકાર શીખવવામાં પ્રમાણ તરીકે કાટખુણાનો ઉપયોગ કરવો પડે છે. કાટખુણો ૯૦° નો ખુણો છે. બધા

એક શૂન્ય વધે, તો તેની મૂળ કિંમતને દસમા ભાગની બનાવી દે છે. આ પ્રમાણે શૂન્યની કૃપાથી કોઈ પણ અંક કરોડપતિ બની જાય છે, અને તેની અવકૃપાથી તેજ અંક કોડીની કિંમતનો બની જાય છે. શૂન્યનું આ પરાક્રમ કંઈ જેવું તેવું ન કહેવાય.

હવે શૂન્યનું બીજું પરાક્રમ જોઈએ. શૂન્યને જ્યારે ગુણક તરીકે સ્વીકારવામાં આવે છે, ત્યારે ગુણ્ય ગમે તેટલી મોટી સંખ્યા હોય, તો-પણ ગુણાકાર શૂન્યજ આવે છે. એથી ઉલટું શૂન્યને ભાજક તરીકે સ્વીકારવામાં આવે, તો ભાજ્યમાં 'એક' જેવી નાની સંખ્યા હોવા છતાં પણ ભાગાકાર 'અનંત' એટલે પાર વિનાનો આવે છે. ટુંકામાં કહીએ તો ગુણક તરીકે શૂન્ય પાયમાલ કરી નાખે છે, અને ભાજક તરીકે તે ન્યાલ કરી નાખે છે. શૂન્યનો સપાટો એવો છે, કે તે રીઝે તો અઢળક આપી દે, પણ ખીજે તો સર્વસ્વ લઈ લે. જગતમાં જેમ ઈશ્વરની માયાનો પાર પામી શકાતો નથી, તેમ ગણિતની સૃષ્ટિમાં શૂન્યની માયાનો પણ પાર પામી શકાતો નથી.

(૩) પ્રમાણ—ગુણોત્તર શીખવ્યા પછી પ્રમાણ ઉપર આવી શકાય છે. એક ગુણોત્તર બીજા ગુણોત્તરની બરાબર હોય, ત્યારે તે બરાબરપણાને પ્રમાણ કહે છે; અને બન્ને ગુણોત્તરનાં ચાર પદો પ્રમાણમાં છે, એમ કહેવાય છે. ૪:૧૨=૯:૨૭ છે, માટે ૪,૧૨,૯,૨૭ એ ચાર પદો પ્રમાણમાં છે, એમ કહેવાય. ગુણોત્તરનું બરાબરપણું :: આ પ્રમાણે ચાર ટપકાંથી બતાવી શકાય છે. એટલે પ્રમાણનાં ચાર પદો ૪:૧૨::૯:૨૭ આ પ્રમાણે લખાય છે. પ્રમાણના પહેલા અને છેલ્લા પદને અંત્યપદો કહે છે, અને બીજા તથા ત્રીજા પદને મધ્ય પદો કહે છે. જ્યારે ચાર પદો પ્રમાણમાં હોય, ત્યારે બે અંત્ય પદોનો ગુણાકાર બે મધ્ય પદોના ગુણાકારની બરાબર થાય છે. ૪×૨૭=૧૦૮; ૧૨×૯=૧૦૮. પ્રમાણનાં ત્રણ પદો ઉપરથી ચોથું પદ શોધી શકાય છે. બે મધ્ય પદોના ગુણાકારને એક અંત્યપદે ભાગીએ તો બીજું અંત્યપદ આવે, અને બે અંત્યપદોના ગુણાકારને એક મધ્યપદે ભાગીએ તો બીજું મધ્ય પદ આવે.

ઉપર જણાવેલી બાબત કેવી રીતે રસિક કરી શકાય તે જોઈએ. પ્રમાણમાં પહેલા અને છેલ્લા પદને ગાઢ મિત્રતા છે, અને બીજા તથા ત્રીજા પદને પણ તેવીજ દોસ્તી છે. હવે મિત્રોની આ બે જોડીમાંની એક જોડી ખંડિત હોય છે, ત્યારે બીજી કાયમ જોડીની મદદથી પેલી ખંડિત જોડી પૂર્ણ કરી શકાય છે. ૪:૧૨ ::૯: ( ) આ ત્રણ પદ ઉપરથી ચોથું

પદ શોધી કાઢવાનું છે. અંત્ય પદોની જોડીમાનો એક મિત્ર ખોવાઈ ગયો છે, તેથી તેમાનો બાકી રહેલો મિત્ર તેને શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. તે ચોગડો મધ્ય પદોની બે મિત્રોની જોડી પાસે જાય છે, અને તેમની મદદ માગે છે. તે બે મિત્રો કહે છે, કે અમે બે ગુણ્ય અને ગુણક બનીએ. પછી અમારા બેનો જે ગુણાકાર આવે તેને તારાવડે ભાગીએ તો તારો મિત્ર જડી આવે. ૧૨×૯=૧૦૮÷૪=૨૭. આ પ્રમાણે પ્રમાણનું કોઈ પણ ખાલી પદ શોધી શકાય.

(૫) ત્રિરાશી—કોઈ પ્રમાણના ત્રણ પદ આપેલાં હોય, તે ઉપરથી ચોથું પદ શોધી કાઢવાની રીતને ત્રિરાશિ કહે છે. પ્રમાણની સમજ બરાબર આપવામાં આવી હશે, તો વિદ્યાર્થીઓ ત્રિરાશિની આંટીઘુંટી સહેલાઈથી સંમજી શકશે. ત્રિરાશિથી થઈ શકે નહિ, એવા કેટલાક રમુજી દાખલાથી આ બાબત સ્પષ્ટ થશે.

अ. ૧૫ વરસનો માણસ ૫ ફુટ ઉંચો હોય, તો ૪૫ વરસના માણસની ઉંચાઈ કેટલી ? વિદ્યાર્થી આ હિસાબનો જવાબ ૧૫ ફુટ લાવે, તો તે પ્રમાણ સમજ્યો નથી. તેને પૂછવું કે ૪૫ વરસનો માણસ અથવા કોઈ પણ માણસ ૧૫ ફુટ ઉંચો હોઈ શકે ? પછી તેને સમજ આપવી, કે ઉંમર અને ઉંચાઈ પ્રમાણમાં નથી હોતાં, માટે આ દાખલો ત્રિરાશિથી ન થાય.

ब. ૨૫ વરસનો માણસ ૬ મણ બોજો ઉપાડે. તો ૭૫ વરસનો માણસ કેટલો બોજો ઉપાડશે ? ૭૫ વરસનો કે કોઈ પણ ઉંમરનો માણસ ૧૮ મણ બોજો ઉપાડી શકેજ નહિ. જો ૭૫ વરસની ઉંમરે ૧૮ મણ બોજો ઉપાડી શકાય, તો વૃદ્ધાવસ્થા જરાએ અળખામણી લાગે નહિ.

क. ૧૮ વરસનો માણસ ૮ રોટલી ખાય, તો ૯૦ વરસનો માણસ કેટલી રોટલી ખાય ? ૯૦ વરસનો ડોસો ૪૦ રોટલી ખાય તો ભારે થઈ પડે ?

ઉપરના બે દાખલાના પરિમાણો પણ પ્રમાણમાં નથી, માટે તે પણ ત્રિરાશિથી થાય નહિ.

(૬) ગણિત ગમ્મત—હવે ગણિત ગમ્મતના કેટલાક નમુના આપીશું. આવા નમુનાથી વિદ્યાર્થીઓને ગમ્મત સાથે જ્ઞાન આપી શકાશે.

અ. (૧)

૧×૯+ ૨=૧૧

૧૨×૯+ ૩=૧૧૧

૧૨૩×૯+ ૪=૧૧૧૧

૧૨૩૪×૯+ ૫=૧૧૧૧૧

૧૨૩૪૫×૯+ ૬=૧૧૧૧૧૧

૧૨૩૪૫૬×૯+ ૭=૧૧૧૧૧૧૧

૧૨૩૪૫૬૭×૯+ ૮=૧૧૧૧૧૧૧૧

૧૨૩૪૫૬૭૮×૯+ ૯=૧૧૧૧૧૧૧૧૧

૧૨૩૪૫૬૭૮૯×૯+૧૦=૧૧૧૧૧૧૧૧૧૧

આ નમુનામાં ગુણ્ય તરીકે એકથી નવ સુધીના અંક ક્રમસર આવેલા છે. ગુણક તરીકે નવડો બધે કાયમ રહે છે. વત્તા તરીકે ૨ થી ૧૦ સુધીના અંક અનુક્રમે આવે છે, અને જવાબમાં બધા એકડાજ આવે છે!

(૨)

૧×૮+૧=૯

૧૨×૮+૨=૯૮

૧૨૩×૮+૩=૯૮૭

૧૨૩૪×૮+૪=૯૮૭૬

૧૨૩૪૫×૮+૫=૯૮૭૬૫

૧૨૩૪૫૬×૮+૬=૯૮૭૬૫૪

૧૨૩૪૫૬૭×૮+૭=૯૮૭૬૫૪૩

૧૨૩૪૫૬૭૮×૮+૮=૯૮૭૬૫૪૩૨

૧૨૩૪૫૬૭૮૯×૮+૯=૯૮૭૬૫૪૩૨૧

આ નમુનામાં ગુણ્ય ઉપરના નમુના પ્રમાણે જ છે. ગુણક નવને બદલે આઠ છે. વત્તા તરીકે ૧ થી ૯ સુધીના અંક અનુક્રમે આવે છે, અને જવાબમાં નવથી એક સુધીના અંક ઉતરતા ક્રમમાં આવે છે!

બ. એકથી નવ સુધીના અંકમાંથી આઠડાને દેશવટો દઈ બાકીના અંક અનુક્રમે મૂકી એક રકમ બનાવીએ.

૧૨૩૪૫૬૭૯

આ રકમમાંથી કોઈ પણ એક આંકડો લઈને તેને નવવડે ગુણવાથી જે ગુણાકાર આવે, તેના વડે આ આખી રકમને ગુણવાથી જવાબની આખી રકમ પ્રથમ લીધેલા આંકડાવાળીજ આવશે.

૧×૯= ૯ | ૧૨૩૪૫૬૭૯× ૯=૧૧૧૧૧૧૧૧૧
૨×૯=૧૮ | ૧૨૩૪૫૬૭૯×૧૮=૨૨૨૨૨૨૨૨૨
૩×૯=૨૭ | ૧૨૩૪૫૬૭૯×૨૭=૩૩૩૩૩૩૩૩૩
૪×૯=૩૬ | ૧૨૩૪૫૬૭૯×૩૬=૪૪૪૪૪૪૪૪૪
૫×૯=૪૫ | ૧૨૩૪૫૬૭૯×૪૫=૫૫૫૫૫૫૫૫૫
૬×૯=૫૪ | ૧૨૩૪૫૬૭૯×૫૪=૬૬૬૬૬૬૬૬૬
૭×૯=૬૩ | ૧૨૩૪૫૬૭૯×૬૩=૭૭૭૭૭૭૭૭૭
૯×૯=૮૧ | ૧૨૩૪૫૬૭૯×૮૧=૯૯૯૯૯૯૯૯૯

આ યોજનામા આઠડો આડખીલી રૂપ જણાયાથી બધા અંકોએ મળીને તેને ન્યાત બહાર મૂકયો છે. મૂળ રકમમા ગુણ્ય તરીકે તે આડખીલી રૂપ છે, છતા આઠને નવ વડે ગુણીને તે વડે મૂળ રકમને ગુણવાથી ગુણાકારમા બધા આઠડાજ આવે છે.

૮×૯=૭૨ | ૧૨૩૪૫૬૭૯×૭૨=૮૮૮૮૮૮૮૮૮

क. (૧)

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

(૨)

| ૩ | ૧૦ | ૨ | ૭ |
|---|---|---|---|
| ૬ | ૩ | ૭ | ૬ |
| ૯ | ૪ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૫ | ૮ |

ઉપરના બન્ને ચોરસો સરખા છે. દરેકમા સોળ નાના ચોરસો આવેલા છે. ચોરસ નં. ૧મા જે અંક લખ્યા છે, તે અંદરના સોળ ચોરસનો અનુક્રમ નંબર બતાવે છે.

બીજા ચોરસના સોળ ખાનામા, જે અંકો ગોઠવ્યા છે, તેમા આશ્ચર્યકારક ખૂબી રહેલી છે. તે ચોરસની આડી ઉભી હારોના, બન્ને કર્ણના, અને જોડાજોડ આવેલા કોઈ પણ ચાર ચોરસના અંકોનો સરવાળો ૨૨ થાય છે.

ઉપર પ્રમાણે કોઈ પણ બેકી સંખ્યા જેટલો સરવાળો આવે, એવી રીતે ચોરસના સોળ ખાનામા અંકો ગોઠવવાની રીત નીચે પ્રમાણે છે:—

બેકી રકમ ૨૨ લીધી. ૨૨÷૨=૧૧

૧૧-૧=૧૦, ૧૦-૧=૯, ૯-૧=૮, ૮-૧=૭, ૭-૧=૬, ૬-૧=૫ ૫-૧=૪, ૪-૧=૩.

આ પ્રમાણે ૧૧માંથી એક એક બાદ કરીને ૧૦, ૯, ૮, ૭, ૬, ૫, ૪, ૩ એ આઠ અંકો તૈયાર કર્યાં.

હવે ચોરસ નં. ૧ નાં સોળે ખાનાંને જે અનુક્રમ નંબર આપેલો છે, તે ધ્યાનમાં રાખી ઉપરના આઠ અંકો નીચે પ્રમાણે ગોઠવવા.

બીજા ખાનામાં ૧૦, નવમામાં ૯, સોળમામાં ૮, સાતમામાં ૭, આઠમામાં ૬, પંદરમામાં ૫, દસમામાં ૪, અને પહેલામાં ૩.

ઉપર પ્રમાણે આઠ ખાનાંમાં આઠ અંક ગોઠવાઈ ગયા. હવે નીચે જણાવેલા નંબરવાળાં આઠ ખાનાં બાકી રહ્યાં.

૩, ૪, ૫, ૬, ૧૧, ૧૨, ૧૩, ૧૪.

આ આઠ ખાનાંમાં અનુક્રમે ૨, ૭, ૬, ૩, ૮, ૧, ૪ અને ૫ એ આઠ અંક ગોઠવવા. આ પ્રમાણે ચોરસનાં સોળે ખાનાંમાં અંકો ગોઠવવાથી ઉપર આપેલો ચોરસ નં. ૨ તૈયાર થાય છે. જેનો સરવાળો બધી તરફથી ૨૨ થાય છે.

૧૬ કરતાં ઓછી બેકી રકમનો ચોરસ બનાવવો હોય, તો નીચે પ્રમાણે કૃતિ કરવી. બેકી સંખ્યા ૧૨ લઈએ.

૧૨÷૨=૬. છમાંથી એક એક બાદ કરી નીચે પ્રમાણે આઠ અંક તૈયાર કરવા.

૫, ૪, ૩, ૨, ૧, ૦, −૧, −૨

આ પ્રમાણે અંક તૈયાર કર્યા પછી બીજી બધી કૃતિ ઉપર પ્રમાણે જ કરવી. નીચે પ્રમાણે ચોરસ તૈયાર થશે. તેના પાસપાસેના કોઈ પણ ચાર ચોરસનો સરવાળો ૧૨ થશે. ઓછાના ચિહ્નવાળો અંક બાદ કરવો.

| −૨ | ૫ | ૨ | ૭ |
|---|---|---|---|
| ૬ | ૩ | ૨ | ૧ |
| ૪ | −૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૦ | ૩ |

ક.. કોઈ પણ માણસ પોતાના મનમાં કોઈ પણ રકમ ધારે, તો તેની ધારેલી રકમ આપણે કહી શકીએ.

રીત—એક વિદ્યાર્થીને મનમાં કોઈ પણ રકમ ધારવાનું કહેવું. પછી તેને કહેવું કે તમે ધારેલી રકમને બે વડે ગુણો. જે આવે તેમાં ચાર ઉમેરો. પછી જે આવે તેને પાંચ વડે ગુણો. પાચે ગુણવાથી જે આવે તેમાં બાર ઉમેરો. પછી જે આવે તેને દસે ગુણો. હવે જે સંખ્યા આવી, તેમાંથી ૩૨૦ બાદ કરો. જે બાદબાકી આવી તેના ઉપરના બે મીડાં કાઢી નાખો. બાકી જે રકમ રહી, તે તમારી ધારેલી રકમ છે.

દાખલો—ધારો કે વિદ્યાર્થીએ પોતના મનમા ૧૪ ધાર્યા.

૧૪×૨=૨૮; ૨૮+૪=૩૨; ૩૨×૫=૧૬૦; ૧૬૦+૧૨=૧૭૨;

૧૭૨×૧૦=૧૭૨૦; ૧૭૨૦–૩૨૦=૧૪૦૦; ૧૪ૐૐ=૧૪.

ઉપર પ્રમાણે કૃતિ કરવાથી કોઈ પણ ધારેલી રકમ શોધી શકાશે.

આવી જાતના હિસાબોમા વિદ્યાર્થીઓને બહુ રસ પડશે, અને તેમને ગણિત તરફ પ્રેમ ઉત્પન્ન થશે.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. | **સાકરલાલ પુરુષોત્તમ શુકલ.** હેડ માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

# રેડક્રોસ સોસાઇટી

**સવિતાઃ**—મોટાભાઈ, અમારી શાળા રેડ ક્રોસ સોસાઈટીના લાભાર્થે જન્માષ્ટમીને દિવસે એક નાટયપ્રયોગ કરવાની છે. વારુ, એ રેડ ક્રોસ સોસાઇટી તે શું છે? કયા ગામમા છે? અને શા હેતુથી સ્થપાએલી છે? તે સંબંધી મને ટુંકી માહિતી આપશો?

**મોટાભાઈ:**—તમારી શાળાએ રેડ ક્રોસ સોસાઈટીના લાભાર્થે નાટયપ્રયોગની યોજના કરી છે, તે જાણી હું બહુ ખુશ થાઉં છું. એ સોસાઇટીની જનહિતકારક પ્રવૃત્તિને પ્રત્યેક નાગરિકે યથાશક્તિ મદદ કરવી જોઈએ. એ સોસાઈટીના ઇતિહાસ અને પ્રવૃત્તિને લગતી ટુંકી માહિતી તને આપું છુ..

રેડક્રોસ સોસાઇટી નામની સંસ્થા સ્થાપન કરવાની પ્રથમ કલ્પના હેનરી ડયુનંટ નામના એક સ્વિસ ગૃહસ્થને થઈ હતી. તે ઇ. સ. ૧૮૫૯ માં ઉત્તર ઇટલીને પ્રવાસે નીકળ્યો હતો. તે સમયે તે દેશના સૉલ્ફેરિનોના મેદાનમાં એક ભયંકર યુદ્ધ ચાલતુ હતું, તેમા ૪૦ હજાર જેટલા સૈનિકો જખમી બની આક્રંદ કરતા પડયા હતા. તેમને પીવાનું પાણી પણ કોઇ આપતું ન હતું. આટલાં બધાં માણસોની કરુણાજનક સ્થિતિ નિહાળતાંજ

ડ્યુનંટનું અંતઃકરણ દયાથી દ્રવી ઊઠયું અને આસપાસના કૃષિકારોની મદદ લઈ તેણે કમનસીબ જખમીઓની બનતી સારવાર કરી.

પ્રવાસમાંથી પોતાને વતન જીનિવા આવ્યા બાદ યુદ્ધ અને અન્ય સંકટ સમયે આપદ્ગ્રસ્ત જનોને સહાય કરવાની કેટલી બધી જરૂર છે, તે બાબત લોકમત જાગ્રત કરવાને તે લેખો લખવા તથા ભાષણો આપવા લાગ્યો. તેના અવિશ્રાંત પ્રયત્નના પરિણામે જીનિવામાં એક આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાણી અને રેડક્રોસ સોસાઇટીની સ્થાપના થઈ. ભૂતદયાનો નિદર્શક લાલ રંગનો ક્રોસ એ આ સંસ્થાનું પ્રતીક (નિશાન) છે, તેથીજ તેનું નામ **રેડક્રોસ સોસાઈટી** રાખવામા આવેલ છે.

**સવિતાઃ**—રેડક્રોસ સોસાઇટી હાલ કયા ગામમાં છે અને શું કામ કરે છે?

**મોટાભાઈઃ**—આ સંસ્થાની વરિષ્ટ ઓફિસ પેરિસમાં છે, અને પૃથ્વી પરના જુદા જુદા ૫૩ દેશોમાં તેની શાખાઓ છે. ગયા મહા યુદ્ધ સુધી તો આપણો દેશ આ સંસ્થા સાથે જોડાએલો ન હતો. પણ સને ૧૯૩૦ માં હિંદી સરકારે આ બાબત એક કાયદો પસાર કરી હિંદમાંની રેડક્રોસ સંસ્થાઓને સ્વીકૃત કરી, ત્યારથી આપણો દેશ પણ રેડક્રોસ સંઘનો સભ્ય થયો છે. આપણા દેશમાં રેડ ક્રોસની મુખ્ય ઓફિસ ન્યૂદિલ્હીમાં છે.

રેડક્રોસ સંસ્થાનું ધ્યેય અને કાર્ય જો એકજ શબ્દમાં કહેવું હોય હોય તો 'ભૂતદયા' એ શબ્દથી કહી શકાય. આ સંસ્થાના સભ્યો યુદ્ધ પ્રસંગે જખમી સૈનિકોની સારવાર કરે છે, કોઇ પણ તરેહનો ભેદભાવ રાખ્યા સિવાય આપદ્ગ્રસ્ત લોકોને મદદ કરે છે, જનતાનું આરોગ્ય સુધારવાને તેમજ બાળકો અને માતાઓને નીરોગી તથા સશક્ત બનાવવાને તજવીજ કરે છે, બિમાર માણસોને માટે દવાખાનાં સ્થાપે છે તથા ધરતીકંપ, કુદરત, અગ્નિપ્રલય, જળપ્રલય વગેરે અણધારી આપત્તિમાં સપડાએલા નિરાધાર લોકોને મદદ કરે છે.

**સવિતાઃ**—ગઈ સાલ રાજકુમાર કોલેજના મેદાનમાં જુનીઅર રેડક્રોસનો મેળો થયો હતો. એ જુનીઅર રેડક્રોસ વળી શું છે?

**મોટાભાઈઃ**—એ પણ રેડક્રોસ સોસાઇટીજ છે, પણ ઘણુંખરું કામ બાળકો કરે છે. તને જે સંસ્થાની માહિતી આપી, તેને લગતું બધું કામ પ્રૌઢ ઉંમરના સ્ત્રીપુરુષો કરે છે. આવા સેવાભાવી કાર્યો કરવામાં પ્રૌઢ વયનાં માણસોની પેઠે નાની ઉંમરના બાળકો પણ રસ લે તો તેમને નાનપણથીજ સમાજસેવા કરવાની ટેવ પડે, એવા

હેતુથી નાનાં બાળકોને માટે જુનીઅર રેડક્રોસ સોસાયટી સ્થાપવાનો વિચાર ગયા મહા યુદ્ધ દરમિઆન ઉદ્ભવ્યો હતો. કૅનેડા દેશના ક્વીબેક પ્રાંતમાં રેડક્રેસ સોસાઇટીના સભ્યોએ જખમી સૈનિકોને માટે મલમપટ્ટા તૈયાર કરવાના કામમા શાળાના બાળકોની મદદ લીધી. ધીમે ધીમે કૅનેડાના અન્ય પ્રાંતોમા પણ આ યોજનાનું અનુકરણ થયું. ત્યાર બાદ થોડાજ સમયમા યુરોપ અને અમેરિકાના ઘણાખરા દેશોમા આ કામને માટે બાળકોના અનેક મંડળો સ્થપાયાં. સને ૧૯૨૦ માં જુનીઅર રેડક્રોસ એ આંતર રાષ્ટ્રીય સંસ્થા થઈ, ત્યારથી આજસુધીમા તેના કાર્ય અને વિસ્તારમાં ઝપાટાબંધ વૃદ્ધિ થઇ છે. હાલ જગતમાં જુદા જુદા ૪૬ દેશોમા જુનીઅર રેડક્રોસ કામ કરી રહેલ છે, અને તેમના સભ્યોની એકંદર સંખ્યા ૧ કરોડ ને ૨૦ લાખ જેટલી છે.

**સવિતાઃ**—આપણા દેશમાં પણ જુનીઅર રેડ ક્રોસ સંસ્થા છે ને?

**મોટાભાઈઃ**—હા, છેલ્લાં ૭ વર્ષથી આપણા દેશમાં પણ તેની સ્થાપના થએલી છે. હિંદના જુદા જુદા પ્રાંતોમા આ સંસ્થાની શાખાઓ અને સભ્ય દિનપ્રતિદિન વધતા જાય છે. હાલ આપણા દેશમાં તારાં જેવડા લગભગ ૮૦ હજાર બાળકો આ સંસ્થાના સભ્યો બન્યાં છે.

**સવિતાઃ**—જુનીઅર રેડ ક્રોસનાં ઉદ્દેશ અને પ્રવૃત્તિ તમે પ્રથમ કહ્યાં તેવાજ છે કે તેથી કંઈ ભિન્ન છે?

**મોટાભાઈઃ**—તેવાંજ છે. એ સંસ્થાના સભ્ય બાળકોએ જાતે નીરોગી રહેવા પ્રયત્ન કરવો, સમાજનું આરોગ્ય જળવાય તેને માટે બનતી તજવીજ કરવી અને ઇતર દેશોના બાળકો સાથે બંધુત્વ સાધવું. આ પ્રમાણે જુનીઅર રેડક્રોસ સંસ્થાના મુખ્ય ઉદ્દેશો છે. ટુંકામાં કહીએ તો સેવા એજ તેનું બીરદ છે. શાળામાં અભ્યાસ કરતા છોકરા અને છોકરીઓ આ સંસ્થાના સભ્ય બની સમાજસેવાનાં કાર્યો કરે છે. શાળાના વિદ્યાર્થીઓની સભા કરી પ્રથમ તેમા જુનીઅર રેડ ક્રોસ સંબંધી માહિતી આપવામા આવે છે. પછી તેના સભ્ય થવા ઇચ્છતા વિદ્યાર્થીઓ પોતાનું એક મંડળ બનાવે છે. સામાન્ય રીતે આવા પ્રત્યેક મંડળમાં ૨૫ સભ્યો હોય છે. પ્રત્યેક મંડળના સભ્યો પોતાની અંદરથી પ્રમુખ, ઉપ-પ્રમુખ, મંત્રી, કોષાધ્યક્ષ વગેરે કાર્યવાહકોની નિમણૂક કરે છે.

# સને ૧૯૩૨માં લેવાએલી છોકરાઓ માટેની વ.ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના–ખામીઓ તથા તે સુધારવાની સૂચના સાથે.

ભાષા:—ઘણા વિદ્યાર્થીઓ મુદ્દાસર ઉત્તર આપવાનું જાણતા નહોતા. આપેલા મુદ્દાઓ ઉપરથી ઘણા થોડા વિદ્યાર્થીઓ વાર્તા લખી શકયા હતા. જેઓએ તે લખવાનો યત્ન કર્યો હતો તેઓ તેમાં છેક નિષ્ફળ નીવડયા હતા. વ્યાકરણ અને પૃથક્કરણનું તેઓનું જ્ઞાન કાચું હતું. આ વિષયો યોગ્ય રીતે શિખવાતા નથી એમ માલમ પડે છે. ઘણા વિદ્યાર્થીઓએ જવાબમાં અસંબદ્ધ બાબતો લખી હતી તેથી એમ જણાય છે કે પરીક્ષાનાં પ્રશ્નપત્રોના ઉત્તર કેમ આપવા તે વિષે તેમને તાલીમ આપવામાં આવી નથી. એકજ પાના ઉપર એક કરતાં વધારે પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા.

સૂચના:—શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ભાષાશિક્ષણ થવું જોઇએ અને એટલા માટે ભાષાશિક્ષણના સિદ્ધાંતોને બરાબર અમલમાં મૂકવા જોઇએ કે જેથી સાહિત્ય પરત્વે વિદ્યાર્થીઓમાં રસવૃત્તિ ઉત્પન્ન થાય. નીચલાં ધોરણોના વિદ્યાર્થીઓને નિબંધ લખવાનો પુષ્કળ મહાવરો પડવો જોઇએ જેથી તેઓ યોગ્ય ભાષામાં પોતાના વિચારો જણાવી શકે. શિક્ષકોએ વિદ્યાર્થીઓ સમક્ષ રસિક રીતે વાર્તા કહેવી જોઇએ અને પછી ચર્ચા કર્યા પછી કા. પા. ઉપર મુદ્દાઓ નોંધવા. ત્યારપછી તેમણે વિદ્યાર્થીઓને મુદ્દા ઉપરથી વિસ્તૃત વિવેચન કરવા અથવા નિબંધ લખવા કહેવું જોઇએ. વ્યાકરણના વિષય સંબંધી વિદ્યાર્થીઓનું જ્ઞાન ઘણું કાચું છે એવી ફરિયાદ દર વરસે થાય છે; છતાં પ્રાથમિક શાળાઓમાં વ્યાકરણ પર નજીવું ધ્યાન અપાય છે. દાખલા ઉપરથી નિયમ ઉપર અને નિયમ ઉપરથી દાખલા ઉપર, એ સિદ્ધાંત પ્રમાણે આ વિષયનું શિક્ષણ થવું જોઇએ, અને એટલા માટે પુષ્કળ વહેવાર દાખલાની મદદથી વ્યાકરણના શિક્ષણના સિદ્ધાંતો અમલમાં મૂકવા જોઇએ. ભાષાથી વ્યાકરણ નિરાળું છે, એમ ગણી વ્યાકરણ શીખવવું એ ભૂલભરેલું છે. ભાષાશિક્ષણનાં જુદાં જુદાં સ્વરૂપ સાથે તેનો સંબંધ જોડી શીખવવામાં આવે, તો વિદ્યાર્થીઓ તેમાં રસ લેતા થશે.

નિબંધ:—નિબંધ લખવા માટે ત્રણ વિષયો આપવામાં આવ્યા હતા, અને વિદ્યાર્થીઓને તેમાંથી એક ઉપર નિબંધ લખવાનો હતો, પણ

તેમાંથી એકે વિષય ઉપર તેઓ સંતોષકારક રીતે નિબંધ લખી શક્યા નહોતા, કારણકે તેઓએ મુદ્દાપૂર્વક લખ્યું નહોતું. વળી તેમની વિચાર-સામગ્રી ઓછી હોવાને લીધે એકની એક બાબત ફરી ફરીને લખી હતી. વિચારસંકલના યોગ્ય હતી નહિ. પરિચ્છેદનો અભાવ હતો. વિરામ-ચિહ્નો ઉપર લખતી વખતે ધ્યાન આપ્યું નહોતું, અને જોડણી અસંતોષ-કારક હતી.

**સૂચના**:—કેવળ પાઠ્ય પુસ્તકોજ વાંચીને સંતોષ માની શિક્ષકો અને વિદ્યાર્થીઓ બેસી રહે, તો નિબંધલેખન સુધરે એવી આશા રાખવી વ્યર્થ છે. રસ ઉત્પન્ન કરે એવાં પુસ્તકો વાંચવાની વિદ્યાર્થીઓને સારી ટેવ પાડવી જોઇએ, તેથી તેમની વિચારશક્તિ વધશે અને પોતાના વિચાર જણાવવા માટે તેમની પાસે તે ભંડોળ પણ વધશે. મુખનિબંધ નીચલા ધોરણમાંથીજ શરૂ કરવો જોઇએ; અને વિદ્યાર્થીઓને દરરોજના વહેવારૂ વિષય ઉપર નિબંધ લખવા કહેવું જોઇએ. સારા સારા નિબંધ વર્ગને વાંચી સંભળાવવા જોઇએ. નિબંધલેખન સંબંધી અમુક શૈલીનું અનુકરણ કરવા પણ તેમને કહેવું જોઇએ.

**રિપોર્ટ**:—આ કામ એકંદર સંતોષકારક હતું, પણ અરજી કેમ કરવી એટલે કે અધિકારીઓને કેમ લખવું તે સંબંધી કેટલાક વિદ્યાર્થીઓ જાણતા નહોતા.

**મોઢાનું વાચનઃ**—વિદ્યાર્થીઓ યોગ્ય શબ્દસમૂહો પાડી વાંચી શકતા નહોતા, એટલે એકંદર વાચન ઠીક થતું નહોતું. તેમજ કેટલાક સરળતાથી વાચન કરી શકતા નહોતા. તેઓએ જે વાંચ્યું હોય તે તેઓ સમજી શક્યા નહોતા. અભ્યાસક્રમ પ્રમાણે કવિતાનો મુખ પાઠ કરવામાં આવ્યો નહોતો. તે વિસારી દેવામાં આવ્યું હતું, કારણકે ઘણા વિદ્યાર્થીઓ મોઢેથી કવિતા બોલી શક્યા નહિ. રાગ પ્રમાણે કવિતા ગાઇ શક્યા નહોતા.

**સૂચનાઃ**—શાળાપત્રમાં વારંવાર ટીકા તથા સૂચના પ્રગટ કરવામાં આવે છે છતાં જોઇએ તેટલું ધ્યાન આ વિષય ઉપર આપવામાં આવતું નથી. મુખપાઠ સંબંધી નિયમિત ટેવ વિદ્યાર્થીઓને પાડવામાં આવતી નથી એવું માલમ પડે છે. જ્યારે તેઓ કવિતા મોઢે બોલે છે, ત્યારે કવિ-તાના નિયમોનો તેઓ ભંગ કરે છે. શિક્ષકે યોગ્ય ઢબમાં કવિતા ગાઇ બતાવવી જોઇએ. કવિતાનું વાચન સરળ અને સમજપૂર્વક થવું જોઇએ એ બાબત વિદ્યાર્થીએ સારી રીતે ધ્યાનમાં રાખવી જોઇએ.

શિક્ષકે વાચનની કળા ઉપર પુરતું ધ્યાન આપવું જોઇએ. તેમણે જાતે વાચનનો નમુનો આપી બતાવવો જોઇએ. સામાન્ય રીતે ઉપલાં ધોરણોમાં વિદ્યાર્થીઓને વાંચવાની જોઇએ તેટલી ટેવ પાડવામાં આવતી નથી.

**ગણિતઃ**—આ વિષયમાં વિદ્યાર્થીઓનું કામ એકંદર અસંતોષકારક માલમ પડયું હતું. પ્રશ્નપત્ર કંઇક અઘરો નીવડયો હતો, કારણકે કેટલાક દાખલામાં ગુંચવણ ભરેલી રીતો આવતી હતી. દાખલા ગણતી વખતે કેટલાંક પગથીઆં બતાવવાં જોઇએ, તે બધાં યોગ્ય રીતે બતાવવામાં આવ્યાં નહોતાં. દાખલા ગણતી વખતે તેની પદ્ધતિ અને વ્યાજબીપણા ઉપર ઘણાખરા વિદ્યાર્થીઓએ ધ્યાન આપ્યું નહોતું. કેટલાકને ગણિતનાં મૂળતત્ત્વોનો પણ સમૂળગો ખ્યાલજ નહોતો. માપકરણમાં પણ તેઓનું જ્ઞાન ઘણું કાચું હતું, કારણકે ચોરસ અને ઘનમાપ વચ્ચે શો તફાવત છે તે તેઓ જાણતા નહોતા. 'પૈસાની તેરીખ' અને 'દોકડાની તેરીખ' એટલે શું તેની કેટલાકને ખબર નહોતી. માપકરણ, વખત, કામ અને ઝડપના દાખલા સંતોષકારક રીતે ઘણા થોડા વિદ્યાર્થીઓ ગણી શકયા હતા.

**સૂચનાઃ**—વહેવારૂ દાખલાની મદદથી તેમજ આકૃતિઓથી નીચલાં ધોરણથીજ વિદ્યાર્થીઓને ગણિતના મૂળભૂત સિદ્ધાંતોનું સચોટ જ્ઞાન આપવું જોઇએ. મોંએથી દાખલા ગણવાનો પુષ્કળ મહાવરો વિદ્યાર્થીઓને પાડવો જોઇએ. દાખલા સ્પષ્ટ રીતે અને પદ્ધતિપૂર્વક ગણવા એ બાબત ઉપર હંમેશાં વિશેષ ભાર મૂકવો જોઇએ, તેથી દાખલા ગણતી વખતે પગથીઆં વચ્ચે આંતર સંબંધ કેવા પ્રકારનો છે તે વિદ્યાર્થીઓ સમજી શકે.

**દેશીનામુંઃ**—સંવત્ ૧૯૮૭ માં અધિક માસ હતો, તેની ઘણા વિદ્યાર્થીઓને ખબર નહોતી. વ્યાજ ગણવાની રીતનો તેમજ માસિક હિસાબ કેવી રીતે લખવો, તેનો વિદ્યાર્થીઓને ઘણો ઝાંખો ખ્યાલ હતો. જમા ઉધારની રકમો કયા પાસામાં નાખવી તે તેઓ બરાબર કરી શકયા નહોતા, એથી બંને બાજુની રકમો નોંધવામાં તેઓએ ભૂલો કરી હતી. અક્ષર ઉકલે તેવા નહોતા. આ વિષયમાં સ્વચ્છ લખાણ ઘણી અગત્યની બાબત છે. ઘણા વિદ્યાર્થીઓ હુંડી કેમ લખાય તે જાણતા નહોતા. એકંદર કામ સાધારણ હતું.

**સૂચનાઃ**—આ વિષયના કેવળ સિદ્ધાંત ભાગનું જ્ઞાન વિષય સમજવામાં તેમને મદદકર્તા થઇ નહિ પડે. વહેવારૂ દૃષ્ટાંતરૂપે તેમને વેપારીઓની હુંડીઓ પ્રત્યક્ષ દેખાડવી જોઈએ, જુદી જુદી જાતની હુંડીઓ લખવાનો મહાવરો કરાવીને તે વિષે તેમને સારી સમજણ પાડવી જોઇએ. નમુનારૂપે કેટલાક ચોપડા તેમને બતાવવા જોઇએ; પણ સૌથી સારી રીત તો એ છે

કે તેઓએ પોતાની લેવડદેવડનો હિસાબ જાતે લખી રાખવો. શાળામાં જો સહકારી મંડળી હોય તો આ કામ વધારે રસિક થઈ પડશે અને નામાના સિદ્ધાંતો તેઓ સહેલાઈથી સમજી શકશે.

ઇતિહાસ:—જે પ્રશ્નોના ઉત્તર આપવામાં તર્ક અને કલ્પનાશક્તિની જરૂર પડે તેમ હતું તેવા પ્રશ્નોના ઉત્તર આપવાનો યત્ન ઘણા થોડા વિદ્યાર્થીઓએ કર્યો હતો. જવાબ લખતી વખતે ઐતિહાસિક તારીખોનો ખ્યાલ રાખ્યો નહોતો. પ્રશ્નોના ઉત્તર આપતાં પહેલાં સામાન્ય રીતે તેઓ પ્રશ્નપત્ર વાંચતા નથી. શેર અફઘાન, નુરજહા, અને મમનાઝ મહાલ જેવાં ઐતિહાસિક પાત્રો વિષે તેમને માહીતી નહોતી, અને એ બધાં પાત્રોની સેળભેળ કરી નાખી હતી. મોગલ સમયમા હિંદુ-મુસલમાન કોમો વચ્ચેના આંતરજાતીય લગ્નો, કાયમની જમાબંદી, વગેરે જેવા અગત્યના ઐતિહાસિક બનાવો તેઓ જાણતા નહોતા.

સૂચના:—અમુક બનાવો શીખવવાના હોય તો તારીખવારજ તે શીખવવા એ પદ્ધતિ ભૂલભરેલી છે. વધારે અગત્યની બાબત તો એ છે કે યુગદર્શક કે અગત્યના બનાવો ઇતિહાસમા જે માલમ પડતા હોય તે પહેલાં શીખવવા જોઈએ અને નાના કે ઓછી અગત્યના બનાવો તે વખતે મૂકી દેવા જોઈએ, અને પછી તે શીખવવા જોઈએ. આથી યોગ્ય રીતે વિષય સમજવામાં વિદ્યાર્થીઓને તે ઘણું મદદકર્તા થઈ પડશે. સમયના તકતા પણ બનાવવા જોઈએ કે જેથી તેમને અગત્યના અને સૂચક બનાવોનો તારીખવાર સ્પષ્ટ ખ્યાલ આવી શકે. વર્તમાન સમાજનું સ્વરૂપ ભૂતકાળના સમાજમાંથી ઘડાયું છે એ બાબત ઉપર શીખવતી વખતે ખાસ ભાર મૂકવો જોઈએ. ઇતિહાસના પાઠોમા વિદ્યાર્થીઓને રસ પડે એટલા માટે શિક્ષકોએ રસિક હકીકત બીજી ચોપડીઓમાથી એકઠી કરી રાખવી જોઈએ.

ભૂગોળ:—પ્રાથમિક શાળાઓમાં પ્રાકૃતિક ભૂગોળશિક્ષણ વિસારી દેવામાં આવે છે. પ્રશ્નના ઉત્તર આપતી વખતે વિદ્યાર્થીઓ આકૃતિઓ કાઢતા નથી. કાલ્પનિક મુસાફરી સંબંધીના પ્રશ્નનો ઉત્તર અસ્પષ્ટ હતો. ઘણા વિદ્યાર્થીઓએ હિંદુસ્તાનનો નકશો ઠીક દોર્યો હતો પણ તેમાં સ્થળો મૂકવા બાબતે ભૂલો કરી હતી.

સૂચના:—શિક્ષકે ભૂગોળનો વિષય વધારે વિશાળ દૃષ્ટિથી જોવો. માનુષ અને વર્ણનાત્મક તત્ત્વો તે વિષયના શિક્ષણમાં દાખલ કરવાં જોઈએ,

## સને ૧૯૩૨માં લેવાએલી છોકરાઓ માટેની ઉર્દુ-વ. ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના

બીજો વિષય—નિબંધઃ—

ઉર્દુ-ગુજરાતીઃ—નિબંધલેખન માટે જે વિષયો જાહેર કરવામાં આવ્યા હતા તે વિદ્યાર્થીઓ બરાબર સમજ્યા હતા, પણ તેઓ યોગ્ય રીતે પોતાના વિચાર જણાવી શકયા નહોતા. તેઓ જોડણીમાં કાચા હતા. એકંદર કામ ઠીક હતુ.

ગુજરાતી-ઉર્દુઃ—વાકયરચનામાં ભૂલો થઈ હતી અને વિરામચિહ્નો ઉપર લક્ષ આપવામાં આવ્યું નહોતુ.

ત્રીજો વિષય—ગણિતઃ—

ઉર્દુ-ગુજરાતી—નડિઆદ અને સુરતથી આવેલા વિદ્યાર્થીઓનું કામ ઘણું નિરાશાજનક હતું. દાખલા ગણવામા સ્વચ્છતા અને પદ્ધતિપૂર્વકના કામનો અભાવ નજરે તરી આવતો હતો.

ભૂમિતિઃ—

ઉર્દુ-ગુજરાતીઃ—પ્રશ્નના ઉત્તર ખરાબ હતા. નડિઆદથી આવેલા વિદ્યાર્થીઓનું કામ સાધારણ ધોરણથી ઉતરતા વર્ગનું હતું.

દેશીનામું—

ઉર્દુ ગુજરાતીઃ—આ વિષયમા કામ એકંદર સંતોષકારક હતું.

ગુજરાતી-ઉર્દુઃ—વ્યાજ ગણવામા વિદ્યાર્થીઓએ ઘણી ભૂલો કરી હતી. ઘણા વિદ્યાર્થીઓ એક બાબત નોધવાને બદલે તે બેવડી લખી નાખી હતી.

ચોથો વિષય—ઇતિહાસઃ—

ઉર્દુ-ગુજરાતીઃ—ઘણા થોડા વિદ્યાર્થીઓને મુંબઈ ધારાસભાનો ખરો ખ્યાલ હતો. પ્રશ્નના ઉત્તર ઘણા લંબાણથી આપેલા હતા અને કેટલાક ઉત્તર ઘણા ટૂંકા હતા.

ગુજરાતી-ઉર્દુઃ—થોડાકજ વિદ્યાર્થીઓએ પાંચમા પ્રશ્નનો ઉત્તર આપવાનો યત્ન કર્યો હતો, પણ તેમના જવાબ અસંતોષકારક હતા.

ભૂગોળઃ—

ઉર્દુ-ગુજરાતીઃ—નકશાનું કામ ઘણું ખામીભરેલું હતું. વિષય યોગ્ય પદ્ધતિથી શિખવાતો નથી એમ જણાય છે. પરિણામ એકંદર સંતોષકારક હતું.

છઠ્ઠો વિષય—ઉર્દુ-સાહિત્યઃ—

કવિતાનું શિક્ષણ સામાન્ય રીતે વિસારી દેવામાં આવ્યું છે. ઘણા

થોડા વિદ્યાર્થીઓ કડીઓનો ખરો અર્થ સમજાવી શક્યા હતા. કવિતામાંના વિચારો પુરેપુરા સ્પષ્ટ રીતે તેઓ સમજી શક્યા નહોતા. લખાણકામ ખરાબ હતું. એવું જણાય છે કે નિયમિત રીતે લખાણકામ થતું નથી. વ્યાકરણ પણ વિસારી દેવામાં આવ્યું છે.

**નિબંધ અથવા રિપોર્ટ (ઉર્દુ):—**

નિબંધ અને જોડણીમાં વિદ્યાર્થીઓ કાચા માલમ પડયા હતા. તેઓ તેમના વિચાર યોગ્ય ભાષામાં જણાવી શક્યા નહોતા. તેમનું સામાન્ય જ્ઞાન ઘણું ઓછું હતું.

**ગુજરાતી સાહિત્યઃ—**

તેઓ તેમના વિચાર ટુંકામાં જણાવી શક્યા નહોતા. ગોખણપટ્ટીને ઉત્તેજન આપવામાં આવે છે એમ માલમ પડે છે. વ્યાકરણ શીખવવામાં આવ્યું નથી.

**ગુજરાતી નિબંધ અને રિપોર્ટઃ—**

વિદ્યાર્થીઓમાથી કોઈએ તેના વિચાર યોગ્ય રીતે ગોઠવ્યા નહોતા. ભાષાદ્વારા વિચાર જણાવવાની શક્તિ ઓછી હતી.

**મુખપાઠ-ઉર્દુ અને ગુજરાતીઃ—**

સામાન્ય રીતે મુખપાઠમાં વિદ્યાર્થીઓ ઘણા નબળા હતા. ઘણા વિદ્યાર્થીઓએ અભ્યાસક્રમ પ્રમાણે બધી કવિતાઓ મોંએ કરી નહોતી. ઉર્દુ વાચન વધારે સ્પષ્ટ અને સમજણ ભરેલું થવું જોઈએ.

**પાંચમા વિષયઃ—વિજ્ઞાન-આરોગ્યઃ—**

ગુજરાતી ઉર્દુઃ—જે જે પ્રયોગો તેમને સમજાવવાના હતા તે પ્રયોગોના સિદ્ધાંતોનુ વિદ્યાર્થીઓને જ્ઞાન હતું નહિ. વિજ્ઞાનશાસ્ત્રના પારિભાષિક શબ્દો જેવાકે 'ગુપ્ત ગરમી,' 'દબાણ' તેઓ સમજાવી શક્યા નહોતા. તેઓનું આરોગ્યશાસ્ત્ર સંબંધીનું જ્ઞાન ઘણું કાચું હતું.

**પહેલો વિષય. (બ) અને (ક):—**

ઉર્દુઃ—વ્યાકરણમાં વિદ્યાર્થીઓ ઘણા નબળા હતા. પ્રથક્કરણનું જ્ઞાન ઘણું કાચું હતું. વિવરણને બદલે તેઓએ માત્ર પર્યાય શબ્દો મૂકી સમજુતી આપી હતી. અઘરા શબ્દોને બદલે બીજા નવા શબ્દોજ આપ્યા હતા.

**ગુજરાતીઃ—**

વિદ્યાર્થીઓ વ્યાકરણમાં ઘણા કાચા હતા.

સૂચનાઃ—છોકરાઓ માટેની ગુજરાતી વ. ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામ સંબંધી જે સૂચના આપવામાં આવી છે તે આ સમાલોચના સાથે વાંચવા વિનતિ છે.

# ભરૂચ રેડક્રોસ સોસાઈટીની ડિસ્ટ્રિક્ટ શાખા

ભરૂચ સેનિટરી એસો૦ અને રેડક્રોસ સોસાઇટી ડિ૦ શાખા તરફથી જિલ્લાની વૈદકીય મદદમાં કામ કરનારા શિક્ષકોને વૈદકીય તાલીમ આપવાનો વર્ગ તા. ૨૨–૧૦–૩૨થી તા. ૨૫–૧૦–૩૨ સુધી રાખવામાં આવેલો તેની વિગતઃ—

અત્રે જિલ્લાના ગામોમાં તાત્કાલિક વૈદકીય મદદ આપવાના મધ્ય સ્થળોના શિક્ષકોની ફેરબદલીઓ થવાથી જુદાં જુદાં ૨૦ ગામોના શિક્ષકોને ભરૂચ બોલાવવામાં આવ્યા હતા, પણ તેઓથી ૧૫ ગામના શિક્ષકોએ આ વર્ગમાં હાજરી આપી હતી.

ટ્રેનિંગ કલાસનો કાર્યક્રમ—દરરોજ સવારે સાડા આઠથી સાડા અગીઆર સુધી ભરૂચ સિવિલ હોસ્પિટલમાં મે૦ સિવિલ સરજન સાહેબ, ખા૦ બા૦ ડૉ૦ પી. પી બલસારા, એલ એમ.એન્ડ એસ. બી. એમ. એસ.ની મદદથી શિક્ષકોને હોસ્પિટલના ડૉ૦ એસ. બી. પંડયાની દેખરેખ નીચે ટ્રેનિંગ આપવા માટે ગોઠવણ કરવામાં આવી હતી, અને તેમાં દરરોજ સવારે પ્રેક્ટિકલ ડેમોન્સ્ટ્રેશન જેવા કે જખમ ધોવા, પાટા બાધવા, દવાઓ માપવાનું પ્રમાણ, જખમોની સારવાર તથા તે માટે લેવાની કાળજી વિષેની સઘળી જરૂરી તાલીમ આપવામાં આવી હતી.

તા. ૨૪ મીએ સિવિલ હોસ્પિટલમાં ઓપથેલમિક વૉર્ડમાં ઓ૦ મેડિકલ ઓફિસર ડૉ૦ કે. એચ.કામાકાકાએ આંખની સંભાળ માટે, આંખ ધોવા તથા તેમાં દવા નાખવા વગેરેના કામની માહીતીના પ્રયોગો બનાવ્યા હતા તે ઉપરાંત નવાં જન્મેલાં બાળકોની આખ ધોઈ દવા નાખવા વિષેના ખાસ કામની તાલીમ આપી હતી.

એ રીતે સિવિલ હોસ્પિટલમાં શિક્ષકોને તાલીમ આપવા ઉપરાંત જે. ડી. વકીલ સેનિટરી મ્યુઝીઅમ હોલમાં બપોરે ૩થી ૬સુધી શહેરના જાણીતા ડૉ૦ કેવળચંદ ટી. વખારીઆ, ડૉ૦ એન૦ વી. પટેલ વગેરેએ દવાઓ વાપરવા વિષે તથા તેનો ઉપયોગ તેમજ તે માટેની સઘળી માહીતીઓ વિષેની સમજુતી આપી હતી.

વૈદકીય તાલીમ ઉપરાંત શિક્ષકોને અકસ્માતમાં તાત્કાલિક મદદ, દર્દીની સારવાર,જુનીઅર રેડક્રોસ તથા રેડક્રોસ સોસાઇટીના ઉદ્દેશો,સેનિટરી મ્યુઝીઅમમાં ગોઠવેલા નમુનાઓ, ચિત્રો વગેરેનાં ભાષણો એસો૦ ના ડેમોન્સ્ટ્રેટર મિ. ચીમનલાલ ટી.શાહે આપ્યાં હતા. તા. ૨૩–૧૦–૩૨ને રોજ રેડ-

ક્રોસ સોસાઇટીની ઉત્પત્તિ વિષે તથા તેના ઉદ્દેશો તેમજ દુનિઆના જુદા જુદા દેશોમાં તેની પ્રવૃત્તિઓની મેજિકલેન્ટર્ન સ્લાઇડ્ઝ બતાવવામાં આવી હતી.

આ વર્ગની તાલીમ આપવા માટે ભરૂચ સિવિલ હોસ્પિટલના મે૦ સિવિલ સરજન સાહેબ ખાં૦ બા૦ ડૉ૦ પી.પી. બલસારા, એલ. એમ. એન્ડ એસ.બી. એમ. એસ. ભરૂચ ડિ૦ સ્કૂલ બોર્ડ તથા ડૉ૦એન. વી.પટેલ, ડૉ૦ એસ. બી૦ પંડ્યા તથા ડૉ૦ કેવળચંદ ટી. વખારીઆનો ભરૂચ સેનિટરી એસોસિએશન અને રેડક્રોસ સોસાઇટી તરફથી આભાર માનવામાં આવે છે. આ વર્ગ ચલાવવા માટે શિક્ષકોને જવા આવવા માટે રેલ્વે ભાડું, ગાડા ખર્ચ, ખાધા ખર્ચ, વગેરેનો કુલ ખર્ચ રૂ. ૫૬) થયો છે.

---

## (સિંધ પ્રાંત બાદ કરતાં) મુંબઈ ઇલાકામાંની છોકરાઓ માટેની ગુજરાતી-ઉર્દુ પ્રાથમિક શાળાઓ માટેનો અભ્યાસક્રમ

---

[ટીપ.—૧. આ અભ્યાસક્રમ પ્રમાણે સ્થાનિક દેશી ભાષામાં શિક્ષણ આપવું.

૨. શાળામાં બાગબાનીના કામ માટેની જગા તથા સગવડમાં પુષ્કળ ફેરફાર રહેશે. સ્થિતિ અનુકૂળ હોય ત્યાં કેવી જાતનું કામ કરવું તે આ સૂચનામાં દર્શાવ્યું છે. ઓછી અનુકૂળ સ્થિતિમાં શિક્ષકે જે કંઈ સાધન ઉપલબ્ધ થતા હોય તેનો સૌથી સારો ઉપયોગ કરવો. શિષ્યો કામની શરૂઆત કરે તેમ ઉત્તેજન આપવું. ]

### બાળવર્ગનું ધોરણ

પહેલો વિષય—સરકારી બાળપોથીનું વાચન. ચાલેલી ચોપડીની કવિતા વર્ગમાં ગાવી.

**બીજો વિષય**—મૂળાક્ષર અને 'બારાખડી' પુરી. સાદા શબ્દો પાટીઆ ઉપર અથવા સ્લેટ ઉપર મોટા અક્ષરે લખવા.

**ત્રીજો વિષય.**—

ગણિતઃ—

**૧. સંખ્યાનું જ્ઞાનઃ**—૧૦૦ સુધીની સંખ્યાની ગણતરી, વાચન અને લેખન (પદાર્થો વડે ગણતરી કરે એવું શિક્ષણ આપવું).

**૨. સંખ્યા સમૂહનું જ્ઞાન:**—બે બે, ત્રણ ત્રણ, ચાર ચાર, પાંચ પાંચ, અને દશ દશના જૂથમાં પદાર્થોને એકઠા કરી તેથી થતી સંખ્યાનું જ્ઞાન આપવું.

**૩. મોઢાના સરવાળા:**—૧૦૦ સુધીની ગમે તે સંખ્યામા ૫ સુધીની ગમે તે સંખ્યા ઉમેરી તે બન્ને રકમોનો સરવાળો મોટે ગણવો અને ૨૮+૪, અને ૯૮+૫, એવી જે રકમોમા નવા દશક કે શતક ઉમેરવા પડે તેવી રકમો છોડી દેવી. શિક્ષણના આરંભમા સરવાળાનો જે જવાબ આવ્યો હોય તેનો વાસ્તવિક રીતે પદાર્થોની ગણતરી કરાવી તાળો મેળવવો.

## ભૂમિતિ:—

**૧. આકાર:**—ઘન (ઘનાકાર),ગોળા વગેરે જેવા નક્કર પદાર્થો બાળકના હાથમાં મૂકીને તેમની બાજુઓ, ધારો, ખુણાઓ અને ગોળાના ભાગ (વાંકાશ) વક્રતા વગેરે બાબતથી બાળકોને વાકેફ કરવાં.

**૨. ચીતરવું:**—કાળા પાટીઆપર કે પાટીપર આ પદાર્થોનો આકાર કે દેખાવ ચીતરવો.

**૩. કાગળ વાળવા કે સળરચના:**—ચોરસ અને લંબચોરસ કાગળ વાળવા.

**ચોથો વિષય.**—બાળવર્ગમાં હેઠળના વિષયોનું યોગ્ય શિક્ષણ આપવાનું દાખલ કરવાને હરકત નથી:—

(અ) **કુદરત સંબંધીનું શિક્ષણ** —ખેતરમાં અથવા બાગમાં સાધારણ છોડવાઓ અને સાધારણ પ્રાણીઓ વિષેનુ શિક્ષણ શિક્ષકે વાતચીતદ્વારા આપવું.

શાળામાં બાગબાનીનું શિક્ષણ.—બાળકોએ ઘેરથી ઘણાં નાનાં કુંડાં અથવા નાળિએરનાં કાચલાં લાવવાં, તેમા માટી ભરવી અને બીઆં વાવવાં તથા તેમની સંભાળ લેવી. શાળાના સાધારણ બાગમાંથી અથવા વર્ગના પ્લૉટમાંથી નિંદવાનું, કાંકરા, સુકાં પાંદડા, વગેરે એકઠા કરવાનું કામ શિક્ષકની સાથે મળીને બધાએ કરવું.

(બ) સાદા ડ્રૉઈંગ સાથે સાદા આકાર, રંગ તથા બહુ જાણીતી વસ્તુઓનું શિક્ષણ.

(ક) મુખ્ય મહેતાજીએ અથવા ટ્રેન્ડ આસિસ્ટંટે સાદી અને રસિક વાર્તાઓ કહી જવી.

---

*સરકારી વાચનમાળાની ચોપડીનું નામ લખ્યું હશે ત્યાં તેટલીજ અધરી અને માન્ય ગુણોવાળી બીજી કોઇ ચોપડી આ ખાતા તરફથી કબૂલ રાખવામાં આવશે. જો ઇન્સ્પેક્ટરની એવી ખાતરી થાય કે વાચન માટેની ચોપડીનો શીખવેલો ભાગ, તે તૈયાર કરવાની રીત જોતાં વર્ષના પુરા ક્રમ જેટલો છે, તો ચોપડીનો ઠરાવેલો બધો ભાગ શીખવવોજ જોઈએ એમ જરૂર રહેતી નથી.

(ક) સાદાં ગીતો મોઢે બોલાવવાં અને સાથે ગવરાવવાં.

(ઘ) બાળકવાયત, કસરત અને રમતો.

(ઙ) નિશાળની સગવડ પ્રમાણે થોડાક કિન્ડરગાર્ટનના પાઠો.

**પાંચમો વિષય.**—ચિત્રકામ—રેતી, જમીન કે ભીંતની સપાટી ઉપર, કાગળનાં પુઠાં કે કાળા પાટીઆં ઉપર, સળીઓ, આંગળીઓ, અને ચાકવડે મોટા પ્રમાણમાં રેખાકૃતિઓ અને પિંડચિત્ર કઢાવવાં, અને બની શકે ત્યારે ગાખા રંગીન કે સફેદ કાગળપર રંગીન ચાકથી કે પીંછીથી નાના માપનાં ચિત્ર દોરાવવાં.

બની શકે ત્યાંસુધી જે પદાર્થો બાળકોને પરિચિત હોય તેમજ ઘણા સાદા, ખાચાખુંચી વિનાના, અને એક રંગવાળા અથવા સ્પષ્ટ જણાઈ આવે એવા અનેક રંગોવાળા હોય તેવા ખરેખરા (કુદરતી કે બનાવટી) પદાર્થો પરથી ચિત્રકામ કરાવવું (જેમ કે, પરબીડીઆં, પતંગ, સાદો વાવટો, ફરવા જવાની લાકડી, દડો, આડની, તવેથો, લાકડાની પાટી, નારંગી, પાંદડું, વગેરે).

જાણીતી વસ્તુઓના આકારમાં કાપી કાઢેલાં કાગળનાં પુઠાંની આસપાસ પેન્સિલ ફેરવીને અથવા તે નમુનો જોઇને રેખાકૃતિ દોરાવવી; અને તેમાં બાળકો કને રંગ પુરાવવા. શિક્ષકોએ તેમજ બાળકોએ પુઠાંમાંથી આકારો કાપી કાઢવા.

રંગના નામ અને કયા રંગની સાથે કયો રંગ વધારે શોભે તે જુદા જુદા રંગના બોરની જાતનાં ફળો, બીઆં, મણકા, રંગીન કાગળની ચકતીઓ વગેરેનો ઉપયોગ કરી શીખવવું. આવાં સાધનો વડે આકારનાં નામ અને બની શકે ત્યાં સાદી રચનાકૃતિ બનાવતાં શીખવવું.

સ્મૃતિ ઉપરથી દોરવાના અને કલ્પનાત્મક ચિત્રકામ. એમાં બાળકોને પોતાની મેળે વાર્તા વગેરેનાં ચિત્રો દોરવાનું ઉત્તેજન આપવું, અને તેમને તેમની ઇચ્છાનુસાર દોરવા દેવું, પણ તેમણે જે ચિતર્યું હોય તે તેઓ પોતાની મેળે બીજાને સમજાવી શકે એવું હોવું જોઈએ. સૂચના માટે પુરવણી બ જુઓ.

ટીપ.—ગણતરી કરવી, શબ્દ [illegible] સૃષ્ટિજ્ઞાન, શાળામાં બાગબાની, પદાર્થપાઠો, ચિત્રકામ, [illegible] રમતો તથા ઉદ્યોગો એ સર્વ બને ત્યાંસુધી [illegible] બીજા [illegible]

પહે[illegible] ... ૩૫

પાઠનું વાચન, ચાલેલા ભાગની સમજુતી, ચાલેલી ચોપડીની કવિતા સાથે મળી ગાવી.

**બીજો વિષય**—જોડાક્ષર ન આવતા હોય તેવા શબ્દો પાટીઆ અથવા સ્લેટ ઉપર મોટા અક્ષરે લખવા. મરાઠી જિલ્લાઓમાં મોઢી મૂળાક્ષરો વધારામાં શીખવવા.

**ત્રીજો વિષય.**—

ગણિતઃ—

૧. સંખ્યા—૧,૦૦૦ સુધીની સંખ્યાનું લેખન અને વાચન. એકમ, દશક, અને શતકનું જ્ઞાન. શૂન્યનો ઉપયોગ.

૨. સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારની ચાર સાદી રીતોઃ—

(અ) ૧૦૦ સુધીની ગમે તે સંખ્યામા ૧૦ સુધીની ગમે તે રકમ મોઢેથી ઉમેરવી અથવા તેમાંથી બાદ કરવી.

બે આંકડાની રકમોના સરવાળા બાદબાકીના સહેલા દાખલા લખાવી ગણાવવા. નાણાંની રકમોના સરવાળા અને બાદબાકીના સહેલા દાખલા.

(બ) મોઢાના ગુણાકાર, જેવાકે :—

(૧) એકની એકજ રકમનો બે કે તેથી વધારે વાર સરવાળો. દાખલા તરીકે કે, ૩+૩+૩=૯.

(૨) એકની એકજ રકમનો બે કે તેથી વધારે વાર ગુણાકાર. દાખલા તરીકે કે, ૩×૩=૯.

(ક) મોઢાના ભાગાકાર જેવાકે સંખ્યાનું માપ જેમ કે ૮ માં ૨ કેટલી વાર આવે છે?

૩. આંક.—પદાર્થોની મદદથી ૧૦×૧૦ સુધીના આંક. અને તેવા આંકની અંદરના સવાલો આવે તેવા સહેલા મોઢાના દાખલા.

૪. દેશી ચલણી નાણાં.—દેશી નાણાંના કોષ્ટકો* અને ચલણી નાણાંની માહિતી. દરરોજના વ્યવહારમાં ઉપયોગમાં આવે તેવા દાખલા ગણવામાં તેમનો ઉપયોગ કરાવવો.

ટીપ.—ધોરણ ૧ લામાં લેખન જેમ બને તેમ સાફુંજ રાખવું.

ભૂમિતિઃ—

૧. આકૃતિરચના (ડિઝાઈન).—ચોરસ અને લંબચોરસ આકૃતિઓમાં સીધી લીટીઓ કે ચીરા મૂકીને ડિઝાઈનો તૈયાર કરાવવી.

* કોષ્ટકો માટે, પુરવણી ક જુઓ.

૨. ચિત્રકામઃ—પેટીઓ, ચોકઠાં, ચોરસ, લંબચોરસ, કાટખુણા વગેરેનાં સાદાં ચિત્રો.

**ચોથો વિષય.—**

સૃષ્ટિજ્ઞાન.—(અ) રોપાઓ સજીવ છે અને મોટા થાય છે એવી વિદ્યાર્થીઓને ખાતરી આપવા સારૂ નિશાળના બગીચામાં અથવા તેની નજીકમાં હોય તે તપાસવા. રોપા કેમ વધે છે તે તપાસવા સારૂ ભિનાશવાળી રેતીમાં બી વાવવાં.

મળી શકે તેવા છએક રોપા તથા તેના ચોક્કસ જુદા જુદા ભાગો જેવા કે મુળીઉં, દાંડી, પાંદડાં, ફૂલ, ફળો તપાસવાં.

(બ) (૧) ભેંસ તથા ગાય અથવા બળદને,

(૨) મેંઢા તથા બકરાને,

(૩) પોપટ તથા કાગડાને

એક બીજા સાથે સરખાવવાં અને બન્ને વચ્ચેના ભિન્ન ગુણો બતાવવા.

(ક) આકાશ તથા આકાશમાં આપણે શું શું જોઈએ છે તેઃ આકાશ, વાદળાં, સૂર્ય, ચંદ્ર તથા તારા.

વરસાદનું પાણીઃ તે કયાંથી આવે છે, કયાં જાય છે અને તેથી શું થાય છે.

શાળામાં બાગબાની.—વર્ગના પ્લૉટમાં નરમ જમીનમાં ખોદવા માટે ખુર્પીનો ઉપયોગ કરવો તથા તે વડે ખોદવાનો મહાવરો પાડવો. છએક રોપા ઉગાડતા શીખવવું અને સામાન્ય રીતે શિક્ષકની દેખરેખ હેઠળ કામ કરવું. સાધારણ રીતે એક સાથે ૧૫ કરતાં વધારે વિદ્યાર્થીઓ પાસે કામ કરાવવું નહિ.

(સૃષ્ટિજ્ઞાનના અભ્યાસની યોજનામાં સમાવેશ ન થયો હોય તેવા) જાણીતા પદાર્થો તથા કુદરતી બનાવો ઉપર ૭ પદાર્થપાઠો.

(ડ) સાદી તથા રસિક વાર્તાઓ કહેવી અને તે છોકરાંઓ પાસે તેમના પોતાના શબ્દોમાં કહેવડાવવી.

(ઇ) કિન્ડર-ગાર્ટનના પાઠો, કવાયત, કસરત અને રમતો ચાલુ રાખવાં.

(ફ) ચિત્રકામ.—બાળવર્ગના અભ્યાસ જેટલોજ.

**પાંચમો વિષય.**—ઉર્દુ મૂળાક્ષરો વાંચવાનું અને લખવાનું અને બે અક્ષરોના સાદા શબ્દો બનાવવાનું શિક્ષણ.

## ધોરણ ૨ જું

**પહેલો વિષયઃ**—સરકારી વાચનમાળાની બીજી ચોપડીમાંથી પસંદ

કરેલા ૩૦ પાઠનું વાચન, ચાલેલા ભાગની સમજુતી સાથે. ચાલેલી ચોપડીમાંથી કવિતા, અર્થના સામાન્ય જ્ઞાન તથા મુખપાઠ સાથે.

મરાઠી જિલ્લાઓમાં વધારામાં મોટી બાળપોથીનું વાચન.

**બીજો વિષય.**—(અ) ચાલેલી ચોપડી અથવા ચોપડીઓમાંથી મોટા અક્ષરે ડિક્ટેશન લખવું. શબ્દો છુટા પાડીને લખવા.

(બ) મોટા અક્ષર લખવા. પુરી લખેલી કૉપીબુક બતાવવી.

**ત્રીજો વિષયઃ—**

ગણિતઃ—

૧. સંખ્યા.—૧ લાખ (૧,૦૦,૦૦૦) સુધીની સંખ્યાનું લેખન અને વાચન.

૨. સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારની ચાર સાદી રીતોઃ—

(અ) ૧૦,૦૦૦ સુધીની સંખ્યાના સરવાળા અને બાદબાકી. વત્તા + અને ઓછાનાં − ચિહ્નોનો ઉપયોગ, અને

(બ) વધારેમાં વધારે બે અંકસ્થાનની રકમ વડે ૧૦,૦૦૦ સુધીની કોઈપણ સંખ્યાનો ગુણાકાર (બને ત્યાંસુધી ગુણકની રકમના ડાબી બાજુના આંકડાથી ગુણાકાર કરવાની શરૂઆત કરાવવી).

(ક) ભાગાકાર, જેવા કેઃ—

(૧) 'માપ'.—ઉ. ૧૬માં ૪ કેટલી વાર આવે છે?

(૨) 'વહેંચવું'.—ઉ. ૧૬નો ચોથો ભાગ શું?

બન્ને પ્રકારના દાખલાની રીતોનો પરસ્પર સંબંધ સમજાવવો.

વધારેમાં વધારે બે રકમની સંખ્યાથી ૧૦,૦૦૦ સુધીની કોઈપણ સંખ્યાને ભાગવી; અને તે પણ શીખી ગએલા આંકના ગડીઆમાં જે સંખ્યા આવી ગઈ હોય તે સંખ્યાથીજ ભાગવી. ગુણ્યા × અને ÷ ભાગ્યાનાં ચિહ્નોનો ઉપયોગ.

૩. આંક.—૧૦×૨૦=૨૦૦ સુધીના આંકના ગડીઆ.

વખત, લંબાઈ, તોલ અને માપનાં સ્થાનિક ઉપયોગનાં કોષ્ટક*; અને તેમનો ઉપયોગ જેમાં કરાય તેવા સહેલા દાખલા. (બાળકોએ પોતાને હાથેજ તોલ માપનાં કાટલાં વગેરેનો ઉપયોગ કરીને તોલ અને માપ કાઢતા શીખવું.)

૪. અપૂર્ણાંક—સાદા અપૂર્ણાંક. જેવા કે, ½, ¼, ¾, ૧½, ૧¼, વગેરે અને તેમને લખવાની દેશી રીત.

ભૂમિતિ

૧. આકૃતિરચના.—ધોરણ ૧લામાં કહેલા કામ કરતાં વધારે આગળનો અભ્યાસ.

---

*કોષ્ટકો માટે જુઓ પુરવણી ક

૩. આંક.—(અ) પાછલાં ધોરણોમાં ચાલી ગએલો અભ્યાસ અને ગુજરાતી શાળાઓ માટે ૨૪, ૩૦, ૩૨ અને ૪૦ના ગડીઆ.

(બ) અંગ્રેજી નાણાંનાં કોષ્ટકો.*

૪. અપૂર્ણાંક.—પાછલા ધોરણોમાં ચાલી ગએલા અપૂર્ણાંકના અભ્યાસમાં વધારો.

$\frac{1}{2}=\frac{2}{4}=\frac{5}{10}$ વગેરે પ્રમાણની સમજુતી.

સાદા અપૂર્ણાંકના સરવાળા અને બાદબાકી.

૫. પ્રમાણ.—એકમરીતિ. એકમરીતિની પદ્ધતિ પ્રમાણે સમ પ્રમાણના ત્રિરાશિના સાદા દાખલા.

ટીપ—ઉપરની સર્વ બાબતોનો દરરોજના વ્યવહારમાં ઉપયોગ કરી શકાય અને મોઢેથી ગણી શકાય તેવા સહેલા દાખલા.

ભૂમિતિઃ—

૧. ચિત્રકામ—માપ યા અંતર પ્રમાણે ચિત્રકામ.

વર્તુલ ચિતરવાં, નળાકાર પેટીઓ બનાવવી વગેરે.

૨. કાગળ વાળવા યા સળરચના. ગોળાકાર પ્રમાણે કાગળોને વાળવા.

**ચોથો વિષય.**—ભૂગોળ-બની શકે ત્યાંસુધી પ્રત્યક્ષ અવલોકનથી તથા માટીના અથવા બીજા નમુનાથી ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ શીખવીને પછી નકશામાં બતાવવી. નકશામાં ભૂતળરચના બતાવી હોય તે ઉપરથી દેશના ઉચ્ચ્નિચાણના દેખાવ તથા તેનાં સામાન્ય લક્ષણો વિષે અનુમાન કરવાને છોકરાઓને મહાવરો પડાવવો. (નકશાના) સ્કેલનું જ્ઞાન અને સ્કેલથી નકશા ઉપર અંતરો માપવાં. જિલ્લા અથવા એજન્સિની ભૂતળ તથા રાજકીય ભૂગોળ; જે જે ઉદ્યોગ ત્યાં ચાલતા હોય તેમજ સ્થળો વચ્ચે વ્યવહારનાં જે સાધનો તેમાં હોય તે વગેરે તથા વિભાગની સામાન્ય ભૂગોળ. શિક્ષકે પાટીઆ ઉપર દોરેલા નકશાના ખોખામાં છોકરાંઓએ જગાઓ પુરવી.

**પાંચમો વિષય.**—

સૃષ્ટિજ્ઞાન—(અ) મુળાઉ તથા રોપાને મુળીઆનો ખપ; રેસાવાળાં મુળીઆં, મુખ્ય મુળાઉ, તથા કંદવાળું મુળાઉ એ બધા વચ્ચેનો તફાવત.

દાંડી—જુદી જુદી જાતની દાંડી, જેવી કે, ઉભી, જમીનપર પથરાતી, કોઈને આધારે ઉંચે ચઢતી તથા જમીનની તળીએથી જતી અને તેમનો ઉપયોગ દાંડીને આડી કાપીને ચકરડાવાળા અથવા ચકરડા વગરના કટકાનો અભ્યાસ.

---

* કોષ્ટકો માટે જુઓ પુરવણી ક.

પાંદડાં—છોકરાંઓએ પોતે ભેગાં કરેલાં પાંદડાંમાં શા શા ફેરફારો છે તે બતાવતાં તેમને શીખવવું.

(બ) છોકરાંઓ જાણતાં હોય તેવા પક્ષીઓની સાધારણ ખાસિયત તથા તેમના વિશેષ ગુણ. પક્ષિઓની રહેઠાણની જગા, ખોરાક, ચાંચ તથા પંજા પ્રમાણે તેમના વર્ગ પાડવા.

(ક) દિવસે દિવસે ચંદ્રમા કયાંથી કયા જતો જાય છે તથા કેટલો નાનો મોટો થતો જાય છે તેનું અવલોકન કરવું.

વાદળાં—કેવી રીતે બને છે તે તથા કેવા પ્રકારનાં (ઘેરાં અને આછાં) હોય છે તે; વાદળ પર પવનની અસર.

ખડકો તથા માટી; વહેતા પાણીની તેના પર અસર.

શાળામાં બાગબાની.—જમીન તૈયાર કરવાનું બધાને સાથે શીખવવું. બની શકે ત્યાં ૫' × ૬' ના પ્લૉટમાં ત્રણ ત્રણ છોકરા પાસે સાથે કામ કરાવવું અને સૃષ્ટિજ્ઞાનના અભ્યાસમાટે જોઈતા રોપાઓ ઉગાડવા. મુળીઆં જેવા કે, મુળા, ગાજર, અને કંદ જેવા કે, બટાટા, આદુ, હળદર, કાંદા, શકરીઆં, ભાજી, જેવી કે, મેથી, અળુ, પોકલા, અને કાચાં ખવાતાં શાક જેવા કે, મરચાં, વેંગણ, કાકડી.

ચાલેલી ચોપડીમાં વર્ણવેલા અથવા કોઇપણ અનુકૂળ ટેક્સ્ટ-બુકમાંથી લીધેલા (સૃષ્ટિજ્ઞાનની યોજનામાં આવી નહિ જતા) પદાર્થો તથા કુદરતી બનાવો પર ૧૨ પદાર્થપાઠો.

(ડ) ચિત્રકામ.—પાછલાં ધોરણનો અભ્યાસ આગળ ચલાવવો, અને વિશેષમા આંખની સમસપાટીમા ઉભી સ્થિતિમાં ગોઠવેલા નળાકાર, શંકુ આકાર અને કાટખુણ ચોખુણ આકારના બનેલા પદાર્થો તેમજ કુદરતી નમુના જેવા કે પાંદડાવાળી કુમળી ડાળીઓ, વગેરે દોરતા શીખવવું.

સીધી ધારવાળા યોગ્ય પદાર્થોનું (જેમ કે, દીવાસળીની પેટીનું) બાળકો પાસે માપ લેવડાવવું અને તેટલાજ માપનું તેમજ સાદા પ્રમાણવાળું ચિત્ર ફુટપટી વગેરેથી દોરાવવું. સૂચના માટે પુરવણી બ જુઓ.

છઠ્ઠો વિષય.—સરકારી વાચનમાળાની ઉર્દુ બીજી ચોપડીમાંથી પસંદ કરેલા ૪૦ પાનાનું વાચન, ચાલેલા પાઠની સમજુતી સાથે. તેજ ચોપડીમાંની કવિતાની ૨૦ બેતોનો મુખપાઠ તથા સમજુતી. ચોપડીના ચાલેલા ભાગમાંથી બે લીટીનું ડિક્ટેશન મોટે અક્ષરે લખવું. પુરી લખેલી કોપીબુક બતાવવી.

## ધોરણ ૪ થું

(આ ધોરણ પુરૂં કર્યા પછી છોકરાંઓને અંગ્રેજી ભણવાની રજા આપવામાં આવે છે.)

**પહેલો વિષય.**—(અ) સરકારી વાચનમાળાની ચોથી ચોપડીમાંથી પસંદ કરેલા ૪૦ પાઠનું વાચન, ચાલેલા ભાગની સમજુતી અને શબ્દોના અર્થ સાથે સાદું વ્યાકરણ અને સહેલું પદચ્છેદ.

(બ) ચાલેલી ચોપડીમાંથી ૫ કવિતાનો મુખપાઠ અને સમજુતી.

(ક) વાંચી શકાય એવા હસ્તલેખનું વાચન. મરાઠી જિલ્લાઓમાં વધારામાં મોડી બીજી ચોપડીનાં અડધા ભાગનું વાચન.

**બીજો વિષય.**—(અ) ચાલેલી ચોપડી અથવા ચોપડીઓમાંથી ચાર લીટીનું ડિકટેશન.

(બ) ઝીણા અક્ષરો લખવા. પુરી લખેલી કોપીબુક બતાવવી.

**ત્રીજો વિષયઃ—**

ગણિતઃ—

૧. સંખ્યા.—અવયવો. કોઈ સંખ્યાને તેના નિઃશેષ અવિભાજ્ય અવયવોના રૂપમાં મૂકવી. ઉ. ૩૬૦=૨×૨×૨×૩×૩×૫.

કોઇપણ સંખ્યાના નિઃશેષ અવિભાજ્ય અવયવો શોધી કાઢવાની રીત.

ગણિતનું કામ સરળ કે સહેલું કરવાની યુક્તિઓ કે ટુંકી રીતો, જેમ કે-

કોઇપણ રકમને ૫૧ કે ૪૯ વડે ગુણવી હોય તો તે ગુણક વડે સીધો ગુણાકાર ન કરતાં ગુણ્યને ૫૦ વડે ગુણીને જે ગુણાકાર આવે તેમાં ગુણ્ય ઉમેરી દેવા; ને ગુણક ૪૯ હોય તો ૫૦ વડે ગુણીને જે ગુણાકાર આવે તેમાંથી ગુણ્ય બાદ કરવા. ૨૫, ૧૨૫ વડે ગુણવા અને ભાગવાનું કામ.

૨. અપૂર્ણાંક-(અ) અપૂર્ણાંકના સરવાળા અને બાદબાકીના સહેલા અને સરળ દાખલા.

(બ) "ના" ના ચિહ્નોવાળા ગુણાકાર. અપૂર્ણાંક વડે અપૂર્ણાંકનો ભાગાકાર. વિષમ અપૂર્ણાંકો.

(ક) છેદ ઉડાડવાની જરૂરિઆત અને બીન જરૂરિઆત.

૩. પ્રમાણ.—એકમરીતિ એકમરીતિથી ત્રિરાશિ અને પંચરાશિના દાખલા; સહેલા વ્યવહાર દાખલા.

૪. વ્યાજ.—સાદું વ્યાજઃ—

(અ) માત્ર વ્યાજ ગણવું.

(બ) દેશી રીત પ્રમાણે વ્યાજ ગણવું.

૫. માપકરણ.—(અ) લંબચોરસનું ક્ષેત્રફળ કાઢવાના દાખલાની રીતની વ્યવહારૂ કે પ્રાયોગિક સમજુતી. ભોંયપર પથ્થર બેસાડવા, દિવાલો "રંગવી", વગેરે કામના ખર્ચ ગણવાના દાખલા. ચોરસમાપ અને ઘનમાપ.

(બ) માપ શોધી કાઢવા સહેલા દાખલા. ઘનમાપ.

૬. હિસાબી કામ—(નામું) ચોપડાવહી લખવાનું પ્રાયગિક જ્ઞાન (માત્ર સામાન્ય ખ્યાલ) બાળકોને તેમની શાળાના કાગળ, પેન્સિલ વગેરે ચીજો માટેના મંડળનો હિસાબ રાખવાનું કહેવું.

ભૂમિતિ.—

૧, વર્તુળો.—ખુણાની માહિતી. વર્તુળના અંશમાં ભાગો પાડવા. કમ્પાસનાં બિંદુઓ.

૨. ક્ષેત્રફળ.—લંબચોરસનું ક્ષેત્રફળ. જેમ કે, ક્ષ (ક્ષેત્રફળ)=પ (પાયો) ×ઉ (ઉંચાઈ) ત્રિકોણનું ક્ષેત્રફળ. જેમ કે, ક્ષ $= \frac{\text{પ} \times \text{ઉ}}{૨}$

૩. ઘનફળ—ઘનફળ કે માપનું પ્રમાણ ગણતરી કરીને અથવા બીજા પ્રવાહી પદાર્થ મૂકીને કરવું.

ટીપ:—(અ) મોઢાનું કામ લેખી કામની પહેલાં થવું જોઈએ. ત્વરાથી દાખલા ગણવાની સરળતાનો ગુણ કેળવવાની ખાતર મુખગણિત શીખવવું; પણ પ્રશ્નો સાદા અને દરરોજના જીવનવ્યવહારમાં ઉપયોગમાં આવે તેવા પૂછવા.

(બ) વિશેષ સંખ્યાના દાખલા જેમ બને તેમ પૂછવા. વિદ્યાર્થીના જ્ઞાન અને અનુભવમાં આવતી ચીજો અને બાબતો દાખલામાં પૂછવી.

(ક) લાંબા અને ગુંચવાડો કરે એવી ગણતરીના દાખલા પૂછવા નહિ.

**ચોથો વિષય.**—(અ) પ્રાંતનો ઇતિહાસ. આ વિષયનું શિક્ષણ સાદી અને રસુજી વાર્તાઓ મારફત આપવું.

(બ) પ્રાંતના ખાસ જ્ઞાન સાથે ઇલાકાનું અને હિંદુસ્તાનનું સામાન્ય જ્ઞાન. શિક્ષકે દોરેલા હિંદુસ્તાનના નકશાના ખોખામાં છોકરાઓએ જગાઓ પુરવી.

**પાંચમો વિષય.**—

સૃષ્ટિજ્ઞાન—(અ) પાંદડાઓનો પ્રકાશ તથા પાણી સાથે સંબંધ.

ફૂલના ભાગો તથા તેમનો ઉપયોગ.

ફળ.—રસવાળાં તથા સુકાં, ફળના ભાગ. બીમાંથી ફણગો કેમ ફુટે છે તે બતાવવા સાદા અખતરા.

(બ) અવલોકન હેઠળ રાખેલા કોઈપણ જીવડા (જેવા કે પતંગીઉં અથવા રેશમના કીડા) નો તથા દેડકાનો જીવન હેવાલ. માછલી (મળી

(બ) મોટા વહીવટી અક્ષર લખવા. પુરી કૉપીબુક બતાવવી.

**ત્રીજો વિષય.**—(અ) ચોથા ધોરણના અભ્યાસ ઉપરાંત, દશાંશ અપૂર્ણાંક અને સાદું અને ચક્રવૃદ્ધિ વ્યાજ પુરૂં.

(બ) મુખગણિત—ચોથા ધોરણના અભ્યાસ ઉપરાંત નીચેનાં ગુણોત્તર વાપરવા પડે તેવા દાખલા, એટલે કે, ૮, ૧૦, ૧૬, ૩૨, ૬૪, ૨૪૦, ૨૫૬ અને ૩૨૦.

**ચોથો વિષય.**—(અ) હિંદુસ્તાનનો ઇતિહાસ. મુસલમાનો આવ્યા ત્યારપછીના કાળનો, ઇ. સ. ૭૧૨ થી ૧૭૬૧ સુધીનો, અથવા તે કાળના ૭ મહાપુરુષોનાં જીવનચરિત્ર.

(બ) એશિઆખંડની સામાન્ય ભૂગોળ, હિંદુસ્તાનની ભૂતલ, રાજકીય અને ઔદ્યોગિક ભૂગોળના ચોક્કસ જ્ઞાન સાથે. નકશા ઉપર જગાઓ બતાવવી.

**પાંચમો વિષય.**—

સૃષ્ટિજ્ઞાન—(અ) (૧) પવનથી અથવા જંતુ વગેરેથી ફૂલ ઉપર કણ, ડાઘ વગેરે પડવા બાબત; (૨) ફળદ્રુપ કરવા બાબત; (૩) વિકાસ; (૪) બી રોપવાની સૌથી સામાન્ય રીત; (૫) ફણગો ફુટવા બાબત.

જુદા જુદા રોપાઓ કયે ઠેકાણે થાય છે તે.

ફૂલવાળા તથા ફૂલ વગરના છોડ વચ્ચેનો તફાવત. ફર્ન, લીલ અને કુતરાની ટોપી એ ફૂલ વગરના છોડના દાખલા તરીકે વાપરવા.

કેરી, લૅરેન્થસ તથા કુતરાની ટોપીની પોષણક્રિયા.

(બ) મધમાખી અથવા કીડી, માખી અથવા મચ્છર, વાંદા તથા અળસિયાનો સામાન્ય અભ્યાસ.

મરઘીના ઇંડાની રચનાનું (જ્યારે બની શકે ત્યારે) અવલોકન કરવું.

(ક) આ ધોરણ માટેની વાચનમાળામાં આપેલા સૂર્ય, ચંદ્ર વગેરે આકાશમાંના પદાર્થોનું અવલોકન.

ધુમસ, ઝાકળ તથા કરા કેવી રીતે થાય છે. તે વરસાદ તમા ઉષ્ણતા કેવી રીતે મપાય છે તે. સ્થાનિક ખડકો અને જમીનોનું અવલોકન.

શાળામાં બાગબાની.—ફર્ન તથા લીલ માટે બાગના છાંયડાવાળા ભાગ તૈયાર કરવા બાબત; ૫'×૬' ના પ્લૉટમાં બે વિદ્યાર્થીઓએ ભીંડા, ટમેટા, કોળું, વેંગણ, અંબાડી, કપાસ, મકકાઈ રોપવા.

બાગના સામાન્ય ભાગમાં સગવડ પ્રમાણે તથા સૃષ્ટિજ્ઞાનના અભ્યાસ માટે જોઈતાં બને તેટલાં ફળઝાડ હોવાં જોઈએ.

કળીઓ ફુટવા તથા કલમ કરવાને લગતો પ્રયોગ, બાગને નુકસાન કરતા જીવજંતુની માહિતી. સામાન્ય રીતે બાગની રચનાનું કામ.

( સૃષ્ટિજ્ઞાનના અભ્યાસ માટેની યોજનામાંના પાઠો બાદ કરતાં ) વિજ્ઞાનનાં મૂળતત્ત્વોના ૧૨ પદાર્થપાઠો.

(ક) ચિત્રકામ—પાછલાં ધોરણનો અભ્યાસ આગળ ચલાવવો. પદાર્થોને ઉભા, આડા, અને ત્રાંસા એમ જુદી જુદી રીતે ગોઠવવા. સૂચના માટે પુરવણી બ જુઓ.

છઠ્ઠો વિષય.—સરકારી વાચનમાળાની ઉર્દુ પાંચમી ચોપડીના ૬૦ પાનાંનું વાચન. ચાલેલા ભાગની સમજુતી સાથે વ્યાકરણ—શબ્દભેદ. ચોપડીના ચાલેલા ભાગમાંથી કવિતાની ૫૦ બેતોનો મુખપાઠ તથા સમજુતી. ચોપડીના ચાલેલા ભાગમાંથી ૪ લીટીનું ડિક્ટેશન. પુરી લખેલી કોપીબુક બતાવવી.

## ધોરણ ૬ ઠું

પહેલો વિષય.—(અ) સરકારી વાચનમાળાની છઠ્ઠી ચોપડીમાંથી પસંદ કરેલા ૪૫ પાઠનું વાચન. વ્યાકરણ પુરૂં, વાક્યવિચાર અને સાદી શબ્દરચના સાથે.

(બ) સાધારણ સરકારી હસ્તલેખનું વાચન.

(ક) ચાલેલી ચોપડીમાંથી ૫ કવિતાના મુખપાઠ અને સમજુતી.

બીજો વિષય.—(અ)પરીક્ષકે કહેલી વાર્તા અથવા વૃત્તાંતનો સાર, રિપોર્ટ, અથવા કાગળ અથવા એક સાદો નિબંધ વહીવટી અક્ષરે લખવો; જોડણી વ્યાકરણ અને વિરામચિહ્ન ધ્યાનમાં લેવાં.

(બ) ઉપર જણાવ્યા પ્રમાણે મરોડ સારો હોવો જોઈએ, શબ્દો છુટા છુટા લખવા જોઈએ અને વિરામચિહ્ન મૂકવાં જોઈએ. શિક્ષકે સુધારેલી એક્સરસાઇઝ બુકો બતાવવી.

ત્રીજો વિષય.—(અ) પાંચમા ધોરણના અભ્યાસ ઉપરાંત, મુદત કાપવાના હિસાબ, નફોતોટો, પંત્યાળુ અને વર્ગમૂળ.

(બ) નવી ભૂમિતિ, ભાગ ૧, પહેલા વિભાગનાં પાનાં ૧–૫૯, અને બીજા વિભાગના ૧–૧૩ સિદ્ધાંતો.

(ક) દેશીનામું રોજમેળ લખવાનું અને ખતવણી કરવાનું પ્રાથમિક જ્ઞાન.

ચોથો વિષય.—(અ) હિંદુસ્તાનનો ઇતિહાસ—આજ સુધીના બ્રિટિશ રાજ્યના અમલનો અથવા તે કાળના ૭ મહાપુરુષોના જીવનચરિત્ર.

(બ) પાંચમા ધોરણનાં અભ્યાસ ઉપરાંત, યુરોપની સામાન્ય ભૂગોળ. ગ્રેટ બ્રિટનનો હિંદુસ્તાન સાથે વ્યાપારી તથા રાજકીય સંબંધ અને બંને

ખંડોના બીજા દેશોનો હિંદુસ્તાન સાથે વ્યાપારી સંબંધ, તેમજ વ્યાપારના માર્ગો. હિંદુસ્તાનના નકશાનું ખોખું. ભૂતળ ભૂગોળ (મૂળતત્ત્વો, વિષુવવૃત્ત, ધ્રુવવૃત્તો, અક્ષાંશ અને રેખાંશ વગેરે પૃથ્વીના ગોળાના સંબંધમાં વપરાતા શબ્દો સુદ્ધાં).

**પાંચમો વિષય.**—સરકારી વાચનમાળાની છઠ્ઠી ચોપડીમાં હોય તે પ્રમાણેના વિજ્ઞાનના સાદા પાઠો.

ચિત્રકામ—પાછલાં ધોરણનો અભ્યાસ આગળ ચલાવવો. સાદા સમૂહમાં ગોઠવેલા પદાર્થો અને જુદા જુદા વિદ્યાર્થીઓની જરૂરિઆત મુજબ વિશિષ્ટ પ્રકારનું કામ દોરતા શીખવવું. સૂચના માટે પુરવણી બ જુઓ.

**છઠ્ઠો વિષય.**-સરકારી વાચનમાળાની ઉર્દુ છટ્ઠી ચોપડીમાંથી ૬૦ પાનાનું વાચન, ચાલેલા ભાગની સમજુતી સાથે. સાદું પદચ્છેદ. ચોપડીના ચાલેલા ભાગોમાથી કવિતાની ૭૫ બેતોનો મુખપાઠ તથા સમજુતી. ચોપડીના ચાલેલા ભાગમાંથી ૫ લીટીનું ડિકટેશન, આપેલા વિષય ઉપર એક સાદો પત્ર અથવા વર્ણનયુક્ત પારેગ્રાફ લખવાનું શિક્ષણ. સહેલા ઉર્દુ હસ્તલેખનું વાચન. શિક્ષકે સુધારેલી એકસર્સાઇઝ બુકો બતાવવી.

## ધોરણ ૭ મું

**પહેલો વિષય.**—(અ) સરકારી વાચનમાળાની સાતમી ચોપડીમાંથી પસંદ કરેલા ૩૫ પાઠનું વાચન અને સમજુતી. વ્યાકરણ અને વ્યુત્પત્તિનું ફરીથી શિક્ષણ.

(બ) અઘરા સરકારી હસ્તલેખનું ઝડપથી વાચન.

(ક) ચાલેલી ચોપડીમાથી ૫ કવિતાના મુખપાઠ અને સમજુતી. ચોપડીમા આવના છંદોનું પિંગળજ્ઞાન.

**બીજો વિષય.**—(અ) આપેલા વિષય ઉપર નિબંધ અથવા રિપોર્ટ વહીવટી અક્ષરે લખવો. જોડણી, વ્યાકરણ અને વિરામચિહ્ન ધ્યાનમાં લેવાં.

(બ) ઉપર જણાવ્યા પ્રમાણે મરોડ સારો હોવો જોઈએ અને શબ્દો છુટા છુટા લખવા જોઈએ. શિક્ષકે સુધારેલી એકસર્સાઇઝ બુકો બતાવવી.

**ત્રીજો વિષય.**—(અ) અંકગણિત પુરે, દાખલાની રીતોના મૂળ સિદ્ધાંત તેમજ લંબાઈ, ચોરસ તથા ઘનમાપના દાખલા સુદ્ધાં.

(બ) નવી ભૂમિતિ, ભાગ ૧, વિભાગ ૧ પુરો, અને બીજા અને ત્રીજા વિભાગમાંનાં સઘળા સિદ્ધાંતો તથા કૃત્યો અને તે સંબંધી સહેલા પ્રશ્નો.

(ક) દેશીનામું.

**ચોથો વિષય.**—(અ) હિંદુસ્તાનનો ઇતિહાસ પુરો. હિંદુસ્તાની રાજ્યપદ્ધતિ સંબંધી થોડી માહિતી.

(બ) પૃથ્વીની ભૂગોળ, હિંદુસ્તાન સાથે જુદા જુદા દેશોના વ્યાપાર સંબંધના તેમજ અંગ્રેજોના તાબામાંના મુલકના ખાસ જ્ઞાન સાથે. ભૂતળ ભૂગોળનાં મૂળતત્ત્વો, ઋતુઓ, દિવસ અને રાત, ગ્રહણ, ભરતી, ઓટ, હવા, વરસાદ, ઝાકળ વગેરે કુદરતી બનાવોની સંજ્ઞાઓ સુદ્ધાં. અક્ષાંશ રેખાંશ સાથે હિંદુસ્તાનનો નકશો દોરવો.

**પાંચમો વિષય.**—સરકારી વાચનમાળાની સાતમી ચોપડીમાં આવતું આરોગ્યસંરક્ષણશાસ્ત્ર અને વિજ્ઞાનનાં મૂળતત્ત્વો.

**છઠ્ઠો વિષય.**—ચિત્રકામ—છઠ્ઠા ધોરણના અભ્યાસ જેટલો.

**સાતમો વિષય.**—સરકારી વાચનમાળાની ઉર્દુ સાતમી ચોપડીમાંથી ૭૫ પાનાનું વાચન, ચાલેલા ભાગની સમજુતી તથા શબ્દોના શબ્દવિન્યાસ સાથે વ્યાકરણ પુરેપુરૂં. ચાલેલી ચોપડીમાંની કવિતાની સો બેતોમાં મુખપાઠ અને સમજુતી. છઠ્ઠા ધોરણના કરતાં વધારે અઘરા ઉર્દુ હસ્તલેખનું વાચન, સાદા વિષય ઉપર રિપોર્ટ અથવા નિબંધ વહીવટી અક્ષરે લખવો. શિક્ષકે સુધારેલી એકસરસાઇઝ બુકો બતાવવી.

## પુરવણી અ

વ્યવસ્થાપકોની મરજી હશે તો, ૬ થી ૭ ધોરણોમાં જણાવેલા સૃષ્ટિજ્ઞાન, નિશાળના બાગબાની, પદાર્થપાઠો અને વિજ્ઞાનને બદલે હસ્તશિક્ષણ અથવા વિજ્ઞાનનાં મૂળતત્ત્વોનો ધોરણવાર ગોઠવેલો અભ્યાસક્રમ તેઓ ચીઅલી શકશે. એવો કોઇપણ ક્રમ પસંદ કરતી વખતે જે ઠેકાણે નિશાળ આવી હોય તે ઠેકાણાની ઔદ્યોગિક અને બીજી જરૂરિઆતો પર લક્ષ આપવું જોઈએ. વ્યવસ્થાપકોને પોતાના લત્તાને યોગ્ય કોઈપણ વિષય પસંદ કરવાનો અધિકાર છે; માત્ર તેમણે તૈયાર કરેલા અભ્યાસક્રમ માટે આ ખાતાની મંજુરી લેવી.

## પુરવણી બ
## ચિત્રકામ સંબંધી સૂચના

૧. બની શકે ત્યાંસુધી શાળાના અભ્યાસક્રમના બીજા વિષયોના શિક્ષણ સાથે ચિત્રકામનો અભ્યાસક્રમ જોડી દેવો જોઈએ.
૨. પીછીઓ, રંગો, વગેરે સાધનો પુરાં પાડી શકે એવી શાળાઓમાં સાદી કુદરતી અને જાણીતી વસ્તુઓનું પીછીકામ શીખવવું.
૩. જ્યાં પુરતાં સાધનો હોય ત્યાં, સાદી કુદરતી વસ્તુઓ, ભૂમિતિના આકારો, પત્તાં, વગેરે ગોઠવીને અમુક હેતુવાળી સાદી કલ્પિત આકૃતિ કાઢતાં બાળકો

શીખે એવી રીતે ફરીફરીને આવતી અને બીજી રચનાવાળી આકૃતિઓ બનાવરાવવી.

## પ્રાથમિક શાળાઓમાં શીખવવાનું ચિત્રકામ

ચિત્રકામના નવા અભ્યાસક્રમના સંબંધમા નીચે આપેલી સમજુતીની નોંધ પ્રગટ કરવામાં આવી છેઃ—

### સામાન્ય હેતુ

બાળકમાં ચોક્કસ અવલોકન કરવાની ટેવ અને તુલનાશક્તિ તથા જે વસ્તુઓનું તે અવલોકન કરે તે સીધી સપાટી (જમીન, ભીંત, પાટીઆં, કાગળ, વગેરે) પર આબેહુબ રીતે યથાર્થ આલેખવાની શક્તિ ખીલવવી.

બાળકની શોધકવૃત્તિ અને કલ્પનાશક્તિ ખીલવવી, અને દુનિયામાં તેની આસપાસ જે સૌંદર્ય રહેલું છે તેને વિષે પ્રેમ ઉત્પન્ન કરવો, અને તેનો ખ્યાલ તેને કરાવવો.

આનો હેતુ ધંધાને લગતો હોવા કરતાં કેળવણી આપી શકે તેટલા સારૂ હોવો જોઈએ.

### પદ્ધતિ

શરૂઆતથી બાળક પોતાની મેળે અવલોકન કરે અને પોતાના અવલોકનના પરિણામની અને એટલી ચોકકસાઈથી નોંધ લે એવું તેને ઉત્તેજન આપવું જોઈએ. શિક્ષકની દૃષ્ટિથી બાળક જુએ એવો આગ્રહ કરવાની કોશીશ બીલકુલ થવી જોઈએ નહિ. નાની ઉંમરના વિદ્યાર્થીઓના વર્ગોમાં, દિવાલો, જમીન, પાટીઆં, વગેરે પર "છુટે હાથે (ફ્રીઆર્મ)" થઈ શકે તેવાં મોટાં ચિત્રો હોવાં જોઈએ; અને બાળકને પોતાની આંગળીઓ અને સ્નાયુપર કાબુ આવતો જાય તેમ તેમ તેમની પાસે ધીમે ધીમે નાનાં ચિત્રો દોરાવવાં. આરંભની ભૂમિકામાં, જાણીતી વસ્તુઓની પુંઠામાંથી કાપી કાઢેલ મોટી આકૃતિઓની આસપાસ પેન્સિલ ફેરવીને રેખાકૃતિઓ કઢાવવી, પણ તે કામ આરંભના થોડા પાઠ પછી સાધારણ રીતે જારી રાખવું નહિ. બને ત્યાંસુધી ખુદ વસ્તુ પરથી બાળકોએ ચિત્ર દોરવું જોઈએ, અને ચિત્રો અથવા નકલી નમુનાઓ પરથી દોરવું નહિ. દિશાઓ પારખવાની શક્તિ ખીલવવાનો સૌથી મુખ્ય ઉદ્દેશ હોવો જોઈએ. વાંસની સળીઓ, ઘાસ, શેરડીના સાંઠા, વગેરે જેવી વસ્તુઓ ઉભી, આડી અને તીરકસ સ્થિતિમાં ગોઠવવી, અને રેતીપર આંગળીઓ, કે સળીઓવડે, અથવા દિવાલો, પાટીઆં, વગેરે પર ચાકવડે બાળકને તે વસ્તુઓને તેવી સ્થિતિમાં ચિતરાવવી.

પાઠના શિક્ષણમાં એકલું પિંડચિત્ર કે રેખાચિત્ર કરી અટકવું જોઈએ નહિ. દડા અથવા નારંગી જેવી કેટલીક વસ્તુઓ પિંડચિત્ર

માટે અનુકૂળ છે, જ્યારે ઘાસ અને સળીઆ જેવી કેટલીક બીજી આંગળી કે ચાકવડે એક પહોળી રેખાથી ચિતરી શકાય છે, અને વાવટા જેવી વસ્તુઓ રૂપરેખામાં ચિતરી શકાય છે અને તેનો આકાર કે તેના આકારો પાછળથી પુરી શકાય છે.

ચિત્રની સ્વચ્છતા કરતાં દિશાની ચોકસાઈ અને પરસ્પરના પ્રમાણુ-પરથી તેની તુલના કરવી જોઈએ. પ્રથમ એકજ વસ્તુના જુદા જુદા ભાગ વચ્ચે અને પછી એક અને બીજી વસ્તુની વચ્ચે પ્રમાણની યથાર્થ સમજ થાય એ આખા ચિત્રકામની કુંચી છે.

એક સિદ્ધાંત કે પદ્ધતિ સમજાવવા માટે અથવા સામાન્ય ભૂલો તરફ વર્ગનું લક્ષ ખેંચવા માટે કાળું પાટીઉં ઉપયોગી છે, પણ નકલ કરી લેવાનાં ચિત્રો દોરવા માટે અથવા બાળકોએ પોતે જેનું અવલોકન કરવાનું છે તે દેખાડનારાં ચિત્રો દોરવા માટે તેનો ઉપયોગ કરવો જોઈએ નહિ.

ચિત્રકામના પાઠોને બનતાં સુધી શાળાના બીજા વિષયોના પાઠો સાથે અને બાળકોની પરિસ્થિતિ અને રીતરિવાજોની સાથે જોડી દેવા જોઈએ. ઉપલાં ધોરણોમાં જે છોકરાંઓ અમુક ખાસ ધંધો કરવાનાં છે એમ જણાય તેમને તે ખાસ કામમાં અતિ ઉપયોગી નીવડે એવી તરેહનાં ચિત્ર શીખવવાં, જેમ કે, જે છોકરો સુથાર થવાનો હોય તેને હમેશ કરતાં પ્રમાણચિત્ર અને માપચિત્ર વધુ આપવાં જોઈએ.

## પદાર્થચિત્ર અને કુદરતી પદાર્થચિત્ર

પદાર્થો કાળજીપૂર્વક ચડતી શ્રેણીમાં એવી રીતે ગોઠવાએલા હોવા જોઈએ કે મુશ્કેલીઓ એક પછી એક ઉભી થઈ દૂર થઈ શકે. સૌથી ઉતરતા વર્ગોમાં એક રંગની કે સ્પષ્ટ રંગોની તદન મોટી વસ્તુઓજ ખાસ કરીને રાખવી જોઈએ અને તે ઘણી સાદી અને ખાંચાખુંચી વિનાની હોવી જોઈએ, જેમકે, ફરવા જવાની લાકડી, વાવટા, પતંગ, પંખા, વગેરે જ્યારે એકજ વસ્તુ ઉપયોગમાં લેવાની હોય ત્યારે, તેને આખો વર્ગ બરાબર રીતે જોઈ શકે એવી મોટી તે હોવી જોઈએ અને બાળકોને તેની બરાબર સામા બેસાડવા જોઈએ. જ્યારે ઘણી નાની ચીજો, જેમકે પરબી-ડીઆં, કુંચીઓ વગેરે શીખવવાની હોય ત્યારે, દરેક બાળકને એક ચીજ અથવા બે બાળક વચ્ચે એક ચીજ આપવી જોઈએ.

વચલા વર્ગોમાં લોટા, કુંજા, વાસણો, પેટીઓ, ભમરડા, વગેરે વસ્તુઓ પ્રથમ આંખની સમસપાટીપર ગોઠવવી જોઈએ અને પછી સામા-ન્ય રીતે જે સ્થિતિમાં તે વસ્તુ જોવામાં આવે છે તે પ્રમાણે ઉંચે અથવા

નીચે ગોઠવવી, અને ઉપલા વર્ગોમાં બે કે ત્રણ વસ્તુઓનો સમૂહ ગોઠવવો. બનતાં સુધી, પદાર્થોની પાછળ અનુકૂળ પૃષ્ઠભૂમિકા રાખવી જોઈએ અને ખાસ કરીને ઉપલા વર્ગોમાં પૃષ્ઠભૂમિકાનો સંબંધ શો છે તે બતાવીને વસ્તુઓ દર્શાવવી. વસ્તુઓના સમૂહની ગોઠવણ યોગ્ય રીતની અને સુસંગત હોવી જોઈએ.

પસંદ કરેલી વસ્તુઓ સારા ઘાટ, રંગ, અને બનાવટની, ગુંચવણભરેલી નહિ પણ સાદી, નવીને બદલે જુની, તેઓની સુંદરતાને લીધે અગર તો વપરાશની યોગ્યતાને લીધે મનોરંજક હોવી જોઈએ. તેમજ બાળકોને જાણીતી તથા તેઓને રસ પડે એવી હોવી જોઈએ. બનતાં સુધી, પસંદ કરેલી ચીજો હિંદુસ્તાનની બનાવટની અને ઘાટની હોવી જોઈએ.

કુદરતી પદાર્થચિત્રમાં સાદી જાતના નમુના પ્રથમ પસંદ કરવા જોઈએ, જેવા કે, નાની ડાળીઓ, ઘાસ, સાદા પાન (આંબો, જામફળી, ફણસ, વડ, વગેરેનાં), સાદાં ફળો, અને શાકતરકારી (નારંગી, કેળાં, રીંગણાં, "પોમેલો", વગેરે) અને ફૂલો; ત્યારપછી, ત્રણ કે ચાર સાદાં પાન અને ફૂલોની ડાંખળાઓ; વધુ અઘરાં પાન (જેવાં કે એરંડો, પપૈયો), પીછાં, વગેરે, અને તે ઉપરથી ધીમે ધીમે વધારે મુશ્કેલીવાળા પદાર્થો જેવા કે છોડવા, જંતુ, પતંગીઆં, પ્રાણી વગેરે.

સામાન્ય રીતે પાઠ જે ઋતુમાં શીખવવામાં આવે તે ઋતુમાં મળતી વસ્તુઓ પસંદ કરવી. ફળો, શાકતરકારી, વગેરેના બનાવટી નમુના ઉપયોગમાં લેવા જોઈએ નહિ.

## સ્મૃતિ ઉપરથી દોરવાનાં ચિત્ર અને કલ્પનાત્મક ચિત્ર

ખાસ કરીને નીચેના વર્ગોમાં ચિત્રકામ હમેશ નિયમિત રીતે ન લેવડાવવું જોઈએ. બાળકોને કહેવામાં આવેલી અગર બીજી રીતે જાણીતી વાર્તાઓ કે કલ્પિત વાર્તાઓના પ્રસંગો ચિતરવાની તક આપવી જોઈએ; અને વાચનપાઠ, ઇતિહાસ, ભૂગોળ અને બીજા પાઠોમાં આવતાં વર્ણન સંબંધી ચિત્રો કાઢવાને તેમને ઉત્તેજન આપવું જોઈએ.

બાળકોએ અવલોકન કરેલી વસ્તુઓ વગેરેનું સ્મૃતિચિત્ર નિયમિત રીતે અઠવાડીઆમાં એક વખત થોડી મિનિટનો વખત આપીને દોરાવવું. એ ચિત્ર નીચેના નમુના પ્રમાણે દોરવી શકાયઃ—

(અ) સામાન્ય ચિત્રકામના પાઠો દરમિઆન શીખેલી કોઈપણ હકીકતનું ચિત્ર;

(બ) શિક્ષકે બતાવેલી વસ્તુ તરફ એક કે બે મિનિટ સુધી નજર કર્યા પછી નજર આગળથી ખસેડી લીધેલી વસ્તુનું ચિત્ર;

(ક) શાળા, વગેરેની પાડોશમાં આવેલી કંઈપણ જાણીતી બાબતનું ચિત્ર.

પણ પૂર્વે ચીતરેલી વસ્તુઓના ચિત્ર કરતાં પૂર્વે ન ચિતરેલી વસ્તુઓ, વગેરેનાં સ્મૃતિચિત્ર ઘણા વધારે અગત્યનાં છે એમ જાણવું જોઈએ, કારણ કે પૂર્વે દોરેલી વસ્તુનું ફરી દોરાવેલું ચિત્ર પૂર્વે દોરેલા ખરાબ ચિત્ર કરતાં પણ ઘણીવાર વધારે ખરાબ નીવડે છે. સ્મૃતિચિત્રમાં માત્ર આકારજ ચિતરાવવો એમ નહિ, પણ તેમાં રંગ પુરવાના કામનો પણ સમાવેશ કરવો જોઈએ.

## રંગકામ

પ્રથમના થોડા પાઠો વ્યવહારૂ પ્રકારના હોવા જોઈએ. જુદા જુદા રંગના બીઆં, મણકા, કાગળ અને કપડાના કટકા, બંગડીઓ, વગેરેનો સંગ્રહ કરવો, અને બાળકને રંગીન પદાર્થ બતાવીને તે સંગ્રહમાંથી તેને મળતા રંગનો પદાર્થ ઓળખી ઉપાડી લેવા કહેવું.

શરૂઆતમાં, સ્પષ્ટ અને ચળકતા રંગો (સામાન્ય નિયમ તરીકે મુખ્યત્વે રાતા, ભુરા અને પીળા) વાપરવા. તે પછી તેજ રંગના જુદા જુદા આછા રંગો પારખવાનું અને રાતા, ભુરા અને પીળા રંગોની મેળવણીથી થતા બીજા રંગો બનાવીને પારખવાનું શીખવવું.

પદાર્થચિત્ર, કુદરતી પદાર્થચિત્ર અને બીજા ચિત્રના પાઠો સાથે રંગકામને જોડી દેવું અને બાળકોએ જે વસ્તુ અથવા નમુના પોતે દોરતા હોય તેના રંગની બનતાં સુધી ખરી રીતે નકલ કરવી જોઈએ. લીલાં પાન રંગતી વખતે, ચળકતો લાલ અને સફેદ પરબીડીઆં રંગતી વખતે, ચળકતો ગુલાબી અથવા ભુરો રંગ વાપરવા દેવો નહિ.

## સાહિત્યો વડે કરવાનું ચિત્રકામ (આંકણી,વગેરે વડે દોરવાનું ચિત્રકામ

નીચલાં ધોરણોમાં આવું ચિત્રકામ પરબીડીઉં, દીવાસળીની પેટી, વગેરે જેવી સાદી વસ્તુને આંકણીની મદદથી ચિતરી શકાય. આ કામ ઉપલા વર્ગોમાં સાદું ભૂમિતિચિત્ર અને પ્રમાણચિત્ર માટેની ભૂમિકા રૂપે હોવું જોઈએ. પ્રમાણચિત્રના પાઠોમાં, સઘળાં છોકરાંઓ પાસે પહેલાં પસંદ કરેલી વસ્તુનું હાથવડે કાચું ચિત્ર (ફ્રી હેન્ડ સ્કેચ) દોરાવવું. પછી એક છોકરાને બીજાઓ જોઈ શકે તેમ તે વસ્તુનું માપ લઈને તે મોટેથી બોલવા કહેવું, અને તે માપ વિદ્યાર્થીઓ પોતે દોરેલા ચિત્ર પર તેને મળતી લીટીઓ પર મૂકીને તપાસી જોશે. સૌથી વધારે અનુકૂળ માપ કયું આવશે તે નક્કી કરવું અને

બનાવવું. સામાન્ય રીતે, વસ્તુના બે કે ત્રણ દેખાવ દોરવા અને જુદા જુદા દેખાવ બતાવવાની (પ્રોજેકશન) પદ્ધતિથી કાગળપર એક બીજાના યોગ્ય સંબંધમાં ગોઠવવા. ઘન ભૂમિતિનાં મૂળતત્ત્વો સમજવામાં આવે અને તેઓનો તેમાં સમાવેશ થાય એટલે સુધી પ્રમાણચિત્ર શીખવવું જોઈએ. ભાત, નકસી-ચિત્ર અને હસ્તઉદ્યોગના પાઠોમા આંકણી, વગેરે વડે દોરવાનું ચિત્ર રમતનો ભાગ થશે.

## ભાતચિત્ર અને આકૃતિચિત્ર (પૅટર્ન અને ડિઝાઈન)

પાનાં, પાટીઆં, વગેરે ઉપરના દરેક ચિત્રને ખાલી જગા ભરવા માટે અને અભ્યાસપાઠ તરીકે ગણવું જોઈએ. યોગ્ય હાંસીઆ રાખવા; અને ખાલી જગાઓમાં નામ, તારીખ, અને બીજી કોઈ વધારાની વિગતો પરસ્પરની સાપેક્ષતા જાળવીને મૂકવી જોઈએ.

ટપકાં, લીટીઓ, ચોરસો અને ચોરસની ગુંથણી, વગેરે ઉપર રચાએલી સાદી ભાત (પૅટર્ન) જમીન કે પાટીઆં ઉપર કઢાવવી અને તેમ કરવામાં બાળકોએ બીઆં, સળીઓ, પાંદડાં, કાપી કાઢેલી આકૃતિઓ વગેરેનો ઉપયોગ કરવો. ખાસ કરીને તહેવારોના દિવસોમાં રંગોળી કામ પણ કરી શકાશે. આ કામ ઉપરથી કાગળ ઉપરનાં ભાતચિત્ર અને આકૃતિચિત્ર દોરતાં શીખવી શકાય, પણ ઘણી શાળાઓમાં આકૃતિચિત્ર શીખવવાનું બની શકે તેમ નથી. જ્યાં તે શિખવાય એમ હોય ત્યાં તેમનાં આકૃતિચિત્ર ખાસ હેતુ તરીકે કે ખાસ વસ્તુ માટે છે એ બાબત બાળકોના મન ઉપર ઠસાવ્યા વિના તેમને આગળ વધવા દેવાં નહિ, અને બની શકે ત્યારે ત્યારે, આકૃતિચિત્ર ખરેખર તેમની કને દોરાવવું. દાખલા તરીકે, દિવાળીના તહેવારોમાં સામાન્ય રીતે રસ્તામાં સર્વ ઠેકાણે જોવામા આવે છે તેવાં કાગળ અને કાર્ડબોર્ડના ફાનસ માટેના આકૃતિ (ડિઝાઈન) બનાવવાને તેઓને ઉત્તેજન આપવું, અને હસ્તઉદ્યોગના પાઠોમાં તેમને તેવાં ફાનસો બનાવવાનું શીખવવું જોઈએ. ઓતરંગ અને બારણાની બારસાખોને આવાં આકૃતિચિત્ર વડે યોગ્ય રીતે શણગારી શકાય છે.

## સાહિત્ય

શાળાના અને મકાનના પ્રકાર અને સ્થિતિ પ્રમાણે વાપરવાનાં સાહિત્યો જુદાં જુદાં હોય, પણ ગમે તેવી હલકા પ્રકારની અથવા ખરાબ મકાનવાળી શાળામાં કેળવણીને લગતું થોડુંક ચિત્રકામ થઈ શકે છે. પાટીઆં, જમીન, વગેરે ઉપર રેતી અગર ધૂળવડે (ચિત્ર માટેની) સપાટી હમેશાં બનાવી શકાય છે, અને જ્યાં ન હોય ત્યાં, લીંપણવાળી જમીન પણ સહેલાઈથી તૈયાર

કરી શકાય છે, તથા આંગળીઓ અને સળીઓ વડે તેમજ રંગીન માટી, ચાક વગેરેના ગાંગડા વડે ચિત્ર બનાવી શકાય છે.

નીચલા વર્ગોમાં છુટે હાથે દોરવાનાં "ફ્રી આર્મ" ચિત્રો અને મોટાં ચિત્રો માટે જમીનની સપાટી વાપરી શકાય છે પણ ઉભી સપાટી વધારે પસંદ કરવા જેવી છે અને બની શકે ત્યાં એવી સપાટી માટે ગોઠવણ કરવી જોઈએ. ભીંતો કાળી રંગાવવી અથવા પાટીઆં, કપડું, વગેરે ભીંતે ઉંચે લટકાવવું. તેની ઉંચાઈનો આધાર બાળકોની સરાસરી ઉંચાઈ ઉપર રહેશે. બાળકના ખભાથી ઉંચે અને નીચે સરખી જગા હોવી જોઈએ. એક બાજુ ઉપર કાળી શાહી (દેશી શાહી) થી અથવા બીજી કોઈ રીતે કાળાં રંગેલાં અને ભીંત, મેજ, વગેરે સાથે ચોટાડેલાં જાડાં પુંઠાં અગર લાકડાની પાટીઓ આ કામમાં લેવી. વળી જ્યારે ચિત્રકામના છુટા કાગળોની તળે કાંઈ મૂકવાને જોઈએ ત્યારે, સામાન્ય ચિત્રકામ કરવાનાં પાટીઆં "ડ્રોઇંગ બોર્ડઝ" તરીકે વાપરી શકાય છે.

નાના કામને માટે, દોરેલાં ચોરસ ખાનાં વગરના સાદા ખરીદેલા સામાન્ય બદામી રંગના (બ્રાઉન) અને ડ્રૉઇંગના કાગળોને બદલે અગર તો તે ઉપરાંત, નીચે જણાવેલી વસ્તુઓ ભેગી કરીને ઉપયોગમાં લેવી:—સામાન્ય બારદાનના (વિંટાળવાના કામમાં આવતા) કાગળો, વપરાએલાં રંગીન પરબીડીઆં, એકસર્સાઇઝ બુકોનાં પુંઠાં, વગેરે એક બાજુએ તદન ચળકતું (સફેદ) રહેવા દીધેલું, બીજી બાજુએ કાળું રંગેલું અને લાકડાના ચોકઠામાં બેસાડેલું ટીનનું પતરૂં નીચલા વર્ગો માટે ઘણું કરીને સૌથી વધારે અનુકૂળ સાહિત્ય થઈ પડશે. ચાક, રંગીન માટી, વગેરે, કાળી બાજુ ઉપર વાપરી શકાય છે અને સફેદ ચળકતી બાજુપર દેશી બનાવટની સાદી કાંસકી વડે કાળી મેંની એક સરખી રીતે પાતળી પાથરી શકાય છે, તેમજ આંગળીઓ વડે પિંડચિત્ર અગર રેખાકૃતિમાં ચિત્ર બનાવી શકાય છે.

ચાક અને ચીકણી ન હોય એવી રંગીન લાકડીઓ (પેસ્ટલ) એચ. બી. (H. B.) કરતાં કઠણ નહિ હોય એવી પેન્સિલો, નં ૫ કરતાં નાની ન હોય એવી પીછીઓ, અને પાણીવડે રંગવાના રંગની પેટીઓ (નીચે આપેલી પેટીઓની ભલામણ કરવામાં આવે છે):—

રીજ નં. ૨૫ ઈ—૬ રંગની.
રીજ નં ૧૩૦ ઈ—૫ રંગની.
રીજ નં. ૫૦ ઈ—૪ રંગની.
રીજ નં. ૧૦૩ ઈ—૩ રંગની

આવી જાતનાં ખરીદેલાં સાધનને બદલે કે તે ઉપરાંત, ચિત્ર દોરવાનાં બીજાં સાહિત્યો તરીકે પોતપોતાને સ્થળે મળતા સાહિત્યો વાપરવાં. હસ્ત ઉદ્યોગના પાઠમાં વડ અગર બાવળની નાની ડાળીઓ, શણુ, વનસ્પતિનાં રાડા, પીછાં, વગેરેમાંથી રંગવાની પીંછીઓ છોકરાંઓ બનાવી શકે છે. રંગને માટે રાતી, અને પીળી માટીના ગાંગડા, ગેરુ, કંકુ, ગુલાબ, વગેરે લીંપણવાળા જમીન પર, પાટીઓ અને કાગળ પર કોરી સ્થિતિમાં વાપરી શકાય છે, અને પાણી સાથે મેળવીને કાગળ, ટીનનું પતરૂં અને બીજી સપાટી પર વાપરી શકાય છે. બજારમાં મળતી સામાન્ય રંગની ભૂકીઓ પણ વાપરી શકાય છે.

## પદાર્થો વગેરે પુરા પાડવા બાબત

ખુદ વસ્તુ પરથી ચિતરતાં શીખવું જોઈએ અને મુખ્યત્વે કરીને બાળકોની સાહાય્ય સ્વીકારવામાં આવે તો નહિ જેવા અગર જુજ ખર્ચે તેમ થઈ શકે છે. બીઆં, મણકા, નાની ડાળીઓ, પીછાં, જુનડા જેવા નમુના દરેક સ્થળેથી સંગ્રહ માટે મેળવી શકાય છે. અને પાંદડા, શાકતરકારી, ફળો, સામાન્ય રીતે દરરોજ મળી શકે એમ છે. બનાવેલા પદાર્થોની બાબતમાં કેટલાક શાળામાંથીજ મળી આવે છે, કેટલાક સહેલાઈથી થોડા વખત માટે માગી લાવી શકાય છે—રાંધવાનાં વાસણો, લાકડીઓ, છત્રીઓ, રમતનાં સાધન વગેરે—જ્યારે એવી બીજી ઘણી વસ્તુઓ છે કે જે દુકાનોમાંથી દરરોજ ફેંકી દેવામાં આવે છે, જેવી કે, ફોટોગ્રાફની શીશીઓ, ટીનના ડબ્બા, મોટરની ટયુબની પેટીઓ, ચ્હાના ડબ્બા, બરણીઓ, સોડાવૉટરની શીશીના ડાટા, વગેરે. આવી વસ્તુઓનો સંગ્રહ ઘણી સારી રીતે કરી શકાય છે. નવી વસ્તુઓની જરૂર નથી; જુની વસ્તુઓ ભાગેલી હોય તોપણ કોઈકવાર બહુ સારી રીતે ઉપયોગી થઈ પડે છે. પ્રમાણચિત્ર અને માપ ચિત્રના પાઠ માટે પેટીઓ, ટેબલ, કબાટ, બારીઓ અને બારણાં જેવો શાળાનો સામાન અને મકાનને લગતા ભાગ યોગ્ય વિષય થઈ પડે છે.

## પુરવણી ક

## ઉત્તર વિભાગની ગુજરાતી શાળાઓ માટેનાં કોઠા

૩૦×૧૦ સુધીના આંકના ગડીઆ અને ૨૨, ૪૦, ૧/૨ અને ૧/૪ના ગુણોત્તર.

| નાણાંનું કોઠક | | | વજનના ઉપયોગ માટે ભારદર્શક-પરિમાણો | | |
|---|---|---|---|---|---|
| ૩ પાઈ | = ૧ | પૈસો | ૨॥ તોલા | = ૧ | અધોળ |
| ૪ પૈસા કે ૧૨ પાઈ | = ૧ | આનો | ૨ અધોળ | = ૧ | નવટાંક |
| ૧૬ આના | = ૧ | રૂપીઓ | | | |

| | |
|---|---|
| ૨ નવટાંક | = ૧ પાશેર |
| ૨ પાશેર | = ૧ અચ્છેર |
| ૨ અચ્છેર | = ૧ શેર |
| ૪૦ શેર | = ૧ મણ (કાચો) |
| ૮૦ શેર | = ૧ મણ (પાકો અથવા બંગાળી) |

વજનના અંગ્રેજી રીત પ્રમાણેનાં કોઠકો

| | |
|---|---|
| ૧૬ આઉંસ | = ૧ પૌંડ કે રતલ |
| ૧૧૨ રતલ | = ૧ હંડ્રેવેટ |
| ૨૦ હંડ્રેવેટ | = ૧ ટન |
| ૧ ટન | =૫૬ મણ (કાચા) ૨૮ મણ (પાકા) |

લંબાઈનાં કોઠકો

| | |
|---|---|
| ૧૨ ઇંચ | = ૧ ફુટ |
| ૩ ફુટ | = ૧ વાર (યાર્ડ) |
| ૧,૭૬૦ વાર | = ૧ માઇલ |
| ૨ માઇલ | = ૧ કોશ (આશરે) |

---

| | |
|---|---|
| ૨ આંગળ | = ૧ તસુ |
| ૨૪ તસુ | = ૧ ગજ |
| ૨ ફુટ | = ૧ ગજ |

ચોરસ માપનાં કોઠકો

૧૨×૧૨ કે ૧૪૪ ચોરસ ઇંચ=૧ચોરસફુટ

૩×૩ કે ૯ ચોરસ ફુટ=૧ચોરસવાર

| | |
|---|---|
| ૧૨૧ ચોરસ વાર | = ૧ ગુંઠો |
| ૪૦ ગુંઠા | = ૧ એકર |
| ૧/૧૬ ગુંઠા | = ૧ આના |

ઘનમાપનું કોઠક

૧૨×૧૨×૧૨ કે ૧૭૨૮ઘનઇંચ=૧ઘનફુટ

૧૦૦ ઘનફુટ =૧ બ્રાસ

કાળદર્શક પરિમાણો

| | |
|---|---|
| ૬૦ સેકન્ડ | = ૧ મિનિટ |
| ૬૦ મિનિટ | = ૧ કલાક |
| ૨૪ કલાક | = ૧ દિવસ |
| ૭ દિવસ | = ૧ અઠવાડીઉં |
| ૩૬૫ દિવસ | = ૧ વર્ષ |

સોના રૂપાનાં પરિમાણો

| | |
|---|---|
| ૬ ચોખાભાર | = ૧ રતી |
| ૩ રતી | = ૧ વાલ |
| ૧૬ વાલ | = ૧ ગદિઆણો |
| ૨ ગદિઆણા | = ૧ તોલો |

નાણાંના ઉપયોગ માટે અર્થદર્શક પરિમાણો

| | |
|---|---|
| ૧૬ વીસવાસી | = ૧ બદામ |
| ૧૬ બદામ | = ૧ દોકડો |
| ૧૦૦ દોકડા | = ૧ રૂપીઓ |

ડઝન, ગ્રોસ વગેરેનાં કોઠક

| | |
|---|---|
| ૧૨ નંગ | = ૧ ડઝન |
| ૧૨ ડઝન | = ૧ ગ્રોસ |
| ૨૦ વસ્તુઓ | = ૧ કોડી કે સ્કોર |
| ૨૪ કાગળ | = ૧ ધા (ક્વાયર) |
| ૨૦ ધા | = ૧ રીમ |

## (સિંધ પ્રાંત બાદ કરતાં) મુંબઈઇલાકામાંની છોકરાઓ માટેની મરાઠી ગુજરાતી કાનડી-ઉર્દુ પ્રાથમિક શાળાઓ માટેના અભ્યાસક્રમના જુદા જુદા વિષયો અથવા પેટા-વિષયો માટે નક્કી કરેલા ગુણ (માર્કસ) હેઠળ મુજબ છે

### બાળવર્ગ

આ વર્ગમાં બધા છોકરાઓની પરીક્ષા સાથેજ લેવાશે, અને તેમને જુદા જુદા માર્કસ આપવામાં આવશે નહિ.

### ધોરણ ૧ લું

| | | ગુણ |
|---|---|---|
| પહેલો વિષય.—જિલ્લાની ભાષાનું વાચન તથા સમજુતી. કવિતા સાથે ગવરાવવું... | | ૧૦૦ |
| બીજો વિષય.—લેખન | ... | ૧૦૦ |
| ત્રીજો વિષય.— | ... | ૧૦૦ |
| (અ) ગણિત | ... ૭૫ | |
| (બ) ભૂમિતિ | ... ૨૫ | |
| ચોથો વિષય.—સૃષ્ટિજ્ઞાન અને શાળામાં બાગબાની, પદાર્થપાઠો, ચિત્રકામ વગેરે... | | ૧૦૦ |
| પાંચમો વિષય.—ઉર્દુ | ... | ૧૦૦ |

### ધોરણ ૨ જું

| | | |
|---|---|---|
| પહેલો વિષય.—ગુજરાતી પાઠનું વાચન અને સમજુતી. કવિતા અને મોઢે માવાનું... | | ૧૦૦ |
| બીજો વિષય.— | ... | ૧૦૦ |
| (અ) ડિક્ટેશન | ... ૫૦ | |
| (બ) લેખનકળા | ... ૫૦ | |
| ત્રીજો વિષય.— | ... | ૧૦૦ |
| (અ) ગણિત | ... ૭૫ | |
| (બ) ભૂમિતિ | ... ૨૫ | |
| ચોથો વિષય.—ભૂગોળ | ... | ૧૦૦ |
| પાંચમો વિષય.—સૃષ્ટિજ્ઞાન અને શાળામાં બાગબાની, પદાર્થપાઠો, અને ચિત્રકામ.... | | ૧૦૦ |

છઠ્ઠો વિષય.—ઉર્દુ ... ૧૦૦

## ધોરણ ૩ જું

| | | |
|---|---|---|
| પહેલો વિષય.—જિલ્લાની ભાષા ... | | ૧૦૦ |
| (અ) વાચન અને સમજુતી | ... ૭૫ | |
| (બ) કવિતા મોઢે ગાવાની અને સમજુતી | ... ૨૫ | |
| બીજો વિષય— ... | | ૧૦૦ |
| (અ) ડિક્ટેશન | ... ૫૦ | |
| (બ) લેખનકળા | ... ૫૦ | |
| ત્રીજો વિષય— ... | | ૧૦૦ |
| (અ) ગણિત | ... ૭૫ | |
| (બ) ભૂમિતિ | ... ૨૫ | |
| ચોથો વિષય.—ભૂગોળ ... | | ૧૦૦ |
| પાંચમો વિષય.—સૃષ્ટિજ્ઞાન તથા શાળામાં બાગબાની, પદાર્થપાઠો, અને ડ્રૉઇંગ... | | ૧૦૦ |
| છઠ્ઠો વિષય.—ઉર્દુ ... | | ૧૦૦ |

## ધોરણ ૪ થું

| | | ગુણ |
|---|---|---|
| પહેલો વિષય.—જિલ્લાની ભાષા ... | | ૧૦૦ |
| (અ) વાચન અને સમજુતી. વ્યાકરણ | ... ૫૦ | |
| (બ) કવિતા મોઢે ગાવાની અને સમજુતી | ... ૨૫ | |
| (ક) હસ્તલિખિત લેખો વગેરેનું વાચન | ... ૨૫ | |
| બીજો વિ ય.— ... | | ૧૦૦ |
| (અ) ડિક્ટેશન | ... ૫૦ | |
| (બ) લેખનકળા | ... ૫૦ | |
| ત્રીજો વિષય.— ... | | ૧૦૦ |
| (અ) ગણિત | ... ૭૫ | |
| (બ) ભૂમિતિ | ... ૨૫ | |
| ચોથો વિષય.— ... | | ૧૦૦ |
| (અ) ઇતિહાસ | ... ૫૦ | |
| (બ) ભૂગોળ | ... ૫૦ | |

પાંચમો વિષય.—સૃષ્ટિજ્ઞાન અને શાળામાં બાગબાની, પદાર્થપાઠો, અને ચિત્રકામ... ૧૦૦

છઠ્ઠો વિષય.—ઉર્દુ ... ૧૦૦

ધોરણ ૫ મું

પહેલો વિષય.—જિલ્લાની ભાષા ... ૧૦૦
- (અ) વાચન અને સમજુતી. વ્યાકરણ ... ૫૦
- (બ) હસ્તલિખિત લેખોનું વાચન ... ૨૫
- (ક) કવિતાનો મુખપાઠ અને સમજુતી ... ૨૫

બીજો વિષય.— ... ૧૦૦
- (અ) ડિક્ટેશન ... ૫૦
- (બ) લેખનકળા ... ૫૦

ત્રીજો વિષય.— ... ૧૦૦
- (અ) દાખલા ... ૭૫
- (બ) લેખાં ... ૨૫

ચોથો વિષય.— ... ૧૦૦
- (અ) ઇતિહાસ ... ૫૦
- (બ) ભૂગોળ ... ૫૦

પાંચમો વિષય.—સૃષ્ટિજ્ઞાન અને શાળામાં બાગબાની, પદાર્થપાઠો અને ચિત્રકામ ... ૧૦૦

છઠ્ઠો વિષય—ઉર્દુ ... ૧૦૦

ધોરણ ૬ ઠ્ઠું

પહેલો વિષય.—જિલ્લાની ભાષા ... ૧૦૦
- (અ) વાચન અને સમજુતી, વ્યાકરણ ... ૫૦
- (બ) હસ્તલિખિત લેખોનું વાચન ... ૨૫
- (ક) કવિતાનો મુખપાઠ અને સમજુતી ... ૨૫

બીજો વિષય.— ... ૧૦૦
- (અ) નિબંધ ... ૬૦
- (બ) હસ્તાક્ષર ... ૪૦

ત્રીજો વિષય.— ... ૧૦૦
- (અ) ગણિત ... ૪૦
- (બ) ભૂમિતિ ... ૨૦
- (ક) દેશીનામું ... ૨૦

| | | |
|---|---|---|
| ચોથો વિષય.— | ... | ૧૦૦ |
| (અ) ઇતિહાસ | ... ૫૦ | |
| (બ) ભૂગોળ | ... ૫૦ | |
| પાંચમો વિષય.—વિજ્ઞાનનાં મૂળતત્ત્વો અને ચિત્રકામ | | ૧૦૦ |
| છઠ્ઠો વિષય.—ઉર્દુ | ... | ૧૦૦ |

ધોરણ ૯મું

| | | |
|---|---|---|
| પહેલો વિષય.—જિલ્લાની ભાષા | ... | ૧૦૦ |
| (અ) વાચન અને સમજુતી. વ્યાકરણ અને વ્યુત્પત્તિ | ... ૫૦ | |
| (બ) હસ્તલિખિત લેખોનું વાચન | ... ૨૫ | |
| (ક) કવિતાનો મુખપાઠ અને સમજુતી. છંદોનું પિંગળજ્ઞાન | ... ૨૫ | |
| બીજો વિષય.— | ... | ૧૦૦ |
| (અ) નિબંધ | ... ૬૦ | |
| (બ) હસ્તાક્ષર | ... ૪૦ | |
| ત્રીજો વિષય.— | ... | ૧૦૦ |
| (અ) ગણિત | ... ૫૦ | |
| (બ) ભૂમિતિ | ... ૨૫ | |
| (ક) દેશીનામું | ... ૨૫ | |
| ચોથો વિષય.— | ... | ૧૦૦ |
| (અ) ઇતિહાસ | ... ૫૦ | |
| (બ) ભૂગોળ | ... ૫૦ | |
| પાંચમો વિષય.—આરોગ્યશરીરરક્ષણશાસ્ત્ર અને વિજ્ઞાનનાં મૂળતત્ત્વો | ... | ૧૦૦ |
| છઠ્ઠો વિષય.—ચિત્રકામ | ... | ૧૦૦ |
| સાતમો વિષય.—ઉર્દુ | ... | ૧૦૦ |

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તરભાગ

નં. ૧૦૯૯૫. આથી જણાવવામા આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૩૩ ના માર્ચની તા. ૬ઠ્ઠી સોમવારે અને તે પછીના દિવસોએ ઉત્તરભાગમા નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશે:—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ | જે અમલદાર પર અરજી કરવાની છે તે અમલદારનો ઓધ્ધો |
|---|---|---|
| અમદાવાદ | અમદાવાદ | ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, અમદાવાદ. |
| નડિઆદ | ખેડા | ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ખેડા, નડિઆદ. |
| આણંદ | „ | |
| બોરસદ | „ | |
| ખેડા | „ | |
| ગોધરા | પંચમહાલ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, પંચમહાલ, ગોધરા. |
| ભરૂચ | ભરૂચ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ભરૂચ. |
| સુરત | સુરત | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, સુરત. |
| પારડી | „ | |

૨. સને ૧૯૨૯ ના જુલાઈની તા. ૨૭ મીની કેળવણીખાતાની સરકારી જાહેરખબર નં. ૨૬૩૬, જે તા. ૧ લી ઑગસ્ટ સને ૧૯૨૯ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૧૬૫૯-૧૬૬૩ એ પાનાં ઉપર છપાએલી છે તે પ્રમાણે પરીક્ષા લેવામા આવશે.

૩. દરેક સ્થળે તે સ્થળની કમિટી પરીક્ષા લેશે. પરીક્ષક કમિટીના ચેરમેન તરીકે સ્થાનિક ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર અને સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર કામ કરશે.

૪. ઉપર જણાવ્યા પ્રમાણે જે જિલ્લાના સ્થળે પરીક્ષામાં બેસવું હોય તે જિલ્લાના ચાર્જમા જે અધિકારી હોય તેમને છાપેલા ફૉર્મમાં અરજી તથા પરીક્ષાની ફીના રૂ. ૩) મોકલી આપવા. અરજી અધિકારીને મોડામા મોડી તા. ૧ લી ફેબ્રુઆરિ સને ૧૯૩૩ સુધીમાં અથવા તે પહેલાં મળી જવી જોઈએ. એ તારીખ પછી મળેલી અરજી સ્વીકારાશે નહિ

૫. પરીક્ષામાં બેસવા માટેની અરજીનું ફોર્મ જિલ્લાની પરીક્ષક કમિટીના ચેરમેનને અરજી કરેથી ફી લીધા વિના મળી શકશે.

૬. પરીક્ષાનો અભ્યાસક્રમ તા. ૧ લી ઑગસ્ટ સને ૧૯૨૯ ના સરકારી ગેઝેટ ભાગ ૧ ના પૃષ્ઠ ૧૬૬૧-૧૬૬૩ ઉપર પરિશિષ્ટ ઘ તરીકે છપાયો છે.

૭. ઉર્દુ ઉમેદવારો માટે ઉર્દુ વ. ફા. પરીક્ષા પણ તેજ વખતે સઘળાં ગુજરાતી પરીક્ષાનાં સ્થળોએ લેવામાં આવશે.

| ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ, તા. ૨૩-૧૧-૧૯૩૨. | (અંગ્રેજીમાં સહી) એસ. એસ. કમેરોન એ. ઇ. ઉ. ભા. |
|---|---|

( ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૩-૧૧-૧૯૩૨ ના પત્ર નં. ૧૦૯૯૬ માં કરેલી સૂચનાનુસાર ).

# સરકારી જાહેરખબરો

( ૧ )

હાઇ અને સ્પેશિઅલ સ્કૂલની સરકારી સ્કોલરશિપ માટે હરિફાઈની પરીક્ષાઃ—

### ઉત્તર ભાગ

૧. ઉ. વિભાગના દરેક જિલ્લાની એક સરકારી સર્વે હરિફાઈ કરી કે એવી (ઓપન) સ્કોલરશિપ માટેની હરિફાઈની પરીક્ષા તા. ૧૩ અને ા. ૧૪ મી ફેબ્રુઆરિ સને ૧૯૩૩ ને સોમવારે અને મંગળવારે ૧૧ વાગે ીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

(૧) અમદાવાદ
(૨) નડિઆદ (ખેડા જિલ્લો)
(૩) ગોધરા (પંચમહાલ)
(૪) ભરુચ
(૫) સુરત

૨. સ્કોલરશિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

( ૨ )

મિડલ અને સ્પેશિઅલ સ્કૂલોની સરકારી સ્કૉલર્શિપો માટે હરિફાઈની પરીક્ષાઃ—

## ઉત્તર ભાગ

ઉત્તર ભાગના દરેક જિલ્લામાં બે સરકારી સ્કૉલર્શિપોની સર્વે હરિફાઈ કરી શકે એવી (ઓપન) પરીક્ષા તા. ૧૫ અને તા. ૧૬ મી ફેબ્રુઆરિ ૧૯૩૩ ને બુધવાર અને ગુરુવારે ૧૧ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

(૧) અમદાવાદ

(૨) નડિઆદ (ખેડા જિલ્લો)

(૩) ગોધરા (પંચમહાલ)

(૪) ભરુચ

(૫) સુરત

૨. સદરહુ સ્કૉલર્શિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્યસ્થળે નીમાએલી કમિટી પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રમુખ તરીકે તે સ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મમા કરવી જોઈશે. એ અરજી ઉમેદવારોએ પોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલી આપવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૩૩ સુધીમા મોકલી આપવી. તે તારીખ પછી મળેલી કોઇપણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કૉલર્શિપની રકમ અને મુદત, પરીક્ષા માટેની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામા આવી છે. તે નિયમોની નકલો પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટને અરજી કર્યેથી ફી લીધા વિના મોકલી આપવામા આવશે. તે નકલો ઉત્તર ભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ મુખ્યશાળામા નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

| ઉ. ભાગના મે.એ.ઇ.સાહેબ ની ઑફિસ,<br>અમદાવાદ.<br>તા. ૧૯ મી નવેમ્બર ૧૯૩૨. | (અંગ્રેજીમાં સહી)એસ. એસ.<br>કમેરૉન<br>એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ. |
|---|---|

( ૩ )

## મધ્યમ વર્ગના અને પછાતવર્ગના હિંદુઓ તેમજ મુસલમાનો માટેની હાઇસ્કૂલોમાં આપવામાં આવતી સ્પેશિઅલ સ્કૉલરશિપો:-

### ઉત્તર ભાગ

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના કેટલાક જિલ્લાઓમાં નીચે જણાવેલી વિગત મુજબ અંગ્રેજી વર્નાક્યુલર ધોરણ ૪ થા માટેની સ્કૉલરશિપો આપવા માટે હરિફાઈની પરીક્ષા તા. ૧૩ અને તા. ૧૪ મી ફેબ્રુઆરિ ૧૯૩૩ ને સોમવારે અને મંગળવારે ૧૧ વાગે નીચે જણાવેલા સ્થળોએ લેવામાં આવશે:—

(૧) આર. સી. હાઇસ્કૂલ. અમદાવાદ.
(૨) સરકારી હાઇસ્કૂલ, નડિઆદ.
(૩) તૈલંગ હાઈસ્કૂલ, ગોધરા.
(૪) આર. એસ. દલાલ હાઇસ્કૂલ, ભરુચ.
(૫) સોરાબજી જે. જે. હાઈસ્કૂલ, સુરત.

૨. ઉત્તર વિભાગના પાંચ જિલ્લામાં જુદી જુદી કોમો માટે નક્કી કરવામાં આવેલી સ્કૉલરશિપોની સંખ્યા નીચે મુજબની છે:—

| જિલ્લો | મધ્યમવર્ગ | પછાતવર્ગ | મુસલમાન |
|---|---|---|---|
| અમદાવાદ | ૫ | ૪ | ૭ |
| ખેડા (નડિઆદ) | ૫ | ૨ | ૪ |
| પંચમહાલ (ગોધરા) | ૨ | ૪ | ૨ |
| ભરુચ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૩ | ૭ | ૪ |

૩. પરીક્ષાની ભાષા ગુજરાતી રાખવામાં આવી છે પણ મુસલમાન વિદ્યાર્થીઓ વર્નાક્યુલર તરીકે (ભાષાના વિષય તરીકે) ઉર્દુ ભાષાનો સ્વીકાર કરી શકશે, અને પોતાની પરીક્ષા ઉર્દુ ભાષામાં આપી શકશે.

૪. સદરહુ પરીક્ષા દરેક મધ્યસ્થળે નક્કી કરવામાં આવેલી કમિટી લેશે. અને તે પાંચ મધ્યસ્થળોમાંના દરેક મધ્યસ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રેસિડેન્ટ તરીકે કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મ મુજબ કરવી. અને તે માટેનાં કોરાં છાપેલાં ફૉર્મની નકલો જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને અરજી કર્યેથી ફી લીધા વિના મળી શકશે અરજીઓ તારીખ ૧ લી જાન્યુઆરિ

૧૯૩૩ સુધીમાં અથવા તે પહેલાં કરવી. તે પછી મળેલી અરજી ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, ભરવાની ફી વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કરવાથી મફત મળશે. વળી નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓમાં નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

૬. જાત અને પેટાજાત અને જન્મ તારીખ અરજીમાં સ્પષ્ટ રીતે દર્શાવવી જોઈશે, અને અરજદારનાં માબાપ ઇન્કમટેક્સ કે જમીનવેરો જેટલો ભરતા હોય તેટલી રકમ અરજીમાં પાડેલા વધારાના ખાનામાં દર્શાવવી, જે ઉમેદવારનાં માબાપ ઇન્કમટેક્સ અથવા જમીનવેરા પેટે વાર્ષિક રૂ. ૨૦૦ કે તેથી વધારે રકમ ભરતા હશે તેમને પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહિ.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ, સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૧૯ મી નવેમ્બર ૧૯૩૨.

(અંગ્રેજીમાં સહી) એસ. એસ. કેમેરોન એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

## (૪)

**મધ્યમવર્ગના અને પછાતવર્ગના હિંદુઓ તેમજ મુસલમાનો માટેની મિડલ સ્કૂલોમાં આપવામાં આવતી સ્પેશિઅલ સ્કોલરશિપ:—**

૨. ઉત્તર વિભાગના પાંચ જિલ્લામાં જુદી જુદી કોમો માટે નક્કી કરવામાં આવેલી સ્કોલરશિપોની સંખ્યા નીચે મુજબની છેઃ—

| જિલ્લો | મધ્યમવર્ગ | પછાતવર્ગ | મુસલમાન |
|---|---|---|---|
| અમદાવાદ | ૫ | ૪ | ૭ |
| ખેડા (નડિઆદ) | ૫ | ૨ | ૪ |
| પંચમહાલ (ગોધરા) | ૨ | ૪ | ૨ |
| ભરુચ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૩ | ૭ | ૪ |

૩. પરીક્ષાની ભાષા ગુજરાતી રાખવામાં આવી છે પણ મુસલમાન વિદ્યાર્થીઓ વર્નાક્યુલર તરીકે (ભાષાના વિષય તરીકે) ઉર્દૂ ભાષાનો સ્વીકાર કરી શકશે, અને પોતાની પરીક્ષા ઉર્દૂ ભાષામાં આપી શકશે.

૪. સદરહુ પરીક્ષા દરેક મધ્ય સ્થળે નક્કી કરવામાં આવેલી કમિટી લેશે, અને તે પાંચ મધ્ય સ્થળોમાંના દરેક મધ્ય સ્થળની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રેસિડેન્ટ તરીકે કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મ મુજબ કરવી, અને તે માટેનાં કોરાં છાપેલા ફૉર્મની નકલો જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને અરજી કર્યાથી ફી લીધા વિના મળી શકશે. અરજીઓ તારીખ ૧ લી જાન્યુઆરિ ૧૯૩૩ સુધીમાં અથવા તે પહેલાં કરવી. તે પછી મળેલી અરજી ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત ભરવાની ફી વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કરવાથી મફત મળશે. વળી નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓના નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

૬. જાત અને પેટાજાત અને જન્મ તારીખ અરજીમાં સ્પષ્ટ રીતે દર્શાવવી જોઈશે અને અરજદારના માબાપ ઇન્કમટેક્સ કે જમીન વેરો જેટલો ભરતા હોય તેટલી રકમ અરજીમાં પાડેલા વધારાના ખાનામાં દર્શાવવી. જે ઉમેદવારના માબાપ ઇન્કમટેક્સ અથવા જમીન વેરા પેટે વાર્ષિક રૂ. ૨૦૦ કે તેથી વધારે રકમ ભરતા હશે તેમને પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહિ.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૧૯ નવેમ્બર ૧૯૩૨.

(અંગ્રેજીમાં સહી) એસ. એસ. કેમેરોન
એજ્યુ. ઇન્સ ઉત્તર ભાગ.

પુસ્તક ૭૨ ] [ અંક ૧

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

## જાન્યુઆરિ સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન સુધારાની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

## અનુક્રમણિકા





### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદત | એક પાન | અરધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨] જાન્યુઆરિ સને ૧૯૩૩ [અંક ૧


## પ્રાચીન આર્ય કેળવણી

બધી જ્ઞાતિનાં બાળકોને પ્રથમ મૂળાક્ષર શીખવતી વખતે વિદ્યારંભની વિધિ કરી કેળવણીની શરૂઆત કરવામા આવતી હતી. આને માટે પાંચ વરસની ઉંમર હતી. નિયમિત અને રીતસરની કેળવણી તો ઉપનયન-સંસ્કારની વિધિ કર્યા બાદ શરૂ કરવામાં આવતી હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિને આનો અધિકાર હતો. જે વ્યક્તિઓએ ગુનો કર્યો હોય તેમને તેમજ શૂદ્રવર્ગને તેમાંથી બાતલ કરવામા આવ્યાં હતાં. આ પ્રમાણે પ્રજાના મોટા વર્ગને ફરજિઆત કેળવણી આપવામાં આવતી હતી.

બ્રાહ્મણને વસંત ઋતુમાં, ક્ષત્રિયને ઉનાળામાં અને વૈશ્યને પાનખર ઋતુમાં ઉપનયન સંસ્કાર કરવામાં આવતો હતો. બ્રાહ્મણ માટે ૮–૧૬, ક્ષત્રિય માટે ૧૧–૧૨ અને વૈશ્ય માટે ૧૨–૨૪ વરસની ઉંમર નક્કી કરવામા આવી હતી. વસ્તુસ્થિતિને અનુસરી આ ઉંમરની મર્યાદામાં કોઈ વખત ફેરફાર કરવામાં આવતો હતો. બ્રાહ્મણને માટે પાચ, ક્ષત્રિય માટે ૭ અને વૈશ્ય માટે સાત ઓછામા ઓછી ઉંમર રાખી હતી.

બ્રાહ્મણનાં બાળકોની કેળવણી વહેલામાં વહેલી શરૂ થતી હતી. તેનાં બે કારણો હોઈ શકે: એક તો તેનો બુદ્ધિવિકાસ બીજાં બાળકો કરતા વહેલો થતો હોવો જોઈએ, અને બીજું કારણ એ છે કે તેને ઘણા લાંબા સમય

સુધી તાલીમ લેવી પડતી હતી. વળી સામાન્ય રીતે ભણવાને માટે જે સાત વરસની ઉંમર નીકળે છે, તે હાલમાં પણ સ્વીકારવામાં આવી છે.

વિદ્યારંભમાં વિદ્યાનો હેતુ બાળકને વેદનું જ્ઞાન આપવાનો હતો. માબાપ તો તેને ભૌતિક જન્મ આપે છે, પણ ગુરુ તો તેનો વાસ્તવિક પિતા છે, કારણ કે તે તેને આત્મજ્ઞાનવડે મરણ અને કાળની અસરમાંથી મુક્ત કરે છે.

આ કારણને લીધે તેનો બે વખત જન્મ થવાથી તેને દ્વિજ કહે છે. ત્રણ વર્ણનાં બાળકોનો સંસ્કારવિધિ કરતાં પહેલાં કેટલાક ધર્મના નિયમો તેમને પાળવા પડતા હતા. જે વ્યક્તિઓ આવી ફરજિઆત વિધિ પાળતા નહિ તેમને ન્યાત બહાર ગણવામાં આવતા. તેમની સાથે લગ્નનો વહેવાર થતો નહિ, તેમજ વેદનું જ્ઞાન તેમને આપવામાં આવતું નહિ. શ્રી મનુ ભગવાન તેમને વ્રાત્ય તરીકે ઓળખે છે. પ્રાયશ્ચિત કર્યાં પછી તેમને પાછા શુદ્ધ કરવામાં આવતા. વિદ્યારંભને લગતા ફરજિઆત નિયમ અને વિધિના ભંગ સંબંધી જે સખત પ્રાયશ્ચિત તથા શિક્ષા કરવામાં આવતી, તે જોતાં એમ સ્પષ્ટ માલમ પડે છે, કે પ્રાચીન આર્યસમાજમાં ત્રણ વર્ણ માટે કેળવણી ફરજિઆત જેવી હતી.

ઉપનયન સંસ્કાર સમયે ગુરુ તેને બ્રહ્મચર્યની દિક્ષા આપતા હતા. તે વિધિ વખતે ચાર બાહ્ય ચિહ્નો બ્રહ્મચારી ધારણ કરતો હતો.

(૧) ઉપરણો, (૨) ચર્મ, (૩) કટિમેખલા અને (૪) દંડ. ઉપરણાનો રંગ તથા ભાત જુદી જુદી વર્ણ માટે જુદાં જુદાં હતાં; તે પ્રમાણે બીજાં ચિહ્નોમાં પણ ફેરફાર હતા. વર્ણના ધંધા મુજબ મેખલાની જાત નક્કી કરવામાં આવી હતી. બ્રાહ્મણ માટે મુંજ તો ક્ષત્રિય માટે ધનુષ્ય દોરી તથા વૈશ્ય માટે ઊનનું કપડું હતું. ઉપરણાને લીધે બ્રહ્મચારીમાં લાંબું આયુષ્ય, બળ અને ઓજસ આવે છે, એવું તેનું રહસ્ય છે. પાપ દૂર કરનાર, રક્ષણકર્તા તથા શુદ્ધિ અર્પનાર ચિહ્ન તરીકે મેખલા છે. જેને બ્રહ્મજ્ઞાન વધારવું છે તેણે ચર્મ પહેરવું, જેને ક્ષાત્ર શક્તિ વધારવી છે તેણે કપડું ઓઢવું જોઈએ. દંડ દીર્ઘ જીવન, પવિત્રતા તથા બ્રહ્મતેજનું ચિહ્ન છે.

આ પ્રમાણે શિષ્યે ઉપર જણાવેલાં સાહિત્ય ધારણ કર્યા પછી તેને આરંભમાં કેટલાક સવાલ પૂછવામાં આવતા હતા. પ્રથમ તેનું ગોત્ર અને નામ પૂછવામાં આવતું હતું. પછી શિષ્ય થવાને તેની ઇચ્છા છે એવી રીતસરની નીચે પ્રમાણે જાહેરાત તેને કરવી પડતી " હું અહીંઆં શિષ્ય થવાને આવ્યો છું. મને દિક્ષા આપો, પરમાત્મા સવિતૃના આદેશથી હું

વિદ્યાર્થી રહીશ." વળી શિષ્ય થનાર વ્યક્તિ સંબંધી કેટલીક નીતિને લગતી લાયકાત જોવામાં આવતી હતી. તે દુષ્ટ માણસ હોવો જોઈએ નહિ, તેમજ સ્વચ્છંદ આચારવૃત્તિ કે મનોવિકાર તેનામાં હોવા જોઈએ નહિ. તે પવિત્ર એકાગ્ર ચિત્તવાળો તથા સારી યાદદાસ્તવાળો અને સુશીલ હોવો જોઈએ. તેણે ગુરુની બદગોઈ કરવી નહિ, તેમજ તેને મારે દીલગીર થવું નહિ. જેમ હીરા માણેકની કાળજીથી રક્ષા કરવામાં આવે છે, તેમ કાળજીથી આત્મજ્ઞાન તેને આપવામાં આવતું હતું. પછી પ્રાર્થના કર્યા બાદ તેને દેવોને સોંપવામાં આવતો હતો. આવા વિધિ વખતે જે પ્રાર્થના કરવામાં આવતી હતી, તેમાં કેળવણીનો ઉદ્દેશ જણાઈ આવતો હતો. તે ઉદ્દેશ ધાર્મિક અને સાંસારિક હતો, તેમજ સમપ્રમાણ વિકાસ પણ લક્ષમાં રાખવામા આવતા હતો. શિષ્ય દેવને ઓજસ, બળ અને શક્તિ અર્પણ કરી જ્ઞાનની દૃષ્ટિની યાચના કરતો. વળી દીર્ઘ આયુષ્ય, પ્રજા અને બળ તથા ધનપ્રાપ્તિ, તેમજ વેદનું જ્ઞાન, કીર્તિ, અને સુખની પણ પ્રાર્થના કરવામાં આવતી હતી. "તારૂં હૃદય મારા હૃદય સાથે રહેશે, મારા મન સાથે તારૂં મન એકત્ર થશે, મારા વચનથી તને અંતઃકરણપૂર્વક આનંદ થશે, મને એકલાનેજ તું વળગી રહેશ, મારામા તારાજ વિચારનો આશ્રય રહેશે, મારા ઉપર તને માન રહેશે. હું જ્યારે બોલીશ ત્યારે તું શાંત રહીશ." આ પ્રમાણે ગુરુના પ્રવચન પછી તેનો સ્વીકાર કરવામાં આવતો. ગુરુ અને શિષ્ય વચ્ચે કેવો આત્મિક સંબંધ હતો, તે આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. દિક્ષાનો વિધિ પુરો થતા નીચે પ્રમાણે બ્રહ્મચારીને કહેવામાં આવતું "તું બ્રહ્મચારી છે, પાણી પી, સેવા કર, દિવસે ઊંઘવું નહિ."

બ્રહ્મચર્ય કે શિષ્યની અવસ્થાનો આરંભ સવિતૃવ્રતથી થતો હતો. જે જ્ઞાન તેને આપવાનું હોય, તે પહેલા અમુક સમય સુધી નિયમો અને વિધિ પાળવાના હોય, તેને બ્રહ્મચર્ય કહેતા હતા. વેદનો અભ્યાસ કરતાં પહેલા સાવિતૃ (ગાયત્રી) નો આરંભ થતો હતો. સાવિતૃવ્રત એક વરસ, છ મહીના, ચોવીસ, બાર, છ કે ત્રણ દિવસ ચાલતું. સાધારણ રીતે વ્રત ત્રણ દિવસનું હતું. આ સમયે તેને અમુક પ્રકારનો ખોરાક ખાવાનો હતો, અને તેની માતા અને બીજી બે સગી સ્ત્રીઓ અથવા પાડોશની સ્ત્રી પાસેથી તેને ખોરાક માગીને લાવવાનો હતો. ત્રણ દિવસ વિધિપૂર્વક સાવિતૃવ્રત કર્યા પછી આશ્રમમા રહેનાર વિદ્યાર્થી તરીકે તેનું જીવન શરૂ થતું. મદ્ય, માસ તથા તીખો સ્વાદિષ્ઠ ખોરાક લેવાની તેને મના હતી. એકાંતમાં શાંત ચિત્તથી લોક્ષ રાખ્યા સિવાય તેણે ખાવુ જોઈએ. તેને બેથી વધારે વખત ખાવાનું નહોતું. તેમજ અકરાંતીઆ જેવું ખાવાની મના હતી.

તે ગામ, ચાંડાળનું ઘર અને જંગલ જેવાં સ્થળોએ અધ્યયન કરવાની મનાઈ હતી. પાસેના સગાના મરણ પ્રસંગે અથવા તે મરણનું જમણ જમેલા હોય, તેવા દિવસે અભ્યાસ બંધ રાખવામાં આવતો.

હવે તે જમાનામાં કેવી રીતે શિક્ષણ આપવામાં આવતું હતું તે જોઈએ. તેવી શિક્ષણપદ્ધતિને **અનુવાચન** કહેતા. પ્રથમ એક ઋચા વિદ્યાર્થીને શીખવવામાં આવતી. પછી તે તેના ઋષિ, દેવ અને છંદ તેને બતાવવામાં આવતા. આ પ્રમાણે ગુરુ દરેક ઋષિની ઋચાઓ બોલતો, અને તે મુજબ દરરોજનો અભ્યાસ થતો. જેમને વેદનો અભ્યાસ કરી પંડિત થવાની ઇચ્છા ન હોય તેમને ટુંકો પાઠ શીખવતા. દરેક કાંડની શરૂઆતમાં તથા અંતમાં કંઈ ખાસ વિધિ કે યત્ન કરવામાં આવતો. સત્ર થઈ ગયા પછી વિદ્યાર્થી વેદના જે ભાગનો અભ્યાસ થયો હોય તેનું પરિશીલન કરતો. તેમજ સત્ર દરમિઆન સાંજે તે નવા પાઠનો અભ્યાસ કરતો નહિ. ગુરુ પ્રથમ અમુક શબ્દો બોલતા અને એક વિદ્યાર્થી તે પ્રમાણે પ્રથમ બોલતો. ત્યાર પછી બીજો વિદ્યાર્થી ગુરુની રજા લઈ તે પ્રમાણે બોલતો. જ્યારે અઘરા લાંબા સમાસવાળા શબ્દો હોય ત્યારે ગુરુ ફક્ત એક કે બે શબ્દો બોલતા, અને તે પ્રમાણે વિદ્યાર્થીઓ તેનું અનુકરણ કરતા. આવી રીતે બે ત્રણ ઋચાઓ સમજાવ્યા પછી બધા વિદ્યાર્થીને તે ફરી ફરીને બોલવી પડતી. જ્યારે તે આ બધા શ્લોક બરાબર મોઢેથી બોલી શકતા, ત્યારે તેઓ બધાએ કંઈ પણ અચકાયા સિવાય પાઠ ફરીથી બોલતા. તે વખતે એક સરખી રીતે સંધિના બધા નિયમો તેમને પાળવા પડતા. દરેક સ્વર બહુ ઉંચેથી બોલવામાં આવતો.

જે વિદ્યાર્થીઓ ગૃહસ્થાશ્રમમાં જોડાતા તેઓ આ પ્રમાણે ૧૨ વરસ અભ્યાસ કરતા. જેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા, તેમને ૨૪, ૩૬ કે ૪૮ વરસ સુધી અભ્યાસ કરવો પડતો.

ઘણી વખત એક શિષ્યને જુદા જુદા ગુરુને ત્યાં રહી અભ્યાસ કરવો પડતો હતો. ગુરુ જે વિષયમાં નિષ્ણાત હોય તેનું જ્ઞાન તે આપતા, તેથી તે ઘણા વેદનું જ્ઞાન જુદા જુદા ગુરુ પાસેથી મેળવતો. જે કુટુંબમાં વેદવિદ્યા પરંપરાથી ચાલી આવતી હોય, અને જેને તેનું જ્ઞાન હોય તેને ગુરુ થવાનો અધિકાર હતો. જે ગુરુ વેદ તથા કલ્પ અને ઉપનિષદ્ શીખવતા તેને **આચાર્ય** કહેતા. તે તેના શિક્ષણનું કંઈ મહેનતાણું લેતો નહિ. ધર્મભાવનાથી તે પોતાનું કામ કરતો. વિદ્યાર્થીને તેના કુટુંબમાં દાખલ કરતા અને તે દ્રવ્યહિતની દૃષ્ટિથી

નહિ, પણ તેને લીધે કુટુંબમાં વધારો થાય છે એ બાબત મુખ્ય હતી. હાલની માફક પૈસાના સંબંધને બદલે હૃદયનો સંબંધ ગુરુ અને શિષ્ય વચ્ચે તે કાળમાં હતો. જે વિદ્યાર્થી પોતાનો અભ્યાસ પુરો કરતો, તે છેવટે ગુરુદક્ષિણા આપતો જે વેદનો થોડો ભાગ તથા વેદાંગ શીખવતા તેને ઉપાધ્યાય કહેતા, અને તે ફી લઈને ભણાવતો આ અભ્યાસ પુરો કર્યાના વિધિને **સમાવર્તન** કહેતા. તે પ્રસંગે જે તપ કરવું પડતું હતું, તેનો અંત આવતો હોય, તે બતાવવાને કેટલીક ક્રિયા કરવી પડતી. તેમાં સ્નાનનો વિધિ અગત્યનો છે. સુગંધીદાર પદાર્થ ચંદન, ગુલાલ વગેરે જે તેનાં સગાવહાલાં આપતાં હતા, તે વડે તે સ્નાન કરતો; અને બ્રહ્મચારીના ચિહ્ન તરીકેનો ઉપરણો, કટિ મેખલા, ચર્મ તથા દંડને પાણીમાં નાખી દેવામાં આવતાં. સ્નાન કર્યા પછી તે **સ્નાતક** કહેવાતો. ગુરુ વિદ્યાર્થીને તેના દીકરા સમ ગણી તેના ઉપર તેવો પ્રેમ રાખતો, અને કંઈ પણ સંકોચ સિવાય પવિત્ર શાસ્ત્રનું જ્ઞાન વિદ્યાર્થીને આપતો. જે ગુરુ તેના વિદ્યાર્થીના અભ્યાસની ઉપેક્ષા કરતો તેને ગુરુ ગણવામા આવતો નહિ. વળી તેના સ્વાર્થ માટે વિદ્યાર્થીને સેવા કરવાની નહોતી. તેનો ઉદ્દેશ વિદ્યાર્થીનું ચારિત્ર સુધારવાનો હતો. સંકટ સમયે ગુરુ વિદ્યાર્થીની મદદ લેતો. તેઓ તેમને ગુના બદલ સખત શિક્ષા કરતા નહિ.+

## કેવી રીતે વાંચવું

"વાદવિવાદ કે વિરોધ દર્શાવવા, શ્રદ્ધાથી માનવા ખાતર અથવા વાતચીત કે પ્રવચન કરવા માટે આપણે વાંચવાનું નથી, પણ વિચાર અને વિવેક કરવા માટે વાચનની જરૂર છે." બેકન.

હાલના જમાનામાં છાપવાની કળાથી દરરોજ હજારો પુસ્તકો, માસિકો વર્તમાનપત્ર ને ચોપાનીઆં નીકળે છે, તેથી પ્રાચીનકાળમાં જે જ્ઞાનનો અધિકાર જનમંડળનો અમુક વર્ગ ભોગવતો હતો, તે જ્ઞાન હાલમાં ક્ષુદ્રમાં ક્ષુદ્ર મનુષ્ય પણ સહેલાઈથી મેળવે છે ને તે ઉપર સ્વતંત્ર ચર્ચા કરી શકે છે. છાપવાની કળાથી જ્ઞાન મેળવવામાં જે સરળતા ઉત્પન્ન થઈ છે, તે ઉપરાંત જ્ઞાનની સીમાનો પણ વિશેષ વિસ્તાર થયો છે, તેથી ભિન્ન ભિન્ન વિષય ઉપર જુદી જુદી પદ્ધતિથી લખાએલાં અસંખ્ય પુસ્તકો નજરે પડે

+ શ્રી માલવીયા સ્મારક ગ્રંથને આધારે.

છે. જ્ઞાનના સાધનના આવા વધારાની સાથે અર્વાચીન કાળમાં જીવનસ્પર્ધા એટલી બધી તીવ્ર થઈ છે, કે નવી શોધો, નવીન જ્ઞાન વગેરે બાબતોથી માહિતગાર રહેવું, એ સંસારયાત્રામાં ફતેહમંદ થવાને આવશ્યક વસ્તુ થઈ પડી છે. હાલમાં સમાજયંત્રની રચના એટલી બધી ગુંફિત થઈ છે, કે કોઈપણ વ્યક્તિને મગજશક્તિનો ઘણો વ્યય જુદી જુદી રીતે કરવો પડે છે. વળી તે સાથે વાંચવું ને વિચારવું જે જરૂરનું થઈ પડ્યું છે, તેનો લાભ ઘણાં પુસ્તકો ને માસિકોમાંથી કેવી રીતે લેવો, એ એક મહા પ્રશ્ન થઈ પડ્યો છે.

હાલમાં વાંચવાનો શોખ ઘણો વધી પડ્યો છે, એ નિ:સંશય છે; કારણ કે જ્યાં ત્યાં પુસ્તકો અને વર્તમાનપત્ર વાંચતાં આપણે માણસોને જોઈએ છીએ. પણ જ્ઞાનની આવી સરળતા અને તેથી વધતા શોખની સાથે એક ભય એ ઉભો થયો છે, કે એક વિષયનાં ઘણાં પુસ્તકો હોવાથી કોઈપણ સાંગોપાંગ જ્ઞાન હોવાને બદલે જુદા જુદા વિષયનું અધુરૂં જ્ઞાન થતું જોવામાં આવે છે. વળી સંગીન જ્ઞાનને બદલે આપણને ઉપલકીઉં જ્ઞાન મળે છે. ગંભીર વિષયના પુસ્તક ઉપર રુચિ હોવાને બદલે સરળ સાહિત્યનો શોખ વધતો જાય છે. ધર્મ, તત્ત્વજ્ઞાન ઇતિહાસ, કાવ્ય વગેરે સાહિત્યના ગૂઢ વિષયના અભ્યાસને બદલે વર્તમાનપત્ર, નાટક, નવલકથા એ વિષય ઉપર વિશેષ ધ્યાન હાલમાં અપાય છે. કલ્પનાશક્તિ ને બુદ્ધિને કેળવવા કરતાં સ્મૃતિને ખીલવવા તરફ વધારે લક્ષ ખેંચાય છે.

આનું કારણ એ છે કે જ્ઞાનના સાધનની આવી સરળતા સાથે તેનું પદ્ધતિપૂર્વક જ્ઞાન સંપાદન કરવામાં આવતું નથી, તેથી હાલના જમાનામાં શું વાંચવું અને કેવી રીતે વાંચવું એ ઘણો અગત્યનો વિષય થઈ પડ્યો છે, કારણ કે રાત ટુંકી ને વેશ ઘણા જેવું છે. હાલના સુધારાના પ્રવાહ સાથે રહીને વધારેમાં વધારે લાભ લેવાને આપણી જીવનશક્તિનો સદૂપયોગ કરવો એ દરેક સુજ્ઞ પુરુષનું કર્તવ્ય છે; તેથી ક્યાં ક્યાં પુસ્તક અને તે કેવી રીતે વાંચવાં તેનો વિચાર કરતાં પહેલાં વાંચવાનો હેતુ શો છે, તે ઉપર કંઈક લક્ષ આપણને આપવાની જરૂર છે.

જેમ અન્ન, પાણી, હવા, આપણા શરીરની સ્વાભાવિક જરૂરિઆતો છે, તેમ જ્ઞાન એ આત્માની નૈસર્ગિક વાંછના છે. જેવી રીતે ખાવાપીવાથી આપણું શરીર પોષાય છે ને વૃદ્ધિ પામે છે, તેવી રીતે વાચન, વિચાર આદિ માનસિક ક્રિયાથી આપણું મન સંતુષ્ટ ને સશક્ત થાય છે. જ્ઞાન બે પ્રકારનું છેઃ અપરોક્ષ અને પરોક્ષ. અપરોક્ષ જ્ઞાન એ એવી જાતનું જ્ઞાન

છે કે તે આત્મપ્રયત્નનું ફળ છે અને તેથી આપણો આત્મવિકાસ થાય છે. વળી તે જ્ઞાન આપણા જીવનતત્ત્વ સાથે સુસંબદ્ધ જોડાએલું હોય છે. બીજા પ્રકારનું જ્ઞાન પરોક્ષ છે. તેનું કારણ એ છે કે તે જ્ઞાન સંપાદન કરવામાં આત્મપ્રયત્ન ઘણો થોડો હોય છે; ને તેથી તેનો જોઈએ તેવો સંબંધ બીજા જ્ઞાન સાથે નહિ થવાથી તે એક ઉપલકીઆ જ્ઞાન તરીકેજ રહે છે, તેથી, તે અપરોક્ષજ્ઞાનની કોટિમાં આવતું નથી. જનમંડળની પ્રાથમિક અવસ્થામાં જ્યારે મનુષ્ય મનને કુદરતનો અપરોક્ષ અનુભવ વિશેષ હતો, ત્યારે અપરોક્ષ જ્ઞાનનો અંશ વધારે હતો; કારણકે ઇન્દ્રિયો તેમજ મન વિશેષ ચંચળ સ્થિતિમાં હોવાને લીધે વિશ્વના સંભવ પદાર્થાદિનું જ્ઞાન સહજ રીતે મળતું હતું.

જેમ બાળકના મન ઉપર કુદરતના સંસર્ગની ભવ્ય અસર થાય છે, તેમ મનુષ્યમન ઉપર તેવીજ ભવ્ય અસર તે કાળમાં થઈ હશે, એમ તેમની ભાવના અને અનુભવ ઉપરથી જણાઇ આવે છે. આવી રીતનું પ્રત્યક્ષ જ્ઞાન લાંબો વખત ચાલતું નથી. જેમ જેમ કુદરત સાથેનો સંબંધ ગાઢ થતો જાય છે ને સમાજચક્ર આગળ વધતું જાય છે, તેમ તેમ પરોક્ષજ્ઞાનનો અવકાશ વધતો જાય છે ને તેટલાજ પ્રમાણમા અપરોક્ષજ્ઞાનનો અંશ ઓછો થાય છે; કારણકે આત્મપ્રયત્નને લીધે થતો સ્વાનુભવ અપરોક્ષજ્ઞાનમાં તેટલા પ્રમાણમાં સમાએલો હોતો નથી. તેવું જ્ઞાન હૃદયને સ્પર્શ કરી શકતું નથી. હાલમાં જ્ઞાનની જે અતિશય સરળતા આપણે અનુભવીએ છીએ તેથી આત્મપ્રયત્ન ને સ્વાશ્રય ઉપર આપણે થોડા અવલંબીએ છીએ; કારણ કે જ્ઞાનની સર્વ સામગ્રી લગભગ તૈયાર થએલી મળવાથી મનન કે નિદિધ્યાસન જેવી બુદ્ધિની ક્રિયા ઘણી થોડી થાય છે. આ કારણને લીધે આપણું જ્ઞાન હાલમાં પરોક્ષ રહે એ સ્વાભાવિક છે; પણ જ્ઞાનની આવી સરળતા સાથે ગંભીર વિચારનો લાભ લેવો એ ડાહ્યા મનુષ્યનું કર્તવ્ય છે, તેથી પુસ્તકો કે જે હાલમાં જ્ઞાનનું મુખ્ય સાધન મનાય છે તેનો સદુપયોગ કેવી રીતે કરવો એ હવે જોઇશું.

પુસ્તકો એ જ્ઞાન અને ડહાપણનો ભંડાર છે. તેમાંથી થોડી મહેનતે અને થોડી ભૂલે તેનો લાભ લેવો એ વાચનનો હેતુ છે. પુસ્તક વાંચવાના બે હેતુ છેઃ એક તો અન્ય મનુષ્યના વિચારથી આપણા મનને ઉત્તેજિત કરવું એટલે વાચન એ વિચારનું સાધન બને છે, અને બીજું અન્ય વિચાર કોના વિચાર ગ્રહણ કરવા તે છે. વધારે બુદ્ધિશાળી મનુષ્ય પુસ્તક ફક્ત તેમના મનને સતેજ કરવાનેજ વાંચે છે. તે બીજાના વિચાર ગ્રહણ કરવાને

વાંચતા નથી. બુદ્ધિશાળી મનુષ્યો પુસ્તકના અભ્યાસથી ઉદ્ભવતા પરોક્ષજ્ઞાન ઉપર આધાર રાખતા નથી. અન્ય મનુષ્યના વિચારની નકલ કરવી એ તેમનો હેતુ નથી, પણ આપણા પૂર્વગામીઓએ જે મહેનત અને આત્મભોગ આપી જ્ઞાન મેળવ્યું છે તેની તદ્દન અવગણના કરવી એ મૂર્ખાઈ વિના બીજું કાંઈ નથી એમ ધારી તેઓ પુસ્તકનો અભ્યાસ કરે છે. તે વડે વિચારનું ઐક્ય તથા ઐતિહાસિક એકતા જાળવી શકાય છે અને ફરી તેવીજ ભૂલ થતી નથી. આવા પરકીય જ્ઞાનને સ્વકીય કરવું, પરોક્ષમાંથી અપરોક્ષજ્ઞાન ઉપજાવવું એ બુદ્ધિશાળી મનુષ્યની અભિલાષા છે. આ કારણને લીધે પુસ્તકો ઉપર અત્યંત શ્રદ્ધા રાખવાને બદલે આંતરદર્શન કે આંતરસ્ફુરણા ઉપર વિશેષ અભિરુચિ તેમની હોય છે. તેઓ અન્ય પુરુષના વિચાર ફક્ત ગ્રહણ કરતા નથી. તે વિચારને પોતાના સ્વાનુભવની મદદથી તેના મનનની એક આકૃતિ રૂપ જુએ છે. વળી વાચનને લીધે તેમની વિચારદૃષ્ટિનું અન્ય પુરુષના વિચારથી સમર્થન થાય છે. સાધારણ બુદ્ધિવાળા મનુષ્યો સ્વાશ્રય અને આત્મપ્રયત્ન ઉપર ઓછો વિશ્વાસ રાખે છે અને અન્ય વિચારકોના વિચાર ગ્રહણ કરવા વધારે આકર્ષાય છે, તેથી તે આત્મદર્શન, મનન, વગેરે બુદ્ધિની ક્રિયા ઉપર થોડો આધાર રાખી પુસ્તકો ઉપર વિશેષ ભાર રાખે છે. પુસ્તકો એ જ્ઞાનનો ભંડાર છે. તેનો સદુપયોગ કરવા તરફ બેપરવા રાખવી ન જોઈએ. જ્યાંસુધી પુસ્તકમાં સમાએલું પરોક્ષજ્ઞાન અપરોક્ષ સ્થિતિમાં આવતું નથી, ત્યાંસુધી પુસ્તક વાંચવાથી જે લાભ થવો જોઈએ તે થતો નથી. જ્ઞાનના વિસ્તારની સાથે ગાંભીર્યની જે આશા રાખવામાં આવે છે પણ તેને ઠેકાણે ઉપરચોટીઉં જ્ઞાનજ જોવામાં આવે છે.

એવા અન્ય ઉપસિદ્ધાંતો પણ સમજી શકતા નથી. આ કારણને લીધે કોઈ પણ પુસ્તકનો ઘણો ઓછો ભાગ આપણે સમજી શકીએ છીએ.

લેખકનું દૃષ્ટિબિન્દુ સમજવાનો હેતુ એ છે કે જો ગમે તેમ પુસ્તક વાંચવામાં આવે તો સંજોગે ને સંસ્કારબળના પરિણામે તે પુસ્તક લખાયું છે તેની કદર થઈ શકતી નથી. વળી તેની સાથે આપણી વિચારસૃષ્ટિનું ઐકય જામતું નથી, તેથી તે પુસ્તકનું જ્ઞાન પરોક્ષ એટલે ઉપર ઉપરનું રહે એમાં કંઈ નવાઈ જેવું નથી. યથાર્થ જ્ઞાન સ્વાનુભવનું ફળ છે તે ઉપર આપણે જોયું છે. તેલક્ષ્ય સાધવાને તો વિચારની એકતાજ સાધન છે. જ્યાંસુધી આ બાબત ઉપર ધ્યાન આપવામાં આવતું નથી, ત્યાંસુધી તે પુસ્તક વાચવામાં રસ પડતો નથી. પુસ્તકો વાચ્યાની સંખ્યાએ જ્ઞાન મેળવ્યાનું પ્રમાણ છે એમ માનવું એ ડહાપણભરેલું નથી. લેખકના વિચારનુ ઐકય સંપાદન કરવું એજ કોઈપણ પુસ્તકના મર્મભાગ શોધવાનો સરળ ને સ્વભાવિક રસ્તો છે. જ્યાંસુધી કોઈપણ પુસ્તકના મર્મભાગ આપણે સમજી શકતા નથી, ત્યાંસુધી તે પુસ્તક સમજ્યા છીએ એ કહેવું ફક્ત શાબ્દિક જ્ઞાન છે, પણ વસ્તુ જ્ઞાન નથી. પરોક્ષ જ્ઞાન છે, પણ અપરોક્ષજ્ઞાન નથી.

આવી રીતે પ્રથમ ગ્રંથકર્તાના લક્ષ્યબિન્દુ સાથે આપણે સમભાવના ધરાવતા હોવાથી તેનું યથાર્થ રહસ્ય આપણી બુદ્ધિના પ્રમાણમાં સમજવા શક્તિમાન થઈએ છીએ, પણ ગ્રંથકર્તાના વિચારની સાથે વાચકના વિચારની આવી એકતા સાથે થોડો ભેદ હોવાની પણ જરૂર છે; કારણ કે દરેક મનુષ્યને તેની નૈસર્ગિક બુદ્ધિ, કેળવણી તથા સંગતિના પરિણામે વિશ્વના જ્ઞાનનો અમુક અંશ પ્રાપ્ત થાય છે. વિશ્વનું સમગ્ર જ્ઞાન હોવું એ અસંભવિત છે, તેથી પુસ્તકની ખરી કદર કરવાને આપણા જ્ઞાન તથા અનુભવ સાથે લેખકના વિચારો સરખાવવા જોઈએ. અમુક વિચાર કેવા સંજોગોમાં લખવામાં આવ્યો છે, તે કેટલે દરજ્જે ખરા છે, વિશ્વવ્યવસ્થામાં તેનું શું સ્થાન છે અને તેના ગંભીર પરિણામ કેવા પ્રકારનાં નીકળશે વગેરે બાબતનું ચિંતન આપણા અનુભવ સાથે સરખાવીને કરવાનું છે. વિવેચક બુદ્ધિથી પુસ્તકનો અભ્યાસ કર્યા બાદ અને તે સમગ્ર પુસ્તકનું રહસ્ય જાણ્યા પછી તે પુસ્તકના વિચારનું પૃથક્કરણ કરવું જોઈએ. પુસ્તક એ એક વિચારની વ્યવસ્થિત યોજના છે. જ્યાંસુધી તેનાં જુદાં જુદા અંગ તથા ઉપાગનો પરસ્પર સંબંધ આપણે શોધી શકતા નથી, ત્યાંસુધી તે બરાબર રીતે યાદ રહી શકતા નથી. આવી રીતે પૃથક્કરણ કર્યા પછી ભિન્ન ભિન્ન વિચારના સંસ્કારને આપણા અનુભવ સાથે સરખાવી તેમાંથી નીપજતાં પરિણામ

(૨) પ્રથમ પુસ્તકો વાંચીએ તોજ લેખકનાં વિચાર જાણી શકીએ છ

કોઈના વિષે વાંચીને કોઈ જાતનો ખ્યાલ બાંધી દેવો નહિ. નર્મદાશંક દાખલો લઈ એ. આપણા દેશને ઉન્નત કરવો હોય તો આપણી પ્રજા ભાવના-દેશભાવનાને કેળવવી જોઈએ. કવિ નર્મદાશંકરે વિચાર્યું એ લખ્યું, તોજ તેનું માન છે. સાહિત્યના અભ્યાસીઓએ એકજ કવિનાં પુસ્તકોનો અભ્યાસ મન દઈ કરવો.

(૩) જીવન જાણવું જોઈએ.

લેખકનું જીવન ન જાણીએ તો એ શું કહેવા માગે છે તે જ શકીએ નહિ. કવિનું જીવન જાણ્યા સિવાય ખરી વસ્તુ જાણી શક નથી. દા. તરીકે કલાપી અને બિલ્વમંગળ.

કોઈ લેખકનું જીવન જાણવું આવશ્યક છે. જ્યારે માણસ લખે ત્યારે પોતાના જીવનના અનુભવ દ્વારાજ તે લખે છે. વિલાયતમાં કોઈ લેખ ની ઝીણામાં ઝીણી વાતો જાણવામાં આવે છે.

સિદ્ધ લેખકો પોતાની મહત્વકાંક્ષાથી પ્રેરાઈને લખે છે, ત્યારે જીવનના ધ્યેયને પહોંચવા મથે છે; પછી તે ધ્યેય ગમે તેવું દુષ્પ્રાપ્ય હો લેખકોએ સમયની માનસિક, આર્થિક અને રાજકીય સ્થિતિ ઓળખ જોઈએ. મિનલમુંજાલનો પ્રેમ લઈ મુન્શી સાહિત્ય રસિક કરી શકે લેખકનો અભ્યાસ તુલનાત્મક પદ્ધતિએ તેના સાહિત્યના અભ્યાસથી ક શકીએ છીએ.

---

## ચુંવાળનો ચોક અને વિજયસિંહ સોલંકી

---

પરશુરામે પૃથ્વીને ૨૧ વાર નક્ષત્રી કરી અને ક્ષત્રિય રાજાના હ થએલા પોતાના પિતાના વધનું વેર લીધું. આ ઘોર સંહાર બાદ બ્રાહ્મણોનેજ પોતાના યજ્ઞયાગાદિની રક્ષા અર્થે ક્ષત્રિયોની જરૂર લાગ લાગી, અને પરિણામે વસિષ્ઠે આબુ પર્વત ઉપર એક યજ્ઞ કર્યો અ દેવતાઓને આમંત્રણો આપ્યાં. આ યજ્ઞમાં ઇંદ્ર, બ્રહ્મા, શિવ, અને વિષ્ણુ હાજરી આપી અને અગ્નિકુંડમાંથી ઇંદ્રે પરમારોને, બ્રહ્માએ ચાલુક્યો શિવજીએ પરિહારોને અને વિષ્ણુએ ચોહાણોને ઉત્પન્ન કર્યા.

ક્ષત્રિયોની આ ચાર જાતિઓને અગ્નિકુળો કહેવામાં આવે છે કારણકે તેમને અગ્નિકુંડમાંથી દેવતાઓએ ઉત્પન્ન કર્યા હતા.

બ્રહ્માના ચુલ્લુકમાંથી (હથેળીમાંથી) ઉત્પન્ન થએલા ચાલુકયવંશમાંથી સોલંકીવંશના ક્ષત્રિયો થયા. આ રાજાઓ પ્રથમ અયોધ્યામાં રાજ્ય કરતા હતા. ત્યાંથી તેઓ ભારતવર્ષના દક્ષિણ ભાગ તરફ આગળ વધ્યા અને ત્યાં રાજા જયસિંહે ચાલુકય રાજ્યની સ્થાપના કરી.

દક્ષિણમાંથી મૂળરાજ સોલંકીએ ઇ.સ. ૯૪૨ માં ચાવડા વંશના છેલ્લા રાજાને હરાવી ચાલુકય સત્તાની ગુજરાતમાં સ્થાપના કરી.

મૂળરાજ, સિદ્ધરાજ અને કુમારપાળ જેવા પ્રતાપી રાજાઓ આપીને સોલંકી વંશે ગુજરાતની કીર્તિની સુવાસ ભારતવર્ષમા સર્વ ઠેકાણે પ્રસરાવી, અને આ વંશના શાંતુ, ઉદયન, મુંજાલ અને સજ્જન નામના પ્રધાનોએ ગુજરાતની મુત્સદ્દીગીરીનો પ્રભાવ ભારતખંડના ચારે ખુણામા ફેલાવ્યો તથા લલિતકળામાં જૈનધનિકોએ સુંદર દહેરાં બંધાવીને ગુજરાતના સ્થાપત્યને ઓપ ચઢાવ્યો.

આમ ઇ.સ. ૯૪૨ થી ૧૨૪૦ સુધી એટલે લગભગ ૩૦૦ વર્ષ સુધી સોલંકી વંશનો સૂર્ય પ્રકાશ્યો. ગુજરાતના ઇતિહાસનો આ સુવર્ણકાળ ગણાય છે.

ઇ. સ. ૧૧૭૯ માં ભોળો ભીમ ગુજરાતની ગાદીએ આવ્યો. આ વખતે દિલ્હીમાં અનંગપાળ તુંવાર, કનોજમાં વિજયપાળ રાઠોડ, અજમેરમાં સોમેશ્વર ચોહાણ અને આબુમાં જેતસી પરમાર રાજ્ય કરતા હતા. આબુરાજની કુંવરી ઇચ્છનાના કારણે અને કનોજરાજની પુત્રી સંયુક્તાના કારણે રજપુતોમાં કુસુંપ પેઠો અને એ કુસુંપાગ્નિની જવાળામાં ગુજરાત અને દિલ્હીની રાજયશ્રીનું બળિદાન અપાયું. દિલ્હીશ્વર પૃથ્વીરાજના અને ઘોરીરાજ શાહબુદ્દીનના હાથે હાર ખાવાથી ભીમદેવની રાજ્યલક્ષ્મી રીસાઈ ગઈ અને માંડળિક રાજાઓ સ્વતંત્ર થવા લાગ્યા. વિજયસિંહ નામના સોલંકી સરદારે ભીમદેવને ગાદીએથી ઉઠાડી મૂકયો, પણ લવણપ્રસાદ વાઘેલાના બહાદુર પુત્ર અર્ણોરાજે ભીમદેવને ફરીથી ગાદીએ બેસાડયો, પણ ભીમદેવના મરણ બાદ થોડાજ સમયમાં ગુજરાતની ગાદી વાઘેલા વંશમાં ગઈ.

વિજયસિંહ સોલંકીએ મોઢેરાની નજીક કાલરી ગામમાં અને સોલંકીઓની એક બીજી શાખાએ મોઢેરામાં પોતાની સ્વતંત્રતા સ્થાપવાનું શરૂ કર્યું. આજ અરસામાં દેત્રોજમાં કાનોજી ઠાકોરની સત્તા શરૂ થઈ.

ભીમદેવના રાજ્યનો આખરનો ભાગ ગુજરાતના ઇતિહાસમાં અનિયંત્રિત સત્તાનું દર્શન કરાવે છે.

કાલરીના વિજયસિંહ સોલંકી વિષે નીચે દર્શાવેલી દંતકથા ચાલે છે

વિજયસિંહને **તેજલા** નામની એક કુંવરી હતી. વિજયસિંહને પુત્ર ન હોવાથી જન્મથીજ આ કુંવરીને કુંવર તરીકે પ્રસિદ્ધ કરેલી. અને તેને પોષાક વગેરે પણ કુંવરનોજ પહેરાવવામાં આવતો હતો તથા તેને **તેજસિંહના** નામથી ઓળખવામાં આવતી હતી. તેજસિંહ મોટે થતાં પાટણના વાઘેલા રાજાની કુંવરી સાથે તેનો વિવાહ થયો. લગ્નન આમંત્રણ અપાયાં અને વરયાત્રા પાટણ ગઈ.

સ્નાનાદિક ક્રિયા વખતે તેજસિંહની જાતિ સ્ત્રીની છે એમ વહેમ જતા બારીક વસ્ત્ર પહેરી નહાવાની સૂચના થઇ. પોતે પકડાઈ જશે અને ભયંકર પરિણામ આવશે એમ સમજી તેજસિંહ ગામનો કોટ કુદાવી નાઠો. સોલંકી સરદારો અને વાઘેલાઓ વચ્ચે ભયંકર લડાઈ થઈ અને પુષ્કળ લોહી રેડાયું. તેજસિંહ નાસતો નાસતો કાલરીની નજીક સંખલપુર ગામ આગળ વિસામો ખાવા રોકાયો. પોતાની ઘોડીને ઝાડ સાથે બાંધી ઝાડની નીચે આડો પડી તે વિચાર કરતો પડયો હતો, ત્યાં સામે આવેલા પાણીના કુંડમાં એક કુતરીને પડતાં તેણે જોઈ. કુતરી બહાર નીકળે છે. ત્યાં તેનો કુતરીના બદલે કુતરો થએલો જણાયો. આ ચમત્કાર જોઈ તેને ઘણું આશ્ચર્ય થયું. વિશેષ ખાતરી કરવા તેણે પોતાની ઘોડી કુંડમાં નાખી. બહાર આવતા ઘોડીનો ઘોડો થએલો તેને જણાયો. આથી તેજસિંહ પોતે કુંડમાં નહાવા પડયો તો પોતે પણ સ્ત્રીને બદલે પુરુષ થયો. આ પ્રમાણે સ્ત્રીજાતિમાંથી પુરુષજાતિમાં આવ્યા બાદ પોતે પાટણ ગયો અને ખરેખર તેજસિંહ બનેલો સોલંકી કુંવર વાઘેલા કન્યાને પરણ્યો.

ઉપરની દંતકથાનું ગૂઢ રહસ્ય ગમે તે હો પણ આ સમયથી આ સ્થાનકનું મહત્વ ઘણું વધી ગયું અને બહુચરાજીને નામે આ સ્થળ ગુજરાતમાં વિખ્યાત થયું. બહુચરાજીનો પ્રભાવ જાણવાની ઇચ્છાવાળા અલાઉદ્દીન ખિલજીના લશ્કરને માતાના કુકડાઓએ ચમત્કાર બતાવેલો એમ પણ દંતકથા કહે છે.

તેજસિંહને જણાએલા ચમત્કારથી સોલંકીઓમાં અને આખા ગુજરાતમાં—ખાસ કરીને ચુંવાળમાં બહુચરાજીનું માહાત્મ્ય વધ્યું. દેત્રોજમાં કાનોજી ઠાકોરને પણ બહુચરાજીની કૃપાથી રાજ્ય મળેલું કહેવાય છે. આથી

દેત્રોજમાં પણ બહુચરાજીનું સ્થાનક સ્થપાયું અને દેત્રોજને સુંવાળનો ચોક અને બહુચરાજીને સુંવાળના ચોકવાળી કહેવામાં આવ્યાં.

હિંદુશાસ્ત્રો કહે છે કે જગતનું અસ્તિત્વ પ્રકૃતિના કારણે જણાય છે. પ્રકૃતિ અને પુરુષના યોગે વિશ્વરચના રચાય છે. બીજી રીતે કહીએ તો બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલું જગત મહાન માયા શક્તિથી પ્રવૃત્તિમાન ભાસે છે. માયા અથવા પ્રકૃતિ મહાન પરમાત્માની શક્તિ માની તેનાં નાનાવિધ સ્વરૂપોને મનુષ્યો દેવી તરીકે પૂજે છે અને તે બહુ (સર્વ) સ્થળે વિચરતી અને બહુરૂપી દેખાતી હોવાથી તેને બીજાં નામોની સાથે બહુચરાનું નામ આપવામાં આવે છે.

દંતકથા કહે છે કે મહાભારત કાળમા જ્યારે ભીષ્મ પિતામહે કાશીરાજનાં પુત્રી અંબાને પોતાના બ્રહ્મચર્યના વ્રતનાં કારણે પરણવાની ના કહી ત્યારે પિતામહ ઉપર વેર લેવા અંબા બળીને મરી ગઈ અને શિખંડી તરીકે અવતરી. ભારતના યુદ્ધમા ભીષ્મનું મૃત્યુ શિખંડીને હાથે નિર્માયું હતું, પણ તે નપુસક હોવાથી હાલના બહુચરાજીના સ્થાનકે એક યક્ષે શિખંડીને પોતાનું પુરુષત્વ આપ્યું હતું, અને પોતે શિખંડીનું વ્યંડલપણું સ્વીકાર્યું હતું. ભીષ્મને માર્યાં બાદ શિખંડી યક્ષ પાસેથી પોતાનું વ્યંડળપણું પાછું લેવા આવ્યો. આ જાતિત્વની આપલે યક્ષના ગુરુની ગેર હાજરીમા થએલી તેથી ગુરુએ શાપ આપ્યો કે યક્ષે સ્વીકારેલું વ્યંડળપણું તેને કાયમ રહેશે. આથી આ યક્ષના કુટુંબમાં જન્મેલા બધા વ્યંડળ થવા લાગ્યા. આવા વ્યંડળો ફાતડા કે હીજડાના નામથી ઓળખાવા લાગ્યા. અત્યારે પણ આવી વ્યક્તિઓ બહુચરાજીમા ઘણી જણાય છે.

બહુચરાજીમાં કમાલીઆ કરીને એક બીજી પ્રજા વસે છે. અસલ કમાલી કરીને એક ભક્ત ત્યા રહેતો હતો. હિંદુઓ અને મુસલમાનોમાના ઘણા તેના શિષ્યો હતા. મરણ વખતે તેના શબને દાટવું કે બાળવું તે વિષે પૂછતા તેણે જણાવેલું કે તેના શબ ઉપરનું કપડું જો કબર પર પડે તો તેને દાટવું અને કબર પર ન પડે તો તેને બાળવું. કપડું કબર પર પડ્યું તેથી તેના શબને દાટવામાં આવ્યું. આથી કમાલીના શિષ્યો જીવતા હિંદુ ધર્મ પાળે છે અને મરણ વખતે મુસલમાની ક્રિયાઓ કરે છે.

ભક્તરાજ વલ્લભભટ્ટના ગુણગાનથી અને બીજા દેવીભક્તોની શ્રદ્ધાથી બહુચરાજીનું સ્થાનક ગુજરાતના દેવીભક્તોમાં ઘણું પ્રસિદ્ધ થયું છે. શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે અત્રે એક સુદર દહેરૂં બંધાવી આપ્યું છે. અને તેજસિંહને જણાએલા ચમત્કારોવાળા પ્રસિદ્ધ કુંડને પત્થરથી બંધાવી

આપ્યો છે તથા માતાજીના નિભાવ અર્થે ખેચર, શંખલપુર અને ડેડીવાડા નામનાં ત્રણ ગામો ઇનામમાં આપ્યાં છે. અમદાવાદથી કટોસણ થઈને બહુચરાજી સુધી રેલવે ટ્રેન જાય છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી૦ ડે. એ. ઇ. અમદાવાદ

॥ ૐ શ્રો ॥

## બુદ્ધ સમયનું ભારત

ભારતવર્ષના ઇતિહાસમાં ઈ. સ. પૂર્વેની છટ્ટી શતાબ્દી ચિરસ્મરણીય રહેશે. આ શતાબ્દીની લગભગ શાક્ય વંશમાં ભગવાન ગૌતમ બુદ્ધનો જન્મ થયો. મહાત્મા બુદ્ધના પ્રાદુર્ભાવના સમયમાં લોકોના મનમાં નવી નવી શંકાઓ અને નવા નવા વિચારો પેદા થયા હતા. ધર્મ અને સમાજમાં અરાજકતા વ્યાપી ગઈ હતી. જમાનો પરિવર્તન માગી રહ્યો હતો. તે સમયની દેશની રાજકીય, સામાજિક અને ધાર્મિક દશાનું સ્પષ્ટ દિગ્દર્શન કરાવવા આ નીચે પ્રયત્ન કર્યો છે.

ભારતવર્ષ આ સમયે ત્રણ વિભાગમાં વહેંચાએલો હતો. વચલો ભાગ "મધ્યદેશ" (હિમાલય અને વિંધ્યાચળની વચ્ચે તથા સરસ્વતી નદીની પૂર્વે અને પ્રયાગની પશ્ચિમમાં જે દેશ છે તે) કહેવાતો. આ મધ્યદેશની ઉત્તરનો ભાગ "ઉત્તરા પથ" અને દક્ષિણમાં જે ભાગ હતો તે "દક્ષિણ પથ" કહેવાતા.

દેશમાં આ સમયે સોળ રાજ્યો હતાં. તે નીચે પ્રમાણેઃ—

૧. અંગ રાજ્ય
૨. મગધ રાજ્ય
૩. કાશી રાજ્ય
૪. કોશલ રાજ્ય
૫. વજ્જિયોનું રાજ્ય
૬. મલ્લોનું રાજ્ય
૭. ચેદી રાજ્ય
૮. વત્સરાજ્ય
૯. કુરુ રાજ્ય
૧૦. પાંચાલ રાજ્ય
૧૧. મત્સ્ય રાજ્ય
૧૨. શૂરસેન રાજ્ય
૧૩. અશ્મક રાજ્ય
૧૪. ગાંધાર રાજ્ય
૧૫. અવંતિ રાજ્ય
૧૬. કાંબોજ્ય રાજ્ય

આ સોળ રાજ્યોના સંબંધે જણાવવાનું કે આ દેશોનાં નામ નથી, પણ કેટલીક જાતિઓનાં નામ છે. એમની જાતિઓનાં નામો પરથી દેશોના નામ પણ પડી ગયાં છે. 'વિજ્જ' અને 'મલ્લ' આ બે કોઈ જાત નહોતી પણ તે ખાનદાનીનાં નામો છે.

અંગ રાજ્યની રાજધાની વર્તમાન ભાગલપુરની પાડોશના પ્રાચીન ચંપાનગરીમા હતી. મગધરાજ્યની રાજધાની રાજગૃહ (રાજગિરિ) નગરમાં હતી. કાશીરાજ્યની રાજધાની વારણસી (બનારસ)માં હતી. કોશલ રાજ્યની રાજધાની હાલના ગોંડા અને બહરાઇચ જિલ્લાની સીમા પર આવેલા સાહેથ-મહેથ નામના ગામની પાસે શ્રાવસ્તી નગરીમા હતી. વજ્જિ રાજ્યની રાજધાની હાલના મુજફ્ફરપુર જિલ્લાના બસાઢ નામના ગામની પાસે પ્રાચીન વૈશાલી નગરીમાં હતી. ચેદી રાજ્ય સાધારણ રીતે હાલના બુંદેલખંડની જગાએ હતું. વત્સરાજ્યની રાજધાની હાલના પ્રયાગ પાસે કૌશાંબી નગરમા હતી. કુરુરાજ્યની રાજધાની દિલ્હી પાસે ઇંદ્રપ્રસ્થ નગરમાં હતી. પાંચાલ રાજ્યના બે ભાગ હતા. ઉત્તર પાંચાલ અને દક્ષિણ પાંચાલ. ઉત્તર પાંચાલની રાજધાની હાલના બદાયું અને ફરુખાબાદની વચમાં પ્રાચીન કાંપિલ્ય નગરમાં હતી, અને દક્ષિણ પાંચાલની રાજધાની કનોજ નગરમાં હતી. મત્સ્યરાજ્ય હાલના અલવર, જયપુર અને ભરતપુરના રાજ્યના થોડા થોડા ભાગો મળી બનેલું હતું. શૂરસેન રાજ્યની રાજધાની પ્રાચીન મથુરા નગરીમાં હતી. આસ્મક રાજ્યની રાજધાની ગોદાવરી નદીના કિનારે પોતન અથવા પોતલી શહેરમાં હતી. અવંતિ રાજ્યના બે ભાગ હતા. ઉત્તર ભાગ અને દક્ષિણ ભાગ. ઉત્તર ભાગની ઉજ્જયિની અને દક્ષિણ ભાગની રાજધાની માહિષ્મતી નગરો હતા. ગાંધાર રાજ્યની રાજધાની હાલના રાવલપિંડી જિલ્લામાં પ્રાચીન તક્ષશિલા નગરીમા હતી. કાંબોજ રાજ્ય ક્યાં હતું તેનો ચોકસ નિર્ણય અદ્યાપિપર્યંત થયો નથી. કેટલાક તિબેટ એ પ્રાચીન કાંબોજ છે એમ માને છે, અને કેટલાક ગાંધાર અને સિંધની વચ્ચે પશ્ચિમ તરફ હતું એમ માને છે.

ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામા ઉત્તરભારત આ પ્રમાણે નાનાં સોળ સ્વતંત્ર રાજ્યોમાં વિભક્ત થયેલું હતું. તેઓ પરસ્પર લડતા પણ ખરા, પણ કોઈ એવું સામ્રાજ્ય ન હતું, કે જે બધાં રાજ્યો પાસે પોતાનું આધિપત્ય સ્વીકારાવે.

રાજકીય સ્વતંત્રતાની ભાવના લોકોમાં પ્રબળપણે જાગૃત થએલી હતી. કોઈ એમની સ્વતંત્રતા ઉપર તરાપ મારે તેમ નહોતું. પ્રત્યેક ગામ

અને નગર પોતપોતાની વ્યવસ્થા કરી લેતું. મતલબ કે પ્રત્યેક નગર અને ગામ નાનું મોટું પ્રજાતંત્ર રાજ્ય હતું.

આ સમયમાં ઉત્તર ભારતમાં કોઈ કોઈ જગાએ પ્રજાતંત્ર રાજ્યો પણ હતાં. તેમાં નીચેનાં નવ મુખ્ય હતાં:—

| | |
|---|---|
| ૧. શાકયોનું પ્રજાતંત્ર રાજ્ય. | ૫. કાલિયોનું પ્રજાતંત્ર રાજ્ય. |
| ૨. ભર્ગોનું ,, | ૬. મલ્લોનું ,, |
| ૩. બુલિયોનું ,, | ૭. મૌર્યોનું ,, |
| ૪. કાલામોનું ,, | ૮. વિદેહનું ,, |

## ૯. લિચ્છિવિયોનું પ્રજાતંત્ર રાજ્ય

આ પ્રજાતંત્ર રાજ્યો ખાસ કરીને હાલના ગોરખપુર, બસ્તી અને મુજફ્ફરપુર જિલ્લાના ઉત્તરમાં અર્થાત્ બિહાર પ્રાંતમાં ફેલાએલાં હતાં. આમાં સૌથી અધિક મહત્વનાં શાકય, વિદેહ અને લિચ્છિવિયોનાં હતાં. વિદેહ અને લિચ્છિવિયો એક બીજા સાથે મળી ગયાં હતાં, અને તે બન્ને એક થઈ "વજ્જિ" કહેવાતાં.

શાક્યોની જન સંખ્યા ૧૦ લાખની હતી. એમનો દેશ નેપાળની તળેટીમાં પૂર્વથી પશ્ચિમ લગભગ ૫૦ માઈલ અને ઉત્તર દક્ષિણ લગભગ ૪૦ માઈલ વિસ્તરેલો હતો. એની રાજધાની કપિલવસ્તુ નગરમાં હતી. આ રાજ્યનું રાજ્યતંત્ર એક સભાદ્વારા ચાલતું. આ સભા એક મોટા આલિશાન "સભાભવન"માં બેસતી. આ સભાભવન "સંથાગાર" કહેવાતું. રાજ્યના વૃદ્ધ અને યુવાન સઘળા રાજ્યકારોબારમાં રસપૂર્વક ભાગ લેતા. સઘળા મળી એક સભાપતિને ચુંટી કાઢતા. આ સભાપતિને "રાજા"ની પદવી એનાયત કરવામાં આવતી.

વજ્જિયોનું પ્રજાતંત્ર રાજ્ય પ્રાચીન ભારતવર્ષનું એક સંયુકત રાજ્ય હતું. આ પ્રજાતંત્ર રાજ્યમાં આઠ ભિન્ન ભિન્ન જાતિ મળેલી હતી. તેની રાજધાની પ્રાચીન વૈશાલી નગરમાં હતી. આ સંયુકત રાજ્યની બે પ્રધાન જાતિ વિદેહ અને લિચ્છિવિ નામની હતી. પહેલાં વિદેહનો વિસ્તાર ૨૩૦૦ માઈલ હતો એમ કહેવાય છે. તેઓની એક મહાસભા હતી. આ મહાસભામાં વૃદ્ધ અને યુવાન ભેગા મળતા, અને દરેક રાજકાર્યમાં ભાગ લેતા. "ચુલ્લક લિંગ જાતક"માં આ મહાસભાના સભ્યોની સંખ્યા ૭૭૦૭ જણાવેલી છે. મહાસભાનો પ્રત્યેક સભ્ય 'રાજા' કહેવાતો. મહાસભા માત્ર કાયદાજ નહોતી ઘડતી, પણ સૈન્ય, આવક, ખર્ચ વગેરે સર્વ વિષય ઉપર

સભામાં વિચાર અને વાદવિવાદ થતા હતા. રાજતંત્ર નિયમિત ચલાવવા માટે આ મહાસભા પોતામાથી નવ સભ્યોની એક કમિટી નીમતી, તે નવ સભાસદો "ગણરાજન્" કહેવાતા અને તે સમસ્ત જનસમુદાયના પ્રતિનિધિઓ હતા.

મહાત્મા બુદ્ધના જીવન પર આ પ્રજાતંત્ર રાજ્યોનેઃ અધિક પ્રભાવ પડ્યો હતો. ગોતમબુદ્ધ શાક્યના પ્રજાતંત્ર રાજ્યમા જન્મ્યા હતા. તેમના પિતા શુધ્ધોદન આ પ્રજાતંત્રના રાજ્યના સભાપતિ (રાજા) હતા. ગોતમ બુદ્ધને સ્વાધીન વિચાર, સંગઠનશક્તિ અને એકતાનું શિક્ષણ અહીં પ્રાપ્ત થયું હતું. ભગવાન બુધ્ધે પોતાના ભિક્ષુ સપ્રદાયનુ સંગઠન આ પ્રજાતંત્ર રાજ્યોના આદર્શ ઉપર કર્યું હતું.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણ હિન્દુ સમાજમા હતી. આ ચાર વર્ણમા મિ. રાઈઝ ડેવિડ્સના* મતાનુસાર ક્ષત્રિય સર્વથી શ્રેષ્ઠ મનાતા. આ પછી બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રોનો દરજ્જો હતો. મિ. રાઇઝ ડેવિડ્સ પોતાના આ મતના સમર્થનમા બૌદ્ધ અને જૈન ગ્રંથોના પ્રમાણ આપે છે, પણ આવા અરાજકતાના જમાનામા જૈન અને બૌદ્ધ ગ્રંથોના પ્રમાણ સ્વીકારવા ઉચિત નથી. વસ્તુતઃ બ્રાહ્મણો સર્વ શ્રેષ્ઠ હોવાનાં પ્રમાણ આના કરતાં વધુ અને બળવત્તર મળી આવે છે.

આ ચાર વર્ણ ઉપરાંત અન્ય ઘણી જાતિઓ હતી. તે શૂદ્રોથી પણ હલકી હતી એમ જણાય છે. આ જાતો " પતિત જાતો " કહેવાતી. આ જાતિઓ પ્રત્યે ઉચ્ચ વર્ણના માણસો સારો ભાવ રાખતા નહોતા. અંત્યજનું દર્શન પણ તે જમાનામા પાપ લેખાતુ, અને ભૂલે ચૂકે તેને અડી જવાય તો તેના તરફ બહુજ નિર્દયતા બતાવવામા આવતી હતી. ભગવાન બુદ્ધના દયાપૂર્ણ હૃદયમા આ સામાજિક અન્યાય પ્રતિ બહુજ તિરસ્કાર ઉત્પન્ન થયો. આ અન્યાય દૂર કરવા તેમણે ઉંચનીચનો ભેદ બીલકુલ ત્યાગી દીધો અને પોતાના ધર્મ અને ભિક્ષુ સંપ્રદાયના દ્વાર સર્વ વર્ણ તથા જાતને માટે સમાન રૂપમા ખુલ્લા મૂકી દીધા.

આ સમયમા એક વર્ણ બીજી વર્ણ સાથે વિવાહ અને ભોજન વ્યવહાર રાખતી. આના અનેક ઉદાહરણો મળી આવે છે. એક બીજા વર્ણના સ્ત્રીપુરુષોના લગ્નથી ઉત્પન્ન થએલા સંતાનો, તેના બાપના વર્ણની

* રાઇઝ ડેવિડ્સ કૃત "બુદ્ધિષ્ટ ઇંડિઆ" પાનું ૫૦-૬૧-૬૩

જાતનાં ગણાતાં. બીજા વર્ણની કન્યા સાથે લગ્ન કરવાની છૂટ હતી; પણ સગોત્રમાં લગ્ન કરવાનું નિષેધ ગણાતું હતું.

સઘળી વર્ણો અને જાતોનાં માણસો પોતાથી અન્ય વર્ણ અને જાતિનાં કામો કરવા લાગ્યા હતા. બ્રાહ્મણો વેપાર કરતા હતા, કપડાં વણતા હતા, લડાઈમાં જતા હતા અને ખેતી પણ કરતા હતા. ક્ષત્રિયો વેપાર કરતા. આમ છતાં પણ વર્ણવ્યવસ્થા અવિચ્છિન્ન રહી હતી.

બુદ્ધદેવના અવતાર સમયે ધર્મમાં બહુજ અંધાધુધી થઈ ગઈ હતી. પશુયજ્ઞ પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો. યજ્ઞ અને બલિદાન, હઠયોગ અને તપ અને જ્ઞાનમાર્ગ અને દાર્શનિક વિચાર આ ત્રણ મુખ્ય વિચારપ્રવાહ પ્રબલ વેગથી વહી રહ્યા હતા. આ સિવાય ઘણા નાના મતમતાંતર અને વિચારો પ્રચલિત હતા. સૂર્ય અને વૃક્ષાદિની પુજા અને ભૂતપ્રેતાદિના મહાત્મ્યનો ફેલાવો થયો હતો. આ સંસારમાં દુઃખ છે, તેનું શું કારણ? આ પ્રશ્ન પ્રત્યેક મનુષ્યને થયાં કરતો. દરેક મતવાળા આનો ભિન્ન ભિન્ન પોતાના મતનો ફેલાવો થાય તેવો ઉત્તર દેતા હતા. તેમના ઉત્તરો માણસના હૃદયને સંતોષ અને શાન્તિ દેવા અસમર્થ નીવડયા. આ સમયે સમાજને એક એવા મહાપુરુષની જરૂર હતી કે જે સમાજની નાડ પારખી તેને સરલ અને સીધો માર્ગ બતાવે. આવા પરમ વિકટ સમયમાં ભગવાન બુદ્ધદેવે અવતાર લઈ પ્રજાની નાડ પારખી; દુનિયાને ઉપદેશ કર્યો કે જે લોકો માત્ર ધર્મમાર્ગ ઉપર ચાલી આત્મોન્નતિ માટે મંડયા રહે છે, તેમણે દયાળુ, સદાચારી અને પવિત્ર હૃદયી બનવું જોઈએ, અંતઃકરણ નિર્મળ બનાવવું, ગરીબો પર દયા રાખવી, અંદર અંદરના કલહો ત્યાગી દઈ ભ્રાતૃભાવની લાગણીથી કામ કરવું અને સદાચારી બનવું એજ ઉત્તમ જ્ઞાન છે, અને તે દ્વારાજ નિર્વાણપદ પ્રાપ્ત કરી શકાય છે.

તેમની નજરમાં ઉચ્ચ નીચ સર્વ સરખા હતા. બુદ્ધ ભગવાનના આ પવિત્ર અને સરળ ઉપદેશના પ્રભાવથી કેટલીએ શતાબ્દીપર્યંત બૌદ્ધ ધર્મ કેવળ એક જાત યા દેશનો નહિ પણ સમસ્ત એશિઆનો મુખ્યધર્મ મનાયો હતો. અત્યારે પણ આ ધર્મ માનનારાની સંખ્યા લગભગ ૪૩ કરોડ જેટલી છે. ( હિંદીને આધારે )

વાડાસિનોર મુખ્યશાળા } રેવાશંકર ભટ્ટ.

## મદુરાના સૌરાષ્ટ્રી બ્રાહ્મણની ભાષા

મહમ્મદ ગિજનીએ જ્યારે ગુજરાત ઉપર હુમલો કર્યો હતો, ત્યારે ગુજરાત અને કાઠિઆવાડમાથી જે બ્રાહ્મણોને દક્ષિણમા જવુ પડયું હતુ, તેમની ભાષાનો નમુનો નીચે પ્રમાણે આપવામા આવ્યો છેઃ—

| | | |
|---|---|---|
| તમારૂં નામ શું? | = | તે નાગ કામ? |
| તું કેમ આવ્યો? | = | તું કે આવડયા? |
| ઘેર જા. | = | ઘરી જા. |
| મારી પાસે બેસ. | = | મે જનવ બીસ. |
| જલદી આવ. | = | ચુગ્મ આવ. |
| રૂપીઆ લઈ આવ. | = | રૂસાઆ ખલી આવ. |
| તમારૂ ગામ કયું? | = | તેના ગાવ કોણુ? |
| તારો બાપ કયાં છે? | = | તોગ બાપ કોટ છે? |
| વરસાદ આવે છે. | = | પોકસ પડે છે. |
| સુરજ તપે છે. | = | સુરીજ તપે છે. |
| Yes હા | = | હાય |
| No ના | = | નકો |
| ગાડી લઈ આવ | = | બોડી ખલી આવ. |
| ઉંચે બેસો. | = | હોલ્ના બીસો. |
| કાગળ પર લખો. | = | કાયદમ હોલ્વા લીખો. |
| સ્ટાપ લગાડ. | = | ડોચકા લાવ. |
| ચાર ગજ આપો. | = | ચાર હાથ દે. |
| સારી જરીનું કાપડ બતાવો | = | ચોખટ જરી બોટ્ટા દેખાડો. |
| નવું ઘર ફેડો નહિ | = | નવા ઘેર ફેડો હોના. |
| તું ઘર જા, હું આવુ છુ. | = | તુ ઘરી જા, મી આવુ છ. |
| એક માણસને બે હાથ છે. | = | ઉંટ મેનીખને દી હાથ છે. |
| બે હાથની આગળી દસ છે. | = | દી હાથ અંગલી દશ છે. |
| માથે સફેદ વાળ છે. | = | ડોચકા વર ઉજ્જ્વલ કેસ છે. |
| માસ્તર આવ્યા. | = | વાતીયાર આવડયા. |

ઉઠી નીમ બીરત નીમ ચાલ નીગ હોયંમ
નટનળ ગોપાળ નામ વીશરૂ નહી મોનંમ

બર્મામાં બોલાય છે અને આ ભાષાઓ લખવા જુદી જુદી ૨૦ લિપિઓનો ઉપયોગ કરવામાં આવે છે જેમાંની મુખ્ય ઉર્દુ અને નાગરી છે. તે પછી બંગાલી, તેલગુ, અને તામીલની લિપિઓ આવે છે. મોડી લિપિનો કેટલો ઉપયોગ થાય છે તે ચોક્કસ જણાયું નથી. બર્મામાં બર્મીઝ લિપિજ અગત્યની ગણાય છે. હિંદ સિવાયની પરદેશી ભાષા બોલનારાઓની સંખ્યા હિંદમાં ૬,૪૬,૫૭૫ જેટલી હતી જેમાં અંગ્રેજી ભાષા બોલનારાઓની સંખ્યા ૩,૧૯,૭૧૨ ની હતી.

### જુદા જુદા ધર્મ પાળનારાઓની સંખ્યા

હિંદમાં અગત્યના જુદા જુદા ધર્મો પાળનારાઓની સંખ્યામાં છેલ્લા દશ વર્ષમાં કેટલો વધારો કે ઘટાડો થયો છે તે નીચલા કોઠા ઉપરથી જણાઈ આવશે:—

| | દર ૧૦૦૦ ની | સને ૧૯૨૧ પછી વસ્તી દીઠ કુલે સંખ્યામાં પ્રમાણ થએલા વધારા કે ઘટાડાનું પ્રમાણ |
|---|---|---|
| હિંદુ | ૬૮૨ | + ૧૦.૪ |
| મુસ્લીમ | ૨૨૨ | + ૧૩.૧ |
| બુદ્ધિસ્ટ | ૩૬ | + ૧૦.૫ |
| ટ્રાઈબલ રિલિજ્યન્સ | ૨૪ | – ૧૫.૩ |
| ક્રિશ્ચિયન | ૧૮ | + ૩૨.૫ |
| બીજાઓ | ૧૮ | + ૩૮ |

### યુરોપીઅનો અને એંગ્લો ઈંડીઅનો

યુરોપીઅનોની સંખ્યા ૧,૬૮,૧૩૪ની છે જેમાં ૧,૧૭,૭૩૬ પુરુષો અને ૫૦,૭૯૮ સ્ત્રીઓ છે. એંગ્લો–ઈંડીઅનોની સંખ્યા ૧,૩૮,૩૯૫ ની છે, જેમાં પુરુષોની સંખ્યા ૭૧,૨૪૭ ની અને સ્ત્રીઓની સંખ્યા ૬૭,૧૪૮ ની છે. હિંદમાં યુરોપીઅનોની સંખ્યામાં ૧૯૨૧ પછી ૧૦,૮૮૩ નો ઘટાડો થયો છે, જ્યારે બર્મામાં સને ૧૯૨૧ પછી તેમની સંખ્યામાં ૨,૯૮૬નો વધારો થયો છે.

## સોનેરી શિક્ષા સૂત્રો

૧. દયા એજ ખરૂં ડહાપણ છે.
૨. મળતાવડા અને શાન્ત સ્વભાવથી આખા વિશ્વને કબજે કરાય છે.

૩. ગરીબપર દયા, સંતપુરુષ સાથે પ્રીતિ, સત્તા સાથે ડહાપણ, નૃપતિ, સાથે ન્યાય, શત્રુ સાથે શરાતન, માતાપિતા સાથે ક્ષમા રાખવી.

૪. દાન, માનાપમાન, આયુષ્ય, ગૃહછીદ્ર, પોતાની ગુપ્ત કથા–વાત, વિદ્યા, મંત્ર, ઔષધ એટલા વાનાં છુપા રાખવા.

૫. ધનવાન થવા ઇચ્છનારે નિદ્રા, સુસ્તી, ભય, ક્રોધ, દીર્ઘ સૂત્રતા, એ દોષોનો પરિત્યાગ કરવો.

૬. આમદાની કરતા વધુ થતો ખર્ચ દુઃખનો દરવાજો છે.

૭. મોટા સાથે વૈર ન કરવું, નાનાની મજાક ન કરવી, વંઠેલ વનિતા સાથે હાસ્ય ન કરવુ.

૮. કરજ, શત્રુ અને અગ્નિનો એક અંશ પણ ન રહેવા દેવો. જે વિનાશનાં મૂળ છે.

૯. અગાઉથી વિચારનાર અને વેળાસર ચેતનાર એ બંને સુખી થાય છે.

૧૦. વેશ્યા, કાળ, અગ્નિ, રાજા, તસ્કર, બાળક અને યાચક એ પારકું દુઃખ જાણતા નથી.

૧૧. પુરુષ ગમે તેટલો વિદ્વાન હોય પરન્તુ તેને કોઈ વખાણે નહિ ત્યા સુધી વિદ્વતા નકામી છે.

૧૨. અધિકાર પ્રાપ્ત થયા છતા કોઈના ઉપર ઉપકાર ન કરી શકાયો તો મળેલો અધિકાર ધિક્કારને પાત્ર થાય છે.

૧૩. જે મનુષ્ય રાગદ્વેષથી મુક્ત રહી કેવળ સાક્ષીરૂપે રહી જગતને નિહાળે છે–જુએ છે તેનુંજ જીવન ધન્ય છે અને તેજ અમર છે.

૧૪. અભિમાન એ ઉંચામા ઉંચો ગિરિ છે. તેનાપર જેટલા નર ચઢ્યા તે બધા પછડાયા છે. કોઈ બચ્યું નથી. તે સદા સ્મૃતિમા રાખવુ.

૧૫. રોગીને દવા, શ્રમિતને આસન, પીયાસુને પાણી, ક્ષુધાપીડિતને અન્ન આપવું એ મોટામાં મોટું પુણ્ય છે.

૧૬. નીરતા ઉંચામાં ઉંચું પદ છે. કંજુસાઈ કરનાર ધનિક છતા પરાભવ પામે છે.

છગનલાલ શામળભાઈ ભટ્ટ,
હેડ માસ્તર બ્રાન્ચ સ્કૂલ,
લુણાવાડા સ્ટેટ.

## મુંબઈ સનંદી નોકરીના નિયમોના આધારે પ્રાથમિક શાળાના શિક્ષકોને લાગુ પડતા રજાના નિયમોઃ

સને ૧૯૨૯ના જુન માસની પહેલી તારીખ પછી દાખલ થએલા શિક્ષકોને લાગુ પડતા મુંબઈ સનંદી નોકરીને લગતા નિયમો પ્રાથમિક શાળાના શિક્ષકોને લાગુ પડે છે, અને આ નિયમો સને ૧૯૨૯ના જુલાઇ માસની ૨૩મી તારીખથી અમલમાં મૂકવામાં આવ્યા છે.

**તેમના હકની રજાનો હિસાબ નીચે પ્રમાણે ગણાશે.**

(૧) સને ૧૯૨૯ ના જુલાઈ માસની ૨૩ મી તારીખે તેમની જે હકની રજા ચડેલી હોય તે.

(૨) ફર્લો, માંદગીની રજા જે સને ૧૯૨૯ ના જુલાઈ માસની ૨૨ મી તારીખ પહેલાં ભોગવી હોય તે બાદ જતાં સને ૧૯૨૯ ના જુલાઈ માસની ૨૨ મી તારીખ સુધીમાં નોકરી બજાવ્યાની મુદત અથવા રજા (વેકેશન) ના સમયનો ૧/૧૧ ભાગ.

(૩) સને ૧૯૨૯ ના જુલાઈ માસની ૨૩ મી તારીખથી નોકરી બજાવ્યાની અથવા રજા (વેકેશન) ની મુદતનો ૩/૧૧ (એટલે કે ૨/૧૧+૧/૧૧) ભાગ.

(૪) આગાઉના નિયમો મુજબ દાક્તરી સર્ટિફિકેટના આધારે લીધેલી રજાનો ૧/૨ ભાગ.

(૫) સને ૧૯૨૯ ના જુલાઈ માસની ૨૩ મી તારીખથી શિક્ષકોએ જે વરસમાં વેકેશનનો લાભ લીધો હોય તે દરેક વરસ માટે એક માસ બાદ કરવો (એટલે કે ૨/૧૧—૧/૧૨).

(૬) દાક્તરી સર્ટિફિકેટ લઈ સરાસરી પગાર સાથેની વધારેમાં વધારે રજા ૭ માસની મળશે.

૨. ખાસ સંજોગો ધ્યાનમાં લઈ સરકાર જો બીજો કોઈ નિર્ણય જાહેર ન કરે તો સરકારી નોકર હિંદુસ્તાનમાં બીન સરકારી નોકરીના (ફોરિન) કારણ સિવાય બીજે કોઈ સ્થળે લાગલાગટ ત્રણ વરસ પછી રજા લઇને અથવા વગર રજાએ નોકરી ઉપરથી ગેરહાજર રહેશે તો તે સરકારી નોકરીમાંથી ફારગ થએલો ગણાશે.

૩. કામ કર્યા બદલજ રજા મળી શકે છે પણ તે હક તરીકે મળી શકશે નહિ. જાહેર નોકરીના અંગે જે જરૂરિઆતો ઉભી થાય તેને લઇને

જે અમલદારને રજા આપવાની સત્તા આપવામાં આવી છે તે અમલદારને કોઈપણ પ્રકારની રજા ન આપવાની અથવા તો આપી હોય તો તે રદ કરવાની સત્તા આપવામાં આવી છે.

૪. નોકરી ઉપર ચડવાના સમયની આગળ તહેવારની રજાઓ જોડવામાં આવશે નહિ.

૫. "વેકેશન" એ તહેવાર છે. નવો આવેલો માણસ જો વેકેશનની અંતે જગાનો ચાર્જ લે તોજ માત્ર રજાની પહેલાં વેકેશન જોડી શકાશે, અને ગેરહાજર રહેલા માણસની જગાએ આવનાર માણસની, રજા પુરી થયે એવી રીતની બદલી કરવામાં આવી હોય કે જેથી તે ગેરહાજર રહેલા માણસની જગાએ વેકેશનના કોઈપણ ભાગમાં કામ ઉપર ચડી ન શકે, તોજ રજા ઉપર ગએલો માણસ પોતાની રજાને અંતે વેકેશન જોડી શકશે. રજાની આગળ અથવા પાછળ વેકેશન જોડી શકાશે, પણ આગળ અને પાછળ એમ બંને રીતે વેકેશન રજાની સાથે જોડી શકાશે નહિ, તેમજ રજાના બે સમયની વચ્ચે પણ વેકેશન જોડી શકાશે નહિ.

૬. જ્યારે સરકારી નોકર રજા સાથે વેકેશન જોડે, ત્યારે સરાસરી પગારે વધારેમાં વધારે રજા ગણતી વખતે વેકેશન રજા તરીકે ગણાશે; તેનો તે જાતની રજાના સમયમાં સમાવેશ થશે.

૭. સરકારી અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય કોઈ સરકારી નોકર જે રજા ઉપર ગએલો હોય તે બીજે ક્યાંય નોકરી સ્વીકારશે નહિ, કે કોઇ ધંધામાં જોડાશે નહિ.

૮. જે કોઈ સરકારી નોકરને દાક્તારી સર્ટિફિકેટના આધારે રજા આપવામાં આવી હોય તે, સરકાર નક્કી કરે તેવા, ફૉર્મમાં, તેની શારીરિક યોગ્યતાનું પ્રથમથી દાક્તરી સર્ટિફિકેટ લાવ્યા વિના ફરીથી કામ ઉપર ચડી શકશે નહિ. જે સરકારી નોકરને માંદગીના સબબે રજા આપવામાં આવી હોય અને એ રજા જો કે વાસ્તવિક રીતે દાક્તરી સર્ટિફિકેટ લીધા વિના આપવામાં આવી હોય, તોપણ જે અમલદારને રજા આપવાની સત્તા આપવામાં આવી છે તે અમલદાર તેની પાસેથી આવી જાતનું દાક્તરી સર્ટિફિકેટ માગી શકશે.

૯. જે અમલદારે રજા આપી હોય તેની નોકરી ઉપર ચડવાની પરવાનગી સિવાય સરકારી નોકર તેને જે મુદતની રજા આપવામાં આવી

હોય તે મુદત પુરી થયા પહેલાં ૧૪ દિવસથી વધારે દિવસ પહેલાં નોકરી ઉપર ચડી શકશે નહિ.

૧૦. જે સરકારી નોકર પોતાની રજાના અંતે ગેરહાજર રહેશે તે પોતાની ગેરહાજરીના સમય જેટલી વગર પગારની રજા લેવાને હકદાર ગણાશે અને તેટલો સમય જો સરકારે તે રજાનો વધારો મંજુર કર્યો નહિ હોય તો તેની રજાની નોંધમાં તેને ખાતે સરાસરી અડધા પગારની રજા છે એમ ગણી તે નોંધાશે. રજા પુરી થયા પછી જો જાણી બુઝીને તે ગેરહાજર રહેશે તો તે ગેરવર્તણુક તરીકે ગણાશે.

૧૧. જો રજા કામકાજ ચાલતું હોયએવા દિવસે પુરી થતી હોય, પણ રજા ઉપરાંત તે વધારે દિવસ ગેરહાજર રહે તો સરકારી નોકર ફરીથી જગા ઉપર ચડે તે પહેલાં કોઈપણ મંજુર થએલો તહેવાર આવતો હશે, તો તે તહેવાર રજા ઉપરાંતની ગેરહાજરીની મુદતના દિવસ સાથે ગણશે.

૧૨. દાક્તરી સર્ટિફિકેટ મેળવ્યું હશે છતાં તેથી તેવા સરકારી નોકરને રજા મેળવવાનો હક પ્રાપ્ત થયો છે એવું સમજવાનું નથી. જે અમલદારને રજા આપવાની સત્તા મળી હોય તેવા યોગ્ય અધિકારીને સર્ટિફિકેટ મોકલવું જોઈશે અને તે અધિકારીના હુકમની રાહ જોવી પડશે.

રજા લેવા સંબંધી અથવા તે લંબાવવા સંબંધી રજિસ્ટર્ડ દાક્તરો પાસેથી લીધેલાં સર્ટિફિકેટ રજુ કરવા ઇચ્છતા સરકારી નોકરોને અનુસરવાની સૂચનાઓ:

(૧) ઉંચી નોકરીના નોન-ગેઝિટેડ સરકારી નોકરની દાક્તરી સર્ટિફિકેટના આધારે કરવામાં આવેલી રજાની અરજી સાથે રજીસ્ટર્ડ દાક્તર પાસેથી મેળવેલું સર્ટિફિકેટ મોકલવું જોઈશે, જેમાં માંદગીનો પ્રકાર અને તે માંદગી કેટલો વખત ચાલવા સંભવ છે એવી હકીકત સ્પષ્ટ રીતે જણાવવામાં આવેલી હોવી જોઈએ, અથવા તો અરજી સાથે સરકારના દાક્તરી અમલદાર પાસે તપાસ કરાવવા હુકમ કઢાવવા માટેનું વિનતિપત્ર તેને મોકલવું પડશે.

(૨) દાક્તરી સર્ટિફિકેટના આધારે રજા લેવા અથવા તે લંબાવવાના હેતુથી દાક્તરની સલાહ લેવી હોય તો તેવા દરેક સરકારી નોકરની ફરજ છે કે તેણે તે પહેલાં બીજા કોઈ દાક્તરની તેવા ઇરાદાથી સલાહ લીધી હોય તો તે અને તેનું જે પરિણામ આવ્યું હોય તે તેને જણાવવું. સરકારી નોકર જો આ બાબત જાહેર નહિ કરે તો

અથવા તો દાક્તરી અમલદાર આગળ તે ખોટી હકીકત રજુ કરશે તો તે બાબતને ગંભીર ગણી ખાતા તરફથી પગલાં લેવામાં આવશે.

(૩) રજિસ્ટર્ડ દાક્તર પાસેથી મેળવેલું સર્ટિફિકેટ સરકારી કામ માટે જો કોઈ સરકારી નોકર દાખલ કરવા ઇચ્છતો હશે, તો તે આ સૂચનાઓને છેડે પરિશિષ્ટ અમાં જણાવ્યા પ્રમાણે નક્કી કરેલા ફૉર્મ પ્રમાણે હોવું જોઈએ.

(૪) જો કોઈ સરકારી નોકર સરકારી કામ માટે એવું સાબીત કરવા માગતો હોય કે તે અમુક દાક્તરની વૈદ્યકીય સારવારમાં છે, તો તેણે તે દાક્તર પાસેથી તેવી મતલબનું સારવાર શરૂ કર્યા અને બંધ કર્યા બદલનું સર્ટિફિકેટ–( આ સૂચનાઓને છેડે આપેલું વ પરિશિષ્ટ જુઓ) રજુ કરવું અને તેમાં કયારે સારવાર શરૂ કરી અને કયારે તે પુરી થઈ તે જણાવવું પડશે. તેની સારવાર શરૂ થાય કે તરતજ તે મતલબનું સર્ટિફિકેટ મોકલવું.

(૫) આવા સર્ટિફિકેટ માટે જે રીતની પોતાની સહી કરવામાં આવતી હોય તેનો નમુનો જો રજિસ્ટર્ડ દાક્તરે મેડિકલ કાઉન્સિલના રજિસ્ટ્રારને આપેલો નહિ હોય તો તેવા દાક્તર પાસેથી લીધેલું સર્ટિફિકેટ સરકારી કામ માટે મૂકવામાં આવશે તો તે ના મંજુર થશે.

પરિશિષ્ટ અ

(અરજદારની સહી )

(રજા લેવા અથવા તે લંબાવવા અથવા ઘટાડવા માટેનું નોન ગેઝિટેડ અમલદારો માટેનું દાક્તરી સર્ટિફિકેટ )

દરદીની સંભાળપૂર્વક જાતે તપાસ કર્યા પછી હું

આથી દાખલો આપુ છું કે

કે જેની સહી ઉપર લેવામા આવી છે, તે

રોગથી પીડાય છે અને હું ધારું છું કે

તારીખથી મુદત સુધી તે સાજો સારો થાય તેટલા માટે નોકરીમાંથી છુટા થવાની ખાસ જરૂર છે.

તારીખ } સરકારી દાક્તરી અમલદાર કે બીજો રજિસ્ટર્ડ દાક્તર

ટીપ ૧. માંદગીનો પ્રકાર અને તે માંદગી કેટલી મુદત સુધી લંબાશે તે જણાવવું.

## પરિશિષ્ટ ઘ

બીજી પ્રત

સારવારમાં રાખ્યાનું અને તેમાંથી મુક્ત કર્યા બદલનું સર્ટિફિકેટ.

દરદીનું નામ

રજિસ્ટરનો નંબર દાક્તરનું નામ

હૉસ્પિતાલ / દવાખાનું

અરજદારની સહી

આથી સર્ટિફિકેટ આપવામાં આવે છે કે

કે જેની સહી ઉપર લેવામાં આવી છે તેને ના રોજ દરદી તરીકે સારવારમાં રાખવામાં આવ્યો છે અને તેનું દરદ એવા પ્રકારનું છે કે જેથી તે નોકરીનું કામકાજ અધો/થોડોક સમય સુધી કરી શકે તેમ નથી.

તેને ના રોજ છુટો કરવામાં આવ્યો છે.

નામ

રેન્ક

હોદો

૧૩. રજા ઉપર ગયા પહેલાં તે જે જગા ઉપર હતો તે જગા ઉપર ફરીથી સામાન્ય રીતે જ્યાંસુધી જગા ઉપર ફરી ચડવાનો ખાસ હુકમ મળ્યો ન હોય ત્યાંસુધી રજા ઉપરથી પાછા ફરતાં ચડવાનો તેને હક નથી. કામ ઉપર ફરી ચડવા સંબંધી તેણે રિપોર્ટ કરવો અને તે સબબના હુકમની રાહ જોવી. વગર જાહેર નોકરીના હિત અર્થે જે કાંઈ જરૂરી ઢીલ થાય તેટલો સમય તેણે જરૂર પડે તો રાહ જોવી પડશે.

૧૪. ખાસ સંજોગો ઉપસ્થિત થાય તો વિશેષ પ્રકારની રજા આપી શકાશેઃ (૧) નિયમ પ્રમાણે બીજી કોઈ રજા ન મળી શકે તેમ હોય (૨) બીજી રજા મળી શકે તેમ હોય છતાં સરકારી નોકર વિશેષ પ્રકારની રજા લેખી અરજદ્વારા માગે ત્યારે જેને ખાસ અથવા સામાન્ય રજાના નિયમો લાગુ પડતા હોય તેવા સરકારી નોકરના રજાના હિસાબમાં તેને ખાતે આવી રજા નોંધાશે નહિ. આવી રજા દરમિઆન રજાનો પગાર મળી શકશે નહિ.

૧૫. સત્તા આપવામાં આવી હોય તેવો અમલદાર સરકારી નોકરીમાં હોય તેવી સ્ત્રીને પ્રસુતિની માંદગીના સબબે પુરેપુરા ચડતા પગારની રજા આપી શકશે, અને તેવી રજાનો સમય તેવી માંદગીની શરૂઆતથી ત્રણ માસ પુરા થાય ત્યાંસુધી અથવા તો પ્રસુતિના સમય પછીથી ૭ અઠવાડીઆ સુધી આપી શકાશે. આ બેમાંથી વહેલી શરૂઆત થાય તે પ્રમાણે તે રજા આપવામાં આવશે.

૧૬. પ્રસુતિની માંદગીની રજા સાથે, બીજા કોઈપણ પ્રકારની રજા જો દાક્તરી સર્ટિફિકેટના આધારે તેને માટે અરજી કરવામાં આવશે તો જોડી શકાય એમ આપવામાં આવશે.

૧૭. સરકારી નોકરીમાં કાયમની જગા ઉપર નહોય, પણ અમુક જગા ઉપર કામ કરતો હોય અથવા હંગામી જગા ઉપર હોય તેવા સરકારી નોકરને જો રજા આપવાથી સરકારને કોઈ જાતનું ખરચ ભોગવવું ન પડે તેમ હોય તો રજા આપવામા આવશે. આ શરતના આધારે તેવા સરકારી નોકરને જણાવ્યા પ્રમાણે રજા મળી શકશે:-(અ) એકી વખતે વધારેમાં વધારે ચાર માસ સુધીની રજા આપી શકાય તેવી રીતની, જેટલી મુદત નોકરી કરી હોય તેટલી મુદતના $\frac{1}{12}$ ભાગ જેટલી સરાસરી પગારના જેટલી રજાના પગારે રજા (બ) દાક્તરી સર્ટિફિકેટના આધારે એકી વખતે ત્રણ માસ સુધીની રજા આપી શકાય તેવી રીતની સરાસરી અડધા પગાર જેટલી ચડતા પગારની રજા (ક) કોઈપણ વખતે ત્રણ માસ સુધી વિશેષ પ્રકારની રજા આપી શકાશે. સરાસરી પગાર ઉપર વધારેમા વધારે જે રજા આપી શકાય તે નોકરી બજાવ્યાના સમયનો $\frac{1}{12}$ ભાગ, વેકેશનનો $\frac{1}{12}$ ભાગ અને એકી સાથે ચાર માસજ રજા ભોગવી શકાય તેવી રીતનો ૧$\frac{1}{2}$ વરસનો સમય. દોઢ વરસની બાકી રહેલી રજામાં દાક્તરી સર્ટિફિકેટના આધારે સરાસરી પગાર ઉપર ૭ માસની રજા અપાય છે અને બાકીની એક વરસની રજા સરાસરી અડધા પગારની રજાના રૂપમાં અપાય છે.

હંગામી સ્ત્રી શિક્ષકોને સરાસરી પગારની પ્રસુતિની માંદગીની રજા આપવામાં આવતી નથી.

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા
### ઉત્તર ભાગ

નં. ૯૭૩૯

ઇ. સ. ૧૯૩૪ ની સાલમાં થનારી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છે:—

પહેલો વિષય:—વર્નાક્યુલર (ગુજરાતી)—

ગદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જાના સઘળા પાઠો.

પદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જામાંથી ૬, ૯, ૧૨, ૨૨, ૨૬ અને ૩૦, એ પાઠો.

પહેલો વિષય:—વર્નાક્યુલર (ઉર્દૂ)—

ગદ્ય:—કેળવણી ખાતાની ઉર્દૂ છઠ્ઠી ચોપડી ( સને ૧૯૩૦ ની ત્રીજી આવૃત્તિ )—પાઠો;-૧, ૨, ૩, ૪, ૬, ૭, ૮, ૯, ૧૨, ૧૬, ૧૭, ૧૯, ૨૩, ૨૪, ૨૭, ૨૯, ૩૧, ૩૨, ૩૪, ૩૬, ૩૯, ૪૧, ૪૨, ૪૪, ૪૫, ૪૬, ૪૭ અને ૪૮ (બધા મળી ૨૮ પાઠો).

પદ્ય:—કેળવણીખાતાની ઉર્દૂ છઠ્ઠી ચોપડી ( સને ૧૯૩૦ ની ત્રીજી આવૃત્તિ )—પાઠો ૫, ૧૦, ૧૫, ૨૦, ૨૫ અને ૩૦.

ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૨૪-૧૦-૧૯૩૨.

(અંગ્રેજીમાં સહી) એસ. એસ. કમેરોન
એ. ઇ. ઉ. ભા.

( ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૭-૧૧-૧૯૩૨ ના પત્ર નં. ૧૦૨૫૬ માં કરેલી સૂચનાનુસાર ).

પુસ્તક ૭૨ ] [ અંક ૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## ફેબ્રુઆરિ સને ૧૯૩૩

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે. "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



મા "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ–અમદાવાદ.

## અનુક્રમણિકા





### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરનાં ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

જાહેરખબરના દર

| મુદત | એક પાન | અરધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨] ફેબ્રુઆરિ સને ૧૯૩૩ [અંક ૨


## ગામડાંની કેળવણી*

ગામડાની કેળવણી કેવા પ્રકારની છે અને તેમા કેવો સુધારો થઈ શકે એ એક મહત્ત્વનો વિષય છે આપણા દેશની વસ્તીનો મોટો ભાગ ગામડામા વસે છે. ખરૂ કહીએ તો આપણા દેશની આબાદીનો આધાર ગામડા ઉપરજ છે. આપણા દેશની વસ્તીનો ૯/૧૦ ભાગ ગામડામા રહે છે. હિંદુસ્તાનની વસ્તીમાથી ૨૯ કરોડ માણસો ગામડામા વસે છે; એટલે આખી દુનીઆનો ૧/૨ ભાગ ગામડામા વસે છે. આપણે ત્યા શહેરની વસ્તી ૧૦ ટકા છે, પણ ઇગ્લાડમા ૭૯ ટકા અને જાપાનમા ૪૯ ટકા વસ્તી શહેરમા માલમ પડે છે, તેથી ખરૂ કહીએ તો ઇગ્લાડની કેળવણી કરતા આપણા દેશની કેળવણી જુદીજ હોવી જોઈએ, પણ વસ્તુસ્થિતિ એવી છે કે ત્યા જે જે ફેરફાર થાય છે તેનો પડઘો આપણે ત્યા થોડા વખતમા પડે છે.

ગામડાની કેળવણી શરૂ કરી ત્યારે આપણી સમક્ષ ઇગ્લાડનો નમુનો રાખવામા આવ્યો હતો, પણ જો ગામડાની કેળવણી આપણે સુધારી શકીએ તો આપણો આખો દેશ સારી રીતે સુધરે એ નિર્વિવાદ છે. જેવા પ્રકારની ગામડાના શિક્ષણની યોજના કરવામા આવશે તે પ્રમાણે આપણો દેશ ઉન્નત થશે; માટે દેશના દરેક શુભેચ્છકે એના ઉપર વિચાર કરી અને સુધારો સૂચવી, અમુક નિર્ણય પર આવવુ જોઈએ કેટલાક વિદ્વાનોનો

* પ્રે રા. ટ્રેનિગ કોલેજમાં શિક્ષક વર્ગને આપેલુ ભાષણ

એવો અનુભવ છે કે સરકારે કેળવણીખાતામાં જે હેતુપૂર્વક ખર્ચ કર્યું છે તે ફળીભૂત થયું નથી; કારણ જે પ્રગતિ અને સુધારો થવો જોઈએ તે થયો નથી. આ કારણને લીધે કેળવણીના હેતુમાં તથા પદ્ધતિમાં મહાન ફેરફાર કરવો જોઈએ. જે પ્રમાણે કેળવણીનું સ્વરૂપ જોઈએ તે હેતુને અનુસરીને જોતાં સામાજિક, આર્થિક કે આરોગ્યને લગતો લાભ ગામડામાં જોવામાં આવતો નથી.

કોઈપણ પ્રકારની કેળવણીમાં બે બાબતનો સમાવેશ થાય છેઃ એક તો વ્યક્તિની શક્તિનો વિકાસ. વિદ્યાર્થીની દરેક શક્તિ પોતાનું કાર્ય યથાર્થ રૂપે કરી શકે એ પ્રથમ બાબત છે. બીજો હેતુ એ છે કે સંજોગોને અનુસરીને જે કામ કરવું જોઈએ તે સંબંધીનું જ્ઞાન તેને મળવું જોઈએ. વિદ્યાર્થીની જે પરિસ્થિતિ હોય તેને અનુસરીને જો કામ કરી શકે તો તે કેળવણી ફળીભૂત થઈ છે એમ ગણી શકાય; નહિ તો તે નિષ્ફળ થઈ ગઈ છે એમાં જરા પણ સંશય નથી. કેળવણી એ કેવળ સંસ્કારિતા કે શોભાની વસ્તુ નથી પણ જીવન પર સંસ્કાર પાડી તેને ઉન્નત કરવા માટે છે. વ્યક્તિને જે જે સંસારનાં કામો કરવાનાં છે તેને લગતા સંસ્કાર ન પાડવામાં આવે તો કેળવણી જરૂર અપૂર્ણ છે એમ નિઃસંશય કહી શકાય.

આપણા દેશના કોઈપણ ગામડાની કેળવણીની ઘટના જોઈએ તો તે લગભગ સરખી જ માલમ પડે છે. જો કે તે ગામડાની પરિસ્થિતિ જુદી જુદી હોય છે, અને તેનું સામાજિક વાતાવરણ પણ ભિન્ન હોય છે તોપણ જો આપણે એવી થોડીકજ શાળાનું કામ તપાસીએ તો તે ઉપરથી બધી શાળાનો ખ્યાલ આપણને આવી શકે છે. ખરી રીતે તો વિદ્યાર્થીની માનસિક પરંપરા, તેની સામાજિક સ્થિતિ, અને આર્થિક સંજોગોનો વિચાર કરીને તેની કેળવણીમાં તે પ્રમાણે ફેરફાર કરી તેનું સ્વરૂપ નક્કી કરવું જોઈએ. જે કેળવણી આપણી પ્રગતિને અનુકૂળ નથી એટલે ફળદાયક નીવડતી નથી તે અચૂક નિષ્ફળ જાય છે એમ સમજવું. વાસ્તવિક રીતે જોઈએ તો કેળવણીની વ્યવસ્થા ગામડાંના સંજોગોને અનુસરીને હોવી જોઈએ. જે શિક્ષણથી ગામડાંની સ્થિતિ સારી થાય અને તેને સારો લાભ થાય તે વાસ્તવિક કેળવણી છે એમ કહી શકીએ; પણ હાલમાં તો ગામડાંનું બાળક મુખ્યત્વે કરીને લખવા વાંચવાનું અને ગણવાનું કામ શીખે છે.

વળી વિશેષમાં ઇતિહાસ ભૂગોળ જેવા વિષયનું જ્ઞાન તે મેળવે છે, પણ જ્યારે તે શાળા છોડે છે ત્યારે તેને તેના બાપદાદાના ધંધા તરફ અણગમો આવે છે, અને તે સરકારી નોકરી કરવા ઉત્સુક હોય છે. ખેડુતનો

કારીગરનો છોકરો વધારે સારો ખેડુત કે કારીગર થાય તેને બદલે તેનો ધંધો તજી દે છે, અને કારકુન કે તલાટીની નોકરી પસંદ કરે છે. હાલમાં પંજાબમાં આ બાબતમા ખાસ સુધારો કરવામાં આવ્યો છે. વિદ્યાર્થી પાંચમા ધોરણમાં આવે કે તેને ખેતીના ધંધા માટે શોખ થાય અને કારકુની માટે અરજી-ન કરે એવી જાતની તેને તાલીમ આપવામાં આવે છે. તેવી શાળા ત્યાં ફતેહમંદ થઈ છે. આપણા ગુજરાતમાં પણ ખેતીશિક્ષણની કેટલીક શાળાઓ સ્થાપવામા આવી છે. અંકલેશ્વર તથા પારડી તાલુકાની થોડી શાળામાં તો સુથારી, લુહારી, દરજીનું અને ઘરગથ્થુ હુન્નરનું જ્ઞાન મળે તેવી વ્યવસ્થા કરવામા આવી છે.

પરાપૂર્વથી ચાલતી ગ્રામ્ય વ્યવસ્થામા હાલ ઘણો ફેરફાર થયો છે. ગામડાંનો શહેર સાથે નિકટ સંબંધ થતો જાય છે તેથી ગામડાના લોકો શહેરમાં આવી વસે છે, અને તેના ઉપર ઘણો આધાર રાખે છે, તેથી ગામડાંના ઉદ્યોગો નષ્ટ થવા લાગ્યા છે જે કામ પહેલાં હાથથી થતું હતું તે હવે સંચાથી થાય છે. પહેલાં ગ્રામ્ય જીવન શાંત અને સાદું અને સરળ હોવાથી ઉંચું ગણાતું હતું, પણ તે પ્રત્યે હવે અણગમો માલૂમ પડે છે. ભણેલાને ગામડાનું શાંત અને સરળ જીવન આકરૂં લાગે છે.

જુના વખતમાં ગામડાનું જીવન સ્વતંત્ર હતું. ખાનપાન અને બીજી જરૂરી ચીજો પ્રથમ ગામડાંમાં ઉત્પન્ન થતી હતી; એટલે બહારથી કંઈ લાવવું પડતું ન હતું. આવી રીતે અરસપરસ સંબંધથી ગામડાની સ્થૂલ તેમજ સૂક્ષ્મ જરૂરિઆતનું પોષણ અંતર વ્યવસ્થાથી થતું હતું, પણ તે વ્યવસ્થા ખરેખર હાલના જમાનામાં અદૃશ્ય થતી જાય છે જે જુદા જુદા ધંધાઓ સુવ્યવસ્થિત રીતે ચાલતા હતા તેમાના ઘણા ભાગી પડ્યા છે, અને તેથી શહેરી જીવનનું આકર્ષણ વધતું જાય છે. આ કારણને લીધે કેળવણીનો મહાપ્રશ્ન એ છે કે ગામડાની પુનઃ રચના કેવી રીતે કરવી કે ત્યાંના લોકોનું સુખી અને શાંત જીવન ટકી રહે તેમજ જમાનાની સુધરેલી બાબતનો લાભ તેમને મળે.

હાલની કેળવણીથી ગામડાંના છોકરાઓને તેમના બાપદાદાના ધંધા તરફ અણગમો થાય છે; કારણકે તેનો ઉદ્દેશ તેને વધારે સારો કારીગર કે ખેડુત બનાવવાનો નથી પણ સામાન્ય શિક્ષણ એ તેનો હેતુ છે. ગામડાના જીવનના પોષક જે ધંધાઓ હોય તે હાલના જમાનાના સાધનવડે વધારે સારા કેમ થાય તે હેતુથી શિક્ષણ આપવું જોઈએ. ટુંકામાં ગ્રામ્ય વ્યવસ્થાને ફક્ત ટકાવી રાખવી એટલુંજ નહિ પણ તેમા જે સુધારો કરવાની

જરૂર હોય તે આધુનિક વિજ્ઞાનની મદદથી કરવા જોઈએ. આધુનિક સંચાના યુગમાં તેનું જીવન વધારે ઉન્નત બનાવવું જોઈએ.

આધુનિક સંચાના યુગમાં ગામડાંનું જીવન નષ્ટ થવા લાગ્યું છે, પણ જો ગામડાંની સ્થિતિ સુધારવી હોય તો કેળવણી તેમની જરૂરિઆત પ્રમાણે આપવી જોઈએ, અને તેમાં તેમની સ્થિતિ, ઇચ્છા-અભિલાષનો વિચાર કરવો જોઈએ. કેળવણીની યોજનામાં આપણે ગમે તેટલો સુધારો કરીશું પણ તે આપનાર શિક્ષકમાં સુધારો નહિ કરીએ તો તે બધું જરૂર નિષ્ફળ જશે; કારણુ કે તેનામાં વેગ તથા પ્રેરક બળની ખાસ જરૂર છે. આ કારણને લીધે શિક્ષકને ઉત્તમ લાભ આપનારી સંસ્થા ઉભી કરવી જોઈએ, અને તેમને પદ્ધતિસર ઉંચા પ્રકારનું જ્ઞાન આપવું જોઈએ. શિક્ષકની જીવનદષ્ટિમાં મહાન ફેરફાર કરવો જોઈએ; કારણ કે તેની જેવી ભાવના હશે તે પ્રમાણે તે કામ કરવા પ્રેરાશે. તેનામાં દેશસેવાની જ્યોત પ્રગટાવવામાં આવે તો તે તેનું કર્તવ્ય ઘણા ઉત્સાહથી કરી શકશે અને વિદ્યાર્થીનામા પણ તેવી ભાવના ઉત્પન્ન કરી શકશે. ગ્રામ્ય જીવનની પ્રથમ જરૂરિઆત તંદુરસ્તી સંબંધની છે.

આપણા મુંબઈ ઇલાકામાં બાળપ્રમાણ એક હજારે ૨૩૬ આવે છે ત્યારે વિલાયતમાં ફક્ત ૯૭ છે. આવી રીતે મોટા માણસની મરણની સરેરાશ પણ આપણે ત્યાં વધારે છે, એટલે આપણું સરાસરી જીવન ૨૫ છે. પણ યુનાઇટેડ સ્ટેટ્સનું ૫૦ છે. આવી આપણી શારીરિક સંપત્તિ શોચનીય છે. રુઢિચૂસ્તપણું, સામાજિક રિવાજ, અજ્ઞાન, ગરિબાઈ એ તેનાં મુખ્ય કારણ છે.

પ્રથમ દરેક શિક્ષકે આરોગ્યવિજ્ઞાનનું જ્ઞાન મેળવવું જોઈએ એટલુંજ નહિ, પણ તેણે આરોગ્યથી રહેવાની ટેવ પાડવી જોઈએ; તેથી તેમની આસપાસ રહેનાર માણસને પણ તેવી ટેવ પાડી તેનું જીવન તંદુરસ્ત બનાવી શકે. શિક્ષક ખરી રીતે ગામડાંના બાળકોનું ભવિષ્ય ઘડનારો છે અને તેથી તેણે અવશ્ય આરોગ્યવિજ્ઞાન જાણવું જોઇએ. તેનામાં આરોગ્યની સારી ટેવ હોવી જોઈએ. જે ભૂલો બીજા લોકો કરતા હોય તે દૂર કરવાને માટે તેણે સારૂં જીવન ગાળવું જોઈએ શિક્ષકે વિદ્યાર્થીની તંદુરસ્તીમાં સુધારો કરવાને ઘણો પ્રયત્ન કરવો જોઈએ. જે શિક્ષક એમ જાણે છે કે કેળવણી એટલે ફક્ત વાચન, લેખન અને સંખ્યા છે, તે એક મોટી ભૂલ કરે છે. આવી જાતના વિષયના જ્ઞાન ઉપરાંત તેમનું જીવન ઉંચા પ્રકારનું થાય તેવી દૃષ્ટિ અવશ્ય તેનામાં હોવી જોઈએ. ટુંકી દૃષ્ટિવાળો શિક્ષક કે જેની બુદ્ધિ જડ થઈ છે તેની પાસેથી ગામડાંનાં જીવનઉદ્ધારની આશા

રાખવી એ કેવળ વ્યર્થ છે. ખરી રીતે તો શિક્ષકનો આદર્શ સેવાભાવવાળો હોવો જોઈએ. તે પોતે 'મિશનરી' છે એવી ધગશ તેનામા હોવી જોઇએ. આવા માનસવાળો શિક્ષક હોય તોજ ગામડાની સ્થિતિમા સુધારો થઈ શકશે. તેની પાસે જે કઈ જ્ઞાન હોય અથવા તેને જે મળી શકે તેનો તેણે અવશ્ય ગામડાના હિત માટે ઉપયોગ કરવો જોઈએ. આવી રીતના આદર્શવાળા શિક્ષકે જાણવું જોઈએ કે તેને ખાસ ભણાવવાનુ નથી, પણ ગ્રામ્યજીવન સુધારવા માટે તેણે જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનો છે દરેક સુધારાના-નૈતિક, ધાર્મિક, આર્થિક કે સામાજિકના-કેન્દ્ર તરીકે શિક્ષક હોવો જોઈએ. જીવન સુધારનાર તરીકેનો વેગ તથા પ્રેરક બળ તેનામા હોવુ જોઈએ. તેના જીવનનો આશય ફક્ત જ્ઞાન આપવા માટે હોવો જોઈએ નહિ પણ આતરવિકાસ તેનું લક્ષ્યબિંદુ હોવું જોઇએ. વળી મોટી ઉંમરના માણસ ઉપર ધાર્મિક અને નૈતિક સંસ્કાર તેણે પાડવા જોઈએ. જે પ્રકારની ભાવના ઉત્પન્ન કરવાની હોય તેનો અમલ પૂરેપૂરો કરવામા આવે તોજ શાળાનું કામ સુધરી શકે અને ગ્રામ્યજીવન ઉન્નત થઈ શકે.

શાળા એ ફકત લેખન વાચન માટેનુ સ્થળ હોવું જોઇએ એ સંકુચિત દૃષ્ટિ છે; તે તો ગ્રામ્ય જીવન સુધારવાનુ પ્રેરક સ્થળ હોવું જોઈએ. સામાન્ય જ્ઞાનને લગતા ભાષણમા તેણે બનતી મદદ કરવી જોઈએ. ગામડાની સર્વે પ્રવૃત્તિ જેવી કે વ્યાખ્યાનો, જાદુઈ ફાનસ, રાત્રીશાળા, પુસ્તકાલય, સહકારી મંડળ, ખેતીના સુધારાને લગતી વ્યવસ્થા, (જાનવર, બી, છોડની વહેંચણી) વગેરેમા તેનો મુખ્ય ફાળો હોવો જોઈએ. વળી ગ્રામ્યપંચાયત, યુવક મડળ, સ્વચ્છતાનમંડળ, સામાન્યજ્ઞાનનો વાર્તાલાપ, તથા તે સંબંધીનુ ગદ્ય અને પદ્યનું વાચન વગેરે પ્રવૃત્તિઓમાં તેણે આગળ પડતો ભાગ લેવાની જરૂર છે. રોગ ચાલે તેવે પ્રસંગે તેણે લોકોને તે સંબંધી વાતચીતદ્વારા માહિતી આપવી જોઈએ. આવી રીતે અનેક પ્રવૃત્તિમા ભાગ લેવાથી ગામડાનો શિક્ષક ત્યાની સ્થિતિ સુધારવાને માટે ઘણું કરી શકે એમ છે.

ઉપર બતાવ્યા પ્રમાણેનો આદર્શ ફળીભૂત કરવાને માટે શિક્ષક તેનું કર્તવ્ય, યોગ્ય રીતે અદા કરે તેવી જાતની તાલીમ તેને મળવી જોઈએ. તેનું માનસિક વલણ તેની દૃષ્ટિને અનુસરીને ખધાવું જોઇએ. તેના જ્ઞાનની સામગ્રી પણ તે પ્રમાણે બહોળા પ્રમાણમા ઉંચા પ્રકારની હોવી જોઈએ. આરોગ્ય, તરતના ઇલાજ, સુધરેલી ઢબની ખેતીનું જ્ઞાન, ઢોર ઉછેર, ગ્રામ્ય જીવનનું સમાજ તેમજ આર્થિક શાસ્ત્ર જેવા ઉપયોગી વિષયનું જ્ઞાન

તેનામાં હોવું જોઈએ. તેમજ તેના સામાન્ય જ્ઞાનમાં સારો વધારો કરવો જોઈએ. તેનામાં બાળ અભ્યાસનો શોખ હોવો જોઈએ. ગ્રામ્ય જીવન સુધારવાનું કેન્દ્ર બાળક છે એવી ભાવના તેનામાં હોવી જોઈએ. તેમજ બાળકની સ્થિતિ, તેની શક્તિ, તેના હક અને તેની અભિલાષ માટે તેનામાં સન્માન અને સમભાવની વૃત્તિ હોવી જોઈએ. વળી તેણે શિક્ષણશાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો હોવો જોઈએ અને કેળવણીની ઉંચી ભાવના તેના હૃદયમાં દૃઢ હોવી જોઈએ. આ ઉપરાંત વિશેષમાં સામાજિક કલ્યાણ કરવાની ધગશ તેના જીવનમાં ઓતપ્રોત થઈ જાય તે માટે હૃદયનો પલટો ખાસ અગત્યનો છે. હાલમાં શિક્ષક તાલીમ લેતી વખતે જે જ્ઞાન મેળવે છે તેમાંનું ઘણું ખરૂં તે થોડા વખતમાં ભૂલી જાય છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેમને તેનો અમલ કરવાની ટેવ પડેલી હોતી નથી, એટલે કે જે જ્ઞાન તેમને મળ્યું હોય છે તેને તેમણે ટેવના રૂપમાં જીવનમાં ઉતાર્યું હોતું નથી.

ગામડાંના શિક્ષણની સ્થિતિ હવે આપણે જોઈએ. ગામડાંમાં મુખ્ય મુશ્કેલી છોકરાંની હાજરીની પડે છે. શિક્ષકનો ઘણો વખત તેમને બોલાવવામાં જાય છે, અને વળી હાજરી અનિયમિત હોવાથી તે તેમનું કામ રીતસર કરી શકતો નથી. આવી અડચણ હોવા છતાં પણ ગ્રામ્ય કેળવણીના કામમાં જે ઉત્સાહ હોવો જોઈએ તે માલુમ પડતો નથી. બાળવર્ગ અને પહેલા ધોરણમાં છોકરાંને ઘણો વખત રહેવું પડે છે, એટલે ફક્ત ૫૦ ટકા બાળકોજ ઉપલા ધોરણમાં ચઢે છે. તેમાંથી પછી ધીમે ધીમે વિદ્યાર્થીઓ ઓછા થતા જાય છે. આવી વસ્તુસ્થિતિ હોવાને લીધે ઘણાંજ થોડાં બાળકને કેળવણીનો લાભ મળે છે. શાળામાં વિદ્યાર્થીઓની ઓછી અને અનિયમિત હાજરી, તેમજ ઘણાં છોકરાંને નીચલા વર્ગમાં ઘણો વખત રહેવું પડે છે તેનાં નીચે પ્રમાણે કારણ છેઃ—

(૧) બાળકને તેમના કામમાં રસ પડે એવી રીતે શિક્ષણ આપવામાં આવતું નથી દા. વાચન કંટાળાભરેલી અશાસ્ત્રીય રીતે શીખવવામાં આવે છે; તેથી તેને તે વિષય ઉપર પ્રેમ થતો નથી. ટુંકામાં શિક્ષણ-પદ્ધતિ ખામી ભરેલી હોવાથી બાળકને શાળામાં આવવાનું મન થતું નથી. (૨) જે શિક્ષણ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે તે તેમના જીવનને અનુસરી હોતું નથી. વિદ્યાર્થીની પરિસ્થિતિનો ઉપયોગ કરી જો શિક્ષણની યોજનાની વ્યવસ્થા કરવામાં આવે તો તેમને વધારે રસ પડે એટલુંજ નહિ

પણ તેઓ શાળા છોડયા પછી પણ તેમનું કામ વધારે સારી રીતે કરી શકે. જે બાબતો શાળામાં શીખવવામાં આવે છે તેનો સંબંધ તેમના દરરોજના જીવન સાથે હોવો જોઇએ. (૩) કેળવણી કેવળ વિદ્યાર્થીના બુદ્ધિવિકાસને માટે હોવી જોઇએ નહિ, પણ તેની સાથે તેનું કર્તવ્ય વધારે સારી રીતે કરી શકે તેવી તે હોવી જોઇએ, એટલે વિદ્યાર્થીના જીવનની તૈયારીરૂપ તે હોવી જોઇએ. જો આ ઉદ્દેશ ધ્યાનમાં લઇ વિષયની વ્યવસ્થા કરવામાં આવે તો વિદ્યાર્થીની સંખ્યા વધે એટલુંજ નહિ પણ તેમની હાજરી પણ નિયમિત રહે, કારણકે માબાપ જાણે છે કે થોડા વખત પછી તેમના કામમાં સારી રીતે મદદ કરી શકે એવાં છોકરાં તૈયાર થનાર છે. આ કારણને લીધે અગવડ વેઠીને તેમજ ખર્ચ કરીને પોતાનાં છોકરાંને માબાપો નિશાળે મોકલશે. હાલમાં સામાન્ય જ્ઞાન ઉપર ખાસ મોહ હોવાથી બાળકો જે શીખે છે તે તેમને ઉપયોગી નીવડતું નથી. તેમને શાળાનું શિક્ષણ લીધા પછી જે ધંધો કરવાનો છે તે વધારે સારી રીતે તેઓ કરી શકે એવી તાલીમ તેમને મળતી નથી. આવા સબબથી માબાપને તેમનાં છોકરાંને વધારે વખત શાળામાં રાખવાનું મન થતું નથી, કારણકે તેમની કેળવણી તેમની ધારણા મુજબ ફળદાયી નીવડતી નથી. (૪) શાળામાં જે બાબતો શીખવવામાં આવે છે તેનો ઉપયોગ તેમની પાસે તે વખતે કરાવવામાં આવતો નથી. તેમની પાસે હસ્તઉદ્યોગનું પુષ્કળ કામ કરાવવું જોઇએ, કે તેને પછી ખેતી કે કારીગરના કામ ઉપર અણગમો ઉત્પન્ન થાય નહિ. દરેક વિદ્યાર્થીને મહેનત એ ઉમદા વસ્તુ છે એવું ભાન કરાવી તેના હૃદયમાં તે છાપ ઠસાવવી જોઈએ.

આ પ્રમાણે તેમની દૃષ્ટિ ફેરવવી જોઈએ કે તેઓ શાળા છોડયા પછી નોકરી શોધવા ન નીકળે, અને તેમના બાપદાદાનો ધંધો સારી રીતે કરી શકે. આવી કેળવણીની ખામીને લીધે ગામડામાં કેળવણીનો ફેલાવો થઈ શકયો નથી, અને જે કંઈ બે અક્ષર શીખે છે તે થોડા વખતમાં ભૂલી જાય છે. ચાર ધોરણ ભણેલા વિદ્યાર્થીઓમાં ઘણુંખરૂં ૨૯ ટકા તો શાળા છોડયા પછી થોડા વખતમાં ભૂલી જાય છે. એકંદર ગ્રામ્યશાળાનું જીવન બહુ થોડાંજ વર્ષનું હોય છે. ઘણાં છોકરાં વહેલાં આવે છે અને બાળ વર્ગમાં પડી રહે છે તેનું કારણ એ છે કે નાનાં બાળકોને કેળવવા માટે કંઈ પણ ગોઠવણ હોતી નથી. એકજ વર્ગમાં બાળકોની ઉંમરમાં ઘણો તફાવત હોય છે, શિક્ષણપદ્ધતિ ઘણી જુની હોવાથી

શાળામાં રોજે રોજે બાળક જાય તેને બદલે પખવાડે-અઠવાડિયે ત્યાં જાય છે. વળી ઉપર જણાવ્યા પ્રમાણે હાજરી અનિયમિત હોય છે, એટલે પહેલા ધોરણમાંજ લગભગ ૪૫ ટકા જેટલા છોકરાઓ ઊઠી જાય છે.

આ બધી વસ્તુસ્થિતિનાં કારણ ઉપર જણાવ્યાં તે છે. લોકો કંઈ અણસમજુ નથી તેમજ મુરખ નથી. તેમનામાં વહેવારૂ સમજશક્તિ હોય છે તેથી એ લોકોનામાં એવી સહજ પ્રેરણા થાય છે કે અમારાં બાળકોને ઉપયોગી શિક્ષણ આપવામાં આવે તોજ તે બરાબર લાભદાયી છે, નહિ તો નોકરીની લાલસાથી ભણાવવાથી તેમના ધંધાને નુકસાન થાય છે. તે લોકો પ્રત્યક્ષ લાભ અનુભવે એવું શિક્ષણ આપવામાં આવે તો બીજા દેશોની માફક અહીં પણ ત્યાં સારાં સંસ્કારી મોટા પ્રમાણમાં પુરુષો અને સ્ત્રીઓ થોડા વખતમાં જોવામાં આવે.

મોટો દોષ એ છે કે વિદ્યાર્થીને જુદા જુદા વિષયનું બહુ જ્ઞાન મળે છે, પણ તેના સંસ્કાર છુટાછવાયા પડવાથી તે જ્ઞાન ફળદાયી નીવડતું નથી એટલુંજ નહિ, પણ તે બરાબર યાદ પણ રહી શકતું નથી, કારણકે ધ્યાનશક્તિ ભિન્ન ભિન્ન વિષયમાં વહેંચાઈ જવાથી મગજ ઉપર દૃઢ છાપ પડતી નથી. જ્યારે સંસ્કાર સચોટ અને વ્યવસ્થિત હોય છે ત્યારે જ્ઞાનમાં વેગ જણાય છે અને તેથી તે ફળદાયી નીવડે છે; માટે જે વિષયનું જ્ઞાન વિદ્યાર્થીને આપવામાં આવે તેનું એકીકરણ અવશ્ય થવું જોઈએ કે જેથી એક વિષયમાં પડેલા સંસ્કાર બીજા વિષયમાં જાગૃત થાય અને આવી રીતનાં પુનરાવર્તન થવાથી તે દૃઢ થાય. આ કારણને લીધે વાચન, ગણિત, પદાર્થપાઠ વગેરે વિષયનો ગાઢ સબંધ બંધાય તેવી રીતની શિક્ષણની યોજના થવી જોઈએ. શિક્ષણનો બાળકની પરિસ્થિતિ સાથેનો સંબંધ અને જુદા જુદા વિષયનું એકીકરણ આ બે ઉપયોગી તત્ત્વો યોજના-પદ્ધતિમાં માલમ પડે છે અને તેથી તેને લીધે વિદ્યાર્થીનામાં આત્મ-વિશ્વાસ, સ્વનિર્ણય, અને વિચાર કરવાના ગુણ આવે છે.

ગામડામાં લોકો એટલા બધા રુઢિચૂસ્ત હોય છે કે તેમના જીવનમાં યોગ્ય પરિવર્તન કરવાને માટે તેમને નવીન વિચારની ખાસ જરુર છે. તેમનું આરોગ્ય શિક્ષકે તેના આદર્શરૂપ વર્તનથી સુધારવું જોઈએ, એ બાબત આગળ ઉપર કહેવામાં આવી છે.

ગામડાંના લોકમાં જે અનેક જાતના હાનિકારક વહેમ હોય છે તે દૂર કરવાની ઘણી જરૂર છે. તેને લીધે તેઓ કંઇ પ્રગતિ કરતા નથી, અને કંઇ નવી ઉપયોગી બાબત તેમની રુઢિચૂસ્ત પ્રવૃત્તિને લીધે તેઓ ગ્રહણ કરતા નથી. વળી રુઢિના ચૂસ્ત હિમાયતી હોવા ઉપરાંત તેઓ પ્રારબ્ધ-વાદી હોય છે. આવી તેમની માન્યતા સાત્વિક નથી, પણ તામસિક હોવાથી તે પ્રમાદ અને અંધશ્રદ્ધાને ઉત્તેજન આપે છે. આવી રીતે ગામડાંના લોકનું દૃષ્ટિબિંદુ ફેરવીને તેમનું જીવન વધારે સુખપ્રદ અને પ્રગતિશીલ કરવું જોઈએ.

શિક્ષક કર્ત્તવ્યનિષ્ટ હોવો જોઈએ. શિક્ષણની અન્ય બાબત કરતાં બાળકજ શિક્ષકનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ. શિક્ષકે પરીક્ષાના કરતાં બાળક-ના આત્મવિકાસ ને હિતનો વિચાર કરવો જોઈએ. શિક્ષકમાં જ્ઞાન થોડું હશે તો ચાલી શકશે પણ બાળઅભ્યાસ તો તેનામાં અવશ્ય જોઈએ. તેના વ્યક્તિત્વના વિકાસ ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ, કારણ કે બાળકની જે ખાસિયત હોય છે તેનો વિકાસ કરવામાં આવે તો તેથી તેને ઘણો

લાભ થાય છે. શિક્ષકે નાના બાળકને બોલવવાના અનેક પ્રસંગો ઉત્પન્ન કરી તેની ભાષાશક્તિ પ્રથમ વધારવી જોઈએ. એ બાબત આગળ કહેવામાં આવી છે, પણ મોટી ઉંમરનાં વિદ્યાર્થી આગળ તેણે પ્રસંગોપાત ઉત્તમ ગદ્ય અને પદ્યના નમુના રસભરી રીતે અને ભાવપૂર્વક વાંચી બતાવવા જોઈએ. કવિતા રાગ અને તાલ પ્રમાણે ગાઈ બતાવવાથી વિદ્યાર્થીના મનમાં તે વાંચવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, અને આવી રીતે સાહિત્ય ઉપર તેમને પ્રેમ થાય છે. આ ઉપરાંત શાળાના એકધારી શુષ્ક જીવનમાં ચેતન રેડવાને માટે તેને રસિક વાર્તા, નાટ્યપ્રયોગ, આનંદ-પર્યટન, શાંતવાચન, વિશેષ વાચન, હસ્તઉદ્યોગ અને વાદવિવાદ જેવી જેટલી બને તેટલી પ્રવૃત્તિ દાખલ કરવી જોઈએ.

આ પ્રમાણે સારો શિક્ષક શાળાનું કામ આકર્ષક બનાવીને વિદ્યાર્થીના જીવનમાં વિવિધતા આણે છે અને તેમને વિદ્યા ઉપર પ્રેમ થાય એવી શિક્ષણપદ્ધતિનો તે અમલ કરે છે.

હવે આપણે ગ્રામ્યશિક્ષણની વ્યવસ્થામાં શો ફેરફાર કરીશું તે જોઈએ. ગામડાંમાં ધોરણવાર વિદ્યાર્થીની સંખ્યા ઓછી હોય છે, એટલે એક શિક્ષકને બે, ત્રણ, ચાર, ધોરણ એકીવખતે શીખવવાં પડે છે. આ મુશ્કેલી વિદ્યાર્થીઓની ઓછી સંખ્યાને લીધે છે. દરેક ધોરણમાં થોડાં બાળક હોય તો વર્ગદીઠ શિક્ષક આપી તો નાજ શકાય.

જ્યારે આવી વસ્તુસ્થિતિ હોય ત્યારે તેણે બબ્બે ધોરણના સમૂહ કરીને શિક્ષકની યોજના કરવી જોઈએ. જો એક શિક્ષકને બાળવર્ગથી ચાર ધોરણ શીખવવાનાં હોય તો તેણે તેના વિભાગ પાડવાઃ ૧ બાળ-વર્ગ, ૨. પહેલું તથા બીજું ધોરણ, અને (૩) ત્રીજું અને ચોથું ધોરણ. આ પ્રમાણે વર્ગવ્યવસ્થા કરી તેણે એકમાં લેખી કામ હોય ત્યારે બીજા વર્ગોમાં વાચન વગેરે વિષય લેવા જોઈએ. વળી વડા નિશાળીઆને પણ કામ કરવાનું સોંપી શકાય. ધો. ૧ લું અને ૨ જું. બંનેને જાણે એકજ બાબત શીખવવાની હોય તેવી યોજના કેટલાક વિષયની ઘડવી જોઈએ અને બીજે વર્ષે તેમાં જોઈ તો ફેરફાર કરી કામ આગળ ચલાવવું જોઈએ. અલબત્ત આવી શાળામાં ધોરણ પ્રમાણે પૂરૂં કામ થઈ શકે નહિ. તેમજ તે વર્ગદીઠ શિક્ષક હોય તેવા સારા કામની આશા પણ રાખી શકાય નહિ.

વળી તે શિક્ષકને વારંવાર બદલવો જોઈએ નહિ. બાળવર્ગ માટે બાહોશ, સારી તાલીમવાળો શિક્ષક અવશ્ય મૂકવો જોઈએ. જો સ્ત્રીશિક્ષક

મળે તો વધારે સારું. ચાર ધોરણ સુધી છોકરાછોકરીને સહશિક્ષણવાળી શાળામાં જો સ્રીશિક્ષક મળી શકે તો તે વધારે સારું છે. નાના બાળકની કેળવણી માટે કરકસર કરવી એ દેશને ઘણું નુકસાન કર્તા છે એ સ્પષ્ટજ છે. નાનાં બાળકોને કેળવવાની કેટલીક કુદરતી કુનેહ અને સમભાવ તેમનામાં હોય છે. હાલમાં ઘણી શાળાઓમા પૂરતા શિક્ષક ન હોવાથી જોઈતું શિક્ષણ આપી શકાતું નથી. તેને માટે સારો ઉપાય એ છે કે નાની નિશાળોને બદલે એક સારી મધ્યસ્થશાળા ઉઘાડવી જોઇએ. તેમાં તાલીમવાળા સુશિક્ષિત શિક્ષકો મૂકવાં જોઈએ, અને તેને જોઈતાં સારાં સાધનો પૂરાં પાડવાં જોઈએ.

જ્યાં ગામો પાસે પાસે હોય ત્યાં જુદી જુદી શાળાઓ રાખવાની જરૂર નથી. આવી રીતે ફેરફાર કરવાથી શિક્ષણ સંગીન થશે, અને તેથી તેનું ફળ સારું આવશે. શિક્ષણનો જે મોટો ભાગ બરબાદ જાય છે તે નકામું જશે નહિ.

ગામડાંના લોકોનું જ્ઞાન વધારવાને કેટલીક શાળાઓ ફરતી હોવી જોઈએ. તેમાં લોકોની અનુકૂળતા પ્રમાણે બે એક માસ શાળા ચલાવવી જોઈએ. પછીથી તે કામ બીજી જગ્યાએ શરૂ કરવું જોઈએ. આવી શાળામાં ઘણા બાહોશ શિક્ષક હોવા જોઈએ; કારણ કે થોડા વખતમાં ઘણું કામ કરવાનું હોય છે. આવી શાળાથી ઘણા ફાયદા થવાનો સંભવ છે, કારણકે પૈસાની અગવડને લીધે આવો પ્રયાસ કરવાની જરૂર છે.

શિક્ષકનું જ્ઞાન તાજું રહે અને સુધરેલી ઢબથી તે માહિતગાર થાય તેને માટે દરેક તાલુકામા એક મધ્યસ્થ નમુનાદાર શાળા હોવી જોઈએ. તેમાં સુધરેલી ઢબ મુજબ કામ થવું જોઈએ. "સુધરેલી ઢબ" એટલે તેનો અર્થ એ નથી કે ગમે તેવા ફેરફાર કર્યાજ કરવા. પણ જે પદ્ધતિથી અને શિક્ષણની યુક્તિથી જે શાળાની વ્યવસ્થાથી વિદ્યાર્થીઓ સરળ રીતે સંગીન જ્ઞાન મેળવી શકે તેવા સુધારા તેમાં દાખલ કરવા જોઇએ.

કેળવણી એ ઉત્તમ મનુષ્ય ઉપજાવવાની કળા છે. આ વિચારને અનુસરીએ તો નમુનાની શાળા અવશ્ય હોવી જોઈએ. તે બીજી શાળાના કામમાં વેગ અર્પે છે, અને તેમને આદર્શ બનાવે છે. વળી શિક્ષકમાં તેને લીધે જડતા આવતી નથી, તેમજ વિદ્યાર્થીઓને ઉંચા પ્રકારનું શિક્ષણ મળે છે. આવી શાળામાં આસપાસના શિક્ષકોની પ્રસંગોપાત સભા ભરાવી જોઈએ. જે સુધારા ત્યા કર્યા હોય તેનું પ્રત્યક્ષ જ્ઞાન તેમને આપવું જોઈએ. તે સબંધી પાઠ આપ્યા પછી તેની રસભરી નિખાલસ રીતે ચર્ચા

થવી જોઈએ. બીજા દેશમાં જે અખતરા થયા હોય તેની માહિતી આપવા પુસ્તકો તથા ચોપાનીઆં શિક્ષકવર્ગને મળવાં જોઈએ. આ પ્રમાણે કેળવણીનું શાસ્ત્ર અને તેની કળામાં સુધારો થવો જોઈએ. આપણી કેળવણીની ઘટના પાશ્ચાત્ય દેશને અનુસરી થએલી હોય છે તેથી કઈ પદ્ધતિ અનુકૂળ આવે છે તેને માટે અવશ્ય પ્રયોગશાળાઓ તો હોવી જોઈએ.

કેળવણીનું કામ અઘરૂં છે અને એ શાસ્ત્ર હમેશાં આગળ વધે છે, માટે કેળવણીના ક્ષેત્રમાં જે શોધખોળ થાય તે કેટલે દરજ્જે આપણને અનુકૂળ છે તે શોધી કાઢવા માટે આવી પ્રયોગશાળાની ખાસ જરૂર છે. પ્રયોગશાળામાં અમુક વિચાર કે પદ્ધતિનો અખતરો થયા પછી તેનો શાસ્ત્રીદૃષ્ટિએ વિવેક કરી તેનું પરિણામ તારવી કાઢવું જોઈએ અને પછી તેનો લાભ બીજી શાળાઓને ચોપાનીઆંદ્વારા કે તેમને અવલોકનદ્વારા આપવો જોઈએ.

શહેરમાં આવેલી તાલીમ આપનારી સંસ્થાનો એક મોટો ગેરલાભ એ છે કે તેમાંના શિક્ષકને ગામડાંની ખરેખરી મુશ્કેલીનું યથાર્થ ભાન હોતું નથી. ગામડાંની શાળાની જેવી પરિસ્થિતિ હોય, તે પ્રમાણે શિક્ષકને તાલીમ મળવી જોઈએ. ગામડાંનાજ વાતાવરણમાં નવીન શિક્ષકે કેળવણી આપવી જોઈએ, કે જ્યારે તેમને ગામડાંમાં કામ કરવાનું હોય ત્યારે તેમને એકદમ મોટો ફેરફાર લાગે નહિ. તાલીમ લઈ નીકળના શિક્ષકને આ રીતે ગામડાંના સંજોગો પ્રમાણે કેળવણી મળવી જોઈએ. જે વસ્તુસ્થિતિ સાથે સંબંધ છે, તેનો અનુભવ તેમને મળે તોજ તેઓ સરળ રીતે કામ કરી શકે. ટુંકામાં ટ્રેનિંગ કોલેજની દૃષ્ટિ, તેની વ્યવસ્થા, તથા શિક્ષણપદ્ધતિ ગ્રામ્યજીવનને અનુકૂળ હોવી જોઈએ. આ કારણને લીધે શહેરની કોલેજના શિક્ષકને ગામડાંના અનુભવ થોડો વખત લેવો જોઈએ કે જેથી તેઓ તેમની યોજનામાં યોગ્ય ફેરફાર કરી શકશે.

ગ્રામ્યજીવન શાંત અને નોખું હોવાથી, શિક્ષકવર્ગના જ્ઞાનમાં વૃદ્ધિ થતી નથી એટલુંજ નહિ પણ ત્યાં અજ્ઞાનનું વાતાવરણ હોવાથી તેનું જ્ઞાન ઘણું ઓછું થઈ જાય છે. દિનપ્રતિદિન તેમાં આવી રીતનો ઘસારો થવાથી તેની જ્ઞાનરૂપી મુડી ઘણી ઓછી થઈ જાય છે, અને પછી તે ટેવના બળને વશ થઈ જાય છે. આનું પરિણામ એ આવે છે કે તે અમુક ગરડમાં કામ કર્યાં જાય છે. તેના કામમાં કંઈ નવીનતા જોવામાં આવતી નથી, અને તેથી આખરે વિદ્યાર્થીની કાર્યસાધકતા ઘણી કમી થએલી જોવામાં આવે છે. પદ્ધતિપૂર્વક શિક્ષણને બદલે તેને ગોખણનો

આશ્રય લેવો પડે છે, અને રસને બદલે અર્થહીન પુનરાવર્તન તથા શક્તિના વિકાસને બદલે ભણતર કે જ્ઞાન માલમ પડે છે. આવી રીતનાં પરિણામ અટકાવવાને માટે શિક્ષકોને અમુક વર્ષને અંતરે પુનઃ શિક્ષણ (Refresher course) મળે તેવી ગોઠવણ થવી જોઈએ. વિદ્વાન અને સુશિક્ષિત શિક્ષક પાસે રજાની અંદર ટુંકા અભ્યાસક્રમના વર્ગની વ્યવસ્થા કરવી જોઈએ કે શિક્ષકનું જ્ઞાન કટાઈ જાય નહિ અને તેમને તેથી શોધખોળનો લાભ મળે જાય. વળી તાલીમ લીધા પછી શિક્ષકમાં પ્રમાદ અને જડતા આવી જાય છે. તે અટકાવવા માટે તેમને લાંબા વખત સુધી કાયમ કરવા જોઈએ નહિ. તેમજ તેમને અમુક વર્ષે થોડાં પુસ્તકો વાંચીને પરીક્ષા આપવાની ફરજ પાડવી જોઈએ. તેમજ ઉપરી અધિકારીનો રિપોર્ટ ધ્યાનમાં લઈ તેમને કાયમ કરવા જોઈએ, અને પછી તેમના પગારમાં વધારો કરવો જોઈએ. જે શિક્ષક સુશિક્ષિત અને બાહોશ હોય તેને મુખ્ય શિક્ષકની જગા આપવી જોઈએ. જેઓ યંત્રવત્ કામ કરે છે અને જેના કામમાં કંઈ સુધારો જણાતો નથી તેને જવાબદાર જગા મળવી જોઈએ નહિ. ખરી રીતે મુખ્ય શિક્ષક ઉપરજ શાળાના ચેતનનો આધાર રહે છે.

શિક્ષકને જેવી રીતે સારી તાલીમની જરૂર છે તેવીજ રીતે તપાસણી અમલદારને પણ થોડો વખત તેના કામની પદ્ધતિસર તાલીમ મળવી જોઈએ તેને શિક્ષકના આગળ કેળવણીનું ધ્યેય રજુ કરવાનું છે. તેની કેવળ ભૂલો કાઢી શિક્ષકને નિરુત્સાહી બનાવવાનો નથી, પણ તેના કામની કદર કરી તે આગળ વધે એવી રચનાત્મક સૂચના કરવાની છે, અથવા સારૂં કામ કેવી રીતે થાય તે કરી બનાવવાનું છે. આ કારણને લીધે તપાસણી કરનાર અમલદારની જવાબદારી ભારે છે, અને તેથી તેને પણ તેના કામની તાલીમ મળવી જોઈએ. ખરી રીતે તો તેના ઉપર કેળવણીનો સર્વ આધાર છે. ટુંકામાં ગ્રામ્યશાળાની રૂપરેખામાં નીચલી બાબતનો સમાવેશ કરી શકાયઃ—

(૧) બાળકની પરિસ્થિતિ અને તેની જરૂરિઆત પ્રમાણે અભ્યાસક્રમ હોવો જોઈએ.

(૨) ધંધાદારી તાલીમ તેને મળવી જોઈએ.

(૩) શાળા એ સામાજિક સેવાનું મુખ્ય સ્થળ હોવું જોઈએ.

(૪) શિક્ષકની તાલીમ ગ્રામ્યજીવન ઉત્તમ થાય તે વિચારોને અનુસરી હોવી જોઈએ.

(૫) વહેવારૂ સૃષ્ટિજ્ઞાન, બાગબાની, હસ્તઉદ્યોગ, નાટ્યપ્રયોગ, પર્યટન જેવી બાબતો દાખલ કરવી જોઈએ.

(૬) સુશિક્ષિત અને તાલીમવાળા શિક્ષકો જોઈએ. તેમનામાં સામાજિક સેવાની ધગશ હોવી જોઈએ. તેમનામાં પદ્ધતિનું સારૂં જ્ઞાન હોવું જોઈએ. ગામડાંની આર્થિક અને સામાજિક સ્થિતિનું તેનામાં સારૂં જ્ઞાન જોઈએ. દા૦ ગૃહવ્યવસ્થા, પાકની સંભાળ, ઢોરઉછેર, સ્વચ્છ અને સુઘડ ઘર, સુધરેલી ખેતીની ઢબ વગેરે.

(૭) શિક્ષકનું જ્ઞાન તાજું રહે એટલુંજ નહિ પણ પદ્ધતિમાં જોઈતો સુધારો થાય એવી ગોઠવણ થવી જોઈએ.

---

## વિશેષ વાચન

શાળાના અભ્યાસક્રમમાં લેખન, વાચન અને સંખ્યાજ્ઞાન એ અગત્યના વિષયો છે. જે માણસ હિસાબ કરી શકતો નથી તેમજ શું લખ્યું છે તે જાણતો નથી તેનાથી સંસારનો કોઈપણ જાતનો વ્યવહાર બરાબર થઈ શકતો નથી. દરેક સંસ્કારી વ્યક્તિને વાચન તેમજ લખીને પોતાના વિચાર તથા લાગણી સરળ અને સ્પષ્ટ રીતે સમજાવવા જોઈએ. વાચનમાં છાપેલાં કે લખેલાં ચિહ્નો ઉકેલવામાં આવે છે. તે ચિહ્નો અર્થયુક્ત હોય છે તેથી વાચક અર્થ ગ્રહણ કરે છે.

સમાજમાં પરંપરાથી જે સાહિત્ય એકઠું થયું હોય તેનો લાભ વાચનથી આપણને મળે છે. ખરી રીતે જોતાં નિરક્ષર માણસ લાચાર સ્થિતિ ભોગવે છે; કારણકે વાચન વડેજ સાહિત્યના ખજાનાનો ઉપભોગ થઈ શકે છે. આ પ્રમાણે વડિલોપાર્જિત સાહિત્યનો ઉપયોગ વાચનદ્વારા થાય છે. વળી વાચનથી આપણે બીજા માણસોના વિચાર જાણી શકીએ છીએ. આ કારણને લીધે દરેક માણસને વાંચતાં આવડવું જોઈએ.

વાચન બે રીતે થાય છેઃ આરંભમાં અને પછીથી ઠેઠ સાતમા ધોરણ સુધી વિદ્યાર્થીઓને મોઢેથી વાંચવાનું કહેવામાં આવે છે. તેમાં સરળતા, ભાવદર્શન અને અર્થગ્રહણ, એ ત્રણ મુખ્ય બાબતો છે. શાળામાં મુખ્યત્વે મોઢેજ વાચન થાય છે, પણ દુનિયાના વહેવાર માટે તેનો જવલ્લેજ ઉપયોગ થાય છે. જે કોઈ માણસ કંઈ વાંચે છે તે મનમાં કંઈપણ બોલ્યા સિવાય વાંચે છે અને તેથી તે જલદીથી તેનો ભાવાર્થ સમજી શકે છે. આવી રીતે શાંત વાચન વિદ્યાર્થીને વધારે ઉપયોગી છે.

આપણે ભાષાના અભ્યાસમાં ફક્ત પાઠ્યપુસ્તકો ઉપરજ સાધારણ રીતે આધાર રાખીએ છીએ. ભાષાશિક્ષણનો હેતુ સાહિત્ય ઉપર રુચિ થાય તે ખાસ છે; પણ શાળામાં વિદ્યાર્થીઓ ફક્ત એકજ પુસ્તકનું વાચન કરે તો તે હેતુ બર આવતો નથી. ગદ્ય, પદ્ય, વ્યાકરણ, નિબંધ, વ્યુત્પત્તિ વગેરે ભાષાશિક્ષણના વિષયો વિદ્યાર્થીને બીજાં પુસ્તકો વાંચવાનું મન થાય તે માટે મદદ કરવા અર્થે છે, એમ ભૂલી જવાય છે. જો વિદ્યાર્થી જુદાં જુદાં પુસ્તકો વાંચે છે તો તેને લઈને તેના જ્ઞાનનું ભંડોળ વધે છે. તેનામાં જે કૂપમંડુકતા હોય તે મટી જઈ તેની દૃષ્ટિ વિશાળ બને છે. તેના શબ્દજ્ઞાનમાં પણ સારો વધારો થાય છે. સારા વિચાર અને લાગણીનો અનુભવ સાહિત્યના વાચનથી થાય છે. પદલાલિત્ય તેમજ મધુર શબ્દ સમૂહનું જ્ઞાન વાચનથી મળે છે. વળી સાહિત્યના અભ્યાસથી શુદ્ધ કલ્પનાચિત્રો વિદ્યાર્થીના મનમાં ઉત્પન્ન થાય છે તેથી તેને માનસિક આનંદનો લાભ મળે છે.

આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઈ હાલમા આપણે ત્યાં કેટલીક શાળામાં વિશેષ વાચનનો મહાવરો કરાવવામાં આવે છે. તેમાં પ્રથમ જરૂરી બાબત પુસ્તકોની પસંદગી છે; કારણ કે યોગ્ય રસભર પુસ્તકો વિદ્યાર્થીને મળે તોજ વાચન વખતે તેના રસમાં કાંઈ ક્ષતિ થાય નહિ અને પાનાં પર પાનાં તે વાંચ્યા કરે. ઘણી વખત વિશેષ વાચન વખતે વિદ્યાર્થીઓ શુષ્ક અને નીરસ ચોપડીઓ વાંચતા માલમ પડે છે. વિષય વાંચતી વખતે વિદ્યાર્થીનું ધ્યાન એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર સરળતાથી ચાલ્યા કરે અને આગળ શું આવે છે એ જાણવાને તેને ઉત્કંઠા થાય તોજ વિશેષ વાચનનો હેતુ ફળીભૂત થાય છે. પાઠ્યપુસ્તકનું વાચન ઘણી ઝીણવટથી થાય છે, પણ વિશેષ વાચનમાં તો વિદ્યાર્થીને રસ પડે એવી જેમ બને તેમ વાંચવાની વધારે બાબતો મળે તેવા પુસ્તકની જરૂર છે. નીચલાં ધોરણોમાં અદ્ભુત કે કલ્પિત વાર્તાવાળા પુસ્તકો પસંદ કરવાં. તેનો અંતર્ભૂત રહેલો બોધ નીતિની વિરુદ્ધ હોવો જોઈએ નહિ; તેમજ બાળકના મનોવિકારને ઉશ્કેરે એવાં પુસ્તક તેના હાથમાં મૂકવાં જોઈએ નહિ. વળી પુસ્તક બહુ લાંબી હકીકતવાળાં પણ જોઈએ નહિ. થોડા વખતમાં અમુક વાર્તા વંચાઈ જાય એવી જાતની ચોપડીઓ લેવી. તેમાંની ભાષા બાળકના માનસને અનુકૂળ હોવી જોઈએ. તેમાં પ્રાંતિકતા તેમજ કઢંગા શબ્દ–પ્રયોગો હોવા જોઈએ નહિ. પુસ્તકોની ભાષા શુદ્ધ અને સરળ તેમજ ઉત્તરોત્તર ક્રમમાં સંસ્કારી હોવી જોઈએ. ઉપલા ધોરણ માટે સાહસ, પરાક્રમ, નવલકથા, પ્રવાસના, જીવનચરિત્રના તથા સંવાદના તેમજ દીલ ઉશ્કેરતા

બનાવનાં પુસ્તકો પસંદ કરવાં. છેક ઉપલા ધોરણમાં સરળ ભાષામાં લખેલાં નાનાં નાટકો વિદ્યાર્થીને વાંચવા આપવા.

વાંચતી વખતે વિદ્યાર્થીઓએ કંઈપણ હોઠ ફફડાવ્યા કે ગણગણાટ કર્યા સિવાય વાંચવું જોઈએ. વર્ગમાં કંઈપણ અવાજ થવો જોઈએ નહિ. અઘરા શબ્દની સમજુતી શિક્ષકે આપવી અથવા ઉપલા ધોરણમાં વિદ્યાર્થીઓને શબ્દકોષનો ઉપયોગ કરતાં શીખવવું. તેમણે જે કંઈ વાંચ્યું હોય તેમાંથી સારા શબ્દો કે શબ્દસમૂહ તથા વિચારનું ટાંચણ જુદી નોટબુકમાં કરી રાખવું. વળી શિક્ષકે પ્રસંગોપાત વિદ્યાર્થી સાથે જે બાબત વાંચી હોય તેની વાતચીત કરવી. જો એ બધા વિદ્યાર્થીને વાચવાનું પુસ્તક સામાન્ય હોય તો શિક્ષકે વાચન થયા પછી તરતજ તે સંબંધી વિદ્યાર્થીઓ એક બીજાને સવાલ પૂછે એવી ગોઠવણ કરવી. આરંભમાં તો પાચેક સવાલ કાળા પાટીઆ ઉપર લખી તેમના જવાબ શોધવાના હોય એમ પુસ્તકનું વાચન કરાવવું જરૂરનું છે; કારણકે તેથી વાંચતી વખતે તેમને તે બાબત ઉપર ખાસ લક્ષ આપવું પડે છે. જો શિક્ષક દરેક બાળક મહીને કેટલું વાંચે છે તેની નોંધ રાખે તો તેથી વધારે ફાયદો થવાનો સંભવ છે. અમુક બાળકે કેટલાં પુસ્તક વાંચ્યાં તેનું માપ તે ઉપરથી જણાઈ આવે છે.

જો વિદ્યાર્થીને વાચનમાં રસ પડે અને પુસ્તક ઘેર લઈ જવાની માગણી કરે તો તેને શિક્ષકે ઉત્તેજન આપવું વિદ્યાર્થીઓએ જે પુસ્તક વાંચ્યું હોય તેની ફક્ત મઝા માણવા દેવાનો સંતોષ નહિ માનતાં એક ડગલું આગળ જઈ તેમણે જે વાંચ્યું હોય તેનો ઉપયોગ કરવો. તેમને પ્રસંગોપાત વાંચેલી હકીકતનો સંબંધપૂર્વક વર્ગમાં વર્ણન કરવા કહેવું. બાળકો આરંભમાં તો ઘણું થોડું બોલશે. તેમનાં વાક્યો સંબંધ વગરનાં અને તૂટક માલમ પડશે, પણ મહાવરો થતાં તેઓ સંબંધપૂર્વક રીતસર બોલી શકે છે. હવે શિક્ષકે વાચનના વિષય સંબંધી જે કંઈ વાતચીત કરી હોય તે લખી લાવવા તેમને કહેવું. જો કોઈ કોઈ પ્રસંગે તેમની પાસે આવી રીતે લખાવવામાં આવે છે તો તેઓ ધ્યાનપૂર્વક વાંચે છે અને તેમના મગજ ઉપર પડેલા સંસ્કાર વધારે દૃઢ થાય છે.

---

## સુંવાળ વિષે કાંઈક

દહાણુ

વિરમગામ તાલુકાના સુંવાળ પ્રદેશ વિષે કેટલીક હકીકત આપવી અમોને જોઈ ગયા. આ ભાગની પ્રજા જુના કાળથી બહાદુર અને શોખ-

વાન ગણાય છે. કાળક્રમે આ શૌર્ય નિયમનના અભાવે લુંટફાટ અને ચોરીના રૂપમાં પરિણમવા લાગ્યું. ચુંવાળના આખા પ્રદેશમા ઉનાળાના દિવસોમા મુસાફરી કરવી એ ભયભરેલી ગણાતી અને અત્યારે પણ એ ભય લોકોના મનમાંથી ગયો નથી. લૂટફાટ કરનારાઓના ધોકા અને લાકડાની કાતરોના ઉપયોગનો અનુભવ ઘણાને થતો કહેવાય છે.

દઢાણા એ ચુંવાળના મધ્ય ભાગમા એક નાનું ગામડું છે. ચુંવાળના ધણી કાનોજી ઠાકોરના મરણ પછી ચુંવાળના ૪૪ ગામો તેમના વારસોમાં વહેંચાઇ ગયાં. આજે રફતે રફતે નાના ગામડાઓમા નાની નાની ઠકરાતો ઉભી થઇ. તે મુજબ દઢાણામા પણ ઇ. સ. ૧૮૨૫ ના અરસામાં **જેહાજી ભગુજી** નામના ઠાકોર રાજ્ય કરતા હતા.

એમના વખતમાં ગુજરાતમા અંગ્રેજી અમલની શરૂઆત થતી હતી. ગાયકવાડ અને પેશવા આ સમયમાં ગુજરાત અને કાઠિઆવાડમાં ફરીને ચોથ વગેરે ઉઘરાવતા અને દશેરા પછી તેમના લશ્કરો આવી ઉઘરાત કરવાને નીકળતાં.

ઇ. સ ૧૮૧૮ માં પેશવાઇ સત્તાનો અસ્ત થયો અને ગાયકવાડની સત્તા પ્રબળ બની. આ સમયે દઢાણામા જેહાજી ઠાકોરની સત્તા ચાલતી હતી. જેહાજીએ ગાયકવાડની સત્તાને માન આપ્યું હતું અને દર વરસે ગાયકવાડ તરફથી તેમને ચુંવાળની ચોકી બદલ અમુક રકમ વર્ષાસન તરીકે મળતી હતી. જેહાજીને પોતાની ઠકરાતના બદલામાં ગાયકવાડના કડીના સુબાને અમુક રકમ ભરવી પડતી. કેટલીક વખત આ રકમ ભરવામાં કસુર થતી અને પરિણામે તેમને કડીમા રોકાવાની ફરજ પડતી. આવા વખતે જેહાજીનાં માણસો આસપાસના ભાગોમાં લુંટફાટ કરી નક્કી કરેલા આકડાની રકમ ભરી દેતા અને ઠાકોરને આવી રીતે મદદ કરતા.

દઢાણથી ૧૦ ગાઉ દૂર દસાડાનું રાજ્ય છે. જેહાજીનાં માણસો દસાડાનાં ગામડાંઓમાં ફરી લૂટફાટ કરતા હતા અને તેથી દસાડા અને દઢાણાનો સંબંધ ઘસાતો ચાલતો હતો.

તે વખતે દસાડાના તાબે વરમોર નામનું ગામ હતું. વરમોરમાં **આંબો પાવરો** નામનો એક નાડોદા પટેલ રહેતો હતો. દસાડાના દરબારને તેણે એક વખત કહ્યું કે " અમારા રાજા આપ છો છતાં અમારા પર ખરી સત્તા તો દઢાણાના ઠાકોર જેહાજી ભગુજીની છે. તેમના માણસોને અમારે જતાં આવતાં ખાવાપીવાનું અને ઘોડાંઓને ઘાસ ચારો

આપવાં પડે છે અને ન આપીએ તો લુંટફાટ થાય છે, તેથી અમારા પર ખરી સત્તા તો તેમનીજ ગણાય".

આવી ફરિયાદ થતાં દસાડા દરબારના કુંવરો વરમોર આવ્યા અને જેહાજી સાથેનું વેર દૂર કરવા પ્રયત્નો શરૂ થયા. જેહાજી પોતાનાં માણસો સાથે દસાડાના કુંવરોને મળવા વરમોર ગયા અને મેળાપ થાય તે પહેલાં અકસ્માત વરમોરથી બંદૂકના અવાજ સંભળાયા. જેહાજીને આમાં દગો લાગ્યો અને પરિણામે યુદ્ધના મંડાણ મંડાયા, અને બન્ને બાજુનાં કેટલાંક માણસો મરાયાં.

દસાડા દરબારે આ બાબતની ફરિયાદ ગાયકવાડ સરકારને કરી. ગાયકવાડે કંપની સરકારની મદદથી દદાણાને વશ કરવા મોર સાહેબની સરદારી નીચે એક ફોજ મોકલી. ફોજે દદાણાને ઘેરો ઘાલ્યો અને લડાઈ શરૂ થઈ. જેહાજી ઠાકોર અને તેમનાં માણસો દદાણામાં એક વડની નીચે આવેલા વેરાઈ માતાના દેવળમાં ભરાયાં. સંગ્રામમાં શક્તિના દેવળનું શિખર પડ્યું અને લોકોમાં ગભરાટ શરૂ થયો. જેહાજીનાં માણસોમાંથી એક જણે ગોળી છોડી અને મોર સાહેબને ઠાર કર્યા. આથી આ ફોજ પાછી ગઈ. થોડા દિવસ બાદ મોટું લશ્કર મોકલવામાં આવ્યું, જેહાજી ઠાકોરને પકડવામાં આવ્યા અને તેમનાં માણસો આસપાસનાં ગામડાંઓમાં ભરાઈ ગયા. દદાણાને ૪૨ વરસ ઉજ્જડ રાખવાનું નક્કી કરવામાં આવ્યું.

ગામના બ્રાહ્મણ, વાણીઆ, પટેલો વગેરેએ નજીકમાં વીંછણ નામનું ગામ વસાવ્યું અને ત્યાં જઈ રહ્યા. દદાણા તદ્દન તારાજ કરવામાં આવ્યું અને ગામ તળાઉ ખેડીને સાફ બનાવવામાં આવ્યું.

જેહાજી ઠાકોરને અમદાવાદની જેલમાં લઈ જવામાં આવ્યા અને તેમને ૧૮ વર્ષની જેલની શિક્ષા ફરમાવવામાં આવી. કહેવાય છે કે આ શિક્ષા સાંભળીને જેહાજી બોલી ઉઠ્યા કે ૧૮ વર્ષમાં તો હું ફરી જન્મ લઈ ઘોડે ચઢતો થઈ શકું. જેલમાં તેમને કામ સોંપવામાં આવ્યું જે કરવાની તેમણે સાફ ના કહી અને ઉગ્ર તોફાન મચાવ્યું જેના પરિણામે તેમને પોતાનો જાન ખોવો પડ્યો.

જેહાજીનાં માણસો, જે આસપાસની જગ્યાઓમાં નાસી ગયાં હતાં તેઓ લુંટફાટ કરી લોકોને ઘણો ત્રાસ આપતાં હતાં. આ અટકાવવા પનારના ઠાકોર માનાજીએ અંગ્રેજ સરકારને વિનંતિ કરી કે દદાણાને ફરી વસાવવામાં આવે અને ઠાકોરની જમીન પાછી આપવામાં આવે તો આ તોફાન અટકે. માનાજી ઠાકોરની આ ભલામણથી દદાણાની ૪૫ વરસની ટીપ ઘટાડીને ૧૮ વર્ષમાંજ સરકારે ગામ ફરી વસાવવાની પર-

વાનગી આપી અને અસલની માફક વફાદાર રહી રાજ્યને મદદ કરવા બદલ દશાણાના ઠાકોરોને જે રકમ પ્રથમ મળતી હતી તે ફરી શરૂ કરવામાં આવી. અત્યારે પણ તેમના વંશજોને ગ્રાસના આશરે રૂ. ૫૦૦ સરકાર તરફથી મળે છે. ફરી આબાદ બનેલું દશાણા ઠેઠ બહુચરાજીના નાકા સુધીના પ્રદેશની ચોકી બદલ મુસાફરો પાસેથી પૈસા મેળવતું, જે હાલમાં પંદર વીસ વર્ષથીજ બંધ થયું છે.

આ આખા પ્રસંગનો ઇતિહાસ ગ્રામ્ય ભાષામાં રાસડાના રૂપમાં રચાએલા એક પ્રશસ્તિ કાવ્યમાં સચવાઈ રહેલો છે અને વીરમગામ તાલુકાના બજાણીઆઓ આ રાસડો ઢોલક અને વાદ્ય સાથે અત્યારે પણ ગાય છે. દશાણાના ગામના પાદરે અત્યારે કેટલાક પાળીઆઓ નજરે પડે છે અને તેમના પર સંવત ૧૭૨૦, ૧૭૯૭ તથા ૧૮૬૯ ની સાલના કેટલાક લેખો મળી આવે છે, પણ તે સંબંધી વિશેષ હકીકત ઉપલબ્ધ થતી નથી.

હાલમાં દશાણું એક નાનું તાલુકદારી ગામડું છે અને લક્ષ્મીમાં તથા કેળવણીમાં આબાદ ન હોવા છતાં ચુંવાળના લુંટફાટીઆ પ્રદેશમાં ચોકીના કામમાં તેની ખ્યાતિ પૂર્વના જેવી ગણાય છે. દશાણાની હાલની વસ્તી ૬૫૦ માણસોની છે, જેમાં ૨૦૦ ઠાકરડાઓ, ૪૦૦ કોળીઓ અને ૫૦ પટલીઆઓ વસે છે. બ્રાહ્મણ, વાણીઆ રબારી અને ઢેડની વસ્તી પ્રમાણમાં ઓછી છે. ગામમાં એક નાની નિશાળ છે જેમાં ૩૦ છોકરાંઓ ભણે છે નજીકમાં આવેલું ઝાંઝરવા નામનું ગામડું દશાણાને તાબે છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી. ડે. એ. ઇ. અમદાવાદ

## જગતના ભિન્ન ભિન્ન પ્રદેશોનું લોકજીવન

" પરમેશ્વરની છે પ્રજા, આ સઘળો સંસાર,
એક કુટુંબી આપણે એક પિતાપરિવાર;
કાળા ગોરા કોઈ છે, ધનહીણા ધનવાન.
કહો ન હલકો કોઈને સઘળા એકસમાન." (દલપતરામ)

ભૂગોળશિક્ષણમાં લોકજીવનને પ્રાધાન્ય આપવામાં આવે, તો ઉપરની પંક્તિઓમાં દર્શાવેલ વિશ્વબંધુત્વનું બીજારોપણ કંઇક અંશે આપણી શાળાઓજ કરી શકે. કોઇપણ પ્રજાના જીવનને ઘડનાર ત્યાંની વિશિષ્ટ પરિસ્થિતિ

છે. એ પરિસ્થિતિના ભાન સાથે ભિન્ન ભિન્ન પ્રજાઓના જીવનનો સામાન્ય પરિચય વિદ્યાર્થીઓને કરાવવામાં આવે, તો કિરગીઝ લોકોને લડાયક તથા લુંટારા કહીને, નિગ્રોને કાળા તથા એદી કહીને અને પિગ્મીને ઠીંગણા તથા ક્રૂર કહીને તેમના તરફ દર્શાવાતો તિરસ્કાર દૂર થાય. કાળા, ગોરા, પીળા અને તામ્રવર્ણી એવા રંગભેદો પ્રજાઓ વચ્ચે હાલ ઘૃણાને ઉત્પન્ન કરી રહ્યા છે તે દૂર થાય અને સુધારાને શિખરે પહોંચેલી પ્રજાઓ અન્ય પ્રજાઓને અસંસ્કૃત, પછાત અને જંગલી ગણી તિરસ્કાર દૃષ્ટિથી જુએ છે તેમાં પણ કંઇક પરિવર્તન થાય. વિદ્યાર્થીઓને પ્રત્યેક પ્રજાના લોકજીવનનો સામાન્ય પરિચય કરાવવો એ ભૂગોળશિક્ષણમાં અતિશય અગત્યની બાબત છે, પણ હાલ તેનું છેકજ વિસ્મરણ થાય છે, એ ખરેખર શોચનીય છે.

લોકજીવનનો આધાર કુદરતી પરિસ્થિતિ પર છે. ખોરાક, પહેરવેશ, રીતરિવાજ, ધંધો, મકાન એ સર્વનું નિર્માણ કુદરતી પરિસ્થિતિ પ્રમાણે થાય છે. જે પ્રદેશમાં ખેતીને માટે જરાએ અનુકુળતા ન હોય, ત્યાંના લોકો મોટે ભાગે માંસાહારી હોય એ દેખીતુંજ છે. જ્યાં બારે માસ પીવાને માટે પણ પુરતું પાણી ન મળી શકતું હોય, ત્યાંના લોકો શરીર અને વસ્ત્રની સ્વચ્છતા ન રાખી શકે એ પણ દેખીતુંજ છે; તેમજ જ્યાં લમણાં બાળી નાખે એટલો સખ્ત તાપ બારે માસ પડતો હોય, ત્યાંના લોકો વર્ણે કાળા અને સુસ્ત પ્રકૃતિના હોય એ પણ દેખીતુંજ છે. આ અફાટ પૃથ્વી પર સુધારાના શિખરે પહોંચેલી પ્રજાઓથી માંડીને છેક પશુજીવન ગાળતી જંગલી પ્રજાઓ સુધીની અનેકવિધ પ્રજાઓ વસે છે. જો આપણી જુદી જુદી પ્રજાઓનું જીવન, અને તે ઘડાવામાં ત્યાંની કુદરતી પરિસ્થિતિ એ બન્નેને કાર્યકારણના સંબંધરૂપે સમજીએ, તો આપણા કરતાં જુદી તરેહનું જીવન ગાળતી પ્રજાઓ પ્રત્યેની આપણી ઘૃણા જરૂર દૂર થાય. તેટલા માટે જગતની કેટલીએક પ્રજાઓના જીવનનો ટુંક પરિચય ત્યાંની કુદરતી પરિસ્થિતિ સાથે આપવામાં આવેલો છે.

## (૧) કિરગીઝ લોકો

મધ્ય એશિઆમાં ઘાસનાં જે અફાટ મેદાનો છે, તેનો વિસ્તાર યુરોપ કરતાં પણ વધારે છે. એ મેદાનોમાં ઝાડપાન જવલ્લેજ જોવામાં આવે છે. જ્યાં જુઓ ત્યાં ઘાસ, ઘાસ ને ઘાસજ દેખાય છે. ગમે તે દિશામાં સેંકડો માઇલ ચાલ્યા જઇએ તોએ ઘાસ સિવાય કશુંજ નજરે પડતું નથી. એ પ્રદેશ જાણે ઘાસનો એક મહાસાગર હોય નહિ તેવો છે. આ પ્રદેશમાં

સૌન્દર્યનો ખરો બહાર વસંતમાં હોય છે, પણ તે છેકજ અલ્પકાલીન છે. શિઆળામાં પડેલો બરફ વસંત બેસતાંજ પીગળી ભૂમિ ભીની થાય છે, અને થોડાજ દિવસમાં તો ધરતીમાતા સેંકડો માઇલના વિસ્તારની લીલી સાડી ધારણ કરી લે છે. પણ આ ભભકો થોડાજ દિવસ રહે છે. ઘાસ માસ દોઢ માસમાં તો ઉગી, વૃદ્ધિ પામી, ફૂલફળથી સમૃદ્ધ થઈ પોતાનું જીવન પૂરું કરી નાખે છે. જ્યારે એ ઘાસ પર સેંકડો માઇલના વિસ્તારમાં પુષ્પો ખીલ્યાં હોય, ત્યારે ત્યાં ફરનાર પ્રવાસીને એમજ લાગે કે કુદરતે અહીં સૌન્દર્ય વરસાવવામાં જરાએ ન્યૂનતા રાખી નથી, પણ એ પ્રમાણેનું દૃશ્ય ચાર દહાડાના ચાંદરડા સરખું છે. ગીષ્મનો પ્રખર તાપ પડતાંજ બધું ઘાસ પોતાની જીવનયાત્રા પૂરી કરી સુકાઈ જાય છે અને તે પ્રદેશ ખાવા ધાય તેવો સૂકો બની જાય છે. ઘાસનો આ વિશાળ સાગર સ્ટેપ્સને નામે અને તેની અંદર રહેનારા લોકો **કીરગીઝને** નામે ઓળખાય છે.

કિરગીઝ લોકોનું જીવન ભટકતું છે અને તેમનો ધંધો પશુપાલનનો છે. તેઓ ઘોડાં, ઊંટ, ઘેટાં, બકરાં અને ઢોરના મોટાં ટોળાં રાખે છે. તેમની મિલ્કતનું માપ પૈસા, દરદાગીના, મકાન કે ખેતરવાડીથી થતું નથી પણ પશુઓની સંખ્યાથી થાય છે. પ્રત્યેક કિરગીઝ કુટુંબની પાસે હજારોની સંખ્યામાં પશુઓ હોય છે, અને ધનિક કુટુંબનાં પશુઓની સંખ્યા તો લાખથી અંકાય છે.

કિરગીઝ લોકો પોતાના જીવનની બધી જરૂરતો પોતાનાં પશુઓમાંથીજ મેળવે છે. જગતની અન્ય પ્રજાઓના સમાગમમાં તેઓ બહુ ઓછા આવે છે. તેમનો ખોરાક માંસ અને દૂધ એ બેજ વસ્તુ મુખ્યત્વે કરીને છે, અને તે બન્ને તેમનાં પશુમાંથી મળી રહે છે. મકાન તરીકે તંબુનો ઉપયોગ કરે છે. તે તંબુ ઘેટાના ઊનની ફેલ્ટમાંથી બનાવે છે. ઊંટના વાળમાંથી સુંદર શેતરંજીઓ અને ગાલીચા બનાવે છે, તે તંબુમાં પાથરવા તરીકે કામ લાગે છે. વાસણો અને ઘણોખરો સરસામાન ચામડાંનો બનાવે છે, કેમકે ચામડાનો તેમને તોટો નથી હોતો, અને ચામડાનાં વાસણો ભટકતા જીવનને માટે બહુજ અનુકૂળ થઈ પડે છે. સામાન ભરવાનાં પાકિટ, પ્રવાહી પદાર્થ રાખવાના કુલ્લા અને પાણી રાખવાની મશકો પણ ચામડાની જ હોય છે. તેમના પોશાકમાં ઊનનાં વસ્ત્રો અને ચામડાંની વસ્તુઓ હોય છે તે પણ તેમને બહાર લેવા જવી પડતી નથી. ધનિક લોકો ચોખા અને ઘઉંનો લોટ ક્વચિત્ વાપરે છે. તે તેઓ આ પ્રદેશમાં થઈને પસાર થતા વેપારી કાફલાઓ પાસેથી ખરીદી લે છે. બાકી તો બધી

પાળે છે. ઉનાળાના વખતમાં તેઓ ઢોરોને કાપતા નથી, ત્યારે તેમનો ખોરાક એકલું દૂધજ હોય છે. દૂધમાંથી તેઓ દહીં, છાસ, પનીર અને કુમીસ બનાવે છે.

દુષ્કાળ કે રોગને લીધે કોઈ કુટુંબનાં ઘણાંખરાં પશુઓનો નાશ થઈ જાય છે, ત્યારે નિરુપાયે તે નાના પાયા પર ખેતી કરવાનું કામ કરે છે, પણ એ ધંધો તેનામાં સહુોજ હલકો ગણાય છે. ખેતી, વેપાર અને સ્થાયી જીવનને તેઓ અતિશય ધિક્કારે છે. એટલે ખેતી કે વેપાર નિરુપાયેજ કોઈ કરે છે. બાકી તો એક સ્થળેથી બીજે સ્થળે ફર્યા કરવું, સ્વતંત્ર રહેવું, ચાંદનીમાં આકાશરૂપી છત નીચે સૂઈ રહેવું, આ બધી તેમના જીવનની મોજ છે. કિરગીઝ બાળકો આખો દિવસ વછેરાં, વાછરૂ અને લવારાં સાથે રમે છે, અને રાત્રે તેમની સાથે સૂઈ રહે છે.

કિરગીઝ લોકોના કુટુંબમાં માણસોની સંખ્યા જેમ વધારે, ધનિક, વધારે બળવાન અને વધારે પ્રતિષ્ઠિત ગણાય છે કારણકે કુટુંબમાં માણસોની સંખ્યા જેમ વધારે હોય, તેમ પશુઓની અધિક સંખ્યા રાખી શકાય છે. જો કુટુંબમાં માણસો થોડા હોય, તો પોતાનાં વધારાનાં પશુઓ બીજા કુટુંબને આપી દેવાં પડે છે. આ કારણથી પૈસાદાર કિરગીઝ અનેક સ્ત્રીઓ પરણે છે અને ઘણાં છોકરાંનો પિતા થવા તથા સંખ્યાબંધ નોકરોનો માલિક થવા ઇચ્છા રાખે છે. કિરગીઝ કુટુંબમા એક પુરુષને સો સંતાન હોવા એ કંઇ અસાધારણ જેવું નથી. આ લોકોમાં અવિભક્ત કુટુંબની પ્રથા જેટલે અંશે છે, તેટલે અંશે બીજી કોઈ પ્રજામા જવલ્લેજ હશે! આ બધી પરિસ્થિતિને પરિણામે તેમનામાં કુલાભિમાનની લાગણી બહુજ તીવ્ર હોય છે. પ્રત્યેક કિરગીઝ પોતાના દસ પંદર પૂર્વજોનાં નામ તેમના જીવનના વિશિષ્ટ પ્રસંગો સાથે ધાર્મિક આખ્યાયિકાની માફક મગરૂરીથી વર્ણવે છે. તેમનામાં મુખીની સત્તા નિરંકુશ છે.

છેલ્લાં પાંચ હજાર વર્ષમાં તેમની જીવનપદ્ધતિમાં જરાએ ફેરફાર થયો નથી, એ ખરેખર આશ્ચર્ય પામવા જેવું છે. આજથી પાચ હજાર વર્ષમાં પહેલાં હિન્દુ ભાષામાં લખાએલા ધર્મગ્રંથોમા સ્ટેપ્સના વતનીઓનો જેવો જીવનક્રમ વર્ણવેલો છે, તેવોજ જીવનક્રમ આજે પણ તેમનામાં જોવામાં આવે છે, એટલે આ ઘાસના મહાસાગરમા અર્વાચીન સુધારો ડોકીઉં પણ કરી શક્યો નથી.

પોપટલાલ અંબાણી

## વિલાયતની શાળામાં શું જોશો.

આપણે હિંદવાસીઓ વિલાયતની શાળા જોવા જઈએ છીએ ત્યારે પ્રથમ તો તેની સ્વાભાવિક શિસ્ત આપણને આકર્ષે છે. આ સિવાય બાળકોની નિયમિતતા, શિષ્ટ ભાષા, સારી રીતભાત, કર્તવ્યનિષ્ઠા, બીજાઓને માટે માનની લાગણી, સ્વમાનશીલતા, અને વાણી અને વર્તનમા સત્ય વગેરેથી આપણે પ્રસન્ન થઈએ છીએ. આ મુદ્દાઓને અનુલક્ષીને તે શિક્ષકો બાળવર્ગથી માંડીને માધ્યમિક શાળા સુધી શિક્ષણ આપે છે. સાથે સાથે આરોગ્ય અને સૌંદર્યની કદર, સ્વચ્છતા વગેરે જે સુંદર આત્માનાં આવશ્યક લક્ષણો છે તેના સંસ્કારથી બાળકો અને બાલિકાઓને સંસ્કારી બનાવે છે. બાળવર્ગ જોશું તો બાળકોની કામ કરવાની ચોક્સાઈ અને

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તરભાગ

નં. ૧૪૦૭૪

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા તા. ૨૯ મી માર્ચ ૧૯૩૩ને બુધવારે અને તે પછીના દિવસોએ નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ | ભરૂચ |
| નડિઆદ | સુરત |
| ગોધરા | |

૨. સદરહુ પરીક્ષા તા. ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮ ના મુંબઈ ગવર્નમેન્ટ ગેઝેટના ભાગ પહેલાના પૃષ્ઠ ૧૬૬૮ થી ૧૯૭૧ સુધીમાં પ્રગટ કરેલી તા ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ની નં ૨૨૮૮ની કેળવણીખાતાની સરકારી જાહેરખબરમાં જણાવ્યા મુજબ લેવામાં આવશે.

૩. દરેક સ્થળે પરીક્ષાનું કામ કમિટીને હસ્તક રહેશે. અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરૂચ અને સુરતની સરકારી હાઇસ્કૂલોના હેડમાસ્તરો તે તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે.

૪. નક્કી કરેલું છાપેલું ફૉર્મ ભરીને ઉમેદવારોએ પોતાની અરજી તથા પરીક્ષાની ફીના રૂ. ૩), જે સ્થળે પોતે પરીક્ષા આપવા ઇચ્છતા હોય તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ ઉપર તા. ૧૫મી ફેબ્રુઆરિ ૧૯૩૩ સુધીમાં કે પહેલાં મોકલી આપવી; તે તારીખ પછી મળેલી અરજીઓ ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

પરીક્ષા માટેની અરજીનું ફૉર્મ પ્રેસિડેન્ટ કનેથી વગર ફીએ અરજી કરવાથી મળી શકશે.

૫. અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ તા. ૫ મી નવેમ્બર ૧૯૩૧ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ ૨ જાના પૃષ્ઠ ૨૨૦૪ માં પ્રગટ કરવામાં આવ્યાં છે.

૬. દરેક પુરુષ વિદ્યાર્થીનું તા. ૧ લી એપ્રિલ ૧૯૩૩ સુધીમાં ૨૫મું વર્ષ પુરું થએલું હોવું જોઈએ નહિ, અને જે જિલ્લામાં પરીક્ષા આપવા માગતો હોય તે જિલ્લામાં છેલ્લા ૭ માસ સુધી તે રહ્યો હોવો જોઈએ.

૮. તા. ૩૦ મી જુન ૧૯૨૮ ના નં ૪૨૪૮ ના કેળવણીખાતાના સરકારી હુકમની રૂએ મંજુર કરવામા આવેલા અને તા. ૫ મી જુલાઈ ૧૯૨૮ ના મુબઈના સરકારી ગેઝેટના ભાગ ૧લાના પૃષ્ઠ ૧૩૬૮-૧૩૮૫મા પ્રગટ કરેલા ઉર્દુ-ગુજરાતી અને ગુજરાતી-ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમા લેવાની, ઉર્દુ ઉમેદવારો માટેની વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા પણ સદરહુ સ્થળોએ તેજ વખતે લેવામા આવશે.

૯ તા. ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૨૫ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ અને તા. ૯ મી જુન ૧૯૨૮ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ સુધારેલા ખેતીકામના એચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપનાર ઉમેદવારોની પરીક્ષા અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરૂચ અને સુરત એ સ્થળોએ તેજ સમયે લેવામા આવશે.

ઉ ભા. ના. મે. એ. ઇ. સાહેબની ઓફિસ, અમદાવાદ. તા. ૧૩ મી જાન્યુઆરિ ૧૯૩૩

(અગ્રેજીમા સહી) એસ. એસ. કેમેરોન
એ. ઇન્સ. ઉત્તર ભાગ.

(ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૧૩-૧-૩૩ ના ૫૧ નં. ૧૪૦૭૬ના હુકમ અનુસાર)

---

પુસ્તક ૭૨ મું ]                    [ અંક ૩

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

માર્ચ સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા હેતુઓ ઉપયોગી ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને આખર આપણાં મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજનાઓ કરી શકશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઓગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ [illegible]સી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. ગ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

## અનુક્રમણિકા





ૐ

"મહારાજશ્રી નથુરામશર્મા-આનંદાશ્રમ-બીલખા" તરફથી

## સનાતન ધર્મના શિક્ષણની યોજના

ગુજરાતી અંગ્રેજી શાળાના જે હિંદુ શિક્ષકો તથા ટ્રેનિંગ કોલેજના હિંદુ વિદ્યાર્થીઓ ધર્મનાં ઉચ્ચ તત્વોને જાણી, ઈશ્વરને ઓળખવા પ્રયત્ન કરી, જીવનમાં સાચી શાંતિનો અનુભવ કરવા ઇચ્છતા હોય તથા પોતાના વિદ્યાર્થીઓને પોતે પ્રાપ્ત કરેલા ધાર્મિક જ્ઞાનનો લાભ આપી તેઓને ધર્મ-નીતિને માર્ગે દોરવા ઇચ્છતા હોય તેમને માટે બીલખા (કાઠિઆવાડ) આનંદાશ્રમમાં પ્રતિવર્ષ શિઆળાની ને ઉનાળાની રજાના સમયમાં એક ખાસ ધાર્મિક વર્ગ ચલાવવામાં આવે છે. એ ધાર્મિક વર્ગમાં ભક્તિ, જ્ઞાન, યોગ, નિત્યકર્મ ને ભગવદ્ગીતાદિ શાસ્ત્રોનું શિક્ષણ આપવામાં આવે છે.

એ લાભ લેવા ઇચ્છનારને ભોજનાદિની સગવડ આનંદાશ્રમ તરફથી આપવામાં આવે છે. આવવા ઇચ્છનારે જવાબીપત્તાથી અગાઉથી પૂછીને આવવું.

મેનેજિંગ ટ્રસ્ટીઓ—આનંદાશ્રમ-બીલખા-કાઠિઆવાડ.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨] માર્ચ સને ૧૯૩૩ [અંક ૩

## વાચનપદ્ધતિ

બાળકના અભ્યાસક્રમમા વાચન એ ઘણો અગત્યનો વિષય છે. જે વ્યક્તિને વાચતા આવડે છે તેણે સાહિત્યના ભંડારની કુચી મેળવી છે એમ નિ સશય કહી શકાય, કારણ કે તેનામા વાચવાની જે શક્તિ છે તે વડે ભાષાનુ કોઈપણ પુસ્તક તે વાચી શકે છે. પુસ્તકોના પ્રજાની વ્યક્ત કરેલી ભાવના, વિચાર તથા લાગણીનો સમૂહ કે સંગ્રહ હોય છે જે મનુષ્યને વાચતા આવડતું નથી તે તેનો લાભ લઈ તેના અ ત્માને સંસ્કારી કરતો નથી સમાજની અનેક વ્યક્તિઓએ અતરના વિચાર કે લાગણીનો જે અનુભવ કર્યો હોય છે તેનો આવિર્ભાવ સાહિત્યમા થએલો જોવામા આવે છે. આ કારણને લીધે જે પ્રજાના સાહિત્યમા સત્ત્વ અને ઓજસ્ હોય છે તેનો લાભ વિદ્યાર્થીઓને તેમજ બીજા માણસોને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મળે છે.

આ પ્રમાણે દરેક વ્યક્તિને વાચતા આવડવુ જોઈએ એ સ્પષ્ટ છે, પણ વાચનની કઢંગી અને કંટાળાભરેલી રીતને લીધે નાના બાળકોને વાચવા શીખવાનું મન થતું નથી શિક્ષણની જે પદ્ધતિ સરળ, અને શાસ્ત્રીય હોય તેનો સ્વીકાર કરવો જોઈએ વળી તે રસિક અને ફળદાયી હોવી જોઈએ કોઈ પણ પદ્ધતિમા બાળકને શ્રમ પડે નહિ તેમજ તેનું ફળ જોઈતા પ્રમાણમા આવે નહિ તો તેનો ઉપયોગ કરવાની જરૂર રહેતી નથી હાલની વાચનપદ્ધતિનો મુખ્ય દોષ એ ગણાય છે કે બાળકને તેને લીધે વાચવાનું

મન થતું નથી. ખરી રીતે તો બાળકનું મન વાંચવા માટે પ્રથમ તત્પર થવું જોઇએ. તેની જિજ્ઞાસા એ વાચનનું મૂળ કારણ હોવું જોઇએ. જે બાબત બાળકને વાંચવાની છે તેમાં તેને રસ પડવો જોઈએ. વળી તેની સાથે વાચન-પદ્ધતિ શાસ્ત્રીય એટલે વિદ્યાર્થીના માનસને અનુકૂળ હોવાની ખાસ જરૂર છે. જ્યાંસુધી હાલની વસ્તુસ્થિતિમાં ફેરફાર કરવામાં આવે નહિ ત્યાંસુધી બાળકની વાચનશક્તિમાં સુધારો થાય, અને તેને કંઇપણ વિશેષ વાંચવાની ઇચ્છા થાય એ અસંભવિત છે.

વાચનની અયોગ્ય પદ્ધતિની અસર હાલના ભાષાશિક્ષણમાં જણાઈ આવે છે. વિદ્યાર્થીઓ આઠ વરસ સુધી પોતાની માતૃભાષાનો અભ્યાસ કરે, પણ તેમને થોડાં વાકયો સંબંધપૂર્વક અને સ્પષ્ટ રીતે લખતાં તથા બોલતાં આવડે નહિ તો તેનું કારણ શોધી કાઢી તેમાં સુધારો કરવાની જરૂર દરકોઈ મનુષ્ય સ્વીકારશે. વિચાર કરતાં તેને માટે પ્રથમ બાબત એ માલમ પડે છે કે બાળવર્ગનાં બાળકોને વાંચવાનું મન થાય એવી શૈલીથી તેમને શીખવવું જોઈએ. છુટા અક્ષરો કે શબ્દો શીખવવા કરતાં બાળકોને ટુંકાં તથા સરળ વાક્યો વાંચવા બહુ ગમે છે. જો તે વાકયો કોઈ પ્રાણી, પક્ષી કે ઉપયોગી પદાર્થને લગતાં હોય છે તો તેમાં તેમને વધારે રસ પડે છે. જો શબ્દોનું વાચન અર્થયુક્ત હોય છે, તે બાળક સરળ રીતે વાંચે છે. વળી જો કોઈ વાર્તાને લગતા વાકયો વાંચવાનાં હોય છે તો તેથી તેની વાચનની જિજ્ઞાસા વધારે સતેજ થાય છે અને તેથી તે ધ્યાનપૂર્વક વાંચવા પ્રેરાય છે.

કરવું પડે છે. આ કારણોને લીધે આપણા પ્રાંતની શાળામાં આ વાચન-પદ્ધતિનો પ્રચાર વધતો જોવામાં આવતો નથી. વાચનપદ્ધતિમાં ઉત્પન્ન થતી મુશ્કેલી દૂર કરવાને માટે ગોધરા મિશન ટ્રેનિંગ કૉલેજ તરફથી વાર્તાને લગતાં પુસ્તકો બહાર પડયાં છે. તેમજ તેનાં શિક્ષણસાહિત્યો પણ તૈયાર કરવામા આવ્યાં છે. એ સંસ્થાના સંચાલકો ઘણા વરસથી તેનો ઉપયોગ કરે છે. વળી હાલમા અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના શિક્ષકો તરફથી **બાલવિનોદ** નામનું પુસ્તક બહાર પડ્યું છે.

હાલમાં જમાનાને અનુસરી આપણે મોટરમા મુસાફરી કરીએ છીએ. ગાડા તથા ઘોડાગાડીનો ઉપયોગ ઓછો થઈ ગયો છે, તો કેળવણીના ક્ષેત્રમાં પણ જે પદ્ધતિ વધારે શાસ્ત્રીય અને કાર્યસાધક હોય તેનો ઉપયોગ કરવો જોઈએ. જેમ બાળક મોટું થાય છે તેમ તે જુનાં કપડાં મૂકી દઈ તેને બંધબેસતાં નવાં કપડા પહેરે છે; તેમ શિક્ષણમા જે બાબતો જીર્ણ અને નિરુપયોગી થઈ હોય તેનો ત્યાગ કરી વધારે સારી રીતનો સ્વીકાર કરવો જોઈએ, અને તેનો લાભ આપણા બાળકોને આપવો જોઇએ. જેટલા પ્રમાણમાં શિક્ષણપદ્ધતિ શાસ્ત્રીય હોય છે તેટલા પ્રમાણમા બાળકના મનનો યોગ્ય રીતે વિકાસ થાય છે. ગામડાના શિક્ષકોને ઘણી મુશ્કેલી હોય છે એ બાબતનો ઇન્કાર થઇ શકે એમ નથી, તેમ છતા શિક્ષકોની સગવડ હોય ત્યાં તેઓ ઘણું કરી શકે એમ છે એ બાબત ભૂલી જવી જોઇએ નહિ.

---

## વાર્તા અને નીતિબોધ

વાર્તાશિક્ષણના હેતુ સંબંધી કેટલાક શિક્ષકોમાં ગેરસમજ થતી હોય એમ લાગે છે. તે દૂર કરવાને માટે આ પત્રમા વાર્તાનો હેતુ, વાર્તા અને ચિત્ર તથા વાર્તા કહેવરાવાની અગત્ય એ સંબંધી અગાઉ કેટલાક લેખો લખવામા આવ્યાં છે. તેને લગતા નીતિબોધના પ્રશ્ન વિષે પણ વિવેચન કરવા જેવું છે; કારણ કે ઘણા શિક્ષકો વાર્તા કહ્યા પછી બાળક પાસે તેમાથી બોધ કઢાવે છે અને તે વારંવાર તેના મગજમા ઠસાવે છે. વળી આ ઉદ્દેશને અનુસરી વાર્તાની પસંદગી કરવામા આવે છે. આ બંને બાબતોથી વાર્તાશિક્ષણનો હેતુ ફળીભૂત થતો નથી એ મુદ્દો ધ્યાનમા રાખવાની જરૂરછે.

ગેરસમજૂતીમાં વધારો પાછો આવનારના અમુક પ્રકારના વર્તન પરથી થાય છે. પરિણામે જે પાશ્ચાત્ય પ્રજા સાથે હાલ તુરતમાં આપણું હિત જોડાએલું છે, લગભગ દોઢસો વર્ષનો જેની સાથે સંબંધ છે તેનાં ઘરબાર આપણે જોયાં નથી, તેઓનાં આદર્શો આપણે છીણ્યાં નથી, તેઓની રીતભાત આપણે અવલોકી નથી અને તેમના વ્યક્તિગત અને સમષ્ટિગત વ્યવહારમાંથી ગ્રહણ કરવા યોગ્ય તત્ત્વને સમજી સંગ્રહી શક્યા નથી. આટલાં વર્ષોનો જેની સાથે પરિચય હોય તેને આપણે બરાબર જાણીએ નહિ અને તેમની સંસ્થાઓ, ખાવા પીવાના વ્યવહારો, સમાજ સંગઠન, અભ્યાસ સ્થાનો, આનંદ સ્થાનો, અને આખું સામાજિક રાજકીય અને વ્યાવહારિક તેમજ ઔદ્યોગિક અને નૈતિક બંધારણ સમજીએ નહિ એ ઇચ્છવા યોગ્ય ભાગ્યેજ ગણાય. આપણા સમાન પંક્તિવાળા કે ઉપરની કે નીચેની પંક્તિવાળાના આચારવિચાર અને રહેણીકરણીના નિયમો જાણવાની આપણી ખાસ ફરજ છે. આપણે અત્યારે તેની જરૂરિઆત છે એ આપણે કાંઈ નહિ તો સામાન્ય વ્યવહારના નિયમે પણ સ્વીકારવુંજ જોઈએ. એ સર્વે બાબતોમાંથી આપણે કાંઈ આદરી શકીએ. આપણી પૌર્વાત્ય ભૂમિકામાં પાશ્ચાત્ય સંસ્કારને કયું સ્થાન છે—આપણે તત્ત્વો સમજી વિચારી આપણા વ્યવહારમાં, વ્યાપારમાં ઉદ્યોગ હુન્નરમાં, નૈતિક વર્તનમાં અને સમાજના સંગઠનમાં લાવી શકીએ ત્યારેજ આપણે આપણા ઘરના માલિક થવાનો દાવો સિદ્ધ કરી શકીએ એમ મને લાગવાથી આ વિચારો જણાવ્યા છે. આપણે કઈ વાતો અને કઈ સંસ્થાઓ સ્વીકારવી એ તદ્દન જુદો વિષય છે; પણ પ્રથમ તો આપણે પાશ્ચાત્ય સંસ્થાઓને સમજવી જોઈએ અને સમજવા માટે મુસાફરી કરવી જોઈએ. એમના સ્થાનમાં જઈ એમને જોવી જોઈએ. એમના ઘરબાર, રહેણીકરણી જાણવાં સમજવાં જોઈએ અને તે પણ સર્વ પ્રેમભાવે કરવું જોઈએ. પ્રથમથી આપણે એવા વિચારથી ચાલીએ કે યુરોપમાં સર્વત્ર નાસ્તિકતા, અજ્ઞાન અને અવ્યવસ્થા છે તો આપણે કાંઈ નવું શીખી શકીએ નહિ. સમજવા માટે પ્રેમભાવની જરૂર છે અને આદરવા પહેલાં સૂક્ષ્મનિરીક્ષણ, પૃથક્કરણ અને અભ્યાસની જરૂર છે. કોઈ પણ સમાજને સમજવા માટે તેમના સ્થાન પર જવાની ખાસ જરૂર છે. અભ્યાસ કરવા માટે બારીક અવલોકન કરવાની જરૂર છે અને કોઈપણ હકીકત સ્વીકારતાં પહેલાં આપણા સંસ્કારોનો અભ્યાસ, આપણા આદર્શોનો સ્પષ્ટ ખ્યાલ અને આપણા વ્યવહારને પરિવર્તન આપવામાં રાખવી જોઈતી સંભાળ એ બધાંની

બહુ જરૂર છે. પાશ્ચાત્ય બધું નિંદનીય નથી, પૌર્વાત્ય બધું સાર્વત્રિક થઈ શકે તેવું નથી. હવે આપણે વ્યવહાર આખી દુનિયા સાથે કરવાનો છે; એટલે અસલની પેઠે હિંદુસ્તાનના દરવાજા બંધ કરીને બેસી શકીએ તેમ નથી. એની સાથે જે કાંઈ પૂર્વ સંસ્કારો રહ્યા છે તે આપણે ખોઈ નાખીએ તો અન્યને આપવાની આપણી પાસે બીજી કોઈ ચીજ નથી. એ ચીજ ખોઈ બેઠા પછી સાંપડવી લગભગ અશક્ય છે અને અત્યારે તો સ્થિતિ એવા પ્રકારની છે કે ઘણુંખરૂં સમજ્યા વગરનું અનુકરણ થાય છે. રહસ્ય પ્રાપ્ત કરવાને બદલે ઉપરનો ભપકો આદરી દેવાય છે અને ઠેકાણા વગરનું ગાડું આમતેમ ઘસડાયા કરે છે. આપણી અત્યારની સ્થિતિ હોકાયંત્ર વગરના વહાણ જેવી છે. આપણે આ મહા પરિવર્તન કાળમાં બહુ વિચાર કરવાની જરૂર છે. ઘણું જોવા જાણવાની જરૂર છે અને ચોક્કસ પગલે અને ધારેલે હિસાબે આગળ વધવું હોય તો મુસાફરી કરવાની ખાસ જરૂર છે. ચતુરાઈ પ્રાપ્ત કરવા માટે અસલના જાણીતા નીતિના સંસ્કૃત વાર્તિકમાં જે અનેક સાધનો બતાવ્યાં છે તેમાં અગ્રસ્થાન દેશાટનને આપવામાં આવ્યું છે તે તદ્દન યોગ્ય લાગે છે. દેશાટન કરવાથી અનેક પ્રકારના મનુષ્ય સ્વભાવનો અભ્યાસ થાય છે. જુદા જુદા રીતરિવાજો જાણવામાં આવે છે અને ખાસ કરીને આપણી જાત ઉપર ઘણો વિશ્વાસ આવે છે. બહાર ગામ ગયા પછી આપણે આપણા પોતાના ઉપર આધાર રાખવો પડે છે. આપણામાં કઈ શક્તિઓ છુપાઈ રહેલી છે તેનો આપણને ખ્યાલ આવે છે અને અનેક નાની મોટી અગવડોમાં આપણે કેવી રીતે બહાર નીકળી શકીએ છીએ તે પર આપણી મુસાફરીની ફતેહનો આધાર રહે છે. આખા જીવનમા આત્મવિશ્વાસ અથવા સ્વાવલંબન અતિ અગત્યનો સદ્ગુણ છે એનું ભાન થાય છે. વધારે મહત્વની હકીકત આપણા વિચારક્ષેત્રની થતી વિશાળતા છે. આપણને નિર્ણય કરવાનું સાધન આપણા વિચારોનો સરવાળો છે. આપણું ભંડોળ નાનું હોય તો નિર્ણય કાચા, અધુરા અને અપરિપકવ રહે છે. જેમ ભંડોળ મોટું તેમ નિર્ણય ચોકસ અને લાંબો વખત ચાલે તેવા હોય છે. એવા નિર્ણયો મુસાફરી પુરા પાડે છે. દેશાટનના અનેક ગુણો છે. હિંદુસ્તાનની નજરે મુસાફરી કેવી રીતે કરવી અને તેને માટે તૈયારી કેવી કરવી તે પહેલેથી નક્કી કરી લેવું જોઈએ.. યુરોપની મુસાફરી કરવાનો સર્વથી વધારે અનુકૂળ સમય ગરમીનો છે. એપ્રિલથી સપ્ટેમ્બર સુધીનો સમય બહુ અનુકૂળ છે. માર્ચ માસની અધ-વચમાં નીકળવાનું બની આવે તો ઘણું ઠીક પડે છે.

યુરોપમાં ખરી જોવાની ચીજો કુદરતના સૃષ્ટિસૌંદર્ય ઉપરાંત મોટાં દેવળો અને ભવ્ય મકાનો છે. ખરી કીમત સમજવા માટે શિલ્પ-સ્થાપત્યના પ્રકાર અને દરેકની વિવિધતા અને વિશિષ્ટતાનો અભ્યાસ કરવો. ગોથિક સ્ટાઇલ, કોરીન્થીઅન, અને ડોરીઅન એ ત્રણેનો પ્રકાર તથા રોમેનિક સ્ટાઇલ, ગ્રીક સ્ટાઇલ, બાઇઝેન્ટાઇન વગેરેનો તફાવત બરાબર સમજ્યા વગર શિલ્પના ખરા નમુનાઓનો ખ્યાલ નહિ આવે. મોટાં ભવ્ય દેવળોમાં કારીગીરી, અને શિલ્પ કેવું છે તેનો બરાબર અભ્યાસ કરવા માટે નહિ તો આનંદ મેળવવા માટે પણ શિલ્પના પ્રાથમિક જ્ઞાનની જરૂર ઘણી છે. ચિત્રકળાની અનેક ગેલેરીઓ આવે છે. એમાં લાખો રૂપીઆની કિંમતનાં ચિત્રો હોય છે. પેઇન્ટિંગ અને મોઝેઇક કામમાં ઘણો તફાવત છે. પેઇન્ટિગ એ કેન્વાસ અથવા શરૂઆતમાં કપડાં પર તેલરંગથી કાઢેલું ચિત્ર હોય છે અને મોઝેઇક એટલે નાના પથરો કે આરસના ટુકડા બેસાડી તેનું ચિત્ર બનાવ્યું હોય છે. મોઝેઇક ચિત્રમાં કુદરતના દેખાવો અને મનુષ્યની છબી આવી શકે છે. આ કળા ખાસ સમજવા જેવી છે. એની જુદી જુદી સ્કૂલોનો ખ્યાલ કરવાનો છે. ઇટાલીમાં ચાર સ્કૂલો મોટી છે. વેનિશિઅન સ્કૂલ, ફ્લોરેન્ટાઇન સ્કૂલ, મીલાન (અથવા લોંબાર્ડી) સ્કૂલ અને રોમન સ્કૂલ આ દરેકનો ખ્યાલ અને ખાસિઅતો જુદી જુદી છે. એમાં મનુષ્ય શરીરનો આકાર, ભાવ, અભિનય, મોઢાનો ચહેરો, પરસ્પેકટિવ (દેખાવ) અને દૂર–નજીકના ભાવોમાં બહુ વિવિધતા છે. કોઈ અભિનયપ્રધાન છે, કોઈ ચહેરા પર ભાવ લાવવામાં કુશળ છે, કોઈ નૈસર્ગિક ભાવો વધારે લાવે છે, કોઈએ જનાવરનો અભ્યાસ કરેલો હોય છે, કોઈ સૌંદર્યને પૂજે છે, એ સર્વે તફાવત કળાની દૃષ્ટિએ સમજવા જેવા છે. પ્રથમ કપડાં પર પેઇન્ટિંગ થતું હતું, ત્યારપછી કેટલાક ફેરફાર થયા. દરેક સૈકામાં ચિત્રકળા કેવી રીતે વિકાસ પામી અને દરેક સ્કૂલ કેમ વધી તેનો ઇતિહાસ સમજવાની જરૂર છે. એ ઉપરાંત ફ્રેંચ સ્કૂલ, જર્મન સ્કૂલ, બેલ્જિઅન સ્કૂલ, ઇંગ્લિશ સ્કૂલ, જર્મન સ્કૂલ, નોર્વેજિઅન સ્કૂલ એ દરેકનો તફાવત, વિકાસ અને વર્તમાન શૈલી ઉપર બરાબર લક્ષ આપવાની જરૂર છે.

સંગીત એ જરા આકરો વિષય છે. આપણું સંગીત તાલસુર પર રચાએલું છે. યુરોપીય સંગીતમાં સંવાદને મુખ્ય સ્થાન છે. મ્યુઝિક પાછી ઇટાલીઅન, જર્મન, ફ્રેન્ચ, ઇંગ્લિશ સ્કૂલો છે. એ દરેકમાં થોડો થોડો તફાવત છે અને અંન્યત્ર ડાન્સ મ્યુઝિક હોય છે. એમાં કળા

શી છે-તે સમજવા માટે એના પ્રકાર જુદા જોવાની જરૂર છે. 'વનસ્ટેપ' વોલ્ટસ–ટેંગો વગેરે એના પ્રકાર છે. નાચ આપણા તાલોને ઘણો મળતો આવે છે. અમેરિકન લોકો ચાર્લસ્ટન નામનો નાચ કરે છે. એનું સામાન્ય જ્ઞાન હોય તો આપણી આસપાસ જે વસ્તુ ચાલતી હોય તે આપણાથી સમજી શકાય છે. યુરોપમાં મુસાફરી કરનાર ભૂગોળ ભણેલા હોય છે એમ આપણે માની લઈએ, છતાં યુરોપનો અને પ્રાંતવાર નકશો જોઈ જવો અને સાથે રાખવો. ભૂગોળના અને રેલ્વે લાઇનના ચોકસ જ્ઞાન વગર ઘણા માણસો આડીઅવળી મુસાફરી કરી બેવડા ખરચમાં ઉતરે છે.

**પેસેજ, આઉટફીટ, પાસપોર્ટ, મુસાફરીનો કાર્યક્રમ—**

આપણે જે કાંઈ જીવન અભ્યાસદષ્ટિએ જોઈ શકીએ છીએ તે ઇંગ્લાંડ, સ્કોટલાંડમા છે. આપણે જે લોકોની ભાષા સમજતા હોઈએ તેના સંબંધમાં આવીએ તો કાંઈ ઉંડા ઉતરી શકીએ. અંગ્રેજ પ્રજા બહુ ઓછું બોલનારી છે એ ખરૂં છે, પણ એની સંસ્થાઓ બહુ અભ્યાસ કરવા લાયક છે. આપણે એમનાં સારાં તત્ત્વોને આપણા પૌર્વાત્ય સંસ્કારો સાથે યોગ્ય રીતે સામેલ કરવા હોય તો અંગ્રેજી જીવન, એમની સંસ્થાઓ, એમનાં નાટ્યગૃહો, એમનો વિવેક, એમની વ્યાપારપદ્ધતિ, એમની મોટાં કાર્યો હાથ ધરવાની રીત, એમનો અંદર અંદરનો વ્યવહાર, એમની લગ્નની સંસ્થા, એમની મોટી ખાણો, એમની સાંચાકામ પદ્ધતિ, એમની રેલ્વે પદ્ધતિ, પોલિસ, લશ્કર, પાર્લામેન્ટ, દેવળ વગેરે અનેક બાબતો જોવાની છે. લાખો માણસોની સરળતાથી અવરજવર કેમ ચાલે છે તે સમજવાનું છે. તેઓ દરેકને કેટલું માન આપે છે તેનો અભ્યાસ કરવાનો છે. લગભગ દોઢ માસ ઇંગ્લાંડ સ્કોટલાંડમાં જરૂર ગાળવો. પેરિસ માટે પંદર દિવસ પુરતા છે. બાકી બર્લિન અને રોમ માટે પાંચ પાંચ દિવસ, ફ્લોરેન્સ, વેનિસ, મીલાન માટે બે દિવસ, પીઝા માટે ચાર કલાક.

પૌંડના ફ્રેન્ક, ૧૬૦ ફ્રાન્સ
,, માર્ક, ૨૦
બેલ્જિઅન ફ્રેન્ક. ૧૬૦
સ્વીસ ફ્રેન્ક, ૨૫
ઇટાલીઅન લીરા, ૮૦
ઓસ્ટ્રિઅન શિલિંગ, ૨૮

**વીએના**—એ ઓસ્ટ્રિઅન પ્રજાસત્તાક શહેર છે અને તેની વસ્તી આશરે ૧૮૫૦,૦૦૦ અઢારથી વીસ લાખ, અને ક્ષેત્રફળમાં તે શહેર યુરોપમાં બીજે

નંબરે આવે છે, અને વસ્તીમાં ચોથે નંબરે છે. વીએના શહેરના એકવીસ વિભાગ પાડવામાં આવ્યા છે. વીએના ડેન્યુબ નદી ઉપર આવેલું છે. વીએનાનાં છ સ્ટેશનો છે. તે જુદા જુદા વિભાગમાં આવેલાં છે.

શહેરમાં ખાનપાનાદિકની જુદી જુદી જાતની દુકાનો, બગીચામાં મિજમાનીઓની સગવડ, મોટર, રસ્તા, નીચે ચાલતી રેલવેગાડીઓ, પાણીમાં ફરવા જવા માટે હોડીઓ, તાર, સંગીત, નાટયશાળાઓ, રમતગમતનાં મેદાનો વગેરે લોકને સગવડ આપનારાં પુષ્કળ સાધનો હોય છે. વિદ્યાપીઠો, વૈદકીય શાળાઓ વગેરે કેળવણીની સંસ્થાઓ પણ છે. વીએનાની મોટામાં મોટી યુનિવર્સિટિ ઇ. સ. ૧૩૬૫ માં સ્થપાઈ અને ૧૭૫૨ માં તે ત્યાંની સરકાર તરફથી સ્વીકારવામાં આવી. વીએના યુનિવર્સિટિ એ જુનામાં જુની બીજા નંબરે યુનિવર્સિટિ છે કે જેમાં જર્મન ભાષા બોલાય છે. હાલનું યુનિવર્સિટિનું મકાન ૧૮૭૩ થી ૮૩ સુધીમાં બાંધવામાં આવ્યું છે. લાઇબ્રેરીમાં ૭૫,૦૦,૦૦ સાત લાખ પચાસ હજાર પુસ્તકો છે. પ્રોફેસરોની વર્તણુંક ઘણીજ સરસ હોય છે. દરેક સંસ્થામાં સ્ત્રીસમાજ વધારે છે. દર રવિવારે નોકરને રજા પણ આપવી પડે છે. ગરીબ અને તવંગર સરખા હકો ભોગવે છે. ભિખારી પણ દીવાસળી, બુટની દોરી વેચી ઉદ્યોગ કરી જીવન નભાવે છે.

---

આખા શરીરની અંદર દાંતને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. દાંતનો ઉપયોગ બરાબર કરવામાં આવે તો ભાગ્યેજ માણસ બિમાર પડે છે; કારણ શરીરને પુષ્ટ તથા તંદુરસ્ત રાખવા માટે મૂળ અગત્યની બાબત દાંત છે. જો આપણે ખોરાક બરાબર ચાવીને ખાઈએ તો કુદરતી રીતે આપણે દાક્તરોથી હંમેશાં દૂર રહીએ, અને આપણી તંદુરસ્તી સારી રહે. પરંતુ અત્રે તો તેથી વિરુદ્ધજ જોવામાં આવે છે. જેમકે કામ પરથી કે સ્કૂલેથી ઘેર આવ્યા બાદ એકદમ ઉતાવળથી ખાવાનું કામ પુરૂં કરી બાદ તુરત કામ પર ચાલી જઈએ છીએ. બરાબર ચાવીને ખાવું જોઈએ. શરીરના સર્વે અવયવો કરતાં દાંતની ખરાબીની પહેલી અસર થવા માંડે છે.

આપણા શરીરમાંનો સર્વેથી ઉપયોગી ને રાતદિવસના કામનો ભાગ તો દાંતજ છે. દાંતો સડી જવાનાં ઘણાં કારણો હોય છે. બાળકોના દાંત જન્મનાંની સાથેજ સડેલા આવે છે તેનું કારણ માતા છે. દાંતની બનાવટમાં ચુનાનો ખાર, ચાક અને ચિકાસવાળો પદાર્થ આવે છે કે જેને જિલેટિન કહે છે. દાંતના [illegible] ભાગ લઈએ તો તેમાં નીચેનું પ્રમાણ હોય છેઃ—

| | | |
|---|---|---|
| જિલેટિન | ૨૮ ભાગ | |
| ફોસફેટ ઓફ લાઇમ | ૫૮ | ,, |
| ચાક (કારબોનેટ ઓફ લાઇમ) | ૪ | ,, |
| પાણી | ૧૦ | ,, |
| | ૧૦૦ | |

બાળકોનો જન્મ થાય છે તે વખતે તે લગભગ દાંત વગરનાં હોય છે. બાળકને છટ્ઠે કે સાતમે મહીને દાંત આવે છે. જે બાળક દાંત સાથે જન્મે તેના દાંત જલદી પડી જાય છે. કેટલાકને દાઢ કે બે વર્ષના થાય ત્યારે ફુટે છે. દુધીઆ દાંત ૨૦ હોય છે, અને જાયુકના ૩૨. ઘણું ખરૂં નીચેના પહેલા આવે છેઃ—

| મહીના | દુધીઆ દાંત |
|---|---|
| ૫–૭ | વચ્ચેના ધારવાળા |
| ૬–૮ | બાજુના ધારવાળા |
| ૮–૧૫ | આગલી દાઢ |
| ૧૫–૧૮ | અણીદાર ,, |
| ૧૮–૨૪ | પાછલી દાઢ |

બાળકોનો છટ્ઠો ભાગ દાંત ફુટવાની હેરાનગતીમાં મરણ પામે છે. એ વખતે માવજત તથા ખોરાકની બેપરવાઈનો તે ભોગ થઈ પડે છે. દાંત ફુટતી વખતે બચ્ચાંના આંતરડાંમાં અને મગજમાં બહુ ભાર રહે છે.

| વર્ષ | જાયુકના દાંત |
|---|---|
| ૫–૭ | પહેલી દાઢ |
| ૬–૮ | વચલા કાપનારા દાંત |
| ૭–૯ | બાજુના દાંત |
| ૮–૧૦ | આગલી ખુણીઆળા દાંત |
| ૯–૧૧ | પાછલા દાંત |
| ૧૧–૧૨ | કુતરીઆ દાંત |
| ૧૨–૧૪ | બીજી દાઢ |
| ૧૭–૨૫ | ત્રીજી દાઢ |

દાંત આવતી વખતે લાળ પડે છે. પારા સુજી આવે છે અને ગરમ રહે છે. ગાલ ઉપર રતાશ આવે છે અને ઉલટી તથા તાવ પણ આવે છે. બાળકને ખુલી હવામાં ફેરવવું અને પેટ સાફ રાખવું

દાંતના બગાડનાં કારણો—કબજિયાતથી, પારાવાળી દવાઓથી, દાંતના સડાથી, મેલથી, રક્તપીતથી, અજીર્ણથી, ખરાબ ભાંગેલા દાંતો સડવા દેવાથી કે દાઢો સડેલી નહિ પુરાવવાથી, નબળાઈથી, તાવથી, ખટાશથી, વધારે ગરમ કે ઠંડું ખાવાથી કે પીવાથી, તમાકુ, પાન, સોપારી, ચાહ, કોફી વગેરેથી દાંત નબળા થઈ તેમાં પથરી બાઝે છે. ભોજન પછી દરેક વખતે કોગળા કરી દાંત સાફ કરવા. સુતી વખતે મીઠાના કોગળા કરી મોં સાફ કરવું.

ખામીભર્યા દાંતોના ત્રણ વર્ગ છે.

(૧) કોહી સડી ગએલો હોય તે દાંત.

(૨) જ્યારે દાંત ઊગતો હોય ને વધતો હોય તે વખતે તેને ઘટતો ખનીજ પદાર્થ મળવો જોઈએ તે મળ્યો નહિ હોય તે.

(૩) જે દાંત જડબામાં પોતાની ઘટતી જગ્યાએ નહિ હોવાથી વાંકોટેડો અથવા બીજા ઉપર ઢળી ગએલો હોય તે.

આ સઘળી ખામીઓ અટકાવી શકાય તેમ છે. બાળક જન્મ પામે તે આગમજજ બાળકોના જડબામાં બંને દાંતોના સેટો બનેલા હોય છે. બીજો સેટ પહેલા સેટની પછવાડે હોય છે. જ્યારે પહેલો સેટ આવે છે ત્યારે બાળકને ખનીજ પદાર્થનો જથ્થો ચાલુ મળતો રહેવો જોઈએ.

---

## ગુજરાતનાં અણમૂલાં રાજ્ય રત્નો

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ખરી રીતે વનરાજ ચાવડાથી શરૂ થાય છે. આ વખત પહેલાંની હકીકત બરાબર ઉપલબ્ધ થતી નથી. વનરાજ પહેલાનું ગુજરાત મુખ્યત્વે ઝાડીવાળા પ્રદેશવાળું હતું. આખા પ્રદેશમાં નાનાં નાનાં રાજ્યો હશે, પણ સર્વોપરી સત્તાવાળું મહારાજ્ય સ્થાપવાના પ્રયાસો તો વનરાજનાં વખતથી એટલે ઇ. સ. ૭૪૬ ની સાલથી શરૂ થયા હોય એમ જણાય છે.

ઝાડીવાળા પ્રદેશને ખેડીને વસવા લાયક બનાવવાનું કામ વનરાજે શરૂ કર્યું અને ગુજરાતમાં સ્વતંત્ર મહારાજ્યની સ્થાપના તેના વખતમાં થઈ એમ હાલમાં મળી શકતાં સાધનોપી જણાય છે.

વનરાજે શરૂ કરેલું કામ સોલંકી રાજાઓએ ચાલુ રાખ્યું અને મૂળરાજ, કરણ, સિદ્ધરાજ તથા કુમારપાળ જેવા સોલંકી રાજાઓએ હિંદમાં ગુજરાતનું સ્થાન ઉંચું આપ્યું. આ સમયમાં ગુજરાતના રાજાઓની

આણુ ઉત્તરમાં પંજાબ સુધી, પૂર્વમાં ગંગા સુધી, દક્ષિણમાં વિંધ્ય પર્વત સુધી અને પશ્ચિમે અરબી સમુદ્ર સુધી વર્તતી હતી.

ભીમદેવની આખર અવસ્થામાં રજપુતોમાં અંદર અંદર કુસંપ પેઠો અને પરદેશી આક્રમણોના પરિણામે ગુજરાતની રાજ્યશ્રીને ઝાંખપ લાગી. આવા સંક્રાંતિકાળમાં કટોકટીના પ્રસંગે ધોળકાના વાઘેલા રાણાઓએ પાટણનું રાજ્ય સ્વહસ્તે કરીને ગુજરાતના રાજ્યવૈભવને પડી જતો બચાવ્યો. આ સમયે ગુજરાતની બુદ્ધિશ્રીએ રાજ્યશ્રીને મદદ આપી ન હોત તો ગુજરાતનું સ્વાતંત્ર્ય ભીમદેવના વખતથીજ અસ્ત પામ્યું હોત.

ભીમદેવના વખતમાં ધોળકાની ગાદીએ ઇ. સ. ૧૨૩૩ થી **વીરધવળ** નામનો વીર વાઘેલો રાજ્ય કરતો હતો. ગુજરાતમાં તે મોટામાં મોટો સત્તાધારી હતો. વીરધવળ વીર હતો પણ તેની વીરશ્રીનો મુગટ બે વણિક રત્નોથી પ્રકાશતો હતો. આ બે અણુમૂલાં રત્નો **વસ્તુપાળ** અને **તેજપાળ** નામના જૈન પોરવાડ વાણીઆ હતા.

વસ્તુપાળ અને તેજપાળનું મૂલ્ય આંકવું એ ઇતિહાસ લેખકોને માટે મુશ્કેલ છે. મુત્સદ્દીગીરી, વીરતા અને ઔદાર્યમાં આ બે ભાઈઓની જોડ ઇતિહાસમાં પ્રાપ્ત થવી મુશ્કેલ છે. લલિત કળાનો તેમનો શોખ કોઇનામાં ન હોય તેવો હતો. હિંદુસ્તાનમાં કળાના શોખ માટે મોગલ સમ્રાટ **શાહજહાન** પ્રસિદ્ધ થઈ ગએલ છે, પણ શાહજહાનમાં આ શોખ જાગૃત કરનાર ગુજરાતની તેની સુબાગીરી દરમિઆન વસ્તુપાળ અને તેજપાળનાં કળાના પુરાણા નમુનાઓજ હતા એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય.

કુસંપરૂપી નાગની ચૂડમાં કચરાતા દેશમાં વિદેશી સત્તાધારીઓના ઝંઝાવાત સમા વંટોળીઆથી વિદીર્ણ થતા ગુજરાતને વસ્તુપાળ અને તેજપાળનો રાષ્ટ્રપ્રેમ કેવી રીતે બચાવી શક્યો છે તે ઇતિહાસના અભ્યાસકોજ જાણી શકે.

આ બે અણુમૂલાં રાજ્યરત્નોનો અમર ઇતિહાસ ચિતોડ નિવાસી શ્રી જિનહર્ષગણિએ એક પ્રશસ્તિ ગ્રંથ વડે સંવત ૧૪૯૭ ની સાલમાં લખેલો છે. આ ઉપરાંત સોમેશ્વરકૃત કીર્તિ કૌમુદીમાં, અરિસિંહ કૃત સુકૃત સંકીર્તનમાં, ઉદય પ્રભસૂરિ કૃત ધર્માભ્યુદય કાવ્યમાં, મેરુતુંગાચાર્ય કૃત પ્રબંધ ચિંતામણિમાં અને રાજશેખર કૃત ચતુર્વિંશતિ પ્રબંધમાં આ બન્ને ભાઇઓનો ઇતિહાસ વિસ્તારથી આપવામાં આવ્યો છે.

ઉપરનાં સાધનો દ્વારા તેમના જીવનના કેટલાક પ્રસંગો અત્રે આપવામાં આવ્યા છે.

અણહીલપુર પાટણમાં અશ્વરાજ નામે એક મંત્રી હતા. તેમનું લગ્ન આભૂશાહ નામના એક વણિક ગૃહસ્થની પુત્રી કુમારદેવી સાથે થયું હતું. લગ્ન બાદ આ યુગલ સુંટાલક નગરમાં નિવાસ અર્થે આવી રહ્યું. ત્યાં તેમને મલ્લદેવ, વસ્તુપાળ અને તેજપાળ નામના ત્રણ પુત્રો થયા.

વખ જતાં કાળના કરાલ પાશમાં અશ્વરાજ ઝપટાયા અને કુમારદેવીનું સૌભાગ્ય નાશ પામ્યું. પિતાના મરણ બાદ વસ્તુપાળ અને તેજપાળ પોતાની માતાની સાથે માંડળમાં આવીને રહ્યા. કુમારદેવી ઘણાં ધર્મપ્રેમી બાઈ હતાં અને માંડળમાં નરચંદ્રસૂરિ નામના જૈન મુનિના આદેશ સાંભળવા દરરોજ જતાં હતાં. સૂરિજીએ તેમનું ભવ્ય કપાળ અને ઓજસથી ભરેલી મુખમુદ્રા જોઈને કહેલું કે તેમના બે પુત્રો દેશમાં અમર યશ પ્રાપ્ત કરશે અને ધવલ્લકપુરમાં (ધોળકામાં) તેમના અભ્યુદયની શરૂઆત થશે.

ઉંમર લાયક થતાં વસ્તુપાળનું લગ્ન લલિતા દેવી નામની સુલક્ષણી વણિક કન્યા સાથે અને તેજપાળનું લગ્ન ગુણના નિધિરૂપ અનુપમા દેવી નામની કન્યા સાથે થયું.

ગુરુના આદેશથી પોતાના કુટુંબ સાથે બન્ને ભાઈઓ યાત્રા કરવા નીકળ્યા અને તેમના કહેવા મુજબ ધોળકામાં તેમનો અભ્યુદય થવા લાગ્યો. યાત્રાએ જતાં પોતાનું દ્રવ્ય દાટવા જતાં હડાલક (હડાળા—ભાલમાં) નજીક જમીનમાંથી તેમને બીજું પુષ્કળ દ્રવ્ય મળ્યું.

ધર્મપ્રેમી અને બુદ્ધિના ભંડાર રૂપ અનુપમા દેવીએ આ દ્રવ્ય પર્વતની ટોચ પર મૂકવા સલાહ આપી. આ સલાહનો ધ્વનિ બુદ્ધિમાન ભાઈઓ સમજી ગયા અને તેમણે પોતાનું દ્રવ્ય પર્વતો ઉપર દહેરાંઓ બંધાવવામાં ખર્ચવાનો નિર્ધાર કર્યો.

યાત્રાથી પાછા ફરતાં ધોળકાના રાણાના રાજગુરુ સોમેશ્વરની સલાહથી રાણાએ તેમને મંત્રી પદ સ્વીકારવા આમંત્રણ આપ્યું. આ વખતે વસ્તુપાળ અને તેજપાળ પાસે ત્રણ લાખ રૂપીઆ હતા. મંત્રીપદ સ્વીકારતા પહેલાં રાણા સાથે તેમણે શરત કરી કે જો કદાચ કોઈ કારણસર તેમને અધિકાર છોડી ધોળકાથી જવું પડે તો આ ત્રણ લાખ રૂપીઆ તેઓ સાથે લઈ જઈ શકે. રાણાએ આ શરત કબુલ કરી અને વસ્તુપાળ તથા તેજપાળે ધોળકા અને ખંભાતની અધિકારપ્રાપ્તિનો સ્વીકાર કર્યો.

વસ્તુપાળે રાજનીતિજ્ઞ પુરુષ તરીકે અને તેજપાળે લડાયક બુદ્ધિનાં [illegible] ...ીને ઇતિહાસમાં અમરત્વ પ્રાપ્ત કર્યું છે.

રાણા વીરધવળનાં રાણી **જયલતાના** ભાઈઓ **સાંગણ**અને **ચામુંડ** વણથળીમાં (જૂનાગઢ પાસે) રાજ્ય કરતા હતા. તેમની ઉદ્ધતાઈના કારણે વસ્તુપાળ અને તેજપાળે તેમને હરાવી પદભ્રષ્ટ કર્યા અને રાજ્યગાદી જયલતાના ભત્રીજાને આપી પોતે ગીરનાર, દેવપત્તન ( સોમનાથ પાટણ ), દ્વીપપત્તન (દીવ) અને તાલધ્વજ થઈને ધોળકે આવ્યા.

ગોધરાના અભિમાની અને લૂટફાટ કરતા ઘુંઘળની ડોકે કાજળની દાબડી બંધાવી તેનું પાણી ઉતાર્યું અને ભદ્રેશ્વરના રાજા **ભીમસિંહને** હરાવી વિજય મેળવ્યો.

દિલ્હીના બાદશાહના લશ્કરને આબુ આગળ હરાવી ગુજરાતની વીરતાનું દર્શન કરાવ્યું તથા બાદશાહની મા મક્કે જતાં હતાં ત્યારે દીર્ઘદૃષ્ટિ વાપરી તેમને સગવડ કરી આપી તથા મક્કા શરીફ લઈ જવા આરસના તોરણની ભેટ ધરી ગુજરાત ઉપરના બાદશાહી આક્રમણો બંધ રખાવવાની શરત કરવામાં અપૂર્વ મુત્સદ્દીગીરી બતાવી.

ઉપરનાં વીરતાદર્શક અને મુત્સદ્દીગીરીવાળાં કાર્યો ઉપરાંત તેમનો ધર્મ અને કળા ઉપરનો પ્રેમ આબુ, ગિરનાર અને શેત્રુંજય ઉપરનાં દહેરાંઓ જોવાથી જણાઈ આવે છે. કારીગરોને તાજી ઊની રસોઈ જમાડીને તથા આરસમાં નકસી કોતરતાં ભૂકો પડે તેની ભારોભાર રૂપું આપીને સંતોષતાં તેમની અઢળક લક્ષ્મી વપરાઈ છે.

આ ધર્મપ્રેમી ભાઈઓને ઘેર સાધુ સંતોને જમાડવામાં દરરોજ પુષ્કળ ઘી વપરાતું હતું. રાજ્યના અમલદારોને તથા ખુદ રાજાને પણ ઈર્ષ્યા ઉત્પન્ન થાય તેટલું તેમના ઘરનું ખાનગી ખર્ચ હતું. આવી જાતની ઈર્ષ્યાથી પ્રેરાઈને તેમના ખાનગી ખર્ચની તપાસ એક વખત વીરધવળ પોતે વસ્તુપાળ તેજપાળની ભોજનશાળામાં વેશ પલટીને ગએલો. ભોજનશાળામાં આ વખતે પુષ્કળ કુડલાંઓ વપરાતાં તેને જણાયાં અને લક્ષ્મીનો આવો નિરકુંશ વપરાશ જોઈને તેને ક્રોધ ઉત્પન્ન થયો.

અનુપમાદેવી મહેમાનોને તાંસળીઓ ભરી ભરીને ઘી પીરસતાં હતાં. આમ કરતાં ઘીનું એક કુંડલું ઢળી ગયું અને પુષ્કળ ઘી બગડયું. અનુપમા દેવીએ નીચે ઢળેલું ઘી જુદા વાસણમાં લઈ લીધું અને પોતાના રેશમી પાલવ વડે કુડલાનું મ્હોં લુછી નાખ્યું.

છદ્મવેશમાં આવેલા વીરધવળે આમ કરવાનું કારણ પૂછયું. અનુપમા દેવીએ જવાબ આપ્યો કે ઘી વપરાય છે, તેનું પુણ્ય તો મહારાણાને મળશે

પણ આમ ધર્મકાર્ય કરતાં પોતાનાં કપડાં બગડે તેનુંજ પુણ્ય પોતાને મળશે. આ પ્રકારનો ચતુર અનુપમાદેવીનો બુદ્ધિશાળી જવાબ સાંભળી વીરધવળનો ક્રોધ સમાઈ ગયો અને પોતે જાહેર થઈ તેમનાં આવાં કાર્યોની સ્તુતિ કરવા લાગ્યો. કોઈના કહેવાથી ઉદ્દ્ભવેલી ઇર્ષ્યા ધર્મકાર્યથી મુગ્ધ થતાં સ્તુતિના રૂપમાં પરિણમી.

વસ્તુપાળના અને તેજપાળના જીવનના આવા અનેક પ્રસંગો ઇતિહાસમાં અમર સ્થાન મેળવી શકે છે દેરાણી જેઠાણી તરીકે પ્રસિદ્ધ થએલા લલિતાદેવી અને અનુપમાદેવી રૂપ તેમના કુટુંબનાં સ્ત્રી રત્નોએ ગુજરાતના સ્ત્રીત્વનું ગૌરવ વધાર્યું છે.

આવાં અણમૂલાં રત્નોથી ગુજરાત સદાકાળ ગૌરવવાન ગણાય છે.

**મનસુખરામ મણિશંકર દ્વિવેદી,**
**આસી૦ ડે. એ. ઇન્સ. અમદાવાદ**

---

## પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં વિજ્ઞાનના પ્રયોગોનું પ્રદર્શન

---

કુદરતનો નિયમ છે કે "આગળ વધવું." સૃષ્ટિમાં ચેતન વસ્તુમાત્ર જમાનાની સાથે આગળ વધ્યે જાય છે. હરેક વ્યક્તિની અવનતિ કે ઉન્નતિનો આધાર જમાનાથી પાછળ પડવામાં કે સાથે ચાલવામાં છે. જમાનાની સાથે ચાલવું કે પાછળ પડવું તેમાં મનુષ્ય સિવાયનાં પ્રાણીઓ આજુબાજુના કુદરતી સંજોગોને આભારી છે. પરંતુ માણસ જાત ઇશ્વરદત્ત શક્તિ વડે કુદરતી સંજોગો સાથે સહકાર સાધી, પોતાની શક્તિનો ઉપયોગ કરી કુદરતની હરિફાઈ કરતી જણાય છે. વિશ્વવિધાતાએ પ્રાણીઓના સુખાર્થે પવન, પાવક, પાણી અને બીજી વસ્તુઓ સરજી છે, પરંતુ તેનો યોગ્ય રીતે ઉપયોગ કરવો તે મનુષ્યના મનુષ્યત્વ ઉપર અવલંબે છે. છેક પુરાતન કાળથી તપાસીએ તો પ્રથમ મંત્રબળ અસ્તિત્વ ધરાવતું. મધ્યયુગમાં ઔષધિ બળ અને અર્વાચીન સમયમાં ભૌતિક તત્ત્વો ઉપર સત્તા ચલાવી મનુષ્ય જાત પોતાના સુખનાં સાધનો નિપજાવી શકી છે.

જે જમાનામાં જે બળ કામે લાગ્યું તેનો આધાર તે જમાનાની કેળવણીની ઉપર રહેલો છે. હાલની કેળવણી સર્વદેશીય છે; પરંતુ તેમાં ખામીઓ તો છેજ. મહત્ત્વની ખામી તો શાબ્દિક શિક્ષણની છે. કેળવણી-

કારો તે ખામીઓને દૂર કરવા, ચાંપતા ઇલાજો લઈ રહ્યા છે. કેટલીક આદર્શ સંસ્થાઓમાં માત્ર શાબ્દિક શિક્ષણ નહિ આપતાં "કૃતિ કરીને શીખવવું" એ શિક્ષણના સૂત્રને અક્ષરશઃ સત્ય ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. કેળવણીકારો દેશની ઉન્નતિ અર્થે જમાનાને ભાવતી કેળવણી આપવા ધારે તો વિદ્યાર્થીઓને શિખવાતા વિષયો પૈકી વિજ્ઞાનને અગ્રસ્થાન મળે. ચાલુ સાલ પહેલા ટર્મમાં પહેલા અને બીજા વર્ષના વિદ્યાર્થીઓને શીખવેલા વિજ્ઞાનના પ્રયોગોનું પ્રદર્શન કૉલેજના કમ્પાઉન્ડમાં તા. ૨૦-૧૦-૩૨ ના રોજે સવારના કલાક ૧૧ થી ૨ વાગતા સુધી ભરવામા આવ્યું હતું. તેમાં નીચેના વિષયો સાત વિભાગમા વહેંચી, બને તેટલાં સાહિત્યો ઉત્પન્ન કરી તથા વધારાના સાયન્સનાં સાધનોની મદદથી વ્યાવહારિક દૃષ્ટાંતો પ્રયોગોદ્વારા સમજાવવામાં આવ્યાં હતાં.

### પ્રયોગોના વિભાગ. —

(૧) હવાને લગતા, (૨) પાણીને લગતા, (૩) પ્રકાશને લગતા, (૪) ગરમી સંબંધી, (૫) શક્તિ અને તેનાં રૂપાતર સંબંધી, (૬) પદાર્થો સંબંધી, (૭) પરચુરણ (ગુરુત્વાકર્ષણ ને ગુરુત્વ મધ્યબિંદુ; એસિડ, અલ્કલિ ને ક્ષાર).

### (૧) હવાને લગતા પ્રયોગ. —

(૧) હવાનું દબાણ અને વાયુભારમાપક યંત્ર, (૨) હવાનું દબાણ અને બંબો, (૩) બકનળી અથવા સાઇફન, (૪) અવાજ, (૫) પડઘો.

**(૧) હવાનું દબાણ અને વાયુભારમાપક યંત્ર. —**

આ પ્રયોગમાં એક બાજુથી બંધ ૪૦" ઇંચ લાંબી કાચની નળી લઈ પારાથી ભરી. નળીના મો ઉપર આગળી દબાવી. પારાથી અર્ધો ભરેલા પ્યાલામાં નળીને ઉંધી મૂકી. આગળી ખસેડી લીધી, નળીમાંનો પારો નીચો ઉતરી ૨૯-૩" સ્થિર રહ્યો. દરિયાની સપાટીએ પારો ૩૦" ઉંચે સ્થિર રહે છે. એ પ્રમાણે વાયુભારમાપક યંત્રની બનાવટ સમજાવી.

ઉપયોગઃ—(૧) દરિયાની સપાટીથી ૯૦૦ ફુટની ઉંચાઈએ આ યંત્રમાં પારો ૧ ઇચ નીચો ઉતરે છે, એટલે તેનાથી પર્વતોની ઉંચાઈ માપી શકાય છે.

(૨) હવાના દબાણમાં થતા ફેરફારોની અસરથી પારો ચઢે કે ઉતરે છે, તેથી વરસાદ આવવાની કે પવનનું તોફાન થવાની આગાહી કરે છે.

(૩) આ યંત્રમાં બે જુદે જુદે સ્થળે થએલા હવામાનના ફેરફારથી પવન કઈ દિશા તરફ વાશે તે પણ જાણી શકાય છે.

(૨) હવાનું દબાણ અને બંબો.—

હવાનું ચારે બાજુનું દબાણ બતાવવા માટેના પ્રયોગો. —

(ગ) સીધી કિનારીવાળો પ્યાલો પાણીથી છલોછલ ભરી, ઉપર કાગળ મૂકી હાથનું દબાણ રાખી પ્યાલો ઉંધો કરી હાથ લઈ લીધો; પરંતુ હવાના ઉપલી બાજુના દબાણને લીધે પાણી ઢોળાયું નહિ.

(ઘ) પાણી ભરેલો સીસો ચાળણીમાં ઊંધો મૂક્યો પણ પાણી ઢોળાયું નહિ.

(ક) ટબમાં પાણી ભરી, તેમાં નળી મૂકી. નળીમાંની હવા મોં વડે શોષી લેવાથી, હવાનું ઉપલી મેરનું દબાણ કમી થયું, તેથી પાણી નળીમાં ચઢી મોંમાં આવ્યું.

(ड) પીચકારીમાં દાટો ખેંચવાથી ઉપરના દબાણવાળી હવા બહાર નીકળી ગઈ. તેની જગાએ પાણી ચઢ્યું. દાટો દબાવવાથી પાણીની સેર ઊઠી.

(ई) ડબલ પીચકારી જેવી રચનાથી પીચકારી કરતાં ઉલટી ક્રિયા થતી બંબામાં જોઈ. તે પણ હવાના દબાણને જ આભારી છે. એ જનસમાજનું ઉપયોગી યંત્ર છે.

(૩) બકનળી અથવા સાઈફન. —

આ પ્રયોગમા પાણી ભરેલા વાસણમાં બે છેડેથી ખુલ્લી, વાંકી કાચની નળી મૂકી. બહારના છેડેથી મોં વડે હવા શોષી લીધી, એટલે નળી વાટે પાણી ચઢી બીજા વાસણમાં ભરાવા માંડ્યું. જ્યાંસુધી નળીના બહારના છેડા કરતાં પાણીની સપાટી ઉંચી હતી, ત્યાંસુધી પાણી નીકળ્યું.

આ પ્રયોગ પણ હવાનું પદાર્થ ઉપરનું દબાણ બતાવનારો છે.

(૪) અવાજ:—

હવામાં કાંઈ નડતર થવાથી ઉત્પન્ન થતાં મોજાંથી અમુક પ્રકારનો અવાજ થાય છે. તે સમજાવવા માટેના પ્રયોગ. —

(अ) મોં આગળ પાતળો કાગળ રાખી ધીમેથી બોલવાથી બોલવા મુજબ હવાનાં આંદોલનોથી કાગળ ધ્રૂજે છે તે બતાવ્યું.

(च) પાણી ભરેલા ટબમાં કાંકરી નાખીને અંદરથી અને કિનારી ઉપર ટકોર મારીને બહારથી ઉત્પન્ન થતાં મોજાં બતાવ્યાં.

(क) હવાનાં મોજાંનું વહન સમજાવવા બે છેડેથી દોરડું પકડાવી એક છેડેથી ઉંચું નીચું હલાવ્યું. દોરડાંનાં બિંદુઓ આગળ ખસતાં નથી, પરંતુ આગળ જતાં હોય તેમ હાલવાથી જણાયું.

(ड) અવાજ હવા મારફતે ફેલાય છે તે સમજાવવા માટે, એલારમ-વાળી ઘડિઆળને ચાવી આપી. પેટીમા મૂકી પેટી બંધ કરી, અવાજ જુજ સંભળાયો. પેટી ઉઘાડી ત્યારે અવાજ બરાબર સંભળાયો.

(ई) નક્કર પદાર્થદ્વારા અવાજ જઈ શકે છે:—કાગળના ભુંગળાં સાથે દોરો જોડી ૫૦ યાર્ડના અંતરે વાત કરી સંભળાવી.

(૫) પડઘો. —

પડઘો એટલે પ્રતિધ્વનિ. મૂળનો અવાજ ફરીથી સાંભળવો. તે સમ-જાવાના પ્રયોગ. —

(अ) લોખંડના ચીપીઆ ઉપર મે ગરી મારી ધ્રૂજતી ગતિમાં આણી કાચના નળાકાર પ્યાલાને તળીએ થોડું પાણી રેડી તેના મોં ઉપર ચીપી-આને ધર્યો. થોડી વારે હાર્મોનિયમના 'ખરજ'ના સૂરોના ('ષડજ્') જેવો અવાજ સંભળાયો.

(ब) ધાતુનાં ચળકાટ મારતાં બે અંનગોળ તગારાં સરખી ઉંચાઈએ સામસામાં નવ ફૂટના અંતરે ગોઠવ્યાં. એક તગારા પાસે તેના મધ્યબિંદુ જેટલી ઉંચાઈએ સ્ટેન્ડ ઉપર નાનું ઘડિઆળ મૂક્યું. સામેના તગારા પાસે જઈને સાંભળ્યું તો ઘડિઆળનો ટીકટીકટીક અવાજ સંભળાયો; કારણ કે ઘડિઆળથી ઉત્પન્ન થએલાં હવાનાં આંદોલનો નજીકના તગારા ઉપર અથ-ડાઈ, અંતર્ગોળ હોવાથી સામમામાં કેંદ્રાઈ બીજા તગારા પાસે જઈ અથ-ડાયાં, ને પ્રતિગતિ પામ્યાં તેથી અવાજ સંભળાયો. —

## (૨) પાણીને લગતા પ્રયોગો

(૧) પાણી અને તેનો ઉપયોગ, (૨) ફુવારો, (૩) કેશાકર્ષણ, (૪) આર્કિમિડિસનો નિયમ.

### (૧) પાણી અને તેનો ઉપયોગ:—

अ. પાણીથી જમીન ઘસાય છે:—રેતીનો ઢગલો કરી ઉપર પાણી રેડી ઢગલો ખોદાતો બતાવ્યો.

ब. કૂવા ખોદાવાથી ઝરણા ફૂટે છે:—જમીન ઉપર પાણી રેડીને અંદર ઉતરી જતું બતાવીને સમજાવ્યું.

क. પાણીની વરાળ બને છે:—સ્ટવ ઉપર તપેલીમાં પાણી ઉકાળી નીક-ળતી વરાળ બતાવી.

ड. સૂર્યનાં કિરણોથી વરાળ બને છે:—એ સમજાવવા માટે ભીનું કપડું તડકે સૂકવીને સમજાવ્યું.

ઈ. પાણીનો આકાર નથીઃ—જુદા જુદા આકારનાં પાત્રોમાં રેડીને થતા જુદા જુદા આકાર બતાવીને સમજાવ્યું.

ફ. પાણીમાં જુદા જુદા રંગ નાખી પાણી રંગ વગરનું છે તે સાબીત કરી બતાવ્યું.

મ. પાણીમાં સ્વાદ નથીઃ—જુદા જુદા સ્વાદવાળી વસ્તુઓ નાખીને પાણી સ્વાદ વગરનું છે તે સમજાવ્યું.

(૨) ફુવારોઃ—

પ્રવાહીના સરખી સપાટીએ રહેવાના ગુણને લીધે ફુવારામાં પાણી ઉંચું ઊડે છે. તે સમજાવવા માટે.—

(અ) એક ટબમાં નીચેથી રબરની નળી જોડી. ટબમાં પાણી ભર્યું. ટબ ઉંચું રાખ્યું ને નળીનો ખુલ્લો છેડો નીચો રાખ્યો. પાણીની સેર ઉંચે ઊઠી. નળીનું મોં સાંકડું કર્યું, ને ટબને વધારે ઉંચું મૂક્યું એટલે પાણી વધારે ઉંચું ઊડતું જણાયું.

(૩) કેશાકર્ષણઃ—

કેશાકર્ષણનો આધાર પ્રવાહીના ઘટત્વ અને પદાર્થના સ્વરૂપ ઉપર આધાર રાખે છે. તે બતાવવા માટે.—

(અ) ટુવાલ તથા સુતરનો છેડો પાણીમાં બોળી બતાવ્યો.

(બ) કોડીઆમાથી વાટ ઉપર ચઢતું તેલ બતાવ્યું.

(ક) બ્લૉટિંગ ઉપર શાહીનાં ટીપાં પ્રસરતાં બતાવ્યાં.

(ડ) પાટમા પાણીનાં ટપકાં નાખ્યાં; પાણી ચૂસાઈ ગયું.

(ઈ) નેતરમાં નાળચાથી પાણી રેડ્યું તો આરપાર જઈ શક્યું.

(ફ) કાચની નળીઓમાં પાણી તથા પારાની સપાટી. (અનુક્રમે અંતર્ગોળ તથા બાહ્યગોળ).

બારીક વાળ જેવી નળીઓ વાટે પ્રવાહીનું વધુ પ્રમાણમાં ચઢવું. જુદા જુદા વ્યાવહારિક પ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યું.

(૪) આર્કિમિડિસનો નિયમઃ—

"પ્રવાહીમાં બુડાડેલા નક્કર પદાર્થનું વજન તેટલાજ કદના પ્રવાહીના વજન જેટલું ઘટશે." આ પ્રયોગ સમજાવવા માટે પ્રથમ હવામાં નક્કર પદાર્થનું વજન કરી, છલોછલ પાણી ભરેલા ટબમાં રાખી વજન કર્યું તો ઓછું થયું. નક્કર પદાર્થ પાણીમાં જવાથી જેટલું પાણી બીજા પાત્રમાં ઢોળાયું હતું તે પાણીના વજન જેટલું વજન નક્કર પદાર્થનું પાણીમાં તોળવાથી ઓછું થયું.

---

# શિક્ષણમાં ભૂગોળનું સ્થાન

શિક્ષણમાં ભૂગોળનું સ્થાન એટલે શિક્ષણના વિષયોમાં ભૂગોળની અગત્ય–તેની ઉપયોગિતા. કેટલાકનું એવું માનવું છે કે ઇતિહાસ, ભૂગોળ જેવા નકામા વિષયો અભ્યાસક્રમમાંથી બાતલ કરવા જોઈએ. આ તેમનું તે વિષયોની ઉપયોગિતાનું અજ્ઞાન સૂચવે છે.

નીચેની બાબતો ઉપરથી સ્પષ્ટ જાણી શકાશે કે શિક્ષણમાં અગત્યના ગણાતા કોઈપણ વિષય કરતાં ભૂગોળની અગત્ય જરા પણ ઓછી નથી જ. જીવનની ઉપયોગી બાબતો સાથે ભૂગોળનો જેટલો સંબંધ છે તેટલો સંબંધ બીજા કોઈપણ વિષયનો નથી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. તે નીચે પાડેલા વિભાગ પરથી જણાશેઃ—

૧. ભૂગોળશિક્ષણ એટલે વેપારી પ્રવૃત્તિનો ભોમિયો.
૨. ભૂગોળશિક્ષણ એટલે જ્યોતિષ, વિજ્ઞાન વગેરેનું પૂર્વજ્ઞાન.
૩. ભૂગોળશિક્ષણ એટલે ઇતિહાસનું મૂળ સ્વરૂપ.
૪. ભૂગોળશિક્ષણ એટલે દુનિઆભરની પ્રજાનો નિકટ પરિચય અને તેમાં આપણું સ્થાન.
૫. ભૂગોળશિક્ષણ એટલે કુદરતનો અભ્યાસ.

ઉપરના પાંચ મુદ્દાઓ એક પછી એક તપાસતાં જરૂર જણાશે કે શિક્ષણમાં ભૂગોળનું સ્થાન ખરેખર ઉચ્ચ છે.

(૧) ભૂગોળશિક્ષણ એટલે વેપારી લાઇનનો ભોમિયોઃ —

વેપારધંધામાં આગળ વધનાર વિદ્યાર્થીને ભૂગોળશિક્ષણ અસાધારણ સરળતા કરી આપે છે. તે એક ભોમિયાનીજ ગરજ સારે છે. દુનિઆભરમા વેપારમાં આગળ વધેલા દેશો કયા કયા છે? તે કયાં કયાં આવેલા છે? તે દેશો કઈ કઈ વસ્તુઓ પરદેશ ચઢાવે છે? તેમને કઈ કઈ વસ્તુઓ પરદેશથી આયાત કરવી પડે છે? તે દેશમાં જવાઆવવાને શું શું વ્યવહારનાં સાધનો છે વગેરે ભૂગોળશિક્ષણથી જાણી શકાય છે. એ ઉપરાંત તે દેશોની ઔદ્યોગિક સ્થિતિમાં ઉન્નતિ યા અવનતિ કયાં કયાં ભૌગોલિક કારણોને આભારી છે? તેના અભ્યાસથી પોતાના દેશમાં કોઈપણ ઔદ્યોગિક પ્રવૃત્તિ શરૂ કરતાં પહેલાં તેમા આવી પડતી મુશ્કેલીઓ આગળથી જાણી શકાય છે, અને તેના પ્રતિકાર માટે આગળથી તૈયારીઓ કરી શકાય છે, કે જેથી તેવી ઉગતી પ્રવૃત્તિઓને વિનાશના સપાટામાંથી ઉગારી શકાય છે. વળી વેપારમાં વધારે અગત્યની બાબતો જાણવાની એ છે કે, કયા કયા

દેશોમાં કંઈ કંઈ એવી વસ્તુઓ છે કે જે અત્યંત જરૂરની હોવા છતાં કેટલાંક ભૌગોલિક કારણોને લઇને ઉત્પન્ન કરી શકાતી નથી. આ બાબતનું જ્ઞાન ભૂગોળશિક્ષણથી થાય છે અને તેથી હોશિયાર વેપારી તેવી ચીજો પોતાના દેશમાં ઉત્પન્ન કરાવી તેને બીજા દેશોમાં મોકલવાની તક કદી પણ ગુમાવતો નથી. આ બધું ભૂગોળશિક્ષણથીજ જાણી શકાય છે તો તેને વેપારધંધાનો ભોમિયો કહેવો એ જરા પણ અનુચિત નહિ ગણાય.

(૨) ભૂગોળશિક્ષણ એટલે જ્યોતિષ, વિજ્ઞાન એ બાબતોનું પૂર્વજ્ઞાનઃ-કોઈ પણ વિષયનું શિક્ષણ આપતી વખતે જાણીતી બાબત ઉપરથી શીખવવાની બાબત ઉપર જવું એવો શિક્ષણનો સામાન્ય નિયમ છે. આ જાણીતી બાબત એવી હોવી જોઈએ કે તેને શીખવવાના વિષય સાથે સંબંધ હોય, જેમકે ગુણાકાર શીખવવા હોય તો સરવાળાની મદદથી શીખવી શકાય, તેથી સરવાળા એ ગુણાકારનું પૂર્વજ્ઞાન. તેજ પ્રમાણે જ્યોતિષના શિક્ષણમાં "પ્રાકૃતિક ભૂગોળ" પૂર્વજ્ઞાન ઠરે છે. સૂર્ય અને સૂર્યમાળા, તારાગણો, સૂર્યના માર્ગમાં રાશિઓ, ચંદ્ર અને તેની કળા, દરેકની ગતિ, વગેરે વિષે સામાન્ય જ્ઞાન ભૂગોળશિક્ષણથી મળે છે, એટલે પ્રાકૃતિક ભૂગોળ એ જ્યોતિષનું પૂર્વજ્ઞાન કહી શકાય. તેજ પ્રમાણે "ગણિત વિષયક ભૂગોળ" એ વિજ્ઞાનનું પૂર્વજ્ઞાન કહી શકાય. પૃથ્વીનો આકાર, તેનું માપ, અક્ષાંશ, રેખાંશ, ઉષ્ણતામાન, ઋતુઓ, કટિબંધો વગેરે વિજ્ઞાનશિક્ષણમાં પૂર્વજ્ઞાન રૂપે મદદરૂપ થાય છે.

(૩) ભૂગોળશિક્ષણ એટલે ઇતિહાસનું મૂળ સ્વરૂપઃ-બારિકાઈથી વિચાર કરતાં જણાય છે કે કોઈ પણ દેશનો ઇતિહાસ બહુધા તે દેશની ભૌગોલિક પરિસ્થિતિનેજ આભારી હોય છે, એટલે કે તે દેશના દુનિયા પરના સ્થાન ઉપર આધાર રાખે છે. પછી ભલે તે ડુંગરાળ પ્રદેશની વચ્ચે આવ્યો હોય કે સપાટ મેદાનમાં આવ્યો હોય, ઉષ્ણકટિબંધમાં હોય કે શીતકટિબંધમાં હોય, રણમાં હોય કે સમુદ્રમાં હોય, પણ તે તે સ્થાન પ્રમાણેજ પ્રજાનું સ્વરૂપ બંધાય છે. એકાદ દાખલાથી તે આ હકીકત સમજાશે.

ડુંગરાળ પ્રદેશમાં વસતા લોકોને પોતાના જીવનની જરૂરિઆતો માટે પુષ્કળ મહેનત કરવી પડે છે, તેથી તેઓ મહેનતુ અને સ્વાશ્રયી હોય છે. તેઓ કુદરતના સંસર્ગમાં વધારે આવે છે, અને ઘણું કરીને તેમનો દેશ બીજા આસપાસના પ્રદેશ કરતાં છૂટો પડી ગયો હોય છે, એટલે તેઓ સ્વતંત્ર સ્વભાવના અને પ્રાચીન સંસ્થાઓને જાળવી રાખવાના વિચારવાળા હોય છે. આ પ્રમાણે ભૌગોલિક પરિસ્થિતિ તેમના જીવન ઉપર અસર

કરતી હોવાથી તેમનો ઇતિહાસ પણ તેને અનુરૂપજ ઘડાયો છે એટલે કે તેમણે કોઈપણ ભોગે તેમની સ્વતંત્રતા અને પ્રાચીન સંસ્કૃતિ જાળવી રાખી છે. આથી વિરુદ્ધ પ્રકાર સપાટ ફળદ્રુપ મેદાનોમા વસતી પ્રજાઓને માટે છે. તે થોડા શ્રમે જીવનની જરૂરિઆતો પૂરી પાડી શકે છે, તેથી તેઓ આળસુ, વિલાસી અને પરાધીન બને છે, અને તેમનો ઇતિહાસ તપાસતાં પણ એજ બાબત માલમ પડે છે કે તેઓ પરદેશીઓના આક્રમણો સામે ટક્કર ઝીલી શકયા નથી અને તેમના વિલાસમાં અને આળસમાં સ્વતંત્રતા ગુમાવી બેઠા છે, તેથી તે બાબત ભૌગોલિક સ્થિતિને આભારી હોઈને ભૂગોળને ઇતિહાસનું મૂળ સ્વરૂપ કહેવું એ વાસ્તવિક જ છે. ઉપર પ્રમાણે જ શીત-કટિબંધમાં અને ઉષ્ણકટિબંધમાં વસતી પ્રજાઓનુ બને છે.

વળી ઇતિહાસમાંથી આપણને જણાય છે કે નવા દેશો શોધનાર અને દુનિઆના બધા દેશો સાથે વેપાર ખેડનાર બીજી કોઈ નહિ પણ ટાપુઓમાં અને દરિઆકિનારે વસેલી પ્રજાજ છે. આ શુ ભૌગોલિક કારણોને આભારી નથી ? જેને પાણી સાથેજ વ્યવહાર છે અને નિરંતર સમુદ્ર સાથેજ બાથ ભીડવાની હોય તે સર્વ શ્રેષ્ઠ નાવિકો બને તેમા નવાઈ જ શું ? એમાંજ તેમની સાહસવૃત્તિ કેળવાય છે અને સંશોધકવૃત્તિ જાગૃત થાય છે કે જેને લઈને તેઓ દુનિઆ પરના કોઈપણ ભાગમા જતા જરા પણ અચકાતાં નથી. આ બધું એમજ બતાવી આપે છે કે ભૂગોળ એ ખરેખર ઇતિહાસનું મૂળ સ્વરૂપજ છે.

(૪) ભૂગોળશિક્ષણ એટલે દુનિઆ ભરની પ્રજાનો નિકટ પરિચય અને તેમાં આપણું સ્થાનઃ-આપણે જોઈ ગયા કે ભૌગોલિક સ્થિતિ પ્રમાણે પ્રજાનો ઇતિહાસ ઘડાય છે. આ અસર ઇતિહાસ ઉપરજ થાય છે એટલુંજ નહિ પણ દેશની સામાજિક સ્થિતિ, હુન્નર ઉદ્યોગ, જનસ્વભાવ, રીતરિવાજ, વગેરે ઉપર પણ થાય છે. રણમાં અને જંગલમા વસતા લોકોનાં રીત-રિવાજ, સ્વભાવ, હુન્નરઉદ્યોગ વગેરે તપાસો અને દરિઆ કિનારે અને ફળદ્રુપ મેદાનમાં વસતા લોકોના રીતરિવાજ, સ્વભાવ, હુન્નરઉદ્યોગ વગેરે તપાસો. અત્યંત તફાવત જણાશે. આ તફાવત પણ ભૌગોલિક પરિસ્થિતિનેજ આભારી છે. આથીજ ઘેર બેઠાં આપણે આપણાથી સેંકડો માઇલ દૂર વસતી પ્રજાઓના રીતરિવાજ, સ્વભાવ, હુન્નરઉદ્યોગ રાજકીય બંધારણ વગેરે ભૂગોળથી જાણી શકીએ છીએ. કોઈપણ પ્રજા વિષે આટલું જાણ્યા પછી આપણે તેના નિકટ પરિચયમાં હોઈએ એમજ જણાય. આ પ્રમાણે બીજી પ્રજાઓ વિષે જાણ્યા પછી તેમની સાથે આપણી સરખામણી કરી

આપણું સ્થાન દુનિઆમાં કેટલું આગળ અથવા પાછળ છે તે જાણવું મુશ્કેલ નથી. એ જાણ્યા પછી આપણું સ્થાન વધારે ઉચ્ચ બનાવવા આપણે કુદરતી રીતેજ પ્રેરાઈએ એ કાંઈ ભૂગોળશિક્ષણની ઓછી અગત્ય બનાવતું નથી.

(૫) ભૂગોળશિક્ષણ એટલે કુદરતનો અભ્યાસઃ–પોતાની અતૂલ અને અસંખ્ય વનસ્પતિ, સંપત્તિ અને સૃષ્ટિસૌંદર્યથી ભરપૂર ગિરિમાળાઓના દુનિઆ પરના સ્થાનનું જ્ઞાન ભૂગોળથી થાય છે. આ ગિરિમાળાઓ કુદરતના સંકેત મુજબ પૃથ્વી ઉપર પથરાઈને તદ્દન નજીકના દેશોમાં અપાર ફેરફાર કરી મૂકે છે.

કંઈક પોતાના ધીમા પ્રવાહ સાથે નાચતી, કુદતી વેપારને ઉત્તેજન આપતી કંઈક પોતાના પ્રચંડ પ્રવાહમાં અતૂલ વેગથી આગળ વધતી, અનેક જળયોધને આશરો આપતી, રણને ઉપવન બનાવતી નદીઓનું જ્ઞાન શું કુદરતનો અભ્યાસ નથી કરાવતું? પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારનાર અલૌકિક સૃષ્ટિસૌંદર્યવાળા ભાગોનું જ્ઞાન અને દુનિઆ ઉપરની ભિન્ન ભિન્ન જગાઓમાં વિધવિધ પ્રકારની વનસ્પતિ, પશુ, પક્ષી વગેરે વિષેનું જ્ઞાન કુદરતનો ઓછો ખ્યાલ નથી આપતું. સૂર્ય, ચંદ્ર, તારાગણો અને બીજા અનેક ચમત્કારિક ગ્રહોનું જ્ઞાન આપણને કુદરતની વધારે નજીકમાં લાવી મૂકે છે. આ સર્વ કુદરતનોજ અભ્યાસ નહિ તો બીજું શું હોઈ શકે? એ અભ્યાસ ભૂગોળદ્વારાજ સાધી શકાય છે એ સ્પષ્ટજ છે. ઉપર પ્રમાણે ભૂગોળથી મળતું જ્ઞાન જીવનની સૌથી ઉપયોગી બાબતો સાથે સંબંધ ધરાવે છે, પણ તે પ્રમાણે જ્ઞાન મળવાનો સઘળો આધાર તો ભૂગોળશિક્ષણની પદ્ધતિ ઉપરજ રહે છે, અને તેથીજ ભૂગોળશિક્ષણ કેટલાકને નકામી ગોખણપટ્ટીજ લાગે છે, જ્યારે કેટલાકને અત્યંત અગત્યનો વિષય જણાય છે.

વઢવાણ કેમ્પ,
કન્યાશાળા.
તા. ૩૦–૧૨–૩૨.

ગિરિજા દેવીપ્રસાદ રાવળ

## સને ૧૯૩૨ માં છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના

ભાષા:—વાક્યપૃથક્કરણ અને પદચ્છેદ પરત્વે બીલકુલ લક્ષ આપવામાં આવ્યું નથી. વિવેચન અને વિવરણ માત્ર શબ્દો મૂકીનેજ કરવામાં આવ્યું હતું. સમજુતી આપતી વખતે પૂર્વાપર સંબંધ સમજાવવાનો યત્ન

ભાગ્યેજ વિદ્યાર્થીઓએ કરેલો હતો. તેઓએ વાચનમાળાના પાઠોનો અભ્યાસ યોગ્ય રીતે તેમની ઝીણવટથી–વિવેચક દૃષ્ટિથી કર્યો હતો નહિ.

**સૂચનાઃ**—શિક્ષકોએ પાઠોની ગોખણપટ્ટી કરવાની વિદ્યાર્થીઓની ટેવને મૂકાવી દેવી જોઈએ, અને વિદ્યાર્થીઓ પોતાના વિચાર યોગ્ય રીતે જણાવી શકે તેવી રીતનો તેમને સંપૂર્ણ મહાવરો પાડવો જોઈએ. વિદ્યાર્થીઓ યોગ્ય શબ્દોનો યોગ્ય સ્થળે ઉપયોગ કરે એવો ખાસ આગ્રહ રાખવો જોઈએ. વ્યાકરણનો વિષય રસિક થાય તેટલા માટે તે વિષયને ભાષાના એક અંગ તરીકે ગણી શીખવવો જોઈએ.

**નિબંધઃ**—નિબંધ માટે જે વિષયો પરીક્ષામા જાહેર કરવામાં આવ્યા હતા તેમાંથી એકે વિષય ઉપર યોગ્ય અને ખરી રીતે વિદ્યાર્થીઓ નિબંધ લખી શક્યા નહોતા. સામાન્ય વિષયો સંબંધી પણ તેઓની વિચાર-યોજનામા ખામી જણાઈ આવી હતી. કેટલાક શબ્દોની જોડણી ખોટી હતી. અક્ષર એકંદર ઠીક હતા. આપેલા મુદ્દાઓ ઉપરથી વાર્તા ઉપજાવાની શક્તિનો બીલકુલ વિકાસ થયો નથી.

**સૂચનાઃ**—દરરોજના સામાન્ય વિષયો ઉપર નિબંધ લખવાનો મહાવરો હોવો જોઈએ. સાર ઉપરથી વિસ્તાર કરી નિબંધ કે વાર્તા કેમ સારી રીતે લખી શકાય તેની પદ્ધતિ જો શિક્ષકો બતાવે તો તે વધારે સારું છે. સારા નિબંધો વખતો વખત વર્ગ સમક્ષ વાચી બતાવવા જોઈએ, અને જે સારા મુદ્દાઓ હોય તે તરફ વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચવું જોઈએ.

**શ્રુતલેખનઃ**—કામ એકંદર સંતોષકારક હતું. 'પુષ્કળ', 'ક્ષિતિજ', 'પરાવર્તન' જેવા અઘરા શબ્દોની જોડણી ખરી નહોતી.

**ગણિત અને નામુંઃ**—વિશેષ અને સાદી સંખ્યા વચ્ચેનો તફાવત ઘણા વિદ્યાર્થીઓ જાણતા નહોતા. મિશ્ર પ્રમાણના દાખલા ગણતી વખતે ઘણા થોડા વિદ્યાર્થીઓને સમ અને વિષમ પ્રમાણનો સ્પષ્ટ ખ્યાલ હતો. ઘણા વિદ્યાર્થીઓને 'સાદી સંખ્યાના' અર્થની માહીતી નહોતી. દશાંશનાં મૂળતત્ત્વોનો પણ તેમને ખ્યાલ નહોતો. દાખલા ગણવાની રીતમાં ભૂલો કરેલી હતી. કેટલાક વિદ્યાર્થીઓને સિલિક મેળવતાં આવડતી નહોતી.

**સૂચનાઃ**—દાખલા પદ્ધતિ પૂર્વક અને ખરી રીતે કેમ ગણાય તેની રીત વિદ્યાર્થીઓને બતાવવી જોઈએ. સાદી અને વિશેષ સંખ્યાનો વ્યાવહારિક પુરતાં દ્રષ્ટાંતો આપી તેમને સ્પષ્ટ ખ્યાલ આપવો જોઈએ. ગણિતના વિષયની બુદ્ધિપૂર્વક સમજુતી આપીને અને તે વિષયને વિદ્યાર્થીઓના જીવનવ્યવહારને અંગે થતી પ્રવૃત્તિઓ સાથે જોડીને તેના મૂળ

સિદ્ધાંતોનું પાકું જ્ઞાન તેમને આપવું જોઈએ. શિક્ષકોએ ગણિતના અમુક અમુક દાખલા સ્પષ્ટ અને તર્કસિદ્ધ પદ્ધતિથી ગણીને નમુનારૂપ જવાબ કેવા હોય તે બતાવવું જોઈએ.

ભૂગોળ:—આ વિષયમાં વિદ્યાર્થીઓનું કામ એકંદર અસંતોષકારક હતું. ભૂગોળની હકીકતોનું જ્ઞાન તેમને અસ્પષ્ટ અને ભૂલભરેલું હતું. સુવેઝ અને પનામાને ખેતીવાડીને લગતી નહેરો તરીકે ઓળખાવી હતી. ઘણા વિદ્યાર્થીઓ રૂપરેખાત્મક હિંદુસ્તાનનો નકશો દોરી શકયા નહોતા. મુંબઈ અને સ્ટાન્ડર્ડ વખતનો તેમને સ્પષ્ટ ખ્યાલ નહોતો. રબ્બર, ઊન વગેરે કયા કયા દેશોમાં નીપજે છે તે તેઓ જાણતા નહોતા.

સૂચના:—આટલાસ અથવા ભીંતે ટાંગવાના નકશાનો ઉપયોગ સામાન્ય રીતે પ્રાથમિક શાળામાં કરવામાં આવતો નથી. થોડાક નકશાનું આકૃતિરૂપે શિક્ષકો તરફથી હસ્તઉદ્યોગનું કામ કરવામાં આવે તો આ વિષય સમજવામાં તે ઘણું મદદકર્તા થઈ પડે. વિષયશિક્ષણમાં માનુષતત્ત્વ અને વર્ણનાત્મક શૈલીનાં તત્ત્વો લાવી તેને વધારે રસિક અને વહેવારૂ બનાવવું જોઈએ અને તેટલા પ્રમાણમાં ભૂગોળની હકીકતો ખાલી નકશાના ખોખામાં પુરવાનો મહાવરો પાડવો જોઈએ.

ઇતિહાસ:—વિદ્યાર્થીઓના જવાબ સંબંધ વિનાના હતા. ઘણી બાબતોમાં વિદ્યાર્થીઓને જવાબ લંબાણથી લખવાની આદત પડેલી હોય છે. ટોડરમલ, ગૌતમબુદ્ધ, રોબર્ટ ક્લાઇવ, ચાંદબીબી વગેરે જેવા ઐતિહાસિક પુરુષો વિષે તેમને સ્પષ્ટ ખ્યાલ હોતો નથી. ૧૯૨૧ માં મુંબઈની ધારાસભામાં જે સુધારા દાખલ થયા તેનો ખ્યાલ ઘણા થોડા વિદ્યાર્થીઓને હતો. પરીક્ષા માટે તૈયારી કર્યા વિના કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેઠા હતા.

સૂચના:—ઐતિહાસિક બનાવોને લગતી વધારાની હકીકત એકઠી કરી ઇતિહાસ વધારે રસિક રીતે શીખવવો જોઈએ. ઐતિહાસિક હકીકત ગોખી નાખવાની પદ્ધતિને બીલકુલ ઉત્તેજન મળવું ન જોઈએ. શિક્ષકોએ મુખ્ય અને સૂચક બનાવો પુરેપુરી રીતે શીખવવા જોઈએ; ઝીણી બાબતો વિદ્યાર્થીઓએ જાતે શીખી લેવી જોઈએ.

પ્રધાન પુરુષોનાં જીવનચરિત્ર ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ, અને નિર્ણયાત્મક બનાવો હોય અથવા યુગ પ્રવર્તક પુરુષો હોય તેમના વિષે કાળજીપૂર્વક અભ્યાસ થવો જોઈએ. સમય સમયના તકતા બનાવો વર્ગમાં પાઠ ચાલતો હોય તે વખતે તેનો ઉપયોગ કરવો જોઈએ. અગ-

સના ઐતિહાસિક બનાવો હોય તેના ઉપર વિદ્યાર્થીઓએ વખતો વખત મોઢેથી કે લેખી ટીકા કરવી જોઈએ આથી વિષય યોગ્ય રીતે વિદ્યાર્થીઓ સમજી શકશે.

**આરોગ્ય:**—આરોગ્યશાસ્ત્રનાં મૂળતત્ત્વો વિદ્યાર્થીઓને બીલકુલ શીખવવામાં આવ્યાં નથી. પાચનક્રિયા અને લોહીની ફરવાની અને શુદ્ધિની ક્રિયા એ બંને સેળભેળ કરી દેવામાં આવી હતી અવયવોના યોગ્ય વ્યાપાર, વિષે તેઓને યોગ્ય જ્ઞાન નહોતું. ઘણા વિદ્યાર્થીઓ આ વિષયમા કાચા હતા.

**સૂચના:**—પાસે એવું કોઈ દવાખાનું કે આરોગ્યસંગ્રહસ્થાન હોય તો બની શકે તો ત્યાં વિદ્યાર્થીઓને લઈ જઈ વિષયને વહેવારૂ રૂપ આપી તે શીખવવો જોઈએ જો નમુના કે બીજુ કાંઈ સાહિત્ય ન હોય તો શિક્ષકોએ નકશા બનાવવા જોઈએ અને તેની મદદથી વિષયની સમજુતી આપવી જોઈએ. ચિત્રો અને આકૃતિઓનો યોગ્ય ઉપયોગ થવો જોઈએ.

**સોયકામ:**—આ વર્ષે આ વિષયમા કામ અસંતોષકારક હતું. ઘણા થોડા વિદ્યાર્થીઓને વેતરવાનો કે ગાજ કરવાનો કંઈક ખ્યાલ હતો.

**સૂચના**—કપડાં તૈયાર કરવાનો વિદ્યાર્થીઓને વધારે મહાવરો હોવો જોઈએ. શિક્ષકોએ તેમની પાસે વધારે કામ કરાવી કે જાતે તેવું કામ કરી બતાવીને વિષયને વધારે સારી રીતે શીખવવો જોઈએ.

**સૃષ્ટિજ્ઞાન:**—છોડવા અને પ્રાણીઓ વિષે વિદ્યાર્થીઓનું જ્ઞાન એકંદર ઠીક હતું. ઘણા વિદ્યાર્થીઓએ કયારામા કામ કર્યું નથી એમ જણાય છે. છોડવાના વિકાસનું નિરીક્ષણ તેઓએ કર્યું નથી. ઝાકળ, ધુમસ અને કરાની અસર વનસ્પતિ ઉપર શી થાય છે તેની માહીતી ઘણા વિદ્યાર્થીઓને હતી નહિ.

**સૂચના:**—જુદા જુદા રોપા અને પ્રાણીઓનું નિરીક્ષણ સંપૂર્ણ રીતે આ વિષયમા થવું જોઈએ. દરેક નિરીક્ષા વખતે જે જે કંઈ વિશેષ જોવામાં આવ્યું તેની વિદ્યાર્થીઓની નોધપોથીમા નોધ થવી જોઈએ. વિદ્યાર્થીઓને જે કયારાઓ સોંપવામાં આવ્યા હોય તેનો ઉપયોગ વિદ્યાર્થીઓએ કર્યો છે કે નહિ, તેમજ કયારાઓમાં જે રોપા ઉછેરવામાં આવ્યા હોય તેની તેઓએ સંભાળ લીધી છે કે નહિ તે શિક્ષકોએ જોવું જોઈએ. જાતે કામ કર્યું ન હોય અથવા નિરીક્ષા કરી ન હોય તો ગમે તેટલું પુસ્તકીઉં જ્ઞાન હશે તો તે કાંઈ ઉપયોગનું થશે નહિ. વિદ્યાર્થીઓની નોધપોથીની યોગ્ય તપાસ થાય તો તે વિદ્યાર્થીઓને લાભ કર્તા થઈ પડશે.

**ચિત્રકામ:**—પદાર્થચિત્રકામ એકંદર ઘણું નબળું હતું વિદ્યાર્થીઓએ બરાબર પદાર્થનું માપ લીધું નહોતું. સામાન્ય ધોરણ કરતાં ઘણું ઉતરતા પ્રકારનું તેમનું કામ હતું.

સૂચનાઃ—પદાર્થીના માપ ઉપરથી પદ્ધતિનું ધોરણ બાંધવું જાઇએ. તેના માપ લેવાનો વિદ્યાર્થીઓને વારંવાર મહાવરો થવો જોઈએ; અને પછી તેનું ચિત્ર પાડવાનું તેમને કહેવું જોઈએ.

સંગીતઃ—આ વિષયમાં માત્ર એકજ વિદ્યાર્થી બેઠા હતા તેનું જ્ઞાન ઘણું કાચું હતું; કારણકે સંગીતના તાલ આપી શકયા નહોતા, તેમજ રાગ ગાઈ શકયા નહોતા, અને તે સંબંધી જ્ઞાન પણ હતું નહિ. સંગીતનો તેને કશો ખ્યાલ હતો નહિ

---

## ઈનામપત્રક ખેડા જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| રાણીયા | સાંકાસાલના સોની ભોગીલાલ મુળજીએ | ૩—૦—૦ | પતાસાં તથા ગરીબ વિદ્યાર્થીને ટોપી વહેંચી. |
| ખેરડા | ઠાકોર શ્રી હિંમતસિંહજી તખતસિંહજીએ | ૭૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભાવસાર હીરાચંદ ખુશાલદાસ તથા રાવળ વખતસંગ હઠીસંગે | ૪૫—૦—૦ | " |
| | ઠાકોર શ્રી અરજુનસિંહજી માધવસિંહજીએ | ૪૫—૦—૦ | " |
| સાલોલવર્ગ | મોરસદના રહીશ ઠાકોર મહેરૂભાવા ફતેસિંહે | ૨૦—૦—૦ | " |
| આમોદ | મણીલાલ ભાઇલાલ પટેલે | ૧૫—૦—૦ | " |
| | નારના પા. રામદાસ કીશાભાઇએ | ૨૩—૯—૦ | બાળાઓને જર્મનસિલ્વરના ટાટ વહેંચ્યાં, |
| | | ૩—૦—૦ | તથા પતાસાં વહેંચ્યાં. |
| મરીડા | ચોહાણ હેમાજી જીરાજીએ | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | ઠાકોર પરબતસંગ સામતસંગની પુત્રવધુ ફુલબાએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સાણી[illegible] | ઠક્કર જમજીવનદાસ મુળજીભાઇએ | ...... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સીનાપુર | વાળંદ જીગન સાંકળે | ૧૫—૦—૦ | " |
| સામરખા | પરમાર દેશાઇભાઇભાથીભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. બાજરભાઇ હરિભાઇએ | ૫—૦—૦ | " |
| મરીડા | ચૌહાણ ભાથીજી જેણાજીએ | ૪—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| મારેજ | મોકવાના મહેતા રણછોડ મંછારામે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોકવા | " | ૮૫—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી |
| | " | ૧૦૧—૦—૦ | પરજની ઓરડી નિશાળ ખાતે બંધાવી. |

# ચિત્રયુકત મૂળાક્ષર

સાઇઝ ૨૦×૩૦ કિંમત ૦-૪-૦

'અથી જ્ઞ' સુધી જુદા જુદા રંગીન ચિત્રો સાથે મૂળાક્ષરો આપવામાં આવેલ છે. ઉપરાંત ૧ થી ૧૦ સુધીના અંકો સંખ્યા પ્રમાણે ચિત્રો મૂકીને બતાવેલ છે.

નાની વયમાં બાળકોને ચિત્રો જોવાનો શોખ હોય છે તેથી આ નકશાના આકર્ષક ચિત્રોથી બાળક ખુશ થશે, તેમજ મૂળાક્ષરો એકદમ થોડી મહેનતે શીખી જશે. આજેજ એક નકલ તમારા માટે ૦-૪-૦ ની ટિકિટો બીડીને મંગાવો:-

આ નકશાના ચિત્રો બાળકના પરિચયનાજ પસંદ કરવામાં આવેલ છે તેથી ગમત સાથે જ્ઞાન મળે છે. પાંચ રંગમાં સરસ કાગળ ઉપર છાપવામાં આવેલ છે.

| | |
|---|---|
| વારનિશ કરેલા લાકડીવાળા નકશાની | કિં. ૧-૦-૦ |
| લાકડાની પટી ઉપર ચોઢેલા મૂળાક્ષરની પેટી | ,, ૧-૦-૦ |
| ચિત્રોનાં નામ ( ચિત્રો સાથે ) પેટીની | ,, ૧-૦-૦ |
| અંકશિક્ષણની પેટી ( ૧ થી ૧૦ સુધી ) | ,, ૦-૮-૦ |

જેચંદ તલકશી એન્ડ સન્સ,

વઢવાણ સીટી.

Registered No. B. 40

પુસ્તક ૯૨ ] [ અંક ૪

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## એપ્રિલ સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા સૌથી પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ જગનદાસે છાપ્યું
સલાપોસ રોડ-અમદાવાદ.

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨] એપ્રિલ સને ૧૯૩૩ [અંક ૪


## જો હું ઇન્સ્પેક્ટર હોઉં તો !

થોડા દિવસ ઉપર હોળીની રજામાં હું મારા મિત્ર રમણલાલ મહેતાને મળવા ગયો હતો. તેઓ એક પ્રગતિમાન દેશી રાજ્યની હાઇસ્કૂલના હેડમાસ્તર છે. તેમને અંગ્રેજી તેમજ ગુજરાતી સાહિત્યનો ઘણો શોખ છે. વળી તેઓ હાલના સામાજિક પુનઃરચનાના પ્રશ્નોમાં ઘણો રસ લે છે. કોઇપણ સમાજની ઉન્નતિનો આધાર તેના બાળકોને અપાતી કેળવણી ઉપર રહે છે એવો, તેમનો દૃઢ સિદ્ધાંત છે. આ હેતુને અનુસરી તેમણે ગ્રામ્ય પુનઃઘટનાના સવાલનો બારીક અભ્યાસ કર્યો છે અને ગામડાની કેળવણીને લગતા પ્રશ્નોની ચર્ચા વખતે તેઓ કંઈ નવીનજ દૃષ્ટિ રજુ કરે છે. તેમનો આદર્શ ઉંચો છે, પણ તેની સાથે તેઓ વહેવારૂ પણ છે.

આ પ્રસંગે મિ. રમણલાલ પાસે એક શિક્ષક બેઠા હતા. તેમનું નામ શિવશંકર હતું. તેઓ બંને હાલની પરીક્ષાની પદ્ધતિ સંબંધી વાર્તાવિનોદ કરતા હતા. તેમની વચ્ચે થએલી વાતચીત નીચે પ્રમાણે છેઃ—

**રમણલાલઃ**—તમારે ત્યા હવે પરીક્ષા થઈ ગઈ હશે !

**શિવશંકરઃ**—હા, ગયે અઠવાડીએજ પરીક્ષા પુરી થઈ.

**રમણલાલઃ**—શાળાનું પરિણામ કેવું ઉતર્યું છે ?

શિવશંકર:—૮૫ ટકા.

રમણલાલ:—આવું પરિણામ જોતાં એક રીતે શાળાનું કામ સંતોષકારક કહી શકાય; પણ કેટલા છોકરા પાસ થયા છે તે ઉપરથી તેમને યોગ્ય તાલીમ આપવામાં આવી છે એમ કહી શકાય નહિ.

શિવશંકર:—શાળાના કામની બીજી કઈ કસોટી હોય છે? ડેપ્યુટિ સાહેબ છોકરાંની પરીક્ષા લે અને તે ઉપરથી શાળાનું કામ કેવું છે તે નક્કી થાય છે. જેટલા છોકરા પાસ થાય તેટલા પ્રમાણમાં કામ સારૂંનરસું ગણાય છે.

રમણલાલ:—હાલની આપણી પરીક્ષાપદ્ધતિ ઘણી ખામીવાળી છે. તેમાં મુખ્યત્વે બાળકોને કેટલું આવડે છે તે તપાસવામાં આવે છે, પણ તેમણે કેવી રીતે તે જ્ઞાન મેળવ્યું છે તે જોવામાં આવતું નથી; એટલે પરીક્ષા વખતે ઘણુંખરૂં બાળકની સ્મરણશક્તિનીજ કસોટી થાય છે.

શિવશંકર:—આ સિવાય બીજું શું તપાસવાનું હોય એ અમારા જાણવામાં નથી. છોકરાંને લખતાં વાંચતાં તથા હિસાબ કરતાં આવડે એમાંજ શિક્ષકનું કર્તવ્ય સમાપ્ત થાય છે. છોકરાંને સવાલ પૂછવામાં આવે અને તેના તે જવાબ આપે તે સિવાય પરીક્ષાની બીજી કોઈ પદ્ધતિ છે નહિ.

રમણલાલ:—આ તમારૂં ધારવું ભૂલભરેલું છે. અનેક વરસોથી ચાલી આવતી પરીક્ષાની રૂઢિમાં હવે તો ખાસ ફેરફાર કરવાની જરૂર છે. કેળવણીનો ઉદ્દેશ, તેની પદ્ધતિઓ તથા સાધનમાં હાલમાં ઘણા મોટા ફેરફાર થયા છે એ તમે જાણતા નથી એમ લાગે છે. બાળક એ વૃદ્ધિ પામતી વ્યક્તિ છે; અને મોટી ઉંમરના માણસ કરતાં તેની શારીરિક તેમજ માનસિક શક્તિ જુદા પ્રકારની છે એ દરેક શિક્ષકે પ્રથમ જાણવાની જરૂર છે. વળી વિચાર, લાગણી, કલ્પના, ઇચ્છાવૃત્તિ જેવી તેની શક્તિઓમાંની એક શક્તિ યાદદાસ્ત છે. બાળમનોવિકાસમાં તેનું સ્થાન ગૌણ છે. ખરી રીતે તેની વિચારશક્તિનો વિકાસ એ કેળવણીનો મુખ્ય હેતુ છે. આ ઉપરાંત તેની લાગણી તથા કલ્પનાની તાલીમ ઉપર ધ્યાન આપવાની જરૂર છે. તેની સાથે તેની ઇચ્છાશક્તિ કેળવી તેને સારી ટેવ પાડવી જોઇએ. તેનું શરીર નીરોગી રહે અને તેનો બાંધો દૃઢ થાય તેવી તાલીમ તેને મળવી જોઈએ. ટૂંકામાં તેનામાં સ્વતઃ પ્રવૃત્તિ, સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ, સાહસ, કર્તવ્યની લાગણી, ખંત અને આગ્રહના ગુણ આવે એ ખરી કેળવણી છે. ચારિત્રનો વિકાસ એ સંસારવહેવારમાં ઘણું ઉપયોગી બળ છે. આ ઉપરાંત વિદ્યાર્થીનામાં સામાજિક લાગણી ઉત્પન્ન થવી જોઈએ.

એટલે બીજી વ્યક્તિઓની સાથે સહકાર અને જરૂર પડે સ્વાર્થ ત્યાગ કરવાની વૃત્તિ તેનામાં દૃઢ થવી જોઈએ.

**શિવશંકર:**—તમે તો કેળવણીના નરાજ સ્વરૂપનું ચિત્ર મારી આગળ ખડું કર્યું છે. આ દૃષ્ટિએ જોતાં હાલમાં અપાતા શિક્ષણમાં ઘણી ઉણપો માલમ પડે છે.

**રમણલાલ:**—આજ કારણસર મેં તમને આરંભમાં કહ્યું હતું કે પરીક્ષામાં કેટલા વિદ્યાર્થી પાસ થાય છે એ તાલીમની ખરી કસોટી નથી. જો હું ઇન્સ્પેક્ટર હોઉં તો હાલમાં જે શૈલીથી તપાસણી ચાલે છે તેમાં ઉપર જણાવેલા ઉદ્દેશને અનુસરી યોગ્ય ફેરફાર કરૂં.

**શિવશંકર:**—તમે શા શા ફેરફાર કરવાની અભિલાષા રાખો છો તે જણાવશો, કારણ કે ઘણી વખત જે સ્વપ્નદ્રષ્ટા હોય છે તેમની સૂચના અસંભવિત હોવાથી વહેવારમાં તેનો અમલ થઈ શકતો નથી.

**રમણલાલ:**—ખરી બાબત એ છે કે આપણે ત્યાં હજુ કેળવણીની નવીન ભાવનાએ શિક્ષક વર્ગમાં પરિવર્તન કર્યું નથી. જેવી રીતે શિક્ષકને માટે તાલીમની આવશ્યકતા સ્વીકારવામાં આવી છે તે મુજબ તપાસણી કરનાર અમલદારને તેના ખાસ કામની પ્રથમ તાલીમ આપવી જોઇએ. હાલમાં દરેક ધંધાની તાલીમ શાસ્ત્રીય રીતે આપવામાં આવે છે. તમે જાણતા હશો કે પાશ્ચાત્ય દેશમાં તો દરેક ધંધાદારીને તેના કામમાં પ્રવીણતા મળે તે માટે જરૂરી તાલીમ લેવી પડે છે. મોટર હાંકનારને અમુક પ્રકારની તાલીમ મળ્યા બાદ તેને મોટર ચલાવવાનું સર્ટિફિકેટ આપવામાં આવે છે. આવી રીતે શાસ્ત્રીય તાલીમની દરેક વ્યક્તિને જરૂર છે. જ્યાંસુધી તપાસણી કરનારમાં સારા શિક્ષકના ગુણ અને તેની સાથે યોગ્ય અનુભવ હોય નહિ ત્યાંસુધી તેના કામમાં સુધારાની આશા રાખવી વ્યર્થ છે.

**શિવશંકર:**—તમે તો એક ભાવનાવાદી તરીકે વાતો કરો છો. શીખવવા કરતાં તપાસવાનું કામ ઘણું સહેલું હોય છે એમ મારૂં માનવું છે.

**રમણલાલ:**—તમારાથી હું ઉલટો અભિપ્રાય ધરાવું છું. શિક્ષણ તપાસવું એ ઘણી અઘરી બાબત છે; કારણકે શિક્ષકના દોષ બતાવવા એટલે આ ખોટું છે, આમ કરવું જોઈએ નહિ, આ બરાબર નથી વગેરે જાતનાં નિષેધાત્મક વચન ઉચ્ચારવાં એ ઘણું સહેલું છે, પણ તેને રચનાત્મક સૂચના આપી કામમાં સુધારો કરવા પોતે પાઠ આપી બતાવવા એ મુશ્કેલ બાબત છે.

**શિવશંકર:**—તમે જે કહો છો તે બનવું અશક્ય છે. જો તમે પોતે ઇન્સ્પેક્ટર હો તો કેવી રીતે કામ કરી બતાવો તેની રૂપરેખા રજુ કરશો ?

**રમણલાલ:**—હા, ઘણી ખૂશીથી. મેં તમને પ્રથમ કહ્યું હતું કે જે સારો શિક્ષક હોય છે તેજ કામની સારી તપાસણી કરે છે અને શિક્ષણમા સુધારો કરી શકે છે. પ્રથમ તો હું મારી જે 'બીટ' હોય તેની પાસે પાસેનાં ગામના ભાગ પાડું અને તેમાં જે ગામ મધ્યસ્થ હોય ત્યાં મુકામ કરૂં. પહેલા શાળાની સ્થિતિથી વાકેફ થયા બાદ તેમાં જે જે ખામીઓ હોય તે દૂર કરવાને માટે હું જાતે શાળામાં કામ કરૂં અને શિક્ષકને તે ધ્યાનપૂર્વક જોવા કહું. દા. કાળા પાટીઆનો ઉપયોગ થતો ન હોય તો હું પાઠ આપતી વખતે તેનો ઉપયોગ કરી બતાવવું. વાચનમાં જે ખામીઓ હોય તે હું વાચનનો પાઠ આપી બતાવું. પદાર્થપાઠ કેવી રીતે આપવો તે પણ પાઠદ્વારા બતાવું. શાળામાં બીજી જે ખામીઓ હોય તે ત્રણ દિવસના મુકામમાં બતાવું. તે સંબંધી શિક્ષક સાથે નિખાલસપણે ચર્ચા કરૂં. તેને પોતાનો અભિપ્રાય ખુલ્લા દિલથી જાહેર કરવા ઉત્તેજન આપું. તેની જે વહેવારૂ મુશ્કેલીઓ હોય તે ધ્યાનમાં લઈ શાળાનું કામ સુધારવાને તેને સૂચના આપું. મારી નોંધપોથીમાં આ શાળાને લગતી જે જે સૂચના આપી હોય તેની નોંધ લખી રાખું અને પછી જતી વખતે શિક્ષકને કહું કે હું બે મહીના પછી પાછો આવીશ ત્યારે સૂચવેલા સુધારા શાળામાં થએલા હું જોઈશ. આ પ્રમાણે મધ્યસ્થ ગામોમાં સ્થાનિક સંજોગોને અનુસરી કામ કરવાનું બતાવી હું બીજી શાળાની મુલાકાત લઈશ. બીજી વખતે તેજ શાળામા કેટલો સુધારો થયો છે તે તપાસી ત્યાં બીજી બાબતો સુધારવા સંબંધી તેને સૂચના આપું અને તે કેવી રીતે થઈ શકે તે શાળામાં કામ કરી તેની સમક્ષ બનાવી આપું. આ શૈલી મુજબ અમુક ગામની શાળામાં સુધારો કરી તેમાંનું કામ બીજી પાસેની શાળાના શિક્ષકને દર બુધવારે જોવા આવવા કહું. વળી દર પંખવાડીએ શિક્ષકો જુદા જુદા વિષયને લગતા પાઠ આપી એકબીજાને માર્ગસૂચક થાય તેવી વ્યવસ્થા કરૂં. નમુનાના પાઠની સાથે તેમને તેમના કામમાં પડતી મુશ્કેલીઓની ચર્ચા કરવાની પણ ગોઠવણ કરૂં.

**શિવશંકર:**—આ યોજના તો થોડીક શાળા માટે અનુકૂળ થઈ પડે એમ લાગે છે. બાકીની શાળાના કામમાં ચેતન આવે અને હાલના જમાનાને અનુસરી શિક્ષકો ફેરફાર કરે તે માટે શું કરશો ?

**રમણલાલ:**—વરસમાં ત્રણ વાર હું મારા બીટના બધા શિક્ષકની

પરિષદ ભરવાની ગોઠવણ કરૂં. તે પ્રસંગે શાળાને લગતી ઉપયોગી બાબતની ચર્ચા કરવાને તેમને ઉત્તેજન આપું, તેમજ પાઠ આપીને તથા અપાવીને શિક્ષણપદ્ધતિમાં સુધારા કરવા તેમને પ્રેરણા આપું. એકબીજાના સંસર્ગથી થતી વિચારની આપ લે માટે તેમની વચ્ચે સ્પર્ધા ઉત્પન્ન કરૂં અને તેમના કામમાં જે સુધારો થાય તેની યોગ્ય કદર કરૂં. જે શિક્ષકો જુની પદ્ધતિ મુજબ ગોખાવી અનિયમિત રીતે શિક્ષણ આપતા હશે તેમને પગારનો વધારો મળશે નહિ તેમજ બીજા લાભો આપવામા આવશે નહિ એવો સરક્યુલર કરૂં.

**શિવશંકરઃ**—હાલમાં તો નિયમિત રીતે અમુક મુદ્દતે પગારમા બઢતી મળે જાય છે.

**રમણલાલઃ**—હા. એ વાત ખરી છે. શિક્ષકોને તેમના ભરણપોષણની ચિંતા ન રહે અને ઉમંગથી નિશ્ચિંતપણે તેઓ કામ કરે તે હેતુથી પગારના નવા સ્કેલ દાખલ કરવામાં આવ્યા છે. ઘણી વખત તેનો દુરૂપયોગ થાય છે, તેથી મારી યોજના મુજબ હું કોઈ પણ શિક્ષકને પ્રથમ પાંચ વરસમાં તો કાયમ કરૂં નહિ. વળી જ્યારે તેને પગારનો કે બીજો કોઈ લાભ મળવાનો હોય ત્યારે કેવળ નોકરીની મુદ્દત નહિ જોતા તેનુ ઉંચા પ્રકારનું કામ હોય તોજ તેને તે લાભ આપું. આ ઉપરાંત તેમને દર પાંચ વર્ષે પુનઃ શિક્ષણ માટે ટ્રેનિંગ કોલેજમાં એકાદ માસ મોકલું અને દશેક વર્ષની નોકરી થાય ત્યારે તેમની પાસે આતર સ્પર્ધા ઉત્પન્ન કરવા કેળવણીને લગતા અમુક વિષય ઉપર નિબંધ લખવાની ગોઠવણ કરૂં. જે શિક્ષકોએ પ્રયોગ કર્યા હોય, શિક્ષણ સાહિત્યમાં સુધારો કર્યો હોય, તેમજ શિક્ષણને લગતાં પુસ્તકો વાંચ્યા હોય અને લેખો લખ્યા હોય તેની ગણના ખાસ કેસ તરીકે કરૂં.

**શિવશંકરઃ**—તમે તો શિક્ષકને માથે ઘણું કામ લાદવા ધારો છો. હાલના પગાર જોતા આટલું બધું કામ તેમની પાસે માગવું એ તદ્દન અયોગ્ય છે.

**રમણલાલઃ**—તમારૂં કહેવું વ્યાજબી છે. મારો વિચાર કામના પ્રમાણમાં પગાર આપવાનો છે. સારા ટ્રેન્ડ થએલા શિક્ષકને ઓછામાં ઓછાં રૂ. ૪૦) પગાર હોવો જોઈએ અને છેવટ તેમને રૂ. ૧૨૫–૧૫૦ સુધી પગાર મળવો જોઈએ. જેવો કારીગર તેવો પગાર રાખવાની જરૂર છે, એટલે પગારના પ્રમાણમા કામ તો હોવું જોઈએ.

**શિવશંકરઃ**—હવે તો મને તમારી યોજના ખુબ ગમી. હું ધારૂં છું

| | | |
|---|---|---|
| (બાળવર્ગ) | સળીઓની મદદથી તે ગણતાં શીખવે. | તેની નકલ કરે અને પછી પાટીમાં તે લખે. |
| ૨ ગણિત | નવા નિયમો શિક્ષક જાતે શીખવે. | આ નિયમોને આધારે દાખલાઓ વિદ્યાર્થીઓ જાતે ગણે. |
| ૨ અનુલેખન | ત્રીજા ધોરણથી ઉપલા વર્ગોમાં શિક્ષક ચિઠ્ઠીઓ આપે અને દેખરેખ રાખે. | બાળકો જાતે લખે. |
| ૩ શ્રુતલેખન. | ત્રીજા અને ચોથા ધોરણમાં શિક્ષક શ્રુતલેખન કરાવે અને ભૂલો જાતે સુધારે. | પાંચમા ધોરણમા એક વિદ્યાર્થી લખાવે અને ભૂલો બાળકો પોતે સુધારે. |
| ૫ નિબંધ, પત્રલેખન. | શિક્ષક જાતે શીખવે. | પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ ઘણો ભાગ જાતે કરે. |
| ૬ ઘડીઆ | શિક્ષક સામાન્ય દેખરેખ રાખે પણ બાળકો જ્યારે લખી રહે ત્યારે તે ભૂલો સુધારે. | શાળાના ચોગાનમાં બધાં બાળકો સાથે ઘડીઆ બોલે અને શિક્ષકના કહ્યા પ્રમાણે તે તૈયાર કરે. |
| ૭ મુખગણિત. | શિક્ષક પ્રશ્નો પૂછે અને વખતે વખતે સિદ્ધાંતો સમજાવે અને જવાબ તપાસે. | કોઈ યોગ્ય પુસ્તક હોય તો તેમાંથી એક વિદ્યાર્થી વર્ગને મુખગણિતના દાખલા આપે. |
| ૮ વાચન અને સાહિત્ય | શુદ્ધ વાચન માટે તેમજ અઘરા ફકરાની સમજુતી માટે શિક્ષકની હાજરી જરૂરી છે. | વિદ્યાર્થીઓ શાંત વાચન કરે, અઘરા શબ્દોની નોંધ કરે, સમજે અને તેમાંથી ઉતરા પણ કરે. |
| ૯ ભૂગોળ | શિક્ષક પારિભાષિક નામો સમજાવે, નકશો દોરતાં તથા તે સમજતાં શીખવે. | થોડા વખત પછી બાળકો જાતે નકશા દોરે, સ્થળો શોધી તેમા પુરે. |

| | | |
|---|---|---|
| ૧૦ ચિત્ર-કામ | શિક્ષકે ચિત્ર દોરતાં શીખવવું. પાટીઆ ઉપર નકશો મુકવી અને તે સુધારવી. | વિદ્યાર્થીઓએ પાંદડાં વગેરે લાવવું અને પછી તેમણે જાતે તે ચીતરવાં. |
| ૧૧ સામાન્ય જ્ઞાન | બાળકોએ જે જ્ઞાન મેળવ્યું તેમાં પોતે કંઈ ઉમેરો કરવો, તેમજ વર્ણન કરેલા હોય તે તેણે સુધારવાં. | બાળકો વસ્તુઓનો સંગ્રહ કરે. તેની વિશેષતા નોંધે અને વર્ણન કરે. (લેખી) |
| ૧૨. હસ્ત-ઉદ્યોગ અને બાગકામ | શિક્ષકનું સામાન્ય સૂચન બસ છે. | વિદ્યાર્થીઓએ જાતે કામ કરવું. |

આ વખતે શાળામાં ઓછો ગરબડાટ અને ઓછા વિદ્યાર્થીઓ હોવાથી તથા તેથી વધારે ધ્યાન આપી શકવાની આ બધી સગવડ ઉભી થવાથી કામમાં વધારે સંગીનપણું આવી શકે છે. આવી રીતની વ્યવસ્થાથી બાળવર્ગને છ કે આઠ મહીનામાં ઉપલા વર્ગમાં ભણાવવાની લાયકાત આવી જાયછે. એક શિક્ષકની શાળામાં આવી રીતની વ્યવસ્થા નીચેના સિદ્ધાંતો ધ્યાનમાં રાખી કરવી જોઈએ.

૧. શાળાના કામના સમયના બે વિભાગઃ—સવારનો સમય બે અથવા અઢી કલાકનો રાખવો. આ વખતે છેક નીચલાં બે ધોરણોમાં તે ધોરણોને લગતા તમામ વિષયો શિક્ષકે જાતે શીખવવા. પછી તેમને રજા આપવી. ઉપલાં ધોરણોનાં બાળકો સવારના વખતે શિક્ષકની સામાન્ય દેખરેખ નીચે જાતે કામ કરે.

૨. વિષયના બે વિભાગઃ—જે વિષયોમા શિક્ષકની ખાસ જરૂર પડે તેવા અને બીજા જેમાં તેની માત્ર દેખરેખની જરૂર પડે તેવા-વિષયની ગોઠવણી સમયપત્રકમાં હોવી જોઈએ શિક્ષકને અમુક સમયે એકજ વિષય જાતે શીખવવાનો આવે.

૩. સંયુક્ત વર્ગોઃ—ઉપરનો હેતુ સચવાય તેટલા માટે ધો. ૩–૪, ૪–૫ અને ૧–૨, એમ વર્ગો સાથે બેસી શકે. સામાન્ય જ્ઞાન, ભૂગોળ, વાર્તાશિક્ષણ, લેખન, મુખગણિત, શ્રુતલેખન વગેરે વિષયો સંયુક્તવર્ગોમાં શીખવી શકાય તેવા છે.

૪. શાળાના દિવસના, ૪૦–૫૦ મિનિટનો એક પિરિઅડ એવા ચાર પિરિઅડ રાખવા. બનતાં સુધી પહેલા પિરિઅડના વિષયનો અભ્યાસ પહેલા પિરિઅડમાં કરવો અને બીજાનો બીજામા; પણ આમ વખતપત્રકને ચુસ્તપણે વળગી રહેવાની ખાસ જરૂર નથી. કદાચ પહેલા પિરિઅડનું કામ બીજામાં પણ ચાલે તો તેમ થવા દેવામાં વાંધો નથી. મુખ્ય બાબત છે એ છે કે દરેક વિષયનું શિક્ષણ સાંગોપાંગ થવું જોઈએ, અને એટલા માટે દૈનિક કાર્યપ્રવૃત્તિમાં યોગ્ય ફુમાશ જોઈએ.

આ પ્રમાણે કામની યોજનાથી સરળતા આવે છે અને બાળકો જાતે કામ કરતા થાય છે. પણ તેમાં પણ, ઘણી વખત વિદ્યાર્થીઓ તરફથી વર્ગના શિક્ષણ દરમિઆન પૂછપરછ કરવામા આવે અને એ પ્રમાણે કામમાં ખલેલ પણ પહોંચે.

આ મુશ્કેલી દૂર કરવા '**ડાલ્ટન યોજના**'નો કેટલાક ફેરફાર સાથે અમલમાં મૂકી શકાય.

૧. ડાલ્ટન પદ્ધતિમાં એક માસનું કામ આપવામાં આવે છે. તેને બદલે આ શાળામાં એક અઠવાડીઆનું કામ રાખવું, કારણ કે નાનાં બાળકોને ઝાઝું કામ એકી વખતે સોંપી દેવું ન જોઈએ.

૨. કામ સોંપવામાં આવે તેમાં ઝીણી ઝીણી વિગતવાર સૂચનાઓ આપવી નહિ, તેમ એકલા પાઠની સંખ્યા પણ નહિ. બાળકો કઈ જગાએ ભૂલ કરે છે, કઈ બાબતો તેમણે મોંઢે કરવી જોઈએ વગેરે બાબતની સૂચનાજ આપવી, પણ વિષયની સમજુતી આપવી નહિ. વિદ્યાર્થીઓ સમજુતી કરી લે અને શિક્ષકને તે બતાવે.

૩. વિષયને લગતાં પ્રસ્તુત પુસ્તકો હોય તે બતાવવાં જોઈએ અને વર્ગમાં તે રાખવાં જોઈએ. જેથી બાળકો વધારાની કે પૂર્તિરૂપે તેમાંથી માહીતી મેળવી શકે.

૪. વિષયનો અઘરો ભાગ હોય તેના ખુલાસારૂપે કેટલાક સામાન્ય પાઠો, ગણિતના નવા સિદ્ધાંતોની સમજુતી અને વિશેષ માહીતી એ શાળાના કામના અડધા હિસ્સા જેટલી પ્રવૃત્તિ છે.

૫. લેખી કામ બતાવવાની યોજના.

૬. જે બાળક એક માસનું સોંપેલું કામ પુરૂં કરી રહે તેને બીજું વધારાનું કામ આપવું, અને એટલુંક કામ યોજનામાં લખેલું ન પણ હોય.

૭. જેણે એક માસનું સોંપેલું કામ પુરૂં કર્યું ન હોય તેને બીજા મહીનાનું આગળ કામ કરવા દેવું નહિ, છતાં શિક્ષક ઉપર તે બાબત છોડી દેવી.

૮. વ્યક્તિગત પ્રગતિ કેટલી થઈ તેનો વિદ્યાર્થી દીઠ સઘળા વિષયનો એક આલેખ રાખવો; તેમજ માર્ક પણ આપવા.

૯. વ્યક્તિગત કામ સોંપવું તે સામાન્ય શક્તિનો તોલ બાંધી સોંપવું, જેથી એક વર્ગના સઘળા સામાન્ય બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ તે કામ કરી શકે; કદાચ મંદ બાળકોને તે કામ કરતાં વધારે વાર થાય એટલુંજ.

આ પ્રમાણે શિક્ષક અને વિદ્યાર્થીઓને કામમાં ગુંથાઈ રહેવું પડે છે. વળી સહકાર સાધી વિદ્યાર્થીઓને કેવી રીતે શાળાના કામમાં મદદરૂપે લેવા તે નીચેના સિદ્ધાંતો ઉપર આધાર રાખે છે

૧. બેસવા ઊઠવાની, ઉભા રહેવાની, ચોપડીઓ વ્યવસ્થિત રાખવાની, એમ દરેક જાતની તેમનામાં અમુ. જાતની ટેવ પાડવી જોઈએ. આથી સ્થળની સુંદરતા વધે છે અને વ્યવસ્થા–બંદોબસ્ત બાળકોમાં કેળવાય છે.

૨. બાળકોને યોગ્ય–પુરતા પ્રમાણમા કામ આપવું. જ્યારે કામ થઈ રહે ત્યારે વખતે વખતે તેમને બીજું કાંઈ લખવા કે ચીતરવાની છુટ આપવી અથવા તો તેમને થોડી વ ર છોડી મૂકવા–પણ વર્ગમાં આળસુ થઈને બેસી રહેવા દેવા નહિ એને માટે બીજી યુક્તિઓ પણ છે. વર્ગમાં મોનિટરને બંદોબસ્તની, વસ્તુની વ્યવસ્થાની, કે તેની લેવડદેવડની જવાબદારી આપવી, વળી સામસામા સવાલ જવાબ પણ કરવા દેવા, વિદ્યાર્થીઓના સમૂહ પાડી પાઠ તૈયાર કરવાની તક આપવી. મોનિટરને બીન પગારદાર શિક્ષકની પંક્તિમાં મૂકવો નહિ.

શાળાનાં સાધનઃ—આવી શાળામા ગામડાની બીજી શાળાઓ કરતાં વિશેષ પ્રકારનાં સાધનો હોય નહિ. કા. પાટીઉં, નકશા, ચાક, બાળકો માટે બેસવાની સાદડી, લખવાનું નાનું મેજ, વગેરે સામાન્ય સાધનો છે. નકશા હસ્તઉદ્યોગના કામ તરીકે થઈ શકે.

શાળામાં હાજરીઃ—બાળકોનું શાળાનું વાતાવરણ આનંદ ઉપજાવે એવું કરવું એ શિક્ષકના હાથમાં છે; છતાં સખતાઈની જરૂર પડે તો તે થોડી બતાવવી. તેમજ ગેરહાજરીનાં કારણ પણ શિક્ષકે જાણવાં જોઈએ.

આ પ્રમાણે શાળાના કામકાજની વ્યવસ્થા કરવાથી અને ડાલ્ટન યોજનાનો કેટલેક અંશે સ્વીકાર કરવાથી શાળાનું કામ ઘણું આગળ ધપે એટલુંજ નહિ પણ બાળકોનું વ્યક્તિત્વ ખીલવવાનો કેળવણીનો જે હેતુ છે તે પણ સાથે સાથે સાધી શકાય એમ છે.

( અંગ્રેજી ઉપરથી )

## બાળકનાં માબાપને યાદ રાખવા જોગ અગત્યની બાબતો

૧. હાલમાં દુનીઆ જે આફતમાં સપડાઈ છે તેમાંથી તેને ઉગારવાનો માત્ર એકજ ઉપાય છે, અને તે એ છે કે આ જમાનામાં બાળકોને

યોગ્ય રીતે ઉછેરવાં. બાળકની જરૂરઆતો તેમજ તે કેવી રીતે પુરી પાડવી તે વિષેના અજ્ઞાનને લીધેજ હાલની દુનીઆની દુઃખદ સ્થિતિ ઉભી થઈ છે.

૨. જગતમાં બાળકોનું માનસ અવ્યવસ્થિત છે તે માત્ર બાળસ્વભાવ તેમજ તેમની બચપણની અવસ્થાની યોગ્ય કેળવણી વિષેના અજ્ઞાનને લીધેજ છે.

૩. બાળકનું વ્યક્તિત્વ દબાઈ ન જતાં તે ખીલે એવી જાતનું બાળકની આસપાસ જે માબાપ વાતાવરણ ઉભું કરે તેજ તેમનો યોગ્ય ધર્મ પાળે છે એમ કહી શકાય.

૪. બાળક એ એક વ્યક્તિ છે. તે કંઈ માતપિતાના કેવળ આનંદની કે કબજાભોગવટાની વસ્તુ નથી. મોટા માણસની સાથે માનાભર્યું જે વર્તન આપણે રાખીએ છીએ તેવુંજ વર્તન તેના તરફ પણ રાખવાની જરૂર છે.

૫. બાળકને માબાપના દૃઢ પ્રેમની જરૂર છે; પણ અતિશય લાડ એ માબાપના બાળક પ્રત્યેના પ્રેમની નહિ પણ તેમના પોતાના સ્વાર્થી પ્રેમની નિશાની રૂપ છે.

૬. તેમને કોઈ બોલાવવા માગે છે કે નહિ, તેમના ઉપર પ્રેમ છે કે નહિ એ બાળકો સમજી શકે છે. તેમની નજર-આગળ જે કંઈ બોલાય છે અથવા જે કંઈ થાય છે તે તેઓ ઘણી નાની ઉંમરે જોઈ સમજી શકે છે. સુશિક્ષિત માબાપો બાળકોની હાજરીમાં તેમના ગુણદોષની વાતો કરે નહિ.

૭. લાડ લડાવેલાં અને લાડથી દૂષિત થએલાં બાળકોમાં સ્વાર્થ ઉત્પન્ન થાય છે અને આગળ જતાં અસંતોષી અને દુઃખી સ્ત્રી કે પુરુષ તરીકે જીવન ગાળે છે.

૮. પહેલી તકેજ બાળકો સઘળું કામ જાતેજ કરે. એવી રીતનું તેમને પ્રોત્સાહન મળવું જોઇએ.

૯. બાળક ઉપર દોર કે અધિકાર ચલાવવો તેના કરતાં તેના પ્રત્યે ભ્રાતૃભાવ દાખવવો એ વધારે સારૂં છે. આ ગમે તે ઉંમરે બની શકે તેમ છે. જો તે ભાવ એક વખતે ગુમાવ્યો હોય તો તે ફરીથી પ્રાપ્ત થઈ શકે છે, પણ તે ધીમે ધીમે પ્રાપ્ત થઈ શકે,

૧૦ બાળકનો અંદરનો ભાવ—તેની વસ્તુ કે પરિસ્થિતિ સંબંધીની લાગણીઓ કેવી છે તે વધારે અગત્યની બાબત છે. તે જે કંઈ બોલે છે તે તો માત્ર માબાપ કે બીજા લોકો જે કંઈ બોલ્યા હોય તે સંબંધીના વિચારો કે ઘડભેજ હોય, પણ તેથી તેની લાગણીના સ્વરૂપનો ખ્યાલ આવતો નથી.

૧૧. બાળકની દરેક ક્રિયાત્મક પ્રવૃત્તિની પાછળ લાગણી રૂપી પ્રેરકબળ રહેલું છે. માબાપને જો તેનું જ્ઞાન હોય તો બાળકની ચેષ્ટા કે ક્રિયા ઉપરથીજ તેની લાગણી તે પારખી શકે.

૧૨. માબાપ બાળકને જે કંઈ કહે તેના કરતા તે તેને કેવી રીતે કહે છે તે વધારે અગત્યની બાબત છે. અવાજથી બાળકનામાં બીક અથવા અનિશ્ચિતતાની વૃદ્ધિ થાય છે, ભલે પછી માબાપના મનમા તેવી જાતની માનસિક ઈજા કરવાનો ઇરાદો પણ ન હોય.

૧૩. માબાપોએ તેમનાં બાળકોને જાહેરમા કોઈ પણ પ્રસંગે બહુ વખાણી કાઢવાં ન જોઈએ કે તેમને ઉતારી પાડવા પણ ન જોઇએ.

૧૪. બહુ સખત અથવા તો હલકા પાડી નાખે એવી જાતની શિક્ષા બાળકને હાનિકારક છે. જ્યારે ત્યારે દોષ કાઢવા એ-હાનિકારક છે. સમજ, નમ્રતા અને દાખલાથી બાળક આખરે સુધરે છે. જો કોઈ પણ પ્રસંગે તાત્કાલિક પગલાં લેવાની જરૂર પડે તો તે એવી રીતે ન લેવાં જોઇએ કે જેથી બાળકના મનમાં એમ થાય કે માબાપ અને તેની વચ્ચે એક આડરૂપ દિવાલ ઉભી કરી દેવામાં આવી છે, પણ તેને બદલે તેને એમ થવું જોઈએ કે વાતાવરણ શુદ્ધ થયું છે.

૧૫. પ્રયોગ અને અનુભવથી ચારિત્ર્યનો વિકાસ થાય છે. બાળકોમાં શોધકવૃત્તિ ઉત્પન્ન થાય તેવી રીતનુ તેમને પ્રોત્સાહન આપવું જોઇએ. ભૂલ થાય તો તેને માટે કે તેની જિજ્ઞાસાને માટે તેને શિક્ષા કરવી ન જોઈએ.

૧૬. 'ફાવે તેમ વર્તો' એ કંઈ ખરી સ્વતંત્રતા નથી. ખરી સ્વતંત્રતા એટલે આત્મનિયમન. જો બાળક ઉપર કેવળ અધિકારજ ચલાવવામા આવે તો આવી જાતનું આત્મનિયમન બાળકનામાં આવે નહિ અને બાળક જાતે વિચાર કરતા શીખે પણ નહિ.

૧૭. બાળક શા કારણથી વશ નથી રહેતું તે જાણવું જેટલું અગત્યનું છે તેટલુંજ બાળક કેમ વશ રહે છે તે જાણવું અગત્યનું છે. એમ પણ હોય કે બાળક તેના માબાપનું ડહાપણ સમજતા શીખ્યું હોય; પણ ઘણી વખત તો તે વશ રહે છે તેનું કારણ માબાપની બીક હોય અથવા તો તેનાં મોટેરાં તરફથી તેને પ્રેમ મેળવવાનો અભિલાષ હોય.

૧૮. ધમકી આપીને બાળકને વશ રાખવું ન જોઇએ. "એમ ન કરીશ" એમ બાળકને કહેવું તેના કરતાં "આટલું કરો" એમ કહેવું ઓછું હાનિકારક છે. જે રીતે સૂચના આપવામાં આવે તેના ઉપર આ

આવે છે તથા ક્ષત્રપ, ગુપ્ત, ગુર્જર વગેરે રાજાઓના વખતના કેટલાક તામ્રપત્રો ઉપરથી અમુક અમુક હકીકત મળી શકે છે, પણ સાલવાર ચોકસ ઇતિહાસ ચાવડા રાજાઓના વખતથી શરૂ થાય છે.

ચાવડા રાજ્ય પહેલાં ગુજરાતમાં આહીરોની સત્તા અને તેમનો વૈભવ ઘણા સારા પ્રમાણમાં હશે એમ ઉત્તર ગુજરાતમાં મુસાફરી કરતાં જણાય છે.

યશોદાનંદન શ્રીકૃષ્ણચંદ્ર જે વખતે ગોકુળમા રહેતા હતા, ત્યારે એટલે આજથી પાંચ હજાર વર્ષ પહેલાં આહીરોની સસ્કૃતિ અને વૈભવ ઇતિહાસ પ્રસિદ્ધ હતાં એમ મહાભારત અને ભાગવત વાચતા જણાય છે.

કંસનો વધ કર્યા બાદ મથુરાનું રાજ્ય ઉગ્રસેનને આપ્યું અને જરાસંઘના હુમલાથી યાદવોને બચાવવા ભગવાન શ્રીકૃષ્ણે દ્વારિકા તરફ પ્રયાણ કર્યું, ત્યારે તેમના માનીતા ગોવાળીઆઓ ગોકુળનો ત્યાગ કરી તેમની પાછળ ચાલ્યા. આ ગોવાળીઆઓમાં ઝાઝો, વીંઝો, દુધડો, વામાણી, કલ્લોલ, માટીઓ, ફાંજીઓ, જાદવ અને જોંથર નામના નવ નંદો હતા. ભગવાને ગોકુળમાં રમણ કર્યું તેની યાદગીરીમાં ઉપરના નવ નંદોને એક એક લાખ ગાયો આપી તેમના પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવ્યો. ભગવાનના પ્રયાણ વખતે આ આહીરો તેમની પાછળ ચાલ્યા. પાછળ આવતા આહીરોને ભગવાને ઘણે સમજાવ્યા તેથી તેમાંના કેટલાક પુષ્કર આગળ, કેટલાક ઢીમા, ધરણીધર અને થરા આગળ અટકયા અને કેટલાક તેમની સાથે ઠેઠ દ્વારકા સુધી ગયા. આહીરો ઉપરનાં પાંચે સ્થળોને તીર્થસ્થળો તરીકે ગણે છે.

ભગવાને જતી વખત ગોવાળીઆઓને પુષ્કળ ગાયો આપી હતી અને તેમને રહેવાને માટે ઘાસચારાથી ભરપુર જગ્યાઓ બતાવી હતી.

આહીરો જે જે જગ્યાઓએ રોકાયા ત્યાં ત્યાં તેમણે ધર્મસ્થાનકો બંધાવ્યાં.

ગોપીગણવલ્લભ કૃષ્ણચંદ્રનો વિયોગ સહન ન થવાથી આહીર સ્ત્રીઓએ કાળી ઊનનાં બનાવેલાં સોગીયાં કપડાં ધારણ કર્યાં. કૃષ્ણ ભગવાન ફરી તેમને મળ્યા નહિ અને આહીર સ્ત્રીઓએ આ કપડા બદલાવ્યાં પણ નહિ એટલે આજ સુધી તેઓ આવાંજ સોગીયાં કપડાં ધારણ કરી રહી છે.

ગોવાળીઆ અથવા ભરવાડના નામથી ઓળખાતા આ આહીરો ગાયો રાખતા અને ઉંચા પ્રકારની સંસ્કૃતિવાળું નીતિમય નિર્દોષ જીવન ગુજારતા.

આહીરોને–ભરવાડોને મળતીજ રબારીની કોમ પણ ઘણા જુના વખતથી જાણીતી થએલી છે.

અભિમન્યુ જે વખતે મહાભારતનું યુદ્ધ ખેલવા સિધાવવાના હતા ત્યારે ઉત્તરાની સાથે તેમનો છેલ્લો મેળાપ કરાવવાનો પ્રબંધ રચવામાં આવ્યો હતો. ઉત્તરા તેમના પીએરના દૂરના પ્રદેશમાં હતાં. તેમને અભિમન્યુ પાસે લાવવાનું કાર્ય દુષ્કર હતું. આ વખતે રબારી લોકો ઊંટ રાખતા અને લાંબી ખેપો કરતા હતા. રત્ના રાયકા નામના રબારીએ ઉત્તરાને લાવવાનું કઠિન કાર્ય કર્યું, તેથી પાંડવોએ તેને દેસાઈનું પદ આપ્યું; ત્યારથી રબારીઓ દેસાઈ એ કહેવાય છે.

ભરવાડો અને રબારીઓમાં ઘણી ભિન્નતા છે. રબારીઓ ઊંટો રાખતા અને ભરવાડો ગાયો રાખતા. શ્રીકૃષ્ણના વિયોગે ભરવાડણો હજી પણ ઊનનાં સોગીમાં કપડાં પહેરે છે, જ્યારે રબારણો સુતરાઉ કપડાં પહેરે છે. ભરવાડ લાલ છેડાઓ વાળી પાઘડી, પાસાબંધ ડગલી, ચારે છેડે ધોતલી અને હાથમાં રૂપાનાં કડાં પહેરે છે. રબારીઓ સાદી છેડા વિનાની પાઘડી, આગળ કસવાળી ડગલી, બે છેડે ધોતલી અને કાંડે ડોડીઓ પહેરે છે. રબારી અને ભરવાડોને હાલમાં રોટીવહેવાર છે પણ બેટીવહેવાર નથી. હાલમાં રબારીઓ ગાયો રાખે છે પણ તે કામ અસલના વખતમાં ભરવાડોનું જ હતું.

ગોકુળનો ત્યાગ કર્યા પછી ભરવાડોની વસ્તી ગુજરાતમાં ફેલાઈ. તેમના દ્રવ્યનો વ્યય તેમણે ગુજરાતમાં દહેરાંઓ, તળાવો અને વાવો બંધાવવા પાછળ કરેલો ઠેરઠેર જણાય છે. ચાવડા વંશના રાજા વનરાજના પરમ મિત્ર અણહીલનો ઇતિહાસ સૌને વિદિત છે. તે પહેલાંના આહીરોના—ભરવાડોના વૈભવનો પરિચય વીરમગામ તાલુકામાં ફરનાર ઇતિહાસ યાત્રિકને થઈ શકે તેમ છે.

આહીરોના વખતનો થોડો પરિચય કરવા આપણે બે ત્રણ સ્થળોનાં દૃષ્ટાંતો તપાસીએ:

બહુચરાજીથી ચાર માઇલ દૂર **સીતાપુર** નામનું એક ઘણું પ્રાચીન ગામ છે. અસલના વખતમાં ત્યાં આહીરોની વસતી સારા પ્રમાણમાં હશે એમ લાગે છે. તે કાળના જુના અવશેષોમાં ત્યાં **સર્મા માતા, સર્મા તળાવ, સમીવાવ** અને ઊંડા **મહાદેવ**ની જગ્યાઓ અત્યારે પણ જોઈ શકાય છે.

પ્રાચીન કાળમાં સીતાપુર એક મોટું નગર હતું. આ નગરમાં **સર્મા આહીર** નામનો એક દ્રવ્યવાન આહીર રહેતો હતો. આહીરો પૈસાદાર થતા તો વાવ, કૂવા, તળાવ અને મંદિરો બંધાવતા. તે વખતે બેન્કો ન હોવાથી

પોતાનું દ્રવ્ય તેઓ જમીનમાં દાટતાં અને તેની નિશાની રાખવા અમુક અમુક જગ્યાએ તેઓ પાળીઆઓ દાટતા અને તે પર "તીરવા" "ઢોલવા" વગેરે શબ્દો કોતરતા. વિશેષ હકીકત તામ્રપત્ર ઉપર કોતરાવી તે ઘરમાં રાખતા.

આવા પાળીઆઓ વીરમગામ તાલુકામાં ઘણે સ્થળે હોવાનું અને તામ્રપત્રોની હકીકત ઉપરથી કેટલાંક સ્થળો પરથી દ્રવ્ય લઈ ગયાનું ઘણું સંભળાય છે. દ્રવ્ય લઈ જતી વખત ઘીનો દીવો કરી તેની પાસે થોડા સિક્કાઓ મૂકવામાં આવેલા કહેવાય છે.

**સેમા આહીરે** પોતાની અપાર લક્ષ્મી સીતાપુરમાં એક મોટું તળાવ, એક વાવ, એક માતાનું મંદિર અને એક શિવાલય બંધાવવામાં ખરચી હતી. આ ચારે સ્થળો અત્યારે પણ જોઈ શકાય છે. દંતકથા કહે છે કે સેમા આહીરની સ્ત્રી આવા દ્રવ્યવ્યયથી નાખુશ થઈ, તેથી તેણે હુક્કામાં ઝેર આપી પોતાના ધણીને મારી નાખ્યો.

ઉંડા મહાદેવનું દહેરૂં હાલમાં જમીનની અંદર દેખાય છે. ઉપરના ભાગમાં હાલમાં રામજીની મૂર્તિ પધરાવવામાં આવી છે. જમીન ખોદવામાં આવે તો મોટું દહેરૂં નીકળી આવે એવું જણાય છે. માતાનું મંદિર હાલમાં ખંડેર હાલતમાં જણાય છે. વાવ તો આખીએ જમીનમાં દટાઈ ગએલી છે. અસલના ભવ્યનગરની સ્મશાનભૂમિ ઉપર ખડું રહેલું હાલનું નાનકડું ગામડું પ્રાચીન ગૌરવના નાનકડા સ્મારક રૂપે આવેલું જણાય છે. દહેરાંનું કોતરકામ અને બાંધકામ સોલંકી વંશમાં બંધાએલાં દહેરાંઓ કરતાં જુદા પ્રકારનું અને વધારે પુરાણું જણાય છે. આ ઉપરથી જાણી શકાય છે કે ચાવડા વંશની પૂર્વે આહીરોનો વૈભવ અને સત્તા આ સઘળા ભાગ ઉપર સારા પ્રમાણમાં હશે.

જે કોતરકામ અને બાંધણી સીતાપુરના ઉંડા મહાદેવના દહેરાંમાં જણાય છે તેના જેવીજ બાંધણી અને કોતરકામવાળું એક શિવાલય ઓઢવ ગામ પાસે જણાય છે. ઓઢવ દેત્રોજથી આશરે ૭ માઈલ છે.

ઓઢવનાં મહાદેવનું દહેરૂં હાલમાં જેટલું બહાર દેખાય છે તેના કરતાં બમણું જમીનમાં દટાએલું છે. જમીન ખોદતાં મોટી થાંભલીઓ, પ્રદક્ષિણા ફરવાની પત્થરની બાંધેલી દહેરાં ફરતી પગથીઓ વગેરે નીકળી આવે છે. હાલના મંદિરનો ઘુંમટ નાનો છે. મહાદેવ ફરતી એવડી જળાધારી છે અને તેમાં મહાદેવની ૭ પીંડીઓ પધરાવેલી છે. હાલના મહાદેવ પાછળથી પધરાવેલા હશે એમ નિરીક્ષણ કરતાં સ્પષ્ટ જણાઈ આવે છે.

અસલના મહાદેવ જમીનમાં દટાઈ ગએલા નીચેના ભાગમાં હશે. દહેરા ઉપરનો કેટલોક ભાગ મુસલમાન કાળમાં પાછળથી ઉમેરાએલો લાગે છે.

આસપાસનાં ગામડાંઓના લોકો કહે છે કે આ મહાદેવ ગૌતમઋષિએ સ્થાપ્યા હતા અને તેઓ કહે છે કે આ મહાદેવ જ્યોતિર્લિંગ ગણાય છે; જો કે પરિવ્રાજકાચાર્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાને ગણાવેલા ૧૨ જ્યોતિર્લિંગમાં તેમનો સમાવેશ થતો નથી.

શિલ્પકામ અને દહેરાની બાંધણી તપાસતાં આ મંદિર કોઈ ધનાઢ્ય આહીરે બંધાવેલું હોય એમ લાગે છે.

આહીરોનું ખરું ધન તેમનાં ઢોર હતું. વરસાદ અને ઘાસચારાની અનુકૂળતા મુજબ તેઓ પોતાનો નિવાસ બદલતા અને તેમના આગમન અને નિગમન પ્રમાણે ગુજરાતનો અમુક અમુક ભાગ સમૃદ્ધ અને ઉજ્જડ બનતો. શીતાપુર, રદાતલ, સુંવાળા, શિહોર વગેરે અનેક સ્થળોએ જમીન ખોદતાં પ્રાચીન કાળના ભવ્ય નગરો દટાએલાં હોય એમ જણાય છે. આવાં સઘળાં સ્થળો એક વખત આહીરોનાં વૈભવ સ્થળો હશે એમ માનવા જેવું લાગે છે. હાલનાં નાનકડાં ગામડાંઓ આ ભવ્યતાની સ્મશાનભૂમિ પર પ્રાચીન ગૌરવનો નિર્દેશ કરતા પાળીઆ જેવા લાગે છે.

આજ સ્થળોનો ચાવડા રાજાઓએ ઉદ્ધાર કરેલો અને સોલંકીઓએ તેમને સમૃદ્ધ બનાવેલા તથા પાછળથી વાઘેલાઓના પતન બાદ અંધાધુંધીના સમયમાં પાછા તેઓ તારાજ થએલાં હોય એમ લાગે છે.

દિવસ પછી રાત્રી અને રાત્રી પછી દિવસ આવે તેમ કાળની અનંતતામાં ધરતી પર ઇતિહાસના અનેક થરો રચાતા જાય છે અને આજે જે સ્થળો વૈભવશાળી લાગે તે આવતી કાલે વિપરીત દશામાં આવી પડે અને ભવિષ્યમાં વળી પાછાં સાધનસંપન્ન બને. ઇતિહાસના થર ઉકેલતાં એક થર ગુજરાતની ભૂમિ પર આહીર સંસ્કૃતિનો પણ આવે છે. આ સંસ્કૃતિ કાળમાં મૂળરાજ સોલંકીના બોલાવેલા ઉદિચ્યો પણ ન હતા, શ્રીમાળથી આવેલા શ્રીમાળીઓ પણ ન હતા. અને તેમની પણ પૂર્વે ગુજરાતી બનેલા પારસીઓ પણ ન હતા. કૃષ્ણભક્તિમાં તલ્લીન બનેલા નિર્દોષ અને નીતિમય જીવન ગાળતા ગોકળીઆઓથી આ આખો પ્રદેશ સુખી અને વૈભવવાળો હતો.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી૦ ડે૦ એ૦ ઇન્સ્પેક્ટર
અમદાવાદ.

## [૩] પ્રકાશને લગતા પ્રયોગ

ગયા અંકના પૃષ્ઠ ૮૫ થી ચાલુ

(૧) પ્રકાશનું પ્રસરણ, સંયોગીકરણ અને પૃથક્કરણ, (૨) પ્રકાશનું પરાવર્તન, (૩) પ્રકાશનુ વક્રીભવન, (૪) પ્રકાશના ચમત્કાર.

**(૧) પ્રકાશનું પ્રસરણ:—**

(अ) પ્રકાશના કિરણો સીધી લીટીમા જાય છે તે બતાવવા માટે મેજ ઉપર દીવો મૂકી ત્રણ કાણાવાળા કાગળ દીવાની સીધી લીટીમાં કાણા સીધી હારમા રાખી ગોઠવ્યા. કાગળનાં કાણામા થઈ દીવાનો પ્રકાશ આરપાર જોઈ શકાયો વચલા કાગળનું કાંણું સીધી લીટીમાથી આઘું ખસેડયુ તો પ્રકાશ જોઈ શકાયો નહિ.

(ब) પ્રકાશનું પૃથક્કરણ—
ત્રણ પાસાવાળો કાચ લઈ તડકામા ધરી તેમાંથી નીકળતા કિરણ છાયડામા સફેદ સપાટી ઉપર પાડ્યા. તો જાં. ગ. વા. લી. પી. ના. રા. એ સાત રંગની પટી જણાઈ.

(क) પ્રકાશનું સંયોગીકરણ—
ઉપર મુજબ પ્રકાશમાંથી છુટા પડેલા જાં. ગ. વા. લી. પી. ના. રા. માતે રંગ સરખા પ્રમાણમા એક ભમરડી ઉપર લગાવી ભમરડીને ફેરવી, તો સફેદ રગ જણાયો. તેથી સમજાયું કે પ્રકાશ સાત રંગોનો બનેલો છે.

**(૨) પ્રકાશનું પરાવર્તન:—**

પ્રકાશનો પતનકોણુ પરાવર્તન કોણની બરાબર હોય છે. તે સમજાવવા માટે પ્રયોગ.

(अ) સીધી લીટીવાળા મેજ ઉપર કાગળ મૂકી, કાગળની એક કિનારીએ આરસાને ઊભો ગોઠવ્યો. કાગળ ઉપર એક બાજુએ ઉભી ટાંકણીઓની ત્રાસી હાર કરી. તે ટાકણીઓના આરસા પાછળ દેખાતા પ્રતિબિંબની સીધી હારમા આવે તે પ્રમાણે કાગળ ઉપર બીજી ટાંકણીઓની લાઈન કરી. ટાકણીઓની હાર મુજબ લીટીઓ દોરી ને બંને હારો વચ્ચેના ખુણાને દુભાગનારી લંબલીટી દોરી, તો બંને બાજુના બે ખુણા ( પતનકોણુ અને પરાવર્તનકોણુ ) સરખા થયા.

(ब) ઉપરના નિયમના આધારે અબાઉદ્દીને પદ્મિનીનો ચહેરો જેયો

હતો, તે પ્રયોગ બહુજ રમુજ પડે તેવી રીતે કરી બતાવવામાં આવ્યો હતો. મેજ ઉપર ઉભો આરસો ગોઠવી આરસાના મધ્ય ભાગેથી લંબને સમાન્તર કાડબોર્ડનો પડદો ઉભો મૂકી, પડદાની એક બાજુએ સ્ત્રી અને બીજી બાજુએ પુરુષનાં પુતળાં ઉભાં રાખી આબેહુબ ચિતાર બતાવવામાં આવ્યો હતો.

(क) બે સરખા કદના આરસા મજાગરાની પેઠે જોડી દીધા હતા. બંને આરસા સીધી લીટીમાં હોય ત્યારે તેના સામે મૂકેલી પેન્સિલ એકજ દેખાતી અને જેમ જેમ તે આરસાને સંકડાતા ગયા તેમ તેમ પેન્સિલો બે, ચાર, આઠ એમ અમુક અંશને ખુણે દેખાતી હતી.

3) પ્રકાશનું વક્રીભવન:—

પાતળામાંથી ઘાટા થરોમાં જતાં અને જાડામાંથી પાતળા થરોમાં જતાં પ્રકાશનાં કિરણો બંને થરોની વચલી સપાટી ઉપર મરડાય છે તે સમજાવવા માટેના પ્રયોગ—

(अ) ખાલી ટબમાં રૂપીઓ મૂકી, જ્યાંથી રૂપીઓ ના દેખાય તેટલે દૂર ઉભા રહી ટબમાં પાણી રેડાવ્યું, તો રૂપીઓ દેખાયો.

(ब) પાણી ભરેલા ટબમાં ફૂટપટી મૂકવાથી તેનો અંદરનો ભાગ પાણીની સપાટી આગળથી વાંકો વળેલો દેખાયો.

(४) પ્રકાશના ચમત્કાર:—

(अ) મૃગજળ:—રણમાં પાણી જેવો ભાસ દેખાઈ, તેમાં ઝાડ ઊંધાં દેખાય છે. (ચિત્રોથી સમજાવ્યું.)

(इ) મેઘધનુષ:—સાત રંગના પટા આકાશમાં અજવાળાના પૃથક્કરણથી દેખાય છે. (ચિત્રથી સમજાવ્યું.)

(क) ફરકડી ઉપર ઉપરના સાત રંગો સમપ્રમાણ લગાવી ફેરવવાથી સફેદ રંગ દેખાયો.

(ड) એક ગોળ પત્તાની એક બાજુ પાંજરૂં અને બીજી બાજુ પોપટ ચીતરી ત્વરાથી ફેરવવાથી પાંજરામાં પોપટ પૂરાએલો દેખાયો.

(इ) સળગતા કોલસાને બાંધી ગોળ ફેરવવાથી સળગતું વર્તુળ દેખાયું.

(फ) દાંતાવાળી ફરકડીને ફેરવવાથી દાંતા દેખાયા નહિ.

અમુક જોએલી વસ્તુનો ભાસ સેકંડના આઠમા ભાગ જેટલી વખત આંખ ઉપર રહે છે. છેલ્લા ચાર પ્રયોગ એ નિયમની સાબીતી રૂપ છે.

સિનેમામાં પ્રાણીઓ દોડતાં કૂદતાં દેખાય છે, તે પણ આ નિયમને જ આભારી છે.

## [૪] ગરમીને લગતા પ્રયોગ.

(૧) ગરમીનો ફેલાવો. (૨) ગરમીથી પદાર્થો ફૂલે છે. (૩) રંગની ગરમી ટકાવવાની શક્તિ. (૪) કપડાની ગરમી ટકાવવાની શક્તિ. (૫) ગરમીનો ફેલાવો (વાહક ને મંદવાહક). (૬) છુપી ગરમીના વ્યાવહારિક દાખલા.

### (૧) ગરમીનો ફેલાવો:—

अ. ગરમી કિરણોદ્વારા ફેલાય છે:—સગડીમા સળગતા કોલસા ભરી થોડેક છેટે લોખડનું પનરું મૂક્યું. તે થોડીવારમા ગરમ થઈ ગયું.

ब. ગરમી રજકણોદ્વારા ફેલાય છે:—સગડીમા સળગના કોલસા ભરવાથી આખી સગડી ગરમ થઈ ગઈ.

क. વાયુરૂપ અને પ્રવાહી પદાર્થોમા ગરમીથી નજીકના રજકણો ગરમ ને હલકા થઈ ખસી જાય છે. તેની જગ્ગોએ ઠંડાં ને ભારે રજકણો આવી ગરમ થાય છે. એમ મતન ઉષ્ણતાનયનની ક્રિયાથી ગરમી ફેલાય છે. આ પ્રયોગ સ્ટવ ઉપર પાણી ગરમ કરીને સમજાવ્યો.

### (૨) ગરમીથી પદાર્થો ફૂલે છે:—

अ. ગરમીથી ઘન પદાર્થ ફૂલે છે. તે બનાવવા માટે એક લોખંડના ગોળાને કડીમા થઈ પસાર કરી બતાવ્યો. પછી ગરમ કરી કડીમાં થઈ પસાર કરવા પ્રયત્ન કર્યો પણ આરપાર જઈ શક્યો નહિ.

ब. એક સળીઆ સાથે ચાંપવાળો ગરમી બતાવનાર કાંટો અને સળીઆ નીચે સ્પીરિટ સળગાવવાની ખોભણવાળુ યંત્ર હતું. ખોભણમાં સ્પીરિટ ભરી સળગાવ્યુ. સળીઓ ગરમ થઈ ફૂલ્યો એટલે ચાંપના દબાણથી કાંટો આઘો ખસ્યો. સળીઓ ઠંડો પડયો ત્યારે કાંટો પોતાના મૂળ સ્થાને પાછો આવ્યો.

क. ગરમીથી પ્રવાહી પદાર્થ ફૂલે છે:—સ્ટવ ઉપર દૂધ ગરમ કરવાથી ઉભરો આવ્યો.

ड. કાચની નળીમાં ભરેલું રંગીત પાણી નળીને ગરમ કરવાથી ઉપર ચઢી બહાર નીકળ્યું.

ई. ગરમીથી વાયુરૂપ પદાર્થ ફૂલે છે. કાચના ફ્લાસ્કનું મોઢું પાણીમાં ડુબાડી, ઉપરથી ફ્લાસ્કને ગરમ કર્યો. ફ્લાસ્કમાંની હવા ગરમ થઈ, પરપોટા રૂપે પાણીમા થઈ બહાર નીકળી ગઈ. તેની ખાલી પડેલી જગાએ પાણી ચઢયું.

फ. રબરના ફુગ્ગામા સાધારણ હવા ભરી તેને ગરમ ફુગ્ગામાની હવા ગરમ થઈ ફૂલવાથી ફુગ્ગો વધારે ફૂલી ફાટી ગયો.

ड. એક કરતાં વધુ ઉચ્ચાલનોથી મરજીમાં આવે તેટલું વજન ઉચકી શકાય છે તે સમજાવવા, છુટી અને જડેલી બે ગરગડીની મદદથી પાણી ખેંચી લાવવું.

ई. તળાવમાંથી પાણી લેવાની સુપડીનો પ્રયોગ કરી બતાવ્યો.

ઉપરાંત ઉચ્ચાલનના નિયમ તથા ફાયદા વર્ણનથી સમજાવ્યા હતા.

**(૩) જળચક્રી:—**

યાંત્રિક કાર્યશક્તિનું વ્યાવહારિક દૃષ્ટાંત બતાવવા જળચક્રી ઉપર પાણી રેડી ચલાવી બતાવીને ઉપયોગ સમજાવ્યો.

## [૬] પદાર્થો સંબંધી

(૧) ચાક, (૨) ગંધક, (૩) દેવતા, (૪) પહેલદાર વસ્તુઓ, (૫) મીઠાની બનાવટ, (૬) સીસુ, કલાઈ ને જસત, (૭) ફટકડી, (૮) ગોળ, (૯) રંગ.

**(૧) ચાક:**-(૧) પાણીમાં ઓગળતો નથી. (પાણીમાં નાખી બતાવ્યો.)
(૨) દેવતામાં પીગળતો નથી. (દેવતામાં નાખી બતાવ્યો.)
(૩) દેવતામાં નાખી ઠંડું પાણી છાંટી ચુનો કરી બતાવ્યો.
(૪) છિદ્રાળુ છે. (પાણીનાં ટપકાં નાખવાથી ચૂસાઈ ગયાં.)
(૫) બરડ છે. (પછાડી બતાવ્યો.)

**(૨) ગંધક:**-ગુણ:—બરડ, પહેલદાર, અદ્રાવ્ય, પીગળે તેવો, જ્વાળાગ્રહી, રંગનો ઉરાડનાર વગેરે ગુણો ઉપર મુજબ કૃતિ કરીને સમજાવ્યા. ઉપયોગ વર્ણન કરીને સમજાવ્યો.

**(૩) દેવતા:**-બે લાકડાં ઘસવાથી, ચકમકને પત્થર અફળાવવાથી, અંતર્ગોળ આરસો અથવા સૂક્ષ્મદર્શક કાચ સૂર્ય સામે ધરવાથી દેવતા સળગે છે. હાલ દિવાસળીની શોધ થવાથી દિવાસળીથી દેવતા સળગાવાય છે. (કૃતિ કરીને સમજાવ્યું) મીણબત્તી સળગાવી ઉપર બરણી ઢાંકી દીધી. થોડીવારે મીણબત્તી હોલવાઈ ગઈ. એ પ્રમાણે પ્રત્યક્ષ કૃતિ કરીને સમજાવ્યું કે દીવો દેવતા સળગતાં રહેવા હવાની જરૂર છે. ઉપયોગ વર્ણનથી સમજાવ્યો.

**(૪) પહેલદાર વસ્તુઓ:—**

જે વસ્તુને ભાંગવાથી નાનામોટા પણ સરખા ઘાટના પાસાદાર ટુકડા થાય છે તેને પહેલદાર વસ્તુઓ કહે છે. કૃતિ કરીને ફટકડી, ગંધક, મીઠું, બરફ, પતરી સાકર એ પહેલદાર વસ્તુઓ છે તે સમજાવ્યું. તેમાં બરફ, મીઠું, સાકર મનુષ્યકૃત પહેલદાર છે, ને બાકીની ઈશ્વરકૃત પહેલદાર છે.

**(૫) મીઠાની બનાવટ:—**

પાણીમાં હળેલું મીઠું નાખેલા દ્રાવણને ઉકાળીને મીઠું કરી બતાવ્યું; અગર કરી બતાવ્યો. મીઠાની જાત, ઉપયોગ ને ગુણ વર્ણનથી સમજાવ્યા.

**(૬) ગોળ:**—લાકડાના કોલુમાં શેરડીને પીલી, રસ કાઢી કઢાઈમા ઉકાળી ગોળ તૈયાર કરી બતાવ્યો.

**(૭) ફટકડી:**—બરડ, પહેલદાર, તુરી, ઝાખી ધોળી. પાણીમાં ઓગળે છે, ગરમીથી પીગળે છે વગેરે ગુણ કૃતિ કરીને સમજાવ્યા.

ઉપયોગ:—દૂધ ગરમ કરીને ફટકડીની ભૂકી નાખીને ફારી બતાવ્યું. મેલા પાણીમાં નાખીને સ્વચ્છ કરી બતાવ્યુ, ને બાકીનો ઉપયોગ વર્ણનથી સમજાવ્યો.

(૮) સીસું, કલાઈ ને જસત:—

ત્રણે ધાતુઓના ગુણ અને ઉપયોગ સમજાવ્યા.

(૧) વાસણને કલાઈ કરી બતાવી.

(૨) જસત ને કલાઈ મેળવી કાંસુ બનાવ્યુ.

(૩) કલાઈ ને તાણું મેળવી પિત્તળ બનાવી બતાવ્યું.

**(૯) રંગ:—**

લાલ, પીળો, ને વાદળી એ ત્રણે મળ રંગોમાથી પ્રમાણસર મેળવણી કરી મિશ્ર રંગો અને મિશ્ર રંગોના મિશ્રણથી વધારાના રંગો બનાવી બતાવ્યા. આ પ્રયોગ જોવામા નાની ઉમરના વિદ્યાર્થીઓને બહુ રસ પડયો હતો.

## [૭] પરચુરણ પ્રયોગ

(૧) ગુરુત્વમધ્યબિંદુ (૨) એસિડ કે તેજાબ, અલ્કલિ અને ક્ષાર.

**(૧) ગુરુત્વ મધ્યબિંદુ**

હરકોઈ પદાર્થનું ગુરુત્વમધ્યબિંદુ શોધી કાઢવાની રીત—એક પતરા ઉપર જુદે જુદે ઠેકાણે પકડવાથી સમતોલ રહે તે જગોએથી લીટીઓ દોરી બધી લીટીઓનું છેદનબિંદુ તે ગુરુત્વમધ્યબિંદુ છે, એ સમજાવ્યું.

**અ.** હાથમા, માથા ઉપર વજન લઈને ચાલનાર શા માટે વજનથી વિરુદ્ધ બાજુએ નમે છે તે ચિત્રોદ્વારા સમજાવ્યુ.

**ઘ.** ગુરુત્વમધ્યબિંદુની વિચિત્રતા બતાવનાર યંત્ર તથા અણનમ પહેલવાન અને માથાનો ફરેલો, એ સાધનોથી ગમ્મતની સાથે બાળકોને ગુરુત્વ-મધ્યબિંદુનો પ્રયોગ સમજાવ્યો. મિનાર દીવીનું તળીઉ પહોળું રાખ-

કોલોનથી અમે ફ્રેંકફોર્ટ આવ્યાં. આ પ્રવાસ રહાઇન નદીના ખોળામાં કર્યો હતો. કુદરતે સૌન્દર્યની ભેટ આ સરિતાને છુટે હાથે આપી જણાય છે. તેને કાંઠે જેટલાં શહેરો વસેલાં છે તે બધાંએ સુંદર અને ઇતિહાસપ્રસિદ્ધ છે. આ શહેરોની શોભામાં રહાઇન ખૂબ અભિવૃદ્ધિ કરે છે. યુરોપના નગાધિરાજ આલ્પસમાંથી રહાઇનનો જન્મ થાય છે. તેની લંબાઈ ફક્ત ૮૦૦ માઇલનીજ છે, છતાં આ સરિતસુંદરી મધ્ય યુરોપને સૌન્દર્યનું દાન આપવા ઉપરાંત ઘોરી જળમાર્ગની બક્ષીસ આપે છે.

**ફ્રેંકફોર્ટ:**—આ શહેરની આસપાસ પણ કોલોનની પેઠે સુંદર ઝરણાં છે. આના જળનો પણ દવા તરીકે ઉપયોગ કરવામાં આવે છે. વૈદ્યકવિદ્યાની વિશિષ્ટ તાલીમ માટે અહીં સંસ્થાઓ છે. અહીંની ખેતીપેદાશમાં રાય, ઓટ, અને બીટ એ મુખ્ય છે. ખનીજસંપત્તિમાં કોલસાની ખાણો પુષ્કળ છે. ફ્રેંકફોર્ટ મૂક્યા પછી અમે સ્ટટગાર્ટમાં આવ્યાં.

**સ્ટટગાર્ટ:**—તે વર્ટેમ્બર્ગની રાજધાની છે. આ શહેર ડુંગરાળ પ્રદેશમાં આવેલું છે. તેની આસપાસ જ્યાં જુઓ ત્યાં મનોહર દ્રાક્ષની વાડીઓ જોવામાં આવે છે. ત્યાંની હવા ઠંડી છે. ઠેકઠેકાણે સરોવરો અને નિર્મળ પાણીનાં ઝરણાંઓ છે. સ્ટટગાર્ટ મૂક્યા પછી અમે મ્યુનિચમાં આવ્યાં.

**મ્યુનિચ:**—મ્યુનિચ કુદરતી સૌન્દર્યથી ભરપૂર છે, કારણ કે તે બ્લેકફોરેસ્ટની અંદર આવેલું છે. બાવેરિયાનું તે પાટનગર છે. સારી આલમનું સૌન્દર્ય મ્યુનિચને શરણે એકઠું થએલું છે. સૌન્દર્યના ઉપાસકોને માટે તો તે તીર્થક્ષેત્ર સરખું છે. અહીંનાં સંગ્રહસ્થાનો અને પિક્ચર ગેલેરીઓ જોતાં જર્મન પ્રજાની વિશિષ્ટતાનો અને કલાપ્રિયતો કંઇક ભાસ થયો.

બંને બાજુએ પુષ્પિત વૃક્ષાવલિઓથી સુશોભિત, વિશાળ અને આરસી સમા સ્વચ્છ રસ્તાઓ જોઈ મન આશ્ચર્યચકિત બન્યું. ઠેકાણે ઠેકાણે શહેરમાં ફરતાં જાણે એવોજ ભાસ થતો કે આપણે પૃથ્વીપરના કોઈ શહેરમાં નથી, પણ ઇંદ્રપુરી કે અલકાપુરી જેવી કોઇ સ્વર્ગીય પુરીમાં ફરીએ છીએ.

ઘણા સમયથી મ્યુનિચનું જગપ્રસિદ્ધ મ્યુઝિયમ જોવાની, સંગીતના જલસાનો રસ લુંટવાની અને પ્રાચીન ચિત્રકારોથી માંડી અર્વાચીન ચિત્રકારોની આલેખિનીથી આલેખાએલી અદ્‌ભુત કૃતિઓને નીરખી આંખને ઠારવાની મારી મહેચ્છા હતી તે પૂર્ણ થઈ. મ્યુનિચમાં પગ મૂકતાં અમે જર્મન મ્યુઝિયમ તરફ આકર્ષાયા. એનું સર્વસંગ્રાહિત્વ જોઈ અમે તો આશ્ચર્યમુગ્ધજ બની ગયાં. આ મ્યુઝિયમને જુદા જુદા પાંચ વિભાગમાં વહેંચી નાખવામાં આવેલું છે.

**પહેલો વિભાગ:**—આ વિભાગમાં ભૂસ્તરવિદ્યા અને ખનીજ પદાર્થોને લગતા એટલા બધા વિવધ નમુનાઓ છે કે તે બધાને ઝીણવટથી જોતાં મહીનાઓ થાય, પણ એ વિદ્યાથી તદન અનાભિજ્ઞ માણસોનો ચંચુપાત પણ તેમાં થઈ શકે નહિ. ખાણો જોવા ગયા ત્યારે તો એમજ લાગ્યું કે અમે સાક્ષાત ખાણોમાં ઉતરી બધું નિહાળી રહ્યાં છીએ. ત્યાં ચોમેર અનેક બાવલાં છે તે એટલાં બધાં વાસ્તવિક સ્થિતિમાં છે કે તેને જોતાંજ પ્રત્યેક પ્રેક્ષકને ભ્રમ થાય કે આ જીવતાંજ મનુષ્યો છે. આધુનિક યંત્રો કેટલું ચમત્કારી કાર્ય કરી શકે છે તેનો કંઇક ખ્યાલ આ મ્યુઝિયમે આપ્યો. સાંભળવું કે વાંચવું એ એક બાબત છે અને અનુભવવું તે બીજી બાબત છે. આ કથન મને અહીં સર્વાંશે સત્ય લાગ્યું. ખરેખર, અનુભવવામાંજ ખરો આનંદ સમાએલો છે. આ વિભાગમાંથી અલ્પ સમયમાજ મને ભૂસ્તરવિદ્યાને લગતું, આધુનિક યંત્રોને લગતું તથા ઉદ્યોગોને લગતું ઉપલક જ્ઞાન સહેજમાં પ્રાપ્ત થયું. દસ પુસ્તકોમાંથી પણ એ પ્રાપ્ત ન થાત. સમય કંઈ અમારી રાહ જોઇને અટક્યો ન હતો. તે તો સતત ચાલ્યો જતો હતો. લગભગ ત્રણ કલાક થઈ ગયા. તેથી આ વિભાગનું નિરીક્ષણ આટલું બસ છે એમ સંતોષ માની બીજા વિભાગમાં દાખલ થયા.

**બીજો વિભાગ:**—કલ્પનાને સ્થૂલસૃષ્ટિમા દાખલ કરતાં કેવા ભગીરથ પ્રયાસો કરવા પડે છે અને અંતે વિજયના દુંદુભી કેટલા જોરથી ટંકાર કરે છે તેની ઝાંખી પ્રત્યેકને થઈ શકે એવું આ સ્થાન છે. યંત્રો, વિવિધ વાહનો, વિમાનો, ગાડીઓ વગેરેનો ઇતિહાસ પ્રદર્શિત કરતો આ સંગ્રહ ખરેખર અનેરોજ છે. " જૉન સ્ટીવન્સનની કલ્પનાએ જન્મ આપેલ વરાળયંત્રથી માંડી વિદ્યુત ઍંજિનોના નમુનાઓ અહીં સંગ્રહાએલા છે. આ વિભાગમાંથી અમે ત્રીજા વિભાગમાં ગયા.

**ત્રીજો વિભાગ:**—અહીંઆં બટન દબાવતા એક પ્રયોગ થયો. ચાવી ફેરવતાં યંત્ર ચાલુ થયું. આવા અનેક પ્રયોગો જોઈ હું તો હેરતજ પામી ગઈ. આ દેશમાં વિજ્ઞાન કેટલું આગળ વધ્યું છે, અને તેણે માનવની સુખસગવડમાં કેટલી પ્રગતિ કરી છે તેની કલ્પના કરતાં આપણા દેશની દયા આવી. ખરેખર, વૈજ્ઞાનિક દુનિયામાં આપણા દેશનું સ્થાન (સ્થળ) રસાતળ જેટલું નીચું છે. ત્યારપછી ચોથો અને પાંચમો વિભાગ જોયો.

**પાંચમો વિભાગ:**—પાંચમા વિભાગમાં કાગળ, વસ્ત્રો, દારૂ, ખેતી વગેરે ધંધાઓને લગતો વસ્તુસંગ્રહ છે. તે ઉપરાંત ખગોળવિદ્યાને લગતા નમુનાનો એક મોટો ઓરડો છે. તેમાં રાક્ષસી વિસ્તારનું એક દુરબીન છે.

સમાજ તરફથી યોજાએલ વર્ગોનો ૩૮૭૩૦ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો. પુખ્ત ઉંમરનાં પણ અભણ માણસોને જ્ઞાન આપવા માટે ઇંગ્લંડમાં આ મ્હોટામાં મ્હોટી સંસ્થા છે.

**(૨) જ્ઞાન સમાજ:** ૭ કોલેજો તેથા તેર અન્ય કેળવણીની સંસ્થાઓ આ સમાજ સાથે સંકળાએલી છે, સભ્યોની સંખ્યા ૫૧૭૦ ની છે.

**(૩) યુવાનોની ક્રિશ્ચિયન સમાજ:** આ સમાજની ૬૨૦ શાખાઓ છે. ૨૭૦૦૦ બાળકો તથા ૬૯૦૦૦ પુખ્ત વયના પુરુષો તેનાં સભ્યો છે. ૩૧૦ સ્થળોએ આ સમાજે સામાન્ય જનતા માટે વ્યાખ્યાનો ગોઠવ્યાં હતાં. ૨૫ સત્રાન્ત અભ્યાસક્રમો યોજ્યા હતા; ૧૪ વર્ષાન્ત અને ૬ અન્યવર્ગો રાખ્યા હતા, તે ઉપરાન્ત જ્ઞાનપરબો તો અનેક ગોઠવી હતી. રેડિઓથી પણ શિક્ષણ અપાયું હતું.

**(૪) યુવતિઓની ક્રિશ્ચિયન સમાજ:** (y. w. c. 1.) સભ્યોની સંખ્યા ૩૬૫૦૦ છે. ૨૦૦૦૦ નારીઓ આ સંસ્થાના સંબંધમાં એક વર્ષમાં આવી છે. અક્ષરજ્ઞાન માટે ૨૭૧ વર્ગો, અને વ્યાવહારિક કેળવણી માટે ૧૪૦ વર્ગો સમાજે ખોલ્યા હતા. વિનોદાર્થે ૧૮૩ સંમેલનો રાખ્યાં હતાં.

**(૫) દેશસેવિકા સંઘ:** આ સંઘની ગામડાઓમાં ૪૨૫૦ શાખા છે. શીવણ, પાકશાસ્ત્ર, આરોગ્ય, સાહિત્ય, ઇતિહાસ અને સંગીત શીખવા માટે ગામડાઓ તથા શહેરોમાં નિયમિત વર્ગો ભરાય છે. સભ્યોની સંખ્યા અઢી લાખની છે.

**(૬) રાષ્ટ્રીય કેળવણી સંઘ:** પુખ્ત, પાકટ ઉંમરના માણસોમાં જ્ઞાન પ્રચાર કરવાનો આ સંઘનો ઉદ્દેશ છે આ સંઘનું મૂળ ધાર્મિક હતું, પણ અત્યારે તો જાહેર, પ્રજાકીય મંડળ બન્યુ છે. પુરુષો માટ ૫૯૧, સ્ત્રીઓ માટે ૫૨૮, ન્હાનાં બાળકો (મજુર વર્ગના) માટે ૧૨૧, તથા ૧૬૪ મિશ્ર શાળાઓ આ સંઘ ચલાવે છે. અઠવાડીએ એક વખત વર્ગ મળે છે અને નિર્ણિત અભ્યાસક્રમ હાથ લે છે. કેળવણીવિષયક અન્ય પ્રવૃત્તિઓ પણ તે યોજે છે. સમાજસેવાની તાલીમ પણ ત્યાં અપાય છે.

ઉન્હાળાની રજામાં નિશાળોમાં મકાન કે અધ્યાપકો 'આળસુ' રહેતાં નથી, વ્યાખ્યાનો, કથિતપાઠો, સંમેલનો, ધાર્મિક પ્રવૃત્તિઓ, ઉદ્યોગ પ્રદર્શનો વગેરે ઉજવાય છે. પાંચ તો અનિયિઆશ્રમો છે.

**(૭) સહકારી સંઘ:** આ સંઘમાં પચાસ લાખ સભ્યો છે. દર અઠવાડીએ સભા ભરાય છે, અને સામાજિક કે આર્થિક વિષયો પર ચર્ચા થાય છે. કુમારોમાં આ સંઘ સારૂં કામ કરી રહ્યો છે.

તેમને દૂધીઆં દાંત કહેવામાં આવે છે. તે દાતમા ચાર કાપવાના બે ગક્ષી અને ચાર દાઢના મળીને એક જડબામા દસ એમ બે જડબામાં કુલ વીસ દાંત ફૂટે છે. તે દાત સાધારણ રીતે અતિ સુંદર, દેખાવડા અને નાના નાના હોય છે. જ્યાલગી સ્થાયી દાત ન આવે ત્યાંલગી આ દૂધીઆ દાત કામ કરે છે. સાત વર્ષ પછી દૂધીઆ દાત બેડાએક પડવા લાગે છે અને તેની જગાએ સ્થાયી દાત તરતજ ફૂટવા માંડે છે સ્થાયી દાત ઘણેભાગે છેલ્લી ચાર (બે ઉપલા જડબા અને બે નીચલામા) મોટી દાઢો સિવાયના બધા પંદર વર્ષે આવી જાય છે

સ્થાયી દાત વિશેષ કરીને બત્રીસ હોય છે ૧૬ ઉપલામા અને ૧૬ નીચલામા આ દાત દૂધીઆ દાત કરતા મોટા અને મજબુત હોય છે. આ દાતમા છેવટની દરેક જડબામા બે એમ ચાર દાઢ સત્તર વર્ષથી એકવીસ સુધીમા આવે છે. તેઓ ઉગી નીકળે ત્યાર માણસમા વિવેકબુદ્ધિ અને જ્ઞાનના અકુરો ફૂટે છે, અને તેથીજ તેમને જ્ઞાની દાત કહેવામા આવે છે. સ્થાયી દાત જિંદગી પર્યંત સ્વચ્છ અને મજબુત રહે છે

બધા દાત એક સરખા હોતા નથી, કોઈ તેજદાર, કોઈ શુદ્ધ, કોઈ તીક્ષ્ણ અને કેટલાક વિચિત્ર અને પહોળા હોય છે. પ્રત્યેક દાતનુ નામ જુદુ જુદુ હોય છે તેઓ વડે ભિન્ન ભિન્ન પ્રકારના કામ કરવામા આવે છે તેથી દાત વિધવિધ જાતના હોય છે જે દાત વસ્તુ કરડવાના કામની સગવડમા વાપરવામા આવે છે તે કાપવાના દાત અને જે દાત ખોરાક કકડાના રૂપમા તોડવામા તેજદાર હોય છે તેને રાક્ષી અને જે દાંત કકડાઓને ભૂકાના રૂપમા દળવામા મદદ કરે છે તે દાઢોના દાત કહેવાય છે. દાંતના ઉપરના ભાગ પણ એકસરખા હોતા નથી જેથી કામમા એક સગવડ હોય છે નિયમ પ્રમાણે વ્યવહાર નહિ કરવાથી દાત અશક્ત બની જાય છે દાતમા મેલ જામી જવાથી દાતના મૂળમા એક પત્થર જેવી કરણ પીળી ચળકતી દુર્ગંધવાળી વસ્તુ ઉત્પન્ન થાય છે, તે દાતને તથા શરીરને બહુજ અગવડ કરે છે કોઈ કોઈ વિજ્ઞાનવેત્તાઓના એવા અભિપ્રાય હોય છે કે દાતમાથી લોહી નીકળવાનુ પ્રબળ કારણ એજ છે દાત પૂરતી રીતે સાફ નહિ કરવાથી એ દાતની વચ્ચે ખોરાકની નાની નાની કણિકાઓ રહી જાય છે જે દાતને સડાવે છે તેનાથી દુર્ગંધ આવે છે અને ખોરાક ખાતા જીવજતુઓ શરીરમા ઉતરે છે અને તેનાથી રોગની શરૂઆત થવા માડે છે અને દાત ઓચિંતા પડવા માડે છે જેથી મોઢાની શોભા ઘટવા માડે છે.

ઉપરના પ્રસંગ બાદ મલ્લીને તીર્થંકર ગણવામાં આવ્યાં. જૈન મત પ્રમાણે ૨૪ તીર્થંકરો થઈ ગયા છે. છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરસ્વામિને ગણવામાં આવે છે. શ્રી મલ્લીનાથજી ૧૯ મા તીર્થંકર ગણાય છે. ૨૪ તીર્થંકરોમાં શ્રી મલ્લીનાથજી એકજ સ્ત્રી તીર્થંકર છે અને તેમની પ્રતિમા કળશ કુંભના લંછન–ચિહ્નથી ઓળખાય છે.

ભોયણીમાં બિરાજતી શ્રી મલ્લીનાથજીની પ્રતિમા અતિશય મોહક અને લાવણ્યથી ભરપૂર દેખાય છે. જૈન લોકો આખા ભરતખંડમાંથી દર્શનાર્થે અત્રે આવે છે. ભોયણી બેચરાજી લાઈનપર એક જાણીતું રેલ્વે સ્ટેશન છે. વીરમગામ મેસાણા લાઈનપર આવેલા ધેલડા સ્ટેશનેથી પણ ભોયણી જવાય છે.

જૈન ગૃહસ્થો તરફથી યાત્રિકોને ઉતરવાને માટે બે મોટી ધર્મશાળાઓ બંધાવવામાં આવી છે. ગામમાં લોકલબોર્ડની એક નાની નિશાળ ચાલે છે. ગામની મુખ્ય વસ્તી ઠાકરડાઓ તથા કણબીઓની છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી૰ ડેપ્યુટી. એજ્યુ. ઈન્સ.
અમદાવાદ

---

## ગ્રામ્ય શિક્ષણ સાથે સ્કાઉટિંગ

---

શિક્ષણનો પ્રચાર એજ ભારતની મુશ્કેલીઓના નિકાલનો રામબાણ ઉપાય છે; પરંતુ જ્ઞાનને ઠાંસી ઠાંસી ભરવું એ કંઈ શિક્ષણ નથી. સાચું શિક્ષણ તો અનુભવથી આવી જાય છે, અને એનેજ આપણે ઉત્તમ શિક્ષણ કહીશું. શિક્ષણ એ આપત્તિઓના ઉપાયરૂપ છે; પરંતુ તે શિક્ષણ ગામડાંની સ્થિતિ અને જરૂરીઆતને અનુકૂળ હોવું જોઈએ. શહેરની અને ગામડાંની જરૂરિઆત જુદી જુદી જાતની હોય છે. દરેક સ્થળે દરેક માટે એક પદ્ધતિ પાલવે નહિ.

શિક્ષણની ખરી શરૂઆત બાળકથી થાય છે; કારણ કુમળાં મગજો સંસ્કારો ઝીલવા તૈયાર હોય છે, અને જે કંઈ બતાવવામાં આવે તેની છાપ ઝટ મગજમાં ઠસી જાય છે, માટે બચપણથી એવા શિક્ષણની શરૂઆત કરવી જોઈએ. જેમકે શરૂઆતમાં એ ચાલાક મગજને જાદુઈ ફાનસ વગેરેથી તળાવ, રસ્તા, શેરીઓની સફાઈના ઉપાય બતાવવા અને સાથે સમજાવવા

જવું. બાળસંઘ અથવા સ્કાઉટટ્રૂપ રચવાં અને તેમની સાથે રહીને શેરીઓ, રસ્તાઓ, તળાવો સાફ કરવાં. ક્રમે ક્રમે ખેતીની નવી પદ્ધતિઓ (પ્રયોગ) અજમાવવી. રોગીને દવા આપવાનું, આગ બુઝાવવાનું વગેરે કામ શિખવાડવાં. ગામલોકો પોતાનાં બાળકને એક કામ કરતાં જોશે ત્યારે તેમને કામની ઉપયોગિતા સમજાશે અને બાળકને મદદ પણ આપશે.

પ્રથમ જ્યારે તમે સ્કાઉટટ્રૂપ રચો ત્યારે કસરત, કવાયત કરાવશો તો તે કહેશે કે અમારાં છોકરાંને લડાઈમાં લઈ જવાની તૈયારી થઈ રહી છે; પરંતુ તે સંદેહ સમાજસેવાથી દૂર થશે અને તેમને પ્રવૃત્તિ ઉપર વિશ્વાસ બેસશે. આ બધી તૈયારી માટે ગામની નિશાળને કાર્યોનું કેન્દ્ર બનાવવું અને શિક્ષકને નેતા બનાવવા. આથી બાળક અને ગામડાના લોકો આજ્ઞાપાલક થશે અને સહકારથી પોતાના ઝગડા આપસથી પતાવવાનું શીખશે.

એકત્ર થઈ ને કવાયત કરવાથી તથા રમતો રમવાથી સહકારની જે ભાવના જાગૃત થાય છે તેજ ગ્રામ્યસેવામાં દર વખત કામ લાગે છે. ગામની સુઘરાઈમાં તથા રોગચાળા સામે યુદ્ધ કરવામાં એજ ભાવનાની જરૂર પડે છે. આમાંથી સેવા કરવાની ભાવના પણ ઉત્પન્ન થશે અને ભાવનાના બળથી ગામની નાની મોટી સેવા કરવાની ઘણી તકો જડશે.

ગામની પોતાની નાની વાડીઓમાં શાકભાજી ઉત્પન્ન કરીને ગામમાં શાકની ખોટ પુરી પાડી શકાય. સારી શાકભાજીના અભાવથી લોકો બિમારીના ભોગ થાય છે તે થવા પામે નહિ અને સારી તાજી શાકભાજી મળવી શકે. વાડીઓમાં ખાતર તરીકે કચરો તથા છાણનો પણ ઉપયોગ સારી રીતે થઈ શકે છે. આમ કરવાથી બાળકને બહુજ કિંમતી શિક્ષણ મળે છે. સ્કાઉટ માસ્તરોએ સાથે રહી બગીચો કરાવવો, અથવા ખેતી કરાવવી એજ ગ્રામ્ય શિક્ષણમાં મૂળ જરૂરનું છે. આથી તેને જીવનનિર્વાહનું ઘણું વિશાળક્ષેત્ર મળી રહેશે.

કેવળ બાગાયતમાંથી એ યોજનાપદ્ધતિ પ્રમાણે છોકરાઓને વાંચવા લખવાની રુચિ ઉપજાવી શકાય. આમાં પગથીએ પગથીએ કામ લેવું. જબરજસ્તી કરવાની કંઈ જરૂર નથી. આની સાથે ભૂતળશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર વગેરેનું જ્ઞાન આપી શકાય છે. જમીનની પેદાશ, જમીન સરખી કરવી, માટીની પરીક્ષા કરવી, બંધ બાંધવા, હોડી ચલાવવી, તરી જાણવું વગેરે બાબતોનું વ્યાવહારિક જ્ઞાન વખત જતાં આપી શકાય છે. ઝાડ, કીડા, મકોડા, પશુ, પક્ષી વગેરેનો પરિચય પણ સહેલાઈથી આપી શકાય છે; કારણ કે બાગાયત વાડી સાથે એને સંબંધ છે.

હાલની પદ્ધતિમાં સૌથી મોટો દોષ એ છે કે બાળક તેના જાત અનુભવ ઉપરથી લાભ મેળવી શકે છે કે કેમ એ વાતમાં આપણને વિશ્વાસજ નથી. આપણે તેને સ્વાશ્રયી થવા દેતા નથી. વળી ગ્રામ્ય સેવાને માટે તન, મન લગાવીને કામ કરનારાઓની જેટલી જરૂર છે તેટલી દ્રવ્ય કે મકાનની જરૂર નથી. એને માટે તો તન મનથી કામ કરનારાઓની ઘણી જરૂર છે. હા, ધન પણ જરૂરી છે. ઉત્તેજનની મોઢાની વાતોથી ચાલી શકશે નહિ. ખરી જરૂરિઆત તો તેમની સાથે કામ કરીને તેમને પ્રેરવાની છે.

ખરચ
તા૦ અંકલેશ્વર } શિક્ષક દેવજીભાઈ દીવાવાલા

## બાળકની આંખની સંભાળ

૧. આંખની સંભાળનો પ્રશ્ન ઘણો અગત્યનો છે. નાનપણમાં કમસંભાળને લઈને ઘણાં છોકરાંની આંખો બગડે છે ને એમને આખી જિંદગી દુઃખ ને પરાધીનતામાં વિતાવવી પડે છે.

૨. બાળકની આંખની સંભાળનો બોજો માતાપિતા ઉપર અને કેટલેક અંશે નિશાળના સંચાલકો ઉપર હોવો જોઈએ. બાળકના જન્મથી જ તેના શરીરના બીજા અવયવો સાથે આંખની પાછળ એટલું જ ધ્યાન આપવાની જરૂર છે. આંખનાં એવાં કેટલાંક દરદો છે કે જેનો ઉપાય થતાંની સાથે જ કે થતાં પહેલાં લેવાથી આંખ બચાવી શકાય છે. જન્મ્યા પછી નાળછેદન કર્યા બાદ તરતજ દાઈએ આંખ સાફ કરી કૉસ્ટીક (Silver Nitrate) નાં ટીપાં પાડવાં જોઈએ. જો તેમ કરવામાં ન આવે તો, ને જો માતાને પ્રમેહનો રોગ હોય તો ત્રણથી દસ દિવસની અંદર આંખ સખત સૂજી આવે છે, ને તરત ઉપાય લેવાય નહિ તો આંખમાં ફૂલ પડી જઈ સદાનો અંધાપો બિચારા બાળકને વેઠવો પડે છે. દરેક શિક્ષિત દાઇને આ વિષે સૂચના મળેલી હોય છે, ને હોવી જોઈએ. સુવાવડની ઇસ્પિતાલનો તો હમેશનો એ નિયમ જ હોય છે. તેથી ઇસ્પિતાલમાં જન્મેલા બાળકોમાં દસ વાસામાં આંખ દુઃખવા આવવાના કેસો જવલ્લે જ હોય છે

૩. કુટુમ્બમાં એકાદ છોકરાની આંખ દુઃખવા આવી કે તેનો ચેપ ઘરનાં બીજાં બાળકોને લાગે છે ને તેનાં કારણોમાં માખો તથા માતાની બેકાળજી છે. ચેપ એકથી બીજે ઠેકાણે લઈ જવામાં માખો કારણભૂત હોય

છે; એટલે, જો બાળકને ચોકખું રાખવામાં ન આવે તો માખીઓ એના શરીર અને આંખો ઉપર બણબણે, આંખનો ચેપ બીજાં બાળકો ઉપર લઈ જાય ને પરિણામે ઘરનાં બીજાં બાળકો એકલાં જ નહિ પણ મા-બાપ ને બીજાં મોટાં ભાંડુઓની પણ આંખ દુઃખવા આવે છે. વળી જેની આંખ દુઃખવા આવી હોય તે ગમે તેવા કકડા કે રૂમાલથી આંખ સાફ કરે, ચોળે ને એજ કકડાથી બીજી આંખ ચોળે ને ઘરનાં બીજાં પણ એજ રૂમાલ કે લુગડાનો કકડો આંખ લૂછવામાં લે તેથી ઘરમાં ચેપ એક આંખથી બીજે સહેલાઇથી ઉડે છે. માટે બાળકને સ્વચ્છ રાખ્યું હોય તો માખી બેસવા સંભવ ન રહે અને એક આંખથી બીજે ચેપ ન ઉડે. માટે સારી આંખ પહેલી સાફ કરવી, ને દુઃખવા આવેલી આંખ સારૂ જુદો જ રૂમાલ રાખવો જોઈએ. જ્યાંસુધી આંખ સારી ન થાય ત્યાંસુધી બાળકને બીજાં બાળકો સાથે રમવા ન દેવું જાઇએ. માબાપ એ રીતે જરાક ધ્યાન રાખે તો પોતાનાં છોકરાંને હેરાન થતાં બચાવી શકે. કેટલાંક મા-બાપો, આંખની દવા કરાવવાને બદલે આંખમાં ચીમડ વગેરે ભરે છે, તેથી ઘણી વાર આંખને નુકસાન થવા સંભવ હોય છે. માટે આંખ દુઃખવા આવે કે તરતજ દાકતરી સલાહ લઈ દવા શરૂ કરી દેવી જોઈએ.

૪. કેટલાંક નબળાં શરીરનાં છોકરાંઓની આંખમાં કાળી કીકી આગળ નાની ગાંઠ જેવું થઈ દુઃખવા આવે છે. આવી જાતનું આંખનું દરદ બાળકોમાંજ ઘણુંખરૂં જોવામાં આવે છે, ને તેનું કારણ નબળાઇ હોય છે. આવાં બાળકોને કંઠમાળની ગાંઠો હોય છે કે થવા સંભવ છે; અને છાતી પણ નબળી હોય છે. આ દરદ શરીરની એકંદર નબળાઈ બતાવે છે, ને કંઠમાળ કે ક્ષય થવાની આગાહી બતાવે છે. એટલે જો શરૂઆતથી જ એવાં બાળકોને કોડલીવર ઓઇલ, **વીટામીન** એ અને ડી વાળી દવાઓ ને ખાદ્ય વસ્તુઓ, લોહ વગેરે ટોનીક આપી સશક્ત બનાવવામાં આવે તો આગળ ઉપર તેને જીવલેણ દરદોમાંથી બચાવી શકાય છે.

૫. આંખનું બીજું સામાન્ય દરદ ખીલ છે. ખીલના દરદની શરૂઆત નાનપણથી જ થાય છે અને જો શરૂઆતથી જ તેના ઉપાયો ને સંભાળ રાખવામાં નથી આવતી તો આગળ ઉપર તેમાંથી છારી, ફૂલ, પરવાળાં વગેરે દરદો થવા ઘણો સંભવ રહે છે ને અંતે અંધદશા પ્રાપ્ત થાય છે. નાનપણમાં વારંવાર આંખ દુઃખવા આવવાથી ખીલ જુના થઈ ગંઠાઈ જાય છે. ખીલનું દર્દ મારવાડ, રજપુતાના, અરેબિઆ વગેરે રેતાળ પ્રદેશમાં વિશેષ પ્રમાણમાં હોય છે. રેતી આંખમાં ઉડવાથી જ ખીલ થાય છે એવું

કાંઈ નથી. ધૂણી તેમ ચોકખી હવા અને પુષ્ટિકારક ખોરાકનો અભાવ વગેરે પણ કારણભૂત છે. એક જ ઓરડીમાં ઘણાં માણસોનું રહેઠાણ હોય, રસોડું પણ કદાચ ત્યાં જ હોય, એવી ઓરડીમા રહેતા બાળકોની તંદુરસ્તી નબળી જ હોય છે ને તેવાં બાળકો ખીલના દરદથી પીડાતાં જોવામાં આવે છે. મજુર વર્ગનાં બાળકો જે ખરાબ બાંધણીની ચાલીઓમાં રહેતાં હોય છે તેઓમાં ખીલના-દર્દનું પ્રમાણ વિશેષ હોય છે, ને તેને સારૂ પૂરતો તડકો ને હવા આવતી હોય એવી જ ચાલીઓ બાંધવા દેવી જોઈએ. બાળકને ખીલથી બચાવવું હોય, તો ચોકખી હવા, તાજો ખોરાક વગેરે એને મળવું જોઇએ. ઘરમાં ધૂણીનું નામનિશાન પણ ન હોવું જોઇએ, ને આંખ દુઃખવા આવે કે તરત રોગને મૂળમાંથી દાબી દેવાનો પ્રયત્ન કરવો જોઇએ. એક-વાર જડ ઘાલ્યા પછી ખીલના દર્દને મટાડવું મુશ્કેલ પડે છે, ને તેને સારુ લાંબો વખત લાગલાગટ દવા કરવી પડે છે. આરોગ્યના સામાન્ય નિયમોનું જે ઘરમાં પાલન થતું હોય તે ઘરનાં બાળકો ખીલના દર્દથી પીડાતાં જોવામાં નથી આવતાં.

૬. આટલે અંશે બચપણમાં આંખની સંભાળનો બોજો માતાપિતાને શિર રહે છે. બીજો કેટલોક દરજ્જો નિશાળના સંચાલકો ઉપર રહેવો જોઇએ. અમદાવાદની દરેક મ્યુનિસિપલ સ્કૂલમાં દાક્તરી તપાસ નિયમિત શરૂ થઈ ગઈ છે એ અભિનંદનીય છે. પણ ખેદની વાત પણ છે કે બીજી ખાનગી નિશાળોમાં દાક્તરી તપાસ શું તેની લેશ પણ માહિતી તેના સંચાલકોને હોતી નથી અથવા તો તે તરફ બેદરકારી બતાવે છે. હમણાં જ થોડા વખત ઉપર અમદાવાદની એવી એક ખાનગી શાળાના ઉપલા વર્ગના થોડા વિદ્યાર્થીઓની આંખ તપાસવામાં આવી હતી. તેમાંના લગભગ ૨૫ ટકા જેટલાની ટૂંકી નજર હતી ને તેમાંના કેટલાકની બાબતમાં તો આંખના શરૂઆતમાં જ બેસતાં ચશ્મા વાપરવામાં આવ્યાં હોત તો તે વધુ બગડતી અટકી પણ જાત. ઉગતા વિદ્યાર્થીઓની પહેલેથી આંખની તપાસ થવાની ખાસ જરૂર છે કે જેથી શરૂઆતથી ચશ્મા વગેરેનો ઉપાય લેવાથી આંખ વધારે ખરાબ થતી અટકાવી શકાય. દેખીતી બધી રીતે આખ સારી હોય છે, પણ બાળક દૂરની ચીજો કે અક્ષરો જોઈ શકતું નથી; એટલે ટૂંકી નજરનું હોવાથી એના સમયના બીજાં બાળકોથી ભણવામાં પછાત પડી જવા સંભવ રહે છે. ઘરમાં માબાપે પોતાના બાળકને જોવામાં કાંઈ ખોડખાંપણ છે કે નહિ તેનું ધ્યાન રાખવું જોઈએ, ને નિશાળમાં દાક્તરી તપાસથી ખબર આપવામાં આવે તો તરત આંખ તપાસાવી બેસતા

નંબરના ચશ્મા અપાવવામાં ઢીલ કરવી ન જોઈએ. કેટલીક વાર બાળક દૂરની વસ્તુ બરાબર જોઈ શકે છે પણ વાંચતાં કે નજીકનું કામકાજ કરતાં આંખમાં પાણી ભરાઈ આવે કે માથું દુઃખવા આવે અને તેથી વાંચવાનું પડતું મૂકે છે. આ પણ આંખની નબળાઈ છે, અને તે ચશ્માથી સુધરી શકે છે. બાળક જો માથું દુઃખવાની કે આંખમાં વારંવાર પાણી આવવાની બૂમ મારતું આવે તો તરત આંખ તપાસાવી ઉપાય લેવો એ માબાપની ફરજ છે. નિશાળની દાક્તરી તપાસમાં આવી જાતની આંખની નબળાઈ ભુલાઈ જવાનો ઘણો સંભવ છે; કારણ કે છોકરાંને દૂરથી પાટીઆ ઉપરના અક્ષરો વાંચવાનો નિયમ હોય છે, ને દૂરથી બરોબર દેખી શકે છે, તો 'આંખ સારી' નો શેરો કરી દેવામાં આવે એ સંભવિત છે; માટે દરેક છોકરાંને વાંચતી વખતે માથું દુઃખવા આવે છે કે નહિ ને આંખમાં પાણી ભરાઈ આવે છે કે નહિ તેની પણ ખાત્રી દૂરના અક્ષરો વંચાવ્યા પછી કરવી જોઈએ. આ ઉપરથી સમજી શકાય તેવું છે કે બાળકની આંખની સંભાળ માટે માબાપ સાથે નિશાળના સંચાલકોના સહકારની પણ ખાસ જરૂર છે.

૭. ઉપર જણાવ્યા પ્રમાણે નાનપણમાં જ બાળકની આંખ પાછળ ધ્યાન આપવામાં આવે તો તેમને આગળ ઉપર હેરાન થતાં અટકાવી શકાય ને અંધાપો બચાવી શકાય.

**( મ્યુનીસીપાલીટી, અમદાવાદ )**

## બાલવીરની જય

દરેક પાણીદાર છોકરાને પોતાના દેશને માટે સર્વ પ્રકારે અભિમાન રહે એ સ્વાભાવિક છે. હિંદભૂમિના પુત્રો ! તમારો દેશ અને તેનો ઇતિહાસ ખરેખર અભિમાન લેવા લાયક છે. તમારા વડીલ વડવાઓના કામની નકામી બડાઈ મારવામાં તમારું કર્તવ્ય સમાપ્ત થતું નથી; પરંતુ સતતપણે તેમનાં જેવાં કામો કરીને તમારા દેશને માટે વધારે કીર્તિ અને સુખ મેળવો. એમ કરવાથી ભવિષ્યની પ્રજાને તમારે માટે અભિમાન થશે.

અમારી "હનુમંત સેના"ની સ્થાપના માર્ચ સને ૧૯૩૨ની ૧લીએ થઈ. ત્યારથીજ ઉંઘના વખત સિવાય સદૈવ યુનીફોર્મથી તૈયાર રહેતા.

અનાથ, દુર્બળ અને ગરીબનું બનતું રક્ષણ કરતા. ગામના હિતને માટે તૈયાર રહેતા. આ પ્રમાણે ૭ માસ ગામની પૂર્ણ સેવા કરી ગામની પ્રજાને એવી રીતે અપનાવી લીધી કે લોકો તેમને ઘણુંજ ચાહતા. સ્કાઉટોને તરતાં પણ શીખવવામાં આવતું. બીજી બધી રમતોમાં ગામે બાળકોને પસંદ કર્યાં. એક પ્રસંગે એક દસ વરસની બાળકી કુવામા પડી. એક સ્કાઉટે તેને દૂરથી જોઈને સીટી વગાડી. રજાનો ટાઇમ હતો જેથી હું અને બીજા સ્કાઉટો વીરમંદિરે કીમતી રમત રમતા હતા! સીટીનો અવાજ સાંભળી અમો બધા તે દિશાએ દોડયા. સીટી વગાડનાર અંદર કૂદી પડયો. છોકરીને લઈ લીધી અને આસન ગાંઠવાળી દોરડું મૂકયુ. છોકરી બહાર કાઢી અને જીવતી તેને ઘેર મૂકી આવ્યા. હજી તે છોકરી છે.

ત્યારપછી બીજે મહીને અમે "બાલવીર સપ્તાહ" કરી, તેમાં વીરોએ તંબુએ રહીને જાતે રસોઈ વગેરે બનાવતા શીખીને સ્વાશ્રયી જિંદગી ગુજારી. આ પ્રસંગે ઘણા ઑફિસરોએ પધારી વીરસપ્તાહને વધાવી લીધી હતી.

નવરાત્રીમાં ગામની ભાગોળે જંગલી અને ભીલ કહેવાતી કોમ ભાગોળે પાડો મારી હિંસા કરે છે, ત્યાં બાલવીરો અપવાસ આદરી પોતાનો ભોગ આપવા તૈયાર થયા અને રાસથી આખો દિવસ ભજન કરી લોકોને સમજાવી હિંસા અટકાવી. દસમે મહીને એકવીસ વરસની બાઈ કુવામાં દોરડા-ની આંટી આવવાથી પડી ગઈ. એક સ્કાઉટ બળદ પાવા ગયો હતો તે બળદ ઝાડે બાંધી પોતે કૂદી પડયો અને તેને જીવતી બહાર કાઢી. હજી તે બાઈ હયાત છે. બીજે દિવસે વીરમંદિરે ખબર આપી અને અમે તેની નોંધ લીધી.

હું અને મારો મિત્ર એક વખત એક ગામ જતા હતા. રસ્તામાં વચ્ચે નદી આવી. અમારે ધારેલે ગામે અમુક વખતે જવુંજ જોઈએ, નહિ તો ઘણા નુકસાનમાં ઉતરવું પડે તેમ હતું. મેં હોડી મૂકી અને વાંસડાથી ચલાવી. સુકાનની દિશાથી ધારેલે સમયે પહોંચી ગયા. ઝાડ પર બેઠેલા ચોરોથી એક વખત અમે ઇસારા વિદ્યાથી-હાથની સંજ્ઞાથી બચી ગયા હતા. આ પ્રમાણે બીજા ઘણા બનાવો જીવનમાં આવી જાય છે. ઉપરના બનાવો મારી જાત અનુભવના આ એક વરસ દરમિઆનમાં બનેલા છે. તો ઉપરના બનાવો પરથી સ્કાઉટ પોતાની જાતને અને દેશને કેટલો ઉપયોગી થાય છે તે સમજાશે. શિક્ષક બંધુઓ, આવી હોંસ રાખી સ્કાઉટ પ્રવૃત્તિને આગળ ધપાવી પોતાનું અને દેશનું ભલું કરશો તો જરૂર તમે મુક્તિપુરીના અધિકારી થશો.

દીવ્યનગર કૅમ્પ, } ભક્ત મગનભાઈ જેઠાભાઈ પટેલ
તા. અંકલેશ્વર } આસિ૦ ડિસ્ટ્રિક્ટ સ્કાઉટ માસ્તર-અંકલેશ્વર બ્રાંચ.

## બંગાળા ઇલાકાનો શણનો ઉદ્યોગ

આ ઇલાકાની વેપારી અને બીજી પ્રજાના આર્થિક જીવનમાં, શણ અને શણની બનાવટનો હુન્નરઉદ્યોગ, અર્થશાસ્ત્રની દૃષ્ટિએ, આજકાલ સર્વોપરિ અગત્યનો ભાગ ભજવે છે, અને તે ઇલાકાનો આ ઉદ્યોગ તેની પરદેશ સાથે થતી નિકાસમાં ઘણો અર્થસૂચક સંબંધ રાખે છે. હિંદુસ્તાનની સરકારના જકાતખાતાં તરફથી બહાર પડતા આંકડા જોવાથી સ્પષ્ટ માલમ પડે છે કે આખા ઇલાકાની પરદેશી નિકાસ ઉપર સરકારને જે આવક થાય છે તે એકંદર આવકનો ૬૩ % આ ઉદ્યોગ ઉપજાવે છે. છેલ્લાં ૭ વર્ષ દરમિઆન આ ઉદ્યોગની સરેરાસ આવક રૂ. ૮૫,૦૦,૦૦,૦૦૦ (રૂપીઆ પંચ્યાસી કરોડની) છે.

આ ઉદ્યોગની ઉપજમાંથી જે નફો રહે છે તે નફાનો મોટો ભાગ જમીનદારોને સાંથ તરીકે, મહાજનોને વ્યાજ પેટે, કારીગરોને પગાર કરવામાં, અને પરદેશી અગર સ્થાનિક દેશી કાચા માલની ખરીદી પેટે ખર્ચવામાં વપરાય છે. સને ૧૯૩૦–૩૧ ની સવિનય ભંગની હીલચાલ વખતે, આ ઉદ્યોગની કિંમતમાં તથા તેના ઉત્પન્ન થતા જથ્થામાં અસાધારણ ઘટાડો થયો હતો અને તેનાં બજાર સદંતર બેસી ગયાં હતાં!

માલની નિકાસમાં ૨૦ ટકાનો ઘટાડો થયો હતો અને તેની કિંમતમાં ૫૬ ટકાના ભારે ઘટાડો હતો! જ્યારે શણના માલની બનાવટમાં અને તેની કિંમતમાં વીસ કરોડનો ખાડો હતો, અથવા આગલા વર્ષની આવક કરતાં તેમાં ૩૭ ટકાની ચોકખી ખોટ હતી. પરિણામે ઇલાકાની બજારોમાં પૈસાનો દુકાળ પડયો હતો.

આ વેપારઉદ્યોગમાં આવી બેસી જતી વસ્તુસ્થિતિ કયાં પરિણામોથી ઉપસ્થિત થઈ? શું ઉત્સાહી અને સાચા પ્રયત્નો કરવાથી તેની સ્થિતિ સુધરી શકે તેમ છે? કયા કયા તેના ઇલાજ છે? આ સર્વ પ્રશ્નો દરેક જવાબદાર શહેરીએ અને સ્વદેશપ્રેમીએ ગંભીર રીતે પોતાની જાતને પૂછવા જોઈએ અને તેને અસલની સ્થિતિએ લાવવા ઇલાજ લેવા જોઈએ.

### શણના ઉદ્યોગનો ઇતિહાસ

ઓગણીસમા સૈકાની શરૂઆતમાં શણની ઉત્પત્તિ દેશમાં પરસ્પર વેપારવાણિજ્યની નિકાસરૂપ વસ્તુ હતી. મુખ્યત્વે કરીને તે વખતે શણ ગરીબ વર્ગના લોકોનાં કપડાં બનાવવામાં, ગોદડાંનાં ઓઢા કરવામાં અને પડદા બનાવવામાં તેમજ બીજા પરચુરણ ઉપયોગમાં વપરાતું હતું તેથી તે વ્યાવહારિક રીતે વપરાતું હતું.

સને ૧૮૦૯ ની સાલમાં ઇસ્ટ ઇંડિઆ કંપનિએ પોતાનાં વહાણુ બનાવવાના કામમાં શણના રેશાઓ અને તેની બીજી સામગ્રીઓને વહાણના સઢ બનાવવાના ઉપયોગમાં લેવાથી શણના ઉછેરમા આપોઆપ રસ લેવા માડયો અને શણની વાવણી તરફ કંપનિએ પોતાનુ લક્ષ આપ્યું. કંપનિના અમલદારોએ ઉપયોગ જેટલું શણુ લેવા માડયુ; પણુ ઇલાકાની જનતાને શણની કીમત કોડી સમાન હતી. સને ૧૮૨૮ની સાલમા કંપનિ તરફથી ૩૬૪ હંડ્રવેટ શણ વપરાયું હતું. કસ્ટમખાતાના પત્રકમાં તેથી શણ માટે એક વધારે ખાનું દોરાયું.

વિલાયતમાં ડંડી તે વખતે મીણુ બનાવવાનું કેન્દ્રસ્થાન હતું. મીણનું બજાર તે વખતે ઘણું તેજ હતું. ૧૮૩૨ની સાલમાં ત્યાના એક બાહોશ એન્જિનીઅરે મીણુ અને મંચાની મદદથી શણના રેશા બનાવવાનો પ્રયોગ અજમાવ્યો. તે ફતેહમંદ નીવડયો. શરૂઆતમા તેના રેશા સંચાને કંતાતી વખતે અડચણુ કર્તા નીવડેલા; પરન્તુ "વ્હેલ" નામની માછલીના તેલ વડે તે મુશ્કેલી દૂર થઈ ગઈ. અર્વાચીન પ્રમંગના શણ ઉદ્યોગની પાયારૂપી સ્થાપના સને ૧૮૩૮ની સાલમાં થઈ હતી.

ડંડીમાં આ ઉદ્યોગ સારી રીતે જામ્યો અને શણની માગણી બીજાં બજારોમાં વધારે વધતી જતા હોવાથી તેમાં વિકાસ થવા માંડયો. તે દરમિઆન ઔધ્યોગિક ક્રાંતિ થઈ અને તેથી તેને વધારે ટેકો મળ્યો. ડંડી શણુ બનાવવાનું સ્થળ થઈ પડ્યું. ડંડીના શણઉદ્યોગના ધમધોકાર વેપારથી જ્યોર્જ ઑકલેંડ નામનો એક સદ્‌ગૃહસ્થ, કલકત્તાની નજીક શણુ બનાવવાની એક મીલ બાંધવાને લલચાયો. કલકત્તામા તે મીલ તેણે ૧૮૫૫ની સાલમાં બંધાવી. સને ૧૮૫૫થી ૧૮૭૩ સુધીમાં આવી પાંચ મીલ બંધાઈ ગઈ હતી. છતાં મીલો ધીમે ધીમે વધતી જતી હતી! એકાએક આ મીલોએ દોઢ વર્ષમાં એટલો બધો નફો કર્યો કે માત્ર બેજ વર્ષમાં બીજી તેર નવી મીલો બંધાઈ. હવે મીલોની સંખ્યા વધવાથી શણનું બજાર ડગ્યું. મંદી વધવા લાગી. નવાં બજારો શણનાં વેચાણુ માટે હાથ કરવાના સજ્જડ પ્રયત્નો થવા લાગ્યા. સને ૧૮૭૭માં અમેરિકામા એક બજાર હાથ થયું અને ૧૧ વર્ષ પછી તે બરાબર જામ્યું. સને ૧૮૮૯ની સાલમાં દાક્ષણ અમેરિકાનાં બંદરોએથી સોનાની ગીનીની નિકાસ થવા લાગી.

આ અરસામાં કાચા શણની માગણી પરદેશમાં ઘણીજ વધવા માંડી અને શણનાં કારખાનાં હિન્દુસ્તાનમાં વધારે અને વધારે માલ ઉત્પન્ન કરતા થયાં. ઇગ્લાંડમા અને અમેરિકામાં શણનાં કારખાનાં વધી પડયાં

અને કાચા શણને માટે ભારે માગણીઓ શરુ થઈ. શણનો કાચો માલ પરદેશ ચઢતો થઈ ગયો.

બંગાળા ઇલાકામાં નિયમિત ઋતુસર વરસાદ પડવાથી, ભીની આબોહવા, ફળદ્રુપ જમીન ઇત્યાદિ હોવાથી, તે ઇલાકો શણની વાવણી કરવાનું ઉપયોગી સ્થાન થઈ પડ્યું છે.

બંગાળામાં ૨૩.૮ લાખ એકર જમીન ખેડાય છે. જેમાં ૧૦ ટકા જેટલી જમીનમાં શણનું વાવેતર થાય છે.

### શણના વેપારની મંદીનાં કારણો:—

(અ)-(૧) સને ૧૯૨૯ થી અગાઉ નહિ જોએલી તેવી વેપારની મંદી બધા દેશોને જોવી પડી, અને તેની અસર પણ તેમને ભોગવવી પડી છે. આ વેપારી સામાન્ય સંકટની સ્થિતિ જુદા પ્રકારની છે.

(૨) કાચા માલની ઉત્પત્તિ તથા બનાવટ જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં છે;

(૩) ખેતીવાડીથી ઉત્પન્ન થતો માલ વપરાશ કરતાં વધારે મોટો છે;

(૪) મહાન વિગ્રહ પછીથી આર્થિક સમતોલપણું દુનિયાનો એકે દેશ રાખી શકયો નથી. અરસપરસ માલની કિંમત એક સરખી નથી રખાતી. ૧૯૨૯ ના સપ્ટેમ્બર મહીના પછી આ સ્થિતિ વધારે અને વધારે બગડતી ગઈ છે.

(૫) ૧૯૨૯ ના સપ્ટેમ્બર મહીનામાં અમેરિકામાં મોટું વેપારસંકટ આવ્યું. ન્યુયોર્ક સ્ટોક એક્ષચેન્જ ભાગી પડવાથી માલની કિંમતો અસ્થિર બની ગઈ અને ગગડી ગઈ.

(૬) ઘણીખરી જરૂરિઆતની ચીજોનો મોટો ભાગ વપરાશ માટે જોઈએ તે કરતાં વધારે છે અને વધારાનો માલ નાશુક પડી રહે છે.

(૭) બેન્કિંગની દૃષ્ટિએ અંગભૂત કારણ **પૈસાનાં કારણો** છે. સર હેન્રી સ્ટ્રાકોશના શબ્દોમાં સોનાનું ચલણી નાણું આ સ્થિતિને માટે જવાબદાર છે. આ સોનું દુનિયાનાં એકાદ બે સ્થળે ખરાબ રીતે વહેંચાઈ ગયું છે. દુનિયાની ૭૫ ટકાની વસ્તી વેપારની સદ્દરતા સોના ઉપર રાખે છે. સામાન્ય રીતે થોડાજ પ્રમાણની સોનાની વહેંચણી, માલના ભાવ અને તેની કિંમત ઉપર વધારે અસર કરે છે. સોનાનો મોટો જથ્થો અમેરિકામાં અને ફ્રાન્સમાં ભેગો થઈ ગયો છે. યુરોપના બધા દેશોને અને અમેરિકાને પણ આ દુનિયાઈ વેપારી મંદીથી સોસવું પડે છે, તો હિંદુસ્તાન તેમાંથી મુક્ત રહેવાની આશા ધરાવી શકે નહિ.

(૮) સને ૧૯૩૦ ના વર્ષમાં સવિનય ભંગની હિલચાલ શરૂ થઈ. પરદેશી માલનો સખત બહિષ્કાર થયો. અરસપરસ માલની લેવડદેવડ થતી અટકી. બજારો અસ્થિર બની ગયાં અને વેપારીઓ સોદા કરતા અટક્યા. ગ્રેટબ્રિટને શણના માલની નિકાસ રૂા. ૭·૫૭ કરોડથી ઘટાડીને રૂા. ૨·૨૩ કરોડની ઘટાડી નાંખી''

અમદાવાદ. ડબલ્યુ હન્ટર

## ઇતિહાસશિક્ષણ સુંદર કરવા માટે

ઇતિહાસ ચારિત્ર્યનું ઘડતર કરે છે, દેશપ્રેમ ખીલવે છે, મનુષ્ય-સ્વભાવનું યથાર્થ જ્ઞાન આપે છે, અને મનુષ્યનું જીવન રસિક બનાવે છે. બીજા કેટલાક ઉદ્દેશો પણ ઇતિહાસશિક્ષણથી સિદ્ધ થાય છે. પણ તે ક્યારે ? જ્યારે ઇતિહાસશિક્ષણ સુંદર રીતે અપાય ત્યારેજ. ઇતિહાસ-શિક્ષણ સુંદર રીતે આપવા માટે નીચેની બાબતોને અનુસરવું જોઈએ:—

૧. બને ત્યાંસુધી ઐતિહાસિક સ્થાનો પ્રત્યક્ષ બતાવી ઇતિહાસ શીખવવો, કે જેથી વિદ્યાર્થીઓને ઇતિહાસ શું છે તેનો ખરો ખ્યાલ આવે, તેઓ સાચો ઇતિહાસ શીખે અને એ વિષય તેમને રસિક લાગે. વર્ષમાં એકાદ બેવાર તો ઐતિહાસિક પર્યટન અવશ્ય કરવું અને આજુબાજુમાં આવેલાં ઐતિહાસિક સ્થાનો બતાવવાં. ખરૂં ઇતિહાસ-શિક્ષણ આ છે; નહિ કે પાઠ્ય પુસ્તકનું ગોખણ.

૨. સુંદર ઇતિહાસશિક્ષણમાં બીજી અગત્યની બાબત, ઐતિહાસિક ચિત્રો, સિક્કા, હથિયારો, લેખો, ખંડિએરો વગેરેનું દર્શન છે. ગામમાં સંગ્રહસ્થાન હોય તો ત્યાં વિદ્યાર્થીઓને લઈ જઈ, બતાવવા યોગ્ય વસ્તુ બતાવીને ઇતિહાસનો આબેહુબ ખ્યાલ આપવો. વળી તે વધુ રસિક કરવા માટે કાગળ, કાર્ડ બોર્ડ કે માટીથી ઐતિહાસિક નમુનાઓ જેવાકે—મુગટ, ઢાલ, તરવાર, બખતર, રણસિંગડું, સિંહાસન, કિલ્લો વગેરે વિદ્યાર્થીઓ પાસે બનાવરાવવા.

૩. ઇતિહાસનું શિક્ષણ "નાટ્ય પ્રયોગ" દ્વારા આપો કે જેથી ઇતિહાસનું શિક્ષણ જીવંત અને રસિક બને, અને ઇતિહાસશિક્ષણના સર્વ હેતુઓ સિદ્ધ થાય.

૪. જે બાબત નાટ્યપ્રયોગ કરતાં રસીલી વાર્તા દ્વારા સારી રીતે કહી શકાય તે બાબતમાં વાર્તાપદ્ધતિનો ઉપયોગ કરવો. ઇતિહાસ એ

૫ છઠ્ઠો વિષય:—આરોગ્ય.—

કન્યાઓ માટેનાં ધો. ૪, ૫ અને ૬ માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

૦૦ સાતમો વિષય:—સોયકામ—

આ વિષયની લેખી પરીક્ષા થશે નહિ. પરીક્ષકની રૂબરૂ ઉમેદવારોને—

(અ).—પોતાને બંધબેસતો થઈ રહે તેવો કબજો વેતરવો અને જોડવો પડશે.

(બ).—કન્યાઓ માટેની પ્રાથમિક શાળાનાં પહેલાંનાં ધોરણોના ધારામુજબ નક્કી કરેલા અભ્યાસક્રમ માટેનાં દોરાકામના નમુનામાંથી કોઈ પણ નમુનો તૈયાર કરવો પડશે અને તૂણવાનું તેમજ થીગડાં મારવાનું કામ કરવું પડશે.

(ક).—નીચેનામાંથી કોઈ નાનો નમુનો બનાવવો:—

ગુંથવાનું, સોયાથી દોરાનું ગુંથણકામ અથવા તો દેશી ભરતકામ.

૮ આઠમો વિષય:—નીચેના ઐચ્છિક વિષયોમાંથી એક વિષય.—

(૧) સૃષ્ટિજ્ઞાન.—કન્યાઓ માટેનાં ધોરણ ૪ અને ૫ માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

(૨) ચિત્રકામ.—ડ્રોઇંગ કમિટીએ ધોરણ ૬ માટે ઘડેલો અભ્યાસક્રમ.

સંગીત—નીચેનો અભ્યાસક્રમ :—

(૧) સંગીતના સ્વર.—

નીચે જણાવેલા સંગીતના બાર સ્વરોના ભેદનું જ્ઞાન, અને તે સ્વરો તેમજ સ્વરોના પાંચ રીતના આરોહઅવરોહ ગાઈ બતાવવા :—

| સ્વરનાં નામ | પરસ્પર સંબંધદર્શક આંદોલનોની સંખ્યા. |
|---|---|
| ષડ્જ | ૨૪૦ |
| કો. ઋષભ | ૨૫૬ |
| ઋષભ | ૨૭૦ |
| કો. ગાંધાર | ૨૮૮ |
| ગાંધાર | ૩૦૦ |
| કો. મધ્યમ | ૩૨૦ |
| તીવ્ર મધ્યમ | ૩૩૭½ |
| પંચમ | ૩૬૦ |
| કો. ધૈવત | ૩૮૪ |
| ધૈવત | ૪૦૫ |

| | |
|---|---|
| કો. નિષાદ | ૪૩૨ |
| નિષાદ | ૪૫૦ |
| ષડ્જ | ૪૮૦ |

(૨) સંગીતના તાલનું માપઃ—

(૧) કેરવા, દાદરા, રૂપક, વિલંબિત કેરવા, ઝપતાલ, ચોતાલ અને ત્રિતાલ, આ તાલોનો તફાવત વિદ્યાર્થીઓએ સમજવો જોઈએ, તેમજ તેમા ખાલી અને ભરેલા તાલ પાડી બતાવવા જોઈએ અને મોઢેથી માત્રા ગણી બતાવવી જોઈએ.

(૨) વિલંબિત, મધ્ય અને દ્રુત. એ ત્રણ લયમાથી ગમે તે એક લયમાં કોઈ ચીજ ગાઈ ઉપરના તાલમાથી કોઈ બે તાલનું માપ આપી બતાવવુ.

(૩) સુસ્વરિત રાગોઃ—

(૧) રાગમા આવતા બે જિન્હા સહિત કોઈપણ સાત રાગોની તેમના યોગ્ય આરોહી અવરોહી સ્વરોની તેમજ વાદી, સંવાદી અને અનુવાદી સ્વરોના જ્ઞાન સાથેની વ્યાખ્યા.

(૨) તાલ સાથે કોઈપણ ત્રણ રાગો યોગ્ય સ્વરાવર્તનના રૂપમા ગાઈ બતાવવા.

(૩) રાગ અને તાલ વગેરે ઉપર યોગ્ય ધ્યાન આપી કેળવણીખાતાની કન્યાવાચનમાળાની કવિતાઓ અને રાષ્ટ્રગીત ગાઈ બતાવવા.

(૪) ઉપરની કવિતાઓમાથી ગમે તે બે કવિતાઓ તાલ ઉપર ધ્યાન આપી આચરેકરની સ્વરમાલામા ઉતારવી.

(૫) સિતાર, દિલરૂબા, વાયોલીન કે હિંદી હારમોનિયમ ઉપર યોગ્ય સ્વરરચના પ્રમાણે નીચેના બજાવી બતાવવાઃ—

(અ) આવી એક સ્વરમાલા.
(બ) એકપદ.
(ક) એકવૃત્ત.
(ડ) રાષ્ટ્રગીત.

ટીપઃ—ચિત્રકામ અને સંગીત એ ત્રણ ઐચ્છિક વિષયો- માંથી ઉમેદવારે એક વિષય લેવો પડશે.

(હિ. બા. ના. મે. એજ્યુ. ઇન્સ્પેક્ટર મા. ના તા. ૧૯–૪–૩૩ ના હુકમ નં. ૫૮૨ અનુસાર).

પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| પુસ્તકોનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ.આ.પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| હિંદુસ્તાનના સુબોધ ઇતિહાસ.(૧૯૩૧ની આવૃત્તિ) | મિ. બી. એન. મરચંટ અને મિ. એન. એમ. મહેતા. | પ્રોફેસર એસ. આર. કાનીટકર, સુપ્રિન્ટેન્ડન્ટ, ન્યુ ઇંગ્લિશ સ્કૂલ, પુના સીટી. | ૦—૧૨—૦ | પાઠ્ય પુસ્તક | માધ્યમિકસ્કૂલોમાટે. |
| ગદ્ય પ્રવેશ ભાગ ૨. ખંડ ૧લો (પહેલી આવૃત્તિ) | મિ. એચ.જી. અંજારીઆ | મિ. એચ. જી. અંજારીઆ લક્ષ્મીનગર,ખાર,મુંબઈ ૨૧ | ૦—૧૦—૦ | ,, | ,, |
| ગદ્ય પ્રવેશ ભાગ ૨–ખંડ ૨જો (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૧૦—૦ | ,, | ,, |
| નવીન ભૂગોળમાળા ભાગ ૩જો (૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. એચ. ચોકસી | મિ. એમ. એચ. ચોકસી, હેડમાસ્તર,પી. આર. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. | ૦—૭—૦ | ,, | ,, |
| સૃષ્ટિ નિરીક્ષણ ભાગ ૨જો (૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | ભાષાંતર કર્તા મિ. એસ.જી. પટેલ | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ. સુરત | ૦—૧૦—૦ | ,, | ,, |
| દુનિયાની ભૂગોળ (૧૯૩૨ ની ગુજરાતી આવૃત્તિ) | ,, ,, મિ. એ.એમ. પરીખ | મેસર્સ લોંગમેન્સ ગ્રીન એન્ડ કો. લિ: નીકોલરોડ, મુંબઈ | ૨—૪—૦ | ,, | માધ્યમિક સ્કૂલોઅને ટ્રેનિંગ કોલેજો માટે. |
| શાલકૃત ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ (ચોથી આવૃત્તિ ફરી છપાઈ) | મિ. બી. પી. શાહ | મિ. બી. પી. શાહ, હેડમાસ્તર. તાલુકા સ્કૂલ ડભોડા | ૦—૪—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | કાશી અને બીજી વાતો (પહેલી આવૃત્તિ) | મિ. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત | ૦—૩—૦ | ઈનામ અને લાયબ્રેરી | ” |
| ૯ | પ્યારા નણી. (એસ) (બીજી આવૃત્તિ) | મિ. વેદશી | મિ. વેદશી, બાલસાહિત્ય કાર્યાલય રાંદેર | ૦—૩—૦ | ” | ” |
| ૧૦ | મારી મારી વાતો ભાગ ૩ જો (પહેલી આવૃત્તિ) | મિ. આર. એન. શાહ | બાલજીવન કાર્યાલય બાજવાડા, વડોદરા. | ૦—૪—૦ | ” | ” |
| ૧૧ | મગ્રીઓ (પહેલી આવૃત્તિ) | મિ. મસ્તફકીર. | મિ. નાગરદાસ ઇ. પટેલ મલાડ, મુંબઈ | ૦—૩—૦ | ” | ” |
| ૧૨ | ગલુરો (પહેલી આવૃત્તિ) | મિ. એન. ઇ. પટેલ | ” | ૦—૩—૦ | ” | ” |
| ૧૩ | ઉંદર દેશ (પહેલી આવૃત્તિ) | ” | ” | ૦—૩—૦ | ” | ” |
| ૧૪ | બાઇબલ કથાઓ (પહેલી આવૃત્તિ) | મિ. સુબંધુ આત્માનંદ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | ૦—૮—૦ | ” | ” |
| ૧૫ | દાનેશરી કર્ણ (૧૯૩૨ ની આવૃત્તિ) | મિ. એમ. એસ. પાઠક | મિ. મહાશંકર સોમેશ્વર પાઠક, ડોડી પોળ, વડોદરા | ૦—૧—૦ | ” | ” |
| ૧૬ | આપણું પુરાણ (પહેલી આવૃત્તિ) | મિ. નટવરલાલ વીમાવાળા | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત | ૦—૩—૦ | ” | ” |
| ૧૭ | કરાંચી શહેર અને તાલુકાની ભૂગોળ (પહેલી આવૃત્તિ) | મિ. પી. એ. ભટ્ટ | મિ. પી. એ. ભટ્ટ, રતન તળાવ, લુહાર બિલ્ડીંગ કરાંચી. | ૦—૩—૦ | રીચર્સ લાયબ્રેરી | ” |
| ૧૮ | મહિકાંઠા એજન્સીની ગામાના ભૂગોળ (ત્રીજી આવૃત્તિ) | મિ. બી. પી. શાહ | મિ. બી. પી. શાહ, હેડમાસ્તર તાલુકા સ્કૂલ, ડભોડા | ૦—૫—૦ | ” | ” |
| ૧૯ | આનસા મહિન પોરણ રજું (પહેલી આવૃત્તિ) | મિ. આર. પી. આનડા | મિ. આર. પી. આનડા, એમ. બી. એમ. ટ્રેનિંગ કોલેજ, બોરસદ | ૦—૪—૦ | ” | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, ધોરણ ૩જું (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, | ,, |
| આપણો ખોરાક (પહેલી આવૃત્તિ) | મિ. સી. એલ. માંકડ | મિ. સી. એલ. માંકડ, રાજકોટ પરા | ૦—૫—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગકોલેજો માટે. |
| સીવણ, ભરત અને વેતરવાની કળા (સચિત્ર પહેલી આવૃત્તિ) | બેન શુશીલા દલાલ | બેન શુશીલા દલાલ, તુલસીદાસ મેન્શન, ગીરગામ બેકરોડ, મુંબઈ. | ૨—૮—૦ | ,, ઇનામ અને સ્કોલર્સ લાયબ્રેરી | છોકરીઓની પ્રાથમિકસ્કૂલો માટે અને સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજો માટે. છોકરીઓની માધ્યમિક સ્કૂલો માટે. |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી. ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૯—૧—૧૯૩૩ના પત્ર નં. ૧૪૩૧૧માં કરેલી સૂચનાનુસાર.)

## મુંબઈ ઇલાકાની ઉર્દુશાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| પુસ્તકોનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ.આ.પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| અસાન સરફ—ઓ નહવ, હીસ્સએ-અવ્વલ. (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | મિ. મુશતાક અહમદ હેડ માસ્તર, ગવર્મેન્ટ સેન્ટ્રલ. | લેખક | ૦—૪—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોના ધો. ૪ થા માટે પાઠ્યપુસ્તક તરીકે. | |
| અરચોટી તફસીર, (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | મિ. મૌલવી અબુ મોહમદ. | લેખક, દફતર—એ. કુરાની તહરીક, હૈદ્રાબાદ (ડેક્કન) | ૧—૦—૦ | ઉર્દુ પ્રાથ.સ્કૂ.માં ઇનામ અને લાયબ્રેરી માટે. | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ,, શાકારી, (સને ૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મુન્શી મહમદ ઈફબાલ, બી.એ. ઇગ્લીશ ટીચર, મુસ્લીમ હાઈસ્કૂલ, ગુજરાત, (પંજાબ) | તાલીમ એજન્સિ, મોહની રોડ, લાહોર. | ૦—૩—૦ | ,, |
| ૪ | ગમઝાની કી કહાની ( ,, ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૫ | તારીખે-ઇસ્લામ. (૧૯૩૧) | મિસ ફાતીમા બેગમ, સુપ્રિન્ટેન્ડન્ટ, મ્યુનિ. ઉર્દુ ગર્લ્સ સ્કૂલ, મુબઈ | મેનેજર, જનરલ સટલાય સ્ટોર લાહોર | ૦—૫—૦ | ,, |
| ૬ | અખલાકી કહાનીયા, (૧૯૨૮) | ,, | ,, | ૦—૮—૦ | ,, |
| ૭ | નગ્મો કે ગીત, (સને ૧૯૨૬ની પહેલી આવૃત્તિ | મિ. મૌલ્વી અબ્દુલ કાદીર-ખાન, "હૈરતે" પાનીપતી. | લેખક | ૦—૮—૦ | ,, |
| ૮ | દરબારે રીસાલાત, (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. ફઝલુલ્લાખાન શાહજહાનપુરી, સુપ્રિન્ટેન્ડન્ટ મદ્રસ. એ. હાશીમીયા, મુબઈ ૩. | ,, | ૦—૮—૦ | ,, |
| ૯ | જુગ્રાફિઆ—એ. ઝદીદ પહેલી ભાગ. (સને ૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. મુન્શીલાલ અગરવાલ, બી એડી. (ઓનર્સ), એફ. આર જી એસ. (લંડન) | મેસર્સ મેકમિલન એન્ડ કો લિમિટેડ, મુબઈ અને કલકત્તા | ૦—૧૨—૦ | ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૧૦ | અફ્શાન—એ. હિંદ, સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. જે. એન. ગેસે. | ,, | ૦—૧૨—૦ | ,, |
| ૧૧ | બાગુલ હીસાબ. (ટીચર્સ માટે) (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. શેખ અહ્દ, મદદગાર, બી. એ. ટીચર રાજકુમાર કોલેજ, રાજકોટ | શેખ અધર્મ, ગણિત પ્રવેશ અને બાગુલ હીસાબ ઓફિસ, મુખ્ય સ્ટેશન રોડ, રાજકોટ. | ૦—૬—૦ | ,, |
| ૧૨ | પ્યારે બચ્ચોકા પ્યારા પહાડા, (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. અબ્દુલકાદીર, હેડ માસ્તર, મ્યુનિ. ઉર્દુ બૉયઝ સ્કૂલ નં. ૨૩, પુનારીગી. | લેખક | ૦—૨—૦ | ઉર્દુ પ્રાથ. સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |

પુના, તા. ૭—૩—૧૯૩૩. (ચાલેઝમા મહી) એ. એસ. ખાન, સેક્રેટરી, ઉર્દુ સ્કૂલ બુક કમિટી, પુના.

# પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજમાં સને ૧૯૩૩ ના એપ્રિલ માસમાં લેવાએલી વાર્ષિક પરીક્ષાનું પરિણામ

## પહેલું વર્ષ

| નંબર | નામ | ટકા માર્ક | નંબર | નામ | ટકા માર્ક |
|---|---|---|---|---|---|
| ૧ | ભીખુભાઈ કસનજી નાયક | ૬૩·૭ | ૩૩ | સુરજી લખમશી કોટક | ૪૮·૬ |
| ૨ | મગનલાલ રામદાસ પટેલ | ૬૩·૨ | ૩૪ | મહમદ ઇસ્માઇલ પટેલ | ૪૮·૦ |
| ૩ | નરસિંહભાઇ ભોજાભાઈ વાઘેલા | ૬૩·૦ | ૩૫ | અંબાશંકર જેશંકર ત્રિપાઠી | ૪૮·૦ |
| ૪ | લક્ષ્મણભાઈ ભગાભાઈ પટેલ | ૬૧·૪ | ૩૬ | દેસાઇભાઈ શનાભાઈ પટેલ | ૪૭·૯ |
| ૫ | નારણભાઈ ઉકાભાઇ વાઘેલા | ૬૧·૦ | ૩૭ | બાલાશંકર મોતીરામ પાઠક | ૪૭·૯ |
| ૬ | રામસિંહ ભગુબાવા ચૌહાણ | ૫૯·૭ | ૩૮ | પુનમલાલ જશકરણ શાહ | ૪૭·૯ |
| ૭ | મગનલાલ બાપુજી દવે | ૫૯·૪ | ૩૯ | કુંવરજી બાવાભાઈ દેસાઈ | ૪૭·૭ |
| ૮ | લલ્લુભાઈ નારણજી પટેલ | ૫૯·૩ | ૪૦ | નંદશંકર પ્રાણશંકર જોષી | ૪૭·૬ |
| ૯ | નટવરલાલ લક્ષ્મીશંકર આચાર્ય | ૫૯·૨ | ૪૧ | પ્રભુદાસ પુરુષોત્તમ પારેખ | ૪૭·૦ |
| ૧૦ | પ્રવીણસિંહ પ્રતાપસિંહ રહેવર | ૫૮·૬ | ૪૨ | પીટર એન્ડ્રુસ ખ્રિસ્તી | ૪૭·૦ |
| ૧૧ | પ્રાણલાલ રણછોડલાલ ભટ્ટ | ૫૮·૩ | ૪૩ | ડાહ્યાલાલ નાનાલાલ શાહ | ૪૬·૯ |
| ૧૨ | અનવરખાન સલામતખાન પઠાણ | ૫૮·૨ | ૪૪ | હનોખ જીવા બારૈયા | ૪૬·૭ |
| | | | ૪૫ | શાંતિલાલ જગન્નાથ ઉપાધ્યાય | ૪૬·૬ |
| ૧૩ | રતિલાલ રઘુરામ રાવળ | ૫૮·૨ | ૪૬ | નારણસિંહ દલાજી રજપૂત | ૪૬·૨ |
| ૧૪ | મુળસિંહજી શીવસિંહજી રાઠોડ | ૫૭·૫ | ૪૭ | રોબર્ટ ચોમાભાઈ સોલંકી | ૪૬·૧ |
| ૧૫ | ગોરધનદાસ માણેકલાલ રાણા | ૫૭·૪ | ૪૮ | દયાળજી ઢેડીઆભાઈ પટેલ | ૪૫·૩ |
| ૧૬ | અણાભાઈ ધેલાભાઈ ત્રવાડી | ૫૭·૦ | | | |
| ૧૭ | રણછોડજી અંકુભાઈ પટેલ | ૫૫·૬ | | **બહારથી બેઠેલા વિદ્યાર્થીઓ** | |
| ૧૮ | મહમદમીઆં જાનુમીઆં શેખ | ૫૫·૫ | | | |
| ૧૯ | મગનલાલ ડાહ્યાભાઈ પટેલ | ૫૫·૪ | | | |
| ૨૦ | ઉમિયાશંકર છગનલાલ દવે | ૫૫·૦ | ૧ | ચુનીલાલ છગનલાલ ઠક્કર | ૫૦·૭ |
| ૨૧ | મોહનલાલ કોદરલાલ રાવળ | ૫૩·૮ | ૨ | મગનલાલ ગોપાળજી સોલંકી | ૪૭·૬ |
| ૨૨ | પુનમલાલ રણછોડલાલ ભટ્ટ | ૫૩·૦ | ૩ | આનંદીલાલ ચુનીલાલ આચાર્ય | ૪૭·૬ |
| ૨૩ | માણેકલાલ હીરાલાલ દવે | ૫૨·૮ | ૪ | મોહનલાલ હીરાલાલ દવે | ૪૬·૭ |
| ૨૪ | કરીમખાન ફીરોઝખાન પઠાણ | ૫૨·૦ | ૫ | ડાકરાલાલ મૂળચંદ શાહ | ૪૬·૩ |
| ૨૫ | હીરાલાલ રઘુરામ રાવળ | ૫૧·૭ | ૬ | નવનીતલાલ મંછારામ વ્યાસ | ૪૪·૨ |
| ૨૬ | ગુલાબભાઈ દાજીભાઈ નાયક | ૫૧·૬ | ૭ | દાઉદ રણછોડ મકવાણુ | ૪૩·૦ |
| ૨૭ | નાથુભાઈ પુરષોત્તમ વ્યાસ | ૫૧·૬ | ૮ | શરતચંદ્ર છોટાલાલ પંડયા | ... |
| ૨૮ | સોમાભાઈ સોમલા ચોધરી | ૫૧·૪ | | | |
| ૨૯ | મણીભાઈ જગનજી દેસાઈ | ૫૦·૩ | | **વોકેશનલ ટ્રેનિંગ સ્કૂલ, અંકલેશ્વરના વિદ્યાર્થીઓ** | |
| ૩૦ | તુળજારામ લીલાધર જોશી | ૫૦·૩ | | | |
| ૩૧ | ચુનીલાલ મણીલાલ પંડયા | ૪૯·૦ | | | |
| ૩૨ | માનસીંગ જેસીંગબાવા રણા | ૪૯·૦ | ૧ | જેન રાણાજી મકવાણા | ૫૪·૮ |

| | | |
|---|---|---|
| ૨ | કીશન ટીકાભાઈ પાવાગઢીઆ | ૫૪૦૩ |
| ૩ | રાયસીંગ નારણભાઇ પટેલ | ૫૩૦૫ |
| ૪ | કુલચંદ હોઝલભાઈ ભગત | ૪૮૦૨ |
| ૫ | ચીમનલાલ માતરભાઇ ગામેટી | ૪૮૦૧ |
| ૬ | રમણીકલાલ સુરજભાઈ પટેલ | ૪૮૦૦ |

**બીજું વર્ષ**

| | | |
|---|---|---|
| ૧ | ભગવાનજી ભાણાભાઈ ચાંપાનેરી | ૬૬૦૬ |
| ૨ | મણીલાલ ગોવર્ધનદાસ ભાવસાર | ૬૧૦૭ |
| ૩ | દુર્લભભાઈ હરિભાઈ નાયક | ૬૧૦૬ |
| ૪ | સોમેશ્વર વસ્તારામ ભટ્ટ | ૬૧૦૫ |
| ૫ | મગનલાલ જયશંકર ઠાકર | ૬૧૦૦ |
| ૬ | ચુનીલાલ કાળીદાસ દવે | ૫૮૦૬ |
| ૭ | લક્ષ્મીકાન્ત મહાસુખરામ ઠાકોર | ૫૩૦૯ |
| ૮ | રાયજીભાઈ હીરદાસ પટેલ | ૫૩૦૬ |
| ૯ | ઉસ્માનમીઆં અનુમીયા મીરઝાં | ૫૧૦૮ |
| ૧૦ | બાવાભાઈ દુબળ ભંડારી | ૪૯૦૯ |
| ૧૧ | મોનાલાલ પ્રભુરામ જોષી | ૪૮૦૭ |
| ૧૨ | લંબુભાઈ આત્મારામ જોષી | ૪૮૦૩ |
| ૧૩ | ભુવેશ્વર સોમેશ્વર જોષી | ૪૭૦૩ |
| ૧૪ | શંકરલાલ માધવરામ ભટ્ટ | ૪૬૦૮ |
| ૧૫ | કેશવલાલ અમરતલાલ શાહ | ૪૬૦૭ |
| ૧૬ | મગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ | ૪૪૦૩ |
| ૧૭ | સોમસીંગ મોતીસીંગ બ્રહ્મભટ્ટ | ૪૨૦૨ |



## નવરોજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ માટેની પરીક્ષા

અમદાવાદ શહેરમા અને તેની આસપાસ આવેલી સરકારે માન્ય કરેલી કોઈપણ શાળાની હિંદી બાળાઓને નવરોજી પેસ્તનજી વકીલની ચાર સ્કોલરશિપો આપવા માટે સ્પર્ધાની પરીક્ષા મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં શુક્રવાર તા. ૨૫–૮–૩૩ અને ત્યારપછીના દિવસોએ સવારના ૧૧ થી સાંજના પાચ વાગતા સુધીમાં લેવામાં આવશે.

૨. પરીક્ષા મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ તરફથી લેવામાં આવશે. પરીક્ષામાં બેસવાની અરજી " મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્પેકટર સાહેબ, અમદાવાદ " એ શિરનામે કરવી. અરજી તા. ૧૮–૭–૩૩ અગર તે પહેલાં તેઓ સાહેબને મળવી જોઈએ. નક્કી થએલી તારીખ પછી એક પણ અરજીનો સ્વીકાર કરવામા આવશે નહિ.

૩. ઉમેદવારની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત વગેરેની માહીતી આ પરીક્ષા માટેના નિયમોમાં આપવામાં આવી છે.

| | |
|---|---|
| અમદાવાદ મ્યુનિસિપાલિટી.<br>**અમદાવાદ**<br>તા. ૪–૫–૩૩. | (સહી) **મણીલાલ ચતુરભાઈ શાહ**<br>ઉપપ્રમુખ<br>અમદાવાદ મ્યુનિસિપાલિટી |

ઘ વિભાગ અ માં કરાવેલા લેખનના સિધ્ધ થએલાં મનોયત્નો સુંદર અક્ષરે લખાવવાં.

જે બાઈઓ કૉલેજમા દાખલ કરવા યોગ્ય જણાશે તેમની શારીરિક તપાસ કાઠિયાવાડનાં જનાના મેડિકલ ઑફિસર સાહેબ પાસે કરાવવામાં આવશે.

| | |
|---|---|
| સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ. તા. ૧-૫-૩૩. | મંજુલા મહેતા<br>લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ |

તા. ક.—જે બેનોને બોર્ડિંગમાં રહેવા જમવાની સગવડ જોઈતી હોય તેમણે અગાઉથી ખબર આપવી. (૨) આવા બેનોને પરીક્ષા અગાઉ ચાર દિવસથી વધુ સગવડ મળશે નહિ માટે બહુ વહેલા ન આવવું.

## હંટર ટ્રેનિંગ કોલેજ ફૅાર મેન—પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૩૩

૧. આથી જાહેર કરવામાં આવે છે કે હંટર ટ્રેનિંગ કોલેજ ફૅાર મેનની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧ સપ્ટેમ્બર સને ૧૯૩૩ ને શુક્રવારે ૧૧-૦ વાગે આ કોલેજના મકાનમા શરૂ થશે.

૨. નીચેની કલમ ૩ જીમાં જણાવેલી કોઈપણ પરીક્ષા પાસ થએલો ઉમેદવાર કોલેજની પ્રાવેશિક પરીક્ષા આપી શકશે; પરંતુ ૧૬ વર્ષથી ઓછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉંમરના ઉમેદવારો કોલેજમાં સામાન્ય રીતે દાખલ થઈ શકશે નહિ પરંતુ વે. ઇ. સ્ટે એજન્સિના કોઈપણ સ્ટેટની કે એજન્સિની કોઈપણ શાળામા ઓછામા ઓછા છેલ્લાં બે વર્ષથી કામ કરતો શિક્ષક ૩૦ વર્ષની ઉંમર સુધી કોલેજમાં દાખલ થઈ શકશે.

૩. દરેક ઉમેદવારની અભ્યાસ સંબંધી લાયકાત ઓછામાં ઓછી **નીચેનામાંથી એક જોઈએ:—**

(क) સરકારી કેળવણીખાતાએ નિયત કર્યા મુજબ સાતમું ધોરણ-પાસ.

(ख) વર્નાક્યુલર ફાઇનલ પાસ.

(ग) સરકારે મંજુર કરેલી કોઈપણ શાળામા અંગ્રેજી ધોરણ ચોથું પાસ.

૪. ઉપરની કલમ ૩ જી પ્રમાણેની લાયકાતવાળા ઉમેદવારે મુકરર કરેલા ફૉર્મમા પોતાની અરજી **તા. ૧૫ મી ઑગસ્ટ સને ૧૯૩૩ મંગળવાર** અગર તે પહેલા આ ઑફિસે મળી જાય તેવી રીતે મોકલી આપવી તથા આ અરજીની સાથે ઉમેદવારે જે શાળામાથી કલમ ૩ જી

પ્રમાણેની પરીક્ષા પાસ કરી હોય તેના મુખ્ય શિક્ષકનું મુકરર કરેલ નમુના પ્રમાણેનું સર્ટિફિકેટ ભરાવી મોકલવું.

૫. (ક) અપૂર્ણ અથવા અનિયમિત રીતે પુરેલાં અને વખતસર નહિ પહોંચેલાં સર્ટિફિકેટ તથા અરજીઓ કોઈપણ સંજોગોમાં સ્વીકારવામાં આવશે નહિ.

(ખ) દરેક ઉમેદવાર માટે જૂદી અરજી તથા જૂદું સર્ટિફિકેટ જોઈશે.

૬. પરીક્ષા માટે કાંઈ દાખલ ફી લેવામાં આવશે નહિ પણ સ્ટેશનરી વિ. ખર્ચના માટે આ ઑફિસ વખતો વખત નક્કી કરે તે રકમ દરેક ઉમેદવાર પાસેથી પરીક્ષા શરૂ થયા પહેલાં લેવામાં આવશે.

૭. મુંબાઈ સરકારના કેળવણીખાતા તરફથી સને ૧૯૧૭ માં પ્રસિદ્ધ થએલા ગુજરાતી સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે પણ ગુજરાતી વિષયની પરીક્ષા નીચે મુજબ લેવાશેઃ—

| | | માર્ક |
|---|---|---|
| (ક) લેખી પરીક્ષા | ૧. ગુજરાતી સરકારી વાચનમાળા પુસ્તક સાતમાના સામાન્ય જ્ઞાનના પાઠોની લેખી પરીક્ષા | ૫૦ |
| | ૨. વ્યાકરણ, વ્યુત્પત્તિ, પિંગળ અને નિબંધ | ૫૦ |
| | ૩. અક્ષર | ૨૦ |
| (ખ) મોઢાની પરીક્ષા | | ૩૦ |

આ પરીક્ષા માટે સાતમી ચોપડીની નીચેની કવિતાઓ મુખપાઠ તથા અર્થ સાથે લેવાને મુકરર કરેલી છેઃ—

પાઠ ૩, ૭, ૧૧, ૧૫ (ફક્ત ધર્મ વિષેની), ૭૨.

(ગ) સાયન્સ તથા આરોગ્યવિજ્ઞાનના વિષયમાં ને. ઇ. સ્ટે. એ. ના મહે. એજ્યુ. ઑફિસર સાહેબના સર. નં. ૭ તા. ૨૬-૬-૨૮ થી સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે (આ અભ્યાસક્રમ "સૌરાષ્ટ્ર શિક્ષક" ના નવેમ્બર સને ૧૯૨૮ ના અંકમાં પ્રગટ કરવામાં આવ્યો છે).

(ઘ) ભૂમિતિનો સુધારેલો અભ્યાસક્રમ મે ૧૯૩૭ ના સૌરાષ્ટ્ર શિક્ષકમાં છપાએલ છે તે મુજબ પરીક્ષા લેવાશે.

૮. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા, બોબડા કે અશુદ્ધ ઉચ્ચારવાળા તથા દાક્તરી પરીક્ષામાં નાપાસ થએલા ઉમેદવારને કૉલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૯. હંટર ટ્રેનિંગ કોલેજમાં એક પ્રાવેશિક વર્ગ જુન આખરથી ખોલ-
ામાં આવે છે જેમાં માત્ર ૫૦ વિદ્યાર્થીઓનો સમાસ છે.

હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેન, — ગ. છ. મહેતા
રાજકોટ તા. ૨૧–૫–૩૩. — એ. પ્રિન્સિપાલ.

## હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેનની પ્રાવેશિક પરીક્ષા

### ઉમેદવારની અરજીનો નમુનો

( આ અરજી પોતાના હાથદસ્કતની જોઈએ )

મહેરબાન હંટર ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ સાહેબ

મુ. રાજકોટ.

વિનતિ એ છે જે રાજકોટ મુકામે થનારી આવતી પ્રાવેશિક પરીક્ષા-
માં બેસવાની મને પરવાનગી આપવા મહેરબાની કરશો.

આ સાથે મારૂં સર્ટિફિકેટ રજુ કરૂંછું છે.

તા. — આપનો આજ્ઞાંકિત સેવક

( સહી, નામ, બાપનું નામ તથા અટક )

પૂરૂં શિરનામું :—

જા. નાં.

---

## ઈનામપત્રક

### ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ઝણોર | રા. ભીમસિંહજી ખુમાનસિંહ-જીએ | ૬—૦—૦ | ભીલ તથા અંત્યજ બાળકોને કપડાં વહેંચ્યાં. |
| દાદા | રાજ નેપતસિંહ દાજી બાવાએ સ્વ. નહારસિંહ પહાડસિંહની વાર્ષિક ક્રિયા પ્રસંગે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ૧૩—૮—૦ | પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| હાંસોટ | મિ. બાપાલાલ ગરબડદાસ વૈદ્ય | ૩—૦—૦<br>૧—૦—૦<br>૩—૦—૦ | પરબ ફંડમા આપ્યા, તથા સ્કાઉટ ફંડમા આપ્યો તથા મિઠાઈ વહેંચી. |
| રવિદર | સ્કૂલ કમિટીના ચેરમેન સાહેબ અહમદ ઈસ્માઈલ અને કરમાલીના પોલિસ પટેલ સુલેમાન ઈસપજીએ | ૧—૦—૦ | ,, |

---

હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૦ પૃષ્ઠ ૨૭૮.

| | | | |
|---|---|---|---|
| કહાનવા | પા. ત્રીભોવન નારણજીએ | ૨૦—૦—૦ | સ્કૂલમાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| પાલેજ | મિ. રેવાશંકર બાલાશંકર શેઠે | ૨૦૦—૦—૦ | ગેલેરીઓ રીપેર કરાવી તથા પત્થર જડાવી આપ્યા. |
| | મિ. ઇબ્રાહીમ પટેલ ગોળવાળા તથા મિ. રણછોડસંગ છત્રસંગે | ૧૧—૦—૦ | પરબ માટે પિત્તળની પવાલી આપી. |
| માતર | મે. ભરૂચ જિલ્લાના કલેક્ટર સાહેબે વિઝીટ કરીને | ૧—૦—૦ | કન્યાશાળામાં સાકર વહેંચી. |
| | અણુરતુના ગરબડ રણછોડે પોતાના પુત્રના લગ્ન પ્રસંગે | ૧૫—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા તથા સાકર વહેંચી. |
| ઝણોર | મરતુપુરાના દવે મણીશંકર ગીરિજાશંકરે | ૫—૦—૦ | કન્યાશાળામાં પવાલાં |
| | | ૧—૦—૦ | તથા મિઠાઇ વહેંચી. |
| કારેલા | પટેલ ભીખાભાઈ ગીરધરભાઇ તથા બાઈ જમનાં પટેલ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયાં |
| | ગુલાબભાઈ રણછોડભાઈની વિધવાએ | ૧૨—૦—૦ | તથા સાકર વહેંચી. |
| દીવ્યનગર | દાઠીઆ પટેલ પંચ તરફથી | ૧૦—૦—૦ | સ્કાઉટ ટ્રુપ હનુમંત સેનાને ત્રાંબાનું મોટું બ્યુગલ લાવી આપ્યું. |
| | મિ. તલસી નરોતમ શીલે | ૧૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | | ૧—૦—૦ | તથા લાયબ્રેરી ખાતે આપ્યો. |
| કારેલા | પટેલ કુલાભાઈ બાપુભાઈ એ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બાઈ હરખા લલ્લુ લાલદાસની વિધવાએ | ૧૨—૦—૦ | ” |
| | પા. લલ્લુભાઈ બાજીભાઈ એ | ૧૨—૦—૦ | ” |
| | પોલિસ પટેલ ત્રીકમભાઈ દાજીભાઈ એ | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| આમોદ | માતરના મે. દરબાર સાહેબે મેળાવડા વખતે પધારી | ૭—૦—૦ | સ્કાઉટ ફંડમાં આપ્યા. |

## સુરત જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| ધરાખણ્ણા | તીથલના મે. ડૉક્ટર ધનજીશા હીરજીભાઈ પટેલે | ૧૪—૦—૦ | સ્કૂલને ઘડિઆળ ભેટ આપ્યું. |
| ખજોદ | સ્કૂલ કમિટીના ચેરમેન મિ. ભીખાજી રૂસ્તમજી પટેલે | ૪૮—૬—૦ | સ્કૂલમાં ચાલતાં પુસ્તકો તથા હારમોનિયમ તથા નકશા વગેરે લાવી આપ્યાં. |

| | | | |
|---|---|---|---|
| તીથલ | મિ. ડૉ. સાહેબ ધનજીશા હીરજીભાઇ પટેલે | ૨૨—૪—૦ | પહેલાંના બાકી રહી ગએલા તથા આજ સુધીના મળી માંડવીની શાળામાં સ્લેટ તથા ચણા વગેરે વહેંચ્યા. |
| ચીખલી | મિ, ચતુરભાઈ ડાહ્યાભાઈએ | ૩—૪—૦ | સ્કૂલમાં પતાસાં વહેંચ્યાં. |
| | પંડ્યા અંબારામ દુર્લભરામે | ૩—૮—૦ | ” |
| | મિ. શંકરલાલ પંડ્યાએ | ૫—૦—૦ | ” |
| | મિ. જમશેદજી ફરામજી ઈરાનીયાએ | ૩—૦—૦ | ” |
| | મિ. વલ્લભભાઈ હાજી ખત્રીએ | ૨—૦—૦ | ” |
| સાપણ | છોટાઉદેપુરના ફ઼ૈદાર રતનલાલ ભગવાનદાસે | ૮—૦—૦ | ” સાકર વહેંચી. |
| | મિ. ભીમભાઈ રણછોડજી દેસાઈએ | ૧—૦—૦ | ” ” |
| | મિ. લક્ષ્મીદાસ વેણીદાસ ગાંધીએ | ૧—૦—૦ | ” ” |
| ઉમરસાડી | મિ. ગુલાબભાઈ ભગવાનજી દેસાઈએ | ૮—૦—૦ | પટેલ ફળીઆ ક્લાસ ઉમરસાડી મુખ્યમા કાપડ છોકરીઓને વહેંચ્યું. |

# સચિત્ર શબ્દચિત્ર

સાઇઝ ૨૨×૩૫ કિંમત ૧-૦-૦

આ શબ્દચિત્રથી બાળક સમજણ પૂર્વકનું વાચન શીખી જાય છે. અર્થ વિનાનું વાચનજ ન હોય તેવું તેને સમજાય છે. આજની પ્રાથમિક શાળાની અર્થ વિનાનું વાચન વાંચવાની મોટી ફરિયાદ છે, તે શબ્દચિત્ર દૂર કરે છે. ઉપરાંત આજ ચિત્રોને કાર્ડ બોર્ડના કકડા ઉપર છપાવેલ છે. જે બાળક ચિત્રની મદદથી વાંચી જઈ શકે છે. અગર તો તે થોડીએક શબ્દની ચિઠ્ઠી પેટીમાંથી લઈ જાય અને તેને લગતું ચિત્ર તેના ઉપર ગોઠવે કે જેથી તે સાચામાં સાચું વાચન વાંચી શકે છે અને આ કાર્ય કરવામાં તેને ખૂબ મઝા પડે છે, ઉપરાંત તેનામાંથી રસ અને એકાગ્રતાનું દર્શન થાય છે.

તમારી શાળા માટે મંગાવો.—

| | |
|---|---|
| નકશાની કિંમત | ૧—૦—૦ |
| શબ્દચિત્રની પેટી | ૦—૧૦—૦ |
| ચિત્ર અને શબ્દની પેટી | ૦—૧૨—૦ |

**જેચંદ તલકશી એન્ડ સન્સ,**

**વઢવાણ સીટી.**

પુસ્તક ૭૨ ] [ અંક ૮

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## ઑગસ્ટ સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન આણુસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા શૈત્યું પછી સત્યનો દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો, હાલના કરતાં વધારે સારી યોજના શોધી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ.

## અનુક્રમણિકા

# गुजरात शाळापत्र

પુસ્તક ૭૨] ઑગસ્ટ સને ૧૯૩૩ [અંક ૮


## શિક્ષણમાં આંખનો ઉપયોગ

આપણા સર્વ જ્ઞાનનું મૂળ ઇન્દ્રિયજ્ઞાન છે આપણા મનમાં જે કંઈ વિચાર કે લાગણી ઉત્પન્ન થાય છે તેનો આધાર આપણને મળેલા ઇન્દ્રિયજ્ઞાન ઉપર હોય છે. કોઈપણ વિચારનું પૃથક્કરણ કરીશું તો આપણને તેના આધારરૂપ પ્રત્યક્ષ જ્ઞાન મળી આવે છે. જે બાબતનું પ્રત્યક્ષ જ્ઞાન હોતું નથી તેનો ખ્યાલ મગજમાં આવતો નથી. જે મનુષ્ય જન્મથી બહેરો હોય તેને કોઈપણ રીતે કઠોર કે કોમળ અવાજના ભેદનું ભાન થઈ શકશે નહિ; તેથી બાળકને જે પ્રથમ ઇન્દ્રિયજ્ઞાન મળે છે તેની મદદથી કલ્પનાનો વ્યાપાર ચાલે છે અને તે કલ્પનાની સામગ્રીમાંથી વિચારની ક્રિયા ઉદ્ભવે છે; એટલે મનુષ્યના જ્ઞાનના પાયારૂપ ઇન્દ્રિયજ્ઞાન છે. તેના ઉપર કલ્પનાનો એક મજલો ઉભો કરવામાં આવે છે. પણ તેનું કદ નાનું હોય છે. વળી કલ્પનાના ઉપર વિચારનો એક મજલો તૈયાર કરવામાં આવે છે. નીચે પ્રમાણે આપણા જ્ઞાનનો આકૃતિદ્વારા ચઢ–ઉતરતા પ્રમાણમાં ખ્યાલ આપી શકાય છે:—



વિચાર કરવા માટે ઉપર જણાવ્યા મુજબ આપણને ઇન્દ્રિયજ્ઞાન ઘણું જરૂરનું છે. જેટલા પ્રમાણમાં પ્રત્યક્ષ અધુરૂં અને અચોક્કસ હોય છે, તેટલા પ્રમાણમાં વિચાર ખામીભરેલો હોય છે. આ કારણને લીધે બાળક-ને ચોક્કસ અને વિશેષ ઇન્દ્રિયજ્ઞાન આપવા માટે તેની કેળવણીમાં પદાર્થ-પાઠ અને સૃષ્ટજ્ઞાનની યોજના ઘડવામાં આવી છે. તેના જીવનમાં ઇન્દ્રિયજ્ઞાનની આટલી બધી અગત્ય છે, તેનો ખ્યાલ કેટલાક શિક્ષકોને નહિ હોવાથી તેમને મુખ્યત્વે શબ્દજ્ઞાન આપવામાં આવે છે. તેને લીધે તેનો માનસવિકાસ અપૂર્ણ રહે છે અને તેની તર્કશક્તિ કુંઠિત થઈ જાય છે.

બાળકને જે ઇન્દ્રિયજ્ઞાન કુદરતી રીતે મળે છે, તેમાં આંખનો હિસ્સો ઘણો મોટો છે. આંખદ્વારા આપણને કોઈપણ વસ્તુના આકાર, રંગ, કદ તથા અંતરનું જ્ઞાન મળે છે. 'કેરી' જેવા પદાર્થના જ્ઞાનનું પૃથક્કરણ કરતાં જણાઈ આવે છે કે તેમાં આપણી છએ ઇન્દ્રિયજ્ઞાનનો સમૂહ હોય છે. આંખ વડે તેનો લીલો રંગ, તેનો લંબગોળ આકાર, તેનું અમુક જાતનું કદ તથા તે આપણથી કેટલા અંતરે છે તે જાણીએ છીએ. કાન વડે તેના પડવાથી થતો અવાજ જાણવામાં આવે છે. નાકથી તેની સુગંધ જણાય છે. સ્પર્શથી તેના લીસાપણાનો અનુભવ થાય છે અને તેને ખાવાથી તેની ખટાશ કે મિઠાશનું જ્ઞાન થાય છે. વળી તેને સ્નાયુ વડે દાબવાથી તે કઠણ કે નરમ છે એવું ભાન થાય છે. આ પ્રમાણે ઇન્દ્રિયોદ્વારા મળેલા પ્રત્યક્ષોના સમૂહને આપણે 'કેરી' એવું નામ આપીએ છીએ. તેને લીધે કુદરતના જુદા જુદા પદાર્થનું જ્ઞાન આપણને મળે છે; પણ તેમાં આંખના જ્ઞાનનો હિસ્સો ઘણો મોટો છે તે તરત જણાઈ આવે છે. આપણા જ્ઞાનનો લગભગ ⅘ ભાગ નેત્રેન્દ્રિયદ્વારા પ્રાપ્ત કરેલા જ્ઞાનનો હોય છે. જો વસ્તુ-સ્થિતિ આવી હોય તો બાળકની આંખ કેળવીને તેને જેટલા પ્રમાણમાં વિશેષ જ્ઞાન મળે તેવો પ્રયત્ન દરેક શિક્ષકે કરવો જોઈએ. કુદરતી નિયમ મુજબ તો બાળકને આરંભમાં જેમ બને તેમ વધારે પ્રમાણમાં સુરેખ અને સારૂં પ્રત્યક્ષ જ્ઞાન મળે તેવી ગોઠવણ કરવી જોઈએ. કેટલાક શિક્ષકો બાળક પાસે નાનપણથી વધારે વંચાવવા ઇચ્છે છે તે ભૂલભરેલું છે. શબ્દ-જ્ઞાનનો આધાર પ્રત્યક્ષજ્ઞાન ઉપર હોય છે, તેથી તેને પ્રથમ તો આંખ, કાન, સ્પર્શ, હાથ વગેરે ઇન્દ્રિયોદ્વારા સારા પ્રમાણમાં જ્ઞાન આપવું જોઈએ અને શબ્દજ્ઞાન તેને પાછળથી મળવું જોઈએ. જો બાળકને શબ્દજ્ઞાન બહુ વહેલું મળે છે તો તેનો મનોવિકાસ અટકી જાય છે અને તેના મગજમાં જે ખ્યાલ આવે છે તે અપૂર્ણ અને ભૂલભરેલા હોય છે.

બાળકની આંખ કેળવવા માટે જુદા જુદા સાધનનો ઉપયોગ કરવાની જરૂર છે. તેને જે કંઈ પ્રત્યક્ષ જ્ઞાન મળ્યું હોય છે તે ખામીવાળું હોય છે. તેને વધારે સ્પષ્ટ અને સચોટ કરવા માટે પદાર્થનો ઉપયોગ કરવો જોઇએ. તેવા પદાર્થો માટે કંઈ ઝાઝું ખર્ચ કરવું પડતું નથી. જો શિક્ષક ઉત્સાહી હોય છે તો તેવાં સાધન સહેજમાં તે તૈયાર કરી શકે છે.

બાળકના મગજ ઉપર આંખદ્વારા જે છાપ પડે છે તે સચોટ અને સ્પષ્ટ હોય છે. અમુક બાબત સાંભળવા કરતાં જોવાથી તે તરત યાદ રહી શકે છે; તેથી શિક્ષણમાં જેમ બને તેમ આંખનો વિશેષ ઉપયોગ કરવો જોઈએ. જો બને તો પ્રથમ વસ્તુદ્વારા તેને જ્ઞાન આપવું. દા, નદી વિષે શીખવવાનું હોય તો ત્યાં લઈ જઈ પાસે વહેતી નદી બતાવવી. જો તે ન બને તો તેનો નમુનો બનાવી તેનો ખ્યાલ તેને આપવો. જો તે પણ ન બની શકે તો તેનું ચિત્ર બતાવવું. ચિત્રના અભાવે કાળા પાટીઆ ઉપર અમુક આકૃતિ કાઢી નદીનો ખ્યાલ ઉત્પન્ન કરવો. જો શિક્ષકને કા. પા. વાપરવાની ઇચ્છા ન થાય તો તેણે શબ્દવર્ણનથી તેનો ખ્યાલ આપવો; પણ તેવું જ્ઞાન ઘણું અચોક્કસ અને અપૂર્ણ હોય છે, તેથી વસ્તુ, નમુનો, ચિત્ર, આકૃતિ અને શબ્દ એ બાળકને જ્ઞાન આપવાનાં સાધન છે. તેમા ઉતરતા પ્રમાણમાં જ્ઞાનની સ્પષ્ટતા તથા સચોટતા રહેલી છે. જ્ઞાન આપવાનું હલકામાં હલકું સાધન શબ્દ છે અને તેનો ઉપયોગ ઘણા મોટા પ્રમાણમા થાય છે. અલબત્ત દરેક પ્રસંગે સાધનનો ઉપયોગ કરવાની જરૂર નથી, પણ બાળકને તો પ્રથમ તેવા જ્ઞાનની ખાસ જરૂર છે. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ શબ્દજ્ઞાન વડે તેવી વસ્તુનો ખ્યાલ મગજમા ઉપજાવી શકે છે, પણ તેનો આધાર તેને નાનપણમાં મળેલા પ્રત્યક્ષ જ્ઞાન ઉપર રહે છે. ઘણી વખત ખુદ વસ્તુ કે નમુનો મળી શકતાં નથી. તેવે પ્રસંગે શિક્ષકે ચિત્રનો ઉપયોગ કરવો. તેના અભાવે તેણે અવશ્ય કાળા પાટીઆનો ઉપયોગ કરી આકૃતિદ્વારા બાળકને સમજણ પાડવી જોઈએ. અંકગણિતમાં અમૂર્ત બાબતો વિદ્યાર્થીને સમજાવવાની હોય છે તો તે માટે સંખ્યાશિક્ષણ હોય તો કાંકરા કે બીજા પદાર્થનો ઉપયોગ સહેજમાં થઈ શકે છે. અપૂર્ણાંકના ખ્યાલ માટે આકૃતિ દોરવાની જરૂર છે. તેનાથી તેનો સ્પષ્ટ ખ્યાલ તેને આવે છે. આવી આવી ઘણી બાબતો છે કે જે આંખનો ઉપયોગ કરી સચોટ રીતે શીખવી શકાય છે.

શબ્દ જ્ઞાન એ જ્ઞાન આપવાનું હલકામાં હલકું સાધન છે, પણ આપણે મુખ્યત્વે તેનોજ ઉપયોગ કરીએ છીએ; તેથી આપણાં બાળકોની અવ-

લોકન શક્તિ જોઈએ તેવી રીતે ખીલતી નથી. વળી તેને વસ્તુનો ઘણોઃ ઝાંખો ખ્યાલ આવવાથી તેની કલ્પનાશક્તિ મંદ પડી જાય છે. કોઈપણ વસ્તુના સચોટ ખ્યાલ માટે પ્રથમ તેને પ્રત્યક્ષ જ્ઞાન મળવું જોઈએ. આવા જ્ઞાનના અભાવે તેના મનનો વિકાસ અપૂર્ણ રહે છે. આ કારણને લીધે ઉપર જણાવ્યા મુજબ દરેક શિક્ષકે ખાસ કરીને બાળશિક્ષણમાં જેટલો અને તેટલો આંખનો ઉપયોગ કરવો જોઈએ.

## વિદ્યાર્થી જીવનમાં ઉપયોગી બાબતો×

જે ખરો વિદ્યાર્થી છે તેને મન તો વિદ્યા એજ તેનો અર્થ છે; એટલે વિદ્યા એજ તેનું જીવન છે. કુદરતે તે અવસ્થામાં વિદ્યાર્થીની જિજ્ઞાસા તીવ્ર રાખેલી હોય છે. જો નવું નવું જાણવાની વૃત્તિ સતેજ હોય છે તો જુદી જાતનું જ્ઞાન મેળવવાની ઇચ્છા લાંબા સમય સુધી ચાલુ રહે છે. જ્યારે તેવું જાણવાની વૃત્તિ મંદ પડે છે, ત્યારે વિશેષ જ્ઞાન સંપાદન કરવાનું મન થતું નથી. જ્ઞાનનો જે કંઈ સંગ્રહ તેણે પ્રથમ કર્યો હોય છે તે ઉપર તેનો નિર્વાહ ચાલે છે. જો તેના જ્ઞાનની સામગ્રી થોડી હોય છે તો તે ટુંકા વખતમાં ખુટી જાય છે અને તેના જુના વિચારો ઉપર તેને આધાર રાખવા પડે છે. આ કારણને લીધે દરેક વિદ્યાર્થીએ કોઈપણ પ્રકારે દુઃખ વેઠીને પણ સારા પ્રમાણમાં વિદ્યા મેળવવાનું ધ્યેય રાખવું જોઈએ. જેમ પાકી કાઠીએ કાના ચઢતા નથી તેમ ૨૫ વરસ થયા બાદ નવું જ્ઞાન મેળવવાની વૃત્તિ મંદ પડી જાય છે. આ અરસામાં તેણે જે કંઈ જ્ઞાન મેળવ્યું હોય છે તેની મદદ વડે તે વિચાર કરી શકે છે; પણ કોઈ બાબતની નવી દૃષ્ટિ સમજવાને તેને ઘણીવાર લાગે છે અને ઘણી વખત તો તે બાબત તેના મગજમાં ઉતરતી પણ નથી. આ ઉપરથી સહજ જણાય છે કે વિદ્યાર્થીઅવસ્થાનો સદુપયોગ કરી દરેકે જુદા જુદા વિષયોનું સારા પ્રમાણમાં જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ.

વિદ્યા—સારી વિદ્યા મેળવવી એ ઘણી કઠણ બાબત છે. તેને માટે ઘણું તપ આદરવું પડે છે, એટલે ભૂખ, દુઃખ વગેરે સહન કરવું પડે છે; પણ જેને વિદ્યાનુરાગ છે તેને તે કંઈ લાગતું નથી; કારણકે **विद्यातुराणां न सुखं न निद्रा.** તેનું સર્વસ્વ વિદ્યારૂપ ધન હોવાથી તેના મનની એટલી

× મુંબઈની ફેલોશિપ સ્કૂલમાં તા. ૧૦–૬–૩૩ ને રોજ વિદ્યાર્થી સમક્ષ આપેલું ભાષણ સુધારાવધારા સાથે.

બધી ઉત્કંઠા હોય છે કે ખાવું, પીવું વગેરે મોજમજામાં તેનું ચિત્ત હોતું નથી. તે તો અહોનિશ નવું નવું જ્ઞાન મેળવવા મચ્યો રહે છે. જ્યાંસુધી વિદ્યાર્થીનું ચિત્ત કેવળ વિદ્યા પ્રાપ્ત કરવામાં મશગુલ થાય નહિ ત્યાંસુધી તેને ખરૂં જ્ઞાન મળતું નથી. વળી **ज्ञानामृतं भोजनं** એ વચનનો તો અનુભવ ભાગ્યેજ મળી શકે છે. આની સાથે બીજી એક બાબત સારી પેઠે યાદ રાખવી જોઈએ કે કુદરત આપણને કોઈપણ વસ્તુ મફત આપતી નથી. તંદુરસ્તી, પૈસો, યશ, જ્ઞાન વગેરે મેળવવા માટે તનતોડ મહેનત કરવામાં આવે છે તો તે મળી શકે છે. કુદરત આપણને જે કંઈ આપે છે તેને માટે તે અમુક પ્રકારની બદલાની અપેક્ષા રાખે છે. જો આપણે તંદુરસ્ત રહેવું હોય તો ખાવાપીવામાં મિત રહેવું જોઈએ. હવા, કસરત વગેરે આરોગ્ય સાચવવાના નિયમોનું સખત પાલન કરવું જોઈએ. જ્યાંસુધી સંયમદ્વારા કુદરતના નિયમો પ્રમાણે જીવન ગુજારવામાં આવતું નથી, ત્યાંસુધી સારી તંદુરસ્તી ભોગવવાની આશા રાખવી એ વ્યર્થ છે. તેજ પ્રમાણે જ્ઞાન મેળવવા માટે ઉગ્ર તપ આદરવાની જરૂર છે. મોજશોખની ચીજોમાંથી મનને પાછું ખેંચી લઈ સાદું જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય થવો જોઈએ. જ્યાંસુધી અનેક બીનજરૂરી બાબતોમાં મનની શક્તિ વ્યગ્ર થઈ તેનો દુર્વ્યય થાય છે, ત્યાંસુધી ચિત્તની એકાગ્રતા થઈ શકતી નથી અને તે સિવાય કોઈપણ જાતના સંસ્કાર મન ઉપર અસર કરી શકતા નથી; તેથી વિદ્યાર્થીઓએ જ્ઞાન મેળવવામાંજ ચિત્ત ચોટાડી ઉંચા પ્રકારના જ્ઞાનનો સંગ્રહ કરવો જોઈએ.

દરેક વિદ્યાર્થીની અભિલાષા ઉંચી હોવી જોઈએ. જેમ બને તેમ જીવનનો આદર્શ ઉંચો રાખવાની જરૂર છે. જેટલા પ્રમાણમાં જીવનની ભાવના ઉંચી હોય છે તેટલા પ્રમાણમાં આપણું જીવન ઉચ્ચતર બને છે. સારી ભાવના વગરનું જીવન એ સુકાન વગરના વહાણના જેવું છે. જે વસ્તુઓ આપણે મેળવવાની છે તે તરફજ આપણા જીવનનું ધ્યેય હોવું જોઈએ અને તેને અનુસરી આપણું ચારિત્ર ઘડાવું જોઈએ. એક અંગ્રેજ કવિએ કહ્યું છે કે "તારૂં વર્તન નમ્રતાવાળું હોવું જોઈએ, તારી અભિલાષા ઉંચી હોવી જોઈએ, કારણકે જે મનુષ્ય આકાશમાં તીર ફેંકવાની ઇચ્છા રાખે છે તેનું તીર, બીજો માણસ જે ઝાડ ઉપરજ તીર ફેંકવાનું ઇચ્છે છે તેના કરતાં વધારે ઉંચે જઈ શકે છે." વિદ્યાર્થીઓએ જ્ઞાન અને ચરિત્ર સંબંધી ઉંચી ભાવના રાખવી જોઈએ. તેના પ્રેરક બળ વડેજ તે આગળ ઉપર પ્રગતિ કરી શકે છે. સંસારની અનેક ઉપાધિ અને લાલચોથી

ખાસ જરૂર છે. વિદ્યાર્થી જીવનમાં આહારવિહારની અનિયમિતતાને લીધે શરીરના બાંધા નિર્બળ કે નાજુક થઈ જાય છે. દરેક વિદ્યાર્થીના શરીરનો બાંધો બરાબર ખીલવો જોઈએ અને તેની સાથે તેનામાં સુખ, દુઃખ તથા ભૂખ, તરસ વગેરે અડચણો વેઠવાની તિતિક્ષા હોવી જોઈએ.

બુદ્ધિના વિકાસનો આધાર જ્ઞાન ઉપર રહે છે. જ્ઞાનવડે આપણી સૂક્ષ્મ વાસના તૃપ્ત થાય છે અને બુદ્ધિ પરિપુષ્ટ થાય છે. હાલમાં જ્ઞાન મેળવવા માટે વાચન અને અભ્યાસ એ ઘણાં ઉપયોગી સાધન ગણાય છે. પુસ્તકોમાં સંગ્રહેલા વિચાર અભ્યાસદ્વારા આપણા પોતાના કરવા એ વાચનનો હેતુ છે અને તે ઉદ્દેશને અનુસરી શાળા, પાઠશાળામાં અમુક પાઠ્ય પુસ્તકો નક્કી કરવામાં આવે છે, તેથી કોઈપણ પુસ્તકનો કેવી રીતે અભ્યાસ કરવો તે હવે આપણે જોઈએ.

દરેક જણે કોઈપણ ચોપડી વાંચતાં પહેલાં તે શા માટે વાંચવાની છે તેનો જરૂર વિચાર કરવો જોઈએ. જે કોઈ પુસ્તક હાથમાં આવ્યું કે તે વાંચ્યા કરવું એ જ્ઞાન મેળવવાનો સરળ માર્ગ નથી. સારૂં જ્ઞાન પ્રાપ્ત કરવા માટે તો પ્રથમ વાચકના મનમાં વાચનનો હેતુ સ્પષ્ટ હોવો જોઈએ. અમુક પુસ્તકનો અભ્યાસ તેના જીવનના આદર્શને અનુકૂળ છે કે પ્રતિકૂળ તેનો નિશ્ચય તેણે કરવો જોઈએ. જ્યારે આપણે અમુક પુસ્તક હેતુપૂર્વક વાંચીએ છીએ ત્યારે તેમાં આપણને સારો રસ પડે છે, કારણકે તે વાંચવાને મન આતુર હોવાથી નવી બાબતો જુના જ્ઞાન સાથે જોડાઈ જાય છે. જે બાબતો તેને કામની નથી, તે ઉપર લક્ષ નહિ આપવાથી તેના ઉપયોગી મુદ્દા ઉપર ધ્યાન આપવાથી તે વધારે સારૂં ચિત્ત એકાગ્ર કરી શકે છે. કોઈપણ પુસ્તકનું વાચન શરૂ કરતાં પહેલાં લેખકને તેમાં શું કહેવાનું છે તેનો વિચાર તેની અનુક્રમણિકા, મથાળું તથા પ્રસ્તાવના ઉપરથી પ્રથમ કરવાની જરૂર છે. તેણે જે દૃષ્ટિથી પુસ્તક લખ્યું હોય તે દૃષ્ટિ પ્રથમ પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે, કારણકે તે ધ્યાનમાં રાખવાથી તેનો લખવાનો આશય ઝટ ગ્રહણ થઈ શકે છે. વળી તે વિષય સંબંધી આપણે શું શું જાણીએ છીએ તેનું સરવૈયું આપણે તૈયાર કરી રાખવું જોઈએ. હવે વાચતી વખતે લેખક કયો નવો વિચાર આપણી આગળ રજુ કરે છે તે લક્ષમાં રાખવું જોઈએ. તેના સમર્થનમાં તે કઈ કઈ દલીલો આપે છે તથા તેની સમજુતી માટે કયા કયા દૃષ્ટાંત તથા વિગતો રજુ કરે છે તેની તુલના તે વખતે કરવી જોઈએ. આખુંએ પુસ્તક આ દૃષ્ટિથી વાંચવાથી ઘણો લાભ થાય છે. સો પુસ્તકો ગમે તેમ વાંચવાં તેના કરતાં દસ પુસ્તકનો સારો અભ્યાસ કરવો એ વધારે

સાભકર્તા થઈ પડે છે. થોડું પણ સંગીન જ્ઞાન જીવનમાં ઉપયોગી થઈ પડે છે. જે કંઈ વાંચવામાં આવે તે આપણા જ્ઞાનરૂપી ચોકઠામાં યોગ્ય રીતે ગોઠવાઈ જવું જોઈએ કે તેનો જ્યારે ખપ પડે ત્યારે ઉપયોગ થઈ શકે.

દરેક પુસ્તકનું વાચન હેતુપૂર્વક કરવું જોઈએ એ ઘણી અગત્યની બાબત છે, એ ઉપરના વિવેચન ઉપરથી સ્પષ્ટ થયું હશે. કોઈપણ એક પુસ્તક વાંચવાથી સંતોષ માનવો નહિ. અમુક વિષય ઉપર એક લેખકે જે દૃષ્ટિ રજુ કરી હોય તે કંઈ સર્વાંશે સત્ય હોતી નથી. તેના જેવા બીજા લેખકોએ શું શું લખ્યું છે તે જાણવાની જિજ્ઞાસા વિદ્યાર્થીનામાં હોવી જોઈએ. ટુંકામાં તેણે તે તે વિષયને લગતાં બીજાં પુસ્તકો વાંચી તેના જ્ઞાનની સામગ્રીમાં સારો વધારો કરવો જોઇએ. પુસ્તકના વાચન થયા પછી તેમાંની હકીકતનું તારતમ્ય કાઢવાની જરૂર છે. તેમાંની બધી હકીકત સરખી રીતે ઉપયોગી હોતી નથી. જે બાબતો ખાસ જરૂરની હોય તે વિચારપૂર્વક તારવી કાઢવી જોઇએ. જે વિગતો હોય તે મૂકી દેવી, કારણ કે નકામી વિગતો યાદ રાખવાથી મગજ ઉપરનો બોજો વધે છે. મુખ્ય મુદ્દા યાદ રાખવાથી તે વિષયનું જ્ઞાન સારૂં થાય છે. આ કારણને લીધે જરૂરી અને બીનજરૂરી હકીકતનો તફાવત ધ્યાનમાં રાખી મુખ્ય વિચાર મનમાં ઠસાવવા જોઈએ.

પુસ્તકનું હેતુપૂર્વક વાચન થયું, તેને લગતાં બીજાં પુસ્તકો વાંચ્યા તેમજ તેમાંથી અગત્યની બાબતોની તારવણી કરી, પણ જ્યાંસુધી તેની સારાસારતાનો વિચાર થાય નહિ ત્યાંસુધી તે ખરૂં જ્ઞાન છે એમ કહેવાય નહિ; તેથી દરેક વાચકે વાંચીને તે સંબંધી વિચાર કરવો જોઇએ, એટલે તેના સત્ય સંબંધી વિવેક કરવો જોઇએ. તે સંબંધી તેનો જે વિચાર હોય તે રજુ કરી તેની ટીકા કરવી અને આવા સંઘટ્ટનદ્વારા તેણે તેનું જ્ઞાન સંગીન બનાવવું. જ્યાંસુધી વાંચેલી બાબતો ઉપર તેના વ્યક્તિત્વની છાપ પડતી નથી ત્યાંસુધી તે જ્ઞાન તેનું પોતાનું થતું નથી. લેખકનો અમુક બાબત સંબંધી ગમે તેવો વિચાર હોય પણ આપણે આપણી વિચારદૃષ્ટિથી તેની તુલના કરવી જોઈએ. જ્યાંસુધી પુસ્તકમાંના વિચારની પરીક્ષા કરવામાં આવતી નથી ત્યાંસુધી આપણું જ્ઞાન ઉપલકીઉં રહે છે; તેથી વાચકે તેની કસોટી કાઢી તે વિચારને ગ્રહણ કરવો જોઇએ.

વિદ્યાર્થી જે કંઈ વાંચે તેને સારી પેઠે યાદ રાખવાનું છે. જો આગળ વાંચવામાં આવે અને પાછળ ભૂલી જવાય તો તેવા વાચનથી કંઈ પણ લાભ થતો નથી, તેથી તેણે વાંચેલી બાબત યાદ રાખવાને પ્રયત્ન કરવો

જોઈએ. તેને માટે ઉપર જણાવ્યા મુજબ મુખ્ય બાબતો ઉપરજ વિશેષ ધ્યાન આપી તે યાદ રાખવી એ જરૂરની બાબત છે.

વાચનના સંબંધમાં એક અગત્યની બાબત એ છે કે તેણે જે વિચાર સંપાદન કર્યો હોય તેનો ઉપયોગ તેણે જીવનમાં કરવો જોઈએ. જ્યાંસુધી મગજમાં સંસ્કાર પડી રહે છે ત્યાંસુધી જીવન સુધરતું નથી. સંસ્કારનો ક્રિયામાં ઉપયોગ થવાની જરૂર છે. જ્યારે અમુક વિચારનો ઉપયોગ થાય છે ત્યારે તે વધારે સ્પષ્ટ અને સચોટ થાય છે. વિદ્યાર્થીએ વાંચેલી બાબત કાં તો વાર્તાલાપ, વાદવિવાદ કે લખીને પાકી કરવી જોઈએ. જ્યાંસુધી વિચારો અનુભવની ભૂમિકામાં આવતા નથી ત્યાંસુધી તે પરિપકવ થતા નથી; તેથી વાચનની સાથે તેમાંના વિચારનો ક્રિયામાં અમલ કરવાની ખાસ જરૂર છે.

શરીર અને બુદ્ધિનો વિકાસ કેવી રીતે થાય તે જોયા પછી સૌથી વધારે અગત્યની બાબત ઉપર લક્ષ આપવાની છે અને તે હૃદયની કેળવણી-ની છે. હૃદયમાં દયા, આર્દ્રતા, પ્રેમ, વગેરે લાગણીનો સમાવેશ થાય છે. જ્યાંસુધી મનુષ્યના હૃદયનો વિસ્તાર થતો નથી ત્યાંસુધી તે મનુષ્યત્વ અનુભવી શકતો નથી. દૃઢ અને કસાએલા શરીરવાળો મનુષ્ય મલ્લ જેવો બળવાન હોય, વળી તેની બુદ્ધિ તીવ્ર અને તર્કસિદ્ધ હોય, પણ જો આ બંને શક્તિનો ઉપયોગ બીજાને હેરાન કરવામા કે કસાવવા માટે કરવામાં આવે તો તે આસુરી વૃત્તિ છે એમાં કંઈ સંદેહ રહેતો નથી. તેવી વૃત્તિને કાબુમાં રાખી સુધારવાને માટે બીજા નિયામક વિચાર અને લાગણીની જરૂર છે અને તે પ્રેમ, અહિંસા, સેવા વગેરે જનતાની એકતાના ગુણો છે. તેને માટે શાળા કે પાઠશાળામાં ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે. રાક્ષસી બુદ્ધિને સંયમમાં રાખવા માટે હૃદયના ગુણ કેળવવા જોઈએ. જ્યારે આ ત્રણે શક્તિનો યોગ્ય પ્રમાણમાં વિકાસ થાય છે, ત્યારે તે તેનું મનુષ્યત્વ અનુભવી શકે છે અને તેના જીવનનો હેતુ સિદ્ધ કરી શકે છે.

---

## ઠોઠ બાળક

---

વર્ગશિક્ષણનો એક સામાન્ય દોષ એ છે કે વર્ગના દરેક બાળકની માનસિક શક્તિ સામાન્ય રીતે એકસરખી સ્વીકારવામાં આવે છે, અને એ માન્યતાને લીધે બાળકનું વ્યક્તિત્વ ધ્યાનમાં લેવામાં આવતું નથી. પણ દરેક અનુભવી શિક્ષકનો અંગત અનુભવ હોય છે કે કોઈપણ બે બાળકની શક્તિ

તે એક બાળકને માટે યોજવામાં આવી અને ગણિતનાં સાદાં કોઠાના આધારે સાદા દાખલા પણ ગણવા આપવામાં આવ્યા. કામમાં તેને રસ પડે એવા ઉપાય લીધા. વર્ગશિક્ષણ વખતે તેને આગલી હરોળમાં બેસાડવામાં આવ્યો. આમ બાર મહીના સુધી તેના ઉપર ખાસ દેખરેખ રાખવામાં આવી અને પરિણામ એ આવ્યું કે તેટલી મુદતમાં તે બીજા છોકરાઓની સાથે થઈ ગયો.

શાળામાં બાળકનું આરોગ્ય એ પહેલી ધ્યાનમાં રાખવાની બાબત છે. તેમાં માબાપ તેમજ શિક્ષક એ બંનેની સરખી જવાબદારી છે. ઘરમાં બાળકના રોગ કેટલીક વખત ધ્યાન આપ્યા વિના વધી પડે છે અને શારીરિક ખોડખાંપણ રહી જાય છે. સળેખમ, ઉધરસ, ચાલુ તાવ વગેરે વ્યાધિઓ બાળકને ઘણું નુકસાન કરે છે, એટલા માટે એવાં દરદોના ખાસ ડાક્તર પાસે પહેલી તકે બાળકને લઈ જઈ ચિકિત્સા કરાવી ઉપાય લેવા જોઈએ. શાળામાં પણ શિક્ષકે હરવખત બાળકના શરીરની તપાસ કરવી જોઈએ. હાલમાં કેટલીએક શાળામાં દાક્તરી તપાસ થાય છે પણ વરસમાં એકાદ બે વાર તેવી તપાસથી કોઈ લાભ થતો નથી. શિક્ષકે બાળકની જે કાંઈ ખોડખાંપણ જણાય તેનો તાકીદે રિપોર્ટ કરી શાળા તરફથી ચાંપતા ઉપાય લેવરાવવા જોઈએ, અને બાળકને યોગ્ય–વ્યક્તિગત શિક્ષણ આપી તેને બીજાં બાળકોની સાથે રાખવા જોઈએ.

ગરિબાઈ:—બાળકની તંદુરસ્તી બગડવાનાં અને પાછળ પડી જવાનાં બીજાં કારણોમાં ગરિબાઈ પણ કારણ છે. આથી એમ ન સમજવું કે ગરીબ માબાપના બાળકો બુદ્ધિ વિનાનાં હોય છે. એવા ઘણા પ્રસિદ્ધ દાખલા મળી આવે છે કે તેમાં માબાપનાં બાળકો અસાધારણ બુદ્ધિવાળાં નીવડ્યાં છે. અહીં સામાન્ય રીતે ગરિબાઈને કારણરૂપે ઉલ્લેખ કરવામાં આવે છે, એટલે કે ગરિબાઈને લીધે બાળકના વિકાસમાં શારીરિક વિકાસ અર્થે જે ખોરાકનાં પૌષ્ટિક તત્ત્વોની જરૂર છે તે બાળકના આહારમાં મળી શકે નહિ, અને એથી તેના શરીરનો વિકાસ થતો અટકે. આપણા ખોરાકમાં દૂધ, ઘી, ઘઉં અને તાજાં શાકભાજી એ ઘણી અગત્યની વસ્તુઓ છે, પણ ગરીબ બાળકને આ મળી શકે નહિ એથી શરીર નબળું રહે છે. વળી માબાપના અજ્ઞાનને લીધે બાળકની ખાસ નબળાઈમાં કયા ખાસ ખોરાકની જરૂર છે તે સમજવામાં આવતું નથી અને કદાચ સમજવામાં આવે તો ગરિબાઈને લીધે માબાપથી તેવો ખોરાક બાળકને આપી શકાતો નથી. ગરિબાઈ અને પછાતપણાને કેવો સંબંધ છે તે જાણવા માટે એક વખત એક કોઠો તૈયાર

અગાઉ જોવું જોઈએ કે વર્ગમાં બાળકને બેસવાને માટે પુરતી જગા છે. આ બાબત ધ્યાનમાં નહિ રહેવાથી બાળકો એક બીજાને અડીને સંકડાઈને બેસે છે અને તેથી છુટથી શરીરનું હલનચલન થતું નથી. બાળકના શરીરના હલનચલનથી લોહી શુદ્ધ થાય છે અને તેની અસર મગજના સ્નાયુઓ ઉપર થાય છે. વળી વર્ગમાં જોઈએ તે કરતાં વધારે બાળકો બેસાડવાથી હવામાં કારબોનિક ગેસ વધારે થાય છે અને તે પણ શરીરને નુકસાન કરે છે. હાલના જમાનામાં બાળકોને પાટલીઓ ઉપર બેસાડવામાં આવે છે. આથી જગાનો અભાવ વધી પડે છે અને તે ઉપરાંત એક પાટલી પર ત્રણ ચાર બાળકો બેસે છે, એટલે તેઓ જકડાઈ જાય છે. બહુજ પાસે પાસે બેસવાથી શરીરની હીલચાલના અભાવે બાળકને કંટાળો આવે છે અને તે ધ્યાન આપી શકતું નથી, અને 'પછાત' રહી જાય છે. વર્ગના ઓરડામાં પ્રકાશ કેવી રીતે આવે છે તે પણ જોવું જોઈએ. કા. પા. ની ગોઠવણ, શિક્ષકની બેઠક, આ બધી વ્યવસ્થા ઉપર બારીક ધ્યાન આપવાની જરૂર છે. વળી કુદરતી ખોડવાળાં બાળકોને કે માનસિક ખોડવાળાં બાળકોને એવી રીતે બેસાડવાં જોઈએ કે તેની ખોડ તેને જેમ બને તેમ ઓછી નુકસાન કર્તા થઈ પડે. દા. ત. બહેરૂં બાળક હોય તો તેને ખાસ આગળ બેસાડી તે સાંભળી શકે તેવી ગોઠવણ કરવી જોઈએ. તેવીજ રીતે આંખ નબળી હોય તેવાં બાળકોની બાજુ તેવી રીતે સંભાળ રાખવી જોઈએ. આવી કાળજી રાખવાથી શારીરિક ખોડખાપણને લીધે થતું નુકસાન આપણે અટકાવી અથવા તો ઓછું કરી શકીએ છીએ.

**માનસિક નબળાઈ:**—આવી જાતની નબળાઈ ઘણા પ્રકારની હોય છે. ચંચળતા, બેધ્યાન, બેપરવા, સાહસ, આળસ, મંદતા, મિજાજ, ચોર સ્વભાવ, બીજાને નુકસાન કરવાની આદત, વગેરે માનસિક વ્યાધિઓ છે, અને એને લીધે બાળક પછાત પડી જાય છે. બાળકનો સ્વભાવ ચંચળ હોય છે, એટલે કે તે એકજ કાર્યમાં લાંબો વખત સુધી ગુંથાઈ રહી શકતું નથી. આવા સ્વભાવને યોગ્ય દિશામાં વાળવો એ શિક્ષકનું કર્તવ્ય છે. ચંચળતા ઘણે ભાગે 'રસ' ના અભાવે આવે છે. વારંવાર યત્ન કર્યા છતાં જો તેના સ્વભાવની ચંચળતા ન મટે તો તેને માટે ખાસ ઉપાય લેવો જોઈએ; કારણ કે એવા સ્વભાવને લઈને બાળક વર્ગશિક્ષણમા પાછળ રહી જાય છે અને પરિણામે તેને અભાવો કે અણગમો આવે છે, અને તે આગળ વધતું અટકી પડે છે. તેવીજ રીત બીજા ઉપર જણાવેલા માનસિક વ્યાધિઓને લઈને બાળક આગળ વધી શકતુ નથી. કેટલાંક બાળક વર્ગમાં ધ્યાન આપી શકતાં નથી, કેટલાંક બેપરવા રહે છે, કેટલાંક અતિશય સાહસિક બની જાય છે. આ બધાં બાળકોની માનસિક શક્તિનું માબાપે તેમજ શિક્ષકે અવલોકન કરવું જોઈએ. આપણે ત્યાં શિક્ષકો તેમજ માબાપો બાળકના આવા માનસિક વ્યાધિ તરફ દુર્લક્ષ રાખે છે તે એક દીલગીરીભરેલી બાબત છે, કારણ કે જો પ્રથમથી તેવા વ્યાધિના સચોટ ઉપાય લેવામા નથી આવતા તો પરિણામે બાળકનો ભવ બગડે છે, એટલું જ નહિ પણ સમાજમાં નાગરિક તરીકે તેને કર્તવ્ય અદા કરવાનું છે તે તે કરી શકશે નહિ અને એથી સમાજને નુકસાન થાય છે. આવા વ્યાધિનો ઉપાય ખરેખર કાંઈ શિક્ષક કે માબાપના હાથમા નથી. બીજા દેશોમાં તેવા માનસશાસ્ત્રી પાસે તે વ્યાધિવાળા બાળકને લઈ જઈ વ્યાધિની ચિકિત્સા કરાવવામાં આવે છે અને તેનો ઉપાય લેવામા આવે છે. આપણી શાળાઓમા તેવી કસોટી પણ નથી કે નથી તેવા માનસશાસ્ત્રીઓ કે જેમની પાસે બાળકને મોકલી શકીએ. શિક્ષકે તેવાં બાળકો સાથે મમતા તથા સહૃદયતાથી વર્તવું જોઈએ; કારણ કે ધમકીથી ઉલટા તેવા વ્યાધિને વધુ ઉત્તેજન મળે છે. બાળકનું માનસ સમજીને, તેનું હૃદય સમજીને તેની સાથે જો શિક્ષક વર્તન ચલાવે તો તેમાં ઘણો સુધારો થઈ શકે તેમ છે. જે જરૂરની બાબત છે તે એ છે કે દઢતાથી એકસરખી રીતે જો તેવા બાળક પાસે કામ લેવામાં આવે તો તેની કેટલીક આવી ખોડ દૂર થાય.

લેખકના અનુભવની વાત છે કે એક વખત વર્ગનું નિરીક્ષણ કરતાં એક બાળકને વર્ગમાં કંઈ રસ ન લેતું જણાયું. બીજાં બાળકો જ્યારે

પ્રશ્નોના ઉત્તર ઉત્સાહ અને આનંદથી આપતાં હતાં ત્યારે આ બાળક છેક નિશ્ચેષ્ટ માલમ પડયું. બે ત્રણ વખત બાળકની એવી રીતની સ્થિતિ જોઈ ત્યારે તેના વડીલને જણાવવામાં આવ્યું. તેના કારણમાં બાળકનું શરમાળપણું જોવામાં આવ્યું. તેના શિક્ષકે જ્યારે તેની સાથે મમતાથી અને આગ્રહપૂર્વક કામ લીધું ત્યારે તે બાળકમાં ચેતન આવ્યું, શરમાળ સ્વભાવ મટી ગયો અને વર્ગમાં બીજાં બાળકો સાથે આનંદથી કામ કરવા મંડી પડયું. કહેવાની મતલબ એ છે કે વર્ગમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં બાળકો હોય છે. દરેક બાળકનો સ્વભાવ વ્યક્તિગત ઘડાએલો હોય છે, એટલે શિક્ષકે તે દરેકના નિકટ પરિચયમાં જલદીથી આવી જવું અને દરેક બાળકના સ્વભાવનો અભ્યાસ કરી ખોડ દૂર કરવાના ઉપાય હાથ ધરવા જોઈએ.

**બાળકનો ખાસ અણગમો:**—શાળાના શિક્ષણમાં એવું બને છે કે અમુક બાળકોને અમુક વિષયોમાં રસજ પડતો નથી એવું માલમ પડે છતાં જો શિક્ષક બીજાં બાળકો જેટલાંજ એ વિષયોમાં હોશિયાર થવાની આશાએ ને આશાએ તેમની પાસેથી કામ લીધેજ જાય, તો એથી પરિણામ એ આવે કે ખાસ માનસિક વલણ વિના બાળકને જ્યારે અમુક વિષય શીખવવામાં આવે; તો તેમાં તે બાળકની બુદ્ધિ અથવા મન પરોવાતું નથી. ઉપર ઉપરથી આપણને માલમ પડે કે તે શીખે છે છતાં અંદરથી તેની પ્રગતિજ ન થઈ હોય, એટલે એ વિષયમાં બાળક 'પછાત' રહી જાય છે. એ અણગમો આપણે રસ ઉત્પન્ન કરી દૂર કરી શકીએ, પણ જે મહત્ત્વની બાબત છે તે એ છે કે કઈ પદ્ધતિથી તેવો વિષય બાળકને શીખવવો કે જેથી તેને તેમાં રસ પડે અને બીજા વિદ્યાર્થીઓની સાથે તે થઈ જાય. વર્ગમાં જ્યારે આવાં બાળક માલમ પડે ત્યારે એક જ પદ્ધતિથી વિષય શિક્ષણ થાય તો ઉપલા પ્રકારનાં બાળકોને હાનિ થાય છે. આધુનિક શિક્ષણ પદ્ધતિ આવી જાતનાં બાળકોના અસ્તિતત્વનો સ્વીકાર કરે છે અને તે

ખાસ પદ્ધતિરૂપી ઉપાય લેવાથી દૂર થઈ શકે છે અને આપણે તેને 'પછાત' થતું અટકાવી શકીએ. છીએ.

**બીજાં કારણો:**—સુધરેલા દેશોમા બાળકને ઉપલા વર્ગમાં ચડાવવાનું ધોરણ અહીંના કરતાં જુદું હોય છે. ઉપલા વર્ગમાં ચડવાને માટે બાળક લાયક છે કે કેમ તેને માટે કસોટીપત્રકો કે કસોટી પ્રશ્નો હોય છે. અમુક ઉંમરનાં કે અમુક વર્ગનાં બાળકો અમુક કસોટીમાંથી પસાર થવાં જોઈએ, એ ધોરણે કેટલીક એવી કસોટી કરવામાં આવે છે અને તેમાં ઉત્તીર્ણ થએલાં બાળકો ઉપલા વર્ગમા ચડે છે. આપણી શાળાઓમાં એવી પદ્ધતિ નથી. વાર્ષિક પરીક્ષા માટે બુદ્ધિવિકાસનું ધોરણ સ્વીકારવામાં આવ્યું છે, પણ તેમાં કેળવણીની દૃષ્ટિએ વણી ખામીઓ છે એ નિર્વિવાદ વાત છે. એમાં કેટલાંક નાલાયક બાળકો ઉપલા વર્ગમાં ચડી જાય છે અને પછી તે વર્ગમાં પછાત પડી જાય છે, એટલા માટે પરીક્ષાનું ધોરણ વર્ગવાર બહુ નિશ્ચિત પ્રકારનું રહેવું જોઈએ, અને પરીક્ષાનું કાર્ય પવિત્રતા અને પ્રમાણિકતાનું માની લેવું જોઈએ. ગમે તેમ બાળકોને ઉપલા વર્ગમાં ચડાવવાથી નાલાયક બાળકોને આપણે વધારે નાલાયક બનાવીએ છીએ અને તેના મનુષ્યત્વને મોટું નુકસાન કરીએ છીએ.

**સાહાય્યક પ્રવૃત્તિઓનો અભાવ:**—શાળાનો અભ્યાસક્રમ પુરો કરવામાં શિક્ષણ સમાપ્ત થતું નથી. શાળાની બહાર પ્રવૃત્તિમય જગત એ એક ખરેખરી નિશાળ છે. એ નિશાળની પ્રવૃત્તિઓ શાળાના શિક્ષણને ઉપકારક છે એ બાબત દરેક શિક્ષકે લક્ષમ. રાખવી જોઈએ. જેમ શાળાના શિક્ષણનો જગતની પ્રવૃત્તિ સાથે સમન્વય થવો જોઈએ તેમ બહારની પ્રવૃત્તિનો સંબંધ શાળાના શિક્ષણ સાથે પણ થવો જોઈએ. બાળવીર હીલચાલ રમતગમતો, સહકારી યોજનાઓ, સમૂહના કામ કરવાની યોજનાઓ, પર્યટનો વગેરે પ્રવૃત્તિઓ સામાન્ય બુદ્ધિવિકાસમાં બહુ જરૂરી છે, અને એટલા માટે તેને શાળાના શિક્ષણમાં જોડવી જોઈએ.

**માબાપ અને શિક્ષક વચ્ચે સહકારનો અભાવ:**—માબાપ અને શિક્ષક એ બે વચ્ચેના સહકાર વિના શાળાનું કામ આગળ ધપી શકતું નથી. શાળાની ઉણપો માબાપો શાળાની વારંવાર મુલાકાત લઈ ખામીઓ સમજીને મટાડી શકે છે. તેવી રીતે શિક્ષકો માબાપને બાળકોની પ્રગતિથી વાકેફગાર રાખી કેટલીક ઉણપો દૂર કરી શકે છે; નહિ તો એવું બને કે શાળાનું કાર્ય ધેર ભુસાઈ જાય છે અને શિક્ષણ એળે જાય છે.

જમાવી દે છે. ઇતિહાસના શિક્ષકને એકલાને આ જુદી જુદી જાતનાં પાત્રોની જુદી જુદી જાતની કળા રજુ કરવી પડે છે. મતલબ કે શિક્ષકે બધી જાતના રસ જમાવવાની શક્તિ કે .વવાની જરૂર છે. જે શિક્ષકમાં આવી જાતની શક્તિ હોય છે, તે શિક્ષક તેના વિદ્યાર્થીઓનો માનીતો થઈ પડે છે.

હવે ઇતિહાસના ભિન્ન ભિન્ન પાઠ કેવી રીતે રસિક કરી શકાય તેના કેટલાક નમુના આપીશું.

**(૧) વલ્લભીપુરનો નાશ:**—રંક કાકુ વલ્લભીપુરમાં આવ્યો તે વખતની તેની સ્થિતિ અને તેનો ભાગ્યોદય થતાં તેની કરોડપતિની સ્થિતિનું વર્ણન એવી રીતે કરવું કે સર્વ શક્તિમાન પ્રભુ તરણાનો મેરૂ અને મેરૂનું તરણું બનાવી દે છે, એ સત્ય બાળકો આડકતરી રીતે આપોઆપ સમજી જાય. કાકુની પુત્રીથી રત્નજડિત કાંસકીની કથા એવી રીતે રજુ કરવી કે એ કાળસ્વરૂપ જેવી કાંસકીજ વલ્લભીપુરના નાશનું કારણ બની હતી, એ બાબત વિદ્યાર્થીઓ પાસેથી કઢાવી શકાય. કાકુને લક્ષ્મીનો મદ, શિલાદિત્ય રાજાને લક્ષ્મી તથા સત્તાનો મદ, બન્ને પક્ષની હઠ, તેનું ભયંકર પરિણામ વગેરે મુદ્દાની રસિક રીતે ચર્ચા કરવી. એવી ચર્ચાથી બાળકોને પરોક્ષ રીતે જુદી જુદી જાતની નીતિનો બોધ પણ આપી શકાશે.

અન્નને અને દાંતને વેર હતું એવા કાકુને વલ્લભીપુરે આશ્રય આપ્યો અને વલ્લભીપુરેજ કરોડપતિ બનાવ્યો. તે વલ્લભીપુરના મહાન ઉપકારને બદલે અપકાર કરીને કૃતઘ્ની કાકુએ તેનો નાશ કરાવ્યો. તેને તકરાર રાજા સાથે થઈ હતી. વલ્લભીપુરના વતનીઓએ તેનું કંઈપણ બગાડયું ન હતું, છતાં રાજા ઉપર વેર લેવા જતાં, તેણે પાપડી ભેગી ઈયળ પણ બાફી નાખી. 'કરે તેવું પામે' એ કહેવત પ્રમાણે કાકુને પણ તેની નિમકહરામીનો બદલો મળ્યો "જેવી કરે કરણી તેવી તરત ફળે છે, બદલો ભલા બુરાનો અહીંનો અહીં મળે છે" એ લીટીઓનું રહસ્ય કાકુના સંબંધમાં સમજાવી પાઠ પૂર્ણ કરવો.

**(૨) ભુવડની ગુજરાત ઉપર ચઢાઈ:**—જયશિખરનો રાજકવિ શંકર ભોળે ભાવે ભુવડની ગુજરાત ઉપરની ચઢાઈનું કારણ બન્યો. તેણે ભુવડના દરબારમાં શુરાતનના શિખરરૂપ પોતાના અન્નદાતા જયશિખરનાં અને પોતાની માતૃભૂમિ ગરવી ગુજરાતનાં મુક્ત કંઠે વખાણ કર્યાં. ભુવડે શંકર કવિને સારો શિરપાવ આપ્યો; પણ તેનાથી જયશિખરનું સ્વાતંત્ર્ય સહન થઈ શક્યું નહિ, તેથી તેણે પોતાના મુખ્ય પટાવત મિહિરને મોટું

તોડ્યા હતા. આવી રીતે હાલના સમયનાં સાધનો સાથે સરખામણી કરવી.

છેવટે ભુવડે મહા પ્રયત્ને પંચાસરનો પશ્ચિમ તરફનો દરવાજો તોડાવ્યો. બન્ને સૈન્ય વચ્ચે ભારે યુદ્ધ જામ્યુ. ભુવડના અગણિત સૈન્ય સામે, સામી છાતીએ બહાદુરીથી લડીને જયશિખરનું સૈન્ય ખપી ગયુ. છેવટે જયશિખર પાસે માત્ર દસ યોદ્ધા બાકી રહ્યા, તોપણ તેણે ત્રણ દિવસ સુધી યુદ્ધ ચલાવ્યું. ભુવડના અંગરક્ષકોને ભેદીને જયશિખર ભુવડ પાસે પહોચી ગયો, અને તેની છાતીમાં લાત મારીને તેને નીચે પાડયો; એટલામા ભુવડના અંગરક્ષક બે મલ્લોએ જયશિખરનુ ડોકુ ઉડાવી દીધું. જયશિખરની નસેનસમાં શુરાતન વ્યાપી ગયું હતું, તેથી તેનુ ડોકા વિનાનું ધડ ત્રણ દિવસ ઘૂમ્યું. ધન્ય છે એવા રણશુરા રજપૂતને !

આ પ્રમાણે ગુજરાત ઉપર ભુવડની ચડાઈના પાઠમાં અનેક નવી નવી બાબતોનું સુંદર રીતે સ્પષ્ટીકરણ કરીને રસ ઉત્પન્ન કરી શકાશે.

**(૩) મીનળદેવીનો ન્યાય:**—સિદ્ધરાજની મા મીનળદેવીએ ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યું છે. તે તળાવ જોતાજ મીનળદેવીનો ન્યાય નજરે પડે છે. તે તળાવના આકારની સુંદરતામા ન્યૂનતા છે, એટલે તે સંપૂર્ણ વર્તુળાકારમાં નહિ હોતાં એક તરફથી વાકુ છે. આ પ્રમાણે તે તળાવને એડોળ બનાવનાર એક બાઈનું ઘર હતું. જો તે બાઈએ પોતાનું ઘર આપ્યું હોત તો તે તળાવનું સૌંદર્ય સંપૂર્ણ થાત. મીનળદેવીએ તે બાઇને તેનું ઘર તળાવના ઉપયોગ માટે આપવા બહુ સમજાવી. તે ઘરના બદલામાં તેને મોં માગી કિંમત આપવાનું કહ્યું, પણ તે બાઈ એકની બે ન થઈ. સાર્વજાનક કાર્ય માટે રાણીને તે ઘર લેવાની સત્તા હતી, છતાં તેણે પોતાની પ્રજા ઉપરના અપાર પ્રેમને લીધે તે બાઈની લાગણી નહિ દુભવતા તે તળાવ વાંકુ બંધાવ્યુ.

મીનળદેવીએ પેલી બાઈને ઘર માટે આટલી બધી હઠ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બાઈએ કહ્યું કે તમે તળાવ બંધાવીને તમારૂં નામ અમર કરો છો, અને હું મારૂં ઘર નહિ આપીને મારૂ નામ અમર કરૂં છું. વળી વિશેષમા તમારા કીર્તિમંદિર ઉપર તમારી ન્યાયપરાયણતાનો સોનેરી કળશ ચઢાવું છું. ખરેખર પેલી બાઈએ તળાવનો ઘાટ બગાડીને મીનળદેવીનું અને તેનું પોતાનું નામ અમર કર્યું છે. મહાકવિ પ્રેમાનંદના પુત્ર કક્કડ કવિ વલ્લભરામ પોતાના કાવ્યમા પોતાના સંબંધમા કહે છે, કે હુંતો હઠીલોજ

જના, દેશના તમામ વર્ગને સ્પર્શી પલટો કરી શકતી નથી. બલકે ફેશન અને શરીરની નિર્બળતા વધ્યાં છે. યોગ્ય કેળવણીના અભાવને લીધે દેશમાં બાળજ્ઞાન સમજનાર માતાપિતાની સંખ્યા અલ્પ છે. આદર્શ પુત્રપુત્રીઓની સંખ્યા વસ્તીના પ્રમાણમાં નજીવી છે. પરિણામે દેશ ઘણું કષ્ટ સહન કર્યે જાય છે. એજ સ્થિતિ ચાલુ રહેશે તો વિશેષ સહન કરવું પડશે. યોગ્ય કેળવણીના અભાવે આપણે પરાશ્રયી બની રહ્યા છીએ. કેટલાંક વૃદ્ધ, અપંગ માતાપિતાઓ ઉદ્ધત પુત્રોની અવગણનાથી દુઃખિત દેહે જીવન ગુજારે છે. ભાઈઓ પ્રત્યે, સાસુ વહુ પ્રત્યે, મા દીકરી વચ્ચે તથા ભાઈ બ્હેનો વચ્ચેનો સ્નેહ કમી થતો જાય છે.

શિક્ષક બાળકના નખ, વાળ, કપડાની અસ્વચ્છતા વગેરેને નજીવી બાબત ગણી તે પ્રત્યે દુર્લક્ષ આપે છે. ભણાવવા કરતાં ચારિત્ર્ય ઘડવા તરફ વધુ કાળજી રાખવી જોઈએ. **विद्या विनयेन शोभते.** વિદ્યા હોય પરંતુ ચારિત્ર્ય ઇચ્છવા યોગ્ય ન હોય–દુર્ગુણી હોય તો તે વિષ સમાન છે.

બાળકને સુદઢ, હિંમતવાન, સુશીલ તેમજ સશક્ત કરી ભવિષ્યની મુસ્કેલીઓ દૂર કરવા પ્રબળ શક્તિમાન બનાવવા તેની વૃત્તિ ખીલવવી જોઈએ. બાળકને દેશભાવી ને સદ્‌ગુણી તૈયાર કરવા શિક્ષક શું ન કરી શકે ? પરંતુ પદ્ધતિને પરવશ થએલું પામર પ્રાણી થોડા સમયમાં પોતાની દીર્ઘ અભિલાષાઓનો અંત આણે છે. ખરેખર, શિક્ષક રાષ્ટ્રવિધાતા છે પરંતુ સમાજને તેની કદર નથી.

મનુષ્ય સાધારણ રીતે પોતાની પૂર્વ સ્થિતિ વીસરી જાય છે. તે પણ એક દિવસ બાળકે જેવી સ્થિતિ ગાળીને આ સ્થિતિ પ્રાપ્ત કરી શક્યું છે, તો પોતાનાં બાળકો માટે શામાટે પુરતી તપાસ રાખવામાં આવતી નથી. પારકાં તે પણ પોતાનાજ ગણી તેમને સુધારવા અને સન્માર્ગે દોરવાં જોઈએ.

આજે થોડાંક માબાપ પોતાનાં છોકરાને પૂછતાં હશે કે ભાઈ, તું શું શીખી આવ્યો ? દરેક માબાપે હાલનાં શિક્ષણ અંગેના તથા બાલમાનસ, બાળસ્વભાવ, બાળઉછેર, વગેરે પુસ્તકો વાચવાં જોઈએ. વળી બાળસ્વભાવ, શિક્ષણપદ્ધતિ, બાળમિત્ર, શિક્ષણપત્રિકા વગેરે ચોપાનીઆઓ ઘણી શાળામાં મળી શકે એવી ગોઠવણ કરવામા આવે તો શિક્ષકો લાભ લઈ શકે. પ્રભુ માબાપો બાળક પ્રત્યે પુરતી કાળજી રાખે એવી સદ્‌બુદ્ધિ સર્વને અર્પો એવી ખાસ શુભ અભ્યર્થના છે.

શિક્ષક: દુર્લભભાઈ એચ. નાયક
મુ. સાલેજ જિ.–સુરત.

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ.આ.પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | સૃષ્ટિનિરીક્ષણ ભાગ ૩ (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | મિ. ટી. વી. શેન્ટે અને મિ. જે. એસ. માઢેકર ભાષાંતર કર્તા મિ. એલ. જી. પટેલ | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત. | ૦-૧૧-૦ | પાઠ્યપુસ્તક તરીકે | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૨ | અંકગણિત (માધ્યમિક સ્કૂલોના ધો. ૧ લા માટે) (સને ૧૯૩૨ની આવૃત્તિ) | મિ. એલ. આર. દેસાઈ. | મેસર્સ મેકમિલન એન્ડ કો., હૉર્નબીરોડ, મુંબઇ | ૦-૧૦-૦ | ,, | ,, |
| ૩ | ,, ( ,, ધો. ૨ જા માટે) (સને ૧૯૩૨ની આવૃત્તિ) | ,, | ,, | ૦—૭—૦ | ,, | ,, |
| ૪ | ,, ( ,, ધો. ૩ જા માટે) (સને ૧૯૩૨ની આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, | ,, |
| ૫ | ભારતભૂમિનો ઇતિહાસ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. પી. કે. દેસાઈ | મિ. એમ. ડી. મહેતા, રાજકોટ | ૦-૧૨-૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે. |
| ૬ | મિડલ સ્કૂલ એરીથમેટિક ભા. ૧ (સને ૧૯૩૨ ની સુધારેલી પહેલી આવૃત્તિ) | મિ. એમ. એન. લાકડાવાળા, સુધારો વધારો કરનાર મિ. સી. સી. શાહ, | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત. | ૦—૮—૦ | ,, | માધ્યમિક સ્કૂલો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭ | અક્ષરજ્ઞાન ભાગ ૨ (સને ૧૯૩૨ની સુધારેલી પહેલી આવૃત્તિ) | મિ. એમ. એન. લાકડાવાળા, સુધારો વધારો કરનાર મિ. એમ. જી. શાહ. | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત. | ૦—૯—૦ | પાઠ્યપુસ્તક તરીકે | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૮ | આરોગ્ય વિજ્ઞાન પ્રવેશપોથી (સને ૧૯૩૨ ની બીજી આવૃત્તિ) | મિ. પી. વી. દેસાઈ | મેસર્સ એસ. બી. શાહ એન્ડ કં., અમદાવાદ. | ૦—૮—૦ | ,, | ,, |
| ૯ | ક્રમિક કે અનડા નામું ભા. ૨ (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ) | મિ. આર. પી. અનડા, | મિ. આર. પી. અનડા, મેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કૉલેજ, બોરસદ. | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૦ | પટેલકૃત વ્યાકરણ પ્રવેશ ભાગ ૧ (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. ટી. પટેલ અને મિ. એન વી પટેલ | મિ. એસ. ટી. પટેલ અને મિ. એન. વી. પટેલ, નડીઆદ | ૦—૩—૦ | ,, | ,, |
| ૧૧ | ,, ભાગ ૨ (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે. |
| ૧૨ | ઘરગથ્થુ માવજત (પહેલી આવૃત્તિ) | ડૉ. રૂથ યંગ અને લેડી પેટ્રીક ભાષાંતરકર્તા મિ. રી. જી. આંનાણી | સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસિએશન, સીમલા. | ૦—૧૦—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૧૩ | જગતની ધર્મશાળામાં (સને ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. જે. કે. મહેતા | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત. | ૦—૧૦—૦ | વધારાના વાચન તરીકે | ટ્રેનિંગ કોલેજો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪ | આપણા દેશના મહાન સ્ત્રી પુરુષોની ઐતિહાસિક વાતો (સને ૧૯૩૨ ની બીજી આવૃત્તિ) | દિવાળીબાઈ રાઠોડ. | મિ. કેશવ ભીખાજી ધાળવે, મુંબઈ. | ૦—૪—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૫ | ઘરદીવડી (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | મિ. વાય. એસ. પંડ્યા. | મિ. વાય. એસ. પંડ્યા, અમદાવાદ. | ૦—૮—૦ | ,, | ,, |
| ૧૬ | ખેતારી (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | — | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત. | ૦—૬—૦ | ,, | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૭ | અર્ધાંગના (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | — | ,, | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૮ | દરેક સ્ત્રી વાંચે | મિ. વી. વી. જોષી. | ,, | ૦—૩—૦ | લાયબ્રેરી | સ્ત્રીઓની ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૯ | પદ્મલતા યાને રાજપૂતોનો રણરંગ (સને ૧૯૩૨ ની આવૃત્તિ) | મિ. એસ. એસ. મેહતા. | ધી જનરલ બુકડીપો, મુંબઈ. | ૩—૦—૦ | ,, | ટ્રેનિંગ કૉલેજો માટે. |

**નોંધ:**—૧. સંગીત અભ્યાસક્રમ ભાગ ૧–૨ અને ૩ કર્તા જે. સી. ભોજક, બીજી આવૃત્તિ કિંમત ૦—૬—૦ દરેકના છોકરીઓની પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે ચલાવવાને માટે મંજુરી આપવામાં આવી છે.

૨. ગુજરાત ઓરિએન્ટલ બુકડેપોને પોતાની "પ્રાથમિક શાળાનું અંકગણિત" કર્તા મેસર્સ ભટ્ટ અને પંચોલી એ ચોપડીને ત્રણ ભાગમાં જુદી પાડવાની મંજુરી આપવામાં આવી છે દરેક ધો. ૨–૩ અને ૪ થા માટે અને તેની દરેકની કિંમત ૦—૨—૬, ૦—૩—૦ અને ૦—૩—૦ અનુક્રમે રાખવામાં આવી છે.

(અંગ્રેજીમાં સહી) **એન. એ. કાદરી,** રીર એજ્યુ. ઇન્સ. ઉ: ભા.

(ઉ. ભા. ના એ. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૨–૪–૩૩ ના પત્ર નં. ૭૫૮ માં કરેલી સૂચનાનુસાર.)

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ.આ.પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | જુગ્રફીઆ-એ-ઝીલા-એ-પુના (ઉર્દુ પ્રાથમિક સ્કૂલોના ધો. ૩ માટે), (૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | મિ. અબ્દુર રેહમાન અહમદ સાહેબ, હેડમાસ્તર, મ્યુનિ. ઉર્દુ બોયઝ સ્કૂલ નં. ૧૦, પુના સીટી. | લેખક | ૦—૫—૬ | ટીચર્સ લાયબ્રેરી માટે. | |
| ૨ | ઉર્દુકા કાયેદા, હિસ્સ-એ-અવ્વાલ, ( સને ૧૯૩૨ ની આઠમી આવૃત્તિ ) | ,, | ધી અંજુમને-હીમાયતે-ઇસ્લામ લાહોર. | ૦—૦—૧૦ | સ્કોલર્સ લાયબ્રેરી માટે. | |
| ૩ | ,, ,, દુવ્યુમ ( સને ૧૯૨૯ ની ચોથી આવૃત્તિ ) | ,, | ,, | ૦—૦—૧૦ | ,, | |
| ૪ | ઉર્દુકી પહેલી કીતાબ, ( સને ૧૯૩૨ની છઠ્ઠી આવૃત્તિ) | ,, | ,, | ૦—૨—૪ | છોકરા તથા છોકરીઓની ઉર્દુ સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૫ | ,, દુસરી કીતાબ, ( સને ૧૯૩૧ની ચોથી આવૃત્તિ) | ,, | ,, | ૦—૩—૬ | ,, | |
| ૬ | ,, તીસરી કીતાબ, ,, | ,, | ,, | ૦—૪—૯ | ,, | |
| ૭ | ,, ચોથી કીતાબ, ,, | ,, | ,, | ૦—૬—૩ | ,, | |

| | | | | |
|---|---|---|---|---|
| મુફીદુલ અતફાલ (હીજરી સન ૧૩૫૦ની બીજી આવૃત્તિ) | મિ. મોલ્વીકારી મોહમદ યુસુફ, ટીચર, મદ્રસા-એ-બેતુલ ઉલુમ, માલેગાંવ | દીપક | ૦—૨—૬ | ઈનામ અને લાયબ્રેરી માટે. |
| જુગ્રાફીઆ-એ-જદીદ પહેલી કીતાબ, (સને ૧૯૩૨ ની બીજી આવૃત્તિ) | મિ. મુન્શી રામ અગરવાલ, બી. ઇડી. (એડીનબર્ગ), એફ. આર. જી. એસ. (લંડન) | મેસર્સ મેકમિલન એન્ડ કો., મુંબઈ | ૦—૧૨—૦ | ” |
| અફસાન-એ-હિંદ, (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | ” | ” | ૦—૧૨—૦ | ” |
| આઈને-હિંદ, ( ” ) | ” | ” | ૦—૧૫—૦ | ” |
| ઉર્દુકા કાયેદા, (સને ૧૯૩૨ ની એકાશીમી આવૃત્તિ) | ” | ધી અંજુમને-હીમાયતે-ઇસ્લામ, લાહોર. | ૦—૦—૧૧ | મકતબ-સમાટે પાઠ્યપુસ્તક તરીકે, અને સાધારણ ઉર્દુ સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે ચાલી શકશે નહિ. |
| ઉર્દુકી પહેલી કીતાબ, (સને ૧૯૩૨ ની સુંતાલીસમી આવૃત્તિ) | ” | ” | ૦—૧—૧ | ” |
| ઉર્દુકી દુસરી કીતાબ, (સને ૧૯૩૨ ની બેતાલીસમી આવૃત્તિ) | ” | ” | ૦—૩—૩ | ” |
| ઉર્દુકી તીસરી કીતાબ, (સને ૧૯૩૧ની પચીસમી આવૃત્તિ) | ” | ” | ૦—૪—૧૦ | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | ઉર્દુકી ચોથી કીતાબ, | મિ. મુન્શી રામ અગરવાલ, બી. ઇડી. (એડીનબર્ગ), એફ. આર. જી. એસ. (લંડન). | ધી અંજુમને–હીમાયતે ઇસ્લામ લાહોર. | ૦–૧૨–૯ | ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૭ | કપુર જ્યોગ્રફિ, હીસ્સ–એ–અવ્વલ, (સને ૧૯૩૨ ની બીજી આવૃત્તિ) | મેજર એ. ડબ્લ્યુ. દાને, એમ. એ. (ઓકસ્ટન). એફ. આર. જી. એસ. | મેસર્સ ઉત્તરચંદ કપુર એન્ડ સન્સ, લાહોર. | ૦–૧૦–૬ | પ્રાથમિક માધ્યમિક અને ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોમા લાયબ્રેરી માટે. |
| ૧૮ | ,, ,, દુવ્વુમ, ( ,, ) | ,, | ,, | ૦–૧૨–૫ | ,, |
| ૧૯ | ,, ,, સુવ્વુમ, ( ,, ) | ,, | ,, | ૦—૯–૪ | ,, |
| ૨૦ | ,, ,, ચહારૂમ, ( ,, ) | ,, | ,, | ૦—૯–૯ | ,, |
| ૨૧ | ઉર્દુ ઇનશા પરદાઝી (એ. વી. ધો. ૫ મા માટે), (સને ૧૯૨૮ ની પહેલી આવૃત્તિ) | મિ. ચૌધરી ફતહુદ્દીન, બી. એ. પી. ઇ. એસ. ઇન્સ. ઓફ સ્કૂલ્સ, મુલ્તાન ડિવિઝન. | ,, | ૦—૫–૦ | ઇનામ અને લાયબ્રેરી. માટે. |
| ૨૨ | ,, (એ. વી. ધો. ૬ ઠ્ઠા માટે) (સને ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૫–૬ | ,, |
| ૨૩ | ,, ( ,, ધો. ૭મા માટે) (સને ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૫–૬ | ,, |
| ૨૪ | ,, ( ,, ધો. ૮મા માટે) (સને ૧૯૨૮ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૮–૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૫ | „ (મેટ્રિકયુલેશનની પરીક્ષા માટે) (સને ૧૯૨૬ ની પહેલી આવૃત્તિ) | „ | „ | ૦—૮—૦ | „ |
| ૨૬ | હોમ નર્સિંગ ઇન ઉર્દુ (પહેલી આવૃત્તિ) | લેડી પારટીર અને ડૉ. રૂથ યંગ, એમ. બી. ઇ., ડબ્લ્યુ. એમ. એસ. ઉર્દુમાં ભાષાંતરકર્તા ડૉ. (મિસ) ઇ. એન. ફારેર, ફારેર હૉસ્પિટલ, ભીવંડી, (પંજાબ) | ધી સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસિએશન, ઇન્ડિઅન કાઉન્સિલ. | ૦—૧૪—૦ | „ |
| ૨૭ | ઉર્દુકા કાએદા અને રીડર્સ ૧ થી ૪ | મૌલવી મહમદ ઇસ્માઇલ | ધી મેનેજર બુકડીપો, નવલકીશોર પ્રેસ લખનૌ. | ૦—૦—૬ | |
| ૨૮ | | | | ૦—૧—૦ | પાઠ્યપુસ્તક તરીકે છે. |
| ૨૯ | | | | ૦—૨—૦ | |
| ૩૦ | | | | ૦—૨—૯ | |
| ૩૧ | | | | ૦—૩—૬ | |
| ૩૨ | અલ-ફારૂક | મિ. શમસુલ ઉલ્મા મૌલાના શીબલી નોઆમાની | મિ. સૈયદ મહમદ શરીઉદ્દીન મલીક-એ-અફઝલ-ઉલ-અખબાર. બુક એજન્સિ, દિલ્હી. | ૩—૦—૦ | ઉર્દુ માધ્યમિક સ્કુલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૩ | અલ-મામુન | „ | કૌમીપ્રેસ, દિલ્હી | ૧—૮—૦ | „ |
| ૩૪ | સફરનામા-એ-રૂમ વશામ | „ | „ | ૨—૦—૦ | „ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૫ | મીરતે–નોમાન | ,, | મિ. સૈયદ મહમદ શફીઉદ્દીન મલીક–એ–અફઝલ–ઉલ–અખબાર, બુક એજન્સિ, દિલ્હી. | ૧—૮—૦ | ,, |
| ૩૬ | ગેર–ઉલ–અઝમ–ભાગ ૧ | ,, | કૈઝ આમ પ્રેસ અલીગઢ. | ૩—૦—૦ | ,, |
| ૩૭ | ,, ,, ૨ | ,, | ,, | ૨—૮—૦ | ,, |
| ૩૮ | ,, ,, ૩ | ,, | ,, | ૨—૮—૦ | ,, |
| ૩૯ | ,, ,, ૪ | ,, | ,, | ૩—૦—૦ | ,, |
| ૪૦ | ,, ,, ૫ | ,, | ,, | ૨—૦—૦ | ,, |
| ૪૧ | મુઆઝન–એ–અનીસો–દબીર | ,, | શેખ મુબારકઅલી, તાઝીરે–કુતુબ, લાહોર. | ૩—૦—૦ | ,, |
| ૪૨ | કુલીયાતે–શીબલી | ,, | મઆરીફ પ્રેસ, આઝમગઢ. | ૧—૪—૦ | ,, |
| ૪૩ | મકાલાતે–શીબલી | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૪૪ | ગારુક–એ–અકબરતો–નગર | મીરઝા મહમદ ગરી શીગઝી | મતબ–એ–મુન્શી–નવલ કીશોર લખનૌ. | ૨—૮—૦ | ,, |
| ૪૫ | ઉર્દુ–એ–મુઅલ્લા | મિ. ધાલીબ | મહમદ અબ્દુલ અહમદ, પ્રોપ્રાયટર, મતબ–એ–મુજતબાઈ, દિલ્હી. | ૨—૮—૦ | ,, |
| ૪૬ | ઉર્દુ–હિંદી | ,, | મતબા–એ–મુફીદ–એ–આમ, આગ્રા. | ૦—૧૨—૦ | ,, |
| ૪૭ | નીગારીસ્તાને–ફારીસ | મિ. શમસુલ ઉલ્મા મૌલાના મૌલવી મહમદ હુસેઈન સાહેબ, "આઝાદ" | આગા મહમદ તાહીર, મેનેજીંગ પ્રોપ્રાયટર, આગા બુકડીપો, લાહોર. | ૩—૦—૦ | ,, |
| ૪૮ | સુખુન–દાને–ફારીસ | ,, | ,, | ૨—૦—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૯ | મરસી-એ-અનીસ, ભાગ ૧ | મીર બાબર અલી અનીસ | નાઝામી પ્રેસ, બદાયુન | ૧૦-૦-૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૫૦ | દીનો-દાનીશ | મિ. મૌલ્વી મહમદઅલી | મતબ-એ-રોઝ બઝાર, અમૃતસર. | ૪-૦-૦ | ” |
| ૫૧ | મુકદ્દમ-એ-શેરા-શાએરી | મિ. એમ. અલ્લાફ હુસેઇન હાલી | અનનાઝીર પ્રેસ, લખનૌ. | ૧-૮-૦ | ” |
| ૫૨ | દીવાને-હાલી | ” | ” | ૧-૮-૦ | ” |
| ૫૩ | રૂયા-એ-સાદેકા | મિ. મૌલાના નાઝીર અહમદ સાહેબ | દિલ્હી પ્રિન્ટિંગ વર્કસ, દિલ્હી | ૧-૪-૦ | ” |
| ૫૪ | તહઝીબે-અખલાક, ભાગ ૨ | સર સૈયદ અહમદખાન | મલીક તાજુદ્દીન કાકાઝી, કાશ્મીરી બઝાર, લાહોર. | ૫-૦-૦ | ” |
| ૫૫ | મુકમ્મલ મજમુઆ-એ-લેકચર્સ વા. સ્પીચીસ | ” | ” | ૩-૦-૦ | ” |
| ૫૬ | હમારી-શાએરી | મિ. સૈયદ મહમદ હસન રીઝવી. | અંજુમન-એ-તરકી-એ-ઉર્દુ, ઔરંગાબાદ (ડેક્કન) | ૨-૦-૦ | ” |
| ૫૭ | ઉર્દુ-એ-કદીમ | મિ. સૈયદ શમસુલ્લા સાહેબ કાદરી | તાજપ્રેસ, હૈદ્રાબાદ, (ડેક્કન) | ૨-૦-૦ | ” |
| ૫૮ | પંજાબ-મેં-ઉર્દુ | મિ. મેહમુદ શેરાની | સીલસીલા-એ-ઇશાઅત અંજુમન તરક્કી-એ-ઉર્દુ, ઇસ્લામીઆ કોલેજ, લાહોર. | ૨-૮-૦ | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૯ | મકાલાતે-શરાર, વજઝાતે-શરાર | મિ. મૌલાના અબ્દુલ હલીમ શરાર | કૌમી પ્રેસ; દિલ્હી. | ૧—૮—૦ | ,, |
| ૬૦ | મસનવી-એ-ખાએ-ખીયાલ | મિ, ખાજા સૈયદ મહમદ મીર, "આસાર" | અંજુમન તરક્કી-એ-ઉર્દૂ, ઔરંગાબાદ (ડેક્કન) | ૧—૮—૦ | ,, |
| ૬૧ | હીકાયત વા એહતીસાસાન | મિ. સૈયદ સજ્જાદ હૈદર | મુસ્લીમ યુનિવર્સિટી પ્રેસ, અલીગઢ. | ૧—૪—૦ | ,, |
| ૬૨ | કુલીયાને-વલી | મિ. અલી અહસાન | અંજુમન તરક્કી-એ-ઉર્દૂ, ઔરંગાબાદ (ડેક્કન) | ૫—૦—૦ | ,, |
| ૬૩ | શી પારા-એ-દીલ | મિ. ખાજા હસન નીઝામી | મુલ્લા મહમદ વાહેદદુરવેશ પ્રેસ, દિલ્હી. | ૧—૮—૦ | ,, |

પુના, તા. ૯ મી માર્ચ, ૧૯૩૩.

(અંગ્રેજીમાં સહી) એ. એમ. ખાન
સેક્રેટરી, ઉર્દૂ સ્કૂલ બુકકમિટી, પુના.

## જાહેર ખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામા આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરીથી જાહેર ખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યો છે.

### જાહેર ખબરના દર

| મુદ્દત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૭ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

# ઇનામપત્રક

## સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| બારડોલી | શેઠ ચીમનલાલ ભાઇચંદ શાહે | ૧૫—૦—૦ | મુખ્ય સ્કૂલને અંગે બાળ લાયબ્રેરી માટે રોકડ આપ્યા. |
| અંભેટી | ડૉ. ઝીણાભાઈ ભુલાભાઈ દેશાઈ એ | ૧૭—૦—૦ | વિદ્યાર્થીઓને બરફી પાશેર પાશેર વહેંચી. |
| કુંભારફળીયા | મિ. ખુસાલભાઈ નાનાભાઈ એ | ૬—૦—૦ | કેરી વહેંચી. |
| કીમ | સ્વર્ગસ્થ આત્મારામ દયારામની યાદગીરીમાં મિ. જમનાદાસ આત્મારામે | ૨૨—૦—૦ | ઘડિઆળ સ્કૂલને ભેટ આપ્યું. |
| | ડૉ. બળવંતરાય ઝવેરીલાલ તરફથી | ૧૦—૦—૦ | સમ્રાટ કિંગ જ્યોર્જ તથા શહેનશાહ બાનુનો ફોટો ભેટ આપ્યો. |
| | સ્ટે. માસ્તર ભૂલજીભાઈ દયાળજી તરફથી તથા સ્કૂલ કમિટિ તરફથી | ૫—૦—૦<br>૫—૦—૦ | સ્કૂલમાં પેંડા વહેંચ્યા. |
| કુંભારફળીયા | સ્કૂલ કમિટિના ચેરમેન મે. ખુશાલભાઈ નાનાભાઈ એ | ૪—૦—૦ | કેરી વહેંચી. |
| | સ્કૂલ કમિટિના મેમ્બરો તરફથી | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| ધમડાચી | મિ. છોટુભાઈ નાગરજી નાયકે | ૧૮—૮—૦ | કાળીપરજના છોકરાંને ચોપડી, સ્લેટ, ટોપી, પેન, પેન્સિલ વગેરે વહેંચ્યાં. |
| | સ્કૂલ માસ્તર દલપતરામ રતનજીએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| સાયણ | શા. નગીનચંદ ભગવાનજીએ | ૪—૦—૦<br>૦—૮—૦ | મિઠાઈ વહેંચી તથા પેનો વહેંચી. |
| કોલક | મિ. જીવણ પટેલે | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| | મિ. કાળીદાસ રાવસમભાઇએ | ... | પતાસાં વહેંચ્યાં. |
| ભગવા | મિ. રામચંદ્ર ગીરજાશંકર વ્યાસ મુ. ભગવા. | ૭—૦—૦ | સમય દરમ્યાનના તહેવાર સિવાયના દર શુક્રવારે અઢી શેર લેખે ચણા બાળકોને વહેંચ્યા. |
| | મિ. ઉમેદરામ નારાયણ ભટ્ટ બંદર કારકુન સાહેબ ભગવા સ્ટે. ક. ઇ. સાહેબ | ૧—૦—૦ | સ્કૂલ કમીટીએ વિઝિટ કરી તે વખતે સાકર રૂ. ૧)ની વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| ભગવા | મિ. ભાણાભાઈ જીવાભાઈ ગોદીવાવાડ ભગવા | ૧—૦—૦ | પોતે આફ્રિકા જવાની તૈયારીની ખુશાલીમા સાકર રૂા. ૧)ની વહેંચી |
| | મિ. રતનજી જીવણજી ભગવાગર | ૧—૦—૦ | ભગવાના મદદ ગૃહસ્થોએ વાર્ષિક પરીક્ષા વખતે મે. પા. સુ. સાહેબ હસ્તે કુલ રૂા. ૧૨–૮–૦ ની દરેક બાળકોને એક એક મંજુર થએલી બુક તથા મીઠાઈ વહેંચાવ્યાં છે. કુલ રૂા. ૧૨–૮–૦ |
| | મિ. ઉમેદરામ નારાયણ ભટ્ટ | ૧—૦—૦ | |
| | મિ. દારબશાહ માણેકજી ભગવાગર | ૧—૦—૦ | |
| | મિ. મગનલાલ ગીરજાશંકર વ્યાસ. | ૧—૦—૦ | |
| | મિ. બહાદુરસિંહ દાનસિંહ ઠાકોર | ૧—૦—૦ | |
| | મિ. દાઉદભાઈ હુસેનભાઈ | ૧—૦—૦ | |
| | મિ. દીતાભાઈ કેસવ | ૧—૦—૦ | |
| | મિ. બાવાભાઈ જીવાભાઈ | ૧—૦—૦ | |
| | મિ. બહેરામજી એદલજી | ૧—૦—૦ | |
| | મિ. હરીલાલ જીવાભાઈ | ૧—૦—૦ | |
| | મિ. રામચંદ્ર ગીરજાશંકર વ્યાસ | ૧—૦—૦ | |
| | મિ. ગોમાભાઈ મકન | ૧—૦—૦ | |
| | મિ. પુંજીઆ છીબા | ૦—૮—૦ | |
| કમાલછોડ | પેન્શનર માસ્તર હરિભાઈ વલ્લભરામે | ૧૧—૨—૦ | કન્યાશાળામા જર્મન સિલવરના પ્યાલા નં. ૫૭ વહેંચ્યા. |

## રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| વાસણા | પા. પરસોતમ લાલદાસની વિધવાબાઈ મહાકોરે | ૧૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નાવરા | મોટા વાસણાના પટેલ નટવરલાલ લલ્લુભાઈએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને પેંડા વહેંચ્યા. |
| ડહેળી | મિ. રામભાઇ કાળાભાઈ જાદવે | ૧૨—૦—૦ | પિત્તળના પ્યાલા તથા સાકર વહેંચી. |
| ધમણાચા | ધનપોરના પા. બેચરભાઈ નાગજીભાઈ તથા અત્રેના પા. બેચરભાઈ જેસંગભાઈએ | ૧૦—૦—૦ | સાગનુ પીપ પાણી પીવાનુ ભરી રાખવા માટે આપ્યુ. |
| | પા. બાવાભાઇ પરશુદાસે | ૧—૦—૦ | પિત્તળના પ્યાલા નં. ૬ ભેટ આપ્યા. |
| | પા. સુનીલાલ લલ્લુભાઇએ | ૧—૦—૦ | ” |
| આગરોળ | મે. દીવાન સાહેબ પધારેલા તે નિમિત્તે | ૨—૦—૦ | સાકર વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| ઝંધડીઆ | ગામલોકો તરફથી | ૭—૮—૦ | પતાસાં વિદ્યાર્થીઓ તથી બાળાઓને વહેંચ્યાં. |
| | ,, | ૩—૮—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |
| | ,, | ૪—૦—૦ | છોકરીઓને જર્મન સિલવરના પ્યાલા તથા પુસ્તકો વહેંચ્યાં. |
| લાછરસ | પાદરાના અમીન ઇશ્વરભાઈ ઝવેરભાઈ અને અમીન ચુનીલાલ લલ્લુભાઈ એ | ૧૦—૦—૦<br>૧૦—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા નં.૧૦૦ વહેંચ્યા<br>,, |

## મહીકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| વડાગામ | શેઠ પુરૂષોત્તમદાસ ઝવેરદાસ શાહે | ૧૫—૦—૦<br>૧૦—૦—૦ | સ્કૂલમાં ઘડિઆળ ભેટ આપ્યું તથા છોકરા તથા છોકરીઓને ઈનામ તથા મિઠાઈ વહેંચી. |
| પેથાપુર | મર્હુમ વકીલ ડાહ્યાભાઈ હકમચંદ તરફથી શાહ કેશવલાલ કચરાદાસે | ૨૭—૦—૦ | બાળાઓને કાપડ તથા મિઠાઇ વહેંચી. |
| અમરાજીના મુવાડા | શાહ ભાઈચંદ માનચંદ તથા ઠાકોર રાણાજી ખોડાભાઈ મળી | ૪૦—૦—૦ | બંને દિવસ સુધી વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મે. ઠાકોર સાહેબ ધુળાભાઈ સુરજમલ તરફથી | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| રોઝી | દહેગામના શા. મણીલાલ સાંકલચંદે | ૧૨—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | માણેકપુરના શા. મણીલાલ વેણીચંદે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડડજેદરા | શાહ મગનલાલ ગીરધરદાસે | ૩૦—૦—૦<br>૫—૦—૦ | ,,<br>મિઠાઈ વહેંચી. |
| | શા. ઇશ્વરદાસ નાનચંદે | ૩૦—૦—૦<br>૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા.<br>પતાસાં વહેંચ્યાં. |
| હળદરવાસ | શેઠ ભોગીલાલ ભાઈજીદાસ ગુજરી ગયાથી તેમના દિકરા મિ. ચંદુલાલ ભોગીલાલે | ... | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| આડપોદરા | ,, | ૬—૦—૦ | સાહિત્યો લાવવા સારૂ ભેટ આપ્યા. |
| | રૂપાલના શા. ફકીરચંદ લીલાચંદે | ૪—૦—૦ | પતાસાં તથા રોકડ ઇનામ વહેંચ્યાં. |

---

## શાળાપત્રના ગ્રાહકોને સૂચના

જેમણે અત્યારસુધીમા શાળાપત્રના ચાલુ સાલનું લવાજમ ભર્યું ન હોય તેમને હવે તાકીદે મોકલી આપવા વિનંતિ કરવામા આવે છે. વી. પી. અંક મોકલવાથી નાહક રૂ. ०—૫—० આના વધુ ખરચ થશે માટે તાકીદે પૈસા મોકલવામાં આવશે એવી આશા છે.

તંત્રી

પુસ્તક ૭૨ ]                                                  [ અંક ૯

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

## સપ્ટેમ્બર સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.

હેડમાસ્તર પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨]   સપ્ટેમ્બર સને ૧૯૩૩   [અંક ૯

# વાણીની વિશુદ્ધિ

આર્યસંસ્કૃતિનું વિશિષ્ટ લક્ષણ એ હતું કે શબ્દોચ્ચાર અથવા વિશુદ્ધ વાણી ઉપર પુરેપુરો ભાર મૂકવામા આવતો. વેદકાળમાં મંત્રો જ્યારે ગુંથાયા અથવા નવા રચાયા ત્યારે દરેક મંત્રના ઉચ્ચાર પર બહુજ શાસ્ત્રીય ધ્યાન આપવામાં આવ્યું હતું. વેદના મંત્રો સ્વરિત હોવાનું એ કારણ છે. ઉચ્ચારશુદ્ધિને આર્યો એટલું મહત્વ આપતા કે જ્યારે તેઓ બીજી પ્રજાઓના સંસર્ગમાં આવ્યા ત્યારે તે પ્રજાઓના ઉચ્ચારદોષ તેમને માલમ પડયા અને એથી આર્યોએ તેમને પોતાનાથી ઉતરતા ગણ્યા. દસ્યુ, અસુર, અનાર્ય, એ નામો આ બાબતમાં અર્થસૂચક છે. વર્ણાશ્રમ વ્યવસ્થા દરમિઆન પણ બ્રાહ્મણોની વિશુદ્ધ વાણી એક નમુનારૂપ ગણાતી હતી. અત્યારના જનસમુદાયમાં પણ જોઇશું તો જેની વાણી ચોકખી એટલે કે ઉચ્ચાર દોષ કે વ્યાકરણ દોષ વિનાની હોય છે તેમને આપણે ભણેલ ગણીએ છીએ. ગ્રામ્ય અને નાગરિક જનની કસોટીરૂપ વાણીની વિશુદ્ધિ છે જેમની વાણી નિર્દોષ હોતી નથી તેમને આપણે 'ગામડીઆ' ઉપનામથી ઓળખીએ છીએ. આ પ્રમાણે અનાયાસે આપણે કેળવાએલા અને વગર કેળવાએલા એ બે ભેદ પાડીએ છીએ. વળી એક કુટુંબમાં પણ વાણી દોષને લીધે કેટલાક વિખવાદ થતા જોઈએ છીએ. જેમની વાણી સંસ્કૃત નથી, અથવા તો જેમની વાણી ભ્રષ્ટ થઈ જાય છે તેઓ કેટલીક વખત

કજીઆના કારણરૂપ નીવડે છે. સંયમ વિનાની વાણી નાગરિકત્વને હાનિ કરે છે. સંસ્કૃતમાં **"यदा यदा मुञ्चति वाक्यबाणं तदा तदा जातिकुलप्रमाणं"** એ ઉક્તિ છે, અને તેમાં પણ વાણીથી પુરુષ પરખાય છે એમ સ્પષ્ટ જણાય છે. વાણીનો સંયમ એટલે બોલવામાં ઉચ્ચારની શુદ્ધિ, વ્યાકરણથી આવેલી નિર્મળતા, યથાયોગ્ય ભાષા. વિમલ વાણીથી મનુષ્ય વિશેષ શોભે છે. કેટલીક વખત બોલીથી માણસનો સ્વભાવ, જાત વગેરે આપણે ઓળખી લઈએ છીએ. વાણીથી આપણે વ્યવહારમાં કેટલી ફતેહ મેળવીએ છીએ. મધુર અને વિવેકભરેલી તેમજ ઉચ્ચારે શુદ્ધ એવી વાણીથી આપણે કેટલાં કામ પાર પાડીએ છીએ! વળી આપણે આપણા વિચાર સચોટ રીતે અને સ્પષ્ટતાથી પ્રકટ કરવા હોય તો તેનો આધાર આપણી 'બોલી', અથવા ભાષા કે વાણી ઉપર છે. બીજા મનુષ્ય ઉપર અસર ઉપજાવવામાં વાણી કેટલી બધી પ્રબળ છે તે જાહેર ભાષણ કરનારાઓ સારી રીતે સમજે છે. આવી રીતે વાણીની વિશુદ્ધિ વ્યવહારમાં ઘણી ઉપયોગી છે અને વળી તે સુશિક્ષિત મનુષ્યનું એક ચિહ્ન છે. સ્પષ્ટ અને શુદ્ધ વાણી દરેક સંસ્કારી પુરુષ યા સ્ત્રી બોલી શકે એટલા માટે શાળામાં આ વિષયને ઘણું અગત્યનું સ્થાન આપવું જોઈએ.

નાનપણથી બાળકને માબાપ ઘેર શુદ્ધ અને મધુર બોલી બોલવાનો આગ્રહ રાખે અને શાળામાં શિક્ષક તેવુંજ ધ્યાન આ બાબતમાં આપે તો ભવિષ્યમાં જનસમાજમાં વિશુદ્ધ વાણીસંચાર થયા વિના રહે નહિ. જે વાણી કાનને મધુર લાગે, જેમાં શબ્દોચ્ચાર સ્વાભાવિક વાણીસ્થાનમાંથી થતા હોય અને જેમાં નમ્રતા, વિવેક તરી આવતાં હોય, અને જેમાં ઉદ્ધતાઈ, સત્તા, ગર્વ વગેરે ન હોય તે વિશુદ્ધ વાણી કહી શકાય.

શાળામાં બાળક જ્યારે નવાં દાખલ થાય છે ત્યારે તેઓ જે ગામ કે સ્થાનમાંથી આવતાં હોય, અથવા તેમનાં માબાપ જે પ્રકારની બોલી બોલતાં હોય તેના સંસ્કારવાળી બોલી તેઓ બોલે છે. વર્ગમાં આ ભેદ તરત જણાઈ આવે છે. કેળવાએલાં માબાપનાં અને બીનકેળવાએલાં માબાપનાં બાળકોની બોલીમાં ભેદ જોવામાં આવે છે. વળી પ્રાંતિક અસર સ્પષ્ટ જણાઈ આવે છે. કાઠિઆવાડ, અને ગુજરાતના પ્રાંતોમાંથી આવતાં બાળકોમાં પણ તે પેટા પ્રાંતોની અસર બોલી ઉપર જણાઈ આવે છે. જેને શિષ્ટ ગુજરાતી બોલી કહીએ તેવી તો માત્ર કેળવાએલાં માબાપનાં બાળકોજ બોલી જાણે છે; અને શાળામાં એવાં બાળકોનું પ્રમાણ ઘણું ઓછું હોય છે, એટલે શાળામાંજ મુખ્યત્વે કરીને વિશુદ્ધ બોલીનાં

આ રોપાવાં જોઈએ, પણ અત્યારે એવી જાતનો પ્રયત્ન શાળામાં શાસ્ત્રીય રીતે થતો જોવામાં આવમાં આવતો નથી.

**અવાજના દોષ:**—વાણીના દોષ શાળામાં કેમ સુધરે તેનો હવે વિચાર કરીએ. વાણીનો પહેલો દોષ અવાજ સંબંધીનો છે. દરેક શિક્ષકના અનુભવની વાત છે કે દરેક બાળક બોલતી વખતે જે અવાજ કાઢે છે તેમાં વ્યક્તિગત ઘણો ફેર જોવામાં આવે છે. બોલતી વખતે એકાદ નાનું વાક્ય બોલવું હોય તોપણ કોઈ કોઈ બાળકો તો તે એક શ્વાસમાં એટલે શ્વાસનો સંયમ કરી બોલી શકતાં નથી. બોલવામાં તે થાકી જાય છે અને એથી કેટલીક વખત તે ઘણું ધીમું બોલી નાખે છે અથવા તો નાકમાંથી પણ બોલે છે. આમ વાણીસ્થાનનો કાંતો દુરુપયોગ થાય છે અથવા તો સ્થાન ઉપર વિશેષ બોજો આવે છે. ઉચ્ચારનું પ્રથમ સ્થાન ગળું છે અને ઘણું ધીમે બોલવાથી કંઠના સ્નાયુઓને વિશેષ તસ્દી પડે છે એટલે તેને વધારે ઘસારો લાગે છે. તેવીજ રીતે વિચાર પુરેપુરો દર્શાવી દેવાની ઉતાવળમાં બાળક જ્યારે પ્રયત્ન કરે છે ત્યારે પ્રાણનું યોગ્ય સ્તંભન કરવાની શક્તિ કમ હોવાથી તે કેટલાક ઉચ્ચાર નાક વડે કરી પ્રાણને ધીમેથી જવા દે છે. આમ કરવામાં પણ હાનિ થાય છે. નાકના ઉપલા ભાગમાં છિદ્રાળુ પ્રદેશ છે તેના ઉપર અવાજના ધ્વનિ વધારે પ્રમાણમાં પડે તો તે કોમળ ભાગને ઈજા થવાનો સંભવ રહે છે, અને વિશેષમાં ગુંગણાપણાનો દોષ ઉભો થાય છે. પરિણામ એકંદર એ આવે છે કે વાણીમાં સ્પષ્ટતા આવતી, નથી અને મધુરતા તૂટી જાય છે. વળી બીજો વાણીનો દોષ એ છે કે બાળકને જોઈએ તે કરતાં વધારે ઉંચા અવાજથી બોલવાની ટેવ પડેલી હોય છે. આ એક જાતની બોલવાની ટેવ છે અને જો તે છોડાવવામાં ન આવે તો હમેશને માટે બાળકને તેવી રીતે બોલવાની ટેવ પડી જાય છે અને તેની વાણી પછીથી અપ્રિય થઈ પડે છે. વળી 'બોખરો' અવાજ પણ આપણા સાંભળવામાં આવે છે. કેટલાક બાળકના ગળામાં સ્નાયુઓને લીધે અથવા તો બીજાં કારણોને લઈને તેના અવાજમાં બોખરાપણું આવે છે, અને વાણી કાનને કંટાળો ઉપજાવે એવી નીવડે છે.

**ઉપાયો:**—ઉપર જે અવાજના દોષ ગણાવવામાં આવ્યા તેના મુખ્ય ઉપાય તરીકે યોગ્ય શ્વાસોચ્છ્વાસની ક્રિયા છે. બાળકનાં ફેફસાં જો યોગ્ય શક્તિ ધરાવતાં હોય એટલે કે દુરસ્ત હોવાથી સંકોચવિકાસ યથાવિધ, યથાપ્રમાણ થતો હોય તો ફેફસામાં એકી વખતે બોલવા જેટલો શ્વાસ બાળક લઈ શકે છે અને બોલતી વખતે તેનો યોગ્ય સંયમ કરી

યોગ્ય વ્યય કરી શકે છે. આમ વાણી અથવા બોલવાની ક્રિયા અને શ્વાસનને ઘણો નિકટ સંબંધ છે. શાળામાં 'શ્વસનક્રિયા' ની પરીક્ષા શિક્ષકો ભાગ્યેજ કરતા હશે. જેની શ્વસનક્રિયા બરાબર હોય છે તે તંદુરસ્ત રહે છે. અને તંદુરસ્તીનો સંબંધ વાણી સાથે પણ છે. યોગશાસ્ત્રમાં 'પ્રાણાયામ'-ની ક્રિયા એ શ્વાસોચ્છ્વાસને નિયમિત કરી તેના ઉપર કાબુ મેળવી શારીરિક આરોગ્ય સાધવાની ક્રિયા છે એ સુવિદિત વાત છે. દરેક પ્રાણીની શ્વાસોચ્છ્વાસની ક્રિયા અમુક રીતે થયાં કરે છે, અને તેમાં જે વિષમતા આવે તો તે શરીરની વિકૃતિ-બગાડના ચિહ્ન તરીકે ગણાય છે. તંદુરસ્ત બાળકની શ્વસનક્રિયા યોગ્ય હોય છે એટલે પ્રાણને સ્તંભાવીને તેને યોગ્ય રીતે બહાર કાઢી શકે છે પણ નાદુરસ્ત તબીઅતવાળાં બાળકની પ્રાણક્રિયા કાં તો ઉતાવળી અથવા તો ઓછા શ્વાસની હોય છે. આથી બોલતી વખતે તે થાકી જાય છે. વળી થાકનું બીજું કારણ ફેફસામાં તે શ્વાસ ભરી શકતું નથી તે પણ છે; એટલે વાણીનાં સ્થાનો ઉપર તેનો અંકુશ રહેતો નથી, અને એક યા બીજા સ્થાન ઉપર ભાર મૂકી ઉચ્ચાર કરે છે. યથાવિધિ પ્રાણની ક્રિયા થાય તેટલા માટે શ્વાસને લગતા કેટલાક પ્રયોગો બાળક પાસે કરાવવા જોઈએ. વિષમ પ્રાણની ક્રિયાને સુધારવા માટે નિયમપૂર્વક અને અમુક માત્રા બાંધી એટલે કે કાળ બાંધી શ્વાસ અને ઉચ્છ્વાસ લેવરાવવા જોઈએ: દીર્ઘ શ્વાસની ક્રિયા એટલે શ્વાસને ધીમે ધીમે બંને નસકોરાંદ્વારા ફેફસામાં ભરવો જોઈએ અને ધીમે ધીમે બહાર કાઢવો જોઈએ. કેટલાક શ્વાસને મોઢેથી કાઢવાની હિમાયત કરે છે પણ તે ઇષ્ટ લાગતી નથી. શ્વાસને લેવાનું અને તે બહાર કાઢવાનું મુખ્ય કુદરતી અવયવ નાક છે એટલે તેનોજ ઉપયોગ થવો જોઈએ. આ પ્રમાણે પ્રાણાયામની ક્રિયાથી ફેફસાંની શક્તિ વધે છે, પ્રાણવાયુ વિશેષ પ્રમાણમાં લેવાય છે અને એથી એકંદર તંદુરસ્તી સુધરે છે.

પ્રાણાયામની ક્રિયા કરાવતી વખતે બીજી બાબત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે બાળકનું શરીર યોગ્ય સ્થિતિમાં રહેવું જોઈએ. માથું, વાંસાનો ભાગ, છાતી અને પેટ એ સીધાં રહેવાં જોઈએ, મતલબ કે ફેફસાં ઉપર શરીરની સ્થિતિને લઈને દબાણ ન આવે એવી રીતે બાળકને બેસાડવું જોઈએ. ઉભાં ઉભાં આવી રીતની શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરાવવાથી લાભને બદલે હાનિ થવાનો સંભવ રહે છે. આ જાતની ક્રિયાથી અવાજમાં એક જાતની અદ્દભુત મધુરતા ઉત્પન્ન થાય છે; અને સ્નાયુઓ ઉપરનો કાબુ વધવાથી અવાજમાં ન જોઈતી કૃત્રિમતા આવતી નથી

અને બીજા દોષ પણ દૂર થાય છે. જે બાબત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે આ ક્રિયા લાંબો વખત નિયમિત રીતે ને યોગ્ય પદ્ધતિથી થવી જોઈએ.

**જીભ અચકવી**—આ દોષ કુદરતી હોય છે, અને કેટલીક વખત તો બેદરકારીનું પરિણામ પણ હોય છે. વર્ગમા શિક્ષકે આવાં બાળકો પ્રત્યે ખાસ ધ્યાન આપવું જોઈએ, અને શુદ્ધ ઉચ્ચાર તેમજ બોલીનું તેમની પાસે અનુકરણ કરાવવાનો આગ્રહ રાખવો જોઈએ. બાળકો કેટલીક વખત એવો જવાબ પણ આપે છે કે સાહેબ, મારાથી ચોકખું બોલાતું નથી, તો શિક્ષકે તે સંબંધી ઉપાય લેવો જોઈએ.

ઉપાય—આ દોષ મુખ્યત્વે કરીને ઉતાવળે બોલી જવાની ધગસને લઈને થાય છે. અનુભવની વાત છે કે જો આવાં બાળકને ધીમેથી એટલે કે ઉતાવળ કર્યા વિના યોગ્ય રીતે શ્વાસ સ્તંભાવીને બોલવાની ટેવ પાડીએ તો અવશ્ય તેમાં ઘણો સુધારો થાય છે. આ દોષ સુધારવામાં શ્વાસને ધીમેથી બહાર કાઢવાની ક્રિયા વધારે ઉપયોગી છે. વળી કેટલાક પ્રસંગમા જીભનો પણ દોષ જોવામાં આવે છે. જીભ બહુજ જાડી અથવા તો ટૂંકી હોય તો આવો દોષ ઉભો થવાનો સંભવ છે, કારણકે તાલવ્ય અને મૂર્ધન્ય સ્થાનોના ઉચ્ચાર વખતે જીભ વાળી શકાતી નથી, અને અસ્પષ્ટ વાણી નીકળે છે.

યોગશાસ્ત્રમાં 'જીવ્હાદોહન' ની ક્રિયા છે. એનાથી જીભને લંબાવી પાતળી બનાવી શકાય છે. આ પ્રયોગ પણ જીભના દોષનિવારક તરીકે ઉપયોગી થઈ પડે તેમ છે, પણ આ બાબતનો એ અનુભૂત ઉપાય છે એમ લેખકથી કહી શકાય નહિ.

**અસ્પષ્ટ ઉચ્ચાર:**—વાણીનો આ એક ઘણો સામાન્ય દોષ છે. ઘણા બાળકો પુરેપુરૂં મો ઉઘાડ્યા વિના બોલે છે, અથવા તો ગળામાંથી બોલે છે. આથી અવાજનાં મોજાં પુરતા જોસથી બહાર હવામાં જઈ શકતાં નથી. હોઠ બીડીને અથવા મોં અધુરૂં ઉઘાડું રાખીને બોલવાથી ઉચ્ચારમાં અસ્પષ્ટતા આવે છે. કંઠ્ય, તાલવ્ય અને મૂર્ધન્ય સ્થાનોના ઉચ્ચાર સ્પષ્ટ સંભળાવાને માટે હોઠ તથા મોં બોલતી વખતે પુરેપુરાં ખુલવા જોઈએ, કારણકે વાણી તેના યોગ્ય સ્થાનમાં પ્રગટ થઈ મોં વાટે બહાર નીકળે છે, પણ જો મોં ખુલ્લું ન હોય તો અવાજ તૂટી જાય છે અને વાણીમાં અસ્પષ્ટતા આવે છે. વળી બોલતી વખતે કેટલાંક બાળકો મોં અથવા હોઠને એક અથવા બીજી બાજુ મરડે છે. એ પણ શારીરિક

દોષ છે. વળી તે ઉપરાંત તે એક જાતની ટેવ છે. લેખકનાં અનુભવની વાત છે કે એક વિદ્યાર્થી બોલતી વખતે હંમેશાં હોઠને અને મોંને કાં તો એક બાજુ અતિશય મરડી નાખતો અથવા તો ઉપલા અને નીચલા હોઠની સંધિના ભાગને બંને બાજુથી બંને ગાલ તરફ વધારે ખેંચતો. પરિણામ એ આવતું કે તેના મોંની બહુ વિકૃતિ થઈ જતી, અને બોલીમાં શબ્દો ઉપર અયોગ્ય ઉચ્ચારભાર આવવાથી માધુર્યની હાનિ થતી. વારંવાર તેનું એ કુટેવ તરફ લક્ષ દોરવાથી તેનામાં એ ટેવ સુધારવાનો ખંત આવ્યો અને થોડા વખતમાં સંતોષકારક સુધારો થયો. વર્ગશિક્ષકની આવી ઝીણી ઝીણી બાબતો તરફ દૃષ્ટિ જતી નથી, પણ પોતાના કર્તવ્યમાં તે ભ્રષ્ટ થાય છે એ નિઃશંક બાબત છે.

**ઉપાય:**—આવી જાતના દોષ જ્યારે નજરે પડે ત્યારે શિક્ષકે તરત જ તેવા દોષ થતા અટકાવવા જોઈએ. બાળકને પોતાના ઉચ્ચારનો નમુનો બોલી બતાવવો જોઈએ. ઉપદેશ કરતાં ક્રિયા બળવત્તર છે એ ન્યાયે કયા ઉચ્ચાર કયા સ્થાનમાંથી કેવી રીતે કરવા તે પ્રત્યક્ષ બતાવવું જોઈએ.

**વ્યંજન તથા સ્વરના દોષ:—**

ર્, લ્, ળ્, શ્, ષ્, સ્, ત્, ક્, ફ્, ચ્, છ્, જ્, ઝ્, ગ્, ઘ્, ડ્, દ્, હ્, ધ્, એ અક્ષરના ઉચ્ચાર બાળકો પાસે કરાવવામાં ઘણું ધ્યાન આપવાની જરૂર છે; કારણકે મોટપણમાં એ દોષ સુધારવામાં ઘણી મુશ્કેલી પડે છે, એટલા માટે શિક્ષકે મોંએ બોલીને એ અક્ષરના ઉચ્ચાર શીખવવા જોઈએ. જીભ અને ઉચ્ચાર સ્થાનનો કેવી રીતે ઉપયોગ થાય છે એ બાબત પ્રત્યક્ષ કરી બતાવવી. કેટલાક મોટા વિદ્યાર્થીઓ પણ ર્, ળ્, ફ્, છ્, જ્, ગ્, ધ્, નો યોગ્ય સ્થાનેથી ઉચ્ચાર કરતા નથી, તેમજ 'સ્' ને બદલે ''ના જેવો ઉચ્ચાર કરે છે.

બોલીમાં જેમ અક્ષરના ઉચ્ચારનો દોષ જોવામાં આવે છે તેમ સ્વરના દોષ પણ જોવામાં આવે છે. આ, ઇ, એ, ઓ, : (વિસર્ગ), આ સ્વરો તથા વિસર્ગના ઉચ્ચારમાં બાળકો ઘણી વખત ભૂલ કરે છે. આને ઉચ્ચાર, 'ઓ' જેવો, ઇ ને બદલે એ, 'એ'નો અને 'ઓ'નો પહોળો ઉચ્ચાર એ સામાન્ય દોષ છે. આ દોષ ઘણુંકરીને ગામડામાંથી અથવા અશિક્ષિત વર્ગમાંથી આવતાં બાળકોની બોલીમાં જોવામાં આવે છે. પીંપળને બદલે પેંપળ, આંખો ને બદલે ઑખ, 'ઓટલો' ને બદલે 'ઑટલો', 'એટલું' ને બદલે 'ઍટલું' એ બધા વાણીના ગ્રામ્ય દોષ છે. આવા

અશુદ્ધ ઉચ્ચારથી વાણીમાં કેવી કર્કશતા આવે છે એ સહજ ગમ્ય છે. વિસર્ગના ઉચ્ચાર પણ તેવીજ રીતે અશુદ્ધ થાય છે 'અંતઃકરણ' વગેરેમા આવા દોષ થવાનો સંભવ છે.

**ઉપાય:**—ઉપરના દોષ વિશેષે કરીને પ્રત્યક્ષ બોલી બતાવી તેની શુદ્ધિ ઉપર વિશેષ આગ્રહ રાખવાથી સુધારી શકાય છે. શિક્ષકને ધીરજ રાખવાની ઘણી જરૂર છે. ધીરજ, નમુનો અને આગ્રહ રાખવાથી આ દોષ નિર્મૂળ થઈ જાય છે, કારણકે આ કુદરતી દોષો નથી. પણ જો આના તરફ દુર્લક્ષ રાખવામાં આવે તો તે દૃઢ થઈ જાય છે અને વાણી બગડે છે. શિક્ષકે એકલા સ્વર કે અક્ષરનો ઉચ્ચાર કરવાની જરૂર નથી. જ્યાં વાંચતા કે બોલતાં એવા દોષ મા ામ પડે ત્યાં બાળકને અટકાવી ઉચ્ચાર કરી બતાવવા જોઈએ અને પછી શબ્દો અને ફકરાઓ અથવા કવિતાઓ વગેરે મનોમત્ન તરીકે તેમને વાંચવા કે બોલવા અપાવવા જોઈએ.

હવે ઉચ્ચાર કરાવતી વખતે કાનની ઇન્દ્રિયને પણ કેળવવાની જરૂર હોય છે. જેમ સંગીતમાં સ્વરોના સૂક્ષ્મ ભેદ પારખી શકે ત્યારે શુદ્ધ ગાઈ શકાય છે, તેમ સ્વર તથા અક્ષરના ઉચ્ચાર સ્થાન પરત્વે શુદ્ધ ભેદ પારખી શકાય ત્યારે કાનના આધારે વાણીના સ્થાનનો ઉપયોગ કરી સંયમ મેળવી શકાય છે અને તેથી પરિણામે યોગ્ય ઉચ્ચાર થઈ શકે છે.

કર્ણેન્દ્રિય કેવી રીતે કેળવવી તે વર્ગશિક્ષકની અંગત હોશિયારી ઉપર આધાર રાખે છે, પણ જો શિક્ષક અમુક રીતે અદૃશ્ય થઈ જુદા જુદા અક્ષર તથા સ્વરનો ઉચ્ચાર કરી તના સ્થાનની પરીક્ષા કરાવે તો સ્થાન સાથે તેમના ઉચ્ચારનો સમન્વય થાય અને મહાવરાથી સ્વર–વ્યંજનની પરીક્ષા પાકી થાય છે; પછી ઉચ્ચારનો દોષ રહેવાનો સંભવ રહેતો નથી. આ જ્ઞાન પાકું થયા પછી કા. પા. ઉપર લખી ઉચ્ચાર શબ્દપ્રયોગ સાથે કરાવવા અને પછી કવિતાઓ કે ફકરા બોલવા આપવા. આ ચઢિઆતા ક્રમદ્વારા ઉચ્ચારની ખામી અવશ્ય દૂર થઈ શકશે.

બાળક ઘણી વખત ઘણું ઉતાવળું બોલી જાય છે અને શિક્ષકો પણ તેવોજ દોષ કરે છે. પરિણામ એ આવે છે કે ઉતાવળે બોલી જવાના ઉત્સાહમાં શબ્દો અથવા છેલ્લા અક્ષર કે સ્વર બોલતા સંભળાતા નથી. વળી વચલા શબ્દો પણ એકબીજા સાથે ભળી જાય છે. શિક્ષકના શિક્ષણની સફળતાનો આધાર સ્પષ્ટ વાણી ઉપર રહેલો છે અને બાળકની ભવિષ્યની નાગરિકતા પણ તેના ઉપર આધાર રાખે છે. આપણે જ્યારે સામા માણસનું બોલવું સમજતા નથી ત્યારે આપણે તેને ગરબડીઓ કહીએ છીએ.

લેશે તો વાણી સંસ્કારી બનશે. પ્રખ્યાત જાહેર ભાષણ કરનારાઓ ભાષણ કરે ત્યાં બાળકોને લઈ જવા. સિનેમા વગેરે જ્યાં હવે ચેષ્ટા સાથે વાણીનો પ્રયોગ થાય છે ત્યાં,તેમજ એવા અન્ય સ્થળે લઈ જવાથી બાળકોને વાણીના સુંદર નમુના મળે છે. શાળા અને જગતનો આમ સુયોગ સાધવાથી બાળકને પ્રત્યક્ષ શિક્ષણ મળશે. શિક્ષક જો આવી તકોનો લાભ લઈ બાળકની વાણી સંસ્કારી બનાવવામાં પોતાનો હિસ્સો આપશે તો તે દેશની સંસ્કૃતિમાં ફાળો આપે છે એ નિઃસંશય છે.

## ગુજરાતનો સુબો આજમખાન

ગુજરાતના સ્વતંત્ર સુલતાનનો અમલ પુરો થયા પછી મોગલ શહેનશાહત તરફથી જે જે સુબાઓ ગુજરાતમા મોકલવામાં આવ્યા તેમાંના પીર મહંમદ બકરનું નામ, તેનાં કામોથી ગુજરાતમાં હજી પણ તાજું છે.

શહેનશાહ શાહજહાંનના સમયની શરૂઆતમાંજ તેને અઝમખાનનો માનવંતો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો હતો. એ સમયે ગુજરાતમાં જોઈએ તેવી શાંતિ ન હતી. કાઠી અને કોળી લોકનાં ધાડાં અવારનવાર લુંટફાટ કરતાં ને સામ્રાજ્યની પ્રજાને ત્રાસ આપતાં. આથી શાહજહાંને પોતાના દરબારના એક પ્રતાપી ને પ્રભાવશાળી ઉમરાવને ગુજરાતના સુબા તરીકે મોકલવાનું નક્કી કર્યું. ૧૬૩૬ માં ગુજરાતના ૨૩ મા સુબા તરીકે એની નિમણુંક થઈ.

આ મહાન સુબાના સમયના ઐતિહાસિક બનાવો કરતાં, તેના સ્વભાવની જે ખાસીઅતે તેને ઉધઈનું ઉપનામ અપાવ્યું તે ખાસીઅતના પરિણામ સાથે પરિચય કરાવવાનોજ આ લેખનો હેતુ છે. ઉધઈ જ્યાં થોડો સમય પણ રહે છે ત્યાં તે ઘર બાંધે છે, તેમ આ મહાન સુબાએ પણ કર્યું છે. કોઈ કોઈ લોકો એ ઉધઈના બીજા ગુણો સાથે એને સરખાવે છે. ઉધઈ જેને ચોંટે છે તેને ખાઈ જાય છે. તે પ્રમાણે આ સરદાર પણ જેનો કેડો પકડતો તેને વશ કરીનેજ મૂકતો. ગમે તેમ હોય પણ અઝમખાનને સુંદર મકાનોનો ઘણોજ શોખ હતો, તેથી તેના સાત વર્ષના અમલ દરમિયાન ગુજરાતમાં તેણે ઘણે સ્થળે મહેલો ને કિલ્લાઓ બંધાવ્યા હતા, તેમાંના કેટલાક હજી પણ મોજુદ છે તે તેના શોખની સાક્ષી પુરે છે.

પાટણ આવી પહોંચતાંજ આઝમખાને કોળીઓના સરદાર ઉપર ચઢાઈ કરી તેને હરાવી શરણે આણ્યો ને તેના ઉપર કાબુ રાખવા સરહદ ઉપર

બે કિલ્લા બંધાવ્યા. વાત્રક ઉપર કપડવણજથી થોડે દૂર એક કિલ્લો બંધાવ્યો અને તેનું નામ પોતાના નામ પરથી આઝામાબાદ પાડયું. બીજો કિલ્લો બંધાવી, પોતાના પુત્રના નામ પરથી તેનું નામ ખલીલાબાદ રાખ્યું.

કોળીઓને વશ કરી, અમદાવાદમાં આવી, તેણે કાઠીઓને વશ કરવાનું કામ હાથ પર લીધું. આઠ હજાર ઘોડેસ્વારનું લશ્કર લઈ તે સરખેજ ગયો ને ત્યાંથી જે જંગલોમાં ભરાઈને કાઠીઓ લુંટફાટ કરતા હતા તે કપાવી નાખી તેના ઉપર વિજય મેળવ્યો. વિજયની નિશાની દાખલ અને તેમના ઉપર દેખરેખ અને દાબ રાખવા, ભાદર અને ગોમા નદીઓના સંગમ ઉપર શાહપુર નામનો કિલ્લો બંધાવ્યો. આ કિલ્લામાં તેણે એક સુંદર મસીદ, એક હમામખાનું ને એક કુવો પણ બંધાવ્યાં.

વળી ખુદ અમદાવાદમાં તેણે એક સુંદર સરાઈ બંધાવી. તે મકાનની ભવ્યતા ઉપરથી લોકો તેને અજીમખાનનો મહેલ પણ કહે છે અને તે હજી પણ ભદ્રના અગ્નિ ખુણામાં તેના શોખની સાક્ષી પુરે છે.

આ સુબાનો અમલ ગુજરાત ઉપર લગભગ સાત વરસ રહ્યો. તે દરમિઆન ઘણા અગત્યના ઐતિહાસિક બનાવો પણ બન્યા. આ ઐતિહાસિક તત્ત્વોનો અભ્યાસ જેટલો બોધદાયક છે તે કરતાં પણ વધારે બોધદાયક તેના નામ સાથે જોડાએલાં આ ઉપર ગણાવેલાં મકાનોનો ઇતિહાસ છે.

શાહપુરનો કિલ્લો કાઠી લોકોના ઉપર દાબ રાખવા માટે ઉભો કરવામાં આવ્યો હતો, એ વાત આપણે આગળ કહી ગયા. આ સ્થળ એક સમયે ગોહેલ રજપુતોના તાબામાં હતું. રાઠોડ રજપુતોએ ગોહેલોને ૧૩મા સૈકામાં મારવાડમાં લુણી કાંઠેથી હાંકી કાઢયા. સેજકજીની સરદારી નીચે ગોહેલો, જુનાગઢના ચુડાસમાની પાસે મદદ માટે આવ્યા. તેણે સેજકજીને હાલના રાણપુરવાળું સ્થળ આપ્યું ને તે ભાગને સેજકપુર નામ આપ્યું. સેજકજીના પુત્ર રાણાજીએ ત્યાં કિલ્લો બંધાવ્યો ને તેને રાણપુર નામ આપ્યું. રાણાજીના પુત્ર મોખડાજીએ પોતાની સત્તા વધારીને પીરમમાં મુખ્ય રાજધાની ખસેડી. મોખડાજીએ વહાણો લુંટવા માંડયા તેથી મહમદ તઘલખ જોડે તેને લડાઈ થઈ તેમાં તે માર્યો ગયો. મોખડાજીના મરણ બાદ પણ રાણપુર ગોહેલોના હાથમાંજ રહ્યું ને આસરે એક સૈકા પછી રાણાજી નામના બીજા ગોહેલ રાજાને મહમદ બેગડા જોડે લડાઈ થઈ ને તેમાં તે હાર્યો ને તેનો કિલ્લો જમીનદોસ્ત કરવામાં આવ્યો.

આ પછી થોડા સમયે રાણાજીના ભત્રીજા હાલોજી ને લખીધરજીને સિંધના રાજા જોડે તકરાર થઈ, તેથી સિંધના લશ્કરે હાલોજીને કેદ પકડયો. તેના ભાઈ લખીધરજીએ મહમદ બેગડાની મદદથી પોતાના ભાઈને છોડાવ્યો. પણ તેણે મુસલમાન ધર્મ અંગીકાર કર્યો, આથી તેને રાણપુર પાછું મળ્યું. આના વંશજો તે રાણપુરના મોલેસલામ ગરાસીઆ કહેવાય છે.

સત્તરમા સૈકાના મધ્યમાં આઝમખાને કાઠીઓને વશ કરવા આ ભાગ પર ચઢાઈ કરી અહીં કિલ્લો બંધાવ્યો તે વાત આપણે આગળ કહી ગયા છીએ. પછી મોગલ રાજ્યની પડતીના સમયમાં વઢવાણના રાજાએ રાણપુર પર ચઢાઈ કરી તે સમયે મોલેસલામ સરદાર આલમભાઈએ દામાજી ગાયકવાડની મદદ માગી. દામાજીએ મદદ કરી રાણપુર બચાવ્યું પણ મદદના ખર્ચ બદલ દામાજીને રાણપુરનો કિલ્લો આપી દેવો પડયો. છેવટે ૧૮૦૨ની સાલ સુધી તે ગાયકવાડને તાબે રહ્યું ને પછી અમદાવાદ જિલ્લા સાથે રાણપુર પણ બ્રિટિશ સરકારને મળ્યું.

આસરે ૭ લીટીના આરસપહાણમાં કોતરેલા એક લેખમાં આઝમખાને આ કિલ્લો બંધાવ્યો તેનો ઉલ્લેખ છે. અતિશયોક્તિથી ભરપુર ભાષામાં આઝમખાનને "મહાનખાન, જમાનાનો સરદાર, જેના જેવા પુત્રને આ દુનિયા પરની કોઈ સ્ત્રીએ જન્મ નથી આપ્યો" તેવો કહી લેખ લખનાર કવિ કિલ્લો બંધાવ્યાની તારીખ તેમાં ગોઠવે છે ને તેને "અઅજમે બીલાદ" કહી તેને સૌથી મોટું શહેર કહે છે. વળી તેજ લેખમાં કવિ તેના ઉપર કોઇની દુષ્ટ નજર "દૂર ચસ્મે બદ" ન લાગે તેવી પ્રાર્થના પણ કરે છે. કવિની આ ઉમેદ બર આવી નથી.

આપણે ઉપર જોયું તેમ આ સ્થળની મનુષ્યોને હાથે ખરાબી થઈ છે અને કાળચક્રે પણ તેને જર્જરિત કરી નાખ્યું છે. તેની ભવ્ય દિવાલો કેટલીક જગાએ ખંડિત થઈ છે અને તેની ખંડેર અવસ્થા અને નિર્જનતાજ તેની પ્રાચીનતા સૂચવે છે. આ કિલ્લાની અંદરની મસીદ ઉપર એક લેખ છે. તેમાં "હીજરી સને ૧૦૫૦ ના જીલ્હજ મહીનામાં આ મુબારક મસીદ, પરવરે દેગારની જનાબમાં ઉમેદવાર આઝમખાને બંધાવીને પુરી કરાવી કે જ્યાં ખુદાના બંદા સાચા ખુદાની બંદગી કરતા રહે" એવી મતલબનો લેખ છે. આ મુબારક મસીદ ઉપર કાળચક્રે પોતાનો પ્રભાવ બતાવ્યો છે. અત્યારે ત્યાં ખુદાના બંદા સાચા ખુદાની બંદગી કરવા જમા થવાની ખબર નથી. વળી અહીંના હમામખાનાનો ઉપયોગ

કરી "નેક દુઆ ગુજારવા" જેવું પણ ત્યાં કોઈ રહ્યું નથી અને કુવા પરના લેખમાં લખેલો ફાયદો પણ અત્યારે ઉઠાવી શકાતો નથી.

નામ અમર કરવાની મોટી આશાએ અગર જનસમાજની સેવા અર્થે બંધાવેલી ઇમારતો અત્યારે ખંડીએર અવસ્થામાં પડી રહી છે. તેની ઐતિહાસિક અગત્ય ભૂલાઈ જાય છે એટલું જ નહિ પણ તેની અંદર પ્રદર્શિત કરેલી લોકસેવાની ઉમેદો પણ થોડો સમય જ બર આવે છે ને સર્વના ઉપર કાળચક્રનું આક્રમણ થતાં તેની ભંગુરતા જણાય છે.

ઇ. સ. ૧૬૩૭ માં અમદાવાદમાં આઝમખાને બંધાવેલી સરાઈની વાત આપણે કહી ગયા છીએ. મોગલ સમયની સુંદર બાંધણીની યાદ આપતી આ સરાઈ અને શાહીબાગ હજી પણ અમદાવાદમાં મોજુદ છે. આઝમખાનની આ સરાઈનો દરવાજો ૧૮ ફુટ ઉંચો છે અને તેનું દિવાનખાનું અષ્ટકોણાકૃતિ છે. આ દરવાજાની ઉપર સુંદર અક્ષરે ફારસી ભાષામાં લેખ છે. આ લેખમાં પણ મકાનનાં અતિશયોક્તિભર્યાં વર્ણન છે. લેખમાં મહેલને ગગનચુંબી, અને સ્વર્ગ સમાન કહ્યો છે અને તેની તવારીખવાળા શબ્દોમાં તેને ભલાઈને મહેરબાનીનું (મકાન ખૈર ઉઇહસાન) સ્થાન કહ્યો છે. મકાન બંધાવનારની કે પછી તેના ઉપર લેખ લખનાર કવિની પાક ઉમેદો કેટલે અંશે બર આવી છે તે આપણે જોઈએ.

એક સમયે અંગ્રેજ અને ડચ કંપનિના બે મુખ્ય સંચાલકોને જમવા નોતરી તેમને નાચ દેખાડવાનું મન થતાં આઝમખાને કેટલીક નાચ કરનારીઓને બોલાવડાવી. તેમણે બે કલાક સુધી અતિસુંદર નાચ કર્યો. પછી બીજી નાચનારીઓને બોલાવવાનો ખાને હુકમ કર્યો પણ તે આવી નહિ. નોકરે જણાવ્યું કે તેઓ માંદી છે. આ વાત ન માનતાં ખાને તેમને જબરજસ્તીથી પકડી મંગાવી. તપાસ કરતાં તેને જણાયું કે ખાન તેમને પૈસા નહિ આપે એમ તેમની ખાતરી હતી તેથી તેઓ આવવાની ના પાડતી હતી. આ સાંભળી ખાને તરતજ તેમનાં માથાં ઉડાડી દેવાનો હુકમ છોડયો અને ત્યાં ને ત્યાં તેના હુકમનું પાલન કરાવ્યું. મહેમાનો આ ત્રાસદાયક બનાવથી ચોંકી ગયા, પણ ખાન તરતજ હસવા લાગ્યો ને કહેવા લાગ્યો કે જો હું આ પ્રમાણે ન કરૂં તો હું અમદાવાદનો સુબો રહી શકું નહિ. એક વખત આ લોકોને મારા હુકમનો અનાદર કરતાં હું જોઈ રહું તો એઓ મારે પણ માથે ચઢી ભાગે ને મને શહેરમાંથી હાંકી કાઢે. આ વૃત્તાંત એક જર્મન મુસાફર મેન્ડેલોના હિંદના પ્રવાસમાં વિગતવાર આપેલો છે.

અદલ ઇન્સાફ કરનારા આઝમખાનને હાથેજ આ "સ્વર્ગસમાન" મકાનમાં આ ઘોર કૃત્ય થયું !

આ મકાનમાં મોગલ સમયના પાછલા ભાગમાં મદ્રેસા બેસવા લાગી. મરાઠાના હાથમાં અમદાવાદ હતું તે સમયે આ મકાનનો એક ભાગ લશ્કરી અમલદારના રહેવા માટે ને બીજો ભાગ દારૂગોળો ભરવામાં વપરાતો. બ્રિટિશ લોકોના હાથમાં અમદાવાદ આવ્યું ત્યારપછી લગભગ અડધા સૈકા સુધી તેનો જેલ તરીકે ઉપયોગ કરવામાં આવ્યો !! ત્યારપછી તેનો અમદાવાદની મુખ્ય પોસ્ટ ઓફિસ તરીકે ઉપયોગ થવા લાગ્યો. હાલ પોસ્ટ ઓફિસ માટે નવું મકાન બંધાતાં આઝમખાનના આ મકાન ખૈર ઉ ઇહસાન—માં ઉત્તર દસ્ક્રોઇના અમલદારની કચેરી છે.

રણજીતભાઈ

## ખારાઘોડાના વડા અગર

પ્રાચીન ઇતિહાસથી ગૌરવવાન બનેલા ઉત્તર ગુજરાતનાં કેટલાંક અગત્યનાં સ્થળોની ટુંકી હકીકત આપણે ઉડતી નજરે અત્યાર અગાઉ જોઈ ગયા. વઢીઆર, સુંવાલ, ખાખરીઆ, જતવાડ અને નળકંઠાના વિભાગોવાળો આ આખો પ્રદેશ પુરાતન કાળમાં વૈભવવાળો હતો અને આ આખા પ્રદેશ ઉપર સમૃદ્ધ શહેરોની ભવ્યતાનો ઉદયઅસ્ત અનેક વખત થએલો.

અતિપ્રાચીન કાળમાં કાઠિઆવાડની ખંડરથ ભૂમિ અને શુદ્ધ ગુજરાતની ભૂમિ વચ્ચે દરિયો હશે અને ખંભાતનો અખાત અને કચ્છનો રણપ્રદેશ એકજ દરિયાથી જોડાએલા હોવાથી વલભીપુર (વળા), અને ઝીંઝુવાડા બંદરો હશે અને ખારાઘોડા અને પંચાસર આગળના પ્રદેશ પર તથા ધોલેરાની આસપાસની ભાલની ભૂમિ પર સમુદ્રના જળ પથરાએલાં હશે એમ ત્યાંના ભૂમિતળની સ્થિતિ પરથી જણાય છે.

પૃથ્વીના ગર્ભમાં રહેલી ગરમીથી ભૂમિતલ પર થતા ફેરફારોના પરિણામે અને ધરતીકંપના આંચકાઓથી કાઠિઆવાડના દ્વીપકલ્પની ભૂમિ ઉંચી આવી અને દરિઆનાં પાણી ખસી જવાથી ગુજરાત અને કાઠિઆવાડ જોડાઈ ગયાં તથા ભાલનો અને રણના કાંઠા પર આવેલો સરાણ પ્રદેશ વસ્તીવાળો બન્યો.

ચાવડા વંશના વનરાજના વખતમાં આ ભૂમિએ ઇતિહાસમાં યોગ્ય સ્થાન મેળવ્યું અને ત્યારથી અત્યારસુધીમાં કુદરતી કારણોથી અને અન્ય

પ્રજાઓના હુમલાઓ વગેરે કારણોથી તેના પર ઉદયઅસ્તનાં અનેક પરિવર્તનો થઈ ગયાં.

કચ્છના રણના કાંઠા પર આવેલા, એક વખત દરિયાના જળથી આચ્છાદિત થએલા આ પ્રદેશમાં ગુજરાતનો મોટામાં મોટો મીઠાનો અગર આવેલો છે.

બી. બી. એન્ડ સી. આઇ. રેલવે લાઇન પર વીરમગામથી આગળ વધીએ તો ખારાઘોડાનું જંકશન આવે છે. આ ભાગની જમીનનું તળીઉં ખારવાળું હોવાથી ગામનું નામ ખારાઘોડા આપવામાં આવ્યું છે. ખારાઘોડાનું વડાગરૂં મીઠું ગુજરાતમાં જાણીતું છે. મીઠું પકવવામાં આવે તે સ્થળને અગર કહેવામાં આવે છે. ખારાઘોડાનો અગર ગુજરાતમાં મોટામાં મોટો હોવાથી તેને વડા અગર અથવા બડા અગર કહેવામાં આવે છે અને ત્યાં પાકેલું મીઠું વડાગરૂં અથવા બડાગરૂં કહેવામાં આવે છે.

ખારાઘોડાની નજીકની જમીન હાલમાં મીઠું પકવવા યોગ્ય રહી નથી. તેના ભૂમિતળમાં રહેલો ક્ષાર ઓછો થતો જાય છે એટલે અગર પણ દૂર ખસતો જાય છે. જમીન પર જ્યારે કોઈપણ જાતની વનસ્પતિ ઊગવા માંડે ત્યારે તે જમીન મીઠી થતી જતી ગણાય છે અને મીઠું પકવવા તે યોગ્ય ગણાતી નથી.

ખારાઘોડાના અગર સ્ટેશનથી લગભગ સાતેક માઇલ દૂર છે. અગરમાં જવા માટે રેલવે લાઇન નાખવામાં આવી છે, તે ઉપર ટ્રોલી અને મીઠું ભરવાનાં વેગનો લઈ જવામાં આવે છે. અગર ઘણો મોટો હોવાથી તેના પ્લોટ્સ અથવા વિભાગો પાડવામાં આવેલા હોય છે અને જુદા જુદા વિભાગમાં જવા માટે રેલ્વેના પાટા નાખવામાં આવેલા હોય છે. ખારાઘોડાના અગરની નજદીકમાંજ ઉડુ ગામ આગળ બીજો મોટો અગર આવેલો છે અને આ બન્ને અગરોમાંથી લાખો મણ મીઠું પકવી શકાય છે.

ચોમાસાની ઋતુમાં આખા અગરમાં પાણી ભરાઈ જાય છે અને ત્યાં જઈ શકાતું નથી. લગભગ ઑક્ટોબર માસથી અગરમાં કામ કરનારા અગરીઆ ત્યાં જવા માંડે છે. અગરની જમીન પ્રથમ ખોદીને સાફ કરવામાં આવે છે અને અમુક અમુક માપના પાટ પાડવામાં આવે છે. પછી પાટ ઉપરની જમીન દબાવીને સખત બનાવવામાં આવે છે અને ફરતી ઉંચી કિનારી બાંધી લેવામાં આવે છે. આ પ્રમાણે જમીન તૈયાર કર્યા બાદ નજદીકમાં કુવાઓ ખોદવામાં આવે છે અને તેમાંથી ઢીંકવા વાટે ખેંચેલું પાણી નીકવાટા પાટમાં લઈ જવામાં આવે છે. આ પાણીમાં અતિશય ખારાશ હોય છે.

પાટમાં આ પાણી અમુક વખત પડી રહે એટલે ક્ષાર નીચે બેસી જાય છે અને વધારાનું પાણી બીજી નીક વાટે અન્ય સ્થળે લઈ જવામાં આવે છે. આ બીનજરૂરનું પાણી ખારાઘોડા લઈ જવામાં આવે છે અને તેમાંથી વિલાયતી મીઠું (મેકસલ્ફ) બનાવવામાં આવે છે જેનો ઉપયોગ દાક્તરો રેચની દવા તરીકે કરે છે.

તાપ પડવા માંડે એટલે પાટમાં જમા થએલા ક્ષારના ગાંગડાઓ બનવા માંડે છે. અગરીઆઓ આ વખતે દંતાળાથી ક્ષારને જરૂર પ્રમાણે ઉંચો નીચો કરી ગાંગડાઓને યોગ્ય પ્રમાણમા મોટા થવા દે છે. લગભગ ફેબ્રુઆરિ માસમાં ગાંગડાઓ પાકીને ઉપયોગમાં લેવા લાયક બની જાય છે, એટલે આખા પાટમાં તૈયાર થએલો પાક વેગનોમાં નાખીને ખારાઘોડા સ્ટેશને લઈ જવામા આવે છે. અગરીઆઓને મહેનતાણું મળે છે.

અગરમાંથી મીઠું ભરીને આવેલાં વેગનો ખારાઘોડા સ્ટેશનપર ઉંચા પૂલ ઉપર લઈ જવામાં આવે છે, અને વેગનો ઢલવી નાખવામાં આવે એટલે મીઠું નીચે પડે છે અને જોઈતા પ્રમાણમાં તેના ઢગલા થઈ જાય છે. પૂલની ગોઠવણ કરવાથી વેગનો ઢલવવાની અને ઢગલાઓ કરવાની મહેનત બચી જાય છે. ઢગલાઓ ઉપર પતરાનું છાપરૂં બનાવેલું હોય છે, એટલે આખો ભાગ ગોડાઉન-વખાર જેવો બની જાય છે. પૂલની નીચે હજારો મણ મીઠું માઈ શકે છે. જરૂર પડે તો બહાર ખુલ્લામાં પણ મીઠાના ઢગલા કરવામાં આવે છે. વરસાદ પડવાથી ઉપરનું થોડું મીઠું ઓગળી જાય છે પણ પછી આખો ઢગલો સખત પત્થરનો બનેલો હોય તેવો થઈ જાય છે અને ત્રીકમ અને પાવડાની મદદ વિના તેને એકઠું કરી શકાતું નથી. વર્ષો સુધી આવા ઢગલા ખુલ્લામાં રાખી શકાય છે.

મીઠું વેચવા સરકાર તરફથી એજન્સી આપવામાં આવે છે અને આ એજન્ટ નકી કરેલા ભાવે મીઠાનું વેચાણ કરે છે. ખારાઘોડાથી સીલબંધ વેગનો જરૂર પ્રમાણે જુદાં જુદાં સ્ટેશનોએ મોકલવામાં આવે છે અને એજન્ટના માણસો છુટક વેપારીઓને મીઠાનું વેચાણ કરે છે.

ખારાઘોડાના અગર કસ્ટમ્સ ખાતાના આસી૦ કલેકટર સાહેબની સત્તા નીચે મૂકવામાં આવેલા છે. પર હદનું મીઠું બ્રિટિશ હદમાં દાખલ ન થાય એટલા માટે બ્રિટિશ હદના નાકે લાઈનદોરી બાંધવામાં આવી છે, અને આખી લાઈન દોરી ઉપર માઇલ માઇલના અંતરે કસ્ટમ્સ ખાતાની પોલીસ માટે છાપરીઓ બાંધવામાં આવી છે અને આ પ્રમાણે આખી લાઈન પર ચોકી રાખવામાં આવે છે.

આગરની વ્યવસ્થા કરવા સ્ટેશનની પાસે નવા ખારાઘોડા નામનું ગામ વસાવવામાં આવ્યું છે. અહીંઆ આસી૦ કલેક્ટર સાહેબ, સૉલ્ટ ઇન્સ્પેક્ટર સાહેબ વગેરે અમલદારોની કચેરીઓ અને ઑફિસોના સ્ટાફ માટે રહેવાનાં મકાનો, સરકારી દવાખાનું, નિશાળ વગેરે આવેલાં છે. ગામની દેખરેખ અને વ્યવસ્થા સૉલ્ટ ઇન્સ્પેક્ટર સાહેબની સીધી દેખરેખ નીચે મૂકવામાં આવી છે. નવા ખારાઘોડા સ્વચ્છતા અને હવાપાણી માટે આદર્શ સેનેટોરીઅમ જેવું ગણાય છે. ગામમાં બાળકો માટે સૉલ્ટ ખાતા તરફથી પાંચ ધોરણની ગુજરાતી નિશાળ ચલાવવામાં આવે છે. ગામમાં નાની પણ સુંદર લાઈબ્રેરી પણ રાખવામાં આવી છે. પીવાના પાણીને માટે બોરિંગની વ્યવસ્થા કરવામાં આવી છે અને આ પાણીનો ઉપયોગ ઝાડપાન અને બાગબગીચાને સારી સ્થિતિમાં રાખવામાં પણ કરવામાં આવે છે.

નજીકમાં જુના ખારાઘોડા નામનું નાનું ગામ આવેલું છે. ત્યાં પણ લોકલબોર્ડ તરફથી ચાર ધોરણની ગુજરાતી નિશાળ ચલાવવામાં આવે છે.

ખારાઘોડાની નજીકમાં મીઠાઘોડા નામનું નાનકડું ગામડું આવેલું છે.

ખારાઘોડાના અગરના કોઈપણ ભાગમાં મીઠું પાણી મળી શકતું નથી અને અગરીઆઓને રાત્રિ અને દિવસ ત્યાંજ રહેવાનું હોવાથી ખારાઘોડાથી પાઈપ વાટે મીઠું પાણી અગરમાં મોકલવામાં આવે છે.

બપોરના વખતમાં આ ભાગમાં સખત તાપ પડે છે અને સવારમાં ઘણી ઠંડી લાગે છે. ઉનાળામાં કચ્છના રણમાંથી ફુંકાતા પવનને લઈને બપોર પછી લગભગ દરરોજ આંધી ચડે છે અને ધૂળથી આચ્છાદિત થએલું આકાશ વરસાદના વાદળાંઓથી ઢંકાએલું હોય તેવું ઘનઘોર જણાય છે. બપોરના સખત તાપને લીધે હવા તપે એટલે તે પાતળી થઈ ઉંચે ચડે અને આસપાસની ઠંડી હવા પાતળી હવાની જગ્યા લે એટલે આવી આંધી લગભગ દરરોજ ચડે છે અને સખત પવન ફુંકાય છે. રાત્રિના વખતે વાતાવરણ શાંત બને એટલે ધૂળ નીચે બેસી જાય છે. વહીઆરના લગભગ આખા ભાગમાં રણની ખારી ધૂળ ઉનાળામાં પુષ્કળ પ્રમાણમાં જમા થાય છે. આથી ખેતીને ફાયદો થાય છે, પણ ભૂમિતળ ક્ષારવાળું થવાથી ઘણે ઠેકાણે પીવાનું પાણી ખારૂં થઈ જાય છે.

ઉત્તર ગુજરાતમાં નોકરીને અંગે ફરતાં જુદાં જુદાં સ્થળોને લગતી કેટલીક હકીકત મેં એકઠી કરેલી તે શાળાપત્રના વાંચકોને જુદા જુદા લેખો-

દ્વારા અર્પણ કરવામાં આવી છે. આ આખી ભૂમિ ઇતિહાસથી ભરપૂર છે અને મારી નોંધ સંપૂર્ણ ન હોવા છતાં ઇતિહાસમાં રસ લેતા વિદ્વાનોને આ સ્થળોનો ઇતિહાસ બહાર લાવવાના નમ્ર નિમંત્રણ રૂપે તે પ્રસિદ્ધ કરવાની મેં હિંમત કરી છે. આ ભૂમિની મારી મુસાફરી પૂર્ણ થતાં આ લેખમાળા પણ પૂર્ણ થાય છે, પણ હું આશા રાખું છું કે અન્ય ઇતિહાસપ્રેમીઓ આ ભૂમિના ઉજ્જ્વલ ઇતિહાસને બહાર લાવવા પ્રયત્ન કરી ગરવી ગુજરાતના પ્રાચીન ગૌરવને બહાર લાવવા પ્રેરાશે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી

સીનીઅર આસી૦ ડે૦ એજ્યુ. ઇન્સ. સુરત

---

## શિક્ષકનું કર્તવ્ય

શિક્ષકોની સમક્ષ ઉત્તમ પ્રકારની સમાજસેવા કરવાનો પ્રસંગ આવીને પડેલો છે એ વાત શિક્ષકો અને શિક્ષિકાઓએ એક પળવાર પણ ભૂલી જવી જોઈએ નહિ. ધન અને સત્તા કરતાં સેવા વધારે પૂજ્ય છે, વધારે આદરમાનને પાત્ર છે અને સેવા કરનારાઓને મોડુંવહેલું આદરમાન મળશે, સેવાની મોડીવહેલી જરૂર કદર થશે એ વાત નિઃસંશય છે અને શિક્ષકો અને શિક્ષિકાઓએ તે શ્રદ્ધાપૂર્વક માનવી. શિક્ષકોને પુરતું વેતન મળતું નથી અને સમાજમાં તેમને યોગ્ય પ્રતિષ્ઠિત સ્થાન મળેલું નથી તેનું એ પણ એક કારણ છે કે સમાજસેવા કરવાનો જે ઉત્તમ પ્રસંગ શિક્ષકો અને શિક્ષિકાઓને પ્રાપ્ત થએલો છે તેનો તેમણે પુરેપુરો લાભ લીધેલો નથી. તમારો પગાર કે સમાજમાં તમારૂં સ્થાન અને સમાજમાં તમારે જે સેવા કરવાની છે તેની સાથે બીલકુલ પણ સંબંધ હોવો જોઈએ નહિ. સેવા તો હંમેશાં નિઃસ્પૃહી હોવી જોઈએ. બદલાની આશાએ જે સેવા થાય છે તેનું મૂલ્ય ઘટી જાય છે.

માત્ર થોડા અપવાદ સિવાય મોટા ભાગના શિક્ષકો અને શિક્ષિકાઓને પોતાના ઉત્તમ અને પ્રતિષ્ઠિત ધંધાની મહત્તાનો, તેના ગૌરવનો, તેની ઉંચી કિંમતનો ખ્યાલ સરખોએ આવ્યો હોય એમ જણાતું નથી. શિક્ષકોએ પોતેજ પોતાના પવિત્ર ધંધાની કિંમત ઘટાડી છે. તેનું ગૌરવ હલકું પાડી દીધું છે. શિક્ષકોએ પોતેજ તેમનાં કર્તવ્યો તથા તેમની જવાબદારીઓની કિંમત હલકી આંકી છે, એટલે પછી સમાજ પણ તેની કિંમત હલકી

આંકે તેમાં નવાઈ જેવું શું છે? શિક્ષકના ધંધાની મહત્તા, સમાજને તેની અનિવાર્ય જરૂર એનો જો શિક્ષકોને પોતાનેજ પુરેપુરો ખ્યાલ આવે અને પગાર કે પ્રતિષ્ઠાની દરકાર કર્યા વગર, ફળ કે વાહવાહની પરવા કર્યા વગર પ્રભુને સમર્પણ કરી માત્ર સેવાભાવથી તેઓ ઉંચી કર્તવ્યભાવનાથી પોતાનું કાર્ય કરે જાય તો રાજ્યની કે સમાજની મગદુર નથી કે તે લાંબા સમય સુધી શિક્ષકના ધંધાની કિંમત હલકી આંકી શકે, કે શિક્ષકોને યોગ્ય માન પ્રતિષ્ઠા ના આપે કે શિક્ષકોના ઉચ્ચ અને પવિત્ર ધંધાની યોગ્ય કદર ના કરે.

પરંતુ આ બધું થવાને માટે પ્રથમ આવશ્યક એ છે કે શિક્ષકો અને શિક્ષિકાઓએ પોતે પોતાના હૃદયની વિશાળતા કેળવવી જોઈએ. માંહેમાંહેની ઈર્ષાને છંડી ને સંકુચિત સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરી એક બીજા પ્રત્યે ઉદાર અને ક્ષમાશીલ થતાં શીખવું જોઈએ. મનની હલકાઈ, સહેજસાજમા એકબીજા સાથે તકરાર કરવાની વૃત્તિ, એકબીજાની ખરી ખોટી ચાડીઓ કરવાની ટેવ, એક બીજા માટે ખોટી ખોટી વાતો ફેલાવવાની તેમ નિંદા કરવાની ટેવ, નનામા પત્રો લખવાની તથા નનામી અરજીઓ કરવાની કુટેવ વગેરે દૂષણો પ્રાથમિક શાળાઓના શિક્ષકો અને શિક્ષિકાઓમાં સામાન્ય રીતે ઘણા મોટા પ્રમાણમાં પ્રચલિત છે તેનો શિક્ષકોએ પ્રથમ ત્યાગ કરવો જોઈએ.

આટલું કર્યા પછી શિક્ષકોએ આત્મવિશ્વાસ કેળવવા પ્રયાસ કરવો જોઈએ. એક બાહોશ દાક્તરને પોતાના ધંધાની આવડત અને કુશળતા માટે આત્મવિશ્વાસ હોય છે. કોઈ માંદા માણસ કે તેના સગાંવહાલાંઓની મગદુર નથી કે દાક્તર જે દવા આપે કે દરદીની માવજત માટે જે જે સૂચનાઓ કરે તેની સામે તેઓ એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકે. પોતાના ધંધા પ્રત્યે આવીજ જાતનો આત્મવિશ્વાસ શિક્ષકોએ કેળવવો જોઈએ એટલુંજ નહિ, પણ બીજાઓને પણ તેમણે ખાતરી કરી આપવી જોઈએ કે શિક્ષણની બાબતમાં તો શિક્ષકોજ પારંગત હોય, આપણે તેમાં કાંઈ પણ સમજીએ નહિ. શિક્ષકોને યોગ્ય લાગશે તેની રીતે તેઓ આપણાં બાળકોને શિક્ષણ આપશે, તેમાં માથું મારવાનો આપણને અધિકાર નથી.

હાલમાં સામાન્ય લોકમાન્યતા એવી થઈ પડી છે કે ભણાવવું એ તો સહેલામાં સહેલું છે. એ ધંધાને માટે કાંઈ ખાસ તાલીમની જરૂર નથી. ગમે તે માણસ શિક્ષકનો ધંધો કરી શકે એમ છે. આજ કારણથી શિક્ષકોના પગાર ઓછા રાખવામાં આવેલા છે અને તેમને પુરતા પ્રમાણમાં

માન પ્રતિષ્ઠા મળતાં નથી. આવી જાતની પ્રચલિત લોકમાન્યતા દૂર કરવી એ તાલીમ પામેલા બાહોશ શિક્ષકોને માથે મોટામાં મોટું કર્તવ્ય છે. આવી લોકમાન્યતા કાંઈ એની મેળે અસ્તિત્વમાં આવેલી હોય નહિ. બીનકેળવાએલા, બીનઅનુભવી, ધંધાની તાલીમ લીધા વગરના, શિક્ષકના ધંધાની બીલકુલ આવડત વગરના અસંખ્ય શિક્ષકોના વર્ષોના વર્ષો સુધીના ખરાબ શિક્ષણ ઉપરથી આવી જાતની લોકમાન્યતા હોવી જોઈએ; એટલા માટે પ્રજામાં ઊંડાં મૂળ ઘાલી પેઠેલી આ લોકમાન્યતા દૂર કરવાને માટે પણ શિક્ષણના ધંધાની ઉચ્ચ તાલીમ લીધેલા, ઉંચી ભાવનાવાળા કર્તવ્યનિષ્ઠ અસંખ્ય શિક્ષકો અને શિક્ષિકાઓએ વર્ષોના વર્ષો સુધી ઉંચી કોટિનું ઉત્તમ શિક્ષણ આપવું પડશે અને જનસમૂહને પ્રત્યક્ષ સાબીત કરી આપવું પડશે કે શિક્ષકનો ધંધો સહેલો નથી અને ગમે તે પુરુષ કે સ્ત્રી ધંધાની ખાસ તાલીમ મેળવ્યા વગર શિક્ષક થઈ શકે નહિ. જ્યાંસુધી જનસમૂહ જુની ઘરડના શિક્ષકો અને તાલીમ પામેલા નવીન શિક્ષકો વચ્ચેનો તફાવત પ્રત્યક્ષ જોશે નહિ, ત્યાંસુધી જનસમૂહને ખાતરી નહિ થાય કે નવીન શિક્ષકો જૂની ઘરડમાં કામ કરી રહેલા શિક્ષકો કરતાં વધારે યોગ્યતા ધરાવે છે. તેમનામાં વિદ્વત્તા વધારે છે, તેમણે બાળસ્વભાવ અને માનસશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરેલો છે. શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણની ખાસ કળામાં તેઓ પારંગત છે, અને આપણા બાળકોને તેમની પાસે શિક્ષણ લેવડાવીશું તો બાળકોનો શારીરિક, માનસિક, નૈતિક વિકાસ સારો થશે, ત્યાંસુધી જનસમૂહ શિક્ષકોના ધંધાની યોગ્ય કદર નહિ કરે, તેમનું વેતન વધારવાની તેમની ઇચ્છા નહિ થાય, અને સમાજમાં તેમને ઉચ્ચ સ્થાન આપવાને તેઓ પ્રેરાશે નહિ; એટલા માટે નવીન શિક્ષકોએ પ્રથમ તો પોતાના જ્ઞાનમાં વધારો કરવો જોઈએ. ખરો શિક્ષક એજ મનુષ્ય થઈ શકે કે જે જીવનપર્યંત વિદ્યાર્થી રહી શકે. પોતાનું જ્ઞાન વધારવાની, નવાં નવાં પુસ્તકો વાંચતા રહેવાની, નવું નવું શીખવાની, નવા નવા પ્રયોગો કરવાની, નવા નવા અનુભવોની નોંધ રાખી તેમાંથી સારગ્રહણ કરવાની નવીન શિક્ષકોને સ્વાભાવિક વૃત્તિ હોવી જોઈએ. આત્મસુધારો કરવાની તેમજ પોતાની જાતનો માનસિક વિકાસ કરવાની વૃત્તિ અને પ્રબળ ઇચ્છા એ દરેક નવીન શિક્ષકનું ખાસ લક્ષણ હોવું જોઈએ.

નવીન શિક્ષકે પ્રથમ તો શિક્ષણનું, શાળાનું, વિદ્યાર્થીનું તેમ શિક્ષકનું લાંબા સમયથી ચાલી આવેલું પ્રચલિત દૃષ્ટિબિંદુ ફેરવી નાંખવું જોઈએ અને સર્વત્ર નવીન આચારવિચારોનું વાતાવરણ ઉત્પન્ન કરવું જોઈએ.

અત્યારની આપણી પ્રાથમિક શાળાઓની સામે મોટામાં મોટો આક્ષેપ તો એ છે કે શિક્ષણના નવા આદર્શો પ્રમાણે એ શાળાઓ ચાલતી નથી. આપણી હાલની પ્રાથમિક શાળાઓ તો એક જાતના કેદખાનાંઓ છે. બાળકો તેમાં પુરવામાં આવેલા કેદીઓ છે, અને શિક્ષકો એ કેદીઓના ચોકદારો અને જેલરો છે. આ આક્ષેપો કેટલે અંશે સત્ય છે તેનો આપણે સૌએ પ્રમાણિકપણે વિચાર કરવાનો છે. નિશાળનો વખત થતાં બાળકો આનંદ અને ઉલ્લાસથી શાળાઓ તરફ દોડતાં આપણી નજરે પડે છે? શાળાઓમાં જવું બાળકોને ગમે છે કે તેઓ નાખૂશીથી શાળાઓમાં આવે છે? શાળાઓનો સમય પુરો થતાં રજાનો ઘંટ વાગે છે ત્યારે તેઓ કેટલા બધા આનંદમાં આવી જાય છે? કેદખાનામાંથી છૂટી પોતપોતાને ઘેર જતાં કેદીઓને જેવો આનંદ થાય છે તેવો આનંદ શાળામાં છૂટી પોત પોતાને ઘેર જતાં બાળકોને થતો નથી? શાળાઓમાં બાળકોને આનંદ અને રસ પડે છે ખરો? શાળાઓનું વાતાવરણ પ્રેમમય છે કે ત્યાં ભયનું વાતાવરણ પ્રસરી રહેલું છે? એનો દરેક શિક્ષકે પોતે વિચાર કરવો જોઈએ. શાળાઓમાં સામાન્ય રીતે પ્રસરી રહેલું આ ભયનું વાતાવરણ દૂર કરી શિક્ષકોએ શાળાઓમાં એવી જાતનું વાતાવરણ ઉત્પન્ન કરવું જોઈએ કે બાળકો હોંસ અને આનંદથી શાળાઓ તરફ આકર્ષાય.

આવી જાતનું વાતાવરણ માત્ર આનંદી અને બાળકો તરફ જેમને સ્વાભાવિક પ્રેમ હોય એવાજ શિક્ષકો ઉત્પન્ન કરી શકે. બાળકો પ્રત્યે સ્વાભાવિક પ્રેમ ધરાવનારા, હસમુખા અને આનંદી શિક્ષકો આપણી મ્યુનિસિપાલિટિની શાળાઓમાં છે તે હું જાણું છું. બાળકો તેમની આજુ-બાજુ વીંટાઈ વળી આનંદ કલ્લોલ કરી મૂકે છે તે મેં પ્રત્યક્ષ જોયું છે. આવા પ્રેમાળ અને આનંદી શિક્ષકોના હાથ નીચે શિક્ષણ લેતાં બાળકોને શાળાઓ કેદખાના સમાન લાગતી નથી, પરંતુ મારે દીલગીરીની સાથે કહેવું પડે છે કે આવી જાતનાં બાળકો પ્રત્યે સ્વાભાવિક પ્રેમ ધરાવનારા, હસમુખા અને આનંદી શિક્ષકો આપણી શાળાઓમાં ઘણા થોડા છે. મોટે ભાગે આપણી શાળાઓના શિક્ષકો તો ભય અને ત્રાસની મૂર્તિ સમાન હોય છે. તેમને જોઈ બાળકો ત્રાસે છે. તેઓ શિક્ષકો કરતાં જેલરોને વધારે મળતા આવે છે. તેમના ચહેરાઓ કદી પણ હસમુખા, આનંદી અને પ્રેમાળ દેખાતા નથી. સ્વભાવથીજ તેઓ કજીઆખોર, દુઃખી અને અસંતોષી જોવામાં આવે છે. તેમનું મોં હંમેશાં ગંભીર અને તોબરા જેવું ચડેલું દેખાય છે. તેઓ પોતે તો જીવનના આનંદ અને ઉલ્લાસ

કદી પણ ભોગવી શકતા નથી એટલુંજ નહિ પણ બીજાઓ એવા આનંદ અને ઉલ્લાસ ભોગવે છે તે પણ એમનાથી સહન થઈ શકતું નથી. તેઓ દંભી હોય છે. નીતિ અને ચરિત્રનો તેઓ એવો ખોટો દંભ અને આડંબર કરે છે કે બીજા શિક્ષકો અને બીજી શિક્ષિકાઓ આનંદથી કોઈ સાથે હસીને બોલે કે વાતચીત કરે કે સ્વચ્છ, સુંદર અને સુશોભિત કપડાં પહેરે તે પણ તેમનાથી દેખી શકાતું નથી. તેમના મોંમાંથી બાળકો પ્રત્યે પ્રેમના શબ્દો કદી પણ નીકળતા નથી. તેઓ બાળકોને કઠોર શબ્દોથી સંબોધે છે. ઘણીવાર તેમને ગાળો દે છે અને ના કહેવાય એવા શબ્દો કહે છે. આવી જાતની પ્રકૃતિ ધરાવનાર શિક્ષકોને નવીન શાળાઓમાં સ્થાન નથી. જેઓ બાળકો સાથે બાળકો જેવા આનંદી અને રમતીઆળ થઈ શકતા નથી, બાળકોની નિર્દોષ રમતગમતોમાં આનંદ અને રસથી ભાગ લઈ શકતા નથી, ગંભીરતા, કઠોરતા, મોટાઈનું ડુંપદ, નીતિ અને ચરિત્રનો ખોટો દંભ અને આડંબર એ જેમના સ્વાભાવિક લક્ષણો છે તેવાઓ તો શિક્ષકો અને શિક્ષિકાઓ કરતા સાધુઓ અને સાધ્વીઓના કે પુખ્ત વયની વિધવાઓનાં આશ્રમો ઉપર દેખરેખ રાખનારની જગ્યાને માટે વધારે યોગ્યતા ધરાવે છે. શિક્ષકો તરીકે તેઓ બાળકોનુ હિત કરતાં તેમનું અહિત વધારે કરે છે.

નવીન શિક્ષણ અને નવીન શાળાઓના મુખ્ય લક્ષણો સ્વાભાવિકતા અને સ્વતંત્રતા એ બે છે. આપણી હાલની પ્રાથમિક શાળાઓમા સ્વાભાવિકતા અને સ્વતંત્રતાને હજી જોઈએ તેવું યોગ્ય સ્થાન મળેલું નથી. આપણી હાલની શાળાઓમાં યાન્ત્રિક કૃત્રિમતા પુષ્કળ જોવામાં આવે છે. આપણી અત્યારની શાળાઓમા અપાતું શિક્ષણ બાળકોની સ્વાભાવિક માનસિક વૃત્તિઓને પોષે એવું તેમ તેમનો શારીરિક અને માનસિક વિકાસ સાધી શકે એવું જણાતું નથી. આપણા હાલના શિક્ષકો અને શિક્ષિકાઓ મોટે ભાગે એક યંત્રની માફક પોતાનું કાર્ય કરે જાય છે. તેઓ શાળાઓમાં નિયમિત રીતે આવે છે, તેમને સોંપેલા વિષયો શીખવે, પરંતુ બાળકોની સ્વાભાવિક મનોવૃત્તિઓ જાણવાનો, અમુક સમયે અમુક જાતના શિક્ષણમાં બાળકોને રસ પડે છે કે કેમ તે શોધવાનો અને બાળકોની મનોવૃત્તિઓને અનુકૂળ થાય તેવી રીતે, તેમ બાળકોને રસ પડે એવી રીતે શિક્ષણ આપવાનો આપણે પ્રયાસ કરવો જોઈએ એવો વિચાર સરખોએ તેમને આવતો નથી. આનુ પરિણામ એ આવે છે કે બાળકોની શક્તિઓનો સ્વાભાવિક વિકાસ થતો નથી. દરેક શિક્ષકે ખાસ કરીને

એક વાત મુખ્યત્વે કરીને લક્ષમાં રાખવી જોઈએ કે. શિક્ષણ, અભ્યાસક્રમ, ટાઇમટેબલો, પરીક્ષાઓ અને શિક્ષક પોતે પણ બાળકોને માટે છે, બાળકો તેમને માટે નથી. બાળકોને જ શિક્ષણનું કેન્દ્રસ્થાન સમજી, તેમની રુચિને અનુકૂળ થઈ પડે, તેઓ શિક્ષણમાં આનંદથી રસ લે, અને શિક્ષણ તેમને બોજારૂપ થઈ પડે નહિ એવી રીતે તેમણે તેમના શિક્ષણની, તેમજ શિક્ષણપદ્ધતિની યોજના કરવી જોઈએ.

આ સંબંધમાં મારી પાસે કેટલીક વાર ઉત્સાહી યુવાન આસિસ્ટંટોની ફરિયાદ આવે છે કે તેમના હેડમાસ્તરો તથા હેડમિસ્ટ્રેસો તેમના નવા નવા પ્રયોગો કરવા દેતા નથી અને નવીન પદ્ધતિ અનુસાર શિક્ષણ આપવા દેતાં નથી. બાળકો માટે અમે રમતગમતો, આનંદપર્યટન, પ્રત્યક્ષ શિક્ષણ વગેરેની યોજનાઓ કરીએ છીએ તે યોજનાઓ અમલમાં મૂકવાની અમને પરવાનગી આપતા નથી. હેડમાસ્તરો અને હેડમિસ્ટ્રેસોને આ સંબંધમાં મારે કહેવાનું કે તમે વધારે બાહોશ અને વધારે અનુભવી છો એ વાત હું કબુલ કરું છું. સ્વાભાવિક રીતે નવીનતા તરફ તમને અણગમો અને અવિશ્વાસ હોય એ પણ હું સમજી શકું છું. નવા નવા શિક્ષકોની નવી નવી પદ્ધતિઓ તરફ તમને અશ્રદ્ધા હોય એ પણ સ્વાભાવિક છે, પણ તમારે એક વાત લક્ષમાં રાખવી જોઈએ કે આ જમાનો યુવકો અને યુવતીઓનો છે. ચાલતી આવેલી ઘરડ પ્રમાણે આપણે બહુ દહાડા કામ કર્યું તેમાં આપણને કેટલેક અંશે સફળતા પણ મળી હશે, નિષ્ફળતા પણ મળી હશે, પણ આપણા અભિપ્રાયો ઉપર, આપણી પદ્ધતિઓ ઉપર, આપણી કાર્યશક્તિ ઉપર આપણને હદ ઉપરાંત પક્ષપાત હોવો જોઈએ નહિ. નવા શિક્ષકો તરંગી હોય છે, કામ કરવા તરફ તેમનું લક્ષ હોતું નથી, તેમને તો માત્ર મોટી મોટી અને ડાહી ડાહી વાતો કરતાંજ આવડે છે એમ કહી તેમના ઉત્સાહ ઉપર પાણી ફેરવવું એ યોગ્ય કહેવાય નહિ. ઘરડાઓના અનુભવોનો નવા યુવાન શિક્ષકોએ લાભ લેવો અને તેવીજ રીતે યુવાન શિક્ષકોના નવા જ્ઞાનનો તેમ તેમના ઉત્સાહનો ઘરડાઓએ લાભ લેવો જોઈએ અને નવા શિક્ષકોની નવી નવી યોજનાઓને ઉત્તેજન આપી તેમને સુમાર્ગે દોરવા જોઈએ., મારી પાસે જુના અને અનુભવી હેડમાસ્તરો અને હેડમિસ્ટ્રેસો પણ ઘણી વાર એવી ફરિયાદો લાવે છે કે આજકાલના નવા શિક્ષકો અને શિક્ષિકાઓમાં કર્તવ્યભાન ઘણું ઓછું હોય છે, તેઓ મન મૂકી કામ કરતાં નથી, આળસુ છે, માત્ર ડાહી ડાહી વાતો કરવામાંજ તેઓ શૂરા હોય છે; તેમ તેઓ ઉદ્ધત અને

અવિવેકી પણ છે, આજ્ઞાધીનતાનો ગુણ તો તેમનામાં બીલકુલ જોવામાં આવતો નથી. આ ફરિયાદ કેટલેક અંશે સત્ય છે તે હું કબુલ કરું છું. નવા યુવાન શિક્ષકોને મારી સલાહ છે કે તેમણે અનુભવીઓના અનુભવ પ્રત્યે દુર્લક્ષ આપવું જોઈએ નહિ. આપણે એકલાજ શિક્ષણશાસ્ત્ર, શિક્ષણકળા અને નવી પદ્ધતિઓમાં પારંગત છીએ અને જુનાં શિક્ષકો તો માત્ર જુની ઘરડોમાં ચાલનારા વૈતરાં જેવા છે. આવી જાતનું મિથ્યાભિમાન અને અવિવેક રાખવાથી નવા શિક્ષકો શાળાઓમાં કુસંપનું વાતાવરણ ઉત્પન્ન કરે છે તેમ તેઓ શાળાઓના શિષ્ટાચારનો પણ ભંગ કરે છે. આજ્ઞાધીનતા એ ગુણ તો શિક્ષકોએ ખાસ કરીને કેળવવો જોઈએ. જુના શિક્ષકોના અનુભવોને, તેમની વયને તેમ તેમના દરજ્જાને નવા યુવાન શિક્ષકો અને શિક્ષિકાઓએ માન આપવું જોઈએ. આપણે નવા અને જુના બંને વિચારોનો યોગ્ય સમન્વય કરીશું. જુનાઓના અનુભવોનો લાભ નવાઓ લેશે અને નવાઓના ઉત્સાહનો જુનાઓ ઉપયોગ કરશે તોજ આપણે આપણી શાળાઓનું શિક્ષણ સુધારી શકીશું. જુના શિક્ષકો વધારે મહેનતુ અને વધારે કર્તવ્યનિષ્ઠ છે એ વાત ખરી છે. નવાઓ પ્રમાણમાં વધારે બેદરકાર, વધારે અવિવેકી અને કાંઈક ઉછાંછળા અને ઉદ્ધત પણ છે એ વાત પણ હું જાણું છું; પણ કેટલાક નવા શિક્ષકો અને શિક્ષિકાઓમાં સ્વાભાવિક શિક્ષકોના ખાસ લક્ષણો મેં જોયા છે. તેમના નવીન પ્રયોગો અને નવીન પદ્ધતિઓની સફળતા પણ મેં જોઈ છે. તેમના હાથ નીચે શિક્ષણ લેતાં બાળકો વધારે આનંદી, વધારે ઉત્સાહી, વધારે આજ્ઞાંકિત, વધારે નિયમિત, વધારે સ્વચ્છ અને વધારે ચપળ પણ મેં જોયા છે. મારો તો નવા અને જુના બંને શિક્ષકો પર સરખો પ્રેમ છે, તેથી હું બંનેને એકબીજા સાથે હળીમળી ચાલવા તેમ એકબીજાને સાહાય્ય અને પ્રોત્સાહન આપવા આ પ્રસંગે આગ્રહપૂર્વક વિનતિ કરું છું.

નવીન શિક્ષણનું બીજું ખાસ લક્ષણ સ્વતંત્રતા છે. આપણી શાળાઓમાં તેમ આપણાં ઘરોમાં આપણે બાળકનું સ્વતંત્ર વ્યક્તિત્વ દાબી દઈએ છીએ. કોઈ કોઈવાર તો તેને કચડી નાખીએ છીએ. આ રીતે આપણે શિક્ષકો તરીકે તેમ વડીલો તરીકે બાળકો ઉપર જુલમ કરી રહ્યા છીએ, પરંતુ આ જુલમનો આપણને ખ્યાલ સરખોએ આવતો નથી. દરેક જણને સ્વતંત્રતા પ્રિય હોય છે. ખાસ કરીને બાળકોને તે વધારે પ્રિય હોય છે. શાળાઓમાં અપાતાં શિક્ષણમાં તેમ શાળાઓની રમતગમતોમાં શાસન કે વ્યવસ્થાના બહાના નીચે આપણે અનેક જાતના કૃત્રિમ નિયમો

અને બંધનોથી બાળકોની સ્વતંત્રા ઉપર તરાપ મારીએ છીએ. બાળકોને બંધનરૂપ કે નડતરરૂપ ના લાગે એવી રીતે અભ્યાસક્રમ અને ટાઇમ ટેબલોની યોજના કરતાં શીખો. એવીજ રીતે તેમને શિક્ષણ આપતાં શીખો. ખાસ કરીને પર્યટન તથા રમતગમતોની યોજનામાં બાળકોને સ્વતંત્રપણે આનંદ લેવા દેજો. આવી જાતની સ્વતંત્રતાથી બાળકોનાં હૃદયો પ્રફુલ્લિત રહેશે, તેમના ચહેરા ઉપર આનંદ, ઉત્સાહ અને તેજ પ્રત્યક્ષ દેખાઈ આવશે અને તેમની સ્વાભાવિક શક્તિઓનો વિકાસ તમે નહિ ધારો એવી ઝડપથી હશે. નવીન શિક્ષકોએ ખાસ કરીને બે અગત્યની બાબતો લક્ષમાં રાખવી જોઈએ: (૧) દરેક બાળકને તેનું પોતાનું છલાયદું, સ્વતંત્ર વ્યક્તિત્વ છે, (૨) બાળકોના વ્યક્તિત્વનો, તેની ગુપ્ત શક્તિઓનો વિકાસ કરવો એજ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ છે. અભ્યાસક્રમ, ટાઇમ ટેબલો, અને શિક્ષક પોતે તો આ વિકાસ કરવાનાં માત્ર સાધનો છે. સાધનો કરતાં સાધ્ય વસ્તુ વધારે મહત્વની તેમ ઉપયોગી છે. સાધનોને હદ ઉપરાંત મહત્વ આપી તેને સાધ્ય વસ્તુ કરતાં પણ વધારે ઉપયોગી ગણવાં અને સાધનોની મહત્તાને નુકસાન ના થાય તેની ખાતર સાધ્ય વસ્તુનો

એટલે એક શિક્ષકનો ખર્ચ વધશે. દરેક ગામડે જુદી કન્યાશાળા ખોલવામાં આવે તો કેટલો ખર્ચ વધે તે સહેજ સમજી શકાય તેવું છે.

છોકરા છોકરીઓના પરસ્પરના સહવાસથી અલબત્ત એકબીજાના સ્વભાવ-ગુણના સંસ્કાર પડે છેજ. શું સંગતિના સંસ્કાર નથી પડતા? શું કઠોર માતાનું સંતાન મૃદુતાના વાતાવરણમા મૃદુતા ધારણ ન કરી શકે? પરિસ્થિતિનું બળ ઓછું છે શું? કેટલીએ છોકરીઓ છોકરાઓનું અનુકરણ કરી બુદ્ધિમા અને બળમાં આગળ વધે છે. હરિફાઈમા ઉતરીને ગણિત, વિજ્ઞાન જેવા બુદ્ધિના વિષયમાં છોકરાઓની હરોલમાં ઉભી શકે છે, તે સહશિક્ષણના પ્રાતાપેજ. જ્યારે પુરુષો બુદ્ધિના વિકાસ માટે ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે, તેવે સમયે એને પુરુષોથી નિરાળી સંસ્થામા કેળવણી આપી તેમને પુરુષોએ પોતાની આગળ બુદ્ધિમા ન આવવા દેવી એવોજ અર્થ થયો. સ્ત્રીઓ પુરુષોની સાથે શારીરિક અને માનસિક કેળવણીમાં હારફોડ કરી શકે તેટલા માટે સહશિક્ષણ ઇષ્ટ છે.

રજીઆ અને નુરજહાં જેવી રાજનીતિનિપુણ અને વીર રમણીઓ શું ગર્ભમાંથીજ રાજનીતિ શીખીને આવી છે? શું જનાનખાનામાં એમનામાં વીરતા પ્રગટી ઊઠી હતી? શું બહાદુર સરદારો અને કુશળ રાજનીતિજ્ઞ પુરુષોએ એમને તાલીમ નથી આપી અથવા એવા પુરુષોના સહવાસમાં રહીને એ વીરાંગના અને કુશળ મુસદ્દી નથી બની? ઇતિહાસ એવી શાખ નથી પૂરતો કે એ રમણીઓ શૌર્ય અને રાજ્યવહીવટની કુશળતા લઈનેજ જન્મી હતી. સરસ્વતી અને ગાર્ગી જેવી વિદુષી સ્ત્રીઓએ શું રસોઈ કરતાં કરતાં અને ઘરખૂણે બેસીનેજ વિદ્વત્તા પ્રાપ્ત કરી હતી કે? શું એ વિદ્વાનજ અવતર્યાં હતા કે? આ પ્રાચીન વિદુષી માતાઓ જુદી કન્યાશાળામાં નથી ભણ્યા, પરંતુ પ્રાચીન ઋષિમુનીઓની સહશિક્ષણ શાળામાંજ ભણ્યાં છે. જો જુદી શાળામાં ભણ્યાં હોત તો માતા ભારતી, શંકરાચાર્યજી અને મંડનમિશ્રના વાદાર્થ માટે મધ્યસ્થ ન થઈ શકત.

સહશિક્ષણથી છોકરા છોકરીના સ્વાભાવિક ગુણોમાં પણ ભિન્નતા ન્યૂન થતી જાય છે. કેટલીએ યુવતીઓ સહશિક્ષણથી મૃદુતા છોડી પ્રાણ આપવા તત્પર થઈ છે. ક્યાં ગઈ એની સ્ત્રીની સ્વાભાવિક મૃદુતા? ક્યાં ગઈ એની સ્વાભાવિક દયાની લાગણી? ક્યાં ગઈ એની સંસારસુખના લ્હાવા લેવાની સ્વાભાવિક નિર્બળતા? સહશિક્ષણની અસર એક બીજા ઉપર થયા વિના ન રહે એ ખાસ દલીલ છે.

તેમ તેમ વર્તમાન સમાજ છિન્નભિન્ન થશે અને નવી સમાજરચના થશે. સૃષ્ટિનો ક્રમ છે કે એકની એક રચના નિત્ય રહેતી જ નથી. અનેક વિપર્યયો થયાં જ કરે છે.

હવે સ્ત્રીપુરુષના ભાવિ કાર્યપ્રદેશ માટે વિચાર કરીએ. ઉભયનો કાર્યપ્રદેશ છેકજ ભિન્ન માની લેવાનું શુ કારણ છે? ભાવિના ગર્ભમાં આપણે નથી જોઈ શકતા, કે ભારતની સ્ત્રી એક વડો ન્યાયાધીશ, મહાન વકીલ, મધ્યસ્થ વડી ધારાસભાનો પ્રમુખ, અને પ્રધાનોની માનદ પદવીઓ ધારણ કરશે! બનવા જોગ છે કે ભાવિ જરા વેગળું હોય!

શારીરિક વિકાસમાં—અવયવોમાં જે ફેર પ્રભુએ રાખ્યો છે, તે તો સૃષ્ટિના વિકાસને માટે છે. સ્ત્રીને બાળકો જન્મ આપવાના કુદરતી કાર્ય સિવાય બીજા કાર્યપ્રદેશો જેવા કે સામાજિક, ધાર્મિક કે રાજકીયમાં ભિન્ન ભિન્ન સ્થાન શા માટે હોવું જોઈએ? સ્ત્રી અને પુરુષો સગવડ પ્રમાણે કામની વહેંચણી ભલે કરે. કેટલાએ પુરુષો રસોઈનું અને બાળ-ઉછેરની નોકરીનું કામ શ્રીમંતોને ત્યાં કરે છે. મોટા શહેરોમાં કેટલીક શ્રીમંત બાઈઓ પોતાના વેપારરોજગાર ઉપર ધ્યાન આપી રહી હોય છે, જ્યારે એક પુરુષ રસોયો બધુંએ ગૃહવ્યવસ્થાનું કામ કરે છે. શું આ કામ ત્યારે પુરુષનું છે! કુદરતે કંઈ સ્ત્રીપુરુષના કાર્ય પ્રદેશ નિરનિરાળા નિયત કરી આપ્યા નથી.

છેવટે લેખક બ્રહ્મચર્યના ખંડનની વાત કરે છે. ખાસ માનસ સ્વ-ભાવ છે કે જે વસ્તુને ખૂબ સંતાડી રાખવામા આવે છે તે નીરખવાની તેને પુષ્કળ ઇચ્છા થાય છે. જંગલના પ્રદેશમા ભીલ લોકોમાં સ્ત્રીઓનાં વક્ષસ્થળ હંમેશાં ખુલ્લાં રાખવામાં આવે છે. ભીલોમાં એ જોઈને માન-સિક વિકૃતિ યત્કિંચિત્ પણ થતી નથી, કેમકે તે હંમેશાં એવું નિહાળ્યાજ કરે છે. તેને એ વસ્તુ મુખની માફક સ્વાભાવિક થઈ ગઈ છે. જેમ જેમ વધુ ને વધુ છોકરીઓછોકરા ભેગાં ભણતાં જશે તેમ તેમ એને બ્રહ્મ-ચર્ય પાળવામાં ઘણી સુલભતા પ્રાપ્ત થશે. હાલ તો ચારસો નંબરની શાળા હોય, તેમાં દસ પંદર, કે વીસ છોકરીઓ હોય. બનવાજોગ છે કે કેટલાક છોકરાઓ અનિષ્ટ તરફ પ્રેરાય! પણ એ છોકરીઓ થોડી છે તેથી. વળી શાળાઓ જુદી હોય ત્યાં એવું તો થોડુંજ છે, કે એ કેળવણી લેતી છોકરીઓ કેળવાએલા યુવકો ભેગી થાયજ નહિ. હાલના પ્રગતિના જમા-નામાં તો સભાઓમાં, જાહેર બાગોમાં, હવા ખાવાનાં સ્થાનોમાં અનેક

જગ્યાએ ભેગાં મળવાનાં. જો અંતઃકરણજ મલિન હોય તો પછી વહેતા જળની માફક પોતાનો માર્ગ શોધીજ લે. જો એક સરખા પ્રમાણમાં છોકરાં છોકરીઓને સાથે શિક્ષણ આપવામાં આવે, તો અલાભ, કરતાં લાભ વધુ થવાનો સંભવ છે.

ગોપાલજી દુર્લભભાઈ દેસાઈ
હેડમાસ્તર મગોદ તા. વલસાડ. જિ. સુરત.

## હિંદમાં અંધાપાનો અટકાવ

અંધાપો દૂર કરવાની લડત અને શાળાઓમાં આંખનું રક્ષણ કરવાની પ્રવૃત્તિઓ માટે જુનિઅર રેડક્રોસ ખરેખર મોટી મદદ કરી શકે તેમ છે. પોતાના હવાલાના જુનિઅરો—બાળકોનો શિક્ષક સલાહકાર હોઈ જુનિઅર રેડ ક્રોસની પ્રવૃત્તિનું તે કેન્દ્રસ્થાન છે, એટલે આ લડતના પહેલા પગથીઆ તરીકે શિક્ષકોને તંદુરસ્તીની આ ખાસ શાખાનું શિક્ષણ આપવું જોઇએ.

### ૧ આંખનું રક્ષણ કરનારી પ્રવૃત્તિઓ માટે શિક્ષકોને આપવાનું શિક્ષણ.—

એવી સૂચના કરવામાં આવે છે કે ટ્રેનિંગ કોલેજોમાં શિક્ષકોને આંખના ખાસ દાક્તર પાસે ભાષણો અપાવવાં અને આંખની કીકીના આગલા ભાગ અને પોપચાની અંદરના સોજાના આંખના બે સામાન્ય દર્દોને અટકાવવાના ઇલાજોનું પ્રત્યક્ષ જ્ઞાન વિદ્યાર્થી—દર્દીઓના સંબંધમાં અપાવવું. અંધાપો અટકાવવાની પ્રાથમિક સૂચનાઓ ગામડાઓમાં આપી શકે અને આંખના દર્દોમાં પ્રથમોપચાર કરી શકે એવા કુશળ માણસ દરેક ગામમાં હોય અને આંખનો દાક્તર જલદી મળી શકે તો આંધળા માણસોની સંખ્યા હિંદુસ્તાનમાં જલદી ઘટી જશે. આંખનાં સાધારણ દર્દોમાં આંખને ક્ષાર અથવા બોરીક લોશનથી ધોયા પછી થોડાંક ટીપાં દીવેલ દર્દવાળી આંખમાં નાંખવાથી પ્રથમોપચાર થઇ શકે છે. ખારનું લોશન ઉકળેલા એક પાઇન્ટ પાણીમાં ચા નાખવાના ચમચાના માપ જેટલું નાખી બનાવાય છે અને પાણી ઠંડું પડે તેનો ઉપયોગ થાય છે. તેટલાંજ અને તેવા પાણીમાં તેવીજ બે ચમચી બોરીક પાઉડર નાખવાથી બોરીક લોશન બને છે. આ ઉપચાર વખતે પ્રાથમિક શાળાઓનાં બાળકો

સાથે વાતચીત ચાલુ રાખવી. આંખના દરેક દર્દમાં શિક્ષકે તેના ખાસ દાક્તર પાસે તેની તપાસ અને ઇલાજ કરાવવાની માબાપને સલાહ આપવી.

શિક્ષકોને આપવાનાં વ્યાખ્યાનોમાં આંખના ખાસ દાક્તરે સામાન્ય નિરોગી આંખની જરૂરી બાબતો, અંધાપાના કારણો અને તેમને અટકાવવાના ઇલાજોની બાબતો દાખલ કરવી જોઈએ. અમલમાં મૂકવાના કાર્યક્રમની નીચે પ્રમાણે રૂપરેખા છે:—

**૧ સામાન્ય નિરોગી આંખ માટે પ્રાથમિક ખ્યાલ આપવો.**

**૨ અટકાવી શકાય એવા અંધાપાના અટકાવના ઇલાજો:-**

**(૧) ઓછા પોષણના દર્દો:**—ઓછા અને ઓછી શક્તિ આપનારા ખોરાકથી રતાંધળા થાય છે અને આંખને ગંભીર નુકસાની પહોંચે છે. ઘણી વખતે દક્ષિણ હિંદમાં આથી તન અંધાપો આવે છે, તેથી પોષ્ટિક તત્ત્વોવાળો અને પુરતો ખોરાક લેવો જોઇએ. બીકાના લોશનથી આંખો ધોવી, ચોકખું દીવેલ તેમાં રેડવું, તડકાના ચશ્મા પહેરવાં અને આંખોનું રક્ષણ કરવું.

**(૨) ગુહ્યેન્દ્રિયના દર્દો** માટે ખાસ વૈદક મદદ લેવી.

**(૩) પોપચાંમાં કાયમના ખીલનાં દર્દો.** તે માટે સ્વચ્છતા રાખવી. ચેપી દર્દોમાં એક દર્દીની વસ્તુ બીજા માટે ન વાપરવી. આ દર્દને ફેલાવનારા સાધનરૂપ માખીઓનો નાશ કરવો. આ રોગથી પીડાતા દર્દીઓ માટે વૈદક સલાહ લેવી. સુરમા અને કાજલ આંજવા માટે એક વખત વાપર્યા પછી ગરમ પાણીએ ધોયા વગર તે સળી બીજા માણસે આંજવામાં વાપરવી નહિ.

**(૪) શીતળા**—શીતળા ટંકાવવા ઉપર વધારે ભાર મૂકવો. શાળામાં અટકાવના ઇલાજો. શીતળાથી પીડાતાં બાળકોની આંખો સંભાળવી.

**(૫) જોખમ ભરેલા અને કેફી પીણાઓનો ઉપયોગ**—ઊંટવૈદોના કામથી પૂર્વના દેશોમાં વારંવાર આંખો જતી રેહે છે. આ અણઘડ માણસો આંખો જતી રહેતી અટકાવી શકાય એવા યોગ્ય વૈદક ઇલાજ કરતાં દર્દીઓને અટકાવે છે. અસ્વચ્છ ઓજારો અને કેફી દવાઓથી આંખનું ચાલુ દર્દ વધે છે.

**(૬) બચ્ચાની ચાંદી પડી ગએલી આંખો**—જન્મ વખતે ૧ ટકો સીલ્વર નાઇટ્રેટના થોડાંક ટીપાં નાંખવાથી બચ્ચાંની આંખો જતી રહેતી બચાવી શકાય છે. કેળવાએલી દાયણો રાખવાની ઘણી જરૂર છે.

(૭) **અકસ્માતો**—દેશની ઔદ્યોગિક હાલતના ઘણા આગળ વધવા સાથે અકસ્માતથી અંધાપો આવવાનું પ્રમાણ વધે છે. આંખનું રક્ષણ કરવાને તડકાનાં ચશ્માનો ઉપયોગ કરવા ઉપર અને બીજી સલામતીની તદબિરો ઉપર ભાર મૂકવો.

(૮) **મેલ અને ધૂળને લીધે થતી ચૂંક**—મીઠાનું સામાન્ય લોશન અને દીવેલનાં ટીપાં આંખમાં વખતસર નાખવાથી આ અટકાવી શકાય છે.

**૩. અંધાપાના અટકાવ અને સામાન્ય દર્દના અટકાવ વચ્ચેનો ગાઢ સંબંધ.** —

અંધાપા સામેની લડતથી ઘણી જિંદગી બચાવી શકાય છે, કેમકે આંખનાં ઘણાં દર્દો સામાન્ય તંદુરસ્તીને હાનિકારક છે.

**૪. અંધાપો અટકાવવાની પ્રવૃત્તિઓ :**—

(અ) **હિંદમાં**—સરકાર તરફથી વધુ અને વધુ વૈદક અને વહાડકાપની સગવડો મળતી જાય છે. ઓલ ઇંડિઆ બ્લાઇન્ડ રિલીફ એસોસિએશન—અંધતાનિવારણ સમસ્ત હિંદનું મંડળ. આ સંબંધમાં જુનિઅર રેડ ક્રોસનો ફાળો.

(આ) **બીજા દેશોમાં** —ઇન્ટર નેશનલ એસોસિએશન ફોર ધ પ્રિવેન્શન ઓવ બ્લાઇન્ડનેસ—આંતર પ્રજાકીય અંધતાનિવારણ મંડળ અને તેની સાથે જોડેલી જુદી જુદી પ્રજાકીય સંસ્થાઓ.

નોંધ. "Through Life's window"—'જીવનની બારીમાંથી' નામની સિનેમા ફીલ્મ રેડક્રોસ સોસાઇટીના ઓર્ગેનાઇઝીંગ સેક્રેટરી, દીલ્હી પાસેથી ભાડે મળી શકશે. તે શિક્ષકોને બતાવવા લાયક છે. તેમાં આંખની રચના અને તેના સામાન્ય દર્દો બતાવ્યાં છે.

**૨. શાળામાં આંખના બચાવનું પ્રચારકાર્ય:** —

અંધાપો આણનારાં આંખના દર્દો કેવી રીતે અટકાવી શકાય તે જો હિંદુસ્તાનની શાળાઓમાં બાળકોને શીખવી શકાય તો આવતા દાયકામાં આ દેશમાં અંધાપાની સંખ્યામાં ઘણો ઘટાડો થએલો જણાશે. એ બાબતની પહેલા તાલીમ લીધા પછી અંધાપો અટકાવવાને લેવાનાં જુદાં જુદાં પગલાઓ ઉપર શિક્ષકો ઉપર જણાવ્યા પ્રમાણે ભાષણો આપી શકશે. પોપચાંનાં કાયમનાં ખીલના દર્દો, શીતળા, બચ્ચાંની આંખોમાં ચાંદી, ઓછા પોષણનાં દર્દો, ઊંટવૈદો, અને ઊંટવૈદું, એ બધાં અંધાપાનાં

કારણો ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ. વખતસરના ઘણા સાદા ઇલાજોથી બાળકની આંખ જતી બચાવી શકાય છે એ બાબત ભાર મૂકીને સમજાવવી; દાખલા તરીકે, શીતળા ટંકાવવાં અને બીજાં દર્દોનો શરૂઆતથી ઇલાજ કરવો. જન્મ્યા પછી પહેલાં દસ દિવસ દરમ્યાન દર-રોજ નવા જન્મેલાં બાળકોની આંખો ઉપર ધ્યાન આપવામાં ન આવે તો અંધાપો આવે છે એ બાળકોને સમજાવવાનું કામ શિક્ષક ઘણું સારું કરી શકે છે. સામાન્ય તંદુરસ્તી અને આંખને દર્દમાથી જાળવવાને માટે આસ-પાસના સંજોગો ઘણા અગત્યના છે તે પણ બાળકોને સમજાવવું જોઈએ, જેમકે, ખોરાક, સ્વચ્છતા, તંદુરસ્તીવાળો નિવાસ, ઘીચ વસ્તીને દૂર કરવી એવા વિષયોનો સંબંધ સમજાવવો. શાસ્ત્રીય વિગતોમાં ઉતરવું નહિ અને વ્યાખ્યાનો, સિનેમા, જાદુઇ ફાનસ, અને ચિત્રોવાળા નકશાથી બની શકે ત્યાંસુધી પ્રત્યક્ષ સમજુતીવાળાં અને આકર્ષક કરવાં. જ્યાં સાધન ન હોય ત્યાં ચિત્રો બાળકો પાસ હાથે દોરાવવા. જ્યા અંધાપો બ્હોળો ફેલા-એલો હશે તેવા ભાગમા શિક્ષક જીવનમાથી પ્રત્યક્ષ દાખલાઓ સ્હેલાઇથી આપી શકશે. અંધાપાના અટકાવ ઉપર સાગ નિબંધ અથવા તો સારા પોસ્ટર માટે ઇનામો રાખી હરિફાઈ કરાવી શકાય છે.

### ૩. શાળાની બ્હાર જુનિઅર રેડક્રોસનું પ્રચારકાર્ય:—

અંધાપાના અટકાવની લડતમા જુનિઅરો સક્રિય ભાગ લઇ શકે છે, અને તેમના કાર્ય વગર સંભળાય નહિ તેવી જગ્યાઓએ એ પ્રચારકાર્ય કરે છે. અંધાપાના કારણો અને અટકાવ ઉપર તેમના ગામોમાં તેઓ ભાષણો કરી શકે છે, પોસ્ટરો અને જાદુઈ ફાનસની સ્લાઇડો બતાવી શકે છે, અને આખનું રક્ષણ કરવાની લડતના પ્રસગોના નાટકો ભજવી બતાવે છે. તેઓ નીચલી બાબતો માટે પ્રચાર કાર્ય કરી શકે છે:—

(અ) **શીતળા ટંકાવવાં.** તેમના સગાવહાલા અને પાડોશીઓને શીતળા ટંકાવવાનું સમજાવીને અને તેમના બાળકોને શીતળા ટંકાવીને.

(આ) **નવાં જન્મેલાં બચ્ચાંઓની** આખોમાં સિલ્વર નાઇટ્રેટના થોડાં ટીપા નાખીને તેમની આખોનું ચાંદીથી રક્ષણ કરી શકાય છે.

(ઇ) **પાસ થએલા દાક્તરો અને દાયણો** પાસે આંખનાં દર્દોના ઇલાજ કરાવવા.

(ઈ) ઘરમાં સ્વચ્છતા અને હવા, ખુલ્લી જગ્યા અને રોશની—અજ-વાળાના લાભો.

(૩) યોગ્ય, માફક આવતો ખોરાક અને તેમાં કયા પદાર્થોનો સમાવેશ કરવો.

ઊંટવૈદો અને નીમ હકીમો, અભણ દાઇઓ, લોકોમાં ઘર કરી બેઠેલા વહેમો વગેરે સંબંધમાં તેમના શ્રોતાઓને તેઓ ચેતવણી આપી શકે છે. જે ગરીબ બાળકોને પુરતો ખોરાક ન મળતો હોય તેમને દૂધ, ઈંડાં, તાજાં શાકભાજી પુરા પાડીને તે સીધી રીતે મદદ કરી શકે. પોપચાંમાં કાયમના ખીલનું દર્દ ફેલાવનારી માખોનો નાશ કરી શકે છે. કેનેડાના જુનિઅરોના દાંતના અને જાપાનીઝ જુનિઅરોના આંખના પોપચાંની અંદર કાયમી ખીલોના અવરોધ કરનારા કલીનીકો જેવા આંખના કલીનીકો વાસ્તે ખાસ વધતો રોકવા માટે ફંડ ભેગું કરવું જોઇએ. સૌથી વિશેષમાં તેઓ પોતે તંદુરસ્તીના નિયમો પાળી શકે, અને પોતાની આંખો બચાવવાને સાવચેતીના પગલાં લઈ શકે. આંખોની જોવાની શક્તિ એ એવી ઈશ્વિરી બક્ષીસ છે કે તેની ખરી કિંમત જેમની આંખ જાય છે તેજ કરી શકે છે.

જુનિયર રેડક્રોસ સોસાઇટિ
ભરુચ } ન. કે. દેસાઈ

---

## શાળાનો વખત સવાર સાંજ રાખવાના ફાયદાઓ

---

૧. વિદ્યાર્થીઓને સવારમાં વહેલા ઊઠવાની ટેવ પડે છે અને સાડા સાત કે આઠથી નિશાળમાં આવી શકે છે. છોકરીઓને માટે આઠ કે સાડા આઠથી વખત રાખવો કે જેથી તેઓ પોતાની માતાઓને ઘરકામમાં સવારના કેટલેક અંશે ઉપયોગી થઈ પડે. વળી છોકરીઓને માથું ઓળવા ટાપટીપમાં વખત લાગે એટલે તેમને માટે આઠ કે સાડા આઠનો વખત અનુકૂળ પડે.

ઉપર પ્રમાણે શાળાનો વખત રાખવાથી આખા કુટુંબને વહેલા ઊઠવાની ટેવ પડે છે કે જે ટેવ આજકાલ ઘણા કુટુંબમાં ભુસાતી જાય છે.

૨. શાળાનો વખત બપોરના ( ૧૧-થી-૫ ) હોય તો છોકરાઓ મોડાં ઊઠે અને એક બે કલાકમાં બધું વાંચવા લખવાનું પુરૂં કરવાનું હોય, તેથી તેઓ ઘરકામમાં ઉપયોગી ન થાય. છોકરીઓની માફક છોકરાઓએ પણ ઘરકામમાં ઉપયોગી થવું જોઈએ, તેથી કરીને નિશાળનો વખત સવારનો હોય તો ૧૦ કે ૧૦-૩૦ ના નિશાળેથી આવ્યા પછી તેઓને ખાસ વાંચવાનું ન હોવાથી જમણ વગેરેની તૈયારી કરવામાં તેઓ પણ ઉપયોગી થઈ પડે. હાલના જમાનામાં છોકરાઓ બીજાને ઘેર

હસીને કામ કરે છે, પણ પોતાના ઘરનું કામ કરવા અણગમો બતાવે છે, તેથી કરીને પોતાના ઘરનું કામ ગમે તેવું હલકું હોય તોપણ તે પહેલું કરવાનો અને ઘર કામ તરફનો વધતો જતો અણગમો દૂર કરવાનો ઉપદેશ શિક્ષકો કરે એટલે તે અમલમાં મૂકવાની છોકરાઓને ઉત્તમ તક મળે છે.

૩. આપણા દેશની આબોહવા ગરમ હોવાને કારણે બપોરનું ભારે ખાણું ખાધા પછી થોડો વખત આરામ મળે તો ઘણું સારૂં. ખાધા પછી તરતજ મગજમારીનું કામ કરવું તે નુકસાનકારક છે, કારણ કે તેથી કરીને પાચનશક્તિ ઉપર ખરાબ અસર થાય છે. વળી ખાધા પછી અન્ન પચાવવા લોહી હોજરી તરફ ધસે છે, અને મગજમા લોહીનો જથ્થો ઓછો થઈ જાય છે, તેથી આવે વખતે મગજ પણ સારૂં કામ નથી આપતું. વળી જે છોકરાઓ દૂર ગામડાંમાંથી નિશાળે આવે છે તેઓ ગરમીમાં લાંબું ચાલવાને લીધે થાકી ગયા હોય અને તેથી થાકેલી અવસ્થામાં કામ કરવું તેઓને પ્રતિકુળ નીવડે.

૫ સવાર સાંજ નિશાળ રાખવાનો મોટો ફાયદો તો એ છે કે વિદ્યાર્થીઓ સવારના નિયમસર કસરત કરવાની ટેવ પાડી શકે. સવારનો વખત કસરતને માટે ઘણોજ ઉત્તમ છે. વળી આપણી કેળવણીમાં શારીરિક વિકાસને માટે કંઈ પ્રબંધ ન હોવાથી આપણા દેશના છોકરાઓ જુવાન અવસ્થામાં મરણ પામે છે અને છોકરીઓ પણ કુદરતે તેમને માટે મોટી ઉંમરે નિર્માણ કરેલું કામ કરવા તદ્દન અશક્ત બને છે, તેથી કરીને સુવાવડનો બોજો સહન થતો નથી. શારીરિક કેળવણીના અભાવને કારણે આપણા દેશનું શારીરિક આયુષ્ય પ્રમાણ ફક્ત ત્રેવીસજ વર્ષનું છે. આયુષ્ય-પ્રમાણ અને તન્દુરસ્તી વધારવા ઉત્તમ રસ્તા બાળપણથી નિયમસર કસરતજ છે. તે છોકરાઓ અને છોકરીઓ બન્નેને માટે છે. આખા દિવસના કામ પછી માણસ સાંજના થાકી ગયો હોય છે, તેથી તે વખતે કસરત કરવી તે બહુ ફાયદાકારક ન નીવડે. આ કારણને લીધે નિયમિત કસરતને માટે સવારનોજ વખત ઉત્તમ છે, અને આપણા બચ્ચાંઓની તન્દુરસ્તી અને આયુષ્યની ખાતર માબાપોને ગમે તે ભોગ આપવો પડે તેની દરકાર ન કરવી જોઈએ અને નિયમિત કસરત સારૂ સવારમાં વહેલા ઊઠવાની ટેવ બાળપણથીજ પાડવી જોઈએ.

૬ ત્રણ ચાર મહીના પછી આ પ્રમાણે સવારના નિયમિત કસરત કરવાથી શરીરની અનેક વ્યાધિઓ જેવી કે માથાનો દુખાવો, અપચો, તાવ, પેટનાં દરદો દૂર થાય છે અને બચ્ચાંઓના વજનમાં દર માસે

વધારો થાય છે અને તન્દુરસ્તીની સાથે મગજશક્તિ પણ ખીલે છે; તેથી કરી ભણતર તેઓને બોજારૂપ નહિ લાગે.

૭ અભ્યાસ અને મગજમારીના સખત કામને માટે સવારનો ઠંડો પહોરજ બહુ અનુકૂળ વખત છે. પ્રાચીન કાળમાં આશ્રમોમાં પણ અભ્યાસ અને અધ્યાપન સવારના ઠંડા પહોરમાંજ કરવામાં આવતાં. આ વખતે મગજ રાત્રિના આરામ પછી તાજું અને ઠંડુ હોય છે, તેથી ચિત્તની એકાગ્રતા વધુ જાળવી શકાય છે. તે માટે સવારનો કીમતી વખત નકામો ગાળી નાખવો અને બપોરની ગરમીમાં મગજમારી કરવી તે અકુદરતી છે.

૮ યુરોપના ઠંડા દેશોમાં પણ અભ્યાસનો વખત સવાર સાંજ ઠંડા પહોરનો રાખવામાં આવે અને બપોરના ગરમીના વખતમાં બે ત્રણ કલાક આરામનો વખત રાખવામાં આવે છે તો પછી હિંદ જેવા ગરમ દેશને માટે બપોરનો અભ્યાસની મહેનતનો વખત શરીરને અને મનને ઘણોજ નુકશાનકારક છે.

૯ જો કે છોકરાઓના અભ્યાસના હિતની દૃષ્ટિએ સવારનો વખત ઘણોજ લાભકારક છે, તોપણ તે વખત સામે વાંધો ઉઠાવનારાઓમાં મુખ્ય વર્ગ શિક્ષકોનો છે; કારણ કે એ વખત નિશાળમાં હાજરી આપવાની હોવાથી તેઓ ટ્યુશનનો લાભ ખુવે છે. વળી છોકરાઓના માબાપોને પણ ગમે તેમ ઊંધું સમજાવી બુમાટો ઉઠાવવા પ્રેરે છે, કારણકે ઘણાં માબાપો છોકરાઓના અભ્યાસની બાબતમાં એટલા બેદરકાર રહે છે કે છોકરાઓના ખરા હિતની બાબત પર પોતે જાતે લક્ષ આપતા નથી. શિક્ષકો અને માબાપોએ સમજવું જોઈએ કે " નિશાળો છોકરાઓ માટે છે. છોકરાઓ નિશાળો માટે નથી." તેથી તેઓના ખરા હિત માટે જે અગવડ અને થોડું નુકસાન આપણે વેઠવું પડે તે માટે હંમેશાં તૈયારજ રહેવું જોઈએ.

૧૦ આસપાસનાં ગામડાઓમાંથી ભણતા આવતા છોકરાઓને માટે બપોરના ભરે પોરે તડકામાં ચાલીને આવી ભણવા બેસવા કરતાં સવારના આલવાથી તેઓને ચાલવાની કસરત મળે, અને ઠંડો પહોર હોવાથી થાક પણ ન લાગે. તેવા છોકરાઓ પોતાનું ભાથું ભેગું લાવે ને તેમને તે સાથે ખાવા તાજી શાકભાજી શાળા તરફથી પુરૂ પાડવામાં આવે અને ખાધા પછી આરામ વગેરે માટે પણ ગોઠવણ થઈ શકે. પણ જો આસાપાસનાં ગામડામાંથી આવતા છોકરાઓની સંખ્યા મોટી હોય એટલે વીસ ટકા કરતાં ઉંચુ હોય તો ત્યાં નિશાળોનો વખત ૧૧ થી ૫ રાખવો.

ઉપર બતાવેલા કારણો લક્ષમાં લેતાં દરેક માબાપને ખાતરી થશે કે નિશાળનો વખત સવારમાં જ રાખવાથી છોકરાઓના શરીર અને મગજને ઘણો ફાયદો થશે તે અંગે નવી લાભકારક ટેવો પાડવા માટે જે અગવડ આપણે ભોગવવી પડે તે માટે તૈયાર થવું જોઈએ, કારણ કે છોકરાઓનું ખરૂં હિત તે માબાપોની પહેલી ફરજ છે, તેથી જુની નુકસાનકારક ટેવો છોડી દેવા આપણે બધાએ કટિબદ્ધ થવું જોઈએ

હાલ નિશાળે જતા છોકરાઓ દેશની ભાવિ પ્રજા છે તેમને સારી ટેવો પાડવી તે રાજ્યની પહેલી ફરજ છે તેથી જુની નુકસાનકારક ટેવો તજી દઈ છોકરાઓને પહેલેથીજ સારા સંસ્કાર પાડવા જોઈએ કારણ કે બાળપણમાં પડેલ સંસ્કારો જિંદગીભર કાયમ રહે છે આપણે ભૂલવું ન જોઈએ કે આજનો વિદ્યાર્થી ભાવિ પ્રજાનું ઉપયોગી અંગ છે અને તેમની ઉત્તમતા અને ઉપયોગના વધારવા માટે કેળવણીની પ્રથામાં જે મોટા અને ગંભીર ફેરફાર કરવા પડે તે કરવામાં, નવા પ્રયોગો અજમાવવામાં ડરવું ન જોઈએ

P A Inamdar
તા ઓક્ટો ૫ ૯ ઈડર

---

## જાપાને હિંદુસ્તાનના બજારમાં કરેલો ભગીરથ હુમલો

જાપાને હિંદુસ્તાનના બજારોમાં મોટા ભગીરથ હુમલાઓ કર્યા છે, તેથી આ દેશના ઉન્નત ઉદ્યોગ કરનારાઓને ઘણો ભય ઉત્પન્ન થયો છે બધી હરિફાઈને બાજુએ મૂકી દે તેવા સસ્તા દરે જાપાન હવણાં સાબુઓ, પાઉડર, અને બીજી ગુજરેની જરૂરિયાતની ચીજો, ચિનાઈ માટીના વાસણ, રમતનો સામાન, રમકડાં, મિઠાઈ, શસ્ત્રક્રિયાને લગતા સાધનો, ઔષધો-દવાઓ, રસાયણો, અને ઇલેક્ટ્રિક બત્તીઓ હિંદુસ્તાનના કિનારા ઉપર જુદા જુદા માર્ગેથી મોકલાવે છે, અને તેથી આખા દેશમાં તેનો વધારે ત્વરાથી, અને વધારે વિસ્તારમાં ફેલાવો થાય છે

વિદેશી વેપારીઓ, જેઓ તેમના સામાનની ઉત્તમતાને લીધે પ્રતિષ્ઠાવાન થયા છે, અને જેમને ઘણા વધારે જમાનને લીધે ફાયદો થયો છે, તેઓને પણ સખત ફટકો વાગ્યો છે હિંદુસ્તાન એવો સામાન બનાવી શકતું નથી એવા માલના વેપારમાં જાપાનના હરિફાઈ કરનારાઓએ ઘણી અસર પહોંચાડી છે જાપાનીઓ તેના માલ ૨૫ થી ૩૫ ટકા ન

સસ્તા ભાવે આપે છે. યુરોપખંડ અને અમેરિકાના વેપારીઓને પણ તેનોજ ધોકો પહોંચ્યો છે.

હિંદુસ્તાને હમણાં ટોઇલેટને લગતી જરૂરિઆતની ચીજો, દવાઓ, કેમિકલ્સ. (રસાયણો,) મિઠાઈ વગેરે બનાવવામાં વિકાસ કર્યો છે. છેલ્લાં થોડાં વરસો થયાં ટોઇલેટનો સામાન, અને મિઠાઈની બનાવટનો ધીકતો જતો ઉદ્યોગ બંધાયો છે. તેવામાં સ્વદેશની ચળવળના મહાન મોજાએ તે ઉદ્યોગને વધારાનું બળ અને ઉત્તેજન આપ્યું. "સ્વદેશી" વસ્તુઓની વધતી જતી માગણીનો લાભ લઈ, ખાનગી સાહસિક વેપારીઓએ કારખાનાં દેશના જુદા જુદા ભાગોમાં સ્થાપી દવાઓના અને રસાયણી દ્રવ્યોના વધતા જતા ઉદ્યોગમાં વધારે મૂડી રોકી કે જેથી તેનો વધારે વિકાસ થાય, અને તેમાં ઘણા અંશે વિજય મળ્યો છે. આવી કંપનિઓએ લાખો માણસોને રોજી આપી, અને તેનો માલ સામાન્ય જનતાના સમૂહને ઘણો ગમતો. હવે જાપાને આજ જનતાનો હિંદુસ્તાનના બજારમાં, હિંદુસ્તાનના સામાનની કિંમત ઘટાડીને ટેકો મેળવી રહ્યું છે?

દવાઓ, કેમિકલ્સ, મિઠાઈ, ટોઇલેટની ચીજો જાપાને ફક્ત ૭ માસ થયાં જ મોકલવા માંડી છે, છતાં પારાવાર નુકસાન થયું છે. હિંદુસ્તાનના વેપારને બરાબર કેટલે અંશે નુકસાન થયું છે તેનો અંદાજ યાને ગણતરી કરવી તે લગભગ અશક્ય છે, પણ સંરક્ષક રાજપક્ષી ગણતરી પ્રમાણે જાપાનને ૫,૦૦,૦૦,૦૦૦ રૂપીઆનો ફાયદો થયો છે.

હવે તેના ભાવો તરફ નજર નાખીએ—

(૧) જાપાની સાબુ હિંદી સાબુ કરતાં ૪૦ ટકા સોંઘો છે.
(૨) જાપાની ટોઇલેટ પાઉડર હિંદી ટોઇલેટ પાઉડર કરતાં ૬૦ ટકા સસ્તો છે.
(૩) જાપાની ઔષધ, રસાયણિક દ્રવ્યો, હિંદી દવાઓ તથા રસાયણો કરતાં ૩૦ ટકા જેટલાં સસ્તાં છે.
(૪) જાપાની મિઠાઈ, હિંદી મિઠાઈ કરતાં ૪૦ ટકા સોંઘી છે.

હવે આપણે જાપાની માલના છુટક ભાવો, અને તેવીજ બ્રિટિશ વસ્તુઓના છુટક ભાવોની સરખામણી કરીએ, તો તેની સરખામણીમાં બહુજ ચોખો તફાવત માલમ પડે છે, અને તે હિંદી માલ કરતાં તથા બીજા માલ કરતાં લગભગ ૨૦ થી ૧૫ ટકા સરેરાશ વધારે છે.

બ્રિટિશ બનાવટના ગૃહઉપયોગ માટેના ડઝન સાબુની ગોટીઓની કિંમત રૂા. ૨–૪–૦ પડે છે, જ્યારે જાપાની બનાવટના દરેક ડઝનની કિંમત

આઠથી બાર આના સુધી પડે છે. બ્રિટિશ બનાવટની બ્રિટિશ ટોઇલેટ પાઉડરની બાર નાની પેટીના ૭ રૂપીઆ પડે છે, જ્યારે તેવીજ પ્રકારના જાપાની પેટીની કિંમત એક ડઝન પેટીના ફક્ત રૂ. ૧–૨–૦ પડે છે. બ્રિટિશ અથવા અમેરિકન ટૂથ બ્રશનો એક રૂપીઓ બેસે છે, જ્યારે તમે જાપાની ટુથ બ્રશ બે આનામાં ખરીદી શકો છો. બ્રિટિશ દૂધની શીશીઓની કિંમત એક રૂપીઓ પડે છે, પણ જાપાન તેવીજ દૂધની શીશીઓ રૂા. ૧–૮–૦ માં ડઝન આપે છે. બ્રિટિશ ઉષ્ણ–જલ શીશીઓ રૂા. ૩૦ લેખે ડઝન મળે છે, અને છુટક એકના રૂા. ૨–૪–૦ લે છે, ત્યારે તેવીજ જાતની જાપાની શીશીના એક ડઝનના રૂા. ૬–૦–૦ લે છે, અને છુટકના આઠ આના પડે છે. બ્રિટિશ માલને ૧૦ ટકા રક્ષણાત્મક જકાતનુ રક્ષણ મળે છે. આવી રીતે જાપાને હિંદી તેમજ બ્રિટિશ વેપારને ઘણું નુકસાન પહોંચાડ્યું છે.

જાપાન પોતાનો માલ સુંદર રીતે બનાવે છે; તેને સારી પેઠે પેક કરવામાં આવે છે, અને આંખને ગમે તેવો બનાવવામાં આવે છે, છતાં તદન રજ જેવી નજીવી કિંમતે વેચવામા આવે છે. જાપાની માલ ખરીદવામાં જનતાને પોતાના પૈસાની પુરતી કિંમત મળે છે કે નહિ તેનો જવાબ તો જનસમૂહ આપે ત્યારે ખરૂં! જાપાનની સામે આટલી સખત ૩૦ થી ૩૫ ટકા જકાતની દિવાલ ઉભી કરવામાં આવેલી હોવા છતાં આટલી ધૂળ જેટલી કિંમતે સસ્ના ભાવે કેવી રીતે જાપાન પોતાનો માલ વેચી શકે છે! શું આવા વેચાણ માટે તેઓ શ્રેષ્ઠતમ સંગઠન કરતા હશે! શું તેઓને સોંઘા અને જોઈએ તેટલું કામ આપનારા મજુરો મળતા હશે?

રમકડા, મિઠાઈ, ચિનાઈ માટીના વાસણોને ઘુસાડવાથી કેટલી અસર થઈ છે તે કોઈપણ બજાર અથવા મહોલ્લામા સારી પેઠે દેખાઈ આવે છે. ફેરીઆઓ તેમની ગાડીમાં આવો સામાન ભરીને મહોલ્લાઓમાં ફરતા માલમ પડે છે, અને તેઓ તેમાની વસ્તુઓની કિંમત ઉચ્ચારતા હોય છે. રસ્તા ઉપર થોડા વખત માટે ઉભી કરેલી દુકાનોમાં અને બજારોમાં આવા માલનું જાણે કે પૂર ન આવ્યું હોય તેમ જણાય છે! વિચિત્ર આકારનાં મોટાં રબરનાં રમકડાં ૭ થી આઠ આનામા આપવામાં આવે છે. પ્યાલા, રકાબી, પ્લેટો, વગેરેની જુદી જુદી જાતો તેમજ જુદા જુદા માપની અને કદની ફક્ત એક આનામાં મળે છે. ખાંડની પુરી, બિસ્કિટ, અથવા ખાટીમીઠીનાં પડીકાં ઉપર વેલોની સુંદર ડિઝાઈન છાપેલી હોય છે, અને તે દરેક અડધા આનામાં મળે છે. બ્રિટિશ માલ અથવા હિંદી માલ કરતાં તેના માલની કિંમત સરેરાશ ૫૦ ટકા જેટલી સોંઘી છે.

જાપાનના ઇલેક્ટ્રિકના ગોળાના વેચાણને લીધે, હિંદુસ્તાનમાં બીજા દેશોમાંથી આવતા ગોળાઓના વેપારીઓ કે જેમણે અહીંના બજારો હાથ કરેલાં છે. તેમને પણ મોટો ફટકો લાગ્યો છે. આ ગોળા અત્યારસુધી બ્રીટન, હોલેન્ડ, જર્મની, અમેરિકા, ફ્રાન્સ (થોડા પ્રમાણમાં) માંથી આવ્યા કરતા પણ આ દેશોના વેપારને જાપાને છેક ભોંય પર સુવાડી દીધો છે. જાપાને ગોળાને ફક્ત આ દેશમાં બે વરસથી મોકલવા માંડયા છે. બ્રિટિશ દીવાના જેવી આકારમાં અને કદમાં જાપાની દીવાઓની બનાવટ હોય છે, અને તેની બારની કિંમત રૂા. ૨–૪–૦ પડે છે, જ્યારે બ્રિટિશ, ડચ, અને જર્મન દીવાની કિંમત લગભગ એક ડઝનના રૂા. ૧૧–૮–૦ પડે છે. ગોળાના ગુણ અને જાતમાં તેના વોલ્ટેજ અને કેન્ડલ પાવરમાં ઘણોજ ફરક પડે છે, છતાં દરેક પ્રકારે જાપાની બલ્બ ૧૦ ટકા સોંઘો પડે છે. હાસ્ય અને નવાઈ ઉપજાવે તેવી સસ્તી કિંમતને લીધે હિંદુસ્તાનમાં તેની માગણી ઘણી વધી છે, અને જ્યારથી તેનો ધુસારો અને આવક થવા લાગી છે ત્યારથી ૧૯૩૧ ની સાલમાં એક મહીનામાં ૨૦,૦૦૦ બલ્બ આવ્યા હતા ત્યારે આ વરસે એક મહિનામાં ૫૦,૦૦,૦૦ લગભગ આવ્યા છે.

આના વેપારને લીધે બીજા દેશોનો વેપાર ૫૦ ટકા ઘટી ગયો છે. જાપાની બલ્બને કાગળના ખોખાઓમાં છુટક વેચવામાં આવે છે, અને તે ઉપર ફક્ત વોલ્ટેજ અને કેન્ડલ પાવર લખેલું હોય છે, પણ કયા દેશમાં તેને બનાવવામાં આવ્યો છે તે ઓળખવાને કંઈ પણ ચિહ્ન હોતું નથી. આથી વેપારીઓ આનો ઘણો ફાયદો ઉઠાવે છે અને તેઓ યુરોપખંડની સારી બનાવટના બલ્બ જ હોય તેમ ગ્રાહકોને વેચે છે. જોકે વોલ્ટેજ અને કેન્ડલ પાવર બતાવેલાં હોય છે, છતાં ગોળાઓ તે પ્રમાણે કામ આપતા નથી, અને જલદી ખલાસ થઈ જાય છે. તેની કિંમત પ્રમાણે તેની ઉપર ૫૦ ટકા જકાત નાખવામાં આવી છે. કદાચ તેની અંદર ઓછી કિંમતના ફીલામેન્ટસ (તંતુ) નાખવામાં આવતા હશે અથવા જાપાની મજુરોને ઓછી રોજી આપવામાં આવતી હશે અથવા તેઓ કામના વધારે કલાક આપતા હશે. આ બધા સવાલોનો જવાબ ફક્ત એક જ છે અને તે એ છે કે જાપાન આ બધું રાજ્ય અને પ્રજાના સહકારથી કરી શકયું છે !×

દલપતસિંહ પી. પરમાર. બી. એ.
હેડમાસ્તર એ. વી. સ્કૂલ. માણસા (મહીકાંઠા)

× 'ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ' ના લેખને આધારે

## ધોરણ ૪ થું.

**વિષય**—ઇતિહાસ.
**સામાન્ય હેતુ**—ઐતિહાસિક સત્યદ્વારા તુલનાશક્તિ ખીલવી કલ્પનાશક્તિ કેળવવાનો.
**વિશિષ્ટ હેતુ**—રૂપસુંદરીનું જીવનચરિત્ર શીખવવાનો.
**સાહિત્ય**—નકશો, પ્રાસંગિક ચિત્રો, વગેરે.

**શિક્ષક-હસમુખરામ ચુનીલાલ ત્રિવેદી.**
આસિ. માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.
તારીખ ૧૫-૭-૩૩, શનિવાર.
સમય—૪૦ મિનિટ.

| પાઠના વિભાગઃ મુદ્દા. | શિક્ષણ શૈલી. | કા. પા. ની નોંધ અને કૃતિ. |
|---|---|---|
| ૧. આરંભ अ વર્ગવ્યવસ્થા ब પૂર્વજ્ઞાનની કસોટી | કાર્યારંભે ક્રિયાઃ સાધનોની વ્યવસ્થિત વહેંચણી અને ગોઠવણ. પ્ર. જયશિખરની રાજધાનીનું નામ શું? પ્ર. રાજરાણીનું નામ આપો. પ્ર. ભુવડનો મુખ્ય પટાવત કોણ હતો? પ્ર. સિંહિરની ચઢાઈનું શું પરિણામ આવ્યું? પ્ર. સુરપાળ જયશિખરનો શો સગો થતો હતો? પ્ર. જયશિખરની પટરાણીનું નામ આપો. | નકશાને બદલે નીચે મુજબ લખવું. શિક્ષકે નીચેના નકશા કા. પા. ઉપર દોરવા. (૧) હાલનું ગુજરાત. (૨) જયશિખરના સમયનું ગુજરાત. |
| क રજુઆત | આજે આપણે રૂપસુંદરી વિષે વાતો કરીએ. | |
| ૨. મુખ્ય વિષય अ રૂપસુંદરીની આત્મકથા. | ગુજરાતની રાજધાની પંચાસર, પાસેનું બંદર ઝીંઝુવાડા, અને સોમનાથ મહાદેવની યાત્રા—એની અગત્ય સમજાવવી. યાત્રાર્થે નીકળેલા પંજાબના નૃપતિ, રાજપુત્ર સુરપાળ અને કુંવરી રૂપસુંદરી—ગુર્જરનરેશનાં મેમાન. જયશિખર અને સુરપાળ | |

## સે. ડિ. વિ. ના એજ્યુ. કે. ઇન્સ્પેક્ટર સાહેબની ઓફિસમાં તા. ૧૪–૨–૩૩ ના રોજ ૫–૧૫ કલાકે રા. બ. ગીરધરલાલ ચેરીટેબલ એન્ડાઉમેન્ટ ફંડના બોર્ડના વ્યવસ્થાપકોની ભરાએલી મિટિંગનો અહેવાલ

× × × ×

(૨) રા. બા. ગીરધરલાલ ચેરીટેબલ એન્ડાઉમેન્ટ ફંડમાંથી અમદાવાદ જિલ્લામાં પ્રાથમિક શાળાઓ માટે મકાનો બાંધવાની અમદાવાદ જિલ્લા લોકલબોર્ડના પ્રમુખ સાહેબ અને ડે. એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબે તૈયાર કરેલી યોજના મિટિંગમાં રજુ કરી હતી, અને સુધારા વધારા સાથે નીચે જણાવ્યા મુજબ મંજુર કરી હતી.

(૧) ગામના લોકોએ તેમના ગામમાં બંધાવવાના મકાનની અડસટ્ટે નક્કી કરેલી કુલ રકમનો ૧/૩ ભાગ આપવો, સિવાય કે યોગ્ય લાગે ત્યાં કમિટીનો તે રકમ ઓછી કરવાનો હક્ક કાયમ રહેશે.

(૨) બની શકે ત્યાંસુધી ગામ લોકોએ તેને માટે જમીન પણ પુરી પાડવી જોઈએ.

(૩) ઉપર (૧) માં જણાવેલી શરતો મુજબ જો લોકો ખર્ચનો આશરે ૧/૩ ભાગ આપે તો હાલના જે મકાનોમાં પુરતી સગવડ ના હોય તેમને વધારવામાં તે નાણાં વાપરવામાં આવશે અને વધારેલા ભાગની સાથે રા. બ. ગીરધરલાલ પારેખનું નામ જોડવામાં આવશે.

(૪) મકાન બંધાવવાનું કામ લોકલબોર્ડને સોંપવું પણ તેના નકશાઓ તેમજ અંદાજપત્રો કમિટી પાસ કરશે.

(૫) જે જે ગામમાં શાળાના મકાન બંધાવવાની જરૂર હોય તેની એક યાદી સાથેના પત્રકમાં માગેલી વિગતો બરાબર ભરીને કમિટીને મોકલી આપવા ડિ. લો. બોર્ડના મે. પ્રમુખ સાહેબને વિનંતી કરવી.

(૧) ગામનું નામ

(૨) ગામની વસ્તી

(૩) છોકરાની સંખ્યા<br>છોકરીઓની સંખ્યા } શાળામાં ભણતા અથવા શાળામાં દાખલ થઈ શકે તેવા.

(૪) શાળાનો પ્રકાર:—પહેલી પાયરીની કે બીજી પાયરીની.

(૫) શકય ભંડોળ (ઉઘરાણું) - -

(૬) ગામની આર્થિક સ્થિતિ - -

(૭) મકાનની આશરે કિંમત

(૮) વસ્તીના પ્રકારઃ—એટલે કે જુદી જુદી કોમોના પ્રકાર (જાતવાર) જેવા કે પાટીદાર, વાણીઆ, કોળી, મુસલમાનો વગેરે.

સુધારેલી યોજના અમદાવાદ જિલ્લા લો. બોર્ડના પ્રમુખ સાહેબને તેમની સંમતિ માટે મોકલી આપવા પસાર કરવામા આવ્યું હતું.

× × × ×

(સહી) એસ. એસ. કેમેરોન
એજ્યુકેશનલ ઇન્સ્પેકટર
અને ચેરમેન

## જાહેરખબર

"મીસીસ માસ્ટર સીવણ ગુંથણ ફંડ"ના વ્યાજમાંથી ઇનામ માટે ખેડા જિલ્લાની સરકારે માન્ય કરેલી સઘળી પ્રાથમિક કન્યાશાળાઓમા ભણતી બાળાઓએ બનાવેલા સીવણ ગુથણ વગેરેના નમુનાનું એક પ્રદર્શન ભરવાનું છે, માટે તેવા નમુનાઓ તા. ૧ લી ઓકટોબર ૧૯૩૩ પહેલા સીનીયર આસિસ્ટન્ટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ખેડા વિભાગ ઉપર નડીઆદ મુકામે મોકલી આપવા.

(૧) નમુનાઓ બાળાઓએજ બનાવેલા જોઈએ.

(૨) નમુનાઓ બાળાઓએ બનાવ્યા છે તેવું પ્રમાણપત્ર બે સદ્‌ગૃહસ્થોનું નમુના સાથે મોકલવું.

(૩) નમુના મોકલવા લઈ જવાનો ખર્ચ નમુના મોકલનારને શીર છે.

તા. ૩-૮-૩૩.

ગવર્મેંટ હોસ્ટેલ બી. બ્લોક
સીનીયર આસિસ્ટન્ટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ખેડા વિભાગની ઓફીસ, નડીઆદ.

**N. L. Brahamchari**
સીનીયર આસિસ્ટન્ટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ખેડા વિભાગ,
નડીઆદ.

# ઇનામપત્રક

## મહીકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| અડપોદરા | આગીઓલના શા. ચુનીલાલ લક્ષ્મીચંદે | ૨—૦—૦ | બાળાઓને કાપડ વહેંચ્યું. |
| | આચાર્ય દલપતરામ પુરૂષોતમે | ૩—૦—૦ | વિદ્યાર્થીઓને દૂધ પાયું તથા ચોપડીઓ તથા પેનો વહેંચી. |
| બાકરોલ | મિ. પુરૂષોત્તમ કુબેરદાસ ગોરે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિસ્ત્રી જવેરચંદ કીશોરદાસે | ૭—૮—૦ | બાંકડો સ્કૂલ ખાતે બક્ષિસ આપ્યો. |
| | મહાજન તરફથી | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | સીંબોઈના મિ. પુંજાલાલ મહેતા સાયરાના મિ. ગુલાબચંદ કાળીદાસ ગાંધી બાંચણવાડના મિ. બહેચરદાસ કાળીદાસ ગઢીઆ | ૨—૦—૦ | ,, |
| લીંહોડા | માતરવાળા શેઠ મગનલાલ હીરાલાલે | ૪—૦—૦ | પતાસાં, દૂધ તથા રૂ. ૨) બોયસ્કાઉટને રોકડા આપ્યા. |
| | શેઠ દયારામ બક્ષુરામે | ૧—૪—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | અમદાવાદના મનસુરી હાસમભાઇ અમથાભાઈએ | ૨—૦—૦ | બોયસ્કાઉટને રોકડા આપ્યા. |
| | ,, | ૨—૦—૦ | પતાસાં ને દૂધ પાયું. |
| | મે. થાણદાર સાહેબ શંકરલાલ એમ. વ્યાસે | ૧—૦—૦ | કન્યાઓને ગરબા બદલ રોકડો આપ્યો. |
| | મે. ઠાકોર સાહેબશ્રી માધુસિંહજી ગેમસિંહજીએ | ૩—૦—૦ | પરબ ખાતે આપ્યા. |
| ખાનપુર | અમદાવાદના પટેલ પ્રેમચંદભાઈ મગનલાલે | ૫૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | અમદાવાદ સ્વદેશી મીલના ગેટકીપર મિ. લક્ષ્મણદાસ જોધપુરીએ | ૮૦—૦—૦ | બોયસ્કાઉટ નં. ૪૨ ને ચડ્ડી તથા પહેરણનું લુગડું આપ્યું. |
| | જનોડના શાહ મગનલાલ વલ્લવદાસે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| | અમદાવાદ રાયપુર મીલના મુનીમ મિ. પટેલ કેશવલાલ હવસાભાઈએ | ૧૦—૦—૦ | બોયસ્કાઉટને મોજાંની જોડ નં. ૪૨ આપી. |

| | | | |
|---|---|---|---|
| લીહોડા | દહેગામના શાહ પુંજાલાલ પ્રેમચંદે | ૩—૦—૦ | પરબ ખાતે આપ્યા. |
| | પટેલ ગોકળદાસ મકનદાસે | ૩—૦—૦ | ,, |
| | શાહ છોટાલાલ લાલચંદે | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા કન્યાઓને પુસ્તકો વહેંચ્યાં. |
| | દહેગામના શાહ અમૃતલાલ મોતીલાલે | ૨૬—૦—૦ | રૂમાલના રેશમી કકડા તથા મિઠાઈ વહેંચી. |
| | શાહ અંબાલાલ લલ્લુભાઈ લીહોડાનાએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | સાવલીના સોની હીરાલાલ જેઠાલાલ તરફથી | ૧—૦—૦ | ,, |
| | શાહ નહાલચંદ અંબારામ જીતપુર (આંબલીઆરાસ્ટેટ) | ૧—૦—૦ | ,, |
| | લવાડના શા. મુળચંદ મહાસુખલાલે | ૧—૦—૦ | |
| | મોડાસાના શા. વાડીલાલ મથુરદાસ | ૧—૦—૦ | |
| | લીહોડાના શા. છોટાલાલ લાલચંદ | ૧—૦—૦ | |
| | હરખજીના મુવાડાના ઠાકોર | ૨—૦—૦ | " ખોયસ્કાઉટસ ખોટેનીકલ ગાડન " ખાતે (ફાળામાં) આપ્યા |
| | ખોડસીંગજી ધનાજી(અમદાવાદ) | ૧—૦—૦ | |
| | ઠાકોર મગનજી ગલાજી | ૧—૦—૦ | |
| | ઠાકોર ભટાજી ધીરાજી | ૧—૦—૦ | |
| | ઠાકોર રહજીભાઈ સરગુવાળા | ૧—૦—૦ | |
| | ઠાકોર ભટાજી ધીરાજી ને શંકરજી | ૧—૦—૦ | |
| | પટેલ ધનજીભાઈ ખુશાલદાસ | ૧—૦—૦ | |
| | પટેલ ગોકળદાસ મકનદાસ | ૩—૦—૦ | પરબ ખાતે આપ્યાં. |

## રાધનપુર સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| રાધનપુર | મે. ખુદાવંદ નવાબ સાહેબ બહાદુરની શુભ સાલગીરીના પ્રસંગે મે. જનાબ સુબા સાહેબ શ્રી મુર્તુખાનજી સાહેબના શુભ હસ્તે | ... | હાઇસ્કૂલ તથા તાલુકા સ્કૂલના વિદ્યાર્થીઓને ઇનામ, પતાસાં તથા પુસ્તકો વહેંચવામાં આવ્યાં. કન્યાશાળામાં પણ છોકરીઓને પુસ્તકો, કપડાં તથા પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| સમી | ,, | ,, | ... |
| મુંજપુર | ,, | ,, | ... |

## થાણા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| સરોંદા | શેઠ સોરાબજી માણેકજી બલસારાએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શેઠ કાશીલાલ મગનલાલ રામાણી | ... | દર શુક્રવારે ચણા વહેંચવાનું કબુલ્યું છે. |

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| લોલીઆ | તાલુકદાર વેરૂભા નારૂભાએ | ૬—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગાંફ | મહેતા પ્રાગજીભાઇ પુરુષોત્તમે | ૨૪-૧૨—૦ | ,, |
| ડાંસોલ | ગોર મુળજી સોમનાથભાઈ ત્રવાડીએ | ૧૭—૫—૦ | વિદ્યાર્થીને તથા શિક્ષકોને રકાબી પ્યાલા વહેંચ્યા. |
| | ,, | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | જોધપુરના પાં. ખોડાભાઈ વણારશીએ | ૧—૮—૦ | ,, |
| | પા. રામદાસ ભગવાનદાસે | ૨—૦—૦ | ,, |
| | પા. જેઠાભાઈ દલસુખરામે | ૨૭—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| પોર | પા. મોતીભાઈ મનોરભાઇએ | ૪૫—૦—૦ | ,, |
| | પા. તળશીભાઇ ઓતમદાસ, તથા પા. મગનભાઇ દલાભાઈ, તથા પા. ગિરધરભાઇ બાપુભાઈએ મળી | ૪૫-૦-૦ | ,, |
| મોયદ | ગામલોકોએ મળી | ૧૫-૧૦—૦ | ,, |
| ચોરવડોદરા | મિ. અલીખાન મોતીખાન પઠાણ, માજી મુન્શી ઉર્દુ સ્કૂલનાએ | ૫—૦—૦ | બંને ઉર્દુ સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| તાજપુર | પા. મગનદાસ માધવદાસની વિધવા બાઇ જોઇતીએ | ૧૧—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| અમદાવાદ | કેલીકો મીલના વીવીંગખાતાના હેડજોબર માસ્તર નનામીયાં સાહેબે | ... | ઉર્દુ સ્કૂલમાં મિઠાઈ વહેંચી. |
| સોનાસણ | મિ. હેમચંદ હરિચંદ કોટડીઆએ | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ચુનીલાલ સોનીએ | ૧૫—૦—૦ | ” |
| કોબા | ગામલોકોએ | ૩—૮—૦ | ત્રિકિઆળનો ફોટો સ્કુલમાં ભેટ આપ્યો. |
| ચલોડા | મર્હુમ વાઘેલા હારશિંગ મેરૂજીની પાછળ ટ્રસ્ટી શા. મોહનલાલ જેઠાભાઇએ | ૧૦૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગુંદી | શાહ મોહનલાલ ગુલાબચંદે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં તથા સાકર વહેંચી. |
| | ઝાલા મદારસંગ હાલુભાઈએ | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સોની કુંવરજી ભુરાભાઇ તથા શાહ હરિચંદ સુંદરજીએ | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને સાકર તથા સ્લેટ, ચોપડીઓ વહેંચી. |
| સોળા | પટેલ લક્ષ્મીચંદ માધવજીએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ અંબાર શીવરામે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ કલ્યાણદાસ બાપુભાઇએ | ... | ” |
| ઇંદ્રોડા | શાહ ગીરધરલાલ હાથીભાઈએ | ૨૦—૦—૦ | ઇંદ્રોડા તથા ધોળા કુવાની સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| મખીઆવ | મિ. મગનલાલ ગુલાબચંદે | ૭—૮—૦ | મિઠાઈ તથા લુગડાં વગેરે સ્કૂલના વિદ્યાર્થીઓને વહેંચ્યાં. |
| | મિ. વીમળશી હીરાચંદે | ૨—૦—૦ | પતાસાં વગેરે વહેંચ્યાં. |
| ગાંફ | મુળજીભાઈ નારણભાઇ દેવડાએ | ૨૦—૧૨—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ડૉ. ભાલચંદ નથુશંકર ભટ્ટે | ... | વિદ્યાર્થીઓને કાર્ડ બોર્ડ વહેંચ્યાં. |
| આગીઓલ | જોષી મણીલાલ ભુલાશંકરે | ૩—૦—૦ | છોકરા તથા છોકરીઓને ફુટ વહેંચ્યાં. |
| મખીઆવ | વાસણા દરબારને ત્યાં ગાદી વારસનો જન્મ થવાથી દરબાર ફુલસિંહજીએ | ૧—૮—૦<br>૫—૦—૦ | પતાસા વહેંચ્યાં તથા<br>ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ગંરભડી | આસિ. મગનલાલ ઓધડલાલ રાવળે | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| કુળકપેલ | મિ. ઉમેદભાઇ શામળભાઈ પરેલે | ર—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| હીરાપુર | પા. મોતીભાઈ ઇચ્છાભાઈ એ | ૩૦—૦—૦ | બંને સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વળાદ | જોષી આદિતરામ જેશંકરભાઇ બીજા આસિ | ર—૮—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| | મિ. શંકરભાઈ ગીરધરભાઈ વ્યાસે | ૪૬—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| દાશીજણુ | ગામાત સ્કૂલ ફંડમાંથી હસ્તે વાડીલાલ માણેકલાલ જોશી<br>ગામલોકો તરફથી | ૩—૦—૦<br>ર—૦—૦ | પરીક્ષા વખતે ચોપડીઓ તથા પેનની પેટી તથા ચેક વાર ૮ આપ્યો. |
| | વ્યાસ સોમેશ્વર ગગલભાઈ એ | ૦—૧ર—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વગાદ | મિ. મગનલાલ લલ્લુભાઇદવેએ | ૫૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડોશ્મા | શાહ રતીલાલ વાડીલાલે | ૩—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને સ્લેટો તથા પતાસાં વહેંચ્યાં. |
| ગારખડી | ગામલોકો તરફથી | ર—૫—૬ | ઇનામ વહેંચ્યાં. |
| ફતેપુર | મહેતા છોટાલાલ મગનલાલે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | દિલવાડાના રહીશ શાહ રૂપચંદ જેચંદે | ૧—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| સીઆળ | શેઠ જીવરાજ ત્રીભોવનદાસે | ૧ર—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયાં. |
| કેશાળા | પા. કેશવલાલ પ્રભુદાસે પોતાની પત્નીની મરણ તિથિને દિવસે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડીઆળ | ગામના આગેવાન સદ્ગૃહસ્થોએ મળી | ૮—૦—૦ | કપડાં તથા પતાસાં વહેંચ્યાં. |
| બાપળા | પટેલ પ્રલ્હાદજી પરસોતમ લોખંડવાળાએ પોતાની દીકરીના મરણ નિમિત્તે | ૧૫—૦—૦ | તમામ શાળાના વિદ્યાર્થીઓને જમાડયા. |
| નારાણકેલીઆ | નરોડાના પા. નારણભાઈ વાલદાસે | ૧૮—૦—૦ | વાગતું ઘડીઆળ ભેટ આપ્યું. |
| ચંડીસર | ગાંગડના મે. ઠાકોર સાહેબ પધારેલા તે પ્રસંગે ગામલોકોએ રૂ. ૫) નજરાણાં તરીકે મૂકેલા તે રૂપીઆ તેમણે | ૫—૦—૦ | પતાસાં તથા ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ લાવવા સારૂ આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| ચંડીસર | ભાડેરવાળા મિ. ચીનુભા કાળુભા. | ૮—૭—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| વિસલપુર | સુવાણ ફતેસિંહ વાઘજીભાઇએ પોતાની માતુશ્રીની પાછળ | ૫૦—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| હીરાપુર | શના મેંદા મોઇએ | ૧—૦—૦ | પતાસા વહેંચ્યાં. |
| | છોટાલાલ કાળીદાસની વિધવા બાઈ ડાહીએ | ૧—૮—૦ | જામફળ વહેંચ્યાં. |
| વસાઇ | સ્કૂલ કમિટીના મેમ્બર ચોહાણ ચોપટસીંગ ફતેસંગે | ૭—૦—૦ | મગજના લાડુ વહેંચ્યા. |
| સોનાસણ | મિ. છગનભાઈ વહાલચંદ ગાંધીએ | ૭૧—૦—૦ | સ્કૂલ જમાડી તથા રૂમાલ તથા મિઠાઈ વહેંચી. |
| | મિ. હરજીવનદાસ વજેરામ પંડયાએ | ૩૦—૦—૦ | છોકરીઓને ઓઢણીઓ તથા પેંડા વહેંચ્યા. |
| | મિ. ગુલાબચંદ નાનચંદ ગાંધીએ | ૧૦—૦—૦ | સાકર વહેંચી. |
| | માણસાવાળા મિ. નાથાલાલ શીવરામ પંડયાએ | ૧૦૧—૦—૦ | સ્કૂલને વરંડો કરાવવા માટે આપ્યા. |
| | મિ. ડાહ્યાભાઈ કાળીદાસ શાહે | ૫૧—૦—૦ | ” |
| અડવાળ | તાલુકદારભાઈ સાહેબભા મેરૂભાએ | ... | કન્યાશાળામાં પતાસાં વહેંચ્યાં તથા બાળાઓને સાકર વહેંચી. |
| આગલોડ | પા. ગણેશભાઇ પીતાંબરદાસે | ૧૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ખોડીદાસ ત્રીકમદાસે | ૧૦—૦—૦ | ” |
| | પા. ગણેશભાઈ પીતાંબરદાસે | ૩—૦—૦ | કસરતનાં લાકડાં અપાવ્યાં. |
| કુણપુર | પા. રામદાસ નથુએ | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામલોકોએ | ૧૮—૮—૦ | સ્કૂલને ઘડીઆળ ભેટ આપ્યું. |
| આકરૂ | શા. ભાઈચંદ રણછોડ | ૧૨—૮—૬ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ” | ૭—૧૦—૩ | પુસ્તકો વહેંચ્યાં. |
| | જાદવ ગગાભાઇ ભોજભાઈએ | ૧૨—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | આકરૂઆરીના તાલુકદાર ગગુભા ભલમંગે | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| વરમોર | મિ. લલ્લુરીમ શીવરામ ઠાકરે | ૩—૧૩—૦ | સ્લોટપીના કકડા નં. ૭ તથા મિઠાઈ વહેંચી. |
| ઓયણી | હેડમાસ્તર ડાહ્યાભાઈ ખુશાલદાસ પંડયા પેન્શન ઉપર જવાથી તેમણે | ૨—૦—૦ | પતાસા તથા પુસ્તક વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| તાજપુર | પટેલ જીવાભાઈ પ્રાણદાસે | ૧૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| અંબાલા | પા. કચરદાસ ભુદરદાસે | ૧૦—૦—૦ | ” |
| ખસ | સ્કૂલ કમિટિના મેમ્બરો તથા ગૃહસ્થોએ મળી | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| અમેર | ગામના ગૃહસ્થોએ મળી | ૪—૦—૦ | બાળાઓને એક એક વારનો કકડો તથા |
| | | ૧૧—૦—૦ | છોકરાઓને થેલીઓ, પુસ્તકો, પેનો તથા પેન્સિલો વહેંચી. |
| | | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| કોઠ | મિ. મહોબતસિંહ સામંતસિંહ ચંડીસરાએ | ૧૦—૦—૦ | બેસતા વર્ષને દિવસે પતાસાં વહેંચ્યાં. |
| | પ્રાંતિજના મિ. મોતીભાઈ મનુભાઈ વાઘેલાએ | ૧૦—૦—૦ | સાકર વહેંચી. |
| લાંભા | મિ. મણીલાલ જગનેશ્વરે | ૨—૦—૦ | દર શુક્રવારે ચણા વહેંચ્યા. |
| | મિ. અમૃતલાલ છગનલાલે | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | મિ. દેવશંકર લલ્લુરામે | ૦—૮—૦ | ચણા વહેંચ્યા. |
| | ગામલોકોએ | ૧—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | મિ. મફતલાલ હીરાચંદે | ૨—૦—૦ | દૂધ પાયું. |
| | મિ. પરસોતમ શંભુદાસે | ૧—૦—૦ | ” |
| | મિ. નરસીંહગર લક્ષ્મણગરે | ૨—૦—૦ | ” |
| | મિ. રેવાભાઈ ખુશાલભાઈ<br>મિ. ખોડાભાઈ કાળીદાસ<br>મિ. બાપુભાઈ કાશીદાસ<br>મિ. મગનભાઈ હરગોવિંદ<br>મિ. પરસોતમ શંભુદાસ<br>મિ. ચતુરભાઈ ખોડાભાઈ | ૨૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| હાથીજણ | મિ. મણીલાલ ચકાભાઈ પટેલે | ... | ” |
| હીરાપુર | પા. પુનમભાઈ વિઠ્ઠલભાઈ એ | ૨—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| તગડી | મિ. તુલસીદાસ લલ્લુભાઈ<br>ત્રિસનગરના શેઠ કરસનલાલ માણેકલાલે | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| | ધંધુકાના રાવ સાહેબ મોદી ઉજમશીભાઈએ | ૧—૦—૦ | ” |
| | મિ. તખ્તસિંહ નારસિંહે | ૩—૦—૦ | ” |
| | મિ. કરસનદાસ વંદ્રાવનદાસે | ૨—૦—૦ | ખારેકો વહેંચી. |
| હાથીજણ | મિ. ભાઈચંદ છગનલાલ શાહે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| ગોધા | મિ. જડુભા ભીખાભાઈ<br>મિ. જગજીવન દુલભદાસ<br>મિ. જડુભા દેવીશંગ<br>મિ. જદુરામ બહેચર મહેતાજી ત્રિવેદી<br>મિ. પરભાતસંગ વાઘાભાઈએ | ૩૫—૦—૦ | મિઠાઈ તથા કપડાં વહેંચ્યાં. |
| ઓગાણ | મુખી અલુભાઈ મુળાભાઈએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | જાદવ કમાભાઈ મુળાભાઈએ | ૧૨—૦—૦ | પતાસાં, વોયલના ટુકડા તથા ફંડમાં રોકડા આપ્યા. |
| | કલોલના શેઠ રતનચંદ વરજીવનદાસે | ૭—૦—૦ | પતાસાં તથા ફંડમાં આપ્યા. |
| ચલોડા | પા. આશાભાઈ કીશોરભાઈએ | ૮૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડયાં. |
| ઉનેળીયા | કુમારશ્રી જયવંતસિંહજી સુરસિંહજીએ | ૧૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળામાં પુસ્તકો વહેંચ્યાં. |
| | ” | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| હાથીજણ | શાહ હીરાચંદ રણછોડદાસ તરફથી તેમનાં પુત્ર વધુ બાઈ ભુરીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ઠક્કર શીવલાલ ગોરધનદાસે | ૧૫—૦—૦ | ” |
| | શાહ સાકરચંદ ભાઈચંદે | ૧—૦—૦ | સેવમમરા વહેંચ્યા. |
| | મિ. ધુળા દ્વારકાંદાસ વાળંદે | ૦—૮—૦ | ચણા વહેંચ્યા. |
| | શાહ હરિલાલ મથુરભાઈએ | ૧—૦—૦ | શેરડી વહેંચી. |
| લાંભા | હેડમાસ્તર આશાભાઈ જી. પટેલે | ૨—૦—૦ | બાળાઓને લુગડાના કકડા વહેંચ્યા. |
| | મિ. ચેલાભાઈ ખોડીદાસ પટેલે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મગનલાલ રણછોડદાસ પટેલે | ૧૦—૦—૦ | ” |
| | મિ. રનછોડભાઈ નારણભાઈ પટેલે | ૧૫—૦—૦ | ” |
| | મોઈ લલ્લુ ગગાએ | ૧—૦—૦ | વિદ્યાર્થીઓને દૂધ પાયું. |
| ચંડીસર | તાલુકદાર મહેરબાઈ પચાણજીની વિધવા બાઈ રતનબાએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઉવારસદ | શાહ ચીમનલાલ મગનલાલે | ... | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડયાં. |
| પોલારપુર | મે. બાગનાથ મહંત સાહેબે | ૩૫—૦—૦ | વાચનમાળાની ચોપડીઓ, કપડાના કકડા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| ઘોરવાડતના | શાહ મોહનલાલ કેવળદાસે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મે. સ્કૂલ કમિટીના મેમ્બરોએ | ૨—૦—૦ | ” |
| | મિ. વિઠ્ઠલભાઇ મનસુખભાઇ રાવળે | ૧—૦—૦ | ” |
| | દરજી વિરજી ગંગારામે | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| | પા. છગનદાસ દેવાભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મલેક શ્રી અદેશંગ દેવજી જત દરબારે | ૪—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | પા. અમથાભાઈ જીહાભાઇ જીનવાળાએ | ૫૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પાટડી સ્ટેટ તરફથી મિ. મુળજીભાઈ તલાટી, તથા પા. સાતાભાઈ ગંગારામ મુખીએ | ૩૦—૦—૦ | ” |
| ગાંફ | વહીવટદાર વ્યાસ જગજીવન છગનલાલે | ૧૮—૧૨—૦ | ” |
| કુણપુર | મુખી પા. મોતીદાસ મનોરે | ૧૫—૦—૦ | ” |
| | પા. ગોવા નરસિએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | પા. નારણ ઘેલાએ | ૦—૮—૦ | ” |
| ભાવળા | પટેલ બળદેવભાઇ દેસાઇભાઇએ | ૧૫૦—૦—૦ | બધી સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| બાકરોલ—બાદરાબાદ | અસલાલીના પટેલ ભાઈલાલભાઈ નારણભાઈ એ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વસાઇ | પા. કીશોરભાઈ ખોડાભાઈ એ | ૨—૦—૦ | પુસ્તકો, પેનો તથા બરૂ વહેંચ્યાં. |
| | પા. ખુશાલભાઈ જેઠાભાઈ એ | ૧—૦—૦ | ” |
| | ચોહાણ કસળસંગ જાથમલજીએ | ૧—૦—૦ | ” |
| | ચોહાણ કેસંગ ખોડાજીએ | ૧—૦—૦ | ” |
| | ચોહાણ રાયસંગ હરિસંગે | ૧—૦—૦ | ” |
| | ચોહાણ બહેચરજી છગનજીએ | ૦—૮—૦ | ” |
| રેથલ | સ્કૂલ કમિટિના મેમ્બરો તથા ગામના સદ્‌ગૃહસ્થોએ મળી | ૬—૦—૦<br>૧—૦—૦ | શાળોપયોગી પુસ્તકો તથા પતાસાં વહેંચ્યાં. |
| કોઠીઆવાસણા | પટેલ કેવળભાઇ રણછોડભાઈએ સ્કૂલના વાસ્તુ નિમિત્તે<br>લો. બો. ના પ્રેસિડેન્ટ સાહેબ મોતીલાલભાઈ એ | ...<br>... | કન્યાશાળાની બાળાઓને જમાડી તથા કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| વાસણા (કુણપુર) | મોતીરામ રાયચંદ પટેલની વિધવા બાઈ કેસરના જીવતા જગતીઆમાં પટેલ મવજીદાસ માધવજીએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| વિંછણ | કાકના પા. અંબારામ અમથાભાઈએ | ૧૫—૦—૦ | સ્કૂલમા પત્થર જડાવવા માટે રોકડા આપ્યા. |
| | પંચાસરના શેઠ અમૃતલાલ ખુશાલદાસે | ૩૧—૦—૦ | " " તથા મિઠાઈ વહેંચી. |
| | અધારના પા. મગનલાલ બહેચરદાસે | ૧૦—૦—૦ | પત્થર જડાવવા માટે આપ્યા. |
| | અમદાવાદ નવરંગપુરાના પા. બાપુદાસ મુળદાસે | ૧૦—૦—૦ | " " |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| શેલગઢ | રાજગાંધી માણેકલાલ હરગોવિંદદાસે | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને લુગડા તથા ટોપીઓ વગેરે વહેંચ્યુ. |
| આંત્રોલી | કપડવણજના ગાંધી માણેકલાલ હરગોવિંદે | ૨—૧૪—૦ | " |
| | શા. આશારામ ભાઇચંદે | ૭—૦ ૦ | બન્ને સ્કૂલોમા પેનો તથા પતાસા વહેંચ્યા |
| નવાગામ | કપડવણજના રાજગાંધી શા. માણેકલાલ હરગોવિંદદાસે | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને ખમીસ, ફરાક, ટોપી વગેરે વહેચ્યા. |
| | પા. અંબાલ રામજીભાઈએ તથા પુન્જાભાઈ જીજાભાઈએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભાનેર | મિ. અંબાલાલ મગનલાલ ગોરે | ૨—૮—૦ | પતાસા તથા પેનો વહેચી |
| | શા. ચુનીલાલ નંદલાલ બીનગણુજોડદાસે | ૩૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દેવકી વણસોલ | પગી માનાજી મગળજીએ | ૧૦—૦—૦ | બધી સ્કૂલો જમાડી તથા મિઠાઈ વહેચી. |
| અલવા | કપડવણજના રાજગાંધી માણેકલાલ હરગોવિંદદાસે | ૫—૦—૬ | ગરીબ બાળકોને ખમીસ, ટોપી તથા રૂમાલ વહેચ્યા. |
| રૂદાતળ | ડીલીઆના ઓઘડભાઈ કાશીરામે | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને દૂધ પાયુ. |
| સામરખા | પા. જેસંગભાઈ ખુશાલભાઈએ | ૫—૦—૦ | પતાસા વહેંચ્યા. |
| | પા. ભાઈલાલ નારણભાઈએ | ૫—૦—૦ | " |
| મરીડા | પટેલ ડાહ્યાભાઈ કીશોરભાઈએ | ૩—૦—૦ | મિઠાઈ વહેચી. |
| પિંઢાઇ | કપડવણજના રાજગાંધી માણેકલાલ હરગોવિંદદાસે | ૩—૧૧—૦ | ગરીબ વિદ્યાર્થીને ખમીસ, ટોપી, ફરાક વગેરે વહેચ્યા. |
| રસુલપુર | પા. સીનાભાઈ ગીરધરે | ૭—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| આશોદર | મિ. આદમ રજબ હાજીએ | ૩૫—૦—૦ | ,, કળીના લાડુ વહેંચ્યા. |
| | મિ. મોતીરામ રામજી સુથારે | ૭૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મંજુપુરા | ગાંધી છોટાલાલ પ્રેમચંદભાઈએ | ૨૦—૦—૦ | ,, તથા ટોપીઓ વહેંચી તથા બાળાઓને કબજાના કકડા વહેંચ્યા. |
| કરમસદ | પટેલ સોમાભાઇ મીઠાભાઇએ | ૫—૦—૦ | મુખ્ય સ્કૂલ ખાતે એશિઆ ખંડનો નકશો બક્ષિસ આપ્યો. |
| | પટેલ ડાહ્યાભાઈ દાસભાઈએ પોતાની સ્ત્રીના સ્મરણાર્થે | ૫૦—૦—૦ | કન્યાશાળામા ઘડિઆળ ભેટ આપ્યુ. |
| વાઘાવર્ગ | મહારાજ ગોરધનદાસ કરશનદાસે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| લેટર | કપડવણજના પેન્શનર માસ્તર માણેકલાલ હરગોવિંદદાસ રાજગાંધીએ | ૮—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને કપડા, ટોપીઓ વહેંચી. |
| થામણા | મિ. મગળભાઈ મનસુખભાઇ મિસ્ત્રીએ | ૮—૦—૦ | વિદ્યાર્થીઓને મિઠાઇ વહેંચી. |
| | મિ. રામળભાઈ ઇચ્છાભાઇ પટેલે | ૮—૦—૦ | ,, |
| | મિ. ચુનીલાલ ડુંગરભાઈએ | ૮—૦—૦ | ,, |
| | મિ. મણીલાલ દલસુખરામે | ૭—૦—૦ | ,, દૂધ પાયું. |
| | મિ. પ્રભુદાસ નારણભાઈએ | ૬૦—૦—૦ | ,, જમાડયા. |
| | મિ. માધાભાઈ શંકરભાઈએ | ૬૦—૦—૦ | ,, ,, |
| | મિ. ગોરધનદાસ શીવલાલ શાહે | ૬૦—૦—૦ | ,, ,, |
| | મુળજીભાઈ મંગળભાઈ ત્રવાડીએ | ૬૦—૦—૦ | ,, ,, |
| | મિ. મોમાભાઈ બાપુજી પટેલે | ૮—૦—૦ | ,, પેંડા વહેંચ્યા. |
| | મિ. હીમાભાઈ પુંજાભાઈએ | ૭—૦—૦ | ,, દૂધ પાયું. |
| | મિ. ભોગીલાલ ગીરધરદાસ શાહે | ૫૦—૦—૦ | ,, જમાડયા. |
| | મિ. છોટાભાઈ ખુશાલભાઈએ | ૪—૦—૦ | ,, પતાસાં વહેંચ્યા. |
| | મિ. ભીખાભાઈ મનોરભાઈએ | ૪—૦—૦ | ,, ,, |
| | મિ. પુનમચંદ ગોવીંદરામ પંડયાએ | ૪—૦—૦ | ,, ,, |
| | મિ. ઉમેદભાઈ ધુળાભાઈએ | ૩—૦—૦ | ,, ,, |
| | મિ. રવિશંકર માણેકલાલ ઠાકરે | ૮—૦—૦ | ,, પેંડા વહેંચ્યા. |
| | મિ. બહેચરભાઈ શંકરભાઈએ | ૫૦—૦—૦ | ,, જમાડયા. |
| | મિ. સોમાભાઈ ભાઈજીભાઇએ | ૫૦—૦—૦ | ,, ,, |
| | મિ. બેચરભાઈ મહીજીભાઈએ | ૪—૦—૦ | ,, પતાસા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| ધામણા | મિ. શીવાભાઈ મોકમભાઈ બારૈયાએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને દૂધ પાંયું |
| | મિ. લલ્લુભાઈ ભગવાનભાઈ એ | ૭—૦—૦ | ,, ,, |
| લાંભવેલ | મિ. રેવન્દાસ ગીરધરભાઇ પટેલે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. રણછોડભાઈ ભાઇજીભાઇ પટેલે | ૧—૦—૦ | ,, |
| | મિ. રેવન્દાસ શંકરભાઇ પટેલે | ૩૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| તોરણા | મિ. માણેકલાલ ચુનીલાલ દલાલે | ૫૦—૦—૦ | ,, |
| | મિ. નાનાલાલ ગીરધરદાસ શાહે | ૫૦—૦—૦ | ,, |
| | મિ. મગનલાલ નાગજીભાઇ ખીઓલાએ | ૫૦—૦—૦ | ,, |
| સોનીપુરા | પા. વનાર રણછોડભાઇએ | ૮—૧૧—૩ | વિદ્યાર્થીને ચોપડીએ વહેંચી. |
| | પા. કેદારભાઇ ગીરધરભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વાલી | માજી પે. આસિ. લલ્લુભાઇ જેઠાભાઈ પટેલે | ૩—૪—૦ | પતાસાં વહેંચ્યાં. |
| પિઠાઇ | ત્રિવેદી ચુનીલાલ રણછોડદાસે | ૩—૦—૦ | ,, |
| | ,, | ૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો આપવા સારૂ ફંડમાં આપ્યા. |
| સુરકુવા | પા. લલ્લુભાઇ જેઠાભાઇ પટેલે | ૨૩—૧૩—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. શીવાભાઇ જેઠાભાઇ બારૈયાએ | ૧૯—૭—૦ | ,, |
| ગોસેલ | સુથાર ધનજીભાઇ ખુશાલભાઇએ | ૧૦—૮—૦ | ,, |
| કંજોડા | શાહ મંગળદાસ ગીરધરદાસ તથા શાહ અમૃતલાલ ગીરધરદાસ | ૧૭—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |
| મહુધા | દવે ચુનીલાલ મગનલાલે | ૫—૦—૦ | કન્યાશાળામાં શીવણકામ સારૂ કાપડવાર ૩૫ આપ્યું |
| નેશ | પ્રજાપતિ મૂળજી બેચરે | ૩૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ હિંમતલાલ (ઝવેરભાઇ ગીરફવાળા કાસરા) | ૫—૦—૦ | પેરણ તથા ટોપીઓ વહેંચી. |
| | શાહ મોહનલાલ છોટાલાલે | ૬—૮—૦ | ટોપી, રુમાલ તથા પતાસાં વહેંચ્યાં. |
| | પા. જેરભાઇ નીકમભાઇના ટ્રસ્ટમાંથી તથા મિ. માણેકલાલ શામળ વગેરેના ટ્રસ્ટમાંથી | ૨૩—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| સંથાણા | પેન્શનર માસ્તર તલકચંદ ગુલાબચંદ શાહે | ૧૦—૦—૦ | મિઠાઇ તથા ચોપડીઓ વહેંચી. |
| લાલી | સાટડીના દરબાર શ્રી નાનુભાઇ જીભાઇ દરબાર શ્રી શિવસીંગ જાલમસીંગના લગ્ન પ્રસંગે | ૫—૦—૦ | પતાસાં તથા પ્યાલા વહેંચ્યા. |
| ચાગરી | સ્કૂલ કમિટીના મેમ્બર મિ હરમાનભાઇ જીવાભાઇ પટેલ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યા. |
| | પરદેશી બાપુજી કાળાજીએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. જીભાઇ ગીરધરભાઇએ | ૧—૮—૦ | દૂધ પાયું. |
| વાસણા | પા. મોતીભાઈ કીશાભાઇએ | ૫—૪—૦ | જલેબી તથા લાડુ વહેંચ્યા. |
| ડકોર | બાઇ સંતોક સોની પ્રેમજી જીવણજીની દીકરીએ | ... | કન્યાશાળાની બાળાઓને તથા એન્ગ્લો સ્કૂલ નં. ૨ જાનાં છોકરાને જમાડયાં. |
| મરીડા | ચોહાણ હાથીજી ભાથીજીએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| આમરોલ | મિ. રામાભાઇ સાભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| | મિ. શીવાભાઇ શંકરભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| | કોટવાર મહીજી બાવાજીએ | ૨૦—૦—૦ | ,, |
| | મિ. ભારતસંગ મોકમસંગે | ૨૦—૦—૦ | ,, |
| દાગજીપુરા | પા. મોતીભાઈ લલ્લુભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | વિદ્યાર્થી જગનભાઇ હીરાભાઇએ | ૧—૦—૦ | ,, |
| | મે. ભાઇલાલ વલ્લભભાઇએ | ૧—૦—૦ | ,, |
| ચાહીમા | બાઇ ચતુરબા ચવાણ ડાયા ભાઇ દલુભાઇની વિધવાએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| અકલાચા | પટેલ હાથીભાઈ મગાનભાઇએ | ૨૫—૦—૦ | ,, |
| | પટેલ ચતુરભાઇ લલ્લુભાઇએ | ૧૦—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| સાંભવેલ | મિ. ફકીરભાઇ હાથીભાઇ પટેલ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. લલ્લુભાઈ ગેવન્દાસ પટેલ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| અકલાચા | પટેલ નથુભાઈ મેમાભાઇએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| આમરખા | માસ્તર કેશવલાલ ઉમીઆશંકર ત્રિવેદીએ | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. ફુલાભાઇ ઘોરીભાઈએ | ૪—૦—૦ | ,, |
| નીરમાલી | વાલપુરના વિદ્યાર્થીઓના વાલીઓએ | ૧૫—૦—૦ | મોટું ઘડિયાળ ભેટ આપ્યું. |
| | પટેલ લલ્લુભાઈ કેવળદાસે | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | શાહ મગળદાસ જીબોવનદાસે | ૨—૦—૦ | ,, |
| | શાહ જમરદાસ જેઠાલાલે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વાસણા | પા. મોતીભાઇ ધરમદાસ તથા પા. આશાભાઇ હેમાભાઇએ | ૪૦—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| રાણાત્ર | પટેલ કોદરભાઈ મંગળભાઇએ | ૨—૦—૦<br>૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથ<br>પુસ્તકો વહેંચ્યાં. |
| ચીખલોડ | પટેલ મગનભાઇ નાથાભાઇએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| ડાકોર | મિ. કુલશંકર મોતીરામ પુરોહિત હેડમાસ્તર તથા મિ. ચુનીલાલ મનસુખરામ ત્રિવેદી હેડમાસ્તર તથા મિ. જટાશંકર ગણપતરામ અધ્વર્યુ હેડમાસ્તર એ ત્રણે મળી | ૫—૦—૦ | મુખ્ય સ્કૂલ, બ્રા. સ્કૂ નં. ૧ તથા નં. ૨ વિદ્યાર્થીઓને પતાર વહેંચ્યાં. |
| વણોતી | પટેલ દેસાઇભાઇ તલસીભાઇએ પોતાના કાકાશ્રીના મરણ પાછળ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| આમરોલ | પાટોદના જાદવ પ્રતાપસિંહ ગભાભાઇએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | મિ. રૂપસંગ ભાવસંગે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | મિ. અણદાભાઇ રાધરભાઇએ | ૨૦—૦—૦ | „ |
| | ગલાબપુરાના સીંધા અભેસંગ વાઘજીએ | ૮—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્ |
| નવાગામ | પા. છોટાભાઇ આશાભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| કંજોડા | શાહ અમૃતલાલ ગીરધરદાસ તથા શાહ મંગળદાસ ગીરધરદાસે | ૮—૧૫—૦<br>૪—૦—૦ | મજકુર સ્કૂલમાં કન્યા વર્ગને મદદરૂપે પુસ્તકે વહેંચ્યાં તથા છોકરાઓને મિઠાઇ વહેંચી |
| માંકીએલ | બાઇ દિવાળી આરેયા રામાદાદની વિધવાએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા |
| લાલી | પટેલ નરોતમદાસ રણછોડભાઇએ | ૨૫—૦—૦ | „ |
| કેનીજ | શાહ ત્રંબકલાલ ઉજમશીએ | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | પટેલ ઇશ્વરભાઇ ભુલાભાઇએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દેશદી | મિ. દયારામ અનોપરામ પુરોહિતે | ૪—૫—૦ | સ્કૂલમાં ચાલતી ચોપડીઓ વહેંચી. |
| | મિ. હમીર આલમ બોખરે | ૧—૪—૦ | જલેબી વહેંચી. |
| | મિ. માણેકલાલ પીતાંબર ઠક્કરે | ૧—૪—૦ | દૂધ પાયું તથા પતાસાં વહેંચ્યાં. |
| | મિ. મગનભાઇ જેઠાભાઇ ઠક્કરે | ૦—૧૨—૦ | પતાસાં વહેંચ્યાં. |
| આણંદ | પા. ભાઇલાલભાઇ નાથાભાઇએ | ૨૭૫—૦—૦ | મુખ્ય સ્કૂલ, બ્રેન્ચ સ્કૂલ, કન્યાશાળા, સ્ટેશન અને મંગળપરા સ્કૂલના વિ- |

| | | | |
|---|---|---|---|
| | | [illegible]—૦—૦ | પાણી પીવા માટે પિત્તળની ગોળી પરબમાં આપી. |
| લીંગડા | પહેલા આસિ. હરમાનભાઈ બુલાભાઇ પટેલે | [illegible]૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| સોડપુર | મોટી ખડોલના બાઇ બાનજીએ | ૨[illegible]—૦—૦ | ,, |
| | મિ. શંકર ગણપતરામે | [illegible]—૦—૦ | ,, |
| | મિ. છગનજી સોમાજીએ | [illegible]૫—૦—૦ | ,, |
| | મિ. મંગળભાઇ દેસાઇભાઇએ તથા મિ. મગનભાઇ મથુરભાઇએ | [illegible]—૦—૦ | ,, |

## ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| હણુપી | પા. મનોરભાઈ તુલસીભાઇએ | ૫૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | બાઈ કાશી પા. ચતુરભાઇ ધનજીની વિધવાએ | [illegible]—૦—૦ | ,, ,, |
| | પા. મોતીભાઈ તુલસીભાઈએ | [illegible]—૦—૦ | ,, ,, |
| | મોતી રણછોડ મોતીભાઈએ | ૧૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | પા. છોટાભાઇ નાગજીભાઇએ | ૧—[illegible]—૦ | સાકર વહેંચી. |
| કેસોદ | પા. ગોકળભાઈ વસ્નાભાઇએ | ૨૫—૧૨—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | પા. ઇશ્વર વલ્લભે | [illegible]—૮—૦ | ,, ,, |
| | ગજ ભીમસિંહ ભાવસિંહ | [illegible]—૦—૦ | નિશાળમા પેંડા વહેંચ્યા. |
| | શાહ કુલચંદ દલીચંદે | [illegible]—૦—૦ | ,, |
| | બાઈ ડાહી હરજીવન ડભાઈની વિધવાએ | ૫—૦—૦ | ,, |
| | બાઈ સુરજ માધવ વિઠ્ઠલની દીકરીએ | ૪—૦—૦ | ,, |
| | બાઈ મંગળા હેડ મિસ્ટ્રેસ જબુસર કન્યાશાળા | ૨—૦—૦ | ,, |
| પણીઆદ્રા | પટેલ ગમસંગ બાવાભાઇએ | ૭—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને |
| | ગામના આગેવાન ગૃહસ્થોએ મળી | ૮—૦—૦ | જમાડ્યા. ,, |
| ઉમરવાડા | મુન્શી રફીક સાહેબ | ૦—૮—૦ | ઉર્દૂ સ્કૂલમાં રેવડી વહેંચી |
| | મિ. યુસુફજી મુમાજી પટેલે | ૦—૪—૦ | ,, |
| | મિ. આદમજી ભાઈ પટેલે | ૦—૪—૦ | ,, |
| અંદાડા | પા. મનોરભાઇ ગોકળભાઇએ | ૩૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| ઉમરવાડા | અંજુમને ઇસ્લામ તરફથી મિ. હાજી ઇસ્હાક અહમદજીએ | ૩—૦—૦ | ઉર્દૂ સ્કૂલની ગરીબ બાળાઓને ચોપડીઓ વહેંચી. |

Registered No [illegible]

પુસ્તક ૭૨ ] [ અંક ૧૦-૧૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ઑક્ટોબર—નવેમ્બર સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી ગત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. ર. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

## અનુક્રમણિકા



## શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

૨ વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩ લવાજમ–વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૨–૬; પોસ્ટેજ રૂ. ૦–૦–૩ જુદું.

૪ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૫ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ. તંત્રી.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨] ઓકટોબર-નવેમ્બર સને ૧૯૩૩ [અંક ૧૦-૧૧

# શિક્ષણમાં હાથનો ઉપયોગ

સૃષ્ટિનાં બીજાં પ્રાણીઓ સાથે સરખાવતા મનુષ્યની જે એક ખાસીઅન જોવામાં આવે છે તે તેના હાથની હીલચાલ છે. તેના હાથના આંગળાં અને તેમાંએ અંગુઠા વડે જે જુદી જુદી ક્રિયા થાય છે તેને લીધે મનુષ્યસુધારાની અનેક પ્રવૃત્તિઓ થઈ શકે છે. આપણે કોઈપણ ક્રિયા અંગુઠા સિવાય કરી શકતા નથી એ સહેજ વિચાર કરવાથી સમજી શકાય છે. સંચાની શોધ પહેલા દરેક જાતના હુનર અને કળાઓ હાથના ઉપયોગથી કરવામાં આવતા હતા. હાલમાં આપણા સુખનાં સાધનો ઘણુંખરૂ સંચાથી ઉપજાવવામા આવે છે તોપણ તે ચલાવવાને માટે તો હસ્તકૌશલ્યની જરૂર પડે છે. કેટલીક સૂક્ષ્મ ક્રિયાઓ માટે તો હાથના સ્નાયુની ખાસ તાલીમ આપવાની જરૂર પડે છે. સંસારવહેવારમા એકે એવી વસ્તુ જોવામાં આવતી નથી કે જેમાં હાથનો ઉપયોગ કરવામા આવતો ન હોય. આપણા દરેક કામમા હાથનો ઓછોવત્તો ઉપયોગ હોય છે અને તે વડે સુધારામા પ્રગતિ થઈ શકે છે.

હાલના જમાનામાં સુધારાની પ્રગતિને લીધે બાળકને તેની પરિસ્થિતિમાં આંખ અને હાથનો ઉપયોગ કરવાના ઓછા પ્રસંગો મળે છે. જંગલમાં રહેનાર ભીલ, ગામડામાં વસતા ખેડુત અને શહેરમાં મીલનું કામ

કરનાર મજુરને હાથનો કેવો ઉપયોગ કરવો પડે છે તે સહેજ વિચા
કરતાં જણાઈ આવે છે; પણ બાળકોનાં સંજોગો તેનાથી જુદા હોય છે અ
શાળામાં ઘણો વખત તે અભ્યાસ કરે છે તેને લીધે તેને હાથની જોઈતિ
તાલીમ મળતી નથી અને તેથી તેને જે યોગ્ય કેળવણી મળવી જોઈએ
તે પ્રાપ્ત થતી નથી. મગજ, હૃદય, શરીર અને હાથ એ ચારે બાબતન
સમપ્રમાણ કેળવણી મળે છે ત્યારેજ વિદ્યાર્થી સુશિક્ષિત કહેવાય છે અને તેન
શક્તિઓનો તે સારો ઉપયોગ કરી શકે છે. લેખન, વાચન અને સંખ્યા
જ્ઞાન એ શિક્ષણનાં ઉપયોગી અંગ છે એ નિઃસંશય છે, કારણકે સંસા
વહેવાર તેના વગર બરાબર ચાલી શકતો નથી. દરેક મનુષ્યને તેની જરૂ
ડગલે ડગલે પડે છે પણ તેનો સંબંધ બુદ્ધિ સાથે છે. બુદ્ધિની સાથે
હાથનો ઉપયોગ અવશ્ય કરવાની જરૂર છે. બાલક્રિયાની જે કંઈ અસ
બાળકના મગજમાં પડે તે તેનું પૂર્ણ જ્ઞાન હોતું નથી. તે છાપ સાધારણ રીતે
સચોટ અને દૃઢ હોતી નથી તેથી તેનું જ્ઞાન આછું અને ખામીવાળું જોવામ
આવે છે. જ્યાંસુધી મગજમાં પડેલા સંસ્કાર કોઈપણ જાતની બાલક્રિય

જુજ કિમતે મળી શકે એમ છે. કેટલાંક સાહિત્યને માટે તો શિક્ષકના ફક્ત ઉત્સાહનીજ જરૂર પડે છે. સુશોભિત કાગળને બદલે સાદા કાગળો તથા સાહીના ઉપયોગથી ઘણા નમુના તૈયાર થઈ શકે છે. વળી કેટલીક વસ્તુઓ તો ગામડામાં મળી આવે એમ છે. જ્યા મોટી શાળા હોય ત્યાં ખર્ચ કરીને સાધન મંગાવી શકાય છે, પણ ખર્ચનું બ્હાનું કાઢી હસ્તકામ કરવું નહિ એ ઇચ્છવા જોગ નથી. યુરોપ અને અમેરિકાની દરેક શાળામાં ઇતિહાસ, ભૂગોળ કે વાચનની માફક હસ્તકામ ફરજિઆત હોય છે. તેનાથી બીજા વિષયોનું જ્ઞાન સ્પષ્ટ થાય છે અને તે તેઓ સહેલાઈથી યાદ રાખી શકે છે.

હાલમાં આપણે ત્યાં હસ્તકામની પ્રવૃત્તિ વધતી જાય છે તે બતાવી આપે છે કે તેને શિક્ષણનું એક જરૂરનું અંગ ગણવામાં આવે છે. હસ્તકામના ઘણા ફાયદા છે. તેને લીધે વિદ્યાર્થીના હાથના સ્નાયુ કેળવાય છે, એટલે તે કોઈપણ જાતનું કામ ઝડપથી સફાઈબંધ કરી શકે છે. સ્નાયુની તાલીમની અસર મગજ ઉપર થાય છે. હસ્તકામ અને મગજના વિકાસને ઘાટો સંબંધ છે. હાથની ક્રિયાથી મગજમા પડેલા સંસ્કાર સચોટ થાય છે એટલુંજ નહિ પણ તેથી બુદ્ધિની શક્તિ વિકાસ પામે છે. હાથના સ્નાયુની ક્રિયાથી મગજનાં તંતુસ્થાનમાં સુધારો થાય છે, અને તેથી વિચારશક્તિનો વિકાસ થાય છે. આની ખાતરી માટે જે બાળકો કમઅક્કલનાં કે મગજની ખામીવાળાં હોય છે તેમને કેળવવાની શાળાની પ્રવૃત્તિઓ જોવાની જરૂર છે. આવી શાળામાં લેખન, વાચન કે સંખ્યાજ્ઞાન આપવાને બદલે તેમની પાસે બાગકામ, ચિત્રકામ, જુદી જુદી જાતનું હસ્તકામ, સંગીત, રમત વગેરે શારીરિક ચપળતા વધે અને મગજને આરામ મળે તેવી ક્રિયાઓ કરાવવામાં આવે છે. થોડા સમયની આવી તાલીમ મળ્યા પછી તેમની મગજશક્તિ સુધરે છે અને ત્યારબાદ તેમને સાધારણ શાળામાં અભ્યાસ કરવા મોકલવામાં આવે છે. વળી બાળકનામાં જે શારીરિક અને માનસિક ચપળતા હોય છે તેને લીધે તેને જુદી જુદી ક્રિયા કરવાનું ગમે છે, તેથી હસ્તકામ એ બાળકને એક રીતે જોતાં આરામ આપે છે એટલુંજ નહિ પણ તેથી તેને તેમાં આનંદ મળે છે. આ ઉપરાંત તેનામા ખંત, વ્યવસ્થા, સ્વચ્છતા, સ્વપ્રયાસ, ચોકસાઈ, આત્મવિશ્વાસ, જાતમહેનત, અવલોકન તથા તુલનાશક્તિ જેવા ઘણા ગુણો આવે છે. હસ્તકામથી તેની રચનાત્મકશક્તિનું પોષણ થાય છે અને તેનામાં સર્જનશક્તિ આવે છે. ફક્ત લખવામાં અને વાંચવામાં કાળ નિર્ગમન કરવા કરતાં તેને હાથનું કામ કરવાનું ગમે છે. અને તેથી કોઈપણ જાતનું મહેનતનું કામ કરવાનો તેને કંટાળો આવતો નથી. ખરી રીતે

હસ્તકામથી આપણી કેળવણીની એક મોટી ખામી દૂર થાય છે અને તેને લીધે વિદ્યાર્થીની શારીરિક, માનસિક અને હૃદયની શક્તિઓનો યોગ્ય વિકાસ થાય છે અને તેથી નાગરિક તરીકે તે તેનું કર્તવ્ય વધારે સારી રીતે બજાવી શકે છે.

## વાણીની અશુદ્ધિ

બીજાં પ્રાણીઓ સાથે સરખાવતાં મનુષ્યની ખાસીયત તેની ભાષા પરત્વે સ્પષ્ટ જણાઈ આવે છે. પશુપક્ષીઓ તેમની જરૂરિઆતો અમુક જાતના થોડા અવાજથી દર્શાવે છે. તેઓ આહાર વિહાર ભય વગેરેની લાગણી બતાવવાને માટે અમુક પ્રકારનો ધ્વનિ ઉપજાવે છે, પણ સ્પષ્ટ અને સુરેખ વિચાર દર્શાવવાને માટે તે સાધન અપૂર્ણ છે. મનુષ્યના વિચાર તથા લાગણી જેવા જુદા જુદા ભાવ તો તે વાણીદ્વારા સ્પષ્ટ રીતે બહાર પ્રગટ કરી શકે છે. એક સમય એવો હતો કે મનુષ્ય એ પ્રાણીની માફક અસ્પષ્ટ ધ્વનિથીજ તેનો મનોભાવ દર્શાવી શકતો હતો. કાળાંતરે ટટાર ઉભા રહેવાની શક્તિ પ્રાપ્ત થતાં તેના મગજની રચનામાં અનન્ય પ્રકારનો ફેરફાર થયો. તેમાં ક્રમે ક્રમે વિકાસ થતાં તે હવે અર્થયુક્ત ધ્વનિ વડે તેના મનના ઝીણા વિચારો બરાબર જાહેર કરી શકે છે. બાહ્ય દુનિયામાં થતા બનાવના જે સંસ્કાર તેના મન ઉપર પડે છે તેમનું પૃથક્કરણ કરી તે એક **સામાન્ય વિચાર** ઉપજાવી કાઢે છે. ભાષામાં પ્રાણી, પદાર્થ તથા ભાવ કે ક્રિયાનાં જે જુદાં જુદાં નામ છે તે તેના અનેક પ્રકારના અનુભવમાંથી તારવી કાઢેલા સામાન્ય વિચાર છે. આવા વિચારથી આપણે પોતે ચિંતન કરી તેને આધારે અનુમાન કરીએ છીએ, તેમજ તે બીજાને સહેલાઈથી દર્શાવી શકીએ છીએ. પ્રાણી અને પશુઓનો અનુભવ ફક્ત વ્યક્તિગત પદાર્થ કે બનાવને લગતો હોવાથી તેઓ મનુષ્યની માફક વિચાર કે તર્ક કરી શકતાં નથી. હાથી, કુતરો કે વાંદરાં જેવાં કેટલાંક પ્રાણીઓમાં વિચારની ક્રિયા થતી હોય તેવાં કામ તેઓ કરતાં માલમ પડે છે; પણ ખરી રીતે તો તેઓ તેવી ક્રિયા એક યંત્રની માફક ટેવની સત્તાને આધારે કરે છે. તેમનામાં અણધાર્યાં નવીન સંજોગોમાં જુદી રીતે કામ કરવાની શક્તિ જણાતી નથી. આ કારણોને લીધે તેમની ભાષા થોડા અસ્પષ્ટ અવાજમાં સમાપ્ત થાય છે. જે વ્યક્તિને સૂક્ષ્મ વિચાર કે તીવ્ર લાગણી દર્શાવવાની જરૂર પડે છે તે તેને અનુરૂપ શબ્દોદ્વારા સ્પષ્ટ રીતે સમજાવી

નિયમાનુસાર ભાષામાં કેટલાક અક્ષરો બોલતાં વધારે મહેનત પડવાને લીધે કુદરતી રીતે તે સહેલાઈથી બોલવા જતાં વાણી અશુદ્ધ થાય છે. મૂળાક્ષર, વ્યંજન કે જોડાક્ષરના જે ઉચ્ચાર સર્વ માન્ય રીતે સ્વીકારવામાં આવ્યા હોય છે તે પ્રમાણે તે નહિ બોલવાથી વાણીમાં અશુદ્ધિ થાય છે અને તેથી તેને લગતા વિચાર પણ બરાબર સમજાતા નથી. કેટલાક અક્ષરો જેવા કે ળ, ક્ષ, ટ, ધ, શ, બોલવામાં આપણને વધારે તસ્દી પડે છે તેથી તેને બદલે સહેલા અક્ષર મૂકી તેનો ઉચ્ચાર કરવામાં આવે છે. તેવા અશુદ્ધ ઉચ્ચારો દેશના અમુક જિલ્લા કે પ્રાંતમા સાધારણ રીતે બોલાય છે. લીમડો–લેમડો, ખેતર–છેતર, ઘી–ગ્રી, શાક–હાક, ભય–ભે, પછી–પછે, દૂધપાક–દૂપાક, સ્કોલર–કોલર, મળવું–મરવું, કહ્યું–કીધું એવા ઘણા અશુદ્ધ પ્રયોગો થતા જોવામાં આવે છે. વાણીની અશુદ્ધિના કેટલાક નિયમો શોધી કાઢવામાં આવ્યા છે તે નીચે મુજબ છે.*

(૧) તપેલી–પતેલી, લખની–નખલી–નારિકેલ–નાલિકેર, ડૂબવું–બુડવું, આવા શબ્દોમાં ઉચ્ચારની ફેરબદલી કરવાથી તે શબ્દો બદલાઈ જાય છે. આવા શબ્દોમાં પાસે પાસેના વ્યંજનની ફેરબદલી કરીને બોલનારને જે રાહત મળે છે તે તેનું મુખ્ય કારણ છે. કેટલીક વખત બોલવામાં બેદરકારીને લીધે પણ તેવા ફેરફારો થાય છે.

(૨) સ્ટેશન–ઇસ્ટેશન, સ્કૂલ–ઇસ્કૂલ, સ્કોલર–ઇસ્કોલર, વગેરે આવા શબ્દોમાં શરૂઆતમાં જોડાક્ષર હોવાથી તેનો ઉચ્ચાર કરવો કઠણ પડે છે, તેથી તેના આરંભમાં હ્રસ્વ ઇ મૂકવાથી તેનો ઉચ્ચાર કરવાનું સહેલું થઈ પડે છે. સં–**સ્તા**–નું ફારસીમાં **ઇસ્તાદન** (ઉભા રહેવું) થાય છે. મૂળ ગ્રીક ભાષામાં **પ્લેટો** બોલાય છે. તેનો ઉચ્ચાર ફારસી અને ગુજરાતીમાં **ઈફ્લાતુન** થાય છે.

(૩) દીનનાથ=દીનાનાથ, બર્ફ=બરફ, **પ્રવર્તી**–અવસ્તા–બવેતી, **તરુણ**–અવ–તૌરણ. આ શબ્દોનો સરળતાથી ઉચ્ચાર થાય તે માટે તેમની વચમાં એક વધારાનો સ્વર મૂકવામાં આવે છે.

(૪) સ્ટૂલ–સટૂલ, ધર્મ–ધરમ, પ્રકાર–પરકાર, ભક્ત–ભગત, ખોદાબખ્શ–ખોદાબખસ, ગ્લોબ–ગલોબ, ક્રિશ્ચીઅન–કિરસ્તાન, વગેરે શબ્દોના જોડાક્ષરમાં વચ્ચે એક સ્વર વધારીનો મૂકવામાં આવે છે. વળી સંસ્કૃતમાં સ્વર્ણ–સુવર્ણ, પૃથ્વી–પૃથવી એવાં રૂપો વપરાય છે. કેટલીક વખત બે વ્યંજન વચ્ચે એક વધારાનો વ્યંજન મૂકવાથી તે સહેલાઈથી બોલી શકાય છે. વાનર–વાંદરો, વક્ર–વાંકો, તામ્ર–તાંબડી. અને મમી–મુમ્બાઈ.

* જુઓ દા. તારાપોરવાળા કૃત ભાષાશાસ્ત્રનું પુસ્તક.

# ગ્રામ્ય સુધારણા

દક્ષિણના ખેતીવાડી મંડળ અને મુંબઈ ઇલાકાના મરઘાં, બતકાંના ઉછેરના મંડળની પુના ખાતે મળેલી સભામાં નીચે મુજબ નામદાર ગવર્નર સરફ્રેડરિક સાઈકસે ભાષણ કર્યું હતું:—

સંખ્યાબંધ લોકો શા માટે ખેતીવાડી અને ઉદ્યોગ વચ્ચે તફાવત રાખે છે તેની મને સમજ પડતી નથી. ખેતીવાડી એ પણ ઉદ્યોગ છે. હિંદમાં તો તે મોટામાં મોટો ઉદ્યોગ છે. ફકત હિંદને દુનિયાની બીજી માલ નીપજાવનારી પ્રજાઓમાં આગલી હરોળમાં લાવવા માટેજ પણ આપણા લાખો બંધુઓ જેઓ માત્ર ખેતીવાડીનાં ઉદ્યોગ ઉપરજ જીવે છે તેઓની સ્થિતિ બહેતર કરવા માટે આપણે આ ઉદ્યોગને ખીલવવા આપણાથી બનતુ સઘળું કરવું ઘટે છે. આ બંને સંસ્થાઓની ભેગી મદદ વડે આપણે ખેતીવાડી અને તેની સાથે સંબંધ ધરાવતા બીજા ઉદ્યોગોની પ્રગતિ કરીશું, એટલુંજ નહિ પણ ગ્રામ્ય ઉન્નતિની દિશામાં પણ સારૂં કામ બજાવી શકીશું. આ ચળવળ ઇલાકામાં પગભર બને અને સઘળે ફેલાય તે જોવા હું આતુર છું. આ હેતુ પારપાડવા માટે બહોળી લડત, દીલસોજી, સંગીન ઉત્સાહ અને ચોકસ બાબતના ખાસ જ્ઞાનની જરૂર છે. આપણને જો કે ઘણીક બાબતોનું થોડું થોડું જ્ઞાન મેળવવાની ઉલટ છે, છતાં કાંઈ નહિ તો ઓછામાં ઓછી એક બાબત માટે આપણે પુરી માહીતી ધરાવવી જોઈએ. આથી ગામડાંઓનો વિશ્વાસ મેળવી શકીશું.

## મરઘાં બતકાંની ઉતરતી જાત

ઇલાકાના મરઘાં બતકાંના ઉછેરનું મંડળ ૧૯૨૧ થી હયાતીમાં આવ્યું છે અને ત્યારથી તે અત્યારસુધીમાં તે સંખ્યા અને લોકપ્રિય-

તામાં ચટતું ગયું છે. તેની ચળવળોમાં હવે એક વાર્ષિક પ્રદર્શન, એક નાનું ચોપાનીયું, એક પુસ્તકાલય અને એક વાચનાલય સમાઈ જાય છે. જો કે તે મંડળ હજુ નાનું છે, છતાં તે ઇલાકાની એક ખાસ જરૂરિઆત પુરી પાડે છે. પરદેશથી હિંદની મુલાકાતે આવતા એક આસામીને સાધારણ હિંદી મરઘાં, બતકાં અને ઇંડાની ઉતરતી જાત માટે અચરતી ઉપજે છે, છતા એક ગૃહઉદ્યોગ તરીકે આ ધંધાનું ક્ષેત્ર વિશાળ છે. તે શરૂ કરવાને માટે જોઈતી મુડી નાની છે અને તેના ફાયદાઓ અનેક છે. ખસુસ કરીને મોટાં શહેરોની નજીકમા આ ધંધાની ઉન્નતિ કરવા માટે ઘણી તકો મળે તેમ છે, પણ સારી નીપજ સાથે તે ચીજો ખપાવવાના બજારો છે કે નહિ તે પણ એક અગત્યનો સવાલ છે. ગ્રામ્ય ઉન્નતિ સાથે આ સવાલ બહુ મોટો સંબંધ ધરાવે છે અને પ્રથમ ખેતીકારને તેની મહેનતના બદલામાં નફાનો સારો હિસ્સો મળે છે કે નહિ તે આપણે જોવું ઘટે છે.

આજથી લગભગ ચોવીસ વરસ ઉપર આજ મકાનમાં મુંબઈ ઇલાકાના તે વેળાના ના. ગવર્નર સર જ્યોર્જ કલાર્કે દક્ષિણના ખેતીવાડી મંડળની સ્થાપના કરી હતી. જેમ જણાવવામા આવ્યું છે તેમ તમારી આ મંડળીએ ચડતીપડતી જોઈ છે, પણ છેલ્લાં થોડાંક વરસો થયા તેણે જે પ્રગતિ કરી શકી છે તે સંતોષ કારક છે. ખેડુતોનાં દુઃખ તરફ મારી સંપૂર્ણ દીલસોજી છે. ખેડુતના જીવનનો આધાર તેના જમીનના ટુકડા ઉપર છે હિંદમાં સૌથી વધારે અગત્યનું કામ ગામડાંઓની સ્થિતિની સુધારણાનુ છે. ઇલાકાની આબાદીમાં ખેડુતો જેટલો ફાળો આપી શકે છે તેથી ઓછો ફાળો મીલઉદ્યોગ આપે છે. આથી ખેતીવાડીમા કાંઇક સુધારો થાય તો પ્રજાના મોટા ભાગને ફાયદો થાય. તેમની સુખાકારીમાં સુધારો થવાની જરૂર છે. ખેડુતોની સ્થિતિ અને ખેતીવાડીની સુધારણા માટે મિ. કીટીંગ્સ, ડા. મેન, રાવબહાદુર સહસ્રબુદ્ધે, મિ. કાનીટકરે અને સર્વન્ટસ ઓફ ઇન્ડિઆ સોસાઇટિએ જુદી જુદી દિશામાં કરેલા પ્રયાસો આપણી ધ્યાન બહાર નથી. હળો લઈને જ્યારે ગાડાંઓ ખેતરોમાં જાય છે ત્યારે તે સુંદર દેખાવ જોઈને કોણ રાજી થતું નહિ હોય ? ખેડુતોને જો ખેતીના નવા નવા અખતરાઓ બતાવવામાં આવે તો તેઓ તે અખતરાઓ અમલમા મૂકી પોતાની સ્થિતિ સુધારે.

વળી આ કામ કાંઈ એકલા પુના અને તેની આસપાસના વિસ્તાર સાથે સંબંધ ધરાવતું નથી. પંજાબમાં ગુરગાવનું ગામડું ગ્રામ્ય પુનઃરચનાના ક્ષેત્રમાં સારી રીતે જાણીતું છે. બેલગામ નજદીક દેસુર ગામમાં લશ્કરે ગામડાની સુધારણામાં સારો ફાળો આપ્યો છે. ત્યાં ઇન્ડિઅન આર્મી

સ્કૂલના કેટલાક અમલદારોએ ગામડાંની સ્કૂલ અને હૉલ બાંધવામાં મદદ કરી હતી અને ખેડુતોની ખેતી અને જીવન સુધારવામાં સારો ફાળો આપ્યો હતો. ઘણાંખરાં ખ્રિસ્તી મિશનો ગામડાંની પુનઃરચનાના અગત્યનાં મથકો છે.

એકંદર રીતે આપણે ત્યાં ગ્રામ્યપુનઃરચના અને ખેડુતોની સ્થિતિની સુધારણા માટે જુદી જુદી દિશાઓમાં પ્રયાસો ચાલુ છે. તે માટે ચોપડીઓ અને ચોપાનીઆં પ્રગટ થાય છે, પણ આપણે આખા મુલકમાં ગ્રામ્ય-પુનઃરચનાની એક વિશાળ ચળવળ ઉપાડવાનો પ્રયાસ કરવાની જરૂર છે. ગામડાંઓના ભલા માટે ખેતીવાડીને લગતાં રોયલ કમિશને કરેલી ભલામણો અને સૂચનાઓ અગત્યની છે અને તે તરફ બેદરકારી બતાવવાનું પરવડી શકે એમ નથી.

આ જાતના કામમાં પડેલાઓ બધાજ કબુલ કરે છે કે બહારથી ઉત્તેજન મળતું બંધ થતાં કામપણ બંધ પડે છે. દેશુરના લશ્કરી અમલદારોના, કટકના કાર્યકર્તાઓનો અને મધ્ય પ્રાંતોની સરકારને એવોજ અનુભવ મળ્યો છે. ગામડાંમાં કામ કરવા માગનારાઓએ બીજાઓ તેવા ક્ષેત્રમાં કેવાં કામ કરે છે તે તપાસવું જોઈએ અને પોતે એવી રીતે કામ કરવું જોઈએ કે જે બીજાઓ પણ પાછળથી ચાલુ રાખે, નહિ તો મહેનત બરબાદ જાય છે. ગામડાંની અંદર કામ કરવાને એક મજબુત સંસ્થા હોવી જોઈએ, પછી તે પંચાયત હોય, સહકારી મંડળ હોય કે ગમે તે હોય. ગામડાંના બધા લોકો એકઠા થઈ શકે એવી કોઈ જગા હોવી જોઈએ. શ્રીમંત ગામમા ગોરો હૉલ અને ગરીબ ગામમાં ચોરો હોવો જોઈએ. ગામના લોકો અને બહારનાઓ વચ્ચેનો સંબંધ તાલુકા મંડળના બીનસરકારી સભાસદો મારફત થવો અને રહેવો જોઈએ. વહેવાર કામ બજાવવા કોઈ સ્થાનિક મંડળના સભાસદ થવાની તો જરૂરજ છે. સામાન્ય ખેડુત-મંડળ તથા કોઈ સ્થાનિક મંડળ, બંનેના સભાસદ હોવાથી કામ સારૂં થઈ શકે. આપણને જોઈએ તેવાં મંડળો હયાતીમાં હશે તો તેઓનો પુરેપુરો ઉપયોગ કરવાની મારી સલાહ છે.

આ યોજનામાંથી મેં સરકારી અમલદારોને મુક્ત રાખ્યા છે. સરકારે તમને ફક્ત એવા બીનસરકારી કાર્યકર્તાઓ પુરા પાડશે કે જેઓ મદદ અને સલાહ આપવાની લાયકાત ધરાવતા હશે. આ કામમાં ચાર વર્ગના લોકો મદદ આપી શકે. ગામના આગેવાનો, બીનસરકારી અને સ્થાનિક સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓના સભાસદો, બહારના લોકો અને સરકારીખાતાઓના

પ્રતિનિધિઓ. આ દરેક વર્ગ પોતપોતાનો ફાળો આપે એવું હું ખાહેશ રાખું છું. બધાના ફાળાની જરૂર પણ છે.

ગામડાંઓમાં કેટલાં બધાં અગત્યના કામો કરવાનાં છે તે જુઓ: પ્રાથમિક કેળવણી, સ્વચ્છતા, માલ વેચવાની સગવડ, કરજદારી મટાડવાનું કામ, ગામડાંના ઉદ્યોગો—કે જેમાં મરઘાં, બતકાં પાળવાનો ઉદ્યોગ આવે છે અને તે સંબંધી હું હમણાં બોલી ગયો છું. બાળહિત, વહેવારના સાધનોની ખીલવણી, ઘરોની હાલત સુધારવાનું કામ, શીતળા મેલાવવાની જોગવાઈ, ખેતરોમાંથી પાણી બહાર કાઢવાના રસ્તા વગેરે બીજાં કામો છે. ગામડાંના આગેવાનોજ એ બાબતમાં સારા મદદગાર થઈ શકે અને તમારા કાર્યકર્તાઓ જ્યાં કામ કરી શકે ત્યાં તેમને મોકલવા જોઈએ. ખેતરોની પાળ બાંધવાના કામમાં અને વરસાદથી થતા ખોદાણ અટકાવવાના કામમાં અને મેલેરિઆ અટકાવવામાં મહેનત અને નાણાં બંનેનો વધારે ખપ પડે છે, પણ સારી મદદથી અને દેખરેખથી બેઉ બાબતમાં કરકસરથી પણ અસરકારક પરિણામો લાવી શકાય. કામની પસંદગી વિચારપૂર્વક કરવી કે જેથી ગોટાળો ન થાય; અને વધારે પડતાં કામો એક વખતે હાથ ધરવા નહિ.

કવિ ગોલ્ડ સ્મિથે કહ્યું છે કે દેશની મગરૂરીરૂપ બહાદુર ખેડુત પ્રજાનો નાશ થતાં તેવી પ્રજા ફરીથી નીપજાવી શકાય નહિ—આ બોલો મહારાષ્ટ્રને બરાબર લાગુ પડે છે. ખેડુતોની આબાદી જાળવવી એ દરેક સરકારની મુખ્ય રાજનીતિ હોવી જોઈએ.

# ત્રણસો વર્ષ પૂર્વનું સુરત

આજથી ત્રણસો વર્ષ પર સુરત ભરતખંડની ભૂમિ પર એક અગ્રગણ્ય બંદર તરીકે લેખાતું હતું. સૂર્યપુત્રી તાપી નદીના કાંઠે આવેલા સૂર્યપુરના (સુરતના) ઓવારે ૮૪ બંદરોના વાવટાઓ ફરકતા હતા અને દેશવિદેશનાં અનેક જહાજો વિવિધ પ્રકારનો માલ લાવતાં અને લઈ જતાં. સુરતનું બંદર હિંદનું પ્રવેશદ્વાર ગણાતું. મક્કા શરીફની હજનાં વહાણો સુરતથી ઉપડતાં અને પરદેશના વેપારીઓ હિંદ ખાતેની તેમની પેટીઓ સુરતમાં રાખતા. સુરત શહેરમાં લક્ષ્મીની છોળો ઉડતી. શહેરની વસ્તી ચાર લાખ માણસોની હતી અને લોકો પૈસે ટકે સુખી હતા. ભરતખંડના મુસલમાન કાળના મહાન સમ્રાટ અકબરશાહની આ વખતે ગુજરાત પર આણ

વર્તતી હતી. સ્મિથ કહે છે કે તેમની કીર્તિની સુવાસ મહાસાગરો ઓળં-
ગીને પશ્ચિમમાં ઠેઠ ફ્રાન્સ, પોર્ટુગલ અને હોલેન્ડ વટાવીને ઇંગ્લંડના પાટ-
નગર સુધી પ્રસરી રહેલી હતી.

ઇ. સ. ૧૪૫૩માં ઇસ્તંબુલ તુર્ક લોકોના કબજામાં આવ્યું ત્યારથી યુરોપ અને એશિઆ વચ્ચેના જમીનના માર્ગો ભયમાં આવી પડયા હતા, તેથી દરિઆઈ માર્ગોની શોધ થઈ ચૂકી હતી. ઇ. સ. ૧૪૯૮માં વાસ્કોડી-ગામાએ જળમાર્ગની શોધ કરી ત્યારથી પૂર્વ અને પશ્ચિમના દેશોનો દરિ-આઈ વેપાર વધવા લાગ્યો હતો. પોર્ટુગીઝ લોકો વહાણવટાંમાં સર્વોત્તમ કુશળતા ધરાવતા હોવાથી પૂર્વ તરફના દરીઆમાં તેમની સત્તા અજોડ ગણાતી અને હિંદના પૂર્વ કિનારે કાલીકટ, ગોવા, સુરત વગેરે સ્થળોએ તેમણે કોઠીઓ નાખી હતી. વાસ્કોડી ગામાના શબ્દોમાં કહીએ તો પોર્ટુગીઝોનું આગમન ધર્મપ્રચાર અને તેજાનાના અર્થે હતું. યુરોપની પ્રજા તેજાનાનો ઉપયોગ કરતાં શીખી ત્યારથી તેજાનાના ભાવોમાં તેજી આવી હતી.

અંગ્રેજ પ્રજામાંથી સૌથી પહેલાં હિંદમાં આવનાર—ઇ. સ. ૧૫૭૯ માં ટોમસ સ્ટીવન્સ નામનો માણસ હતો. ગોવામાં રહીને હિંદના વૈભવ વિષે તે ઇંગ્લંડમાં પત્રો લખતો હતો, તેથી આકર્ષાઈને ઇ. સ. ૧૫૮૩ માં ન્યુબરી, ફીચ, લીડઝ અને સ્ટોરી નામના વેપારીઓનું મંડળ જમીન માર્ગે ઇંગ્લંડથી હિંદ આવવા નીકળ્યું. રસ્તાઓની ભયંકર મુસ્કેલીઓ વટાવીને આ મંડળના બે માણસો રાલ્ફ ફીચ અને વિલિઅમ લીડઝ ઇ. સ. ૧૫૮૫માં ફતેહપુર સિક્રીના દરબારગઢમાં શહેનશાહ અકબરની મુલાકાતે આવ્યા. ઇંગ્લંડના મહારાણી એલીઝાબેથનો તેમને ઓળખાણનો પત્ર આપ્યો હતો. બાદશાહે તેમનો સારો સત્કાર કર્યો.

ઇ. સ. ૧૫૯૧માં ન્યુબરી ઈંગ્લંડ પાછો ફર્યો. હિંદની સમૃદ્ધિના અને ફીચ તથા ન્યુબરી પ્રત્યે બતાવાવેલા આદરમાનનાં વર્ણનોથી પ્રેરાઈને ઇ. સ. ૧૫૯૯ની સાલમાં લંડનના મહાજને નગરશેઠના પ્રમુખપણા નીચે એક સભા ભરી અને ૩૦,૦૦૦ પાઉન્ડની થાપણ એકઠી કરી એક વેપારી મંડળની સ્થાપના કરી તથા મહારાણી એલીઝાબેથને રાજ પરવાનો આપવા વિનતિ કરી. દરમિઆન વલંદાઓએ મસાલાના ભાવો બમણા કરી દીધા તથા અંગ્રેજોનાં વહાણો ખરીદી લીધાં. આથી એક વર્ષ સુધી પુખ્ત વિચાર કર્યા બાદ ઇ. સ. ૧૬૦૦ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે મહારાણી એલીઝાબેથે પોતાના દેશની આબરૂ ખાતર અને પ્રજાની દોલત

નિના નોકરો ધાર્મિક અને પવિત્ર જીવન ગુજારી અંગ્રેજ પ્રજાની આબરૂ વધારે અને તેમના ધર્મને આકર્ષક બનાવે એ તરફ ધ્યાન આપવાની પ્રમુખ સાહેબની મુખ્ય ફરજ ગણાતી.

પ્રમુખ સાહેબ અમદાવાદ, આગ્રા, અજમેર અને બુરાનપુરની શાખાઓના ઉપરી હતા. તેમને વરસ દહાડે ૫૦૦ પાઉન્ડ અને કારકુનોને ૧૦ પાઉન્ડ પગાર તરીકે મળતા. કંપનિના મંડળમાં એક પ્રમુખ, તેમનું સલાહકાર મંડળ, વેપારી લોકો, પાદરી સાહેબ, ડૉક્ટર સાહેબ અને કારકુનોનો સમાવેશ થતો હતો. દીવાળી જેવા દિવસે કારકુનોને સુરતના વેપારીઓ તરફથી સુંદર ભેટો મળતી હતી. પાદરી સાહેબને વાર્ષિક ૧૦૦ પાઉન્ડના પગાર ઉપરાંત મરણ તથા લગ્ન જેવા પ્રસંગોએ ફી મળતી હતી. ડૉક્ટર સાહેબને શ્રીમંત હિંદીઓ પાસેથી વિઝિટ ફી અને દરદીઓની સારવારનું સારું મહેનતાણું મળતું હતું. આ પ્રમાણે પગાર તરીકે જૂજ રકમ મળતી હતી, છતાં તે વખતની સોંઘવારી અને બીજી ખાનગી આવકનો ઉમેરો હોવાથી કંપનિના માણસોનું જીવન ગરીબ ગણાતું ન હતું. પ્રો૦ રોલીન્સન કહે છે કે કંપનિના નોકરો ખાનગી વેપાર પણ કરતા હતા. સુરતના શેઠીઆઓ તેમને ૨૫ ટકાના વ્યાજે નાણાં ધીરતા હતા. વિલાયતથી આવેલાં વહાણો પાછાં જાય તે દરમિઆન હિંદના કિનારા પરનાં બંદરોએ તથા ચીનમાં માલ લઈ જવા લાવવાનું કામ તેઓ કરતાં હતાં અને કપ્તાનોને સમજાવીને કંપનિના નોકરો આ વહાણો મારફત તેમનો ખાનગી વેપાર કરી લેતા હતા. વહાણો સહીસલામત પાછાં આવે તો ૧૦૦ ટકાનો તેમને નફો થતો હતો.

અંગ્રેજ કંપનિના તે વખતના ડોક્ટર ફ્રાયર સાહેબ જણાવે છે કે કોઠીના લોકો આખો દિવસ કામમાં રોકાએલા રહેતા હતા. સવારમાં છોટી હાજરી બાદ પ્રાર્થના થતી. દસથી બે વાગ્યા સુધી અને બપોરે ચારથી ઠેઠ રાત સુધી વાણીઆઓની આવ જા થતી હતી. વખારોમાં માલ ભરાતો અને ઠલવાતો. આખો દિવસ ધમાલ ચાલ્યા કરતી. દરેક સફરે ચારથી પાંચ વહાણો આવતાં અને જતાં. સુરતથી સુંવાળી સુધી હોડીઓમાં માલ લઈ જવાતો અને સુંવાળીથી કંપનિનાં મોટાં વહાણોમાં માલ ભરવામાં આવતો. મોટામાં મોટાં વહાણો ૩૦૦ ટનનાં આવતાં. હિંદુસ્તાનથી તેજાના, રૂ, ગળી, હીરા માણેક વિલાયત ચઢતાં અને ત્યાંથી રમકડાં, કાપડ, ધાતુઓ વગેરે આવતાં.

તહેવારોના દિવસોએ કંપનિના માણસો આનંદ પર્યટણો ઉપર નીકળી

પડતા. બહાર જતી વખત તેમનો ભભકો ઓર પ્રકારનો જણાતો. સવારીના આગળના ભાગમાં એ નિશાન વાળાઓ શણગારેલા ઘોડાઓ પર નીકળતા. તેમની પછી પ્રમુખ સાહેબ પાલખીમાં બેસીને નીકળતા. પાલખીની આસપાસ બંદુકધારી નોકરો ચાલતા. પ્રમુખ સાહેબની પછવાડે બળદગાડીમાં સલાહકાર મંડળના સભાસદો અને છેવટે ઘોડાઓ પર બેસીને કારકુનો નીકળતા. વિવિધ પ્રકારનાં ભોજનો ચોકખી ચાંદીનાં વાસણોમાં પીરસાતાં. ઓવિંગટન જણાવે છે કે આ વખતે સુરતમાં ચાનું પીણું લોકપ્રિય થવા લાગ્યું હતું અને કોફી પીવાની શરૂઆત થતી હતી.

ઉપર મુજબ અંગ્રેજ કંપનીના નોકરોનું નિત્યજીવન એકંદર આનંદમય જણાતું હતું છતાં વિલાયતથી વહાણો પાછા આવે ત્યાં સુધીના લાંબા ગાળાના નવરાશના વખતમાં ઠંડી મોસમને લીધે વતનથી દૂર પડેલા કંપનિના નોકરોને એકાંત જીવન કંટાળારૂપ જણાતું અને પરિણામે સખત નિયમન હોવા છતાં તેમનામાં દારૂની બદી, કંકાસ કજીઆ અને જુગારનો છંદ આવી જતાં અને પ્રતિકૂળ હવાપાણીવાળા પ્રદેશમાં આહારવિહારમાં અનિયમિત થઈ જવાથી નોકરોનું મરણ પ્રમાણ પણ વધી જતું હતું.

ઇ. સ. ૧૬૬૪ માં શિવાજી મહારાજે સુરત લુટ્યું. ઇ. સ. ૧૬૭૨ માં તેઓએ ફરીવાર સુરતની અનિયંત્રિત લુટ ચલાવી. નાણાંથી ઉભરાતું નાણાવટ ખાલી થઈ ગયું. મુસલમાન સુબો કિલ્લામાં ભરાઈ ગયો અને વેપારીઓનું પુષ્કળ ધન હરાઈ ગયું. આ બન્ને પ્રસંગોએ અંગ્રેજોએ પોતાની કોઠીનું રક્ષણ કર્યું હતું. આ પ્રસંગ બાદ સુરતની પડતીના ગણેશ મંડાયા.

અંગ્રેજોને સુરત પ્રતિકૂળ જણાતું હતું. ઇ. સ. ૧૬૬૯ માં મુંબઈનું બંદર પોર્ટુગલના રાજા પાસેથી ઇગ્લંડના રાજાને પહેરામણીમાં મળ્યું હતું. મુંબઈનું બંદર કુદરતી રચનામાં સુરતના બંદર કરતાં વધારે અનુકૂળ હતું. ડાસ્ટ એન્જીયરે તેને જોઇનેજ તેની ભાવી મહત્તાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં. અંગ્રેજ કંપનિએ ઇગ્લંડના રાજા પાસેથી વાર્ષિક રૂ. ૧૦૦ ના નામના કિરાયાથી મુંબઈને ભાડે રાખ્યું અને સુરતના પ્રમુખ સર જેન ચાઇલ્ડને કંપનિની કોઠી સુરતથી મુંબઈ લઈ જવાનો હુકમ આપ્યો.

ઇ. સ. ૧૬૮૭ માં મુંબઈ વેપારનું મથક બન્યું અને સુરતની જાહોજલાલી ઘટવા લાગી. હાલમાં પોર્ટુગીઝ અને અંગ્રેજ કોઠીઓના મકાનો જીર્ણ સ્થિતિમાં અસ્તિત્વ ધરાવે છે. નદીના ઓવારા પર આ સ્થળે અત્યારે ખ્રિસ્તી દેવળ, પાતાલીઆ હનુમાન અને પારસી અગીઆરી આવેલાં છે

અને ત્રણ જુદા જુદા ધર્મના દેવતાઓ આ પુરાણ કાળના ઐતિહાસિક સ્થાનનું અત્યારે પણ જાણે રક્ષણ કરતા હોય એમ જણાય છે. પોર્ટુગીઝના દેવળમાં આર્યસમાજ મંદિર આવેલું છે. નાનપુરામાં આવેલી પોષ્ટ ઓફિસ અસલ ડચ લોકોની કોઠી હતી. આડવા લાઈન્સતી પોલીસ ચોકી આગળ ફ્રેન્ચ લોકોની કોઠી આવેલી હતી. જહાંગીર બાદશાહે મુસાફર લોકોને માટે બાંધેલા હાલના મ્યુનિસિપાલિટિના મકાનની પાછળના ભાગમાં આર્મીનીઅનોની કોઠી અને દેવળ જીર્ણ સ્થિતિમાં નજરે પડે છે. એજ લતામાં મુસલમાન સરદારોના પુરાણી બાંધણીનાં જુનાં મકાન અત્યારે પણ જોઈ શકાય છે. કતાર ગામના રસ્તે આર્મીનીઅનો અને અંગ્રેજ લોકોનાં કબરસ્તાન વગેરે પુરાણ કાળનાં સ્મારકો ત્રણસો વર્ષ પૂર્વની સુરતની જાહોજલાલીનો ખ્યાલ આપે છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
સિનિઅર આસી૦ ડે૦ એજ્યુ. ઇન્સ્પેક્ટર, સુરત.

## નર્મદ શતાબ્દિ

સાધારણ રીતે મહાપુરુષોની અવસાન તિથિ ઉજવવાનો ક્રમ ચાલ્યો આવ્યો છે. જીવન તો અકસ્માત છે અને મરણજ પ્રકૃતિ છે એમ માનીને તો મરણતિથિઓ નહિ ઉજવાતી હોય ? કદાચ એમ પણ હોય કે મહાપુરુષોનાં મરણ પછી તેમની જે કદર થાય છે તે તેમનાં જીવન દરમિઆન થતી નથી. પણ આજે આપણે જે મહાપુરુષની જન્મતિથિના શતાબ્દિ જયન્તી ઉજવવા એકઠા મળ્યા છીએ. તેની થોડીઘણી કદર તો તેના જીવન દરમિઆન પણ થઈ હતી. અને સમસ્ત ગુજરાતમાં ગામે ગામ આજે ઉજવાઈ રહેલા ઉત્સવો તેના મરણ પછી તેની કેવી કદર થઈ છે તે બતાવીજ આપે છે.

વિશ્વવિખ્યાત નાટકકાર અને કવિ શેક્સપીઅર એક સ્થળે લખે છે કેઃ—

The evil that men do lives after them;
The good is oft interred with their bones;

કવિ નર્મદની જન્મતિથિના શતાબ્દ ઉત્સવ નિમિત્તે પ્રે. રા. ટ્રે. કોલેજના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલા ભાષણનો સાર.

" મનુષ્યો જે ખોટાં કામ કરે છે તે તેમના મરણ પછી યાદ કરવામાં આવે છે, પણ જે કંઈ સુકૃત કર્યું હોય છે તે મરણની સાથે ભૂલી જવામાં આવે છે. પણ આજે આપણે કવિ નર્મદના સંબંધમાં આથી ઉલટું અનુભવીએ છીએ. કવિની નબળાઈઓ ભૂલાઈ ગઈ છે. "વીરસત્યને રસિક ટેકીપણું" અત્યારે પણ આપણે સંભારીએ છીએ.

સમસ્ત મુબઈ નગરીને ડોલાવનાર મહાપુરુષોમા નર્મદની ગણના થઈ છે. તેના જીવનકાળમાં કવિ નર્મદે મુબઈ નગરીને પોતાની રસિક બાનીથી ગાંડી કરી ડોલાવી દીધી હતી. આજે શતાબ્દ ઉત્સવ પ્રસંગે પણ મુંબઈ-નાજ સાહિત્યરસિકો પ્રથમ ડોલી ઉઠયા છે ! આના પડઘા આજે આખાએ ગુજરાતમા પડશે. આજે ગુજરાતના ગામેગામ નર્મદ શતાબ્દિ ઉજવાશે– નર્મદ વાતાવરણ ઉભું કરાશે અને ગુજરાતના સાહિત્ય રસિક નગરજનો નર્મદ ઋણ યથાશક્તિ ભરીને ઋણમુક્ત થશે. આ ઋણમુક્તિના કાળામાં આપણે પણ આપણો યથાશક્તિ ફાળો આપીએ.

કવિએ સ્વહસ્તે લખેલી આત્મકથાનો આધાર લઈને સ્વ. નવલગમ-ભાઈએ નર્મદના જીવનપ્રસગો એટલી તો ઝીણવટથી આલેખ્યા છે કે તેમાં ઉમેરો કરવા જેવું કંઈ રહેતુંજ નથી. મહા પુરુષોના જીવનચરિત્રો આલેખવાની પ્રથા ચાલી આવી છે. મહાપુરુષોના નામ અમર કરવાનીજ ઇચ્છા આવાં આલેખનો પાછળ હોતી નથી, અને જો કદાચ હોય તો તે અમુક હદ સુધીનીજ હોય છે. મહાપુરુષોના નામ જીવનપ્રસંગોની નોંધથીજ અમર થતા નથી એ સર્વ કોઈ સમજુ માણસ સમજેજ છે. નામ અમર કરવાની આશાએ કરેલી કૃતિઓ કાળબળ આગળ ટકી શકતી નથી. " કીર્તિ કેરા કોટડાં પાડયાં નવ પડંત" આ ઉક્તિ પણ મર્યાદિત અર્થમાંજ સમજવાની છે. કાળ કીર્તિને પણ શું નથી ભુલાવતો ? મનુષ્યોનું અસ્તિત્વ તો લાખો વર્ષ પુરાતન છે પણ હજારો વર્ષ પૂર્વેની નોંધો પણ આપણી પાસે નથી ! અને જે છે તે પણ કેટલી અધુરી ! અનેક મહાપુરુષોની કીર્તિ પોતાના સમયે પૂર્ણ પ્રકાશથી પ્રકાશી કાળક્રમે ઝાંખી નથી પડતી ? જો આમ હોય તો પછી આવાં જીવનચરિત્રોનું પ્રયોજન શું ? લોંગફેલો લખે છે તેમ મહાપુરુષોના જીવન-ચરિત્રો મુશ્કેલીઓની સામે ટક્કર ઝીલી આપણને મહત્તા મેળવવા પ્રેરે છે. આ પ્રેરક બળ અનેક જાતની પ્રવૃત્તિઓ કરાવે છે અને આ પ્રવૃત્તિ જન-સમુદાયને લાભકારી નીવડે છે. મહાપુરુષોના જીવન સર્વ દિશામાં મહા અને સર્વત્ર વિજયી હોતાં નથી. તેઓ પણ મનુષ્યોજ છે અને તેટલા અંશે તેઓ પણ મનુષ્યોની નબળાઈઓથી પરિપ્લુતજ હોય છે. માત્ર નબળાઈ-

ઓજ બહાર લાવ્યાથી ઉપર કહેલો દૃષ્ટાંતરૂપ બનવાનો આદર્શ સાધી શકાતો નથી, એટલા માટેજ મહાપુરુષોનાં જીવનચરિત્રો લખનાર બધા પ્રસંગોને સરખી મહત્તા આપતા નથી. મૂળ આશયને પુષ્ટિ આપનાર પ્રસંગો ઉપર ભાર મૂકવામાં આવે છે જ્યારે ત્રુટીઓને ગૌણ બનાવી દેવામાં આવે છે. સત્યની સાથે આને વિરોધ તો ખરો પણ જનહિતાર્થે એ વિરોધ ક્ષમ્ય બને છે. આજે નર્મદની જયંતી વખતે પણ આપણને તેમજ કરવું ઘટે છે.

વ્યક્તિને યથાર્થ સમજવા તેનો જમાનો પણ યથાર્થ સમજવોજ જોઈએ. નર્મદની જીવનચર્યા સમજવા નર્મદનો જમાનો પણ ઓળખવો જોઈએ. નર્મદની જન્મસાલ એટલે ઇ. સ. ૧૮૩૩ નો સમય. વ્યવહારનાં આધુનિક સાધનો વગરનો જમાનો. જેમ વ્યવહારમાં તેમ કેળવણીના ક્ષેત્રમાં પણ સાધનોનો અભાવ. તે સમયે ન હતી વાચનમાળાઓ કે ન હતી સુવ્યવસ્થિત નિશાળો. સમાજ પણ જંતરમંતર અને ભૂતપ્રેતના વિચારોથી ગ્રસ્ત અને રૂઢિબંધનોથી જકડાએલો હતો. ક્રાંતિકાર બળવાનીએ પહેલાં પા સૈકા અગાઉ કવિ નર્મદનો જન્મ થયો હતો.

સંસ્કૃતનો સંસ્કાર પામેલા, પ્રતિષ્ઠિત, ઉદ્યોગી ને સંતોષી પિતા લાલશંકરને ઘેર લલિત કળાઓની જાણકાર, પૂજાપાઠમાં શ્રદ્ધા રાખનાર અને યથાશક્તિ દાન કરનાર માતા નવદુર્ગાની કુખે કવિનો જન્મ થયો હતો. કવિ નાનપણમાં શરમાળ અને ચીડીઆ હતા પણ કવિનો બાંધો સુદૃઢ હતો. ગુજરાતી અભ્યાસ પૂરો કરી, અંગ્રેજી શાળામાં પરીક્ષા પસાર કરી કવિ કોલેજમાં દાખલ થઈ શક્યા હતા. રૂઢિબંધનના ભોગ થએલા કવિને અભ્યાસ છોડી, સુરત આવી ઘરસંસાર માંડવો પડેલો. કવિથી ન અભ્યાસ થઈ શકયો કે ઘરસંસાર ભોગવાયો. આ સમય કવિના જીવનની મસ્તીનો સમય હતો. ઇ. સ. ૧૮૫૩ માં ઘરભંગ થતાં કવિ "વિદ્વાન બની પ્રસિદ્ધિ મેળવવા" મુંબઈ પાછા ગયા. ઇ. સ. ૧૮૫૫ માં સ્થિર ચિત્તે કવિતા લખવાનો આરંભ કર્યો. ધીરાનાં પદોથી પ્રેરિત "પરબ્રહ્મ જગકર્તારે સ્મરોની ભાઈ હરઘડી" લખાયું. પણ અભ્યાસની ઉણપ લાગતાંજ કવિ બનવાની યોગ્યતા સાધવા સંસ્કૃત અને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ આદર્યો. આ અભ્યાસમાં પડેલી અડચણોને લીધે પિંગળપ્રવેશ, રસપ્રવેશ, અલંકાર પ્રવેશ ઉદ્‌ભવ્યા.

ઇ. સ. ૧૮૫૮ ના અંતે કવિએ એક એવું પગલું ભર્યું કે જેથી પોતે શારદાની અશેષ ભક્તિ કરી શકે. પણ શારદા તરફના આ પક્ષપાતથી

જાણે રીસાઈ હોય તેમ શ્રીદેવીએ કવિને તેમની ઉત્તરાવસ્થામાં ખૂબ રંજા-ડ્યા. કવિએ "કલમના આસુ જોઈ આખમાં ઝળઝળીઆં સાથે અરજ કરી કે હવે હું તારે ખોળે છું." કવિની આ ઉચ્ચ મનોવૃત્તિ આદરને પાત્ર છે. નોકરીની લાલચે કૉલેજ છોડયા પછી હાઇસ્કૂલમાં નામ નોંધાવી રાખનાર, કલમ ઉપર શ્રદ્ધા રાખી, નોકરીનો ત્યાગ કરે છે! શારદા પ્રસન્ન થાય છે. લક્ષ્મી તેને વશ વર્તે છે, પણ તે છિદ્રો શોધતીજ. અંતે એક છિદ્ર મળતાં જાણે પૂર્વની અવગણના અભારી સંતાપતી હોય તેમ કવિથી વિમુખ રહે છે. અંતે વિજય મેળવી ઉચ્ચ ભાવનાથી કરેલી પ્રતિજ્ઞાનું પાલન પણ કવિને કરવા દેતી નથી. ટેક મૂકી ગોકળદાસ તેજપાળના ધર્માદા ખાતાના સેક્રેટરીની નોકરી કવિને લેવી પડે છે. આ વાત કવિને મરણ પર્યંત ખૂબ સાલે છે. આ બનાવ પછી કવિના જીવનમાંથી આનંદ જતો રહ્યો હોય તેમ લાગે છે.

ઉપર કહેલા ગ્રંથો ઉપરાંત નર્મકવિતાના પ્રકાશનથી કવિની કીર્તિમાં આ સમયે ખૂબ વધારો થાય છે. ઇ. સ. ૧૮૫૯ માં કવીશ્વર દલપતરામ અને કવિ નર્મદનો મેળાપ થયો. બંનેએ પોતપોતાની કૃતિઓ ગાઈ સંભ-ળાવી. સાહિત્યરસિકોમાં બે પક્ષ પડયા અને પોતાનો મત ખરો છે એમ સ્થાપવા અનેક ચર્ચાઓ ઉદ્ભવી. આનું એક માઠું અને એક સારૂં પરિણામ આવ્યું. બંને કવિઓનાં મન સદાને માટે ઉંચા થયાં; પણ સાહિત્યક્ષેત્રમાં મંથન ખૂબ થયું. બંને પ્રતિસ્પર્ધીઓ એક બીજા ઉપર કટાક્ષ કરવા લાગ્યા. કવીશ્વર દલપતરામને "ગરબીભટ" નું ઉપનામ મળ્યું ત્યારે દલપતરામે "દુરાચારી વ્યભિચારી જે વિચારી" એ ગરબી ગાઈ. નર્મદે પુસ્તકમાં પોતાની છબી મૂકી તો દલપતે

"શું જોશો તનની છબી એમા નથી નવાઈ,
નીર્ખો મુજ મનની છબી ભલા પરીક્ષક ભાઈ,"

એ દુહો પોતાના ગ્રંથમાં છબીની જગાએ મૂક્યો.

આજ અરસામાં એટલે ૧૮૬૨ થી ૬૬ સુધીના ગાળામાં કવિએ જુદાજ બાનીનું રૂક્મિણી હરણ, પંડિત શૈલીનું ઋતુવર્ણન, નવીન શૈલીનું પ્રવાસવર્ણન, શામળની શૈલીનું અનુકરણ કરતી વજેશંગ ચાવડાની વાર્તા, નાયિકા વિષય પ્રવેશ, લખી બહાર પાડયા. આ તેમજ ગ્રંથરૂપે બહાર પડેલા નર્મગદ્યના પ્રકાશનથી કવિની કીર્તિમાં ખૂબ વધારો થયો.

આ સમયે કવિએ કોશની આવશ્યકતા ઉપર પોતાનું લક્ષ દોડાવ્યું.

લાંબા સમયના ધીર ઉદ્યોગને પરિણામે ભારે આર્થિક મુઝવણોમાં કવિ પોતાનો કોશ બહાર પાડી શક્યા. એમનાજ શબ્દોમાં કહીએ તો "પ્રવૃત્તિ વાળી સ્થિતિમાં તથા આશ્રય વગરની સ્થિતિમાં આ કોશ લખાયો અને છપાયો છે." "ધર્મવિચાર" એ આ સમય પછીનો કવિનો મોટો ગ્રંથ છે. આમાં કવિએ સુધારાના વિચારોનું "ઉચ્છેદકપણું છોડી સંરક્ષણપણું સ્વીકાર્યું છે." આ પછી ઉદરનિર્વાહાર્થે લખેલાં નાટકો કવિની કીર્તિમાં વધારો કરે તેવાં નથી.

ઈ. સ. ૧૮૮૬ ના ફેબ્રુઆરિની ૨૫ ને ગુરુવારે આ દુઃખરૂપ સંસારનો કવિએ ત્યાગ કર્યો.

હવે કવિતામાં નવીન માર્ગદર્શક, સાચા દેશભક્ત, પ્રખર સુધારક, અને ધીર નર તરફ બીજી દૃષ્ટિએ જોઈએ. કવિની સાહિત્યસેવા અનેકદેશી હતી પણ કવિ મુખ્યત્વે કવિજ હતા. તેમની કવિતાની કદર કરતાં એટલુંજ કહેવું બસ છે કે તેમની કવિતા અનિયમિત જુસ્સાના ઉભરાવાળી અને પોતાના તાનમાં મસ્ત હતી. કવીશ્વર દલપતરામની પેઠે "સજન સંભળાવજોરે ધીરે ધીરે સુધારાનો સાર" ની તરફેણમાં કવિ નથી, પણ એ તો "યાહોમ કરીને પડો ફતેહ છે આગે" એવોજ ઉપદેશ કરે છે. બહેન પાસે પણ વિના સંકોચે વાંચી શકાય એ દલપતની કસોટીએ નર્મદની કેટલીએ કવિતા કથીર ઠરે છે. સુધારાના આવેશમાં, વિધવા દુઃખના ચિતારમાં, ને કુસુદચંદ્રના પ્રેમપત્રોમાં કવિની કવિતા તેની સ્વાભાવિક રસિકતામાંથી આડી વહી, અધમ માર્ગે વહેવા માંડે છે. "કાવ્યોમાં અનીતિનું વર્ણન પણ કોઈ કોઈ વાર જરૂરનું છે, પણ તે અનીતિ કેવી દયાપાત્ર કે તિરસ્કાર પાત્ર છે તે બતાવવા અને તેટલા માટે તે સર્વથા ત્યાજ્ય છે એમ સમર્થન કરવા પુરતુંજ, પણ જ્યાં અનીતિની મઝા બતાવવાનો યત્ન હોય અને તેથી આત્માને હાનિ થતી નથી એવું સૂચન હોય ત્યાં હૃદયને ઉલ્લાસ નથી અને તેથી કાવ્યમાં રસ ઉત્પન્ન ન થતાં આનંદ પણ નથી."

"બાળક વાંચે તો તેની બુદ્ધિમાં બીગાડ થાય,
જુવાન વાંચે તો તે જરૂર વહી જાય છે;
વૃદ્ધ જન વાંચે તો તેને લાગે વિષ જેવી,
થુ થુ કહી જે કવિતા ઉપર થુંકાય છે;
ભગનીઓ સાંભળતાં ભાઈથી ભણાય નહિ,
લાજવાળા માણસો તો વાંચતાં લજાય છે;

કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે,
કવિતા તો સૌને સુખકારક ગણાય છે.”

કવિ દલપતની આ લીટીઓમાં એ બંને કવિઓનો સંબંધ વિચારતાં, કવિ નર્મદની કવિતા ઉપર વ્યંગ હોય એમ લાગ્યા વગર રહેતું નથી. કવિની બીજી કેટલીક કવિતામાં પ્રેમમત્ત વાણીને બદલે વિષયાંધનો જુસ્સોજ જોવામાં આવે છે. “માયાનું પૂર્ણચિત્ર તે ઉત્તમ કવિતા” એમ કહી સ્વર્ગસ્થ નવલરામ નર્મદના લખાણમા ઉચી જાતની કવિતા છે એમ કહે છે. ગુજરાતના પ્રથમ વર્ગના કવિઓને ઉતારી પાડી નર્મદની કવિતાને ઘણું ઉચુ સ્થાન આપે છે. નરસિંહમાં બીજા વર્ગનો શ્રંગાર છે એમ કહી બતાવે છે. દયારામે ઉઘાડે છોગે “અધોગપરકીયા”નું વર્ણન કર્યું છે, શામળને નવલકથાકાર કહી, નર્મનીતિ બોધના ઉંડાણ આગળ એનો નીતિબોધ ક્ષણભર ઉભો રહેવા લાયક નથી એમ કહે છે પણ આ મત અત્યારે સર્વ માન્ય છે? પાછળથી એમણે પોતે પણ આ મત બદલ્યો હતો! કવિની કવિતા ઉપર અભ્યાસીઓએ સખત ટીકા કરી છે. અપૂર્ણાર્થ સૂચક શબ્દો, ક્લિષ્ટ વાક્યરચના, સંસ્કૃત અને ફારસી શબ્દોનું અયોગ્ય મિશ્રણ, કળા અને ચારુતા વગરના પ્રાસ અને વિપરિત વાક્યાન્વય આ એ ટીકાના અગત્યના મુદ્દા છે.

કવિ યુગસૃષ્ટા હતા. પૌરાણિક અાકૃતિક ભાષાનો ત્યાગ કરી નવીન પણ સાદી ને સરળ ભાષામાં કવિતા કરવાની શરૂઆત કરવાનો જશ કવિને છે. ગદ્યના તો પિતા તરીકે તે સર્વ માન્ય છે. ગદ્યમાં તેમણે વિશિષ્ટ શૈલી સ્થાપી છે. સામાજિક દંભ અને મદ્યનું પ્રથમ દર્શન કરી તે દૂર કરવા ઝુડો ઉઠાવનારના તે અગ્રણી છે. દેશભક્તિની ગુજરાતીમાં કવિતા લખનારમાં તે મોખરે છે.

હવે ધીર કવિ નર્મદ તરફ નજર કરીએ. એમની આર્થિક મુશ્કેલીઓનો ઉલ્લેખ આગળ કર્યો છે. કવિના પાછલા જીવનમાં તે ઘણી વધી પડી હતી, છતાં એ સંબંધમાં કવિની ધીરજ એટલી તો હતી કે તેમના અંગત મિત્રોને મોઢે પણ કવિએ કદીએ વાત કરી નથી. સમાજે કરેલી તેમની અવગણનાથી ન કંટાળતાં કવિએ નર્મ-કોશનો ઉદ્યોગ જારી રાખ્યો તે પણ તેની ધીરજ અને ઉદ્યોગનો પુરાવો છે. ઉપસંહારમાં એટલુંજ કહીશું કે કવિ નર્મદ એક રસિક કવિ, આગ્રહી સંસાર સુધારક, હાર્દિક દેશભક્ત, ગદ્યના પિતા, નીડર ઉદ્યોગી અને ધીર

નર હતા. મરણના કરુણ પ્રસંગ માટે લખેલા "નવ કરશો કોઈ શોક રસિકડાં નવ કરશો કોઈ શોક" કાવ્યમાં તેણે બતાવેલી આશા કે ભવિષ્યવાણી આજે ખરી પડેલી આપણે અનુભવીએ છીએ. કવિના જીવન દરમિઆન જન્મ પામેલા વિખવાદ અત્યારે ભુલાઈ ગયા છે, અને આજે સમસ્ત ગુજરાત તેનું "વીર સત્યને રસિક ટેકીપણું" દિલથી ગાય છે. નર્મદનું સ્થૂળ શરીર તો ૫૩ વર્ષે પડ્યું પણ "હરિ કૃપાથી અને મમ લેખ ચિત્રથી" તે આજે સાક્ષાત્ આપણી વચ્ચે હાજરજ છે, એટલુંજ નહિ. પણ જ્યાંસુધી ગુજરાતી ભાષા છે ત્યાંસુધી કવિ નર્મદ જીવતાજ છે.

પી. આર. ટ્રેનિંગ કોલેજ — રણજીતભાઈ

## "કવિ નર્મદને"

(રાગ—આશાવરી)

ગાઓ "પ્રેમ–શૌર્યનાં ગાન,
ગણીને જીવનની એ લ્હાણ.—ગાઓ.
નમ્ર બની જે વિલસ્યો ક્ષિતિજે રસ ગુર્જરી આકાશે;
રત્ન અમોલું પાણીવાળું નભ–તારક સમ ભાસે—ગાઓ.
મદભરી મોટે સાગર ઉકળાટે ઘૂમી વર્ષ્યો તું બાધે;
દાન અનેરાં અંજલિ ઉરનાં દઈ સર્વ પ્રશસ્તિ સાધે—ગાઓ.
શંકરગણ વીરભદ્ર સરીખો દક્ષ–ગુર્જરીના યજ્ઞે;
કઠિન છતાં કરુણા રેલવતો દક્ષ બન્યો મર્મજ્ઞે—ગાઓ.
રજનીનાં અંધાર ઉલેચ્યાં બની સાહિત્ય–મયંક[1];
લાલન શુભ તુજ અતિ રૂડેરૂં કર્યું ગુજરાતે અંક[2]—ગાઓ.
લવણાબ્ધિ સમ ખારો છતાં પણ મીઠું સત્યજ કહેતો;
શં[3] જનતાનું કરવા ઇચ્છી અભિવિકત પ્રવાહજ વહેતો—ગાઓ.
કવન દેશનાં પ્રેમે અંકિત કરી ગુર્જરી અંગ[4] બહલાવ્યાં;
રસિકતા એ શૌર્ય–ટેક સૌ ગુર્જર–હૃદય સુહાવ્યાં—ગાઓ.
દર્પ[5] હણ્યો સમકાલીનોનો ભાત અખંડિત પાડી;
વેતસ[6] રૂપ ધરી પરખી જનની જીવન–પ્રવાહની નાડી—ગાઓ.

૧. ચંદ્ર. ૨, ખોળો. ૩, કલ્યાણ. ૪, ગુજરાતી ભાષાનાં અનેક વિધ પાસાં. ૫, અભિમાન. ૬, જળમાં ઉગતો એક વેલો.

શલ્ય હૃદયનુ ભાવે વામ્યો ખીલવી શાન્દ-વાડી,
તગન સગન દૃષ્ટિ પ્રગતી ગત મર્નિ નીરખના દાંડી—ગાઓ
અબ્ધિ કેરો ઉત્સવ આજે હૃદયે ભાન ઝગન્તો,
ન્યુ હાઈસ્કૂલની આજનિ અર્પે, 'યોગીન્દ્ર' વાન્ભિગન્તો—ગાઓ

ન્યુ, હાઈસ્કૂલ (પંચમહાલ) પ્રયોજક: ગુણ વિમુગ્ન –
તા ૧–૯–૩૩
દાહોદ "યોગીન્દ્ર" ન્હા. ભટ્ટ.

# શ્રેષ્ઠ નગર ટેલાવીવ

જેમા ફક્ત એટલા યાહુદીઓનીજ વસ્તી હોય, તેવુ પૃથ્વી પરનુ એકજ શહેર ટેલાવીવ છે, તેમા ફક્ત એ જ ધર્મના સ્ત્રી અને પુરુષોની વસ્તી છે મોટા જાફા બંદરની આજુબાજુ આવેલા એક વખતના ઉજ્જડ જમીનના ઢાળ ઉપર તે બાધવામા આવ્યુ છે નહેરમા અવારનવાર આવ્યા જતા આરબ મુસાફર સિવાય, તેના બધા મહોલ્લાઓમા ફક્ત યાહુદીઓજ નજરે પડે છે, અને તેઓ હીબ્રુ ભાષા બોલે છે

આજથી વીસ વરસ પહેલા જ્યા આજે ટેલાવીવના દર્શન થાય છે તે જગા પડતર જમીન હતી આજે લોર્ડ બાલ્ફર, સર હર્બર્ટ સેમ્યુઅલ, પ્રોફેસર આઇન્સ્ટાઈન, અને બેરન ડી રોથ ચાઈલ્ડ તે શહેરની સ્વતંત્રતાના અધિષ્ઠાતા છે ઇ સ ૧૯૨૨મા તે નહેરની વસ્તી ૧૨૦૦૦ હતી, પરતુ હવે તેની વસ્તી ૪૫૦૦૦ની થઈ છે તે જાફા બંદરની હરિફાઈ કરી રહ્યુ છે ટેલાવીવ સંપૂર્ણપણે પોતાના પગ પર થઈ ગયુ છે તેને તેના પોતાના બગીચાઓ છે તે નહેરને પોતાની પોલીસ છે તેને પોતાના રોજીંદા વર્તમાનપત્રો છે તેને પોતાની નિશાળો અને દવાખાના છે તેની સ્થાપના અને રચના હેતુપૂર્વક નિયોજિત કરવામા આવેલી હોવાને લીધે, તેના સુદર પુલોને લીધે તથા અગત્ય ધરાવતા તેના 'વીલા'ઓને લીધે, તે પૂર્વના દેશોના નહેરોમાનુ સૌથી સુદર નહેર બની રહ્યુ છે

આજથી ત્રણસો વરસ પહેલા સ્પેન દેશમાથી યાહુદી પ્રજાને જુલમથી કાઢી મૂકવામા આવી હતી, ત્યારપછી આખી દુનીઆના બધા ભાગોના યાહુદીઓ ચાલુ જમાનાની વૈભવતાવાળુ એક શહેર સ્થાપવાના સ્વપ્ના સેવી રહ્યા હતા આજે તેવુ ટેલાવીવ શહેર સ્થાપીને તેમણે તેમનુ સ્વપ્ન સિદ્ધ

છે. તેના મૂળના પાયામાંથી આખુંય શહેર ફક્ત યાહુદીઓએજ બાંધ્યું છે! બીજાં વીસ વરસમાં કેવું પરિણામ આવશે તે કોઈ કહી શકે તેમ નથી; કારણકે કદી પહેલાં આવું "કૃત્રિમ" શહેર કોઈ થયું નથી, કે જેમાં સો જુદી જુદી જાતની પ્રજાઓના પ્રતિનિધિઓ રહેતા હોય, સાથે કામ કરતા હોય, એકજ ભાષા બોલતા હોય, એકજ ધર્મ પાળતા હોય, અને તેઓ બધાં એકજ પ્રકારની તત્ત્વજ્ઞાનવાળી દૃષ્ટિ ધરાવતા હોય! *

**દલપતસિંહ પ્રભાતસિંહ પરમાર,** બી. એ.
હેડ માસ્તર. એ. વી. સ્કૂલ. **માણસા (મહીકાંઠા)**

## પાઠમાં રસ

( પુ. ૭૨ ના પૃષ્ઠ ૨૭૪ થી ચાલુ )

**(૪) સિદ્ધરાજ જયસિંહની ગુજરાત ઉપર ચઢાઈ:**—ગુજરાતના મહા પ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહના સમયના અનેક પ્રસંગોમાંના આ એક પ્રસંગનો પાઠ તેને લગતી સંપૂર્ણ હકીકત ઇતિહાસનાં જુદાં જુદાં પુસ્તકોમાંથી મેળવીને નીચે પ્રમાણે રસિક કરી શકાય:—

સિદ્ધરાજે જુનાગઢ ઉપર શા માટે ચઢાઈ કરી, તે સમજાવવાને માટે રાણકદેવીની વાત તેના જન્મથી લગ્ન સુધીની સવિસ્તર કહેવી જોઈએ. રાણકદેવીનો જન્મ સિંધના એક પ્રદેશના રાજાને ત્યાં થયો હતો. તેના જન્મ વખતે મૂળ નક્ષત્ર હતું. જોશીએ રાજાને જણાવ્યું કે આ કુંવરીનો જન્મ ખરાબ નક્ષત્રમાં થયો છે, તેથી જો તેનાં પગલાં તમારા મહેલમાં રહેશે તો તમારૂં રાજ્ય જશે! આ સાંભળી વહેમી રાજા ગભરાયો. તેને પુત્રી ઉપર અભાવ થયો, અને સ્વાર્થને લીધે વાત્સલ્ય વિસરી જઈને તેણે તે તર[illegible] મેલી નિર્દોષ કુંવરીને જંગલમાં મોકલી દીધી. આ પ્રમાણે [illegible]લી કુંવરી જંગલમાં આવી પડી. તે એક કુંભારના જોવા[illegible] તેને પોતાને ઘેર લઈ ગયો. તે રાજકુંવરી કુંભારને [illegible]નું રૂપ જોઈ તે પ્રાંતના રાજા લાખાએ તેનું માગું [illegible] પોતાનું વતન છોડી કુંવરીને લઈ સોરઠમાં [illegible] તે આવીને રહ્યો.

થઈને રૂ... ...ાર જુદી જુદી... ...યાં છે. પરદેશથી આ... ઉદ્યોગની શરૂઆત થાય છે. અથવા રૂમાનિઆમાં અને રશિ... કેળવણી આપવામાં આવે છે

* વસવાટ કરવા આવેલાઓ ઠ્મા "માંથી કરેલો અનુવાદ.

એક વખત સિદ્ધરાજના ચાર ભાટ ફરતા ફરતા મજેવડી ગામમાં આવ્યા. તેમણે કુંભારને ત્યાં પેલી ખૂબસુરત કન્યા જોઈ. તે સિદ્ધરાજ પાસે ગયા, એને કહ્યું કે તમારી સોળે રાણીઓને પાણી ભરાવે એવી સુંદર કન્યા સોરઠમાં છે. આથી સિદ્ધરાજે તે કન્યાનું માગું કરાવ્યું. કેટલીક આનાકાની કર્યા પછી પેલા કુંભારે ગુજરાતના રાજાધિરાજની માગણી સ્વીકારી અને લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

આ વાત જુનાગઢના રાજા રાખેંગારના જાણવામાં આવી. રાખેંગાર ઘણો બહાદુર રાજા હતો. તેના પિતાનું નામ રા'નવઘણ હતું. જ્યારે રા'નવઘણ મરવા પડયો, ત્યારે તેના ચારે દીકરાને તેણે પોતાની પાસે બોલાવ્યા. મરણ સમયે પિતાનો જીવ ગુંચવાતો જોઈ પુત્રોએ પૂછ્યું, કે તમારો જીવ કેમ ગુંચવાય છે? રા'નવઘણે કહ્યું કે મેં ચાર પ્રતિજ્ઞાઓ લીધેલી છે, તે પૂર્ણ થયા પહેલાં મારૂં મૃત્યુ આવી પહોંચ્યુ છે, તેથી મારો જીવ ગુંચાય છે. તમારામાંનો કોઈપણ મારી પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવાનું વચન આપે, તો મને શાન્તિ થાય અને મારો જીવ ગતે જાય. વળી તે પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરનાર મારી જુનાગઢની ગાદીએ બેસે. આ સાભળી સૌથી નાના પુત્ર ખેંગારે ચારે પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવાનું પોતાના પિતાને વચન આપ્યું. આથી સંતુષ્ટ થઈને પિતાએ પોતાની પ્રતિજ્ઞાઓ* કહી સંભળાવી, અને તેના પ્રાણ ચાલ્યા ગયા. રાખેંગારે પિતાને આપેલું વચન પાળ્યુ. પછી તે પરાક્રમી પુત્ર જુનાગઢની ગાદીએ બેઠો.

આવા શૂરવીર રાજા રા'ખેંગારે વિચાર્યું કે મારા રાજ્યમાંથી આવું અનુપમ કન્યારત્ન ગુજરાતનો રાજા સિદ્ધરાજ લઈ જાય તો મારે નીચું જોવા જેવું થાય, તેથી તેણે રાણકદેવી સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. આ પ્રમાણે નિશ્ચય કરીને રા'ખેંગારે રાણકદેવીને જુનાગઢ તેડાવી, તેની સાથે ભારે ધામધુમથી લગ્ન કર્યું. થોડા દિવસ પછી સિદ્ધરાજને સમાચાર મળ્યા કે રાણકદેવીને જુનાગઢનો રાજા રા'ખેંગાર પરણ્યો. આ સમાચારથી તે ઘણો ગુસ્સે થયો. તેણે એક મોટું સૈન્ય તૈયાર કર્યું, અને પોતાનું અપમાન કરનાર રા'ખેંગારને શિક્ષા કરવા માટે તથા રાણકદેવીને લઈ આવવા માટે જુનાગઢ તરફ કુચ કરી.

* (૧) મહીકાંઠાના ઉમેટાના રાજકુંવર હંસરાજને મારવો. (૨) જસદણ પાસેના ભોંયરા ગામનો કિલ્લો તોડી પાડી ત્યાંના રાજાને મારવો (૩) અણહિલપુર પાટણનો દરવાજો પાડી નાખવો. (૪) સિદ્ધરાજના ભાટના ગાલ ચીરી નાખવા.

અસલના વખતમાં હાલનાં જેવાં મુસાફરીનાં સાધનો નહિ હોવાથી ધારેલે સ્થળે લશ્કરને પહોંચતાં વધારે વખત લાગતો. સિદ્ધરાજનું લશ્કર પાટણથી નીકળી રસ્તામાં મુકામ કરતું કરતું ચાલ્યું. સિદ્ધરાજ જેવા પ્રતાપી રાજાનાં પગલાં જે સ્થળે થતાં તે સ્થળે કંઈ પણ લોકોપયોગી કામ તેના તરફથી કરાવવામાં આવતું. વીરમગામ મુકામ કર્યો ત્યાં તળાવ બંધાવ્યું. વઢવાણ મુકામે નવો કિલ્લો બંધાવ્યો. સાયલે પડાવ નાખીને ત્યાં તળાવ અને કોટ બંધાવ્યાં. એવી રીતે તે જુનાગઢ આવી પહોંચ્યો. તેણે જુનાગઢને ઘેરો ઘાલ્યો. ઘેરો બાર વરસ સુધી રહ્યો, પણ સિદ્ધરાજનું કંઈ વળ્યું નહિ. આ બાર વરસ દરમિઆન રાણકદેવીએ બે પુત્રને જન્મ આપ્યો.

રા'ખેંગારની એક બેનને સિદ્ધરાજના કોઈ ભાયાત સાથે પરણાવી હતી. તેને બે દીકરા હતા. એકનું નામ દેશળ અને બીજાનું નામ વીશળ હતું. રા'ખેંગારના આ બે ભાણેજ જુનાગઢમાં મામાને ત્યાં ઉછર્યા હતા. જ્યારે સિદ્ધરાજે જુનાગઢને ઘેરો ઘાલ્યો ત્યારે આ બન્ને ભાઈ ત્યાંજ હતા. એક દિવસ રા'ખેંગારને પોતાના મોટા ભાણેજ દેશળ ઉપર કંઈ શક આવવાથી તેને તિરસ્કાર કરીને કાઢી મૂક્યો. દેશળ પોતાના નાના ભાઈ વીશળને લઇને કિલ્લામાંથી બહાર નીકળ્યો. મામાનું લૂણ પોતાના પેટમાં હોવા છતાં તે બન્ને નીમકહરામ ભાણેજ સિદ્ધરાજ પાસે ગયા. તેમણે સિદ્ધરાજને કહ્યું કે આપ અમારા કાકા છો. અમારા મામાએ અમને તિરસ્કાર કરીને કાઢી મૂક્યા છે. અમે આપને શરણે આવ્યા છીએ. આપના લશ્કરને અમે સહેલાઈથી જુનાગઢમાં દાખલ કરીશું, અને રાણકદેવી આપને મેળવી આપીશું. આ અણધાર્યા પ્રસંગથી સિદ્ધરાજ બહુ ખૂશ થયો; અને જુનાગઢમાં દાખલ કરી આપે, તો દેશળની માગણી પ્રમાણે તેને જુનાગઢનું રાજ્ય આપવાનું કબુલ કર્યું.

'ઘર ફૂટે ઘર જાય' એ કહેવત પ્રમાણે દેશળે સિદ્ધરાજના લશ્કરને જુનાગઢમાં દાખલ કર્યું. બન્ને લશ્કર વચ્ચે દારુણ યુદ્ધ મચ્યું, પણ સિદ્ધરાજના મોટા લશ્કર સાથે લડતાં રા'ખેંગારનું લશ્કર ખપી ગયું. રા'ખેંગાર છેવટ સુધી બહાદુરીથી લડ્યો, પણ અંતે રણમાં પડ્યો.

આ રીતે સિદ્ધરાજની જીત થયા પછી તે દેશળ અને વીશળ સાથે રા'ખેંગારના મહેલમાં દાખલ થયો. રાણકદેવીને પોતાના પતિના મરણના સમાચાર મળ્યા હતા. તેની આંખમાંથી અગ્નિ વરસતો હતો. સિદ્ધરાજ તેની પાસે આવ્યો, પણ સતી રાણકદેવીનો દૃષ્ટિપાત તેનાથી સહન થઈ શક્યો નહિ. થોડા વખત સુધી તો તે કંઇ બોલી શક્યો નહિ. પછી તેણે

રાણકદેવીને પોતાની સાથે લગ્ન કરવા આજીજી કરી. રાણકદેવીએ સિદ્ધરાજને તિરસ્કારપૂર્વક કહ્યું કે સતી સ્ત્રીને તો એકજ પતિ હોય. મારા પતિ મારી રાહ જોતા હશે, તેથી હવે હું જેમ બને તેમ ઉતાવળથી તેમની પાસે જવા માગું છું.

રાણકદેવી માટે બાર બાર વરસ સુધી અતિશય હેરાનગતિ ભોગવ્યા છતાં તેના તરફથી આવો નિરાશાભર્યો જવાબ મળવાથી સિદ્ધરાજ ઘણો ક્રોધાયમાન થયો. ગુસ્સાના આવેશમાં તેણે રાણકદેવીના નાના કુંવરને તેની પાસેથી ખેંચી લઈ તેનું ડોકું તરવારથી ઉડાવી દીધું. આ ભયંકર દૃશ્ય જોઈ મોટો કુંવર માણેરો ત્રાસથી તેની માની સોડમા ભરાઈને રડવા લાગ્યો. તેને તે શુરી ક્ષત્રાણીએ કહ્યું કેઃ—

માણેરા તું મ રોય, મ કર રાતી આંખડી;
કુળમા લાગે ખોડ, મરતાં મા ન મંભારીએ.

બેટા માણેરા તું સિંહનો પુત્ર છે, સિંહણને ધાવેલો છે. ક્ષત્રીપુત્ર કદી પણ મૃત્યુથી ડરતો નથી, માટે માણેરા તુ ન રોઈશ અને રાતી આખ ન કરીશ. વળી મરતી વખતે માને ન સંભારીએ. એમ કરવાથી કુળને કલંક લાગે. પોતાના પુત્રને રાતી આંખ કર્યા વિના મરણને શરણ થવાની રજપુતની રીત શીખવનારી આ રજપુતાણીને ધન્ય છે!

ક્રોધથી અંધ બનેલા સિદ્ધરાજે રાણકદેવીના બીજા કુંવરને પણ માના ખોળામાંથી ખેંચી લઈ મારી નાખ્યો. આ બન્ને નિર્દોષ બાળકુંવરની હત્યા સિદ્ધરાજની રાજા તરીકેની ઝળહળતી કારકીર્દિમાં કલંકરૂપ છે. તેનુ આ નિંદ્યકામ તેની ઉજ્જ્વળ કીર્તિમા કાળા ડાઘા રૂપ છે. રાણકદેવીને પોતાની કરવાની ઇચ્છામા નિરાશા નિહાળતા સિદ્ધરાજે પેલા બે રા'ખેંગારના નીમક-હરામ ભાણેજને જુનાગઢની ગાદી ન આપતા તેમનો ઘાત કરાવ્યો. આ રીતે તેમને તેમની દગલબાજીનું ફળ મળ્યુ.

પછી સિદ્ધરાજ રાણકદેવીને બળાત્કારે પોતાની સાથે લઈ પાટણ તરફ રવાના થયો. જ્યારે રાણકદેવી જુનાગઢથી નીકળી ત્યારે તેણે ગિરનાર તરફ જોઈને તેને કહ્યું કેઃ—

ફટ! ફટ! ગોઝારા ગિરનાર, ખરેડી ખાગો કાં ન થયો!
મરતે રા'ખેંગાર, રંડાપો રાણકદેવડી.

હે! ઘાતકી ગિરનાર, તને ધિક્કાર છે કે તું પડી ગયો નહિ અથવા વાંકો પણ થયો નહિ. મતલબ કે રા'ખેંગારના મરણે અને રાણકદેવીના રંડાપાએ તારા ઉપર કંઈ પણ અસર કરી નહિ!

કવિની કલ્પના આટલેથી અટકતી નથી. રાણકદેવીએ દીધેલું મેણું સાંભળી ગિરનાર પડવા લાગ્યો, ત્યારે સતીએ કહ્યું કે:—

મા પડ મારા આધાર, તારાં ચોસલ કોણ ચઢાવશે,
મરતે રા'ખેંગાર, રંડાપો રાણકદેવડી.

હે! ગિરનાર, મારા આધાર, તું ન પડીશ. કારણકે રા'ખેંગાર મરણ પામ્યા છે, એટલે તારાં ચોસલાં (મોટા પત્થર) કોણ ચઢાવશે!

આ પ્રમાણે આખે રસ્તે વિલાપ કરતી રાણકદેવીને સિદ્ધરાજ પાટણ લઈ ગયો. ત્યાં તેનો શોક ઓછો કરવાને અને તેને પોતાની કરવાને માટે તેણે અનેક જાતના ઉપાય અજમાવ્યા, તોપણ રા'ખેંગાર ઉપર અપાર સ્નેહવાળી તે પતિવ્રતા સ્ત્રી ઉપર કંઈ પણ અસર થઈ નહિ. તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા, તેથી છેવટે કંટાળીને તેને તેની ઇચ્છા પ્રમાણે વઢવાણ લાવવામાં આવી. ત્યાં ભોગાવાને તીરે તે પતિપ્રેમની પ્રતિમા સતી થઈ. ધન્ય છે આવી પ્રતિવ્રતા સ્ત્રીને!

ઉપર જણાવેલા પ્રસંગમાં વિશેષે કરીને કરુણરસની જમાવટ કરી શકાશે. ગુજરાતના ઇતિહાસના ચાર રસિક નમુના આપ્યા. હવે હિંદુસ્તાનના ઇતિહાસના એકાદ બે રસિક પ્રસંગો જોઈએ.

**(૫) મેવાડનો રાણો પ્રતાપસિંહ**—પન્નાએ પોતાના પુત્રનો ભોગ આપી જે ઉદેસિંહને બચાવ્યો હતો, તે ઉદેસિંહનો પુત્ર પ્રતાપસિંહ હતો. ઉદેસિંહમાં બહાદુરીનો અભાવ હતો. તેના સમયમાં અકબરે ચિતોડ ઉપર સવારી કરી. ઉદેસિંહ નાસી ગયો, પણ તેના બહાદુર સરદારોએ અતુલ પરાક્રમ દાખવીને ચિતોડનો બચાવ કરવા પ્રયત્નો કર્યા, છતાં ચિતોડ અકબરના હાથમાં ગયું. ઉદેસિંહે અરવલ્લીની તળેટીમાં ઉદેપુર વસાવી ત્યાં રાજધાની કરી. તેને ઘણી રાણીઓ હતી. તે રાણીઓથી તેને ૨૫ પુત્ર થયા હતા. ઉદેસિંહે તેના મરણ પછી તેના જગમલ નામના પુત્રને ગાદી આપવાનું નક્કી કર્યું હતું. તે પ્રમાણે જગમલ ગાદીએ બેઠો, પણ તેનામાં કંઈ માલ નહિ હોવાથી પરાવતોએ તેને ગાદીએથી ઉઠાડી મૂકીને પ્રતાપસિંહને ગાદીએ બેસાડ્યો. પ્રતાપ ગાદીએ બેઠો તે વખતે ઘણુંખરું મેવાડ મોગલોના કબજામાં હતું, તેથી તેણે પોતાની રાજધાની કોમલમેરમાં કરી. મેવાડની દુર્દશાના સમયમાં પ્રતાપ જેવા પ્રતાપી રાણાની ખાસ જરૂર હતી. તેણે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી મેવાડ અને ચિતોડનો કિલ્લો મોગલો પાસેથી મેળવી ન શકાય ત્યાં સુધી મહેલ બંધાવવો નહિ, પલંગમાં સુવું નહિ અને સોનારૂપાનાં વાસણમાં જમવું નહિ. શૂરા પ્રતાપસિંહે આ પ્રમાણે પ્રતિજ્ઞા

કરીને બની શકે તેટલી તૈયારી કરી તેના પિતાએ ગુમાવેલું રાજ્ય પાછું મેળવવાનો ઉદ્યોગ આરંભ્યો. મારવાડ, આંબર, બિકાનેર વગેરે રજપુત રાજ્યો અકબરને તાબે થયાં હતાં. ઘણાખરા રજપુત રાજાઓએ પોતાની કુંવરીઓ અકબરને આપી હતી, માત્ર મેવાડના ટેકીલા રાણાએ પોતાની કન્યા મોગલને આપી ન હતી. આથી અકબરનો વિચાર મેવાડને જેર કરવાનો હતો.

એક વખત આંબરનો રાજા માનસિંહ, પ્રતાપસિંહને ત્યાં પરોણો થઈને આવ્યો હતો. પ્રતાપે તેની પરોણાચાકરી કરી પણ તેની સાથે જમવા ન બેઠો. માનસિંહે તેને પોતાની સાથે જમવા બેસવા આગ્રહ કર્યો, ત્યારે તે ટેકીલા રાણાએ કહ્યું કે રજપુતની ટેક મૂકી મોગલને કન્યા આપનાર સાથે મારાથી જમવા બેસી શકાય નહિ. આથી માનસિંહને ઘણો ગુસ્સો ચઢયો. તેણે અકબરને ઉશ્કેરી પ્રતાપને વશ કરવા આગ્રહ કર્યો. તેના પરિણામે હલદીઘાટનું પ્રખ્યાત યુદ્ધ થયુ.

અકબરનું મોટું સૈન્ય સલીમની સરદારી નીચે મેવાડમાં આવી પહોંચ્યું. પ્રતાપ પોતાના બાવીસ હજાર શૂરા રજપુતોને લઈને અરવલ્લી પહાડના હલદીઘાટના મેદાનમાં અકબરના લશ્કર સામે આવી પહોંચ્યો. પ્રતાપ ઉપર આફત લાવનાર માનસિંહ પણ સલીમ સાથે આવ્યો હતો. આ યુદ્ધમાં પ્રતાપે ભારે શૌર્ય બતાવ્યું. સલીમના અંગરક્ષકોને ઠાર કરી તે તેના હાથી પાસે પહોંચી ગયો અને પોતાનો ઘોડો કૂદાવી તેના ભારે ભાલા વડે સલીમને મારવા યત્ન કર્યો. સલીમનો હોદ્દો લોઢાનાં પતરાંથી સુરક્ષિત કરેલો ન હોત તો અકબરનો વારસ પ્રતાપના ભાલાથી વિંધાઈ જાત. સલીમના હાથી પાસે ભારે યુદ્ધ મચ્યું. તે વખતે અનેક ઘાથી ઘવાએલો મરણીઓ પ્રતાપ બચત નહિ, પણ ઝાલો રાણો માનસિંહ મોગલ દળને ભેદીને પ્રતાપ પાસે આવ્યો. પ્રતાપને બદલે પોતાના પ્રાણ આપવાનો તેણે નિશ્ચય કર્યો. પ્રતાપનું છત્ર ખેંચાવી લઈ તેણે પોતાના ઉપર ધરાવ્યું, એટલે મોગલોએ તેને પ્રતાપ સમજી તેના ઉપર હલ્લો કર્યો. ઝાલો રાણો અતુલ પરાક્રમ કરીને રણમાં પડયો અને ઇતિહાસમાં તેણે પોતાનું નામ અમર કર્યું. છઠ્ઠી ચોપડીમાં 'ઝાલા રાણાનું પરાક્રમ' એ પાઠમાં આ બાબતનું રસિક વર્ણન કરેલું છે.

હલદીઘાટના યુદ્ધમાં બાવીસ હજાર રજપુતોમાંથી માત્ર આઠ હજાર રજપુતો જીવતા રહ્યા. પ્રતાપ પોતાના ચેતક નામના ઘોડા ઉપર ત્યાંથી નાઠો. તેની પાછળ એક ઘોડેસ્વાર પૂર વેગથી આવતો હતો. તે ઘોડેસ્વાર પ્રતાપનો ભાઈ સક્તો હતો. નાનપણમાં પ્રતાપ સાથે અણબનાવ થવાથી તે અકબરને આશ્રયે ગયો હતો અને આ યુદ્ધમાં તે અકબર તરફથી લડતો

# કાવ્યોમાં શબ્દોનો ચમત્કાર

શબ્દ એક સ્વરૂપ પણ, ભિન્ન ભિન્ન અર્થો થાય;
જ્યાં જેવો શોભે સદા, તેવો અર્થ કરાય.

**દોહરા.**

ગોવુભાની પાટીમાં[૧], પાટી[૨] સરસ વણાય;
પાટી[૩] કાઢી જોવા જતાં, પાટી[૪] ફુટી જાય.

૧ વાંટો; ભાગ. ૨ સુતરની પાટી. ૩ હડી; દોટ. ૪ સ્લેટ.

ભાવાર્થઃ—ગોવુભાના વાંટામાં સારી પાટી વણાય છે. તે હડી કાઢી જોવા જતાં છોકરો પડી ગયો. અને તેની સ્લેટ ફુટી ગઇ.

---

તારો[૧] આકાશે જોઇને, તારો[૨] કરે વિચાર;
તારો[૩] મુજને જાણી નાથ, તારો[૪] સિંધુ પાર.

૧ ધ્રુવનો તારો. ૨ તરીઓ. ૩ તમારો. ૪ ઉગારો.

ભાવાર્થઃ—આકાશમાં ધ્રુવનો તારો જોઈને તરીઓ પુરુષ વિચાર કરે છે, કે હું દિશા ભૂલ્યો. માટે હે ઇશ્વર! મને તમારો ગણીને આ દરીઆમાંથી બચાવો.

---

નળ[૧] ફુટયો પાણી વહ્યું, નળ[૨] દમયંતી નાથ;
નળ[૩] કાંઠે વસનારના, બગડે બે નળ[૪] સાથ.

૧ પાણીનું ભુંગળું. ૨ નળ રાજા. ૩ નળ સરોવર જે ઝાલાવાડની પૂર્વે છે તે. ૪ નળ=પેડુની અંદરના બે નળ.

ભાવાર્થઃ—નળ ફુટવાથી પાણી દડ દડ ચાલ્યું જાય છે. દમયંતીનો ધણી નળરાજા છે અને નળ કાંઠે રહેનાર માણસના (ત્યાંનાં હવા, પાણી નઠારાં હોવાથી) બન્ને નળ એકી સાથે બગડે છે.

---

બાર[૧] વાગે ભાઇ બા'ર[૨] ગયા, દઈને ઘરનાં બાર[૩];
બાર[૪] ચલે ઘરમાં ગરી, વગાડયા ભાઈના બાર[૫].

ભાવાર્થ—બાર વાગે ઘરનાં કમાડ વાસી ભાઈ બહાર ગયા. પછવાડે-થી કોઈ હરામખોરે ઘરમાં પેસી ચોરી કરી, અને ભાઈના બાર' વગાડી દીધા.

---

પાનું[1] ફાટયું મેળનું, પાનું[2] થયું નુકસાન;
પાનું[3] ઢોર તો ચરી ગયુ, મદનું[4] પાનું જાણ.

૧ ચોપડાનું પાનું. ૨ ૦ા રૂપીઆનું, ૩ શેરીનું. ૪ મદની પાંદડી.

ભાવાર્થ:—રોજમેળનું પાનું ફાટી જવાથી ૦ા રૂપીઆનું નુકસાન થયું. મદનું પાનું ખુલ્લું રહેવાથી શેરીમાંનું ઢોર ચરી ગયું.

---

મા[1] ન[2] પૃથક નકાર છે, સંયુક્તે સ્વમાન[3];
માન[4] સરે જેમ હંસ છે, ઝાલામા નૃપ માન[5].

૧ નહિ. ૨ નહિ. ૩ આદરમાન. ૪ માનસરોવરને કાંઠે. ૫ રાજા માનસિંહ.

ભાવાર્થ—માન શબ્દને છુટો પાડતા **મા** અને **ન** એ બન્નેનો અર્થ નકાર થાય છે અને બન્નેને ભેગા કરો તો આદરમાન એવો અર્થ થાય છે. માન સરોવરને કાંઠે જેમ હંસ વખણાય છે, તેમ ઝાલાઓમાં રાજા માન-સિંહ વખણાય છે.

---

વા[1] આવ્યો પગને વિષે, ખેતર વા[2] ન ચલાય;
મળે ઔષધ વા[3] આશિષ તો, શુદ્ધ વા[4] મેળવાય.

૧ વાનો રોગ. ૨ જેટલું. ૩ અથવા. વાયુ; હવા.

ભાવાર્થ—પગમાં વાનો રોગ થવાથી ખેતર જેટલું પણ ચલાતું નથી. હવે કાં તો સારી દવા મળે અગર કોઈનો સારો આશીર્વાદ મળે તો સારો વાયુ મળે.

---

ધાતુ[1] રાજા શરીરનો, ધાતુ[2] વિણ નહિ શબ્દ;
સપ્ત ધાતુ[3] છે પૃથ્વીમાં, ધા[4] તુજ[5] સેવા સદ્ય;

૧ શુક્ર; વીર્ય. ૨ શબ્દનું મૂળ. ૩ સોનું રૂપું વગેરે. ૪ દોડ, ૫ તું

ભાવાર્થ—તમામ પ્રાણીઓના શરીરમાં ધાતુ એ રાજા છે. અને ધાતુ વગર કોઈ શબ્દ બનતો નથી, પૃથ્વીમાં સાતે ધાતુ છે. તે સેવા તું જલદી દોડ.

૧ ૨
વળ કાઢ્યો ભામે ખરો, દઈ પાંસળીએ વળ;
૩ ૪
મૂછે વળ દઈ વળ હવે, ટેકી પ્રતાપ પ્રબળ.

૧ કામ કર્યું; અણીને વખતે કામમાં આવ્યો. ૨ ખૂબ મહેનત કરી. ૩ મૂછે વળ દઈ=બહાદુરી બતાવી. ૪ પાછો વળ.

ભાવાર્થઃ—ભામાશાના બાપદાદાએ પાંસળીએ વળ દઈ જે પૈસો કમાવ્યો હતો તે પ્રતાપ રાણાને ખરે વખતે આપી તેનું કામ કાઢ્યું, અને કહ્યું કે હે ટેકીલા અને બળવાન પ્રતાપ! તું બહાદુર પાછો વળ: મતલબ કે મેવાડની ભૂમિ છોડીને જઈશ નહિ.

**ત્રિભુવન દેવશી રાઘવાણી**
બી. આ. તા. સ્કૂલ નં. ૨. વઢવાણ શહેર.

## શિક્ષકની યોગ્યતા

જે શિક્ષક બાળકોનું ધ્યાન સારી રીતે આકર્ષી શકતો નથી, તે શિક્ષકની યોગ્યતાને પામ્યો નથી એમ કહી શકાય.

બાળકોનું વિષય પરત્વે ધ્યાન ખેંચવા માટે, અને વિષયમાં રસ લેતા કરવા માટે શિક્ષકની યોગ્યતા અગ્રસ્થાન ભોગવે છે. પ્રભાવશાળી શિક્ષક વર્ગમાં જાય છે કે તરતજ વિદ્યાર્થીઓના મનમાં શિક્ષક આવ્યા, એવો ભાસ થાય છે. આળસ જતાંની સાથેજ વિદ્યાર્થીઓ સ્વસ્થ થઈ જાય છે. પોતાની ગમે તેવી આંતરઇચ્છાઓને સંકેલી લે છે અને એકાગ્રચિત્તથી શિક્ષકને સાંભળવા ઈંતેજાર થાય છે. આ ઇંતેજારી બાળકનું ધ્યાન ખેંચે છે, અને વિષયમાં રસ લેતો કરવા માટે તેને તત્પર બનાવે છે. આવી રીતે સ્વેચ્છાનુસાર ગ્રહણ કરેલું જ્ઞાન બાળક કદી ભૂલતો નથી. મોટા મનુષ્યો કરતાં બાળકનામાં તુલનાશક્તિ વધારે હોય છે. ગમે તેવો અજાણ્યો શિક્ષક વર્ગમાં જાય તેની સાથેજ વિદ્યાર્થીઓ શિક્ષકની તુલના કરી લે છે, એટલે પ્રથમ દિવસેજ જો વિદ્યાર્થીઓના મગજ ઉપર શિક્ષકનો સારો પ્રભાવ પડે તોજ તે બાળકોને શિક્ષણમાં રસ લેતા કરી શકે અને કોઈપણ પ્રકારની બેદરકારી બતાવતાં બાળકો અચકાય. વિદ્યાર્થીઓ ઉપર પ્રભાવ પાડવા માટે અને તેમને વિષય પરત્વે આકર્ષવા માટે નીચેની બીના ધ્યાનમાં લેવા જેવી છેઃ—

શિક્ષકની ઉચાઈ વિદ્યાર્થીઓની ઉંચાઈના પ્રમાણમાં વધુ હોવી જોઈએ. ઉંચાઈના પ્રમાણમાં શરીર ભરાવદાર હોવું જોઈએ, તેમજ કોઈ-પણ જાતની ખોડ વિનાનું હોવું જોઈએ. મુખાકૃતિ પણ ભવ્ય જોઈએ, અને ચપળ નેત્ર જોઈએ. આવો સાધનસંપન્ન શિક્ષક ગમે તેવા વિદ્યાર્થીઓ ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે છે. બાળકો ઉપર પ્રભાવ પાડવાની શક્તિ એ શિક્ષકનું પ્રથમ પ્રમાણપત્ર છે. ઉપર્યુક્ત કુદરતી સાધનો ઉપરાંત શિક્ષક તરીકેની યોગ્યતા મેળવવા માટે શિક્ષકે યોગ્ય પહેરવેશ રાખવો જોઈએ. શિક્ષકનો યોગ્ય પહેરવેશ ન હોય તો બાળકો ઉપર તેની સારી છાપ પડતી નથી માટે પહેરવેશ પણ શિક્ષકને યોગ્ય જોઈએ. યોગ્ય એટલે મોંઘો કે ખર્ચાળ નહિ, પણ સાદો, સ્વચ્છ અને શિક્ષકને છાજે તેવો હોવો જોઈએ. પહેરવેશ પણ શિક્ષકની યોગ્યતાનું બીજું પ્રમાણપત્ર છે.

શિક્ષકનો અવાજ એ શિક્ષકની યોગ્યતાનુ ત્રીજું પ્રમાણપત્ર છે. શિક્ષકનો અવાજ જો ક્લિષ્ટ કે ખોખરો હોય તો બાળકો ધ્યાન આપતાં નથી; માટે અવાજ પણ મધુરો, મીઠો અને આકર્ષક જોઈએ. વળી સમયાનુસાર અવાજમાં ફેરફાર કરવાની શિક્ષકનામા શક્તિ જોઈએ. અવાજમા પણ મિઠાશ તથા ભય અને પ્રેમની લાગણી જોઈએ. અવાજ બાળકોનાં મન હરવામાં સાધનરૂપ છે. કેટલાક શિક્ષકો વર્ગમા સોટી લેઈ આમતેમ ફરવામાં, વિદ્યાર્થીઓને ગમે તેવી રીતે બોલાવવામા, બાળકો સમક્ષ ક્લિષ્ટ ભાષા વાપરવામાં અને કાનપટી પકડવામા પોતાને શિક્ષકની યોગ્યતાને પૂર્ણ દરજ્જે પહોચ્યા હોય એમ માને છે. આવું વર્તન હોવા છતાંય "**परोपदेशे पाण्डित्यं**" કરવામાં અને બાળકના વિધાતા તરીકે બણગાં ફુંકવામાં પાછી પાની કરતા નથી. શિક્ષકોએ યાદ રાખવું જોઈએ કે બાળક એ અનુકરણ કરનાર પ્રાણી છે. શિક્ષકની જેવી રીતભાત તે જુએ છે તેવીજ રીતભાત, તેવીજ ચેષ્ટાઓ અને તેવુંજ વર્તન તે ગ્રહણ કરે છે અને તેવીજ જાતના સંસ્કાર તેના બંધાય છે; એટલે શિક્ષકે મનસા, વાચા અને કર્મણાથી આદર્શ અને યોગ્ય રીતભાત રાખવી જોઈએ. યોગ્ય રીતભાત પણ શિક્ષકની યોગ્યતાનું ચોથું પ્રમાણપત્ર છે.

હવે શિક્ષકના જ્ઞાન વિષે વિચાર કરીએ. શિક્ષક જ્ઞાની હોય પરંતુ શીખવવાની શૈલીથી અજ્ઞાત હોય, બાળકોને સમજાવવાની કે માર્ગદર્શક થવાની શક્તિ તેનામાં ન હોય તો તે જ્ઞાન શા કામનું ? શિક્ષકની બધી યોગ્યતાનો મૂળ પાયો જ્ઞાન છે. શિક્ષક સારો જ્ઞાની હોવો જોઈએ. જ્ઞાન સાથે

સરકાર તરફથી તેમજ ભરુચ ડિ. લો. બો. અને મ્યુનિસિપાલિટિ તરફથી કેટલુંક ખરચ મળે છે, તેમજ અન્યસંસ્થા તેમજ વ્યક્તિઓ તરફથી મદદ મળતી રહે છે.

આરોગ્યસંગ્રહસ્થાન તથા આરોગ્યને લગતી લાયબ્રેરી:—આરોગ્યસંગ્રહસ્થાનમાં ૧૧૬ મોડેલો, ૮૦ પેસ્ટરો, ૨૦ નમુનાઓ, ૨૭૩ ચાર્ટસ અને ૭૬૩ મેજિકલેન્ટર્ન સ્લાઇડઝ તથા ટ્રાવેલીંગ એક્ઝિબીશન માટે મોડેલો, ચાર્ટસ વગેરેનો સેટ રાખવામાં આવ્યો છે. આરોગ્યને લગતી લાયબ્રેરીમાં ૭૦૪ ચોપડીઓ છે. મ્યુઝિઅમ હોલમાં એસોસિએશનના મેમ્બરો તથા વિદ્યાર્થીઓને તંદુરસ્તીને લગતી સિનેમા ફીલમો તથા મેજિકલેન્ટર્નની સ્લાઇડઝો બતાવવામાં આવે છે. વરસ દરમિઆન લેડી ઇન્સ્પેક્ટ્રેસ ઓફ ફેક્ટરીઝ તથા લેડી સુપ્રિન્ટેન્ડ ઓફ આઇ. પી. મિશન સુરતે આરોગ્યસંગ્રહસ્થાનની મુલાકાત લઈ પોતાના ઉંચા અભિપ્રાયોની નોંધ કરી છે. તેમજ આર. એસ. દલાલ હાઇસ્કૂલ, પીટીટ ગર્લ્સ સ્કૂલ તથા જિલ્લાના વિદ્યાર્થીઓ, બાળાઓએ તથા જાહેર પ્રજાએ આ આરોગ્યસંગ્રહસ્થાનનો સારો લાભ લીધો હતો.

## ભૌગોલિક પર્યટણ–શાહીબાગ

---

અમે તા. ૨–૯–૩૩ ના રોજે શનિવારે બપોરે ૪–૩૦ વાગતાં શાહીબાગ પહોંચ્યાં. અમારી દસ દસ સ્કૉલરોની ટુકડીઓ અનુક્રમે ગઈ હતી. તે દરેક ટુકડીને અમારા ભૂગોળના શિક્ષકે પ્લાન દોરવાનું કામ સોંપ્યું. કમિશ્નર સાહેબના બંગલાથી દરેક ટુકડી અનુક્રમે ૧૦૦–૧૦૦ ડગલાં આગળ વધી જે જગા નક્કી થાય તે જગાનો તેને પ્લાન દોરવાનો હતો. અમારી દસ ટુકડીઓ આખા શાહીબાગના વિસ્તારમાં દસ જગાએ વહેંચાઈ ગઈ, અને પોત પોતાનો પ્લાન દોરવાનું કામ શરૂ કરી દીધું. દરેકે સ્કેચબુક; રબર, પેન્સિલ, માપવાનાં સાધનો વગેરે સાથે લઈ લીધાં હતાં. અમારી ટુકડીને ભાગ એક પૂલનો પ્લાન દોરવાનો આવ્યો હતો. પ્લાન દોરતાં પહેલાં અમે અમારી સ્કેચબુકમાં તેનું ચિત્ર પાડી લીધું. પછી અમે નીચે પ્રમાણે તેનું માપ લીધું.

કમિશ્નર સાહેબના બંગલાથી, અમે ૨૧૦૦ ફૂટ ઉત્તરમાં આવ્યા હતા. એ રસ્તો કેમ્પ તરફ જતો હતો. અમારા પૂલની ઉત્તર દક્ષિણ લંબાઈ ૪૦' હતી અને પૂર્વપશ્ચિમ પહોળાઈ ૨૦' હતી. નીચેનું તળાવ

૨૦' ઊંડુ હતું. એ પૂલની નીચે કરેલા ચણતર વચ્ચેની પહોળાઈ ૧૦' હતી. એવા નાનકડા પુલ ઉપરથી મોટા મોટી નદીઓના પુલનો ખ્યાલ અમને આવતો હતો.

એ પુલ ઉપર ઉભા રહી પશ્ચિમ દિશાએ નજર કરતાં એક મોટી ખીણ માલમ પડી. એ ખીણની ઉપરની પહોળાઈ ૯૦' હતી. મધ્યની પહોળાઈ ૮૦' હતી અને તળીઆની પહોળાઈ ૩૦' હતી. એ ખીણ ઉપરની જમીનની સપાટીથી તળીઆની સપાટી સુધી ૫૦' ઊંડી હતી. એ ખીણની પેલીમેર સાબરમતી નદી જોવામાં આવતી હતી. સાબરમતી નદી સુધી એ ખીણની લંબાઈ ૧૫૦' હતી. એ ખીણમા એક પગરસ્તો માલમ પડતો હતો. પૂલથી ૫૦' દૂર એ ખીણનું તળીઉં ફક્ત ૧૫' સાંકડું હતું. આગળ જતાં નદી પાસે તળીઆની પહોળાઈ ૨૦' હતી. સાબરમતી નદીનું વહેણ અમારા પુલને સમાંતર ઉત્તરથી દક્ષિણ વહેતું હતું અને આગળ જતાં તે વહેણ પશ્ચિમમાં વળ્યું હતુ.

એ નદીની પહોળાઈ આસરે ૩૦૦ ફૂટ હતી. નદીની પેલી બાજુએ લગભગ ૫૦૦' પહોળું મેદાન હતું. તેમા લીલું ઘાસ ઉગેલું માલમ પડતું હતું. એ મેદાનમાં રેલવેના રસ્તા ઉપર આગગાડીના ડબ્બાની હાર જણાતી હતી. એ ડબ્બાની પેલી બાજુનો પૃથ્વીનો કેટલોક ભાગ પણ દૃષ્ટિમર્યાદામાં આવતો હતો. ત્યાં નાનાં મોટાં પુષ્કળ ઝાડો હતાં. ત્યાં આકાશ અને પૃથ્વી ક્ષિતિજમાં મળી ગયાં હોય એમ લાગતું હતું. ખીણની દક્ષિણે કેટલાંક ખેતરો હતાં અને ઉત્તરે ઘાસચારાની જમીન હતી.

ઉપર દર્શાવ્યા મુજબ ચોકસ માપ લઈ ૨૦'=૧" એ સ્કેલ લઈ તેનું માપચિત્ર ( પ્લાન ) એક મોટા કાગળમાં પાડ્યું, જેનો નમુનો આ સાથે આપવામાં આવ્યો છે.

એ સિવાય નદીની પાસે જઈ નિશાળનાં ભૂગોળને લગતા ઘણી બાબતો શીખવાની મળી હતી. પાણીના વહેણથી જમીનના જુદા જુદા આકારો બન્યા હતા. જમીનની અણી લાંબી થઈ નદીના પાણીમાં ગઈ હતી. તેમ પાણીનો કેટલોક ભાગ જમીનમાં ગએલો જણાતો હતો. કોઈ જગાએ પાણીનો ભાગ ત્રણે બાજુએ જમીનથી ઘેરાએલો જણાતો હતો. તેનાથી ઉલટું જમીનનો મોટો ભાગ ત્રણે બાજુએ પાણીથી વીંટળાએલો જણાતો. આ ઉપરથી ભૂશિર, અખાત, ઉપસાગર, દ્વીપકલ્પ વગેરે ભૂગોળને

લગતી વ્યાખ્યાઓનો ખ્યાલ સ્પષ્ટ થતો હતો. તેમજ બેટ, સરોવર, તળાવ, ડુંગર, ધોધ, સંગમ, નદીનું મૂળ, મુખ, પાત્ર, સામુદ્રધુની, સંયોગીભૂમિ, ડેલ્ટા, શિખર, પર્વત, વગેરેની ભૌગોલિક બાબતોનો સ્પષ્ટ ખ્યાલ ત્યાં બનેલા આકારો ઉપરથી આવતો હતો.

પથરો પાણીના ઘસારાથી ઘસાય છે એ બાબત ત્યાં શીખવાની મળતી હતી. ઘસાઈ ગએલા પથરો ગોળમટોળ બની કિનારે પડી રહ્યા હતા. પાણીના ઘસારાથી મોટા મોટા પથરો તૂટી તેનો ભૂકો થઈ કાંકરીઓ બની તેમાંથી માટી તૈયાર થએલી બારીક નજરે જણાતી હતી.

સૂર્યના તાપથી નદીના પાણી કરતાં જમીન વધારે તપવાથી જમીન ઉપરની હવા ઉપર ચઢતી હતી, અને તેની જગાએ નદી ઉપરનો ટાઢો પવન ધસી આવતો હતો. એ ઉપરથી સમુદ્રની લહેરો તથા પવન વાવાનું કારણ સમજાતું હતું. સૂર્યના તાપથી નદીના પાણીની ધીમે ધીમે વરાળ થઈ ઉપર જતી હતી. ઉપર ગએલી વરાળનાં વાદળાં બંધાઈ તેમાંથી વરસાદ પડી તે પાણી જમીનમાં પચી ફરીથી એ નદીને મળતું, એ બાબત મગજમાં આપોઆપ સ્ફુરી આવતી હતી.

નદી વડે જમીનની સપાટીમાં બે રીતે ફેરફાર કરે છે. એક ઉપર કહ્યું તેમ નદી પોતાની સાથે કાંકરા, કાંપ, રેતી વગેરે લઈ જઈ નીચાણમાં ઠારે છે, અને આથી તેમના મુખ આગળ ત્રિકોણાકાર પ્રદેશો પડે છે. બીજું નદી તેના પાત્રમાં વહેણના જોસથી ખીણો અને ખાડા પાડી નાખે છે. પૃથ્વીની સપાટી ઉપર પાણી અને હવા નિરંતર ફેરફાર કર્યા કરે છે. એનો ઇતિહાસ તે જગા પુરવાર કરી આપતી હતી.

ત્યાંથી અમે અમારા બીજા મિત્રોના દોરેલાં માપચિત્રો જોવા આગળ ગયા. બંગલાઓનો, રસ્તાઓનો, બાગબગીચાઓનો તેમજ વૉટરવર્કર્સનો પ્લાન કેટલાક દોરતા હતા. સર્વે પોતપોતાનું કામ પુરૂં કરી પાછાં ફર્યાં.

વિલાયતમાં આ પ્રમાણે પ્રાયોગિક ભૂગોળ પ્રથમ શીખવવામાં આવે છે. તેમાં બાળકોને પ્રથમ કુદરતમાં થતા ફેરફાર અને શાળાની આસપાસની સ્થિતિનું નિરીક્ષણનું કામ અને માપચિત્ર કાઢવાનું શીખવે છે. નદી, સમુદ્ર, સરોવર, ધોધ, ડુંગર, ગુફા, વગેરે ભૌગોલિક સ્થળો આગળ ત્યાંના શિક્ષકો બાળકોને લઈ જાય છે. તે દેખાવોનું નિરીક્ષણ કરાવે છે અને તેનાં માપચિત્રો પડાવે છે. આપણે ત્યાં તો પ્રથમ વર્ગમાં દિશા અને વ્યાખ્યા ગોખાવીને ભૂગોળ શીખવવામાં આવે છે.

આપણે આપણા બાળકોને તળાવ કે નદી આગળ લઈ જઈ ત્યાં જમીન અને પાણીના કિનારા આગળ બનેલા અનેક આકારો ઉપરથી ભૂગોળની વ્યાખ્યા શીખવીશું તો તેની છાપ બાળકોના મગજમાં સચોટ પડશે તેજ પ્રમાણે નિશાળ અને તેના ઓરડાનું માપ લઈ તેનું માપચિત્ર પ્રથમ દોરતાં શીખવીશું તો ગામના, તાલુકાના કે જિલ્લાના નકશાઓનો ખ્યાલ તેમના મગજમાં સ્પષ્ટ થશે, અને એવી રીતે આપેલા ભૂગોળના પાઠ હંમેશાં ફળદાયી નીવડશે.

પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજ. **સ્કૉલર ગોવિંદજી ભાણાભાઈ ચાંપાનેરી**

---

## જાહેરખબર

---

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ. | ગ્રંથકર્તાનું નામ. | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ. | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામા આવી છે. | રિમ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ઝનાના ઉર્દુ કોર્સ હિસ્સા-એ-અવ્વાલ, ૧૯૩૨ | મૌલ્વી ફીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર | મૌલ્વી ફીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર. | ૦—૪—૦ | છોકરીઓની ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા ધોરણ ૧ લા માટે પાઠયપુસ્તક તરીકે. | |
| ૨ | ,, ,, દુવ્વુમ ,, | ,, | ,, | ૦—૭—૦ | ,, ૨ ,, ,, | |
| ૩ | ,, ,, સેવ્વુમ ,, | ,, | ,, | ૦—૮—૦ | ,, ૩ ,, ,, | |
| ૪ | ,, ,, ચહરૂમ ,, | ,, | ,, | ૦—૯—૦ | ,, ૪ ,, ,, | |
| ૫ | ,, ,, પંજુમ ,, | ,, | ,, | ૦—૧૦—૦ | ,, ૫ ,, ,, | |
| ૬ | ,, ,, શશુમ ,, | ,, | ,, | ૦—૧૨—૦ | ,, ૬ ,, ,, | |
| ૭ | ,, ,, હફતુમ ,, | ,, | ,, | ૦—૧૨—૦ | છોકરીઓની ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા ઇનામ અને લાયબ્રેરી માટે અને સ્ત્રીઓ માટેના જુનિઅર પહેલા વર્ષના કલાસમાં પાઠયપુસ્તક તરીકે. | |
| ૮ | ,, ,, હશ્તુમ ,, | ,, | ,, | ૦—૧૩—૦ | ,, ,, | |
| ૯ | હેંડબુક ઑફ ડ્રોઇંગ ભાગ ૧ | ઝવેરી કમરૂદ્દીન, હેડ ડ્રોઇંગમાસ્તર, શ્રી રણબીર હાઇસ્કૂલ, જમ્મુ. | ઠાકર આનંદ એન્ડ સન્સ, મોરીગેટની અંદર, લાહોર. | ૦—૪—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૧૦ | ,, ,, ૨ | ,, | ,, | ૦—૪—૦ | ,, | |
| ૧૧ | ,, ,, ૩ | ,, | ,, | ૦—૮—૦ | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨ | સાયન્સકે ફિરિયને, ભાગ ૧ | લાલા દોલતરામ સરણા, પ્રોફેસર ડી. એ. વી. કૉલેજ, રાવળપીંડી. | ઠાકર આનંદ એન્ડ સન્સ, મોરીગેટની અંદર, લાહોર. | ૦–૧૧—૦ | દરેક ઉર્દુ ઇન્સ્ટીટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૩ | ” ” ૨ | ” | ” | ૦–૧૦—૦ | ” |
| ૧૪ | ” ” ૩ | ” | ” | ૦–૧૩—૦ | ” |
| ૧૫ | ગુલદસ્ત એ મુહાવરાતે ઉર્દુ | માલીક અબ્દુરરહેમાન સાહેબ, એમ. એ. પ્રોફેસર અલસેના–એ શરીકા અંગ્રેજી સ્ટેટ કૉલેજ, માલેર કોટલા | ” | ૦—૫—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૬ | અદ્રસનુલ ખયાલ, પહેલી આવૃત્તિ, ૧૩૫૧ હીજરી | મહમ્મદ બશીરૂદ્દીન અનસારી | લેખક | ૦—૪—૦ | દરેક ઉર્દુ ઇન્સ્ટીટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૭ | દિનયાતકા પહલા રિસાલા ૧૯૩૨ ની ૩૫ મી આવૃત્તિ | ” | અંજુમન–એ–હિમાયત એ–ઇસ્લામ, લાહોર. | ૦—૧—૬ | મકતબ્સમાં અને ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમાં મુસલમાન વિદ્યાર્થીઓ માટે ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૮ | ” દુસરા ” ” ૨૦ ” | ” | ” | ૦—૨—૬ | ” |
| ૧૯ | ” તીસરા ” ” ૨૪ ” | ” | ” | ૦—૩—૦ | ” |
| ૨૦ | ઉલુ–એ–ઇસ્લામ, હિસ્સા–એ અવ્વલ, ૧૯૩૦ ની બીજી આવૃત્તિ | ” | ” | ૦—૧—૬ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૧ | ” ” દુવ્યુમ, ૧૯૩૦ ની પહેલી આવૃત્તિ | ” | ” | ૦—૧—૫ | ” |
| ૨૨ | ” ” સેવ્યુમ, ૧૯૩૦ ની પહેલી આવૃત્તિ | ” | ” | ૦—૧—૫ | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩ | " " -ચહરૂમ, ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ | મહમ્મદ બશીરૂદ્દીન અનસારી. | અંજુમન-એ-હીમાયત એ-ઇસ્લામ, લાહોર. | ૦—૧—૧૦ | " |
| ૨૪ | અખલાકે મુહમ્મદી, હિસ્સા-એ-અવ્વલ વા દુવ્વુમ, ૧૯૩૦ ની બીજી આવૃત્તિ | " | " | ભાગ ૧ લાના ૦—૨—૧ | " |
| ૨૫ | અલ અમીન, ૧૯૩૧ ની બીજી આવૃત્તિ | " | " | ભાગ ૨ જાના ૦—૨—૧૦<br>૦—૪—૪ | " |
| ૨૬ | જરીદ ઇબ્તિદાઈ કાયદા, ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ | કરી અબ્બાસહુસેઇન એન્ડ કરી મરફૂરાઝ હુસેઇન. | લાલા સુલતાનચાંદ એન્ડ બ્રધર્સ, ચાંદનીચોક, દિલ્હી. | ૦—૧—૬ | બાળવર્ગ માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨૭ | ઉર્દુ કી દુસરી કિતાબ, ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ | " | " | ૦—૮—૦ | ધોરણ ૨ જા માટે વધારાના વાચન તરીકે. |
| ૨૮ | " તીસરી " " | " | " | ૦—૯—૦ | " ૩ જા " |
| ૨૯ | " ચોથી " " | " | " | ૦—૮—૬ | " ૪ થા " |
| ૩૦ | મખઝને અદબ, હિસ્સા-એ-અવ્વલ, ૧૯૩૨ ની પાચમી આવૃત્તિ | મીરઝા મહમદ સૈયદ સાહેબ અને શેખ મહમદ અકરામ સાહેબ. | પંજાબ પ્રિન્ટિંગ વર્કસ ગુરુદ્વારો, અનારકળી, લાહોર. | ૦-૧૦—૦ | દરેક ઇન્સ્ટીટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે અને માધ્યમિકસ્કૂલોના ધો. ૪ થા અને પુરુષ તેમજ સ્ત્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોના પહેલા વર્ષ માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૩૧ | " દુવ્વુમ " | " | " | ૦-૧૧—૨ | " " અને ધો. ૫ મા અને " " બીજા વર્ષ માટે. " |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૨ | ,, સેસ્સુમ ,, | ,, | ,, | ૦—૬—૧૦ | ,, ,, અને માધ્યમિક સ્કૂલોમાં ધો. ૬ ઠા માટે. |
| ૩૩ | ,, ચહરૂમ ,, | ,, | ,, | ૦—૧૨—૦ | ,, |
| ૩૪ | તાજે આફરીનીશ, પહેલી આવૃત્તિ | અબ્દુલ હમીદ નોઆમની. | લેખક | ૦—૧૦—૦ | દરેક ઉર્દુ ઇન્સ્ટીટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૫ | પ્યારે બચ્ચોંકા પ્યારા કાયદા. હિસ્સા-એ-અવ્વલ, ૧૯૩૨ ની બીજી આવૃત્તિ | અબ્દુલ કાદીર અબ્દુલગની, હેડમાસ્તર, મ્યુનિ. ઉર્દુ બૉયઝ સ્કૂલ નં. ૨૩ પુનારીટી | લેખક | ૦—૧—૬ | બાળવર્ગમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૩૬ | ,, ,, દુવ્વુમ ,, | ,, | ,, | ૦—૧—૦ | ,, |
| ૩૭ | મુરીદુલ અકવાલ, ઑક્ટોબર ૧૯૨૯ | કરીમહમદહુસેઇન સાહેબ | ,, | ૦—૩—૬ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૮ | સીરતે નબવી, વોલ્યુમ ૧ પહેલી આવૃત્તિ | શીબલી-એ-નાઓમની | દારૂલ મુસાંનીફીન આઝમગઢ | ૬—૦—૦ | ઉર્દુ માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૯ | ,, ,, ૨ ,, | ,, | ,, | ૬—૦—૦ | ,, |
| ૪૦ | ,, ,, ૩ ,, | ,, | ,, | ૬—૦—૦ | ,, |
| ૪૧ | ,, ,, ૪ ,, | ,, | ,, | ૬—૦—૦ | ,, |
| ૪૨ | ખુલફાએ-રાશેદીન, પહેલી આવૃત્તિ | મુઇનુદ્દીન નાડવી | દારૂલ મુસન્નીફીન, આઝમગઢ. | ૩—૮—૦ | ,, |
| ૪૩ | મુહાજિરીન હિસ્સા-એ-અવ્વલ ,, | ,, | ,, | ૪—૦—૦ | ,, |
| ૪૪ | તબકાતુલ ઉમમ ,, | કાઝી અહમદમીયાં અખતાર | ,, | ૧—૮—૦ | ,, |

| ૪૫ | નૈરંગે " | મુઝફ્ફરૂદ્દીન નાડવી | " | ૧—૦—૦ | " |
|---|---|---|---|---|---|
| ૪૬ | તારીખે ફિકહે ઇસ્લામ | અબ્દુસ્ સલામ નાડવી | " | ૪—૦—૦ | " |
| ૪૭ | તમદ્દુને ઇસ્લામ | અબ્દુલ મજીદ | " | ૧—૮—૦ | " |
| ૪૮ | અરબો હિંદ કે તઅલ્લુકાત | સૈયદ સુલેમાન નાડવી | હિંદુસ્તાની એકેડેમી, અલ્હાબાદ | ૪—૦—૦ | " |
| ૪૯ | હિંદી શાએરી, પહેલી આવૃત્તિ | ડૉ. આઝમ કરવી | " | ૨—૦—૦ | " |
| ૫૦ | સબરસ " | મૌલાના વજ્હી | અન્જુમન-એ તરક્કી-એ ઉર્દુ, ઔરંગાબાદ | ૪—૦—૦ | " |
| ૫૧ | ઇતિકા " | મુસ્તાક અહમદ | " | ૧—૬—૦ | " |
| ૫૨ | આબે બકા " | ખ્વાજા અબ્દુર્રઉફ 'ઇશરત' | કુતબુદ્દીન અહમદ, નામીપ્રેસ, લખનૌ | ૨—૦—૦ | " |
| ૫૩ | જુદી હિરમા-એ-અહબાબ, ચોથી આવૃત્તિ | મહમદ ઇનાયતુલ્લાહ ખાન | દારૂલ ઇશાઅત, લાહોર | ૧—૦—૦ | " |
| ૫૪ | " કુલ્સુમ, ત્રીજી આવૃત્તિ | " | " | ૧—૦—૦ | " |
| ૫૫ | દરબારે અકબરી, પહેલી આવૃત્તિ | મહમદહુસેન આઝાદ | સુરીદ-એ અઆમપ્રેસ, લાહોર | ૫—૦—૦ | " |
| ૫૬ | નૈરંગે ખિયાલ | " | " | ૦—૭—૦ | " |
| ૫૭ | ખિયાલાતે અઝીઝ | અઝીઝ મીર્ઝા | ઝમાના પ્રેસ, કાનપુર | ૧—૦—૦ | " |
| ૫૮ | મઝામીને ફરહત વૉલ્યુમ ૧ | મીર્ઝા ફરહતુલ્લાબેગ | પેશવાપ્રેસ, દિલ્હી | ૨—૬—૦ | ઉર્દુ માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૫૯ | " " ૨ | " | " | ૨—૬—૦ | " |
| ૬૦ | " " ૩ | " | આઝમસ્ટીમ પ્રેસ, હૈદરાબાદ | ૨—૮—૦ | " |

| ૬૧ | મબાદીએ ફલસફા | મીર હુસનુદ્દીન | મકતબા-એ-ઇબ્રાહી-મીઆ, સ્ટેશનરોડ, હૈદ્રાબાદ, (ડેક્કન) | ૧—૦—૦ | ,, |
|---|---|---|---|---|---|
| ૬૨ | હિંદુસ્તાનકી મુઆશરતી હાલાત | અબ્દુલ્લાહ યુસુફઅલી | ઈંડિઅન પ્રેસ, અલ્લાહબાદ. | ૧—૪—૦ | ,, |
| ૬૩ | તારીખે અદબીયાતે ઈરાન | સૈયદ સજ્જાદહુસેન | અંજુમને-તરકી-એ ઉર્દુ-ઓરંગાબાદ. | ૪—૮—૦ | ,, |

પુના, તા. ૧૪ મી જુલાઈ, ૧૯૩૩.

(સહી) એ. એમ. ખાન
સેક્રેટરી, ઉર્દુ સ્કૂલબુક કમિટી, પુના.

## સને ૧૯૩૩-૩૪ ની સાલનું એન. પી. વકીલ શિષ્યવૃત્તિની પરિક્ષાનું પરિણામ

| ક્રમાંક | નામ | ઉંમર | કઈ શાળામાં ભણે છે | માસિક શિષ્યવૃત્તિની ક્રમ રકમ રૂા. |
|---|---|---|---|---|
| | "અ" વર્ગ | | | |
| ૧ | પીરા એન. શ્રોફ | ૧૩ | સરકારી ગર્લ્સ હાઇસ્કૂલ અમદાવાદ | ૪ |
| | "બ" વર્ગ | | | |
| ૨ | ખાલી | | | ૫ |
| | "ક" વર્ગ | | | |
| ૩ | ધન જહાંગીર મોબેદજી | ૧૫ | સદર | ૬ |
| | "ડ" વર્ગ | | | |
| ૪ | ઇન્દુ આર. શેઠ | ૧૬ | ઉપરસદર | ૭ |

મ્યુનિસિપલ ઓફિસ,
અમદાવાદ તા. ૩૧-૮-૩૩

સહી: મણીલાલ ચતુરભાઈ ઉપપ્રમુખ
અમદાવાદ મ્યુનિસિપાલિટિ

# ઇનામપત્રક

## ભરુચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| દીવી | ભગત ગિરધર કાળીદાસે | ૩—૦—૦ | રીઝમસાહમાં ઘઉંનો લોટ ૧ મણ આપ્યો. |
| | પા. નાગજી ભીકાએ | ૧—૦—૦ | ,, ખાંડ આપી. |
| | મિ. મોહન છીતાભાઇએ | ૨—૦—૦ | ,, તેલ તથા ગોળ આપ્યો. |
| | મિ. મોરાર ભગવાને | ૨—૦—૦ | ,, આખુચોખા તથા ,, મોરમ આપી. |
| | બાઇ લક્ષ્મી | ૨—૦—૦ | ,, ચોખા તથા લોટ આપ્યો. |
| ભરુચ | મિ. વસંતલાલ શેઠ સાહેબ તરફથી | ૭–૧૧–૯ | મિશન સ્કૂલ નં. ૨ માં પુસ્તકો તથા સ્લેટો ઇનામમાં વહેંચી. |
| | ,, | ... | ગરીબ વિદ્યાર્થીઓને ખમીશ સીવડાવવા માટે ખાદીના પાંચ તાકા ભેટ આપ્યા. |
| માંડવાબુજર્ગ | શાહ સ્વરૂપચંદ પાનાચંદ તથા મિ. રાયજીભાઇ ઉકાભાઇ તથા ઘાંચી ચીમન નારણભાઇએ મળી | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| દેરવાડા | મિ. લલ્લુ બાપુએ | ૬—૦—૦ | કન્યાશાળાની પરખમાં આપ્યા. |
| | મિ. મનોર દુલવે | ૩—૦—૦ | ,, |
| | મિ. મથઇચંદ ચુનીલાલે | ૩—૦—૦ | ,, |
| | મે. ઠાકોરસાહેબના પાટવી કુમારશ્રી માનસિંહજી સાહેબે | ૧૮—૦—૦ | કન્યાશાળામાં રમતગમતનો મેળાવડો કરવાથી રોકડ ઇનામ વહેંચ્યું. |
| | મે. કારભારી સાહેબ માધવસિંહજી ખુમાનસિંહજી તરફથી | ૨૪—૦—૦ | મુખ્ય સ્કૂલમાં બારમાસ સુધી પરબ બેસાડી. |
| અંદાડા | ગડખોલના પા. છગન દેસુર | ૩૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળા જમાડી. |
| ઓરા | રાજ બાધરસંગ દુલાળાવાએ | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| હાંસોટ | અંકલેશ્વરના મે. મામલતદાર સાહેબ તરફથી | ૫—૦—૦ | ઇગ્લીશ કન્યાક્લાસ ખોલતી વખતે મિઠાઈ વહેંચી. |
| | ડૉ. બાલુભાઇ પી. શેઠ | ૩—૦—૦ | બાળાઓને પુસ્તકો વહેંચ્યાં. |
| આસરમા | દુકાનદાર હરકીશન નાથુભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | |
|---|---|---|
| નવાબસાહેબે | ૧૫—૦—૦ | ૪૮ વાસણા સ્કૂલના ફંડમાં આપ્યા. |
| ખાનસાહેબે | ૫—૦—૦ | ૧૦ |
| શેઠ દોલતરામ દલસુખરામ | ૩—૦—૦ | |
| શેઠ શંકરલાલ તાપીદાસ | ૩—૦—૦ | |
| શેઠ નગીનલાલ દીપચંદ | ૨—૦—૦ | |
| કૃષ્ણલાલ પ્રાણલાલ દેસાઇ | ૨—૦—૦ | |
| હિંમતસિંહ છત્રસિંહ રાણા | ૨—૦—૦ | |
| બાપુસાહેબ દીપસંગજી રાણા | ૨—૦—૦ | |
| અભઇદાસ વેરીભાઇ | ૨—૦—૦ | |
| લાલચંદ કાળીદાસ | ૧—૦—૦ | |
| જીબાવા દાજીબાવા | ૧—૦—૦ | |
| પુરશોતમ નરસિંહભાઈ પટેલ | ૧—૦—૦ | |
| શાહ ધનજીભાઇ | ૧—૦—૦ | |
| બાજીખાનજી અખત્યારખાન | ૧—૦—૦ | ઈનામમાં વહેંચી આપ્યા. |
| અભઇદાસ ગોકળદાસ પટેલ | ૧—૦—૦ | |
| ઝવેરભાઇ ઇશ્વરભાઇ પટેલ | ૧—૦—૦ | |
| હીરાભાઇ બહેચરભાઇ પટેલ | ૧—૦—૦ | |
| જેઠાભાઇ ગોરધન | ૧—૦—૦ | |
| છગનલાલ ફુલચંદ | ૧—૦—૦ | |
| ડા. લલ્લુભાઇ નગીનલાલ | ૧—૦—૦ | |
| માણેકલાલ ગુલાબરાય દેશાઇ | ૧—૦—૦ | |
| મોતીલાલ ગીરધરલાલ | ૧—૦—૦ | |
| વૈદ છગનલાલ લલ્લુભાઇ | ૧—૦—૦ | |
| વૈદ પુરશોતમ ખુસાલભાઇ | ૧—૦—૦ | |
| કાળીદાસ ડાહ્યાભાઇ | ૧—૦—૦ | |
| મોદી જમળચંદ રાયચંદ | ૧—૦—૦ | |
| સોમચંદ જગજીવન શાહ | ૧—૦—૦ | |
| નગીનલાલ જમળચંદ તલાટી | ૧—૦—૦ | |
| અંબાલાલ કાળીદાસ કંદોઇ | ૦—૮—૦ | |
| દરેકના રાજ કલ્યાણસંગ તેરસંગે. | ૨૦—૮—૦ | બાળકોને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| પા. પરભુભાઇ રામભાઇએ | ૧૭—૧૨—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| પા. રાઇજી હરિભાઈએ | ૧૫—૮—૦ | " |
| ખાલપા પંચાલના પટેલ કાનજીભાઇ ધનજીભાઇએ | ૧૨—૦—૦ | ગામસ્કૂલ નં. ૩ના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| અમરેશ્વરના રાજ હમીરસિંહજી લક્ષ્મણસિંહજી રાણાએ. | ૬—૮—૦<br>૧—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| કલાદીના પા. વલ્લભભાઈ ઝવેરભાઈએ | ૬૦—૦—૦ | બાળાઓને જર્મનસિલ્વરનાં ટાટ તથા પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| રીંગામ | પાટોદના ઠાકોર દાદાભાવા ગરબડસિંહ તરફથી | ૯—૦—૦ | બાળાઓને પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૨—૦—૦ | સ્કૂલમાં પતાસાં વહેંચ્યાં. |
| નાંદીડા | પીપળીઆના પા. હાથીભાઇ હારભાઇએ | ૩—૮—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યાં. |
| | બાઇ ચંચળ પા. કરશન હીરાની વિધવાએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | તવરાના પરમાર ખુમાનસંગ ભાઇજીએ | ૩—૮—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| ઉમેર | મિ. અમઇદાસ નારણભાઇ પટેલ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ઝવેરભાઈ નાથાભાઇ પટેલે | ૩૦—૦—૦ | ,, |
| | મિ. ગીરધરભાઇ કાળીદાસ પટેલે | ૩૦—૦—૦ | ,, |
| | મિ. નાથાભાઈ વિહારીભાઇ પટેલે | ૪—૦—૦ | કાપડ વહેંચ્યું. |
| દીવ્યનગર | છાપરાનાં પટલાણી બાઇ ડાહીએ | ૧૯—૭—૬ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | | ૧—૦—૦ | સ્કાઉટના રાસ ફંડમાં આપ્યો. |
| કહાનવા | સ્કૂલ કમિટીના મેમ્બરોએ | ૧૫—૦—૦ | વડતાલ કલાસના વિદ્યાર્થીઓને જમાડયા. |
| દીવી | મિ. ગીરધર કાળીદાસ પટેલે | ૧૯—૦—૦ | ,, |
| | ,, | ૧—૦—૦ | બાળલાયબ્રેરીમાં આપ્યો. |
| | હેડમાસ્તર મગનલાઇ જેઠાભાઇ પટેલે | ૯—૦—૦ | બાર માસ સુધી નિશાળમાં પરબ બેસાડી. |
| | ,, | ૨—૦—૦ | વીરમંદીર દવાખાનામાં દવા લાવ્યા તેના. |
| પારખેત | પાટીદાર છોટાભાઈ કેશવભાઇએ | ... | ઉર્દુ સ્કૂલના વિદ્યાર્થીને જમાડયા. |
| વાગરા | પા. ફકીરા ગોપાળે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. દુર્લભ રૂગનાથે | ૧૨—૦—૦ | ,, |
| દેરોલ | પા. પ્રતાપસીંગ જેસંગે | ૨૫—૦—૦ | ,, |
| લખીગામ | ગામલોકો તરફથી | ૧૯-૧૨-૦ | ઘડિયાળ કવર સાથે ભેટ આપ્યું. |
| | સ્કૂલ કમિટિના ચેરમેન મિ. જગમાલ કરમને | ૨૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. માવજીભાઈ કાળાભાઇએ | ૧૭—૦—૦ | ,, |
| હાંસોટ | મિ. વેણીલાલ માણેકલાલ દેસાઇએ પોતાની પુત્રીના સ્મરણાર્થે | ૨૦—૦—૦ | કન્યાશાળા માટે બાર્ગીલ નં. ૧૨ ભેટ આપી. |

| | | | |
|---|---|---|---|
| સારંગપુર | ઉછાલીના મિ. કરસન રામસંગે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ હીરાચંદ નાગરદાસે | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| છીદ્રા | પટેલ કશીભાઇ કાળીદાસે | ૨૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા મિશન સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| હાંસોટ | મિ. અબ્દુર્રહેમાન અબ્બાસ બી. એ. તથા શેઠ હાજીમોહમદ ગુલામચાંદે | ૧—૦—૦<br>૧—૦—૦ | ધોરણ ૪ થાના વિદ્યાર્થી ગુલામરસુલ રહેમાનને ચાંદીનો મેડલ તથા રા. ૧) રોકડો આપ્યો. |
| રનાડ | પટેલ જેસંગભાઇ કાભઇભાઇએ | ૧૨—૮—૦ | કલાસના વિદ્યાર્થીઓને જમાડયા તથા દરેકને એક પૈસો પેન લાવવા સારૂ આપ્યો. |

## સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| દાંતી | ગામલોકો તરફથી | ... | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| સેરૂ | મુંબઇના શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારફતે | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ચોર્યાસી | એડન ખાતેની શેઠ એદલજી કુંવરજી પટેલની પેઢીના મેનેજર શેઠ રતનજી પેસ્તનજી પટેલે આ સ્કૂલની મુલાકાત કરી | ... | હિંદુસ્તાનનો નકશો સ્કૂલને ભેટ આપ્યો. |
| વેસ્માગ્ની | મિ. દોલતરાય નીછાભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| સ્ટારગામ | બાઇ અંબા તે કંથડજી દાજીભાઇની વિધવાના ફંડમાંથી અનાવીલ સમાજ તરફથી | ૨૫—૦—૦ | કન્યાશાળામાં અનાવીલ બાળાઓને ઇનામ તરીકે આપ્યા. |
| | મિ. મણીભાઇ ડાહ્યાભાઇ દેસાઇએ | | |
| | મિ. રામભાઈ જીવણજી દેસાઈએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. ગોવિંદજી ડાહ્યાભાઈ દેસાઇએ | ૨—૦—૦ | ” |
| ભાદા | વકીલ ડાહ્યાભાઈ ભગવાનદાસ મોદીનાં ધણીઆણી અ. સૌ. બ્હેન રૂક્ષ્મણી | ૭—૮—૦ | ગરબા ગવડાવી કન્યાશાળામાં પિત્તળનાં ડાબલા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| ચીખલી | મિ. રતનજી રઘનાથજી દેસાઇએ | ૫—૦—૦ | કન્યાશાળામાં ભરત તથા શીવણ કામમા ભેટ આપ્યા. |
| ખરસાડ | મિ. વમનજી ગુલાબભાઇ દેસાઇએ | ૩—૦—૦ | કન્યાશાળામા મિઠાઈ વહેચી. |
| | ” | ૩—૦—૦ | મુખ્ય સ્કૂલમા મિઠાઈ વહેંચી |
| | મિ. દયાળજી ગમભાઇ દેસાઇએ | ૩—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓ માટે પુસ્તકો લાવવા સારૂ આપ્યા. |
| મોર | મિ. કેશવભાઇ કાળિદાસે | ૫—૦—૦ | વિદ્યાર્થીને માકર વહેચી. |
| | ” | ૧૦—૦—૦ | સુરતની હૉસ્પિટલની લૉટરી ખરીદવા માટે તથા ઇનામ મળે તે છોકરાના હિતાર્થે વાપરવી. |
| વાઘછીપા | મિ. સુખોપમા તરફથી તેમના મર્હુમ ધર્મપત્નિ બાઇ મણીના પુન્યાર્થે | ૮—૦—૦ | પરબમા આપ્યા. |
| | ઘાચી ડાહ્યાભાઇ કલ્યાણ તરફથી મર્હુમ નથુ દુર્લભના સ્મર્ણાર્થે | ૬—૮—૦ | પરબ માટે વાસણો આપ્યા. |
| કીમ | મિ. મામલતદાર સાહેબે | ૨—૦—૦ | પતાસા વહેચ્યા. |
| ગોનવાડા | મિ. મંગળદાસ મહેતાના સગા મિ. ધારગલગરે વીઝીટ કરી | ૫—૦—૦ | પતાસા વહેંચ્યા. |
| ચાડાજખુ | મિ. જેઠીમનદાસ ઇચ્છારામે પોતાની પુત્રીને નિશાળે બેસાડી તે પ્રસંગે | ૮—૭—૦ | કન્યાશાળામા પતાસાં વહેચ્યા. |
| ચીખલી | મિ. ચતુરભાઇ ડાહ્યાભાઈ અમીને | ૫—૦—૦ | ” |
| | મિ. મગનલાલ લક્ષ્મીદાસ કાયસ્થે | ૧—૧૨—૦ | ” |
| | મિ. પરસોત્તમ છીબાભાઇ અને હરગોવિંદદાસ નાગરજી સુતારે | ૧—૧૨—૦ | ” |
| માણેકપોર | શેઠ હોરમસજી પેસ્તનજી કાસદ તરફથી | ૫—૦—૦ | ગરીબ છોકરાને સ્લેટ પેનો વહેંચી તથા બાળ |
| | ” | ૫—૦—૦ | લાયબ્રેરી માટે આપ્યા. |
| | ગામલોકો તરફથી | ૨૫—૦—૦ | ” |

| | | | |
|---|---|---|---|
| ઓલ્ડ | મિ: રામભાઇ હરખાભાઇએ | ૧૧—૦—૦ | મોટું ઘડિયાળ ભેટ આપ્યું. |
| આમધરા | મેમ્બર શાહ નગીનચંદ પ્રેમચંદે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નીઝર | પથરાડીઆના ડાહ્યાભાઇ પરસોતમે | ૭૦૧—૦—૦ | પરબનું મકાન બાંધ્યું. |
| | પથરાણુના ગામલોકો તરફથી | ૧૦—૦—૦ | બાળ લાયબ્રેરીના પુસ્તકો લઇ આપ્યાં. |
| | કણાઇના ગામલોકો તરફથી | ૫—૦—૦ | બાળ લાયબ્રેરીના પુસ્તકો લઇ આપ્યાં. |
| | ગોડધાના કેશવભાઈ ભગવાને | ૪—૦—૦ | બાળ લાયબ્રેરીના પુસ્તકો લઇ આપ્યાં. |
| | બારડોલીના મહેરબાન મામલતદાર સાહેબ કૃષ્ણલાલ લલ્લુભાઇ મહેતા | ૫—૦—૦ | સ્કાઉટોને કપડાં પટા વગેરે લેવા આપ્યા. |
| | નસરવાનજી ભીખાભાઇ મોટા તા. લો. બો. ના પ્રે. સાહેબ | ૫—૦—૦ | સ્કાઉટોને મોજા લેવા આપ્યા. |
| | પથરાડીઆના વલ્લભ પરભુએ | ૧૦—૦—૦ | પરબ માટે પિત્તળનું બેડું લઇ આપ્યું. |
| | પથરાડીઆના કાશ વલ્લભ | ૪—૯—૦ | લોટા તથા પ્યાલા લઇ આપ્યા. |
| | અંત્રેના ડાહ્યાભાઇ છીતાભાઇ પોલિસપટેલે | ૫—૦—૦ | સ્કાઉટના કપડાં લેવા આપ્યા. |
| | પથરાડીઆના ગોકળભાઇ ભગાભાઇ | ૫—૦—૦ | ” |
| | સાલેડ નીઝરના કોળીપંચ | ૫—૦—૦ | ” |
| | પથરાણુના દેવીબેન ખુશાલ કુંવરજી પેમાના માતુશ્રીએ | ૨—૦—૦ | લોટા તથા પ્યાલા લઇ આપ્યા. |
| જરગાડા | સ્કૂલકમિટિના મેમ્બર સુખાભાઇ છીબાભાઇ પટેલે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. લલ્લુભાઇ દુર્લભભાઇ નાયકે | ૧—૮—૦ | ” |
| ઉટડી | મિ. રમણલાલ છોટુભાઇ દેસાઇએ પોતાના પિતાના પુણ્યાર્થે | ૭—૮—૦ | બાળાઓને ૨૪ વારનો તાકો સીવણ સારૂ આપ્યો. |
| તીથલ | ડૉ. ધનજીશા હીરજીભાઇ પટેલ તરફથી | ૧૦—૦—૦ | ચણા વહેંચવા સારૂ આપ્યા. |
| | ” | ૭—૦—૦ | લાયબ્રેરી માટે કબાટ સારૂ આપ્યા. |
| | શેઠ નરસિંહ આત્મારામે | ૮—૦—૦ | દર સોમવારે બીસ્કીટ વહેંચવા સારૂ આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| તીથલ | સ્કૂલકમિટિના સભ્ય મિ. ભાણાભાઇ કાનજીએ | ૧—૨—૦ | બાળપોથી વહેંચી. |
| | મિ. રમણરાય એમ. તાતીઆએ | ૨—૦—૦ | સ્લેટો વહેંચી. |
| | પંડિત શિવકુમાર મહેશદત્તે | ૪—૮—૦ | ચોપડીઓ તથા પેન પેન્સિલો વગેરે વહેંચી. |
| ટાન્ડ | મિ. છોટુભાઇ પરાગજી દેસાઇએ | ૮—૧૨—૦ | પહેલા નંબરે આવનાર દરેક વિદ્યાર્થીને ચોપડીઓ આપી તથા ગરીબ વિદ્યાર્થીને પણ આપી. |
| સરાવ | મહેતાજી ફકીરજી ખંડુભાઇએ | ૫—૧૫—૦ | પાસ થએલી ૧૯ છોકરીઓને રંગીન ખાદીના કકડા વહેંચ્યા. |
| | મિ. ડાહ્યાભાઇ લાલભાઇએ | ૧—૦—૦ | ચોથા ધોરણમાં પાસ થએલાને ઇનામ આપ્યુ. |
| | ગામલોકો તરફથી | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| વરેડી | સ્કૂલકમિટિના મેમ્બર મિ. મહમદ મુસેજી પટેલે | ૬—૦—૦ | દરેક ધોરણમા પહેલે નં. પાસ થનાર વિદ્યાર્થીને રૂા. ૧ નું ઇનામ વહેંચ્યું. |
| | બહુધાનના શેઠ હાજીમહમદ ઇસુફ કોટવાળે | ૧૩—૨—૦ | ધો. ૧ લાથી ધો. ૫ સુધીમાં ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો વહેંચ્યા. |
| અંચેલી | મિ. કુંવરજી ભાણાએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| અડાજણ | મિ. મગનલાલ બહેચરલાલ રાવળ | ૧—૦—૦ | બાળાઓ માટે ગરબા સારૂ પિત્તળની પાઇપો કરાવવા માટે આપ્યા. |
| | પટેલ લાલભાઇ ગીરધરભાઇએ | ૦—૮—૦ | ,, |
| | મિ. હરિભાઇ નાગણભાઇએ | ૧—૦—૦ | ,, |
| | શાહ હીરાચંદ કેશરજીએ | ૦—૮—૦ | ,, |
| | મિ. પ્રભુશંકર નર્મેરામ વ્યાસે | ૧—૦—૦ | ,, |
| વેસુ | મુબઇના શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારફતે | ૩૦—૦—૦ | શાળોપયોગી પુસ્તકો વહેંચ્યા. |
| ઉમરા | સ્કૂલકમિટીના મેમ્બરો તથા ગામના સદ્‌ગૃહસ્થોએ બાકડા કોઓપરેટીવ સોસાઇટી તરફથી મળ્યા છે. | ૨૫૬—૪—૦ | ૧૬ જોડી ડેસ્કો વિદ્યાર્થીઓને બેસવા સારૂ ભેટ આપી. |
| | ગામના સદ્‌ગૃહસ્થો તરફથી | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડભોલી | ફલવાડાના દરજી ડાહ્યાભાઇ ફકીરભાઈ ટોપીવાળાએ | ૧૮—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યુ તથા વિદ્યાર્થીઓને મિઠાઇ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| ખેરલાવ | શેઠ જેચંદ ઉમેદચંદ | ૧૦—૦—૦ | કાળીપરજના છોકરાંઓને |
| | શેઠ અમરચંદ નરસંઇજીએ | ૫—૦—૦ | કપડાં વહેંચવામાં આવ્યાં છે. |
| વેસુ | જનાબદાર સાહેબ મીર અબ્દુલ રહેમાન સાહેબે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ઉમરસાડી | મિ. બાવાભાઇ દુર્લભભાઇ દેસાઇએ | ૨૦—૦—૦ | છોકરાઓને ચાલતી ચોપડીઓ તથા સ્લેટપેન વહેંચ્યાં. |
| | રાપીવાળા મિ. રૂઘનાથજી બાવાભાઇ દેસાઇએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| કલથાણ | મિ. રૂઘનાથજી મોરારજી દેસાઈએ | ૨૨—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | ” | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| ઉમરસાડી | મિ. દયાળજી ભુલાભાઇ દેસાઇએ | ૫૭—૦—૦ | છોકરાઓ માટે બાંકડા નં. ૮ ભેટ આપ્યા. |
| રાંદેર | મિ. આત્મારામ નારણદાસ દેસાઇએ | ... | બાળાઓને જમાડી. |
| કમાલછોડ | પટેલ લલ્લુભાઇ નારણજીએ | ૧૦—૦—૦ | ખુટવાડા કલાસના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વેસુ | શેઠ ધનજીભાઇ માણેકજીએ | ૨૦—૦—૦ | નામદાર શહેનશાહની શાલગીરીના પ્રસંગે મિઠાઈ વહેંચી. |
| ગણદેવી | પટેલ ફળીઆના લોકો તરફથી | ૨૫—૦—૦ | સ્કૂલનું મકાન બંધાવી આપ્યું તથા વિદ્યાર્થીઓને જમાડયા. |
| | લો. બો. મેમ્બર ભુલાભાઇ નારણભાઇ પટેલે | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |

## રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| લાછરસ | પા. રામદાસ દેસાઇભાઇએ તેમના સ્વ. પિતાના સ્મરણાર્થે | ૫૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ દેસાઇભાઇ જેસંગભાઇની મરણક્રીયા પ્રસંગે | ૪૦—૦—૦ | કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| ઉમલ્લા | શાહ દેવજીભાઇ મનજીભાઇએ | ૧૦—૦—૦ | ” ” |
| | શેઠ દેવજી મનજીએ | ૩૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| સીસોદ્રા (?) ગામ | મહંતરામ રતનદાસજી રણછોડદાસજીએ | ૨૭—૧૩—૬ | ” ” તથા પુસ્તકો વહેંચ્યાં. |
| આમલેથા | દેસાઇ શંકરભાઇ આગદાસે પોતાનાં સ્વ. માતુશ્રીની ઉત્તરક્રીયા વખતે | ૨૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| છરસ | મોટા કરારાના રાય બહેચરભાઇ નરસિંહભાઇએ | ૧૫-૧૦-૦ | બાળાઓને જર્મનસીલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| મરવા | રાજપીપળાના ધાચી ત્રીભોવન પુરષોત્તમ તરફથી | ૮—૮—૦ | બાળાઓને જર્મનસીલ્વરના જામ વહેંચ્યા. |
| | કારવણના પા. વિઠ્ઠલભાઇ નાથાભાઇએ | ૬-૧૫-૦ | ,, પિત્તળના જામ વહેંચ્યા. |
| | બહાદરપુરના દેશાઇ શંકરભાઇ વિઠ્ઠલભાઇએ | ૧૮—૦-૦ | ,, જર્મનસીલ્વરના જામ વહેંચ્યા. |
| | દેશાઇ ભાઇલાલભાઇ કાશીભાઇએ | ૧૮—૦-૦ | ,, ,, |
| | દેશાઇ શંકરભાઇ વિઠ્ઠલભાઇ તથા દેશાઈ ભાઇલાલભાઇ કશીભાઇએ | ૫—૦-૦ | પરચમા આપ્યા. |
| ઝગડીયા | લીંભેટના પટેલ ગંભીરસિંહ કાળાભાઇના સદ્‌ગત દીકરી સુરજબાના પૂન્યાર્થે | ૩૦—૦-૦ | બાળાઓને મિઠાઈ તથા સુતરાઉ નાના રૂમાલ વહેંચ્યા. |
| ઓળી | મોઝાત્રાના પા. મંગળભાઇ નાથાભાઇએ | ૧૭—૦-૦ | વિદ્યાર્થીઓને ખાદીના રૂમાલ તથા સોનેરી સૂચનો નામની ચોપડીઓ વહેંચી. |
| | ,, | ૧૧—૦-૦ | બાળાઓને જર્મનસીલ્વરના પ્યાલા રકાબી તથા ભગવદ્‌ગીતાની ચોપડીઓ વહેંચી. |
| લાછરસ | ભુવાના પટેલ લલ્લુભાઇ બહેચરભાઇએ | ૧૦—૮-૯ | બાળાઓને જર્મનસીલ્વરના જામ વહેંચ્યા તથા લગ્ન થએલી કન્યાને જર્મનનો પેચવાળો લોટો આપ્યો. |
| | કરારાના રાય ત્રીભોવનભાઇ બહેચરભાઇએ | ૧૭—૨-૬ | બાળાઓને જર્મનસીલ્વરના પ્યાલા રકાબી નં. ૧૦૫ વહેંચ્યા તથા પરણનાર કન્યાઓને રૂ. ૩૦ ની દરેકને સાડી આપી. |
| રાણીપરા | પટેલ દેશાઇ પરસોત્તમ નારણદાસે | ૧૫—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | ,, | ૫—૭-૬ | પરીક્ષા વખતે ચોપડીઓ વહેંચી. |
| પાણેથા | સીસોદરાના પટેલ ભેરભાઇ પ્રભુદાસના દીકરાના લગ્ન પ્રસંગે | ૨૦—૦-૦ | બાળાઓને પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| રાજપારડી | ઉધરાતદાર પટેલ પરસોત્તમ ભવાનભાઇએ | ૪૫—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | સુનીલાલ કરસનદાસને ત્યાં એમની દીકરી ચંદનનું લગ્ન મહેમદાવાદના શા: ઓચ્છવલાલ ભોગીલાલ સાથે થયેલું તે નિમિત્તે | ૦—૯—૦ | બાળાઓને પ્યાલા વહેંચ્યા. |
| | ” ” | ૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળામાં પ્યાલા વહેંચ્યા. |
| | પટેલ પુરુષોત્તમ ભવાનભાઇએ | ૧૮—૧૨—૦ | બાળાઓને જમાડી. |
| પાણેથા | દેસાઇ ચીમનલાલ ઇશ્વરભાઇએ પોતાના નાનાભાઇ ગુજરી ગયેલા તે નિમિત્તે | ૨૫—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| ધારોલી | ગામલોકોએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| અશા | નિર્લોભી ભક્તરાજ શ્રી લક્ષ્મીદાસજીએ જન્માષ્ટમીના પારણાં નિમિત્તે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને તથા બાળાઓને જમાડી. |
| ધારોલી | પટેલ છીતાબાવા નાગજીબાવા તથા નહારસિંહબાવા ઉમેદબાવા તથા રૂપસીંગબાવા લક્ષ્મણ બાવાએ મળી | ૧૯—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પાણેથા | પટેલ શંકરભાઇ કેશુરભાઇએ પોતાના દીકરાની વહુ ગુજરી જવાથી તે નિમિત્તે | ૧૫—૦—૦ | કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | ” | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીને જમાડયા. |

## મહિકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| આરસોદરા | શેઠ ડાહ્યાલાલ ડુંગરસીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | વ્હોરા દલીચંદ લીલાચંદે | ૧૫—૦—૦ | ” |
| કડાદરા | માંદોલના શાસ્ત્રી કેશવલાલ અમૃતલાલે | ૧૬—૦—૦ | પરબ માટે આપ્યા. |
| | માંદોલના ઠાકર, કેશવલાલ સદાશીવે | ૫—૦—૦ | ” |
| | ” | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ઉજેડીઆના ત્રવાડી બાપુલાલ નથુરામે | ૫—૦—૦ | પરબ માટે આપ્યા. |
| | ” | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ” ગાંધી હાથીભાઇ નાનચંદે | ૧—૪—૦ | પરબમાં આપ્યા. |
| | અમદાવાદના મિ: ચમનલાલ લલ્લુરામે | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| સીહોરવાડા | ઠાકોર ઉદેસિંગ વજેસિંહજી | ૭—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | ઠાકોર જેસંગજી બેચરજી | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ઠાકોર ગોપાળજી કરેનજીએ | ૧—૦—૦ | ,, |
| | વાળંદ શંકર રણછોડે | ૧—૦—૦ | ,, |
| | દહેગામના દાણીનાયભાઇ ઘેલાભાઇએ | ૩—૪—૦ | માસિક પ્રમાણે આપી ચોમાસું આવતાં સુધી પરબ બેસાડી. |
| | કરબજીના મુવાડાના ઠાકોર જાલમસિંગ ડુંગરભાઇ તથા સદાભાઈ રતનસિંગે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ફેદરા | તાલુકદાર દરબારશ્રી તખ્તસિંહજી મઘાભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સીહાવાડા | પા. બાવાભાઇ મૂળજીએ | ૧૦—૦—૦ | ,, |
| | ગામના મતાદાર ઠાકોર સાહેબોએ | ૧૫—૮—૦ | ,, |
| | વાળંદ શંકર રણછોડે | ૧૦—૦—૦ | ,, |
| | ,, | ૧—૪—૦ | દુધ પાયું. |
| | પટેલ કાંથાભાઈ બેચરભાઈએ | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મતાદાર ઠાકોર ગગાભાઈ ઘેલાભાઈની વિધવાબેન શ્રી ફૂલબાએ | ૧૧—૦—૦ | ,, |
| રણાસણ | સુથાર ભીખાલાલ રામચંદ તથા સુથાર સુનીલાલે મળી | ૩૫—૦—૦ | ,, |
| સીહાવાડા | સ્કૂલ કમિટીના મેમ્બર પટેલ આદરભાઈ દેસાઇભાઈએ | ૧૦—૦—૦ | ,, |
| | પટેલ કોયાભાઇ કીસોરભાઇએ | ૧૦—૦—૦ | ,, |
| પેથાપુર | મર્હુમ ડાહ્યાભાઇ હકમચંદ તરફથી શા. કેશવલાલ કચરાદાસે | ૩૦—૦—૦ | બાળાઓને કાપડ તથા મિઠાઇ વહેંચી. |
| પુન્દ્રાસણ | મે. ઠાકોર સાહેબશ્રી શિવસિંહજીએ | ૨૫—૦—૦ | બન્નેની સ્કૂલ તથા કેળવણી સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા તથા મિઠાઈ વહેંચી. |
| | ,, | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સાન્થળ | સ્વ. ડૉ. નીહમલાલ અંબાલાલના પૂણ્યાર્થે તેમનાં વિધવાબાઇ ડાહીએ તેમના દીકરા બચુલાલ નીહમલાલ મારફતે | ૬—૦—૦<br>૪—૦—૦ | કન્યાશાળા માટે ભાડાનું મકાન આપવામાં આવ્યું તથા બાળાને કપડાંના કકડા તથા પતાસાં વહેંચ્યાં. |

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ઉસ્માનાબાદ | પા. ત્ર્યંબકદાસ બહેચરદાસે | ૨—૮—૦ | મિઠાઇ તથા ચવાણું વહેંચ્યું |
| મહાલજ | ઉત્તરસંડાના પા. ડાહ્યાભાઇ હાથીભાઈ એ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | પીઝના પા. છોટાલાલ કાળીદાસ વગેરેએ | ૨—૦—૦ | ,, |
| | અસલાલીના પા. ભુલાભાઈ મકનદાસે | ૨—૦—૦ | ,, |
| | વહેલાળના શા. કેશવલાલ પાનાચંદ તથા આંબલીઆરાના શા. રણછોડલાલ હરગોવનદાસ તરફથી | ૨—૦—૦ | ,, |
| જેતલપુર | પા. નાથાભાઈ કેવળદાસે | ૪૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | બાઈ અંબા ત્રવાડી શીવરામ છગનલાલની વિધવાએ | ૪૦—૦—૦ | ,, |
| અડાલજ | પા. પ્રભુદાસ વીઠાભાઈ એ | ૪૫—૦—૦ | કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | ઉત્તરસંડાના પા. ડાહ્યાભાઈ હાથીભાઈ એ | ૪૫—૦—૦ | જર્મન સિલ્વરના રકાબી પ્યાલા બાળાઓને વહેંચ્યા તથા મિઠાઇ વહેંચી |
| | ,, | ૨—૦—૦ | |
| | પીઝના પા. છોટાલાલ કાળીદાસ તથા પા. ડાહ્યાભાઈ અંબાલાલ તથા મિ. ચતુરભાઈ મથુરભાઈ એ | ૪૫—૦—૦ | જર્મન સીલ્વરના રકાબી પ્યાલા વહેંચ્યા તથા |
| | | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | અસલાલીના પા. ભુલાભાઈ મકનદાસ તરફથી | ૨૫—૦—૦ | બાળાઓને પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા તથા |
| | ગં. સ્વ. બ્હેન રૂપાળીબાએ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | વહેલાળના શા. કેશવલાલ પાનાચંદ તથા આંબલીઆરાના શા. રણછોડલાલ હરગોવને | ૨—૦—૦ | બાળાઓને મિઠાઇ વહેંચી. |
| હાંસોલ | અચેરનાં બાઇ નાથી પટેલ ભલાભાઈ ગોપાળદાસની વિધવાએ | ૨૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| હીરાપુર | પા. જીવાભાઈ ત્રીકમદાસે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. સોમાભાઈ વિઠ્ઠલભાઇએ | ૨—૦—૦ | ,, |
| | શા. છોટાલાલ સુરચંદે | ૨—૦—૦ | ,, |
| | શા. શકરચંદ મળચંદે | ૨—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| | શા. કેશવલાલ બકોરદાસે | ૩૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. બહેચર મથુર બાપુજીએ | ૨—૦—૦ | દૂધ પાયું. |
| | બાકરોલના પા. ઇશ્વરભાઈ ભુલાભાઈ એ | ૩૦—૦—૦ | સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા તથા |
| | ,, | ૨—૦—૦ | પતાસા વહેંચ્યાં. |
| | ગામડીના પા. ઉમેદભાઇ છગનભાઇએ | ૨—૦—૦ | પતાસા વહેંચ્યા તથા |
| | ,, | ૧—૮—૦ | ફંડમા આપ્યા. |
| અડાલજ | પટેલ પ્રભુદાસ વીઠાભાઇએ | ૬૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પરઢોલ | શાહ ભુરાભાઇ મગનલાલે | ૩૦—૦—૦ | ,, |
| કુબડથલ | વહેલાળના શા. કસ્તુરચંદ પ્રેમચંદભાઈએ | ૩—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળામા ચોપડીઓ તથા સ્લેટો લાવવા સારૂ રોકડા આપ્યા. |
| ઓગાણ | જાદવ કરમણ અલુભાઇએ | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| | ,, | ૨—૦—૦ | બાળાઓને કકડા વહેંચ્યા |
| | ,, | ૩—૦—૦ | ઇનામ ફંડમાં આપ્યા. |
| મણીપુર | ચોરવડોદરાના હેડ મિસ્ટ્રેસ કાશી બ્હેન ત્રીકમે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રેથલ | વાસણાઇઆવાના રાત ભગા માવજી તથા ચોરવડોદરાના રાત મગન માધાએ મળી | ૮—૦—૦ | પિત્તળના પ્યાલા વિદ્યાર્થીઓને વહેંચ્યા. |
| ધડી | મહાદેવપુરાના પટેલ મોહન બહેચરે તથા ધરમા છવાએ | ૫૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | | ૫૧—૦—૦ | ,, |
| લગડી | મિ. કરમનદાસ વંદ્રાવનદાસે | ... | ,, |
| | મિ. દેવશંકર ગંગારામે | ૧—૪—૦ | સાકર વહેંચી. |
| નરોડા | મિસ્ત્રી મંગળદાસ જેઠાભાઇએ | ૧૦—૦—૦ | મુખ્ય સ્કૂલના ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ |
| | ,, | ૭—૮—૦ | વહેંચી તથા મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળામાં પતાસાં વહેંચ્યાં. |
| જેતલપુર | પા. પુરશોતમ છગનલાલ ભારત. | ૪૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાના બાળકોને જમાડયાં. |
| ધનવાડા | મિ. મોહનભાઈ જેસંગભાઇએ | ૧૦—૦—૦ | પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા. |
| | મિ. લીલાધર રાજારામ દવેએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | ગામલોકો તરફથી | ૨—૦—૦ | બાળાઓને કકડા વહેંચ્યા. |
| | મિ. મગન નારણભાઇ ઠક્કરે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| નાદેજ | સ્કૂલ કમિટીના મેમ્બર પા. સોમાભાઇ દાજીભાઇને ત્યાં અમીન સારાભાઇ જીવાભાઇની જાન આવેલી તે પ્રસંગે | ... | પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| ખેરડી | ગામના તાલુકદાર તથા ગૃહસ્થો તરફથી (મિ. જડુભા જીજીભાઇ તાલુકદાર તથા મિ. જગજીવનદાસ દુર્લભદાસ મહેતાએ) | ... | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| શેર | પટેલ અમથા મોરાર વરમોરાએ | ૧૧—૮—૦ | ,, |
| સુંસરી | શા. મનસુખલાલ ગણપતદાસે પરીક્ષા વખતે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

## નવાં પુસ્તકો

મું. ઇ. કેળવણીખાતાએ પાઠ્યપુસ્તક તરીકે મંજુર કર્યું છે.

## વ્યાકરણના સહેલા પાઠો

### પુસ્તક ૧

(લેખક–સાકરલાલ અમૃતલાલ દવે) બી. એ. એસ. ટી. સી. ડી.

વ્યાકરણો ઘણા લખાયા છે પરંતુ તેમાં વિદ્યાર્થીઓ રસ લઈ શકતા નથી; પરંતુ આ વ્યાકરણની રચના સરળતા અને શૈલી એવા સુંદર છે કે બાળક ગુંચવાયા સિવાય આ કઠિન વિષય સહેલાઈથી ગ્રહણ કરી શકે છે. વિદ્યાર્થીઓનો બોજો સહેલો કરવા ખાતર આ વ્યાકરણ પહેલી તકે દરેક સ્કૂલોમા દાખલ કરવુ જોઈએ

પુસ્તક ૧ લુ　　૦–૩–૦

„ ૨ જું　　૦–૪–૦

---

મુ. ઇ. સરકારી કેળવણીખાતાએ મંજુર કરેલો

## ગુજરાતી એટલાસ

પુષ્કળ ભૂગોળની વ્યાખ્યાઓના નકશા—

ઐતિહાસિક ચાર નકશા

ઉપરાંત

લડાઈ પછી ભૌગોલિક થએલા ફેરફારો સાથે અને નવી રેલવે સડકો સાથે આ છેલ્લામાં છેલ્લો એટલાસ છે.

કિંમત ૦–૧૨–૦

---

છોકરાઓ માટે

## વર્નાક્યુલર પ્રવેશક

આ પુસ્તકમા વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષાના બધાય વિષયો વિસ્તારથી અને સરળ પદ્ધતિથી આપેલા છે. આજ સુધીના પ્રશ્નો આવી જાય છે. બીજાં જુની ઢબથી લખાએલાં અને અશુદ્ધ પુસ્તકો ખરીદવા કરતા આ પુસ્તક ખરીદી પરીક્ષા પહેલેજ વર્ષે પાસ કરી શકાશે.

કિંમત ૨–૨–૦ કમિશન સારૂં.

વર્નાક્યુલર પ્રવેશકનો વધારો (૧૯૨૦–૨૧ ના પ્રશ્નો) ૦–૪–૦

---

કન્યાઓ માટે

## ફાઈનલ શિક્ષિકા

કન્યાઓની ફાઇનલ પરીક્ષા માટે સંપૂર્ણ અભ્યાસક્રમને અનુસરી આ એકજ પુસ્તક તૈયાર થએલું છે. આ પુસ્તકથી દરેકને સંતોષ થએલો છે. દરેકે દરેક વિદ્યાર્થીનીઓએ પરીક્ષા પાસ થવા માટે આ પુસ્તક પહેલી તકે ખરીદવુ જરૂરનું છે. તેમા આજ સુધીના પ્રશ્નો આવી જાય છે.

કિંમત ૧–૧૨–૦

---

## હિંદનો સંપૂર્ણ ઇતિહાસ

પરીક્ષાની બદલાએલી પદ્ધતિ અનુસાર તૈયાર કરવામા આવેલો છોકરાઓ અને વિદ્યાર્થીનીઓના બધા વર્ષોના પ્રશ્નો સાથે આ ઇતિહાસ તૈયાર થએલો છે અને પાસ થવા માટે આ પુસ્તક પહેલી તકે ખરીદી લેવુ ઘણું જરૂરનું છે

કિંમત ૦–૧૧–૦

---

**ગૂજરાત સાહિત્ય મંદિર: રીચીરોડ, અમદાવાદ.**

પુસ્તક ૯૨ ] [ અંક ૧૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ડિસેમ્બર સને ૧૯૩૩

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધી છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર મે ર ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ—અમદાવાદ

# અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨ ]　　ડિસેમ્બર ૧૯૩૩　　[ અંક ૧૨


## કેળવણી સપ્તાહ ૧૯૩૩

---

### ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બૉર્ડ, ભરૂચ

ગુરવાર તા. ૨૬–૧૦–૩૩　　　સમય ૮–૩૦ થી ૧૧

— કાર્યક્રમ —

૧. જયજય ગરવી ગુજરાત '
૨. હમ્દે ખુદા.
૩. સરસ્વતીને આવાહન
૪. ચેરમેન સાહેબનુ આરંભનુ ભાષણ અને તેનો ગુજરાતી સારાંશ.
૫. પ્રમુખ સાહેબનું ભાષણ અને તેનો ગુજરાતી સારાંશ.
૬. ઇનામની વહેંચણી.
૭. ફૂલહાર.
૮. પ્રદર્શનમા જવું.

### ભરૂચમાં ઉત્સાહભર્યા વાતાવરણમાં ઉજવાએલું કેળવણી સપ્તાહ

એક વર્ષના ગાળાના દૃઢ વિચારો અને ક્રિયાના પરિણામરૂપે ભરચ જિલ્લા સ્કૂલ બૉર્ડના ખંતીલા કાર્યવાહકો, શિક્ષકો અને શિક્ષિકાઓ તથા વિદ્યાર્થીઓના પ્રયત્નોનું અંતીમ અને આશાભર્યું પ્રભાત.

સ્વર્ગમાંથી અપ્સરાઓ પણ રમવા આવે એવા શિક્ષકોના તૈયાર કરેલા આલિશાન મંડપની શોભા (ભરુચ. સરકારી હાઇસ્કૂલમાં) તમામ નગરજનોને—જનસમૂહને આકર્ષી રહી હતી.

તા. ૨૬–૧૦–૩૩ નું પ્રભાત એ જિલ્લાના કેળવણીરસિક આત્માઓના અરુણોદયની આશાનું મૂર્ત સ્વરૂપ હતું.

ઠરાવેલા કાર્યક્રમ પ્રમાણે પ્રદર્શનમાં અને પ્રમુખસ્થાને દિવાન બહાદુર શ્રી. કંબલી સાહેબ પધારનાર હોવાથી સર્વનો ઉત્સાહ અધિક હતો; પરંતુ તેઓશ્રી કંઇક કારણસર ન આવી શકવાથી પ્રેક્ષકોનાં મન નિરાશાનાં વાદળથી ઘેરાયાં, પરંતુ તે સ્થાન મે૦ કલેક્ટર સાહેબ શ્રીમાન મીરચંદાની સાહેબ લેનાર છે એમ જાણતાં એ વાદળ સહજમાં વિખરાયાં.

સભામંડપનું પ્રવેશદ્વાર મે. કલેક્ટર સાહેબને માન આપવા ઉભેલા બાળવીરોના જયઘોષ અને અધિકારી તેમજ શિક્ષકવર્ગના ઉત્સાહી ચહેરાથી પ્રફુલ્લિત દેખાતું હતું.

મે. કલેક્ટર સાહેબ પધાર્યા, અને આમોદ તથા જંબુસર તાલુકા સ્કૂલના વિદ્યાર્થીઓ અને બાળાઓએ જય જય ગરવી ગુજરાતના જયઘોષથી ગુર્જરી માતાને આનંદિત કરી.

ત્યારબાદ હાંસોટ ઉર્દુ સ્કૂલના વિદ્યાર્થીઓએ "**સૂન લે દુઆ હમારી**" એ પ્રાર્થના કરી. ત્યારપછી આમોદ કન્યાશાળાની બાળાઓએ મધુરવાહિની દેવી સરસ્વતીનું આવાહન કર્યું.

કેળવણી અને ખેતીવાડી ખાતાના પ્રધાન, કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે હાજરી આપી શક્યા નથી, તે અતિશય શોચનીય વાત છે. તેમના આવેલા પત્રો અને તારોમાં તેઓથી સપ્તાહ માટે શુભેચ્છા દર્શાવે છે.

પ્રાથમિક કેળવણીના લાભાર્થે આપણ સર્વે અત્રે મળ્યા છીએ. તે સંબંધી વિવેચન કરૂં તે પહેલાં મારી બોર્ડ તથા મારા તરફથી પ્રાથમિક કેળવણીને લાભ થાય તેવા વિષયો ઉપર ભાષણો આપવા આવનાર તમામ જાણીતા કેળવણીકારોનો હું સહૃદય સત્કાર કરૂં છું તથા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આપ સર્વે સપ્તાહના બધા દિવસ પધારવા તસ્દી લેશો એવી આશા રાખું છું.

ગુજરાતના નિષ્ણાત કેળવણીકારોના કેળવણી સંબંધી અગત્યના વિષયો પર વ્યાખ્યાનો સાંભળવાની સૌને તક મળશે. જાતીય શિક્ષણની આવશ્યકતા, પુખ્ત ઉંમરનાની કેળવણી, પરીક્ષાની નૂતન પદ્ધતિ અને જુદા જુદા વિષયો ઉપર આપવામાં આવનાર કથિત પાઠોથી શિક્ષકોને શિક્ષણપદ્ધતિમાં સુધારો કરવા ઘણું જાણવાનું મળશે તથા કેળવણીના લક્ષ્યબિંદુ ઉપર સારી અસર થશે, એ કાંઈ નાનોસુનો લાભ નથી.

## ના. ગવર્નરના વિચારો

તા. ૧૬ મી સપ્ટેમ્બરના મુંબઈ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબના લખેલા પત્રમાં આપણે જે સમારંભ ઉજવવાનુ માથે લીધું છે તે સંબંધી જે વિચારો વ્યક્ત કર્યા છે તે અત્રે જણાવતાં મને આનંદ થાય છે.

તેઓશ્રી જણાવે છે કે તમારા જિલ્લાની પ્રાથમિક શાળાઓ માટે તમે કેળવણીસપ્તાહની યોજના કરો છો, તે જાણી મને ખુશાલી ઉપજે છે. આવી જાતના સમારંભનું મહત્વ અમૂલ્ય છે, અને જેઓ પ્રાથમિક કેળવણીમાં રસ લેછે, તેમને આવા પ્રસંગોથી ભૂતકાળમાં કેટલું કાર્ય આ ક્ષેત્રમાં થયું છે અને ભવિષ્યમાં હજુ શું કરવાનું બાકી છે, તે બાબત ઉપર વિચાર કરવાની અણમોલ તક સાંપડે છે. વળી જનસમૂહ પણ જે કાર્ય થઈ રહ્યું છે તે કેવી જાતનું છે, અને કેવી ધગસથી કરવામાં આવે છે, તે જાણવા શક્તિમાન થાય છે. હું આશા રાખું છું કે સપ્તાહનો સમારંભ સફળ નીવડશે, અને તે માત્ર તમારા જિલ્લાના શિક્ષકોને અને વિદ્યાર્થીઓનેજ નહિ પણ જિલ્લાના બધા જનસમૂહને પ્રેરણાદાતા નીવડશે.

| | સ્કૂ. બોર્ડ | | નોન એસ. ઓ. મ્યુનિસિપાલિટિ | | માન્ય કરેલી | | એકં |
|---|---|---|---|---|---|---|---|
| | નિશાળ | વિદ્યાર્થી | નિશાળ | વિદ્યાર્થી | નિશાળ | વિદ્યાર્થી | નિશાળ |
| છોકરાની નિશાળ | | | | | | | |
| ગુજરાતી | ૧૭૯ | ૧૧૬૫૪ | ૮ | ૧૭૧૬ | ૧૪ | ૩૫૦ | ૨૦૧ |
| ઉર્દુ ગુજરાતી | ૨ | ૫૪૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| ગુજરાતી ઉર્દુ | ૬૦ | ૪૩૦૮ | ૩ | ૪૪૫ | ૦ | ૦ | ૬૩ |
| એકંદર | ૨૪૧ | ૧૬૫૧૧ | ૧૧ | ૧૧૬૧ | ૧૪ | ૩૫૦ | ૨૬૬ |
| કન્યાશાળા | | | | | | | |
| ગુજરાતી | ૨૪ | ૧૬૧૪ | ૨ | ૪૭૪ | ૧ | ૪૪ | ૨૭ |
| ઉર્દુ | ૭ | ૩૭૪ | ૨ | ૧૬૪ | ૩ | ૨૦૬ | ૧૨ |
| એકંદર | ૩૧ | ૧૯૮૮ | ૪ | ૩૮ | ૪ | ૨૫૦ | ૩૯ |
| કુલ એકંદર | ૨૭૨ | ૧૮૪૯૯ | ૧૫ | ૨૭૯૯ | ૧૮ | ૬૦૦ | ૩૦૫ |

વર્ણન એક જુદા લેખમાં આપવામાં આવે છે. પ્રદર્શનમાં ખાસ કરીને ભૂગોળ, સીવણ, ગુંથણ અને ખેતી વિભાગ પ્રેક્ષકોને આકર્ષક નીવડયા હતા.

પ્રદર્શનનો વિભાગ જનસમાજ, શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે બધા દિવસ, અગાઉ નક્કી કરેલા નિયમ મુજબ ખુલ્લો હતો.

મહેરબાન કલેકટર સાહેબ પ્રદર્શનમાં જતાં અગાઉ આરંભમાં સ્તુતિ કરનાર બાળક અને બાળાઓને તેઓશ્રીના હાથે ઇનામો વહેંચાયાં હતાં. ઉપરાંત ચેરમેન સાહેબ અને પ્રમુખ સાહેબને હારતોરા અર્પ્યા હતા.

સાંજ તા. ૨૬–૧૦–૩૩ સમય ૪ થી ૬ સુધી
વક્તાઃ—શ્રી. મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, ટ્રે. કોલેજ, અમદાવાદ.
પ્રમુખઃ—શ્રી. ભગુભાઈ પી. દેસાઈ.
વિષયઃ— બાળસ્વભાવ

શિક્ષણના ક્ષેત્રમાં બાળસ્વભાવ અને તેનો આકર્ષક અભ્યાસ, એ શિક્ષક અને માબાપ માટે ઉપયોગી વિષય છે.

જે વિદ્યાર્થીઓ હાલ શાળામાં ભણે છે તે ભવિષ્યના નાગરિક છે, માટે દરેક વ્યક્તિએ તેમના સ્વભાવનો અભ્યાસ કરવો જરૂરનો છે. તેમાં શિક્ષક અને શિક્ષિકાઓએ તો તે ખાસ જાણવો જોઈએ. બાળક એ દેખાવ અને વયમાં નાનું હોય છે, પણ બાળક એ નાનું **માણસ** છે એ ખ્યાલ હાલમાં માન્ય નથી. બાળકને નાનાં અને નજીવાં ગણવા એ ખ્યાલ ખોટો છે. કુદરતને તેને માટે વિશેષ કાળજી હોય છે; છતાં મોટાનાં સ્વભાવ કરતાં તેનો સ્વભાવ જુદો હોવાથી તે ખાસ જાણવા જેવો છે. બાળકોના વિચાર, લાગણી અને કલ્પના મોટા માણસના કરતાં જુદાં છે, એવો ખ્યાલ રાખીએ તો આપણે બાળકેળવણીને લગતી અનેક ભૂલો કરતા બચીએ.

બાળક અઢી વર્ષ સુધી શિશુ ગણાય છે; ત્યારબાદ ૭ વરસ સુધી તે બાળક હોય છે અને ૮ થી ૧૧ વર્ષ સુધી કુમાર અને પછી ૧૪ વર્ષ સુધી કિશોર અને ત્યારપછી યુવાવસ્થા એમ પાંચ અવસ્થાનું માનસ જુદું જુદું હોય છે, માટે તેને યોગ્ય રીતે કેળવવા માટે બાળસ્વભાવ એ વસ્તુ ખાસ શિક્ષકે સમજવી.

પૃથ્વીની પુરાણી માન્યતા હાલ ફરી ગઈ છે. આપણે સૂર્યને પૃથ્વીની આસપાસ ફરવાનું માનતા, પણ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ માન્યતા હાલની છે. તેવી રીતે બાળકેળવણીમાં પણ અગાઉ બાળકને ગૌણ ગણી વ્યવસ્થા, ટાઇમટેબલ, પુસ્તકો વગેરે પ્રધાન ગણી અને બાળકને કેન્દ્ર માન્યા સિવાય

કામ કરતા. હાલ શિક્ષણમાં બાળક મુખ્ય અને સાહિત્ય ગૌણ એ મોટો ફેરફાર છે, તેથી હાલ કિન્ડર્ગાર્ટન અને મોન્ટેસોરીની તાલીમ આપણને બાળશિક્ષણના ક્રમમાં નવોજ માર્ગ બતાવે છે.

શાળા એ કેળવણીની પ્રવૃત્તિનું સ્થાન છે અને બાળક તેનું કેન્દ્રસ્થાન છે. બાળક એ કેવળ બાળક નહિ, પણ એક અનન્ય વ્યક્તિ છે અને તે અનંત શક્તિનો ભંડાર છે એ પ્રમાણે તેને કેળવણી આપનારે ખાસ સમજવું જોઈએ. એ શક્તિ અને માનસ ખીલવવા અને વધારવા એ શિક્ષકનો આદર્શ હોવો જોઈએ. બાળક એ કોઈ જુદીજ વ્યક્તિ અને અનંત શક્તિરૂપ છે. તેને વિકસાવવાની કાળજી શિક્ષકમા હોવી જોઈએ. મહાન પુરુષો પણ બાળકજ હતા. શિક્ષક સઘળામાં ઉંચો કારીગર છે, એમ તેણે માનવું જોઈએ. જેમ સુથારે લાકડાના, લુહારે લોઢાના અને ખેડુતે જમીનના ગુણદોષ જાણવાની જરૂર છે, તેમ શિક્ષકે બાળકના ગુણદોષ, રૂપ, અને બાળસ્વભાવને જાણવો-સમજવો જરૂરનો છે. આ રીતે શિક્ષક ઉત્તમ કારીગર હોવાથી બાળકનો આત્મા વિકસાવવો એ તેનું મુખ્ય કામ છે. આ બાબત અઘરી છે, અને આને માટે મળતી તાલીમ ઓછી છે. બાળક પોતાની જાતે શિક્ષણ લેવા તૈયાર થાય, એવી તાલીમ આપવી એ મુખ્ય વસ્તુ છે. તે માટે બાળસ્વભાવ જાણવાની જરૂર છે. વળી આંતર શક્તિને મજબુત કરવી-કસવી એ ખરી કેળવણી છે, માટે શિક્ષક અને માબાપે બાળસ્વભાવ જાણવો ખાસ જરૂરનો છે.

ભાષણને અંતે મહેરબાન ચેરમેન સાહેબે ફૂલહાર અર્પણ કર્યા હતા, ને પછી સભા વિસર્જન થઈ હતી.

રા. ભગુભાઈ પી. દેસાઇના પ્રમુખપણા નીચે રાતના જ્વાળામુખી અને ચાર્લી ચેપ્લીનની સિનેમાની ફિલ્મ બનાવવામા આવી હતી. જેનો લાભ ઘણા માણસોએ લીધો હતો.

તા. ૨૭-૧૦-૩૩. બીજે દિવસ સમય ૮ થી ૧૧.

વક્તાઃ—રા. હરભાઈ, દક્ષિણામૂર્તિ, ભાવનગર.

પ્રમુખ—શ્રી. કે. એ બાલા, વાનપ્રસ્થ એન્ડ્યુ. ઇ. સાહેબ.

પ્રારંભમાં પ્રાર્થના થયા બાદ પ્રાથમિક શાળામાં જાતીય શિક્ષણ અને તેની આવશ્યકતા ઉપર દક્ષિણામૂર્તિભવનવાળા શ્રીમાન હરભાઈએ સંભાષણપૂર્વક એક રસિક ભાષણ આપ્યું હતું.

વ્યાખ્યાન પૂર્ણ થતાં પ્રમુખ શ્રી કે. એ. બાલા; વાનપ્રસ્થ એન્સ
૭. સાહેબે ભાષણની રસિક સમાલોચના સહિત શિક્ષકવર્ગને અનુકૂ
શિક્ષણ આપવા સંબંધી વિચારો દર્શાવ્યા હતા. વચમાં શ્રી હરભાઈ
શિક્ષકવર્ગ તરફથી વ્યાખ્યાનને લગતા પ્રશ્નો પુછાયા હતા. તેના વ્યાખ્ય
કર્તા તરફથી ચોક્કસ અને સચોટ જવાબો અપાયા હતા. આ વ્યાખ્યા
તમામ શિક્ષકવર્ગને ઘણા ગૂઢ પ્રશ્નોનો ઉકેલ આપનાર હતું. તેમાં હજા
શિક્ષક, શિક્ષિકા અને નાગરિકોએ ભાગ લીધો હતો. વ્યાખ્યાનકર્તા
પ્રમુખ સાહેબ તથા ચેરમેન સાહેબે આભાર માન્યો હતો. ત્યારબાદ
કોલેજના હેડ માસ્તર મિ. મૂળજીભાઈએ કિન્ડરગાર્ટન અને મોન્ટેસો
પદ્ધતિના તુલના એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું અને છેવટે જિલ્લા
એડ. ઓફિસર સાહેબ જી. આઈ. શાહે ભૂગોળના શિક્ષણ સંબંધીનો ૫
આપ્યો હતો.

પ્રમુખ સાહેબ તથા ચેરમેન સાહેબે ભાષણ કર્તાઓનો આભાર મા
ફૂલહાર આપ્યા હતા.

સાંજના ૪ થી ૬

## અંગકસરતની રમતો

સાંજના શહેરની ઉત્તર બાજુએ આવેલી ગવર્મેન્ટ હાઇસ્કૂલ
હોસ્ટેલના ચોગાનમાં જિલ્લાની લોકલબોર્ડ શાળાઓના વિદ્યાર્થીઓ અ
બાળાઓની અંગકસરતના ખેલોની હરિફાઈ થઈ હતી. જેમાં ખાસ કરી
ત્રણ પગની સરત, ૪૪૦ વાર દોડવું, ઉંચું કૂદવું, લાંબું કૂદવું, ચમચા
લીંબુ રાખી દોડવું, દોરી કૂદવી, દોડી આવી બખીઓ ભરવો તથા મિઠા
ખાવાની વગેરે આકર્ષક રમતોમાં એકંદરે ૧૫૦ બાળકો તથા ૮૦ કન્ય
ઓએ ભાગ લીધો હતો.

ઉત્તીર્ણ થનારને મુકરર કરેલા પ્રમુખ નહિ આવી શકવાથી તેમ
જગ્યાએ નિમાએલા પ્રમુખ શ્રીમતી કપિલાગૌરી દેસાઈ ડિ. સ્કૂલ બો
ભરુચના વાઈસ ચેરમેનના હસ્તે ઇનામો વહેંચાયાં હતાં. નિયમ મુજ
ઉપકાર અને ફૂલહાર થયા હતા.

હરિફાઈ જોવા આવનાર માણસોની મેદની હાઇસ્કૂલનાં હોસ્ટેલ
ચોગાનમાં ચારે તરફ ગંગાના પ્રવાહ મુજબ ઉભરાતી હતી. આ મેળાવડા
શિક્ષકો, શિક્ષિકાઓ, વિદ્યાર્થીઓ તથા ગ્રામ્યજનો મળી લગભગ ૬ થી
હજાર માણસોએ ઉત્સાહભરેલો ભાગ લીધો હતો.

હાલના સુધરેલા દેશમાં દૂધ અને તેને ચોકખું રાખવાની ક્રિયા, ડેરીફાર્મ ખાતેના દૂધના વેપાર માટે કરવી જોઈતી આવશ્યક તૈયારીઓ વગેરે બાબતો ઉપર રમુજી સિનેમા ફિલ્મ બતાવવામાં આવી હતી. જેની નિરીક્ષાર્થે માનવમેદની મંડપમાં ઉભરાઈ હતી.

પ્રદર્શન વિભાગમાં નિરીક્ષકોની રેલ—શિક્ષકો, શિક્ષિકાઓ બાળકો, બાળાઓ, તથા શહેરી તેમજ ગ્રામ્યજનોથી નિયત વખતે વહેતી હતી:

તા. ૨૮–૧૦–૩૩—ત્રીજો દિવસ.

વક્તા—શ્રીયુત હરરાય એ. દેસાઈ, એડ. ઓફિસર. ડિ. સ્કૂલ બોર્ડ. ખેડા.

પ્રમુખ—રા. સા. બી. જે. શાસ્ત્રી. એજ્યુ. ઇ. એન. ડી. અમદાવાદ.

સવારના આઠ વાગે નિયમ પ્રમાણે સપ્તાહનું કામ શરૂ થયું હતું. પ્રથમ "જય જય જય જગદીશ હરે" એ ઇશ્વરપ્રાર્થના થયા બાદ મે૦ ચેરમેન સાહેબના પ્રમુખપણા નીચે શ્રી હરરાય એ. દેસાઈ એડ. ઓ. ડિ. સ્કૂલ બોર્ડ ખેડા, તેઓશ્રીએ ચક્રવૃદ્ધિ વ્યાજનો નમુનાનો પાઠ આપ્યો હતો. જેમાં શિક્ષક વર્ગને નવું જાણવાનું મળ્યુ હતું. ત્યારબાદ નિયત થએલા પ્રમુખશ્રી રા. સા. ભૂપતરાય જમીયતરામ શાસ્ત્રી. એજ્યુ. ઇ. ઉત્તર વિભાગ, પધાર્યા હતા. વક્તા શ્રી. હરરાય. એ. દેસાઇએ **"શાળામાં શારીરિક કેળવણી અને ડ્રિલ"** આ વિષયને અંગે નીચે મુજબની હકીકતનું વ્યાખ્યાન આપ્યું હતું.

પ્રથમ તેઓશ્રીએ ભાષણની તક આપવા માટે સ્કૂલ બોર્ડનો ઉપકાર માન્યા બાદ જણાવ્યું કે મારો વિચાર ડ્રિલ કરાવવાનોજ હતો. બાળકેળવણી— ૧ શારીરિક, ૨ માનસિક, અને ૩ નૈતિક છે.

શારીરિક કેળવણીના વિભાગ—રમત અને કસરત છે. તેનાં સાધન— ૧ કિંમતી અને ૨ ખર્ચ વગરનાં છે.

દેશની સ્થિતિને અનુકૂળ અને બાળકોની સ્વાભાવિક ચેષ્ટાને અનુસરી રમતો રમાવી જોઈએ.

મામાનું ઘર, સંતાકુકડી, સાતતાળી વગેરે રમતોનું પૃથક્કરણ કરવાથી જુદી જુદી જાતની મળતી માનસિક કેળવણી—એ દ્વારા કેળવવાના ગુણો ચપળતા, હિંમત, સાથીને બચાવવો, હરિફાઈ વગેરે છે.

હાલની સ્થિતિ—પ્રાચીન રમતો ભુલાઈ ગઈ, તેનાં નામ પણ ભુલાયાં અને બાળકોનું હીર અને આનંદ ગયાં, તે કેમ લાવી શકાય તે માટે સમાજને શિક્ષકોની જવાબદારી છે.

ગામડાં ને શહેરની શેરીઓ બાગ રૂપ હતી, તે હાલ સ્મશાનવત્ થવાનાં કારણો; રમતનો અભાવ, મોટાઓ તરફથી રમત ઉપર થતી કુથલી વગેરે.

રમતોના અભાવે અટકતો બાળકનો વિકાસ, પ્રાચીન શિક્ષકોની બેદરકારીનું આપણે કરવાનું પ્રાયશ્ચિત, ને તે માટે આપણે દેશી રમતો ખીલવવાની આવશ્યકતા. રમત શીખવવાની વિરુદ્ધ માબાપને ખરી સમજણો આપવી.

શાળામાં શિક્ષકે બાળકો સંબંધી નાની બાબતમાં કાળજી રાખવી જોઇએ. કેમ બેસવું, ઉભા રહેવું તથા અવયવોની કેળવણી અને દરેક અવયવને પુરતી કસરત અને આરામ આપવાં એ બાબતોની કાળજી રાખવાની છે.

કસરતનો ક્રમ કેમ સાચવવો. ઉમરના પ્રમાણમાં પ્રથમ સહેલો દાવ કરાવી પછી જરા અઘરો, એમ આગળ વધવું.

અખાડાનો શિક્ષક, તેની લાયકાત, સાથે સાથે એક બે અવયવોને કેળવણી મળે એવા દાવ.

બાળક અને બાળાઓની કેળવણીમાં મર્યાદા સચવાય તેવી રીતે જરૂરી ફેરફાર રાખવા. નાનાં અને મોટાં બાળકોની કસરતોમાં તફાવત.

કસરતની હદ-થાક અતિશય લાગે ત્યાંસુધી ન જવું. એકંદરે રમતો કસરતોથી લાભને બદલે નુકસાન ન થાય તે તરફ પુરતું લક્ષ અપાવું જોઈએ. એ મુદ્દાઓ ઉપર લંબાણથી વ્યાખ્યાન ઉપરાંત દેશના બાળકોને સશક્ત રાખવા માટે શિક્ષકોની જવાબદારી, વગેરે વિષયોની પુનરાવૃત્તિથી ભાષણ સમાપ્ત કર્યું હતું.

આ ભાષણ ઉપર પ્રો૦ બ. ક. ઠાકોરે કસરતમાંની ભૂલો દૂર કરવા, તથા પરદેશની અને આપણી રમતોમાં કેવો તફાવત જોઈએ, તે કેવી રીતે કરી શકાય વગેરે મુદ્દા ઉપર ચર્ચા ચલાવી હતી, તે રસદાયક ને અનુભવમાં ઉતારવા જેવી હતી.

આ પછી પ્રમુખ શ્રી શાસ્ત્રી સાહેબે આ વિષય મિ. દેસાઈનો પોતાનો છે, તે વિષે તેમણે સારો અભ્યાસ કર્યો છે અને આપેલી સૂચનાઓ અનુભવસિદ્ધ છે એમ જણાવ્યું હતું. બીજા દેશોના આ કેળવણીને લગતા આવતા વિચાર આપણે ત્યાં જુના છે. વિલાયતની શાળાઓ મેં જોઈ છે. તે દેશની ટ્રે. કો. અને હાઇસ્કૂલમાં હાલ આ વિષય ઉપર અપાતું લક્ષ સારૂં છે. આ કેળવણી માટે કરવાનાં નવાં સાધનોની રચના, રમતોની હરિફાઈઓ કરવી, અને અખાડાની જુની પદ્ધતિ, દક્ષિણમાં હાલ એ પ્રથા ચાલે છે તેના લાભાલાભ વગેરે બાબતો ઉપર સરસ ચર્ચા કરી હતી.

અમદાવાદમા આ વિષયની પોષક ઍસોસિએશન સ્થાપી છે. બધે આવી સંસ્થાઓ સ્થપાય, અને સમાજ તે ઉપર લક્ષ આપી મદદ કરે તો સારૂં પારણામ આવે.

દેશની સ્થિતિ ગરીબ છે માટે ખર્ચાળ રમતો દાખલ ન કરી શકાય. ઓછે ખર્ચે રમાતી રમતો દાખલ કરવી. નવી શાળાઓની રચનામા રમતો માટે જગા રાખવાની દરકાર વગેરે વિષયોથી ભરપુર નમુનેદાર ચર્ચા કરી હતી. ત્યારબાદ નીચેનું વ્યાખ્યાન આપવામા આવ્યું હતું.

## "ગ્રામ્ય સુધારણામાં શિક્ષકોનું સ્થાન"

વક્તાઃ—શ્રીયુત એચ. એચ. નાણાવટી. એ. ઓ. ડિ. સ્કૂલ બોર્ડ પંચમહાલ.

ઉપર જણાવેલા વિષય ઉપર નીચે પ્રમાણે વ્યાખ્યાન આપ્યું હતું.

૧. શહેરની કેળવણી લીધા છતાં વીશ વર્ષનો ગામડાનો અનુભવ.
૨. આ વિષય ઉપર સરકારે હાલ લેવા માંડેલી મહેનત.
૩. ગામડાના શિક્ષકને મામુલી ગણતા, પરંતુ "ગ્રામ સુધારણા"માં તેનું સ્થાન. તે કામની જવાબદારી સમજવાની જરૂરિઆત વગેરે બાબતો.
૪. ગામડાના શિક્ષકોને જે મુસીબતો હોય છે, તે અનુભવીજ જાણે. આપણા દેશની વસ્તીના ૯૦ ટકા ખેડુત છે. તેમની સુધારાની ગતિની મંદતા.

હાલ આપણાં જુનાં ગામડાંમાં અદ્‌ભુત ફેરફાર થયો છે. જુનાં ઓજારો, અંધારાં ઘરો, સાહુકારની ગુલામી, છેવટે કપાળે હાથ દઈ નસીબ ઉપર આધાર રાખવાની ટેવ, ખેડુત વર્ગમા સ્ત્રી જાતિની દુર્બળતા, ખેડુત દેવાના ડુંગર તળે દબાએલા છે, વગેરે અનેક કારણોના માત્ર વિચાર કરેથી શું વળે?

હાલનું શિક્ષણ ગામડાની સ્થિતિ સુધારવામા નકામું છે; જરૂરિઆત કરતાં તે જુદુંજ છે.

આરોગ્ય અને ખેતીના પાકની વૃદ્ધિને વધારનાર શિક્ષણની જરૂર. ગ્રામ્યશિક્ષકો ઉપર દેશની જવાબદારી. પુખ્ત ઉંમરનાને પણ અક્ષરજ્ઞાન આપવું જોઈએ.

ઘરોનું વાતાવરણ સુધારવું જેથી બાળકોનું નાની વયમાં ચારિત્ર ઘડાય. શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ ગ્રામ્યજીવન સુખી અને સંતોષી બનાવવાનો હોવો જોઈએ. બાળકોમાં માન અને પ્રેમ ઉત્પન્ન કરી તેમની શરીરની સુખાકારી

ને સ્વચ્છતા કેળવવી, સહકારી મંડળ સ્થાપવાં, છેલ્લી ઢબનાં ઓજાર, ખાતર વગેરે વાપરવાં—આવી બધી બાબતો માટે નવા અભ્યાસક્રમની જરૂર.

શાળાઓમાં હાજરી. તે માટે શિક્ષકોની નિરાશા.

મનુષ્ય જીવનના કોઈપણ ધંધામાંથી પોષણ મળે એ પ્રથમ વસ્તુ માટે ખેતી પોષણદાયક થાય, ત્યારપછી શિક્ષણ.

સ્થાન પ્રમાણે ફેરફાર કરવાની શિક્ષકને છૂટ. ગરીબ બાળકો રોટલા મેળવી શિક્ષણ લઈ શકે એવી ગોઠવણ.

પંચમહાલની દુર્દશાનો ચિતાર.

આ સુધારા માટે સ્પષ્ટ વાચન, સાદું ગણિત, સ્વચ્છતા એ વિષયના શિક્ષણ ઉપરાંત કામ કરવાની શક્તિ કેળવવી અને અભ્યાસમાં કૃષિશિક્ષણને અગ્રસ્થાન આપવું જોઈએ.

ધંધાનું પદ્ધતિસર શિક્ષણ આપવું અને નોકરી માટે વલખાં મારવાની દશા દૂર કરવી. વૈદકનું જ્ઞાન અને તેની ગ્રામ્યશિક્ષકને જરૂર. ધર્મચર્ચા, વર્તમાનપત્ર, વાચન વગેરે બાબતોથી જાણકાર શિક્ષકોની જરૂર છે. સાદું અને આદર્શ જીવન એ શિક્ષકનો દાખલો. મિશનરીઓ જેમ ધર્મ પ્રવર્તક છે, તેમ શિક્ષકોની ફરજો હોવી જોઈએ.

આ સટોરીઆ જમાનામાં સરકારની બીજી મદદ ન મળે ત્યાંસુધી આ બદીઓ દૂર કરવી. સારા શિક્ષકોનો અભાવ, જ્ઞાન ને પુસ્તકસંચય એ શિક્ષકની મુંડી, વગેરે બાબતો પર નમુનેદાર વ્યાખ્યાન આપ્યું હતું.

જે ઉપર હીરાલાલ ગાંધીએ સખત ટીકા કરતાં રેંટીઆનું ગામડામાં સ્થાન ને તેની જરૂર, સહાયકારી મંડળીઓથી વધતી દેવાદારી, વૈદકમાં દેશી દવાઓનું સ્થાન, સ્કાઉટિંગ કરતાં દેશી રમતોનું અગ્રસ્થાન, આરોગ્ય માટે શિક્ષકો વિદ્યાર્થીઓદ્વારા ગંદકી દૂર કરવાના દાખલા આપે, વગેરે બાબતો ઉપર ચર્ચા થઈ હતી.

આ ઉપર ચેરમેન સાહેબે નાણાવટી સાહેબનો અનુભવ, હિન્દુ પ્રાચીન ગૌરવ, નવા સુધારાથી દેશની થએલી ત્રિશંકુ જેવી સ્થિતિ, લોકો અને રાજકર્તાની ફરજ, કેળવણી ઉપર વધુ ખર્ચ કરવાની આવશ્યકતા, તે માટે તેમનું દુર્લક્ષ તથા નોકરી કરવા માટેજ ભણવું એ બાબતો ઉપર સચોટ વિવેચન કર્યું હતું.

૧. સાચું બોલવું. ૨. પ્રમાણિકતા. આ ગુણો શિક્ષકે ખાસ કેળવવા વગેરે બાબતની ચર્ચા કરી હતી.

બાદ પ્રમુખ શ્રી શાસ્ત્રી સાહેબે સુરતના દરબારમાં ગ્રામ્યકેળવણી માટે થએલી ચર્ચા, શારીરિક કેળવણીની જરૂર, ૭ લાખ ગામડાંની સ્થિતિ

સુધારવાની જરૂર, નીતિના વધુ પ્રચાર માટે અધિકારીઓની દરકાર, સમુદ્રના હોડકાં જેવી શિક્ષકની દશા, દેશની ગરીબી માટે નાણાંના અભાવે અટકતું કાર્ય, સામાજિક રૂઢિને અંગે ખરચાતા પૈસા, કેળવણી પાછળ ખરચવાની સમાજની ફરજ, કેળવણી એ દેશનું ઘરેણું છે. સ્વતંત્ર ને પરતંત્ર દેશની કેળવણીની સરખામણી, સુધારા માટે દેશે વધુ ફાળો આપવો વગેરે બાબતની ઉપર ચર્ચાને અંતે ભાષણ સમાપ્ત થયું હતું.

બાદ ચેરમેન સાહેબે ભાષણકર્તાઓનો તથા પ્રમુખ સાહેબનો ઉપકાર માની ફૂલહાર થયા પછી સભા વિસર્જન થઈ હતી.

સાંજ—૪ થી ૭.

સંગીતની સ્પર્ધા

સંગીતની હરિફાઈના બાળકોના મેળાવડાના મંડપમાં માનવમેદની જામી હતી. ગ્રામ્યબાળકોએ ખાસ કરીને ખમાજ, સારંગ, ધનાશ્રી, દેશ, ભીમપલાશ, આશાવરી, પીલુ, ભૈરવ, ભૈરવી વગેરે રાગોની હરિફાઈમાં ભાગ લીધો હતો.

ઉત્તીર્ણ થએલા વિદ્યાર્થીઓને કમિટી નીમી ઇનામો અપાયાં હતા. નિયત પ્રમુખશ્રી જડજ સાહેબ ન આવી શકવાથી ચેરમેન સાહેબ સરદાર ભા સાહેબ પ્રમુખસ્થાને હતા.

રાત્રિએ બાળઉછેર અને ચાર્લી ચોપ્લીનની રમુજી ફિલ્મથી સિનેમા બતાવવામાં આવ્યો હતો. આ વખતે ૧૦,૦૦૦ માણસો (શિક્ષકો, શિક્ષિકાઓ અને ગ્રામ્યજનો) એ લાભ લીધો હતો.

તા. ૨૯–૧૦–૩૩ ૪ થો દિવસ.

વક્તાઃ—શ્રીયુત બી. કે. પટવા વિષયઃ—ગણિતશિક્ષણ.

પ્રમુખઃ—શ્રી. કે. એસ. વકીલ, વાનપ્રસ્થ એજ્યુકેશનલ ઇન્સ. દક્ષિણ વિભાગ.

સવારના કાર્યક્રમની શરૂઆત થતા અગાઉ રા. હરરાય દેશાઈએ શિક્ષકોને ડ્રિલ કરાવી હતી. જેમાં ૭૫ શિક્ષકોએ ભાગ લીધો હતો.

સવારના પ્રાર્થના પછી શ્રીયુત ભોગીલાલ કે. પટવા, એસિ. શિક્ષક મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કાલેજ એમણે ગણિતશિક્ષણ ઉપર નીચેના મુદ્દાવાળું વ્યાખ્યાન આપ્યું હતું.

૧ ગણિતનાં સત્ય વિશ્વવ્યાપક છે તેથી મંગળના ગ્રહ સાથે વાતચીતની ભાષા માટે ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો હતો. ગણિતશિક્ષકે સત્યના સ્વરૂપની જાતે ખાતરી કરી શિક્ષણ આપવું.

૨ ગણિતશિક્ષણમાં મુખગણિતનો ઉપયોગ કેમ કરવો, ટેવની અગત્યતા, વધુ ટેવથી બુદ્ધિનું ઘડાવું વગેરે બાબતો ઉપર વિવેચન કર્યું હતું.

આંક ગોખાવવાની મહત્તા. બુદ્ધિનો ઉપયોગ જરૂર પડે કરવો, નહિતો ટેવથી વ્યાવહારિક દૃષ્ટિએ હેતુપૂર્વક ગણિતશિક્ષણ આપવું.

૩ માણસનું કર્તવ્ય, ખોરાક મેળવવાની ફરજ એછે. એ લક્ષમાં રાખવું.

બીનજરૂરી (અવ્યવહારૂ) દાખલાઓ—

અપૂર્ણાંકના લાંબા દાખલા, વ્યાજમાં મુદ્દત કાઢવાના દાખલા, મિશ્રણના દાખલા, નગરાંકીના દાખલા વગેરે અવ્યવહારૂ દાખલા શીખવવા નહિ.

અટકળથી જવાબનો આસરો કઢાવવો, વિજયની ઇચ્છાથી છોકરાઓનો ઉત્સાહ વધુ હોય છે. આ વિષય તેના કામમાં ઉત્તેજિત કરે છે.

ચોકસાઈનું ભાન કરાવવું. અસરકારક રીતે હિસાબ છોડવો તેમાં ઝડપી મૌખિક (મોઢાનું) કામ એ ગણિતની પદ્ધતિ. ત્રિરાશિથી થએલી માઠી અસર.

કેળવણી માટેની આપણામાં જે માન્યતા છે તે સંબંધી વિચાર, કેળવણીના વિકાસ માટે અનુકૂળ વાતાવરણ, એ બે કેળવણીમાં અમુકનું પ્રબળ સ્થાન, ઈંગ્લંડની જુદી જુદી કેળવણી અને સંસ્થાઓના આંકડા, હિંદુસ્તાનમાં એવી સંસ્થાઓનો અભાવ એ વિષે લંબાણપૂર્વક ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

આપણા દેશની પાંત્રીસ કરોડની વસ્તી, સેંકડે કેળવાએલાના ૮ ટકા, સને ૧૯૨૧ થી ૩૧ સુધીમાં રહેલી તેની તેજ સ્થિતિ, કેળવણીમાં આપણા દેશનું પછાત સ્થાન, ત્રણ લાખ છત્રીસ હજાર શિક્ષકોની સંખ્યા, તેમણે નિરક્ષરતા ટાળવાની જરૂર, જાપાનની શ્રેષ્ઠ કેળવણી, સેંકડે ૯૯-૪૩ છોકરા અને ૯૯-૧૯ છોકરીઓની કેળવણીના દાખલા વગેરે ઉપર પ્રમુખ શ્રી કે. એસ વકીલ સાહેબે રસપૂર્વક વિવેચન કર્યું હતું.

દરેક ભણેલો માણસ આજુબાજુના અભણોને ભણાવવાની ફરજ સમજે તો નિરક્ષરતા વધુ પ્રમાણમાં દૂર થાય. આરામ એટલે કામનો ફેરફાર, જનસમાજની બધી પ્રવૃત્તિ સફળ કરવા ગ્રામ્યકેળવણીને અગ્રસ્થાન મળવું જોઈએ વગેરે બાબતો ઉપર ચર્ચા કરી હતી.

"શિક્ષકોના કર્તવ્ય વિષે"

વડોદરા કોલેજના સાયન્સના પ્રોફેસર ડૉ. નાયકે શિક્ષક તરીકેનો પોતાનો અનુભવ, કેળવણીની સંસ્થાઓ નિભાવવામા પડતી અડચણો, અક્ષરજ્ઞાન ન હતું ત્યારે મળતી આદર્શકેળવણી, મહાભારત અને રામાયણના સમયમા હાલનું અક્ષરજ્ઞાન ન હતું, પરંતુ સંસ્કારિતા તો હતીજ અને નીતિની કેળવણી હતી. પાશ્ચાત્ય કેળવણીકારો જે આવ્યા તે લગભગ અજ્ઞાન જેવા હતા. બાળકનું માનસ ન સમજે એ શિક્ષક નથી. સંતતિનિયમનને સ્થાન, સમાજમાં શિક્ષકની થતી હલકી ગણના, સમાજથી બાળકો તરફની બેદરકારી, પ્રાથમિકશિક્ષણ સંબંધમા લોકલ સંસ્થાઓ અને તેના સભ્યોની જવાબદારી, શિક્ષક થવું તો સારા શિક્ષક થવું. કેળવણીની સંસ્થાઓની નાણાં ભીડ, પ્રજાને કેળવણીની દરકાર નથી, શિક્ષકોનો સત્કાર થતો નથી, વગેરે પ્રશ્નો ઉપર અનુભવી અને રસિક તેમજ અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું. ઉપસંહારમા માનસિક કેળવણી અને હૃદયને ઉલ્લાસ આપનાર કેળવણી ન હોય, એ કેળવણી નકામી છે એમ અસરકારક રીતે જણાવ્યું હતું.

તે પછી પ્રમુખ શ્રી. વકીલ સાહેબે ડૉ, નાયકના ભાષણ ઉપર ખોટું લાગ્યું હોય નહિ એમ કહ્યું હતું. અત્યારનું શિક્ષણ નીરસ છે, માટે

હતું કે મંડપમાં અને આજુબાજુ અસંખ્ય માનવ મેદની ઉભરાતી હતી. જ્યાં બધું સારૂં છે ત્યાં અમુક ભાગને વખાણવો ઉચિત ન ગણાય.

ઉપરનો પ્રોગ્રામ વધુ સમય પહોચવાને લીધે રાતના સિનેમા ફિલ્મ બતાવવાનો પ્રોગ્રામ બંધ રાખવામાં આવ્યો હતો.

---

તા. ૩૦–૧૦–૩૩ પાંચમો દિવસ

સવારના પ્રાર્થના પછી પ્રાથમિક શાળામા હસ્તકળાની આવશ્યકતા એ વિષય ઉપર લંબાણપૂર્વક ભાષણ આપ્યું હતું.

વક્તાઃ—શ્રી. કે. એ. બાલા. વાનપ્રસ્થ એન્યુ. ઇ૦ એન. ડી.

પ્રમુખઃ—પ્રો૦ મગનલાલ ગણપતરાય શાસ્ત્રી. સંસ્કૃતના વાનપ્રસ્થ પ્રોફેસર, ડેક્કન કોલેજ, પુના.

વ્યાખ્યાનમા ખાસ કરીને મોટા ખર્ચાળ સાધનોથી નહિ, પણ બાળકની કેળવણીમા શારીરિક, માનસિક વિકાસ કરવા માટે ગામડામાં મળતી ચીજોથી હસ્ત ઉદ્યોગ કેવી રીતે શીખવી શકાય. દાખલા તરીકે શરૂઆતમાં ચોકખી માટીથી બાળક પેન, સ્લેટ અને એવા બીજા નમુના બનાવે.

વળી શિક્ષણના વિવિધ વિષયો પ્રયોગ કરી, પ્રખર શિક્ષણશાસ્ત્રી ફ્રબલનો આદેશ કેમ સફળ થાય તે જણાવ્યું હતું.

હસ્તઉદ્યોગના શિક્ષણમાં ૧. માટીકામ, ૨. કાગળનું કામ, ૩. ચિત્રકામ, ૪. લાકડાનું કામ. આ ચાર સાધનો વડે બાળકોની ઇંદ્રિયો કેળવવા ઉપરાંત વિષય પરત્વે કેવા નમુના ઉપજાવી શકાય તે સમજાવ્યું હતું. દા. તરીકે, વાચનના પાઠોમા ચિત્રો દોરવી ભાષાનો વિષય સચોટ કરવો.

ઉપરનું ભાષણ પુરૂં થયા બાદ પ્રમુખ સાહેબ પ્રો૦ મગનલાલ ગણપતિરાય શાસ્રીએ ઉપરના શિક્ષણમાં કુદરતી સાધનો જેવાં કે, પાણી, માટી વગેરેનો ઉપયોગ કરવા તરફ શિક્ષકોનું લક્ષ ખેંચ્યું હતું. શિક્ષણથી આર્થિક સ્થિતિ સુધરવી જોઇએ, એ બાબત ઉપર ખાસ વિવેચન કર્યું હતું. સાથે સાથે પ્રદર્શન અને તેના નિરીક્ષણમાં ફક્ત ઉપલક જોવું બસ નથી પણ નમુનો તૈયાર કરવાની રીત ને શિક્ષણની તેમજ વ્યાવહારિક દૃષ્ટિએ તેની ઉપયોગિતા, કળાની ઝીણવટ વગેરે તરફ લક્ષ આપવાનું સૂચન કર્યું હતું.

## પીર મોટા મીયાંનું વ્યાખ્યાન

વિષયઃ—ધર્મનીતિની કેળવણીને શાળામાં સ્થાન.

આ વિષય ઉપર રા. પીર મોટામીયાં સાહેબે નીચે મુજબનું હૃદય-સ્પર્શી વ્યાખ્યાન આપ્યું હતું. તેઓશ્રીએ પોતાની નાદુરસ્ત તબીયત

છતાં ઇશ્વર સ્તવન અને સમાજ સેવા કરતાં સ્ટેજ ઉપર મરવું એ મારૂં જીવનધ્યેય છે એ પ્રમાણેના ઉપોદ્દઘાતથી શરીરના બે ભાગ ૧. દેહ અને ૨. આત્મા ( જડ, અને ચૈતન્ય ) એના ભેદ સમજાવ્યા હતા. અને દેહને નિભાવનાર ( ગતિ આપનાર ) અલૌકિક શક્તિનું ઓળખાણ કેટલું જરૂરનું છે તેનું સ્પષ્ટીકરણ કર્યું હતું. વળી અંતઃકરણના બે વિભાગ મગજ અને અંતઃકરણ (ઇચ્છાઓનું સ્થાન) છે.

કેળવણીનું ધ્યેય ડીગ્રીઓમાં નહિ, પણ અંતઃકરણની કેળવણીમાં છે. જે કેળવણી નમ્રતા ને વિવેક ન શીખવે એ આદર્શ કેળવણી ન ગણાય. હાલમાં અંતઃકરણની કેળવણી તરફ અપાતું ઓછું લક્ષ.

મીરાંબાઈ અને નરસિંહ મહેતા જેવી આદર્શ વ્યક્તિઓને સ્ટેજ ઉપર આપવામાં આવતું સ્થાન અયોગ્ય છે. પણ તેમનું ખરૂં સ્થાન હૃદયમાંજ હોવું જોઈએ.

સાયન્સનો હું વિરોધી નથી, છતાં પૃથ્વીની ગતિ, સૂર્યથી તેનું અંતર વગેરે માપનારનું પોતાનું સ્થાન કયાં હશે તે માટે શંકા છે.

ધર્મ અને તેની થતી નિંદા માટેની આપણી અયોગ્યતા. જેમ કોઈની કુરૂપ સ્ત્રીની નિંદા ન કરી શકાય તેમ પરધર્મની પણ.

ઇશ્વિરના કાયદા માનનારને સરકારી કાયદાનો અંતરાય નથી આવતો. ઇશ્વિરી કાયદાનું આદર્શ શિક્ષણ અપાય તો પિનલ કોડની જરૂર રહેતી નથી. પિનલ કોડથી કોણ સુધર્યું છે ?

ગીતા અને કુરાન હાથમાં લઈ ખોટી સાક્ષી આપનાર યુગ, પુરાણા યુગ કરતાં કેટલો આગળ છે ? શારીરિક, માનસિક અને નૈતિક બાબતોમાં આપણે પાછળ પડ્યા છીએ, કારણકે અંતઃકરણની કેળવણીનો અભાવ છે. ગીતા ને કુરાનનો આધાર લીધા પછી પ્રાણાન્તે પણ જુઠું ન બોલાય, એવો દૃઢ નિશ્ચય થાય ત્યારેજ આપણે લાયક થયા ગણાઈએ. ભૂલો કાઢવી સહેલી છે, પણ સુધારવી મુશ્કેલ છે. મુસલમાનો કહે કે હિન્દુઓ આમ કરે છે અને હિન્દુઓ કહે કે મુસલમાનો તેમ કરે છે; પરંતુ પશ્ચિમ એશિઆનાં મુસ્લીમ યુધ્ધોમાં હિન્દુઓ ન હતા. તેમજ રામાયણ અને મહાભારતની લડાઈઓમાં મુસલમાનો ન હતા છતાં ખુનખાર યુધ્ધો થયાં હતાં.

કુદરતની ખોડ કાઢવાનો દાખલો—' કોળું અને આંબો ' નાના વેલાને મોટું ફળ અને મોટા ઝાડને નાનું ફળ.

જુદી જુદી જાતના મદ જેવાકેઃ—ધન મદ, વિદ્યા મદ, અધિકાર મદ, અને યુવાનીનો મદ વગેરે સંબંધી અને આધ્યાત્મિક જ્ઞાન સાથે સંબંધ

ધરાવતા પ્રશ્નો ઉપર રસદાયક વિવરણ કર્યું હતું. ત્યારબાદ ઉર્દુ સુપરવાઇઝર શેખ સાહેબે પોતાનું ભાષણ આપ્યું હતું. તે પછી શ્રીયુત પ્રેમચંદભગત—અંકલેશ્વર વૉકેશનલ ટ્રે. સ્કૂલના હેડમાસ્તરે વાર્તાવાચનપદ્ધતિનો પાઠ આપ્યો હતો. છેવટે ચેરમેન સાહેબે ભાષણ કર્તા તથા પ્રમુખશ્રીનો ઉપકાર માની ફૂલહાર અર્પણ કર્યા હતા.

## બાળકોનું સરઘસ

અઘોરના ડિ. લો. બૉર્ડની ઑફિસથી બાળકોનું ગંજાવર સરઘસ આખા ભરુચ શહેરના બજારને હર્ષનાદ અને જય ગીતોથી ગજાવતું ડિ. સ્કૂલ બૉર્ડની ઑફિસ સુધી આનંદભર્યું આવ્યુ હતું.

રાતના બાળ લગ્ન અને ચાર્લી ચેપ્લીનના તથા દારૂથી થતી ખરાબીના વિષય ઉપર સિનેમાના દશ્યો બતાવવામા આવ્યાં હતાં.

---

તા, ૩૧–૧૦–૩૩ છઠ્ઠો દિવસ

પ્રભાતમાં "જય જય જય જગદીશ હરે" ની પ્રાર્થના કરવામાં આવી હતી.

વક્તાઃ—રા. કૃષ્ણલાલ એમ. દલાલ.

વિષયઃ—ચારિત્ર્યશાળી શિક્ષકની શિક્ષણ ઉપર થતી અસર.

પ્રમુખઃ—શ્રી. પ્રો. બ. ક. ઠાકોર.

નિયત વક્તા શ્રી પ્રલ્હાદજી ચંદ્રશંકર દિવાનજી વલસાડના સબ-જડજ ન આવી શકવાના સંભવે ઉપર જણાવેલા નિયત વિષય ઉપર નીચે મુજબની હકીકતનું લંબાણથી વક્તાએ વ્યાખ્યાન આપ્યું હતું. તેઓશ્રીએ જણાવ્યું કે જેમ સેવાભાવી વૈદ પૈસાને ગૌણ ગણી સ્વજન પેઠે દરદની સારવાર કરવી એ વસ્તુ મૂળ માને છે, તેમજ સૈનિક–રાષ્ટ્ર-ભાવનાને સેવાનું ધ્યેય માની પગારની દરકાર સિવાય મરણાન્ત સુધી શુદ્ધ સેવા આપે છે. ચારિત્રશાળી શિક્ષકના ધર્મ અને ફરજો સંબંધી સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હતો.

આર્નોલ્ડ, જોન રસ્કિન, રવિન્દ્રનાથ ટાગોર, ગાંધીજી, ગિજુભાઈ, નાનુભાઈ, તારાબેન વગેરે આદર્શ શિક્ષકોના દષ્ટાંતો આપ્યાં હતાં.

માતા, પિતા અને આચાર્ય દેવસ્થાને કેવા સંજોગોમાં તે વિષે.

માબાપ અને સમાજની બેદરકારી, હાલમા મળતા પગાર, જીવનની જરૂરિઆતો, અભ્યાસક્રમનાં સાધનોનો અભાવ.—આવા સંજોગોમાં આદર્શ શિક્ષણ કેમ આપી શકાય?

શિક્ષણની અધોગતિ માટે સમાજની જવાબદારી, શિક્ષક ઉપર મૂકાતી વધુ પડતી જવાબદારી, બાળકને પાસ કરાવવા ઉપરજ દાનત, હાલની કેળવણી સાચી, આવશ્યક ને જરૂરી છે કે કેમ, વગેરે બાબતો ઉપર લંબાણથી વિવરણ કર્યું હતું.

ત્યારપછી નર (અર્જુન) શિષ્ય, અને કૃષ્ણ શિક્ષક. **સહના વવતુ**...શિક્ષક ને શિષ્યનું સાથે રક્ષણ કરો, સાથે બંનેને જમાડો, બંને સાથે જ્ઞાન પ્રાપ્તિ કરે એવા સંજોગો ઉભા કરવા વિષે વિવરણ કરી વ્યાખ્યાન પૂર્ણ કર્યું હતું.

આ ભાષણ ઉપર પ્રમુખ શ્રી બ. ક. ઠાકોરે કેવા શિક્ષક ન જોઈએ, તથા શિક્ષકોમાં એકતાની જરૂર, શાળા એ સજીવન સંસ્થા, માધ્યમિક શાળાઓ અને કોલેજોમાં શિક્ષકોની એકતાનો અભાવ, આચાર્ય અને તેનું હૃદય. ધંધો પેટ માટે નહિ પણ એકાગ્રતાથી કરવાથી થતી અસર, માતાના ગર્ભ ઉપર પડતી છાપની અસર, (ગર્ભિણીને વીંછી કરડે તો ભાવિના બાળકને જિંદગી ભર વીંછી ન ચઢે) વિષય માત્રને સચોટ તપાસ્યા સિવાય ખરો ન માનવો, પરીક્ષાના પરિણામ પાછળ બગડતા વાલીઓના પૈસા, શિક્ષકમાં પક્ષપાત ન જોઈએ વગેરે બાબતોની ચર્ચાથી આકર્ષક ખુલાસા આપ્યા હતા.

## સહશિક્ષણ

શુક્લતીર્થ ગુરુકુળના પ્રિન્સિપલ મનુભાઈ વૈદ્યે સહશિક્ષણના વિષય ઉપર જુદા જુદા પ્રશ્નો રજુ કર્યા હતા. તેમાં સ્ત્રી અને પુરુષના શરીરનો બાંધો, તેનું મગજ, એકને બીજાથી હલકા માનવાની ભાવના વગેરે બાબતોના ઘણા ઊંડા અને મનનીય પ્રશ્નો રજુ કર્યા હતા, જે વિચારવા જેવા હતા.

## સુન્દરમનો કાવ્ય રસાસ્વાદ,

આ પછી ભરુચ જિલ્લાના વતની યુવાન કવિશ્રી ભાઈ ત્રિભુવનદાસ લુહારે (સુન્દરમ્) પોતે પ્રાથમિક શાળામાં શીખવાની કવિતાઓની અલ્પ સંખ્યા ને પદ્ધતિની ભાવના ઉપર રસદાયક ને લંબાણપૂર્વક વિવેચન કર્યું હતું. વધુમાં તેઓએ કવિતાની શિક્ષણપદ્ધતિનો કંઈક ખ્યાલ રજુ કરી પોતાનાં રચેલ કાવ્યસંગ્રહના પુસ્તક "કાવ્ય મંગળા" અને "કોયા ભગતની કડવી વાણી" માંથી જુદી જુદી શબ્દઝમક, અર્થ, ગૌરવ અને ગ્રામ્ય ચિત્ર રજુ કરતાં વાઘરણ, ભંગડી, વાદળીઆં વગેરે કાવ્ય ગાયાં હતાં.

પ્રમુખશ્રી બ. ક. ઠાકોરે તેમના કાવ્યમાંથી "દશાવતાર," કાવ્ય વાંચી બતાવ્યું હતું. છેવટે ચેરમેન સાહેબે શ્રી પ્રમુખ સાહેબનો તથા વક્તાઓનો આભાર માની ફુલહાર કર્યો બાદ સભા વિસર્જન થઈ હતી.

બપોરના સરકારી હોસ્ટેલના ચોગાનમા સ્કાઉટ રેલીનો પ્રોગ્રામ થયો હતો તે નીચે મુજબ છેઃ—

## સ્કાઉટ રેલીનો કાર્યક્રમ

સાંજના ૪ થી ૭

(૧) પ્રાર્થના—વૈદિક, ઇસ્લામી અને ભારત.

(૨) ધ્વજવંદન, બટુક હર્ષનાદ.

(૩) દશ્યોઃ—(૧) આસન—હાંસોટ અને અમૃતપરા.
(૨) તાત્કાલિક સારવાર......સુણેવ
(૩) ગરબા..........વીરબાળા સંઘ.
(૪) લાઠી, સેગ્રીમ, નાદસંજ્ઞા...અમૃતપુરા.
(૫) આગ હોલવાનું......ઝાડેશ્વર.
(૬) દોરડાની ખેંચતાણ......હાંસોટ, ઉર્દુ.

(૪) માર્ચ પાસ્ટ. } ધ્વજસંજ્ઞા...સંદેશ લેવા.
—,,— સંદેશની આપ લે.
(૫) હરિફાઈ. } अ દોડ ચાલ
ब અવલોકન.
क કપડા પહેરવા.

(૬) કેમ્પફાયર
(૧) સ્તુતિ.
(૨) મંજ્ઞા, કવાયત, છીંક વગેરે.
(૩) વચ્ચે વચ્ચે નામસૂચક મૂગા દેખાવો.
(૪) નઝમ, હાંસોટ, ઉર્દુ,
(૫) મરઘો, હાંસોટ.
(૬) દરબાર અને પટેલ, પાલેજ
(૭) કીડી અને પતંગીઉ, શુકલતીર્થ વીરબાળા
(૮) કાઝી અને ચોર, આમોદ.
(૯) ડાહ્યલી અને સરોજની શુકલતીર્થની વીરબાળા.
(૧૦) પ્રાસની રમત.

(૧૧) રાસ—ભીલ ડાન્સ વગેરે.

(૧૨) દારૂડીઓ, ઝાડેશ્વર.

(૭) ઇનામો—સંભાષણો, હાર તોરા વગેરે.

(૮) સમાપ્તિ, ગીત.

## સ્કાઉટ રેલી

તા. ૩૧–૧૦–૩૩ની સાંજ

છઠ્ઠો દિવસ

કેળવણી સપ્તાહ દરમિઆન જુદી જુદી દષ્ટિથી ચર્ચાએલા શિક્ષણના સિદ્ધાંતો, આદર્શો અને પદ્ધતિઓને વ્યવહારુ તથા પ્રત્યક્ષ રૂપ આપવાને માટે જે જે પ્રયત્નો થયા છે તેમાં સ્કાઉટીંગનો—બાલ પ્રવૃત્તિનો કાર્યક્રમ કંઈ ઓછા મહત્વનો ન હતો. જિલ્લા સ્કૂલ બોર્ડની ઉચ્ચ અભિલાષાઓને અંગે આ રેલીમાં સામાન્ય કાર્ય કરતાં તાલીમ વડે ભવિષ્યના ઉદાર, શિષ્ટ અને કાર્યદક્ષ નાગરિકોને તૈયાર કરવાની એક શિક્ષણયોજના છે; એટલે એક આદર્શ ગામ કેવું હોઈ શકે તેનો બાળકોને ખ્યાલ આપવાને યથાશક્તિ પ્રયત્નો કરવામાં આવ્યા હતા.

રેલીના કાર્યક્રમનાં ચાર મુખ્ય અંગોઃ—

૧. સરઘસ. (૨) રેલી. (૩) સ્કાઉટ નગર (૪) કેમ્પફાયર.

(૧) **સરઘસ** તા. ૩૧–૧૦–૩૩ના રોજ બપોરના ચાર વાગ્યાથી સરઘસના રૂપમા ડિ. સ્કૂલ બોર્ડના સુપરવાઈઝર મી. શેખની સરદારી નીચે જિલ્લાની સઘળી સ્કાઉટ સેનાઓએ ડિ. લો.બોર્ડની ઓફિસથી માંડી ઝાડેશ્વર દરવાજા, હાજીખાં બજાર, નવા દહેરા, ચકલા, જુના બજાર, લાલ દરવાજા, કતોપોર બજાર તથા ફુરજા આગળ થઇને પારસી લત્તામાં થઈ કૂચ કરી હતી અને આખું સરઘસ પ્રદર્શનના સભામંડપના ભવ્ય તંબુમાં થોભ્યું હતું.

આમોદ, હાંસોટ, ઝાડેશ્વર અને અમૃતપરાની સેનાઓએ પોતાના બેન્ડ (વાજીંત્રો)થી બાલવીરોની કૂચમાં શૌર્ય અને ચપળતા આણ્યાં હતાં. અમૃતપરાનું બેન્ડનું કાર્ય સર્વોત્તમ હતું, આ સરઘસથી ભરુચની પ્રજાને જિલ્લાનાં ગામડાઓમાં ચાલતી સ્કાઉટ પ્રવૃત્તિનો અને પ્રગતિનો સારો ખ્યાલ આવી શક્યો હતો. સરઘસને મોખરે શુક્લતીર્થની વીરબાળાઓને ડિ. સ્કૂ. બોર્ડના વાઇસ ચેરમેન શ્રીમતી કપિલાગૌરી ભગુભાઈ દેસાઇ તરફથી મિઠાઈ વહેંચવામાં આવી હતી.

(૨) **રેલી**—બપોરના ચાર વાગે જિલ્લાના સ્કાઉટ કમિશ્નર નવાબ શ્રીમાન નહારસિંહજી સાહેબના પ્રમુખપદે જિલ્લાની સ્કાઉટ રેલી ભરવામાં આવી હતી. જેમાં ભરુચ ડિ. લો. બોર્ડની શાળાઓની કુલ્લ ૨૨ સેનાઓના ૫૩૮ બાલવીરોએ ભાગ લીધો હતો. શુકલતીર્થથી વીરબાળા સંઘની ૧૮ બાળાઓએ પણ રેલીના દરેક કાર્યમાં સક્રિય ભાગ લીધો હતો. દરેક ધર્મની પ્રાર્થના થયા બાદ "ભારત ભાગ્ય વિધાતા"નું ડૉ૦ ટાગોરનું રચેલું રાષ્ટ્રગીત સ્કાઉટ સમૂહે ગાયું હતું. જિલ્લાના બાળવીર ધ્વજને સ્કાઉટોએ વંદન કર્યું હતું. તે પછી જુદી જુદી સેનાઓ તરફથી લાઠી, લેઝીમ, આસન, આગ હોલવવી, ગરબા વગેરેનાં દૃષ્યો રજુ કરવામાં આવ્યાં હતાં. પછી બબ્બેની હારમાં સઘળી સેનાઓએ માર્ચ પાસ્ટ કર્યું હતું અને જિલ્લાના સ્કાઉટ કમિશ્નરે ધ્વજ નીચે ઉભા રહી સલામ ઝીલી હતી. ત્યારબાદ સ્કાઉટ નગરમાં ઉભા કરેલા સીગ્નલિંગ ટાવર ઉપરથી ધ્વજ સંજ્ઞાદ્વારા સંદેશ આપવામાં આવ્યો હતો, અને ચાર સેનાઓએ તે સંદેશ આબાદ ઝીલ્યો હતો. વળી સ્કાઉટની દોડચાલ ડ્રેસીંગ રેસની પણ હારફાઇ થઈ હતી.

(૩) **સ્કાઉટ નગર**—રેલી, અગાઉના એક અઠવાડીઆથી બાર વૉલન્ટીઅર્સ સ્કાઉટ માસ્તરોની મદદથી સ્કાઉટ નગરની જુદી જુદી સંસ્થાઓ બાંધવાની તૈયારી કરી હતી. વાસ, વળી, ગુણપાટ વગેરેનાં સાધનથી દરવાજા, ધર્મશાળા, વિદ્યામંદિર, વ્યાયામશાળા, પોલિસ ચોકી, જ્યોતિમંદિર, દવાખાનું, નર્સિંગ હોમ, લાયબ્રેરી, સભાગૃહ, મસ્જીદ, પૂલ વગેરે જાહેર સંસ્થાઓ બાંધી તૈયાર રાખ્યાં હતા. ગામની મધ્યનો ૩૫' ઉંચો ટાવર પણ બાંધવામાં આવ્યો હતો. તેના ઉપર ટકોરખાનું બેસાડવામાં આવ્યું હતું. આ સંસ્થાઓને શણગારનું કામ જુદી જુદી સેનાઓને સોંપવામાં આવ્યું હતું, ચા, ફળ, કાપડ વગેરેની દુકાનો પણ ગોઠવવામાં આવી હતી. જિલ્લાના સ્કાઉટ કમિશનરના હાથે આ સરસ્વતી નગર ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. સ્કાઉટોના આ સરસ્વતી નગરની ગ્રામ્યપંચાયત તરફથી સ્કાઉટ કમિશ્નરને માનપત્ર આપવામાં આવ્યું હતું.

૪. **કેમ્પફાયર**—વંદે માતરમના ગીતથી શરૂઆત કરવામાં આવી હતી. સંવાદો, ટુચકાઓ, ગીતો, રાસ, નૃત્ય વગેરે મનોરંજક વાનીઓથી સૌને બહુ આનંદ ને સંતોષ થયાં હતા.

ઇનામોઃ—દરિફાઈમાં સફળ થએલાઓને તથા નગરના બાંધકામમાં સારૂં કામ કરનારાઓને, સંવાદ કરનારને તથા દરેક વીરબાળાને સ્કાઉટ

કમિશનર સાહેબને હાથે ઇનામો આપવામાં આવ્યાં હતાં અને દરેક સ્કાઉટને મિઠાઈ વહેંચવામાં આવી હતી.

સ્કાઉટ કમિશનર સાહેબે બાળવીર પ્રવૃત્તિની ઉપયોગિતા અને જરૂરિયાત સમજાવતાં કહ્યું હતું કે "સૌ દેશો કરતાં હિંદુસ્તાનની પ્રજાને વ્યવસ્થા અને નિયમન શીખવનારી સ્કાઉટની તાલીમ અનિવાર્ય જરૂરની છે. આ તાલીમ બાળકોને ચારિત્રવાન બનાવે છે. પોતાની જવાબદારી સમજતો બનાવે છે. પોતાના પગ ઉપર ઉભો રહી આપ બળથી જિંદગી ગુજારતાં શીખવે છે અને સાચો નેતા થવાના સંસ્કારો આપે છે; માટે શાળામાં શિક્ષણ સાથે સ્કાઉટિંગને સ્થાન મળે એવી ઉમેદ દર્શાવી હતી." આ પ્રવૃત્તિને પોષણ આપવા બદલ સ્કાઉટ કમિશનર સાહેબે ડિ. સ્કૂલ બોર્ડને ધન્યવાદ આપ્યો હતો.

ડિ. સ્કૂ. બોર્ડના વાઇસ ચેરમન શ્રીમતી કપિલા બ્હેને ઉત્સાહપૂર્વક ભાગ લઈ પોતાની હોંસ અને શક્તિની સાબીતી કરી આપી છે તે માટે સંતોષ જાહેર કર્યો હતો. સ્ત્રીઓના સહકાર વિના તથા આગળ પડતા સક્રિય કાળા વિના દેશનાં કેળવણીને લગતાં જરૂરી મહાભારત કાર્યો પાર પડી શકે નહિ. એમ જણાવ્યું હતું. પ્રત્યુત્તરમાં શ્રીમતી કપિલા બ્હેને પોતાને આપેલી અમુલ્ય તક માટે અને આદરેલા પ્રયાસોમાં આપેલા સહકાર માટે સૌનો આભાર માન્યો હતો. બાલવીર માફક ગર્લ્સ ગાઇડ કન્યાશાળામાં દાખલ કરાવવા બદલ ડિ. સ્કૂ. બોર્ડના ચેરમેન સરદાર સાહેબે [illegible] અને ખંત દર્શાવ્યાં છે તે બદલ તેમનો ઉપકાર માન્યો હતો. ચેરમેન સાહેબે, આ પ્રવૃતિને અંગે કાર્ય કરનાર ઉર્દુ સુપરવાઇઝર [illegible] સાહેબનો, સ્વયંસેવકોનો, સ્કાઉટ માસ્તરોનો તથા બીજા મદદનીશ-સ્કાઉટ ઓરગેનાઇઝર-વગેરેનો આભાર માન્યો હતો અને પ્રમુખ સાહેબને ફૂલહાર કર્યાં બાદ મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

કેળવણી સપ્તાહ.

ડિ. સ્કૂલ. બોર્ડ ભરૂચ,

તા. ૧-૧૧-૩૩ સાતમો દિવસ

પૂર્ણાહુતિ.

કેળવણીસપ્તાહનો આજના કાર્યક્રમની સવારના પ્રથમ પ્રાર્થનાથી શરૂઆત કરવામાં આવી હતી.

વક્તા—પ્રો. બ. ક. ઠાકોર     વિષય—ધર્મ, ધર્મના ઝઘડા અને ધર્મનું ભવિષ્ય.

પ્રમુખ—લેડી વિદ્યાગૌરી નીલકંઠ. બી. એ.

લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે મળેલી સભામાં પ્રો. બ. ક. ઠાકોરે ઉપરના વિષય ઉપર ભાષણ કર્યું હતું. તેમણે જણાવ્યું હતું કેઃ—

સને ૧૯૦૪થી ડિ. સ્કૂલ બોર્ડના હાલના ચેરમેન સાહેબ જોડે મારો પરિચય છે. મારી ૬૫ વર્ષની જિંદગીમા કેળવણીનો વ્યવસ્થિત આ પહેલ-વહેલોજ પ્રસંગ છે. હિન્દુ–મુસ્લીમ એકતા માટે શહેર અને ગામડામાં આવા પ્રસંગો વધુ થાય એ ઇચ્છવા જોગ છે. જુદા જુદા ધર્મના હોવા છતાં શાસ્ત્રી મગનલાલ તથા પીર મોટામીયા સાહેબનો એકજ સુર નીકળ્યો હતો.

## વૃદ્ધોનો અધિકાર

ધર્મ જેવા વિષય ઉપર વૃદ્ધોને બોલવાનો અધિકાર છે. ઘરડાના મુખમાં અધર્મ નીકળે, તેનું નામ નીચના. જેના શબ્દે શબ્દમાં એક પણ શબ્દ અધર્મનો ન નીકળે, તેજ ખરો વૃદ્ધ. એ મુજબ વૃદ્ધોનો અનુભવ સંભળાવ્યો હતો. સત્સંગ કરતાં સહદ્સંગ આગળ છે, અને તે કરતાં પણ વૃદ્ધોનો સંગ વધુ આગળ છે અને જરૂરનો છે, એ આવશ્યકતાનું આકર્ષક વિવરણ કર્યું હતું.

વીસમી સદીમા ઘરડા તરફની માનબુદ્ધિ હવે ઘટવા લાગી છે. શિક્ષક અને શિક્ષિકાઓએ પહેલા બાળકોની વૃદ્ધો તરફ માનલાગણી ફેરવવી જરૂરની છે. સત્ ચિત્ આનંદ બ્રહ્મ—એનો શ્રોતાજનોમાં સમજાય તેવી સાદી સરળ ભાષામાં સ્પષ્ટ અર્થ સમજાવ્યો હતો.

મુંબઈની જૈનસભા અને કાશીની એક હિન્દુ સભા, મહાભારતમાં પિનરાઈની તકરાર, જર્મનીનાં પુસ્તકો, ફ્રાન્સ, યુરોપ અને અમેરિકાનાં યુધ્ધો, વાચનમાળામાં સાચ ધર્મનું તત્ત્વ આવવું જોઈએ, વગેરે ઉપર સુંદર દષ્ટાંતો આપી પ્રેક્ષકોનાં મનરંજન કરી ઝઘડાની ભાવના નષ્ટ થાય તે ઉપર અસરકારક વિવેચન કર્યું હતું.

## પ્રમુખનું પ્રવચન

લેડી વિદ્યાગૌરીએ પોતાને પ્રમુખસ્થાને નીમવા માટે આભાર માન્યા બાદ જણાવ્યું, કે પ્રોફેસર બ. ક. ઠાકોરના વ્યાખ્યાનમાં મારું પ્રમુખસ્થાન હોઈ શકે નહિ. એઓશ્રીના વ્યાખ્યાનમા મારે કાંઈ વધુ કહેવાનું હોયજ નહિ. શ્રી બ. ક. ઠાકોર ઇતિહાસના પ્રખર અભ્યાસી છે. ધર્મ કેવળ ફીલ્સુફીથી બમ નથી. શિક્ષકો ધર્મની એકતા માટે જેટલું ધારે એટલું કરી

શકે એમ છે. સ્વધર્મનો પક્ષ અને સામાના ધર્મનો તિરસ્કાર કરવો, એજ ધર્મનાઝઘડાનું બીજ છે. ધર્મની બાબતમાં સંકુચિત દૃષ્ટિ એજ અધોગતિનું બીજ છે. ધર્મ ઉપર આધાર રાખી આપણી ભાવનાઓને લઈને આપણે ઘણું ગુમાવ્યું છે. ત્યારપછી બીજા વક્તા મિસ નિધામ સ્ટેજ ઉપર આવ્યાં હતાં.

## પરીક્ષાની નૂતન પદ્ધતિ

વક્તા—મિસ નિધામ.

મિસ નિધામ મહારાણી હાઇસ્કૂલના પ્રિન્સિપાલ છે. તેઓએ પરીક્ષાપદ્ધતિ ઉપર એક લંબાણપૂર્વક અંગ્રેજીમાં વિવેચન કર્યું હતું. જેનો તરજુમો અત્રેની (ભરુચ) સ્કૂલબોર્ડના સુપરવાઇઝર એ. એમ શાસ્ત્રીએ શ્રોતાજનોને ગુજરાતીમાં કરી બતાવ્યો હતો. જેમાં નૂતન પરીક્ષાપદ્ધતિ કેવી હોવી જોઈએ તેનું દૃષ્ટાંત સહિત વિવેચન કરવામાં આવ્યું હતું. જુની પદ્ધતિથી મંદબુદ્ધિના છોકરા સફળ થાય છે અને હોશિઆર છોકરા નિષ્ફળ નીવડે છે. આમ વિદ્યાર્થીની શક્તિનું માપ બરોબર નીકળી શકતું નથી, માટે નૂતન પરીક્ષાપદ્ધતિ બાળકની બુદ્ધિનું અને શક્તિનું ચોક્કસ માપ લેવામાં કેટલેક અંશે સહાયભૂત નીવડે છે. વિષયને રસિક કરવા માટે (પરીક્ષાની) નૂતન પદ્ધતિના કેટલાક સુંદર દૃષ્ટાંતો આપવામાં આવ્યા હતા. ત્યારબાદ શ્રી મોતીલાલ અ. દેસાઈએ ભાષાશિક્ષણમાં બાળકોનું હસ્તકામ એ વિષય ઉપર ભાષણ કર્યું હતું.

વક્તા—શ્રી. મોતીલાલ અ. દેસાઇ.

વિષય:—ભાષાશિક્ષણમાં બાળકોનું હસ્તકામ.

શ્રીયુત મોતીલાલ અ. દેસાઈએ પોતાનો વિષય સ્પષ્ટ કરવા માટે પાટીઆ ઉપર જઈ કામ કર્યું હતું. મિસ નિધામે નૂતન પરીક્ષાપદ્ધતિમાં કેવા પ્રશ્નો પૂછવા તે સંબંધમાં દિગ્દર્શન કર્યું હતું, તે સંબંધમાં રા. મોતીલાલે શિક્ષકોએ તે જાતની તૈયારી કેમ કરવી, તેની સરળ રીતે સમજાવટ કરી હતી.

### સાંજનો કાર્યક્રમ

માતા ગરવી ગુર્જરીનું સુંદર કાવ્ય ગાવામાં આવ્યું હતું. ત્યારબાદ વનરાજ અને ભુવડ એ વિષેનો સંવાદ છોકરાઓએ સુંદર રીતે સ્ટેજ ઉપર ભજવી બતાવ્યો હતો. બીજા ધોરણની નાની બાળાઓએ હાવભાવ સાથે મારવાડીનું ગીત આકર્ષક રીતે ગાઈ બતાવી પ્રેક્ષકોનાં મન રંજન કર્યાં હતાં, તે વેળા પ્રેક્ષકોના હૃદય પણ આલ્હાદથી ઉભરાતાં હતાં. ત્યારબાદ વિદાય ગીત "મહેમાનો હો વહાલાં પુનઃ પધારજો" સ્ટેજ ઉપર ગવાયું હતું.

સ્કૂલ બૉર્ડના સભ્ય અને ડિ. બૉર્ડના વાઇસ પ્રેસિડેન્ટ રા. ભગુભાઈએ ડિ. સ્કૂલબોર્ડ તરફથી સપ્તાહ દરમિઆન આવેલા પ્રમુખો, વક્તાઓ, પ્રદર્શન ગોઠવવામાં રોકાએલા સ્વયંસેવકો, સેવિકાઓ; તથા પ્રદર્શન કમિટિના સભ્યો, ઑફિસ સ્ટાફ વગેરેનો આભાર માની પ્રદર્શનને અંગે સારૂં કામ બતાવનાર શિક્ષક અને શિક્ષિકાઓ, સ્વયંસેવકો, સેવિકાઓ વગેરેને આપવાનાં ઇનામોની નામાવલિ વાંચી સંભળાવી હતી. છેવટે પ્રદર્શનમાં જે જે સદ્‌ગૃહસ્થો તરફથી મદદ મળી હતી તે સર્વનો ડિ. સ્કૂલબોર્ડ તરફથી આભાર માનવામાં આવ્યો હતો.

## આભારદર્શન

લો. બોર્ડની શાળાના એક શિક્ષકે લો. બોર્ડની શાળાના શિક્ષકો સાથે હળવામળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, વ્યાખ્યાનકારોનાં ઉત્તમ વ્યાખ્યાનોથી શિક્ષકોને ઘણું ઘણું જાણવાનું તથા જોવાનું મળ્યું, તે સંબંધી તથા પ્રદર્શનની ઉપયોગિતા વિષે એક ટુંક અને અસરકારક વિવેચન કર્યું હતું તથા શિક્ષકોએ અંગત મુશ્કેલીઓને બાજુ મૂકી વફાદારીથી સપ્તાહનું કામ પાર પાડયું તેથી તેમના તરફથી ડિ. સ્કૂ. બોર્ડનો અને ચેરમેન સાહેબનો આભાર માન્યો હતો.

ચેરમેન સાહેબે જણાવ્યું હતું કે—સપ્તાહ દરમિઆન જે જે ભાષણો આપવામાં આવ્યાં હતાં તેનું સારાંશ રૂપે પુસ્તક પ્રગટ કરી પોતાને ખર્ચે સ્કૂલોમાં આપવા જણાવ્યું હતું. તદુપરાંત ઉર્દૂ તેમજ ગુજરાતી શાળાના શિક્ષકોને બે મંડળો સ્થાપવા માટેની અપીલ કરી હતી. વ્યાખ્યાનકારો શ્રોતાઓ, પ્રદર્શન કમિટી, સુપરવાઇઝરો, ઑફિસસ્ટાફ, સ્વયંસેવકો, સેવિકાઓ તથા પ્રદર્શનને અંગે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી મદદ આપવામાં આવી હતી તે સર્વનો આભાર માન્યો હતો. છેવટે "વંદેમાતરમ" નું ગીત ગવાયા બાદ સભા વિસર્જન થઈ હતી.

## વિસર્જન

તા. ૨–૧૧–૩૩

બીજે દિવસે સવારના સાત વાગે ડિ. સ્કૂ. બોર્ડના ચેરમેન સાહેબની ખાસ ઇચ્છાથી ઑફિસ સ્ટાફ, સુપરવાઈઝરો, કાર્યવાહક કમિટિના સભ્યો, સ્વયંસેવકો તથા સેવિકાઓનો એકંદર ગ્રૂપનો ફોટો મંડપ વિભાગ પાસે લેવામાં આવ્યો હતો, જેની એકેક નકલ ગ્રૂપમાં હાજર રહેલી તમામ વ્યક્તિઓને પોતાને (સરદારભા સાહેબને) ખરચે આપવાની જાહેરાત કરી ઉદારતા બતાવી સર્વને આનંદિત કર્યાં હતા.

સાંજના સ્વયંસેવકો અને સેવિકાઓને ડિ. સ્કૂલ બોર્ડ તરફથી એક પ્રીતિ ભોજન આપવામાં આવ્યું હતું. સ્વયંસેવકો અને સેવિકાઓના કામની પ્રશંસાની નોંધ લઈ છૂટા કરવામાં આવ્યા હતા.

## ભરુચ કેળવણી સપ્તાહમાં વાંચવામાં આવેલાં ભાષણો નીચે પ્રમાણે છે:—

## (૧)

## ગણિત શિક્ષણ

**વિચારોનું શાસ્ત્ર, સંખ્યાનું નહિ.**

ગણિત એ વિચારોનું શાસ્ત્ર છે. અમુક વિચારોમાંથી ફલિત થતાં સંખ્યા અને દિક્ સંબંધીના પ્રમાણભૂત અનુમાનો અને સિદ્ધાંતોને આપણા રોજના જીવનવ્યવહારમાં લાગુ પડવાનું કામ ગણિત કરે છે. એ રીતે ગણિત શાસ્ત્ર અને કળા બંને છે. જે ભૌતિક સૃષ્ટિમાં આપણે જીવીએ છીએ તેનું વ્યાવહારિક નિરૂપણ તેજ ગણિત છે. તેનો અભ્યાસ વ્યાવહારિક તેમજ સાંસ્કૃતિક દૃષ્ટિએ ઉપયોગી છે. તે **ન્યાયશાસ્ત્ર અને** બુદ્ધિવાદ બંનેનું સામ્ય સાધે છે.

**ગણિતના મૂળભૂત વિચારોની ઉત્પત્તિ.**

**નિર્ભેળ સત્ય.**

વળી ગણિત એ નિર્ભેળ સત્યનું શાસ્ત્ર છે. ગણિતનાં સત્યો હમેશાં સનાતન સત્યો છે. ૩+૨=૫ તે હમેશાં ૪૦૦૦ વર્ષ પહેલાં કે ૧૦૦૦૦ વર્ષ પછી પણ સત્યજ રહેવાનું. સનાતન સત્ય-આખા વિશ્વમા વ્યાપી રહેલા સત્યનો સિદ્ધાંતો ગણિતમાં સમાએલા છે. સહરાના રણમાં મહાન આશ્ર **પાયથે ગોરાસ**ના સિદ્ધાંતની આકૃતિ રૂપે સળગાવીને મંગળની સાથે વાતો કરવાનો પ્રયત્ન આના આધારેજ થયો હતો.

સત્ય કોઈનો અભિપ્રાય કે સત્તા સ્વીકારતું નથી. તેથી ગણિત શિક્ષકને માથે પોતાના વિદ્યાર્થીઓને જાતે ચોક્કસ ખાતરી કરાવી આપવાની ફરજ પડે છે.

**ગણિતનું સ્વરૂપ.**

આ રીતે ગણિતના સ્વરૂપનું ઘડતર સત્યનું છે અને તેનો પ્રાણ વિચારોના નિયમો છે.

સત્ય—તેથી બને તેટલું ટુંકામાં ટુંકું કામ કરવું. તર્કશાસ્ત્રને અનુસરીને હોવાથી ક્રમે ક્રમે પગથીએ પગથીએ આગળ જવાનું છે અને વિષયમાં નિયમિત રીતે આગળ વધવાનુ છે. જો ગણિત પદ્ધતિસર શિખવાય તો તે ચોકસાઈ, ઝડપ, સફાઈ અવલોકન શક્તિ, મૌલિકતા, સરળતા અને પ્રમાણિકતા જેવા ગુણો અને અમુક પદ્ધતિસર વિચાર અને આચાર કરવાની ટેવો કેળવે, પણ આવા ગુણો કેળવવાનો આદર્શ દૃષ્ટિ સમીપ રાખીને કાર્ય કરીએ તોજ ફળીભૂત થાય.

**હાલના વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ.**

હાલમાં ગણિતશિક્ષણમાં કાંઈક પક્ષઘાત જેવું માલમ પડે છે, તેનાં કારણો નીચે મુજબ લાગે છેઃ—

(૧) રસની ખામી.

(૨) વ્યવહારમાં અમુક વસ્તુઓનો શો અને ક્યાં ઉપયોગ છે તે, સમજાતું નથી તેમજ શોધી કઢાતું નથી તેથી

(૩) અવલોકનની ટેવની ખામી અને તેથી કયા સંજોગોમાં ગણિતના જ્ઞાનનો ઉપયોગ કરવાનો છે તે સમજી શકવાની અશક્તિ.

(૪) પોતે સાંભળેલી અને જાતે અનુભવેલી વાતો વચ્ચેનો તફાવત સમજી શકવાની ખામી.

(૫) મૂળભૂત સિદ્ધાંતો ગ્રહણ કરવાનુ અને તેમનો ઉપયોગ કરવાનું કામ એકજ વખતે સાથે સાથે કરવાની ભૂલ.

**ગણિતશિક્ષણ સંબંધી થોડીક સામાન્ય સૂચનાઓ.**

હવે આપણે ગણિતશિક્ષણ વધારે ફળદાયક અને રસપૂર્ણ બને તેને માટે થોડાક મુદ્દાઓનો વિચાર કરીશું.

**(૧) મુખગણિત અને તેની અગત્ય. ટેવનો ઉપયોગ**—ઝડપ વધે, સ્ફૂર્તિ આવે, બીજાના ઉપર સરસાઈ ભોગવીએ, વ્યાવહારિક લાભ, માનસિક કેળવણી મળે, લખાણ કામમાં સરળતા થાય, તેમાં વધારે ઓપ અને સંપૂર્ણતા આવે, કામ કાચું ન દેખાય, અને વિષયમાં રસ પડે.

**ટેવ**—વળી મૌખિક કામથી મોટો લાભ તો એ થાય છે કે તેથી માનસિક ટેવો પડી જાય છે. ટેવ પડવાથી શ્રમ ઓછો લાગે છે. મન, ટેવના બળને લીધે પોતાની મેળેજ બુદ્ધિબળના ઉપયોગ વગર કામ કરી નાખે છે. કામ યંત્રવત્ થઈ જાય છે. સાઈકલ ચલાવવાનો દાખલો લો. ચાલવાનો દાખલો જુઓ. ધીમે ધીમે અટપટી રીતે ટેવ બંધાતી જાય છે અને **જેમ જેમ ટેવ મજબુત થતી જાય છે તેમ તેમ ઐચ્છિક કાબુ નબળો પડતો જાય છે.** અનૈચ્છિક સ્વયં યંત્રવત્ કામ જેમ જેમ વધે છે તેમ તેમ બુદ્ધિ–મગજ શક્તિનો ઉપયોગ ઓછો થાય છે. અને જ્યારે સંપૂર્ણ ટેવ પડી જાય છે ત્યારે તો વસ્તુ તદ્દન ધ્યાન કે ઇચ્છાશક્તિના ઉપયોગ વગરજ થયે જાય છે. ટેવ ધીમે ધીમે કાર્યશક્તિને છૂટી કરે છે, ફાજલ પાડતી જાય છે અને તે કાર્યશક્તિનો ઉપયોગ નવી દિશાઓમાં કરી શકાય છે.

કુદરતે પોતે જીવનનાં શારીરિક અગત્યનાં કર્તવ્યો બુદ્ધિને હવાલે કરવાની હિંમત કરી નથી. હૃદય ધબકે છે, લોહી ભ્રમણ કરે છે, એ બધું યંત્રવત્ સંપૂર્ણ રીતે આપો આપ ટેવને આધારેજ થયાં કરે છે. સ્વયંક્રિયા પોતાની મેળેજ શ્રેષ્ઠ કામ કરી શકે છે.

ઉપયોગી ટેવો પાડી હોય તો બુદ્ધિ વધારે ઉચ્ચ પ્રકારના કામમાં લઈ શકાય. ટેવ એ સેવક છે. તેની પાસેથી તેને લાયક કામ લેવાય. બુદ્ધિ માલિક છે. માલિકે હલકા મામુલી કામોમાં પોતાની શક્તિનો વ્યય કરવો ન જોઈએ.

આંક શીખવવા. ટેવ પડવાથી યાદ રહે.

સરવાળા સળંગ કરવાની ટેવ પાડવી.

જ્ઞાન જેમ જેમ ઓછું ઐચ્છિક થાય તેમ તેમ વધુ સંપૂર્ણ થતું જાય છે. વિચાર કરી કરીને કામ કરનાર કઢંગુ કામ કર છે. અનૈચ્છિક કામ પ્રવીણુતા બતાવે છે.

જ્યારે વિચારની જરૂર હોય ત્યારે પૂર્ણ જુસ્સાથી કાર્યશક્તિનો ઉપયોગ કરો, પણ સાદી યાન્ત્રિક ગણતરીઓમાં તેનો વ્યય ન કરવો.

(સર ઓલીવર લોજ)

જ્ઞાનનો સહીસલામત રીતે આપણે ઉપયોગ કરી શકીએ તે પહેલા તે ટેવથી સિદ્ધ થઈ જવુ જોઈએ જરૂર પડે બુદ્ધિનો ઉપયોગ કરો પણ તેનો નકામો વ્યય ન કરો (સેમ્યુઅલ બટલર)

પૂલનો ઉપયોગ કરતા વિચાર કરવાની જરૂર નથી, પણ તેનો અર્થ એવો નથી કે તે વિચાર કર્યા વગર બાધવાનો છે

સગવાળા, ચાક મોએ કરવા એટલે પેન્સિલ–ચપ્પુ જેવી ઉપયોગી વસ્તુઓ ખીસામા રાખીએ છીએ, પણ કોર્ડ, સ્ક્રુ કે ત્રાજવા નથી રાખતા.

૨ મૂર્તશિક્ષણ—મૂર્ત ઉપરથી અમૂર્ત ઉપર જવાનો નિયમ ગણિતમા જેટલો વાપરીએ તેટલો ઓછો છે. વસ્તુદ્વારા શિક્ષણ દરેક વખતે હોવું જોઈએ. વસ્તુ, તેનો ઉપયોગ, તેના દૃષ્ટાંત ડગલે ને પગલે આવવા જોઈએ.

શિક્ષણના સાધનો—રંગીન ચાક, રંગીન કાગળ, કાર્ડબોર્ડ, ચપ્પુ, કાતર, ત્રાજવા, હોકાયંત્ર, મોડેલ—આ બધા શિક્ષણને તાદમ્ય બનાવવા જરૂરના છે. કાળા પાટીઆનો જેટલો બને તેટલો જુદી જુદી રીતે ઉપયોગ કરો શિક્ષણ દૃશ્યમાન કરવુ જોઈએ

૩ હેતુપૂર્વક શિક્ષણ—હમેશા ધ્યાનમા રાખવુ કે ગણિત તો માત્ર રોજના વ્યાવહારિક જીવનની લેવડદેવડનુ પ્રતિબિંબ છે બાળકને પાછળથી મોટપણે ઉપયોગી થઈ પડે તેવુ શિક્ષણ જોઈએ, નહિ તો કાર્યશક્તિનો નકામો વ્યય થયો ગણાય.

શિક્ષણ હમેશા હેતુપૂર્વકનુ હોવું જોઈએ—યોજનાપદ્ધતિનો ઉપયોગ કરવો–વર્ગ આગળ અમુક યોજના કે હેતુ રજુ કરવો, બને ત્યા ભાગ ભજવાવવો

૪ વ્યાવહારિકદૃષ્ટિ—વ્યાવહારિક જીવનમાથી, બાળકોની કલ્પનામાથી, તેમના રોજના અનુભવોમાથી દાખલા પસંદ કરવા ખોરાક, ખર્ચ અને માપના પ્રશ્નો કે જે જીવનમા હમેશા તેમની સામે ખડા થાય છે તે તો જરૂર લેવા જોઈએ શરૂઆતથીજ ગણિતનુ કામ વ્યાવહારિક જીવનના પ્રશ્નોની સાથે સંકળાએલુજ રાખવુ જોઈએ.

બાળકો જે વિષે માહિતગાર હોય અથવા જે વિષે સહેલાઈથી તેઓ માહિતી મેળવી શકે અને સરળતાથી સમજી શકે તેવા પ્રશ્નો ઉપસ્થિત કરવા. દાખલા બનાવવાના આપણા ઉપયોગી સાધનો તરીકે પ્રાઇસ લિસ્ટો,

પોસ્ટઑફિસ કે રેલવેગાઇડો, સૂચીપત્રો, જાહેરખબરો, વગેરેનો ઉપયોગ કરી શકાય.

બાળકોને કેવા પ્રકારનું ગણિતનું જ્ઞાન તેમના જીવનમાં ઉપયોગી થવા સંભવ છે તેનો વિચાર કરીને બને તેટલી તેમને તેવી સામગ્રી આપવી. તેમનામાં ગણિતની દૃષ્ટિ કેળવવી અને ચોકસાઈ ઉપર ખાસ લક્ષ રાખવું. સૃષ્ટિના કેટલાક ચમત્કાર—ઘણા મોટા તેમજ તદ્દન નજીવા—ની ખૂબી પિછાની શકે એવા દાખલા પણ લેવા.

કર વેરા, આવક વેરા, ભાડું, મિલ્કતોનાં વેચાણ કે ગીરો, જાહેર કે ખાનગી લોનો, દેવાંલહેણાં, દરેક પ્રકારના વીમાના દાખલાનો ઉપયોગ કરવો. અંગત હિસાબ રાખવો, કરકસર, સેવિંગ બેન્ક, ચેક, પોસ્ટલ સર્ટિફિકેટ, સહકારી મંડળીઓ, રેલવે ટાઇમ ટેબલો, અને ભાડાં વગેરેના ચાલુ વ્યવહારના દાખલા અને તેમનું જ્ઞાન, બને તેટલું વ્યાવહારિક રૂપમાં આપવું.

ગણિતમાં લોન અને શેર તેમજ નાણાંની લેવડદેવડ જેટલી અગત્યની કોઈ વસ્તુ નથી, કારણકે દરેક માણસનો આદર્શ કાંઇક બચત કરવી અને પોતાની બચતને સદ્ધર જગાએ રોકવી એવો હોવો જોઈએ.

દાખલામાં વ્યાવહારિક દૃષ્ટિ રાખવી જોઈએ. જે વસ્તુ બનવા જોગ નથી તેવા દાખલા બહુજ ઓછા લેવા જોઈએ.

દા. અપૂર્ણાંકના લાંબા દાખલા, વ્યાજમાં મુદત કાઢવાના દાખલા ચોરસ માપના દાખલા ન લેવા. છ છ માસે લોનનું વ્યાજ મળે છે, તે વાત ભૂલવી નહિ.

અવ્યવહારૂ દાખલા ન લેવા. નીતિવિરુદ્ધના દાખલા ન લેવા. બને ત્યાં વર્ગને એક કંપનિના રૂપમાં શેરના કાગળો સાથે ફેરવી નાખવો. દુકાન મંડાવવી અને શિક્ષણ આદર્શ નહિ પણ વહેવારૂ બનાવવું.

**૫ સિદ્ધાંતો પચાવવા**—મૂળભૂત સિદ્ધાંતોનું જ્ઞાન પચે અને તેમનો વ્યવહાર થતો જુએ એ જરૂરનું છે; પછીથીજ તે સિદ્ધાંતોનો ઉપયોગ કરવાનું આવવું જોઈએ. પાયા બરાબર રચાયા હોય અને મજબુત થયા હોય ત્યાર પછીજ તેના ઉપર ઇમારત ચણાય.

વસ્તુઓના સંપૂર્ણ જ્ઞાન વગર રસોઈની વાનીઓ ન બનાવાય. મકાનનો પ્લાન વગેરે કાઢનારને પહેલાં વાપરવાના સામાનનું પાકું જ્ઞાન જોઈએ.

ગણિતનાં મૂળ તત્ત્વો—એકમ, ચાર સાદી રીતો, અપૂર્ણાંક, શૂન્ય, પ્રમાણ—(શૂન્યને ભૂલવું નહિ. તેના ગુણાકાર સમજાવવા.)

ચાર સાદી રીતો તો ફક્ત ગણતરી કરવાની યોજનાઓ છે. આગળ-પાછળ-અથવા એક સરખી લંબાઇના થેકડા ભરવાની ગણતરીઓ છે.

**૬ વ્યાખ્યાનો ભાર ન જોઇએ.**—વ્યાખ્યાઓનો ભાર બાળકો પર નાખવાની જરૂર નથી, આગળ ઉપર દૃષ્ટાંતો ઉપરથી તેમની મેળે સહેજે તારવી શકાશે.

**૭ અડસટ્ટાની અજમાયેશ**—દાખલાઓના જવાબ કાઢવામાં સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરવા માટે હમેશાં ઉત્તેજન આપવું. તદ્દન મૂર્ખાઈભરેલા અને અક્કલ વગરના જવાબ ન આવે તેટલું જરૂર ધ્યાનમાં રાખવું જોઈએ. લાંબી ગણતરીઓ કરતાં પહેલાં સાદી કસોટીઓ કરી ખાતરી કરવાની ટેવ ડગલેને પગલે પાડવી જોઇએ અને છેવટે તેમણે આસરે કાઢેલા જવાબ અને ખરા જવાબની સરખામણી કરાવવી વહેવારમાં કોઈ જગાએ જવાબ તૈયાર આપેલા હોતા નથી. માટે પોતાની મેળેજ અડસટ્ટે તાળા મેળવી જોવા.

**૮ તુલનાશક્તિનો વિકાસ**—શરૂઆતમાં પહેલેથીજ દાખલામાં શું આપેલું છે અને શું માગેલું છે તેનો ચોક્કસ ખ્યાલ બાળકોને હોય તેના ઉપર દાખલાનો આધાર છે. શરૂઆતમા દાખલાનું પૃથક્કરણ કરીને તેના ઉપરથી એક સરખી મળતી આવતી વસ્તુઓ તારવી કાઢી એકમાં સમાએલો સિદ્ધાંત બીજાને લગાડવાનો હોય છે. એક વખત ગુંચનો છેડો જડે એટલે પછી તે છેડાને ખેંચી ખેંચીને આખી ગુંચ ઉકેલી શકાય છે. આપણી રીત સંયોગીકરણની બને છે અને કાર્યકારણોના સંયોગથી છેવટે માગેલી વસ્તુ શોધી કઢાય છે. આટલા માટેજ ગણિતના પ્રાથમિક શિક્ષણમાં વસ્તુદ્વારા અને દાખલા આપીને શીખવવાની જરૂર અનિવાર્ય છે. હંમેશાં બાળકોની પાસેથી સૂચનાઓ માગવી અને તે જે જે સૂચનાઓ કરે તેમનો ઉપયોગ કરતા જવું. યોગ્ય રીતે દાખલા કરવાથીજ બાળકોની બુદ્ધિનો વિકાસ થાય છે, તેથી તુલનાશક્તિને બળ મળે છે, બુદ્ધિને ઓપ ચઢે છે અને સમજશક્તિ વધારે તીવ્ર બને છે. દાખલા ગણવાથી જેટલી બુદ્ધિ હોય તેનો તે ઉપયોગ કરતાં થાય છે.

**૯ વિજયની વાંચ્છના**—સદ્‌ભાગ્યે એક વસ્તુ-વિજયની વાચ્છના-એવી છે કે જે બધા વિદ્યાર્થીઓને ગમે છે. વિજય મેળવ્યાનો આનંદ કદી પણ ઓછો થતો નથી. આ બાળસ્વભાવના લક્ષણનો ઉપયોગ ગણિતમાં બહુજ સરસ કરી શકાય ને. બાળકોને તેમના કામમાં ઉત્તેજિત કરી શકાય. બાળકોએ દાખલો **ખરો** કરવોજ જોઇએ. પહેલા પ્રયત્ને ન બને તો છેવટે પણ ખરો તો કરવોજ જોઇએ. કરેલો દાખલો હંમેશાં શિક્ષકે **એકદમ**

જોઈ લેવો. ખોટો હોય તો તે તુરતજ ફરીથી કરવા કહેવું. સહેજ સૂચના કરવી પણ દાખલો તો વિદ્યાર્થીએ પોતે જ ખરો કરવો જોઈએ.

દાખલો ખરો કરવાનો પ્રેમ વિદ્યાર્થીની શક્તિ ઉપરાંતના દાખલા કરવા આપીને કદી પણ દાબી દેવો નહિ. કેળવણીની દ્રષ્ટિએ સહેજ અઘરા દાખલાની કિંમત ઘણા અઘરા દાખલા કરવા તેના કરતાં વિશેષ છે. બાળક કરી શકે તેમ હોય તેના કરતાં જરીકજ આગળ જવું પડે તેવા દાખલા—જરાકજ ફેર હોય તેવા દાખલાઓ ઉત્તેજકરૂપ થઈ પડે છે.

મુશ્કેલીઓ બે પ્રકારની છે—ઉત્તેજક અને નાહિંમત કરનારી. બાળકોએ જે કામ કર્યું હોય તે તરફ શિક્ષકનું દુર્લક્ષ ન રહે કે તે બેદરકારીથી જોવામાં ન આવે તે ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જો વિદ્યાર્થી એમ માનતો થાય કે 'હું સારૂં કામ કરૂં કે ખરાબ તેની કોઈને પડી નથી' તો તે પોતે બહુજ બેદરકાર બની જશે. ગણિતની ઘણીખરી ભૂલો બેદરકારીને લીધેજ થાય છે અને તેનો ઉપાય વિદ્યાર્થી જાતેજ કાળજીપૂર્વક કામ કરતો થાય તે છે; માટે વિદ્યાર્થીને કરવા આપેલું કામ તુરત કાળજી પૂર્વક તપાસવું જોઈએ અને તે કામ ઝીણી વિગતોમાં પણ ચોકસાઈવાળું હોવું જોઈએ. દરેક અચોક્કસ કે ખોટું કામ બાળકે પોતેજ સુધારીને ખરૂં અને ચોક્કસ કરવું જોઈએ. તપાસ કરનાર અમલદાર સાધારણ રીતે વિદ્યાર્થીની વર્ષ દરમિઆન કરેલા કામની નોટો ઉપરથીજ કામની આંકણી કરે છે.

**૧૦ કોલ્ડસ્ટોરેજ નહિ પણ પાવર હાઉસ**—જે વસ્તુ સૌથી વધુ અગત્યની છે તે શિક્ષક કેટલું કહે છે કે શીખવે છે—તે નથી પણ બાળકો કેટલું ગ્રહણ કરે છે તે છે. અમુક હિસાબ કાર્યકારણ પદ્ધતિથી સમજાવીને તેનો ઉકેલ કરી બતાવવો તેટલુંજ બસ નથી, તેથી વિદ્યાર્થીઓના અંતરમાં કાંઈ પ્રકાશ પડતો નથી. તેમને તો **અસરકારક રીતે હિસાબનો પ્રશ્ન છોડવાની યુક્તિ** ઉપર પ્રભુત્વ મેળવવાની ઇચ્છા હોય છે. કેવી રીતે છુટી વિગતો પાડવી અને **આપેલી વસ્તુઓનો તે પ્રશ્ન છોડાવવામાં** સફળ રીતે ઉપયોગ કરવો તે કળા હસ્તગત કરવાની અભિલાષી હોય છે. **એ પ્રશ્નનો ઉકેલ શિક્ષકે શી રીતે શોધી કાઢયો** તે સમજી લેવાની ધગસ હોય છે.

બાળકો ફક્ત અમુક દાખલો સમજે ને કરે એટલુંજ બસ નથી પણ વખત આવતાં બીજા તેનાથી સહેજ ફેરફારવાળા દાખલા પણ કેમ કરવા તે પોતાની મેળે શોધી શકે તેવી શક્તિ મેળવવા ઇચ્છે છે.

તેમનાં મગજો વસ્તુઓ સંગ્રહી રાખવાની ઠંડી પેટી જેવાં નહિ પણ એકદમ પોતાની મેળે જરૂર પડે જોરબંધ યોગ્ય રીતે કામ શરૂ કરી દે તેવાં **પાવર હાઉસ** જેવાં જોઈએ. "કોઈ મૂર્ખ માણસ પણ જ્ઞાન તો મેળવી શકે." રેમંડ.

**ગણિતના કામ વિષે થોડીક સૂચનાઓ**

આપણા ગણિતના કામમાં ત્રણ અંગોની ખાસ જરૂર છે.

(૧) **ઝડપ**—સંજ્ઞાઓ, ટુંકાં નામ, ટુંકામા ટુંકી રીતો, મૌખિક કામ વગેરેથી ઝડપ વધારાય છે. જ્યા જ્યાં મોઢે થાય તેવું હોય ત્યાં લેખી કામ મુદ્દલ કરવું નહિ. (ત્રિરાશીએ કરેલું નુકસાન-સાદા ગુણાકાર ભાગાકાર માટે પણ ત્રિરાશી ?) અમુક આપેલા વખતમાજ કામ થાય તોજ ખરૂં ગણાય.

(૨) **સ્વચ્છ કામ**—લેખી કામ પદ્ધતિસર, રીતબંધ અને જરૂરી સમજુતી સાથે હોવું જોઈએ. હંમેશાં એકમ દર્શાવવો જોઈએ. જોનાર નજર નાખતાંજ સમજી શકે તેવું ચોકખું અને સાદુ કામ પરીક્ષાની દૃષ્ટિએ પણ જરૂરી છે.

(૩) **ચોકસાઈ**—શિક્ષણમાં તેમજ લેખી કામમા નાનામાં નાની, ઝીણામાં ઝીણી નજીવી બાબતોમાં પણ બહુજ કાળજીપૂર્વક ચોકસાઈ જાળવવી જોઈએ. પદ્ધતિ અને વિષય બંને સ્પષ્ટ અને ચોક્કસ જોઈએ.

બેન્કનો કલાર્ક સો કે હજાર ખાતામાથી એકમાં પણ ભૂલ કરે તો તે ગુનેગાર ગણાય.

વેપારી અચોક્કસ ગણતરીથી દેવાળું કાઢે. ઉપરી અમલદારો ચોકસાઈ ખાસ તપાસે છે.

(૪) **રીતો**—ગણિતના લખાણ કામમા રીત સાદી, સહેલી, સરળ, ભૂલોનો સંભવ ન રહે તેવી, અને સામાન્ય રીતે બધે લાગુ પડે તેવી જોઈએ. નકામો ગુંચવાડો થાય કે કામ અઘરૂ બને તેવી રીતો ન જોઈએ.

(૫) **ભાષા**—ગણિતની ભાષા કોઈ પણ બોલાતી કે લખાતી ભાષા કરતાં વધારે સર્વમાન્ય છે, વધારે ચોક્કસ અને સ્પષ્ટ છે. આપણા વિદ્યાર્થીઓને ગણિતના પાઠ વખતે આ ગણિતની ભાષા સમજપૂર્વક અને સરળતાથી લખવાની બોલવાની ટેવ પાડવી જોઈએ અને એ રીતે ગણિતના પાઠના વખતમાં બને તેટલું વધારે ગણિતકામ કરવું જોઈએ.

**ભોગીલાલ કેશવલાલ પટવા બી. એ.**

( ૨ )

# ગ્રામ્ય કેળવણીમાં શિક્ષકનું સ્થાન

આ વિષય એટલો વિશાળ છે, કે તેને માટે ઘણું કહી શકાય, ઘણું લખી શકાય, અને ઘણું વિચારી પણ શકાય. કેળવણી એ કળા છે, એટલુંજ નહિ પણ તે શાસ્ત્ર છે એમ પુરવાર થઈ ચુક્યું છે. જ્યાંસુધી તેને કળા તરીકે માત્ર વિચારવામાં આવતી હતી ત્યાંસુધી તે સંકુચિત વિષય ગણાતો હતો, પણ વખત જતાં તે કળા ઉપર વધુ ને વધુ સંસ્કાર પડવા લાગ્યા, એટલે તે ઘડાઈ ઘડાઈને એક શાસ્ત્રરૂપે અત્યારે સિદ્ધ થઈ ચૂકી છે. દિન પર દિન તેનો વિકાસ થતો જાય છે અને પ્રથમ જેમ દરેક મનુષ્ય કેળવણીકાર યા શિક્ષક થવાનો અખ્તીઆર ધરાવી શકતો હતો તેમ હાલ નથી. શિક્ષણ તથા શિક્ષણના અમુક નિયમો તથા તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે બીજા ધંધાઓ માફક તેમાં તાલીમ લેવાની જરૂર પડે છે. હવે ગ્રામ્ય કેળવણી વિષે વિચાર કરવાને, લખવાને યા તેના વિષે નિયમો ઘડવાને ગ્રામ્યજીવનનો અનુભવ એ મુખ્ય વસ્તુ છે. ઉપલક અનુભવ કરતાં ગ્રામ્ય વાસીઓનો નિકટનો સહવાસ યા ગામડાંઓમાં જન્મ લેવો એ મુખ્ય જરૂરિઆત છે. શહેરી જીવન અને તેનું શિક્ષણ યા કેળવણી તે ગ્રામ્યજીવન અથવા ગ્રામ્યશિક્ષણ કરતાં ઘણા જુદા પ્રકારની હોવી જોઇએ. ગ્રામ્યજીવન તંદુરસ્તી અર્પનારૂં તથા સખત મહેનતને અનુકૂળ છે, કેમકે ત્યાંના સંજોગો તેવા છે. માનસિક વિકાસ ઓછો હોય પરંતુ ઉપરનાં તત્ત્વો તેમાં વિશેષ હોવાથી તેને અનુકૂળ કેળવણી હોવી જોઈએ, તેથી ઘણે ભાગે તે શિક્ષણ આપવા માટે તેવા અનુકૂળ શિક્ષકો હોય તોજ, તેમાં સફળતા મેળવી શકાય છે. ગામડાંની શાળાઓ એ હાઈસ્કૂલો યા કોલેજો નથી. તેમાં અભ્યાસ કરનારાં બાળકો શહેરી જીવન માટે નિર્માણ થએલાં નથી, તથા તેમની પાસે જો શહેરી જીવનમાં સામાન્ય માલમ પડે તેવા વિચારો તથા બુદ્ધિબળની અપેક્ષા રાખીએ. તો તે વ્યર્થ છે. મોટે ભાગે જે બાળકોને પોતાનું જીવન જે વાતાવરણમાં વ્યતિત કરવાનું છે, તે જીવનને અનુકૂળ શિક્ષણ મળે તોજ તે સફળ થાય એ ખાસ સમજવું જોઈએ. આ કારણને લીધે શિક્ષણનો અભ્યાસક્રમ તે મુજબનો હોવો જોઇએ

અભ્યાસક્રમ એ સામાન્ય રૂપરેષા હોય છે. આજનો અભ્યાસક્રમ કાલે જુનો જણાશે. કાળ એટલી ઝડપથી વહે છે કે આજની વસ્તુસ્થિતિ

કાળે જુની ગણાય છે તેમ અભ્યાસક્રમ માટે પણ છે આ બાબતનો ઘણો ઉહાપોહ થઈ રહ્યો છે ઘણા વખતથી તેમ ચાલે છે, છતા કોઈ એવા નિશ્ચય ઉપર આવી શકયુ નથી કે આ અભ્યાસક્રમ ઉત્તમ છે અને તે દોષ રહિત છે ખરૂ જોતા દરેક સસ્થા માટે, દરેક ગામ માટે, દરેક સ્થળ માટે, દરેક કોમ માટે તથા દરેક દેશ માટે જુદા જુદા સજોગો હોય તોપણ જુદા અભ્યાસક્રમની અપેક્ષા રખાય તેમ બનવુ સભવિત નથી સામાન્ય રૂપરેખા આપી અને શિક્ષકે પોતાને અનુકુળ અભ્યાસક્રમ તૈયાર કરી પરીક્ષક અધિકારી સાથે તે બાબત સરળ કરી શકાય એમ છે

કોઈ એક ગામમા બને તેટના વધારે બાળકોને શિક્ષકે ભેગા કરી જ્ઞાતિસકોચ રાખ્યા સિવાય તેમને શિક્ષણ આપવુ એ મુખ્ય કર્તવ્ય છે સખ્યા ઉપર શિક્ષકે ખાસ લક્ષ રાખવુ જોઈએ બાળકોની સખ્યા વધારી શિક્ષણ લેતા કરવા એ શિક્ષકની પ્રથમ કાળજી હોવી જોઇએ શિક્ષણ લેવા ઉત્સાહી હોય તેવાજ બાળકો ભેગા કરી શાળા ચલાવવી એમા કાંઈ ભારે મહત્તા નથી, પણ વધુ બાળકો ભેગા કરવા ને તેમનામા શિક્ષણનો ઉત્સાહ ઉત્પન્ન કરવો એ કાંઈ સાધારણ બુદ્ધિનુ કામ નથી શિક્ષકને ત્યારેજ ગ્રામ્ય વાસીઓના સહવાસમા આવવાની ફરજ પડશે, અને તેમની મુશ્કેલીઓની કદર થશે વળી ત્યારે લોકને સમજાવી તેમના બાળકોને કેળવણીની કેટલી જરૂર છે તે સમજાવી બાળકોને નિશાળમા લાવી શકશે

બીજુ પગથીઉં—શાળાની હાજરી છે આ બાબતમા ઘણી વખત શિક્ષકો નિરાશાજનક ઉદ્દગારો કાઢે છે અને તે વાસ્તવિક છે, પણ સાથે સાથે શિક્ષકોએ વિચારવુ જોઇએ કે ગ્રામ્યજનોનો મુખ્ય ધધો ખેતીનો છે, તેથી તે બાબત પણ વિચારવા જેવી છે પ્રથમ શરીરનુ પોષણ પછી શિક્ષણ હોવુ જોઈએ ગરીબમા ગરીબ ખેડુત પણ પોતાના બાળક તથા ઢોરના પોષણ માટે પ્રથમ વિચાર કરે છે આવા સજોગોમા કટાક્ષો નહિ લાવતા શિક્ષકોએ પોતાના સમયક્રમમા ઘટતો ફેરફાર સ્થાનિક સજોગો તપાસી કરી લેવો જોઈએ, અને તેમ કરવામા ગફલત થાય તો પોષણ માટે આખુ વર્ષ નિષ્ફળ થાય, માટે જે વખતે ખેતીનુ કામ હોય તે વખતે માબાપોને તેવી અનુકૂળતા આપવી અને પોતાનુ કામ સગવડ કરી કરવુ એ ડાહ્યા શિક્ષકનુ લક્ષણ છે કેટલાક શિક્ષકો એમ પણ કહેશે કે ખેતીનુ કામ તો આખુ વર્ષ જેમનુ તેમ ચાલ્યા કરે છે, અને લોક બાળકોને અભ્યાસ માટે નવરાશ નહિ આપતા તેમા રોકે છે આ બાબત પણ કેટલાક પ્રદેશો માટે ખરી છે તે પ્રદેશ તથા પ્રજા ઘણી ગરીબ હોય છે તેને માટે આ વાત અ

કના ધંધા માટેની તાલીમ લીધેલા બધાજ ઉત્તમ શિક્ષકો છે એમ પુરવાર થતું નથી, કેમકે બધાની લાયકાત સરખી હોતી નથી. તેવુંજ બધા ધંધાઓ માટે છે. યુનિવર્સીટી અથવા કૉલેજમાં શિક્ષણ લેનારા બધાજ વિદ્યાર્થીઓ માટે નોકરી મળી શકે નહિ અને નોકરી ન મળે માટે કેળવણી ન લેવી એ અજ્ઞાન છે. શિક્ષણ લઈ પ્રથમ પંક્તિમા આવેલા તથા થોડા બીજી પંક્તિમાં આવેલા વિદ્યાર્થીઓ કે પદવીધરો ફક્ત નોકરી મેળવી શકે યા તેમને માટે નોકરીની સગવડ હોઈ શકે. શિક્ષક ખેતીકાર હોય તો તે વિષયનું જ્ઞાન પુસ્તકો વાંચી લોકની જાણ માટે ઘણું કરી શકે છે. આ બાબતમાં ગ્રામ્યજનો ઘણો રસ લેશે, કેમકે તેથી આવકમાં લાભ થાય છે. દરેક માણસ આર્થિક લાભ તરફ વધારે આકર્ષાય છે એ સ્વાભાવિક છે, તો આ અભ્યાસથી તે ઘણો લોકપ્રિય થઈ શકશે. બીજું શિક્ષકે થોડું કામ ચલાઉ વૈદકજ્ઞાન પણ સંપાદન કરવું ઘટે છે, કેમકે તેથી તે ઘણા મનુષ્યો ઉપર ઉપકાર કરી શકે છે. શહેરી મનુષ્યો દવાના ગરાડી થઈ જવાથી સારી દેશી દવા તેમને અસર કરતી નથી. ઔષધ વિના ચલાવી લેનાર મહેનતુ ગામડીઆ ઉપર તે જલદી અસર કરે છે. આ જમાનામાં મોટાં ગામોમા હવે પાસ થએલા ડૉક્ટરો મળી શકે છે તથા રેડ ક્રોસના પ્રચારકાર્યથી અંગ્રેજી દવાનો પ્રચાર વધવા માંડ્યો છે. નવા જમાનાના શિક્ષકો દેશી વૈદું નહિ જાણવાથી તથા ભણેલા ડૉક્ટરોની સંખ્યા વધવાથી દેશી દવાનો ઉપયોગ ઓછો થતો જાય છે, તો જમાનાને અનુસરી જે દવાખાનાં તરફથી યા લોકલ બોર્ડ તરફથી મળતી હોય તેમાં પણ ઉત્સાહપૂર્વક કામ કરી શિક્ષક વધુ લોકપ્રિયતા મેળવી શકશે.

સામાન્ય વાચન, ધર્મોપદેશ અથવા ધર્મશિક્ષણ, છાપાંઓ વાંચી જનતાને જાણવા જેવી ખબરોથી માહિતગાર કરવા એ શિક્ષણ સાર્થક કરવાની ત્રીજી બાબત છે. ધર્મ-ચર્ચા યા ધર્મશાસ્ત્રોના પુસ્તકોનું નિયમિત વાચન ગ્રામ્યજનોમાં કરીને પોતાની તેમજ જનતાની ધાર્મિકવૃત્તિ સતેજ રાખવી એ શિક્ષકની ઉદારતાનું લક્ષ્ય છે. આ ઉપરંત શિક્ષક એ સાચો સલાહકાર, સહકાર પદ્ધતિને ચલાવનાર તથા ટપાલ ખાતાનું કામ કરનાર હોઈ ગ્રામવાસીઓ ઉપર અનેક ઉપકાર કરી શકે છે. તેની આવક જોતાં 'શિક્ષકને સાદું જીવન એ તો ફરજિઆત જેવું થઈ પડયું છે.

કોઈ એક શિક્ષકો કહેશે કે આ બધો ઉપદેશ "પરોપદેશે પાંડિત્યમ" જેવો છે, કેમકે શિક્ષક જાણે બધાંને માટે કામ કરવા સરજાએલો એક સાધુ પુરુષ હોય એમ જણાય છે. તેને સંસાર નથી, છોકરાં છૈયાં નથી,

ભૂખ નથી, તરસ નથી એ કહેવું તે વાત ખોટી નથી. આપણા દેશમાં મિશન જેવી સંસ્થાઓ નથી. જેવી રીતે મિશનરીઓ પોતાનો દેશ છોડી લોકોપકાર કરવા શિક્ષણ તથા ધર્મપ્રચાર કરી રહ્યા છે, અને તે ઉત્તમ કામ કરી રહ્યાં છે, કેમકે તેમને તેવી સગવડ તથા સાધનો છે; તેવી રીતે આ પ્રચારકાર્ય માટે તેવી સંસ્થાઓ પૂરતાં સાધનો સહિત જ્યાંસુધી દેશ ઉત્પન્ન કરી શકે નહિ ત્યાંસુધી દેશનું કલ્યાણ કરે એવા શિક્ષકો મળી શકશે નહિ. વેતન માટે વૈતરૂં કરી રહેલા શિક્ષકો ઉંચા ગુણવાળા તથા પ્રભાવશાળી બની શકવા અસમર્થ છે, માટે સ્વામીશ્રી શંકરાચાર્ય ડેકન કોલેજ ચલાવવા માટે જે માગણી કરી રહ્યા છે તે માગણી મુજબ ત્યાં ધર્મશિક્ષણ લઈ પદવીધરો થાય અને તેમને એકલા શિક્ષણકાર્ય માટે યોજવામાં આવે તો પૂરતા ફંડની સગવડ કરી શિક્ષણ સફળ કરી શકાય. જેટલે અંશે પુરુષ શિક્ષક માટે આ બાબત સત્ય છે તેટલેજ બલકે તેથી પણ વિશેષ કન્યાકેળવણી-માટે સ્ત્રી શિક્ષિકાઓ માટે આ બાબત લક્ષમાં લેવા જેવી છે. રડતું બાળક કેડમાં લઈ યા પારણામાં ઝૂલાવનારી શિક્ષિકા બાળાઓને કન્યાશાળામાં કેવું શિક્ષણ આપશે એ કલ્પનાશક્તિની બહારનો વિષય નથી. માત્ર શિક્ષકો ઉપર કટાક્ષ રૂપે આ બાબતો નથી, પણ પ્રજા પણ તેવીજ છે. બાળકોને ભણવું નથી, અને શિક્ષકોને ભણાવવું નથી. જમાનોજ વિચિત્ર છે. આ સટોરીઓ જમાનો છે. ઓછી મહેનત કે શ્રમ વગર લક્ષાધિપતિ થઈ મોજમજા કરવાના સ્વપ્નો સેવતો આ જમાનાને અંકુશમાં લઈ શિક્ષણ સફળ કરવું એ રમત નથી. જ્યાંસુધી ઉત્તમ ચારિત્રવાન પુરુષો આ ધંધામાં જોડાય નહિ, પ્રજા કે સરકાર જ્યાંસુધી તેમની કદર કરી પુરતી સગવડ અને સાધનો આપે નહિ, તેમની પ્રતિષ્ઠા બીજા અન્ય કોઈ પણ ધંધામાં કરતાં વિશેષ થાય નહિ, ત્યાંસુધી આ ક્ષેત્ર ઉજ્જડ રહેશે અને દેશ વધુને વધુ અધોગતિએ પહોંચશે એ નિર્વિવાદ છે. કોઈ એક ધારાશાસ્ત્રી જેમ હંમેશાં ઉંચી કક્ષા ઉપર રહેવા સતત કાયદાઓનો અભ્યાસ ચાલુ રાખે છે, જેમ ઉત્તમ વૈદ્ય યા ડૉકટર વિવિધ વ્યાધિઓ ઉપરના ઉપચારના પ્રયોગો ચાલુ રાખે છે, તેમ પોતાના ધંધાને ઉંચી સ્થિતિએ લઈ જવાના દૃઢ નિશ્ચયવાળા શિક્ષકો જ્યાંસુધી દેશ પ્રાપ્ત કરશે નહિ, ત્યાંસુધી શિક્ષણના ધંધામાં ઘોર અંધારૂં રહેશે એ ચોકખું સત્ય છે, પછી તો લૉર્ડ ઇર્વીન સાહેબ જેવા કોઈકજ શાળાના અભ્યાસ રહિત છતાં ઉંચી કોટિના નરેશ દેશ પેદા કરે તો તે નવાઈની વાત છે. થોડાંકજ એવાં કુટુંબો ભાગ્યશાળી હશે કે જે એવો લાભ પ્રાપ્ત કરી શકશે, પણ તેથી દેશને સામાન્ય લાભ ભાગ્યેજ પ્રાપ્ત થાય.

ઉપર દર્શાવેલા વિચારો ઉપરથી કદાચ ગેરસમજુતી ઉભી થાય, કે શિક્ષક વર્ગ તદ્દન નિર્માલ્ય હશે. થોડા શિક્ષકો તો ખરેખર પૂજ્ય છે. તેઓ રત્ન જેવા છે અને કોઈપણ ક્ષેત્રમાં અને કોઈપણ સંજોગમાં પોતાનાં કર્તવ્યો માટે પ્રાણની ઉપેક્ષા રાખ્યા સિવાય કસોટીમાં ઉતરે તેવા છે. તેઓ બુદ્ધિમાં કોઈ પણ રીતે ઉતરતા વર્ગના નથી. મહેનતુ તથા કાર્યદક્ષ તો ઘણા છે. બેશક પોતાથી બની શકે તેટલી અને તેવી કર્તવ્યનિષ્ઠ બુદ્ધિ સિવાય બીજી શી આશા તેમની પાસેથી રાખી શકાય ? એવા શિક્ષકો તો હંમેશાં તનમનથી સુખીજ છે. દ્રવ્યલોભે તેઓ દુઃખી નથી. આત્માનો સંતોષ એ તેમનું ધન છે, એવા શિક્ષકોની સખ્યા વધુ હોય તો દેશ કેટલો સુખી થાય, ને દેશને કેટલો લાભ થાય તે નાણાની કિંમતથી આંકી શકાય નહિ. હાલનું ઉત્તમ ધ્યેય તો દેશ માટે કવિવર ટાગોરના શાંતિનિકેતન સિવાય બીજું કોઇ ક્ષિતિજ ઉપર નજરે પડતું નથી. કેટલાક થોડા શિક્ષકો યા કેળવણીકારો પુસ્તકોને પોતાનું દ્રવ્ય ગણી સારો સંગ્રહ કરતા હશે ? ઉત્તમ કેળવણીકાર તો તેજ કે જેને ત્યાં વિશાળ વાચનાલય હોય. કેટલા પદવીધરો કે યુનિવર્સિટીનું શિક્ષણ લેનારાઓ પૈકી એમ કહી શકશે કે અમારી પાસે એકસો, પાંચસો યા હજાર, દશહજારની કિંમતનો અમૂલ્ય ખજાનો છે ? એજ પ્રમાણમાં કેળવણીકારોની સંખ્યાનો અડસટ્ટો કાઢી શકાય. શિક્ષકો તથા કેળવણીમાં રસ લેનારા માટે આ સિવાય બીજી કઈ ઉત્તમ કસોટી છે ?

આ લેખ લખ્યા પછી ગ્રામ્યપુનર્રચના સંબંધી નામદાર સરકાર તરફથી અનેક યોજનાઓ વર્તમાપત્રોમા પ્રગટ થઈ છે અને તે સંબંધી વિવિધ ચર્ચાઓ તથા સૂચનાઓ જાહેર થઈ છે. તેનો અમલ થતાં ગ્રામ્ય-શિક્ષકોનું કાર્ય ઘણું સરળ થઈ શકશે. આશા છે, કે તે યોજના સત્વર અમલમાં મૂકાય અને કાર્ય સફળ થાય.

એચ. એચ. નાણાવટી બી. એ.

*એ-એ-ડિ-સ્કૂલ બોર્ડ પંચમહાલ*

## ( ૩ )
## કિનડર્ગાર્ટન અને મોન્ટેસોરી પદ્ધતિ

"ચાલો આપણે બાળકો માટે જીવન ગાળીએ."

**ફ્રબલ**

**રમતનો અર્થ**—જ્યારે બાળકનું પેટ ધરાએલું હોય છે, ત્યારે તે તેના હાથ પગ પછાડે છે અને આમતેમ તે નજર ફેરવે છે. વળી ઘુંટ-

ણીએ ખેંચતાં આવડયા પછી તે ઘરમાં ફરે છે અને ચાલતું થાય છે ત્યારે આખા ઘરમાં અને બહાર તે જાય છે. થોડું મોટું થાય છે ત્યારે તે બીજાં છોકરાં જોડે રમે છે. રમતદ્વારા તેની ઇન્દ્રિયો, શરીર, બુદ્ધિ તથા નીતિનો ધીમે ધીમે વિકાસ થાય છે. આવી રીતે નાનું બાળક તેના જીવનનો મોટો ભાગ રમતમાં ગાળે છે, કારણકે રમત એ એની એક પ્રેરણા છે. બાળકોને રમત બહુ ગમે છે. તેનામાં જે શારીરિક અને માનસિક ચપળતા હોય છે, તેનો વ્યય તેની જુદી જુદી રમતમાં થાય છે. રમતદ્વારા તે આડકતરી રીતે ઘણું શીખે છે. કામમાં તેને કંટાળો આવે છે, કારણકે તેને બીજાના કહેવાથી કામ કરવું પડે છે; પણ રમત તો તેનીસ્વતઃ ક્રિયા હોય છે, તેથી તેને ઘણો આનંદ થાય છે. જે પ્રવૃત્તિ બીજી કોઈ અન્ય પ્રવૃત્તિના સાધનરૂપ હોતી નથી તેને **રમત** કહે છે; પણ જ્યારે તે ક્રિયા પૈસા, કીર્તિ કે કોઈને ખૂશ કરવા અર્થે આદરવામાં આવે છે, ત્યારે તેને **કામ** કહેવામાં આવે છે. કામમાં રમતનું તત્ત્વ નહિ હોવાથી તેને તે વેઠરૂપ લાગે છે.

રમત એ તેના વિકાસ માટે કુદરતી યોજના છે એવું તેનું રહસ્ય સમજીને જર્મનિના સુવિખ્યાત કેળવણીકાર **ફ્રબલે** કિન્ડર્ગાર્ટન નામની બાળકેળવણીની શાસ્ત્રીય પદ્ધતિ રચી છે. તેના સિદ્ધાંત મુજબ રમત એ દૈવી વ્યવસ્થા છે, તેથી બાળકોને ગમે તેમ કુદરતી રમતમાં જે કેળવણી મળે છે તેને બદલે વ્યવસ્થિત રમતદ્વારા શાસ્ત્રીય તાલીમ આપવાની પદ્ધતિ શોધી કાઢીને બાળકેળવણીમાં મોટું પરિવર્તન ફ્રબલે કર્યું છે. બાળકોની રમત ઉપર યોગ્ય દેખરેખ નહિ રાખવાથી તેમને જોઈતો લાભ થતો નથી, તેથી તેની રમતની પ્રેરણાનો વ્યવસ્થિત ઉપયોગ કરી તેણે જુદી જુદી બક્ષીસો અને ઉદ્યોગની યોજના કરી છે.

**કિન્ડર્ગાર્ટનનો અર્થ**—કિન્ડર એટલે બાળક અને ગાર્ટન એટલે બગીચો, તેથી **કિન્ડર્ગાર્ટનને બાલવાટિકા** કહે છે; કારણકે શાળારૂપી બગીચામાં બાળકને છોડની ઉપમા આપવામાં આવી છે અને શિક્ષકને માળી સાથે સરખાવ્યો છે. જેમ માળી છોડને પોતે ઉગાડી શકતો નથી, પણ તેના વિકાસ માટે હવા, અજવાળું, પાણી, ખાતર વગેરેની અનુકૂળતા કરી આપે છે, તેમ શિક્ષક બાળકને ખરી રીતે જ્ઞાન આપી શકતો નથી; પણ જ્ઞાન સંપાદન કરવા માટે તે યોગ્ય સંજોગો અને સાધન મેળવી આપે છે. તેનો સ્વતઃ ઉપયોગ કરી તે તેની શક્તિનો વિકાસ કરે છે, એટલે શિક્ષકે તો ફક્ત ભોમીઆનુંજ કામ કરવાનું હોય છે.

કેટલાક શિક્ષકો કિન્ડર્ગાર્ટનને ગણિત કે ઇતિહાસ જેવો એક વિષય ગણે છે. પણ ખરી રીતે તો રમતગમત અને આનંદદ્વારા થતી ક્રિયાવડે બાળકની શક્તિનો વિકાસ થાય તેવી તે કેળવણીની પદ્ધતિ છે. બાળકની શક્તિનો વિકાસ એ તેનો પ્રધાન હેતુ છે. જ્ઞાન કે માહિતી આપવી એ તેમાં ઘણીજ ગૌણ બાબત છે. તેની અવલોકન, કલ્પના તથા વિચારશક્તિ કેળવી તેનું હસ્તકૌશલ્ય ખીલવવું એ તેનો મુખ્ય ઉદ્દેશ છે. વળી તેની જિજ્ઞાસા ઉત્તેજિત કરી તે જાતે કેળવણી લે એ બાબત ઉપર ખાસ ભાર મૂકવામા આવે છે.

**માનસશાસ્ત્ર અને કિન્ડર્ગાર્ટન**—માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં કિન્ડર્ગાર્ટન પદ્ધતિ તેના મૂળ સ્વભાવને અનુસરી રચવામાં આવી છે. (૧) તેનામાં સ્વાભાવિક ચપળતા હોય છે એ હરકોઈ જાણે છે. તે ચપળતાવડે તેની ઇન્દ્રિયોને કુદરતી રીતે તાલીમ મળે છે. તેનામાં કુદરતી ચપળતા અને સર્જન શક્તિ હોય છે. તેનો ઉપયોગ જુદા જુદા આકાર બનાવવામાં તથા ક્રિયા કરવામાં તે કરે છે. (૨) પદાર્થો હાથમાં લઈ તપાસવાની અને જુદી જુદી જાતની ક્રિયા કરવાની તેનામાં સહજ વૃત્તિ જોવામાં આવે છે. કિન્ડર્ગાર્ટનના જે જુદા જુદા ઉદ્યોગો છે તેમાં તેની આ વૃત્તિનો ઉપયોગ કરવામાં આવે છે. વસ્તુ હાથમાં લેવાથી તેની સ્પર્શેન્દ્રિય તથા સ્નાયુની લાગણી કેળવાય છે. (૩) તેનામાં નકલ કરવાની પ્રબળ પ્રેરણા હોય છે. બાળક જન્મે છે ત્યારથી જે કંઈ તે શીખે છે તે નકલની પ્રબળ પ્રેરણાને લીધેજ છે. તેનું બોલવું, ઉઠવું, બેસવું, ખાવું, પોશાક પહેરવો, તેની રીતભાત વગેરે પ્રવૃત્તિઓ કેવળ નકલનુંજ પરિણામ છે. વળી તેની રમત ગમતમાં તેમજ બીજી ક્રિયામાં આ વૃત્તિ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

(૪) તે લાંબો વખત કામ કરી શકતું નથી. શારીરિક ચપળતાની સાથે તેનામાં માનસિક ચપળતા હોય છે; તેથી તેનું ચિત્ત વારંવાર એક પદાર્થ ઉપરથી બીજા પદાર્થ ઉપર ચોટે છે. આ કારણને લીધે તેના જુદા જુદા કામના પાઠ ટુંકા રાખવામા આવે છે.

(૫) તેને આકાર કરતાં રંગ વધારે ગમે છે. સાદી આકૃતિ કરતાં તે રંગીન હોય છે તો તેનું મન તે જોવા તરફ સહજ ખેંચાય છે. વળી સ્થાવર કરતાં જંગમ પદાર્થ તરફ તેનું ધ્યાન વધારે આકર્ષાય છે.

(૬) તેની કલ્પનાશક્તિ પ્રબળ હોય છે. તેની જુદી જુદી રમતોમાં

તેનો પ્રભાવ જણાઈ આવે છે. વળી તેની તરંગશક્તિ પ્રખર હોવાને લીધે તે સ્વપ્ન કે અદ્દભુત સૃષ્ટિમાં વિહાર કરે છે.

(૭) તેની વિચાર કે નીતિની શક્તિ હલકા પ્રકારની હોય છે. તે લાંબો વખત વિચાર કરી શકતું નથી. તેમજ તેને બીજાની વસ્તુ ના લેવાય તેનું ભાન હોતું નથી. તેનામાં શબ્દ યાદ રાખવાની સારી શક્તિ હોય છે.

**ફાયદા**—કિન્ડર્ગાર્ટનથી બાળકનું શરીર સુધરે છે. ગાવામાં, નાચવામાં અને રમત તેમજ તાલબંધ ગતિદ્વારા તેના શરીરના અવયવોને કસરત મળે છે. તેની કુદરતી ચપળતા અને જિજ્ઞાસાનો ઉપર જણાવ્યા મુજબ જુદી જુદી પ્રવૃત્તિમાં ઉપયોગ કરવામાં આવે છે. આંખ, કાન, હાથ, પગ વગેરે બીજા અવયવોને તાલીમ મળવાથી તેનું મગજ પણ સુધરે છે. વળી કુદરતી પ્રેરણાને આધારે તેનામાં વ્યવસ્થા, સુઘડતા, નિયમ તથા ઉદ્યોગ ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય છે. ચોકસાઈ, સમભાવ, સત્ય અને સૌંદર્ય ઉપર પ્રેમ અને આત્માધીનતા જેવા ગુણ તેનામાં ખીલે છે. આ ઉપરાંત અવલોકન, કલ્પના અને તર્ક જેવી બુદ્ધિની બીજરૂપ શક્તિઓ કેળવી તેને સારી ટેવો પાડવામાં આવે છે. ગણિત, ભૂગોળ ભૂમિતિ, પદાર્થપાઠ, ઇતિહાસ, ડ્રોઈંગ વગેરે વિષયોનો પાયો આ પદ્ધતિથી નાખવામાં આવે છે.

**મૂળભૂત વિચારો**—કિન્ડરગાર્ટનના આધાર રૂપ બાળસ્વભાવના લક્ષણોનું ઉપર અવલોકન કરવામાં આવ્યું છે તે ઉપરાંત તેની કેળવણીના મૂળભૂત વિચારો નીચે મુજબ છેઃ—

(૧) **એકતા**—કુદરતમાં સર્વત્ર એકતા છે. કુદરત અને મનુષ્યની એકતાનું કારણ સર્વશક્તિમાન પ્રભુ છે; તેથી એ નિયમને તેઓ આધીન છે. બાળકેળવણીની યોજના કુદરતના નિયમને અનુસરી હોવી જોઈએ. બાળકને કુદરતના સહવાસમાં ઉછેરવું જોઈએ. (૨) તેનો બીજો તાત્વિક વિચાર એ છે કે કુદરતમાં સતત પ્રગતિ થયાં જાય છે. તેમાં પદાર્થ અને પ્રાણીના ચડઉત્તરનો વિકાસ થતો જોવામાં આવે છે. તેમને સાંધનાર સાંકળના અંકોડા એક બીજા સાથે જોડાએલા હોય છે. આ કારણને લીધે બચપણ, બાળપણ, કુમાર અવસ્થા તેમજ યુવાવસ્થાની કેળવણીની યોજના સંબંધપૂર્વક ઘડવી જોઈએ. (૩) ત્રીજી બાબત બાળકની સ્વતઃપ્રવૃત્તિ છે. તેનામાં આંતરપ્રેરણાને અનુસરી ક્રિયા કરવાની જે વૃત્તિ જોવામાં આવે છે તે કુદરતી છે. તે જે કંઈ પ્રવૃત્તિ કરે છે તે તેના આંતર વેગને અનુસરી હોય છે. તેનામાં શારીરિક અને માનસિક ચપળતા છે. (૫) તેના

આંતરવિકાસ માટે તેને જે નિયમને કે વ્યવસ્થાને તાબે થવુ પડે છે તે તેના હૃદયની વિશુદ્ધિ માટે છે. તેને લીધે તેને વાસ્તવિક શિસ્ત અને સ્વતંત્રતાની સમજણ પડે છે. (૬) બાળકનામાં કુદરતી ચપળતા છે તેથી નાનપણથી તેની ઇન્દ્રિયોને તાલીમ આપવી જોઈએ. (૭) દરેક બાળકમાં વ્યક્તિત્વ છે. શિક્ષકે તેને માન આપી શિક્ષણ આપવું જોઈએ. (૮) બાળ કેળવણી માટે સ્ત્રી શિક્ષકની જરૂર છે; કારણકે તેનામાં સહૃદયતા, લાગણી સ્નેહ, બાળક ઉપરનો પ્રેમ તથા સહજજ્ઞાનની વૃત્તિ જોવામાં આવે છે. યોગ્ય તાલીમ આપી બાળકો કેળવવાનું કામ તેમને સોંપવું જોઈએ. (૯) આનંદ અને રસદ્વારા બાળકો પાસે કામ કરાવવું જોઈએ. તેની ક્રિયાશક્તિનો યોગ્ય ઉપયોગ કરવાથી તેની પ્રેરણા સંતુષ્ટ થાય છે અને તેથી તેને આનંદ મળે છે. બાળકનું શાળાજીવન આનંદમય બને એ બાબત બાળકેળવણીના શિક્ષકે ખાસ યાદ રાખવાની છે.

બાળવર્ગમાં કેવી જાતનું કામ કરવું જોઈએ તે હવે જોઈએ. પ્રથમ બાળકો સાથે વાતચીત કરવી જોઈએ. તે બાબત સામાન્ય જ્ઞાન, સ્વચ્છતા અથવા આરોગ્ય સંબંધી હોય છે. વાર્તા, કુદરતનું સ્વતંત્ર અવલોકન, વાર્તા કહેવરાવવી, સંગીત, ચેષ્ટાયુક્ત ગીત, ચિત્રાવલોકન અને તે સંબંધી વાતચીત, હસ્તકામ, લેખન, ખેલ, ડ્રિલ, આરામ, ડ્રોઇંગ, માટીના આકાર, બોલવા સંબંધી પાઠ, વાચન, શબ્દ બનાવવા, શબ્દ લેખન, સંખ્યાજ્ઞાન, સ્વતંત્ર રમત, અને સૃષ્ટિજ્ઞાન—આ વિષયો ઓછા કે વત્તા પ્રમાણમાં હોવા જોઈએ.

## મોન્ટેસોરી પદ્ધતિ

**જુની શિક્ષણ પદ્ધતિ**—યોગ્ય કેળવણીની પદ્ધતિને અભાવે બાળકની સ્વાભાવિક શક્તિનો ઘણો દુરુપયોગ થાય છે એવી વિદ્વાનો ફરિયાદ કરે છે. શાળામાં બાળક જે દયાજનક સ્થિતિમાં તેનો વખત ગાળે છે; તે ફક્ત ઢંગધડા વગરના શિક્ષણની પદ્ધતિને લીધે છે. વળી વ્યવસ્થા, નિયમન અને નિયમિતપણાની જે ભાવના પરાપૂર્વથી ચાલતી આવે છે, તેથી શાળામાં બાળકનો ઘણો વખત નકામો જાય છે. તેમાંના થોડાનેજ ઉપયોગી અને સારી કેળવણી મળે છે. પાઠ ચાલતો હોય ત્યારે ત્રીસ કે પાંત્રીસ વિદ્યાર્થીના વર્ગમાં જેનો વારો આવે છે તેને શિક્ષણ આપવામાં આવે છે, બાકીના વખતમાં તે શાંત રીતે સાંભળ્યા કરે છે. હાલની કેળવણીની વ્યવસ્થામાં બધાં બાળકોને એક સરખું શિક્ષણ આપવામાં આવે છે. મંદ અને હોશિયાર બાળકોને સાથે સાથે કામ કરવાનું હોવાથી, બુદ્ધિશાળી બાળકો આગળ વધી શકતા નથી. એકજ વર્ગમાં જુદી જુદી

શક્તિવાળાં બાળકો હોવાથી તેમનું વ્યક્તિત્વ ખીલતું નથી. હાલના શિક્ષણની બીજી ખામી એ છે કે છોકરાં શાંત હાલ્યા ચાલ્યા વગર બેસી રહે તો તેને સારી વ્યવસ્થા ગણવામાં આવે છે.

**તેનો ઇતિહાસ**—કેળવણીના આવા દોષનો ઉપાય ઇટલિની વિદુષી બાઈ **મોન્ટેસોરીએ** શોધી કાઢ્યો છે. રોમના વિશ્વવિદ્યાલયમાં ઘણા વરસ સુધી તેણે માંદા અને ખોડવાળા માણસની મનની સ્થિતિનું અવલોકન કર્યું હતું. ગાંડાની ઇસ્પિતાલમાં ઇન્દ્રિયોની અને મગજની ખામીવાળાં જે મૂઢ બાળકોને રાખવામાં આવતાં હતાં તેનો સારો અનુભવ તેને થયો. તેની પહેલાં ફ્રાન્સના ઈટર્ડ અને **સેગુઈન** ડોક્ટરોએ ખામીવાળાં બાળકોને કેળવવાની જે પદ્ધતિ શોધી કાઢી હતી તથા તેમને કેળવવાનાં જે સાધનો તેમણે યોજેલાં હતાં તેનો તેણે બારીક અભ્યાસ કર્યો. તે ઉપરથી મોન્ટેસોરીએ કમઅકલવાળાં અને કમનસીબ બાળકો કેળવવાનાં સાહિત્ય યોજી કાઢી તેમને શીખવવા માંડ્યું. તેનું પરિણામ એવું સરસ આવ્યું કે તે ખામીવાળાં બાળકો પ્રાથમિક શાળાની પરીક્ષા પાસ કરી શક્યાં. હવે મોન્ટેસોરીને એવી ખાતરી થઈ કે જે પદ્ધતિ ખામીવાળાં બાળકોને કેળવવામાં કાર્યસાધક નીવડી તે સાધારણ બાળકોને પણ અનુકૂળ થવી જોઈએ. ત્યારબાદ નીરોગી બાળકોને આ પદ્ધતિથી કેળવવામાં આવ્યાં. ૧૯૦૭માં પહેલવહેલી આવી શાળા ખોલવામાં આવી હતી.

વ્યક્તિત્વનો ખરો અર્થ સ્વતંત્રતા છે, કારણકે તેને લીધે અમુક કામ કરવું કે ન કરવું તેની પસંદગી તેના હાથમાં હોય છે જ્યાંસુધી બાળકનામાં સ્વતંત્ર જિજ્ઞાસા ઉત્પન્ન થાય નહિ, ત્યાંસુધી તેને કોઈપણ બાબત સારી રીતે શીખવી શકાતી નથી બાળકના વ્યક્તિત્વનો વિકાસ થવો જોઈએ અને તેણે જાતેજ પોતાને કેળવવું જોઈએ આ હેતુ બર લાવવા માટે શિક્ષણના સાહિત્યની વ્યવસ્થા તેના સ્વભાવને અનુકૂળ હોવી જોઈએ — જેથી તેને પોતાને તાલીમ આપવામાં તે ઘણો આતુર રહે અને તેમાં તેને સારો રસ પડે

માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં મોન્ટેસોરી પદ્ધતિનું અગત્યનું લક્ષણ બાળકની **સ્વતંત્રતા** છે કેળવણીક્ષેત્રમાં પહેલી જ વાર બાળકની તાલીમ માટે સ્વતંત્રતાને ખાસ સાધન તરીકે ગણવાનો આગળ પડતો વિચાર તેણે બહાર મૂકીને જણાવ્યો છે. બાળક જે કંઈ શીખે છે તે આંતર ઉલ્લાસ સિવાય શીખી શકતું નથી જ્યાંસુધી તેની જિજ્ઞાસા સતેજ થાય નહિ ત્યાંસુધી તેને કેળવવાની મહેનત નકામા જેવી છે આ કારણને લીધે તેની સ્વતંત્ર વૃત્તિ જાગૃત હોવી જોઈએ અને તેથી તેને સ્વતંત્ર રીતે કામ કરવાની છૂટ મળવી જોઈએ માતાપિતા તથા શિક્ષકના તંત્રને તાબે થવાથી તેનું ખરું જીવન પ્રગટ થતું નથી આપખુદ સત્તાને લીધે તે પુતળાની માફક યંત્રવત્ કામ કરે છે જો હુકમની સત્તાને કે બાહ્ય દબાણને લીધે તેની આંતર વૃત્તિને સંતોષવાનો તેને કંઈ અવકાશ મળતો નથી તો તેનો વિકાસ અટકી જાય છે સ્વતંત્રતા એ સ્વચ્છંદ આચાર છે એમ સમજવું નહિ તેની આસપાસના સંજોગો એવી રીતે ગોઠવવામાં આવે છે કે તે ખરી વસ્તુનેજ પસંદ કરે છે અને યોગ્ય કામ કરે છે તેના શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ માટે સ્વતંત્ર રીતે તેને કામ કરવા દેવામાં આવે છે, પણ જનમંડળને હાનિકારક તેના વલણ દાબી દેવામાં આવે છે મોન્ટેસોરી નાના બાળકની શાળાને **બાળમંદિર** કહે છે તેમાં સાધારણ શાળાની માફક વખતપત્રક હોતું નથી રમત કે કામ કરવાથી બાળકને થાક લાગે ત્યાંસુધી તે ક્રિયા કર્યે જાય છે શિક્ષક તેની ક્રિયાનું અવલોકન કરે છે બનતા સુધી તેના કામમાં ડખલગીરી કરવામાં આવતી નથી, પણ જરૂર પડે તેને સૂચન કરવામાં આવે છે

**તંતુરચના અને બુદ્ધિશક્તિ**—નાના બાળકની તંતુરચના જોઈએ એવી નહિ હોવાથી તેની દરેક ક્રિયા અચોક્કસ અને નિર્હેતુક થાય છે. જેમ તેને અનુભવ થતો જાય છે તેમ તેની તંતુરચના વ્યવસ્થિત થાય

છે અને તેનું કામ ચોક્સ બને છે. મોન્ટેસોરીનો એવો નિશ્ચય છે કે હાથની કેળવણી અને તંતુરચનાને ગાઢ સંબંધ છે; તેથી જો તેને હાથની સારી તાલીમ મળેલી હોય છે તો તેનું મગજ સારૂં કામ કરી શકે છે. આ કારણને લીધે બાળકના હાથના સ્નાયુ કેળવવાની જરૂર છે. નિર્બળ મગજવાળું બાળક વસ્તુ બરાબર ઝાલી શકતું નથી તેમજ તે નકામી હીલચાલ કરે છે. હાથ ઉપરના કાબુની ખામી તેની તંતુરચનાને લીધે છે. જે બાળકના સ્નાયુ જલદીથી કામ કરે છે તેનો બુદ્ધિવિકાસ વિશેષ જોવામાં આવે છે. આવી રીતે હાથની કેળવણી અને બુદ્ધિશક્તિનો સંબંધ છે. જંગલી મનુષ્યના પગનું બળ વિશેષ હોય છે, પણ સુધરેલા મનુષ્ય હાથની શક્તિનો વધારે વિકાસ થએલો હોય છે. એક વિદ્વાનનું એવું માનવું છે કે મનના આરોગ્ય માટે સ્નાયુને મજબુત કરવાની જરૂર છે. સ્નાયુની તાલીમથી બાળકોના માનસિક ગુણોમાં તફાવત ઉત્પન્ન થાય છે. સ્નાયુ ઉપરનો કાબુ, શરીરનું સમતોલપણું, ચપળતા, વ્યવસ્થા અને નિયમનની તાલીમ આપવી એ બાળમંદિરમાં કસરત કરાવવાનો ઉદ્દેશ છે. મોન્ટેસોરી શાળામાં સ્નાયુની તાલીમથી શરીરનું સમતોલપણું, બુદ્ધિનો વિકાસ અને કર્તવ્યની જવાબદારીના ગુણો ખીલવવામાં આવે છે. તેને માટે બાળકને ત્રણ જાતની કેળવણી આપવામાં આવે છે. (૧) ક્રિયાત્મક કેળવણી, (૨) ઇન્દ્રિયોની કેળવણી અને (૩) ભાષાજ્ઞાન (વાંચવું, લખવું અને ગણિત).

લાગણી ખીલવવા ખાસ ધ્યાન આપવામાં આવે છે. અવાજના જુદા જુદા ભેદથી તેના કાન કેળવવામાં આવે છે. આંખ, કાન અને સ્પર્શની લાગણી કેળવવા માટે જુદી જુદી રમતો રમાડવામા આવે છે. આંખની તાલીમ માટે જુદા રંગના ભેદ શોધવાનું શીખવવામાં આવે છે. ઇન્દ્રિયોની તાલીમ સંબંધી મોન્ટેસોરીનો એક સિદ્ધાંત એ છે કે દરેક ઇન્દ્રિયને કેળવણી વખતે બનતા સુધી તેની ક્રિયા અલગ રાખવી જોઈએ. લખાણ કામમા સ્પર્શ શક્તિનો સારો ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે બાળક રેતીઆ કે ખોભણવાળા અક્ષર ઉપર આગળી ફેરવે છે, ત્યારે તેની આંખે પાટો બાંધવામાં આવે છે. અત્યારસુધીની કેળવણીની પદ્ધતિમા આંખ અને કાન ઉપર લક્ષ આપવામાં આવ્યું હતું, પણ સ્પર્શથી એટલે હાથથી બાળક જુએ છે એ સત્યનો વહેવારૂ ઉપયોગ થયો નથી. ટુંકામા મોન્ટેસોરી-પદ્ધતિમા ચાર બાબત ધ્યાનમા રાખવા જેવી છે: (૧) સ્વતંત્રતા-સ્વયં સ્ફૂર્તિ; એટલે વ્યક્તિગત શિક્ષણ, (૨) ઇન્દ્રિયોની તાલીમ, (૩) સ્નાયુની કેળવણી અને (૪) સામાજિક કેળવણી. ચાલતી અને ખરી સામાજિક પ્રવૃત્તિઓદ્વારા તેની તાલીમ આપવામા આવે છે.

**બંને પદ્ધતિનો મુકાબલો**—કિન્ડરગાર્ટન તેમજ મોન્ટેસોરી-પદ્ધતિમાં બાળકની કુદરતી ચપળતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને તેથી ઇન્દ્રિયોની કેળવણી તેમની પદ્ધતિમા જોવામા આવે છે. મોન્ટેસોરી-યોજના વધારે શાસ્ત્રીય અને વિશાળ છે. તેમા સ્પર્શેન્દ્રિય અને સ્નાયુ-શક્તિના વિકાસ ઉપર ખાસ લક્ષ આપવામા આવે છે. મોન્ટેસોરી-સાધનો બાળકના ક્રમિક મનોવિકાસ માટે વધારે અનુકૂળ છે. મોન્ટે-સોરીમાં બાળક સ્વતંત્ર રીતે કામ કરે છે. ફ્રૂબલ શિક્ષકના નિયમનમાંથી બાળકને મુક્ત કરી શક્યો નથી. શિક્ષકના શીખવ્યાથી બાળક શીખે છે એ માન્યતા તેનામાં સાધારણ રીતે જોવામા આવે છે; પણ મોન્ટેસોરી બાળમંદિરમાં બાળક પોતાની મેળેજ શીખે છે. તેને બીજું કોઈ શીખવી શકતું નથી એ તેનો સિદ્ધાંત છે. કિન્ડરગાર્ટનમાં બાળકને સમૂહ-શિક્ષણ મળે છે તેથી તેમાં વર્ગ, વખતપત્રક વગેરે યોજના હોય છે. તે શિક્ષકના હુકમને અનસરી જુદી જુદી ક્રિયા કરે છે. ઘણી વખત તો બાળક તેની ક્રિયાની કેવળ નકલ કરે છે, પણ તેથી ઉલટું મોન્ટેસોરી શાળામાં છે. દરેક બાળક તેની ઇચ્છા મુજબ સાધનનો ઉપયોગ કરે છે અને તે પોતાના અનુભવથી જ્ઞાન મેળવે છે. શિક્ષક ફક્ત નિયામક તરીકે હોય છે. તે બાળશિક્ષણમાં વારંવાર હુકમ કરી ડખલગીરી કરતો નથી;

તેથી તેનામાં આત્મશ્રદ્ધા અને આત્મબળના ગુણો ખીલે છે. મુશ્કેલી-ભર્યા વિષયમાં હિંમતથી કામ કરવાની તેની વૃત્તિ ઘડાય છે. કિન્ડર-ગાર્ટનમાં રમતદ્વારા બાળકને સામાજિક કેળવણી આપવામાં આવે છે પણ તે રમતો કલ્પિત હોય છે અને તેમાં તેમને નિયમનું બંધન વિશેષ હોય છે. મોન્ટેસોરી કલ્પિત રમતો તથા અદ્ભુત વાર્તાનો અનાદર કરે છે. મોન્ટેસોરી શાળામાં બાળક ખરી સામાજિક સેવા બજાવે છે. જમવાનું, પીરસવું, ઓરડો વાળવો, ઘર બનાવવા વગેરે ક્રિયાઓ બાળકો કરે છે. બાળકો સ્વતંત્ર રમતો રમે છે. ફ્રૉબલના કરતાં મોન્ટેસોરીએ લખવા તથા વાંચવા ઉપર બહુ ધ્યાન આપ્યું છે. આ બંને પદ્ધતિમાં બાળકના શારીરિક વિકાસ ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે. બંનેમાં શાળાનું વાતાવરણ આનંદદાયક અને સુખકર હોય છે અને શિક્ષક અને બાળક વચ્ચે મિત્રાચારીનો મીઠો સંબંધ હોય છે. તેઓને એકબીજામાં સારો વિશ્વાસ હોય છે.

## "રૂડા શિક્ષક થવાથી શું થયું ?"

—હરિગીત—

શિક્ષણ કળા શીખ્યા છતાં, શિક્ષણ સુધારો ના કર્યો,
બાળ માનસ સમજીને, ઉન્નતિ પથે પગ ના ધર્યો,
વળી વિવિધ વિષયે મગ્ન થઈ, આકર્ષ શિક્ષણ ના કર્યું.
શિક્ષણ કળા શીખી રૂડા શિક્ષક થવાથી શું થયું !! ૧
વેરાન વન વિષે વળી એરંડી દ્રુમ ગણાય છે,
તેમ જ્ઞાન વિહિન ગ્રામમાં મહેતાજી મુખ્ય મનાય છે,
શાળા શિશુની ઉન્નતિ વિષે કદી દીલ ના ધર્યું.
શિક્ષણ કળા શીખી રૂડા શિક્ષક થવાથી શું થયું !! ૨
જેમ તેમ કરી શિશુ વર્ગને, અભ્યાસ માંહી ધપાવતા,
કેળવણી અને શિક્ષા તણા, સાહિત્યને શોભાવતા,
મંદ બુદ્ધિ બાળને પ્રેમાળ થઈ ના શીખવ્યું.
શિક્ષણ કળા શીખી રૂડા શિક્ષક થવાથી શું થયું !! ૩
નવીન પત્રો નવીન બુકો, પેટી મહીં પધરાવતા
કોઈ ઇચ્છે વાંચવા તો, તર્ત માથું ધુણાવતા
શાળાના હિતકારી બની સહકારમાં દીલ ના દર્યું.
શિક્ષણ કળા શીખી રૂડા શિક્ષક થવાથી શું થયું !! ૪

વિશ્રીટ કે સન્માન સમયે મિષ્ટ મોદક ખાય છે,
તેમ આત્મશ્લાઘા ઉદ્ધત કંઠે અન્ય પાસ ગવાય છે.
શિક્ષણકળા શીખી રૂડા શિક્ષક થવાથી શું થયું !! ૫
શિક્ષક ખરો તો એજ કે જે બાળને પ્રભુમય જુએ,
બાળનું ચારિત્ર શક્તિ, વૃત્તિ તેની ઉર લહે,
સંતોષી ને અક્રોધી ધીરજ ધૈર્ય ને ગુણ ગ્રાહી છે,
એવા વિરલ શિક્ષક પ્રભુની પાસ પણ પેખાય છે. ૬

તા. ૧૯-૧૦-૩૩
તાલુકા સ્કૂલ વઢવાણ કેમ્પ } પ્રાણશંકર જટાશંકર વેદમૂર્તિ

## ભાવનગર સ્ટેટ ટ્રેનિંગ સ્કૂલ તથા ટ્રેનિંગ કેમ્પ

જેમ વૈદ્ય દાક્તર કે વકીલને પોતાના ધંધા માટે વિશિષ્ટ પ્રકારની તાલીમ લેવાની જરૂર પડે છે, તેજ પ્રમાણે શિક્ષકને પણ પોતાના ધંધા માટે લાયક બનવા સારૂં તાલીમ લેવાની જરૂર છે, એ બાબતનો સ્વીકાર હવે સાધારણ રીતે થઈ ગયો છે. ગમે તે માણસ શિક્ષકનું કામ કરી શકે એ માન્યતા ભૂલભરેલી છે. શિક્ષકે પોતાનુ કાર્ય યોગ્ય રીતે કરવું હોય તો તેને માટે કેળવણીના મૂળભૂત સિદ્ધાંતો, શિક્ષણની અદ્યતન પદ્ધતિઓ, શિક્ષણ રસિક કરવાની કેટલીક યુક્તિઓ, તથા બાળ માનસનું જ્ઞાન હોવું જોઈએ; અને તેથીજ શિક્ષણ સફળ થાય છે. ઘણા બાળકો જે અત્યારે શાળાને બંદીખાનું માને છે, શિક્ષકને દુશ્મન જેવો ગણે છે અને અભ્યાસના વિષયોને પોતાના ઉપર લાદવામાં આવતો બોજો સમજે છે તે બાળકો શાળાને ઉપવન સમાન પ્રિય જાણે, શિક્ષકને પોતાના હિતેચ્છુ મિત્ર તરીકે સ્વીકારે, અને શાળામાં શીખવાના વિષયોને પોતાના જ્ઞાન અને આનંદના સાધનો તરીકે નિહાળે એ માટે ઉંચા પ્રકારની તાલીલ પામેલા શિક્ષકોની જરૂર છે. બાળકો જે દેશની અણમોલી દોલત છે તેમનો સર્વાંગી વિકાસ કરવાની જવાબદારી આધુનિક કેળવણીકારોને શીરે છે, અને યોગ્ય રીતે તાલીમ પામેલા, સ્વમાનવાળા, બાળકો પ્રત્યે પ્રેમ રાખનારા, તથા સ્વાર્થત્યાગી શિક્ષક હોય તોજ તેમનું કામ સફળ થઈ શકે એમ છે.

આ રીતે પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ માટે તાલીમ પામેલા શિક્ષકોની જરૂર સ્વીકાર્યાં છતાં તાલીમ પામેલા શિક્ષકો કયાંથી લાવવા તે

પ્રશ્ન તો ઉભોજ રહે છે. આખા મુંબઈ ઇલાકામાં મધ્યમિક શાળાના શિક્ષકો માટે તાલીમ આપનારી માત્ર એકજ સંસ્થા — સેકન્ડરી ટ્રેનિંગ કોલેજ મુંબઈમાં છે. પ્રાથમિક શાળાના શિક્ષકોનું પ્રમાણ જોતાં તેમને તાલીમ આપવાની સગવડ પણ જોઈએ તેટલી નથી. એકજ ઉદાહરણ લઈએ. રાજકોટની પ્રાવેશિક પરીક્ષામાં દરવરસે લગભગ ૩૦૦ ઉમેદવારો પૈકી પાસ થનાર આસરે બસો ઉમેદવારોમાંથી માત્ર ત્રીસનેજ ટ્રેનિંગ કોલેજમાં સ્થાન મળે છે. આવા સંજોગોમાં કાઠિઆવાડમાં પ્રગતિશીલ ભાવનગર સ્ટેટે પોતાની પ્રજાનાં બાળકોનું હિત હૈયે વસેલું હોવાથી આ પ્રશ્નનો નિવેડો ભાવનગર સ્ટેટ પૂરતો જ આણ્યો છે. પ્રાથમિક શાળા એ બધી કેળવણીના પાયારૂપ હોવાથી સ્ટેટે શરૂઆત પ્રાથમિક શાળાઓથી કરી છે. હવે પછી કોઈપણ અનટ્રેન્ડ શિક્ષકને દાખલ કરવાની જરૂર ન પડે તેટલા માટે ઇ. સ. ૧૯૩૨ ના જાન્યુઆરિ માસમાં એક નોર્મલ ક્લાસ – ટ્રેનિંગ સ્કૂલ-શિક્ષકને શિક્ષણની તાલીમ આપવાનો વર્ગ ખોલવામાં આવ્યો. આ ટ્રેનિંગ સ્કૂલની પૂર્વતૈયારીરૂપ એક વર્ષ અગાઉ કર્વે યુનિવર્સિટિના એસ. ટી. સી. ના અભ્યાસક્રમ મુજબનો એક વર્ગ ખોલવામાં આવ્યો હતો. ટ્રેનિંગ સ્કૂલ માટે દરબારી ગુ. શા. નં. ૫ નો એક બ્લોક રાખવામાં આવ્યો. જેના એક ઓરડામાં સ્કૂલની ઑફિસ, બીજામાં વર્ગ, અને ત્રીજામાં લાયબ્રેરી રાખવામાં આવ્યાં છે. દરબારી ગુ. શા. નં. ૪ તથા દ. ગુ. શાળા નં. ૫ ને પ્રેક્ટિસિંગ શાળા તરીકે રાખવામાં આવી છે. શાળામાં અભ્યાસ કરનાર વિદ્યાર્થી પૈકી ૧૨ શિક્ષકો-ઉમેદવારો તથા ત્રણ બ્હેનો હતી. શરૂઆતમાં એક વર્ષનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. તેમાં શિક્ષણશાસ્ત્ર, શિક્ષણપદ્ધતિ, સાહિત્ય, તથા આરોગ્યવિજ્ઞાન એ મુખ્ય વિષયો હોઈ ચિત્રકામ, સંગીત, વ્યાયામ, ઇતિહાસ, ભૂગોળ, ગણિત વગેરે વિષયોના શિક્ષણ માટે પણ પ્રબંધ કરવામાં આવ્યો છે. પ્રથમ શિક્ષકો નમુનાના પાઠો આપે છે, અને ત્યારપછી વિદ્યાર્થીઓ જુદા જુદા વિષયોના કથિત પાઠો આપે છે. બીજા સત્રમાં શિક્ષકોના નિરીક્ષણ નીચે પ્રેક્ટિસિંગ સ્કૂલમાં વર્ગો ચલાવે છે. વર્ષ દરમિઆન બહારગામના બીજા કેળવણીકારોનાં વ્યાખ્યાનો વખતોવખત રાખવામાં આવે છે. ટ્રેનિંગ સ્કૂલમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થી પાસેથી કંઈપણ ફી લેવામાં આવતી નથી. ખાતામાં નોકરી કરનાર કોઈપણ શિક્ષક, પ્રાવેશિક પાસ થએલા ઉમેદવારો તથા બ્હેનોને સ્કૂલમાં દાખલ કરવામાં આવે છે. તેમને રહેવા માટે શામળદાસ કોલેજની જુની રેસીડેન્સી સ્ટેટ તરફથી આપવામાં આવી છે અને સામાન્ય

રીતે લગભગ બીજાં પુસ્તકો સ્કૂલની લાયબ્રેરીમાંથી આપવામાં આવે છે. એક વર્ષમાં દરેક સત્રને અંતે ૭ માસિક તેમજ વાર્ષિક પરીક્ષા લેવામાં આવે છે. તેમાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીને પ્રમાણપત્રક આપવામાં આવે છે. ગયા ઓક્ટોબર માસમાજ ગઈ સાલના વિદ્યાર્થીઓની વાર્ષિક પરીક્ષા પુરી થઈ. પરીક્ષામાં પાસ થનાર સત્તાવીસ વિદ્યાર્થીઓ તથા ત્રણ બ્હેનોને પ્રમાણપત્ર આપવાનો પદવીદાન સમારંભ ઓક્ટો. તા, ૧૪મીએ થયો હતો. નવા વર્ષની શરૂઆત તા. ૧૫ મી નવેમ્બરથી થશે. વળી બહારના શિક્ષકો શાળામાં અભ્યાસ કરી શકે તેવી યોજના કરવામાં આવી છે. ખાતામાં નોકરી કરનાર શિક્ષકો પૈકી ચૂંટી કાઢવામાં આવેલા લગભગ પાંત્રીસ શિક્ષકો આ કેમ્પમાં દાખલ થઈ શકે છે. તેઓને રહેવાની તેમજ ખાવાપીવાની તમામ સગવડ સ્ટેટ તરફથી પુરી પાડવામાં આવે છે અને તેઓને પોતાના ગામથી જવા આવવાનો ખર્ચ પણ સ્ટેટ તરફથી આપવામાં આવે છે. એક વર્ષમાં પ્રાથમિક શાળાઓમાં બે વખત વેકેશન પડે છે, અને તે બન્ને વેકેશનમાં પંદર પંદર દિવસ સુધી આ કેમ્પ ચલાવવામાં આવે છે. ખાતામાં જુની ઘરેડથી કામ કરનાર શિક્ષકો, તેમજ નવા અનટ્રેન્ડ શિક્ષકોને શિક્ષણના સામાન્ય સિદ્ધાંતો સમજાવવા, શિક્ષણના આધુનિક પદ્ધતિનો ટુંક પણ સચોટ ખ્યાલ આપવો, તથા અત્યારે ચાલતી શાળામાં કઈ કઈ રીતે શા શા સુધારા થઈ શકે તેનો ઉહાપોહ, વ્યાખ્યાનો કથિત પાઠો તથા ચર્ચાદ્વારા કરવો તે આ કેમ્પનો ઉદ્દેશ છે.

ખાતામાં બત્રીસ શિક્ષકોએ આ બે કેમ્પનો લાભ ગત વર્ષ દરમિઆન લીધો છે. તે પૈકી ઉનાળાની રજાના કેમ્પનો ટુંકો રિપોર્ટ તો સૌરાષ્ટ્ર શિક્ષકના ગયા અંકમાં છપાઈ ગયો છે. ત્યારપછીનો બીજો કેમ્પ તા. ૩૧-૯-૩૩ થી તા. ૧૪-૧૦-૩૩ સુધી ખોલવામાં આવ્યો હતો. કેમ્પને માટે આ વખતે દ. ગ્ર. શાળા નં. ૪-૫ નું મકાન પસંદ કરવામાં આવ્યું હતું. કાર્યક્રમ તથા દિનચર્યા ઘણીખરી અગાઉના કેમ્પને મળતી હતી. ગયા વખતે જેમ કરવામાં આવ્યુ હતું તેમ આ વખતે અત્રેના તેમજ બહારના કેળવણીકારોએ કેળવણીના જુદા જુદા વિષય ઉપર વ્યાખ્યાનો કર્યા હતાં. તેમાં શિક્ષકનું દૃષ્ટિબિન્દુ, જીવન અને શિક્ષણ પૈકી વૈજ્ઞાનિક દૃષ્ટિ, અભ્યાસક્રમ, બાળકોની અંતઃસ્થિત શક્તિઓ, શિક્ષણ અને શિક્ષણપદ્ધતિ વગેરે વિષયો ઉપર પોતાના મનનીય વિચારો ઘણી અસરકારક રીતે દર્શાવ્યા હતા. આ કેમ્પની વિશિષ્ટતા એ હતી કે લગભગ દરરોજ એક એક કથિતપાઠ આપવાની ગોઠવણ રાખવામાં આવી હતી.

તેમાં ગણિત, વાચન, ભૂગોળ, વ્યાકરણ, પદાર્થપાઠ વગેરે જુદા જુદા વિષયો ઉપર કઠિન પાઠ આપવામાં આવ્યા હતા, અને કેમ્પમાં દાખલ થએલા શિક્ષકો ખોડીઆર મંદિરનું પર્યટન કરી આવ્યા હતા.

ટ્રેનિંગ સ્કૂલના વિદ્યાર્થીઓએ તેમના અભ્યાસ દરમિઆન તૈયાર કરેલા શિક્ષણસાહિત્યનું પ્રદર્શન ભર્યું હતું. આ પ્રદર્શન ચાર વિભાગમાં વહેંચવામાં આવ્યું હતું. ટ્રેનિંગ કેમ્પમાં દાખલ થએલા એક શિક્ષક બંધુએ ગણિત તેમજ ભાષા શિક્ષણ માટે પોતે તૈયાર કરેલાં સાહિત્યો રજુ કર્યા હતાં. દર વર્ષે શિક્ષણનાં સાહિત્યોનું એક પ્રદર્શન ભરવામાં આવે અને તેમાં જુદી જુદી શાળાના શિક્ષકો પોતાનો ફાળો મોકલી આપે એવી આશા રાખવામાં આવે તો તે અસ્થાને નહિ ગણાય. આ રીતે એક વર્ષમાં બે કેમ્પ દરમિઆન તાલીમ લેનાર શિક્ષકોને શિક્ષણશાસ્ત્ર તથા શિક્ષણ પદ્ધતિઓનો સામાન્ય ખ્યાલ આવવા ઉપરાંત તેઓની દૃષ્ટિમર્યાદા વિશાળ બને. શિક્ષણ વિષયમાં વધારે રસ લેતા થાય, અને તે બાબતનું સાહિત્ય વાંચવાને પ્રેરાય, તથા સારા કેળવણીકારો તથા અનુભવી શિક્ષકોના સીધા પરિચયમાં આવવાથી તેઓ પોતાનું શિક્ષણ સફળ કરવા માટે બનતા પ્રયાસો કરે તે સ્વાભાવિક છે. આ બે કેમ્પમાં તાલીમ પામેલા શિક્ષકોની મુકરર કરેલા સમયે ખાતા તરફથી પરીક્ષા લેવામાં આવશે, અને તેમાં ઉત્તીર્ણ થનારને આર્થિક લાભ પણ થાય એવી આશા છે. શિક્ષકોને તાલીમ આપનારી આ યોજના ફતેહમંદ કરવાનું મુખ્યત્વે કેળવણીખાતાના ડિરેક્ટર ઓવ પબ્લીક ઇન્સ્ટ્રક્શન શ્રીયુત વિઠ્ઠલરાયભાઈ તથા આસિસ્ટંટ ડિરેક્ટર શ્રીયુત ગજાનનભાઈને આભારી છે.

ભાવનગર સ્ટેટ આ રીતે પ્રાથમિક શાળાઓમાં જે જે સુધારાઓ કરી રહ્યું છે, તેમાં તે કાઠિઆવાડના બીજાં રાજ્યો, તથા એજન્સિનો સહકાર પામે તથા રાજકોટ, અમદાવાદ, વડોદરા, સુરત, ભરુચ, નડિઆદ તથા મુંબઈ વગેરે સ્થળોના સુપ્રસિદ્ધ કેળવણીકારો ટ્રેનિંગ સ્કૂલને તથા ટ્રેનિંગ કેમ્પને તેમના જ્ઞાનનો અવારનવાર લાભ આપે એટલું અંતમાં ઇચ્છું છું.

**ભાવનગર** તા. ૨૦–૧૦–૩૩ } **દિનકરાય વિશ્વનાથ જાની** બી. એ. બી. ટી.
હેડ માસ્તર ટ્રેનિંગ સ્કૂલ

## ભાવનગર રાજ્યમાં શિક્ષક સહાય ફંડ

લગભગ દરેક રાજ્યમાં નિવૃત્ત થએલા શિક્ષકોને પેન્શન આપવામાં આવે છે; અને તેથી ઉતરતી અવસ્થામા તેમને રાહત મળે છે; પણ કેટલીક વાર શિક્ષકના અચાનક મરણને લીધે તેનું કુટુંબ લાચાર સ્થિતિમાં આવી પડે છે. વળી કેટલાક શિક્ષકો કુટુંબના ભારે બોજાને લીધે કંઈ બચાવી શકતા નથી. આવી સ્થિતિમાં જ્યારે તેમનું અકાળ મરણ થાય છે ત્યારે તેમના કુટુંબીજનની સ્થિતિ ઘણી કફોડી થાય છે અને કોઈ કોઈ તો દુઃખદાયક પ્રસંગો હૃદયદ્રાવક હોય છે. આપણા શિક્ષકવર્ગની ઉપર જણાવેલી હાડમારી ધ્યાનમા રાખી ભાવનગરના સ્વ. વલ્લભદાસ ગોપાલજી સરૈયા તથા સ્વ. દેવશંકર વૈકુંઠજી જેવા તાલુકા માસ્તરોએ શિક્ષકોને મદદ કરવા માટે એક ફંડની યોજના કરી છે. તેને ભાવનગર રાજ્ય તરફથી તથા બીજા સદ્‌ગૃહસ્થો તેમજ શિક્ષકવર્ગ તરફથી સારી મદદ મળી છે. આ ફંડનો કારભાર શિક્ષકો પોતે કરે છે અને તેનો લાભ અત્યારસુધીમાં ઘણા શિક્ષકના કુટુંબીઓને મળ્યો છે.

## સને ૧૯૩૩ ની છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના

**ભાષાઃ**—ઘણા વિદ્યાર્થીઓના પાઠની સમજુતી એકંદર સંતોષકારક હતી, પણ પાઠના સમન્વયને લગતા પ્રશ્નોના ઉત્તર તેઓ આપી શક્યા નહોતા. તેમણે જોડણીમાં ઘણી ભૂલો કરી હતી, 'મ,' 'ર,' 'ધ,' 'પ,' 'શ,' આવે એવા શબ્દોની જોડણી ખોટી હતી. તેમનું પૃથક્કરણનું જ્ઞાન કાચું હતું.

**સૂચનાઃ**—શિક્ષકોએ વિદ્યાર્થીઓને પાઠ ગોખવા દેવા નહિ. દરેક પાઠ સંબંધી બુદ્ધિના પ્રશ્નો યોજી વિદ્યાર્થીઓને લખાણ કામનો સારો મહાવરો થવાની જરૂર છે. આમ કરવાથી તેઓને દરેક પાઠ સંપૂર્ણ રીતે સમજવો પડશે અને તેથી તેઓ યોગ્ય ભાષામાં તેમના વિચારો પ્રગટ કરી શકશે. વ્યાકરણ અને પૃથક્કરણ, એ વિષયોને પ્રાથમિક શાળાઓમાં ઘણાખરા વિસારી દેવામા આવે છે. આથી એમ જણાઈ આવે છે કે આ બે વિષયો ભાષાના અભ્યાસમા ઘણા અગત્યના છે એ બાબતની શિક્ષ-

કોને માહીતી નથી. દરેક વાચન પાઠમાં પૃથક્કરણ અને વ્યાકરણ ભાષા-શિક્ષણના એક અંગ તરીકેજ શીખવવાં જોઈએ.

**મુખપાઠ:**—છોકરીઓના ઉચ્ચાર સાધારણ રીતે અશુદ્ધ હતા. સરળતા અને ભાવપૂર્વક વાચન થયું નહોતું. જોકે કવિતા ગાવાનું કામ એકંદર સંતોષકારક હતું, પણ તેમાં તાલ અને યોગ્ય રીતે અટકી ગાવામાં ખામીઓ જણાતી હતી. વાંચતી વખતે વિદ્યાર્થીઓએ વિરામચિહ્નો ઉપર ધ્યાન આપ્યું નહોતું.

**સૂચના:**—શિક્ષકોએ વાચનનો બરાબર મહાવરો કરાવવાની ખાસ સંભાળ રાખવી જોઈએ. વારંવાર શિક્ષકે વિદ્યાર્થીઓ સમક્ષ નમુનાનું વાચન વાંચવું જોઈએ અને પછી તેનું અનુકરણ કરવા વિદ્યાર્થીઓને કહેવું જોઈએ. દરેક વિદ્યાર્થીને વર્ગ સમક્ષ મોટેથી વાંચવાની તક મળવી જોઈએ. વાંચતી વખતે વિદ્યાર્થીઓ શબ્દસમૂહ પાડીને, શુદ્ધ ઉચ્ચાર કરીને અને વિરામચિહ્નો ઉપર ધ્યાન આપીને વાંચે છે કે નહિ તેની શિક્ષકે પુરેપુરી કાળજી રાખવી.

કાવ્યનો જે રસ છે તે કાવ્ય બોલીને પ્રકટ કરવો, એ કાવ્યના મુખપાઠનો હેતુ છે. જો કવિતા બરાબર સમજવામાં આવી હોય તો કવિતાનો મુખપાઠ યોગ્ય રીતે કરવામાં મુશ્કેલી પડે નહી; એટલા માટે વિદ્યાર્થીઓએ કવિતાનો મુખ્ય વિચાર બરાબર સમજવો જોઈએ. વિદ્યાર્થીઓ ફાઇલ બરાબર વાંચી શકતા નહોતા.

વિદ્યાર્થીઓને હસ્તલેખો વાંચવાનો સારો મહાવરો કરાવવો જોઈએ, પણ તે ઉપર ધ્યાન આપવામાં આવતું નથી એ સ્પષ્ટ જણાઈ આવે છે. ટુંકાં મથાળાં અને મિતાક્ષરો જુદા જુદા પત્રવ્યવહારમાં શામાટે વપરાય છે તે બાબતની સમજુતી વિદ્યાર્થીઓને આપવી જોઈએ.

**નિબંધ:**—આ વિષય બરાબર સમજવામાં આવ્યો નહોતો તેમજ તે યોગ્ય સ્વરૂપમાં વિદ્યાર્થીઓએ લખ્યો પણ નહોતો. ઘણા વિદ્યાર્થીઓએ તેમના વિચાર આડાઅવળા ગોઠવીને પ્રદર્શિત કર્યા હતા, અને યોગ્ય મથાળાં બાંધીને ગોઠવ્યા નહોતા. નિબંધ સળંગ લખાણ હોય એમ લખવાથી પરિચ્છેદનો અભાવ હતો, તેમ મુદ્દાની ગોઠવણ પણ બરાબર નહોતી, તેમજ અસંબદ્ધતા અને પિષ્ટપેષણની ખામીઓ વિશેષ જણાતી હતી.

**સૂચના:**—નિબંધ લેખનનો વિશેષ મહાવરો વિદ્યાર્થીને થવો જોઈએ. ચર્ચા માટે જુદા જુદા વિષયો વિદ્યાર્થીઓને પહેલેથી આપવા જોઈએ, અને લખાણ કામ થાય તે પહેલાં રસભરી ચર્ચા વર્ગમાં થવી જોઈએ.

વિદ્યાર્થીઓએ પોતાના વિચારો પ્રથમ રજુ કરવા જોઈએ, શિક્ષકે તેમાં યોગ્ય ઉમેરો કરી પછી વિદ્યાર્થીઓની સૂચનાઓ ધ્યાનમાં લઈ તેના મુદ્દાઓ બરાબર ગોઠવવા જોઈએ. જુદી જુદી રીતનું વિશેષ વાચન થવું જોઈએ. આથી વિદ્યાર્થીઓને જુદા જુદા વિષય સંબંધી માહીતી મળે છે. નમુનારૂપ નિબંધ હોય તે વખતો વખત વિદ્યાર્થીઓ સમક્ષ વાંચી બતાવવા જોઈએ. કોઈ સારો નિબંધ હોય તેમાંથી વિદ્યાર્થીઓને ટુંકી નોંધ કાઢી લેવા કહેવું જોઈએ અને પછી તે મુદ્દાનો વિસ્તાર કરી પોતાની ભાષામાં લખવા કહેવું જોઈએ. જોડણી અને વિરામચિહ્નો ઉપર પુરતું લક્ષ આપવું જોઈએ. અક્ષર સારા લખાય તે માટે બરુની કલમનો ઉપયોગ કરાવવો જોઈએ.

**શ્રુતલેખન:**—વિદ્યાર્થીઓએ તે સમજ્યા વગર લખ્યું હતું, અને તેમાં ભૂલો પણ હતી.

**સૂચના:**—વાચનના પાઠમાં આવતા અઘરા શબ્દો ઉપર વિદ્યાર્થીઓએ ખાસ ધ્યાન આપવું જોઈએ, અને તે આખ તથા યાદદાસ્તની મદદ વડે ફરીથી લખી લાવવા જોઈએ. કર્ણેન્દ્રિયની મદદ વડે શબ્દસમૂહ સમજવાનો તેમને મહાવરો પડવો જોઈએ. તેમને યાદ રાખીને તે લખવાનો મહાવરો વિદ્યાર્થીઓને થવો જોઈએ. આવી રીતનો મહાવરો વર્ગમાં પડેલો ન હોય તો સારા કામની આશા રાખી શકાય નહિ. શુદ્ધ અને સારા અક્ષરનું લખાણ એ કેળવણીનું જરૂરી અંગ છે એ બાબત વિદ્યાર્થીઓના મન ઉપર બરાબર ઠસાવવી જોઈએ.

**ગણિત:**—ઘણા વિદ્યાર્થીઓનું ગણિતના મૂળતત્ત્વોનું જ્ઞાન પણ કાચું હતું. અપૂર્ણાંક, દશાંશ અને ફળભાજકના દાખલા ઘણા વિદ્યાર્થીઓ નહોતા કરી શકયા એથી વિદ્યાર્થીઓ આ વિષયમાં સાધારણ રીતે કાચા હતા એમ જણાય છે.

**સૂચના:**—જો વિદ્યાર્થીઓમાં સુદૃઢ વિચાર અને તર્કબુદ્ધિ હોય તો ગણિતનું જ્ઞાન સચોટ થાય છે. વિદ્યાર્થીઓની આ શક્તિઓના વિકાસ માટે દરેક દાખલો શાસ્ત્રીય રીતે ક્રમિક પગથીઆં પાડી શીખવવો જોઈએ મૂળ સિદ્ધાંતો સ્પષ્ટ રીતે કાળજીથી શીખવવા જોઈએ. ગણિતના મુખ્ય સિદ્ધાંતો જેમાં આવતા હોય તેવા પ્રશ્નો અથવા દાખલા આપવા જોઈએ, અને વિદ્યાર્થી ક્યાં ભૂલ કરે છે તે શિક્ષકે શોધી કાઢવું જોઈએ. જે દાખલા આપવામાં આવે તેમાં ક્રમિકતા હોવી જોઈએ, અને હિસાબ ગણવામાં પદ્ધતિની યાંત્રિક રીતનો એકદમ ત્યાગ કરવો જોઈએ.

**દેશીનામું:**—કામ એકંદર સંતોષકારક હતું, પણ કેટલાક વિદ્યાર્થીઓએ રકમો જમા ઉધાર પાડવામાં ભૂલો કરી હતી.

**ભૂગોળ:**—ઘણા વિદ્યાર્થીઓને ભૂગોળની બાબતોનું અજ્ઞાન હતું. તેમને જે કંઈ આવડતું હતું તે માત્ર પુસ્તકોમાંથી નકશાનો યોગ્ય ઉપયોગ કર્યા વગર મેળવેલું જ્ઞાન હતું. તેઓ પ્રાકૃતિક કારણો સમજ્યા નહોતા. તેઓ નકશામાં સ્થળો યોગ્ય રીતે પુરી શકયા નહોતા. ભૂગોળનું જ્ઞાન માનુષ જીવનના સંબંધ પરત્વે હોવું જોઈએ એ બાબત ઉપર લક્ષ આપવામાં આવ્યું નથી એ સ્પષ્ટ જણાઈ આવે છે. પનામા અને સુવેઝની નહેરો ખેતીવાડી માટે છે એમ જણાવવામાં આવ્યું હતું. આયાત અને નિકાસનો મનુષ્યજીવન સાથે સંબંધ છે એ સિદ્ધાંત સમજવામાં આવ્યો નથી. વળી એ ઉપરથી એમ પણ જણાઈ આવે છે કે આ બાબતમાં મનુષ્યની પ્રવૃત્તિનાં પ્રાકૃતિક સ્થિતિ કે પરિસ્થિતિ વગેરે કારણોરૂપ છે એ તેઓ સમજતા નથી. દા. તરીકે તેઓએ જણાવ્યું હતું કે માન્ચેસ્ટરમાંથી કાપડની આયાત થાય છે તેનું કારણ એ છે કે તે શહેરની આસપાસ કપાસનાં ખેતરો આવેલાં છે.

**સૂચના:**—ઉપર જે ભૂલો બતાવવામાં આવી છે તેના ઉપરથી એમ જણાઈ આવે છે કે ભૂગોળશિક્ષણ શાસ્ત્રીય રીતે અને બુદ્ધિપૂર્વકનું થતું નથી. સામાન્ય રીતે શિક્ષકવર્ગ તેને શાસ્ત્રીય વિષયની દૃષ્ટિએ જોતા નથી. અમુક દેશના અમુક વિષયો લઈ શિક્ષકે તે અનેક દૃષ્ટિથી શીખવવા જોઈએ, અને કાર્યકારણનો સિદ્ધાંત ધ્યાનમાં રાખી કઈ ભૌગોલિક પરિસ્થિતિ આ ભૂમિ ઉપર રહેતા અનેક લોકોના જીવનના નિયમક કારણરૂપ છે તે ઉપર ભાર દઈ શિક્ષણ આપવું જોઈએ. ભૂગોળશિક્ષણનો આ નવો આધુનિક સિદ્ધાંત શિક્ષકે ધ્યાનમાં રાખવો જોઈએ. આ વિષય શીખવતી વખતે ચિત્રો અને નકશા તેમજ આકૃતિઓનો છુટથી ઉપયોગ કરવો જોઈએ. કેવળ પાઠ્યપુસ્તકો ઉપર આધાર રાખવો જોઈએ નહિ. મુસાફરીના અહેવાલને લગતાં પુસ્તકો વિદ્યાર્થીઓ સહેલાઈથી મેળવી શકે અને તે તેઓ વાંચે એવી યોજના થવી જોઈએ. કેવળ યાદદાસ્તની દૃષ્ટિએ આ વિષય ગોખીને શીખવાને બદલે તેનો શાસ્ત્રીય વિષય તરીકે અભ્યાસ થવો જોઈએ, એટલે કે ભૂમિરચના અને આબોહવાના પરિણામરૂપે થતી ભૌગોલિક અસર તેમને શીખવવી જોઈએ. એ દૃષ્ટિ ઉપરાંત વળી મનુષ્યયત્નથી કુદરત ઉપર કેવો કાબુ મેળવી શકાય છે તે પણ વિષયનિરૂપણમાં આવવું જોઈએ.

**ઇતિહાસ:**—આ વિષયમાં પ્રશ્નના ઉત્તર લાંબા અને સંબંધ વિનાના

હતા. ઐતિહાસિક પુરુષોની યોગ્ય માહીતી નહિ હોવાને લીધે એકને બદલે બીજા વિષે લખી નાખ્યું હતું. જુદાં જુદાં રાજ્યોમાં રાજકીય વહીવટના કેવા કેવા સુધારા થયા હતા તેનો તેઓને કંઈ ખ્યાલ નહોતો. તેમજ તેમને સમયનું પણ ભાન નહોતું.

**સૂચના:**—બાહ્ય જગતની પ્રવૃત્તિનું નિયામક કારણ મનુષ્ય જીવનનાં આંતરિક બળો છે, એ સિદ્ધાંતની દૃષ્ટિએ આ વિષય શીખવવો જોઈએ. જે જે રાજકીય બનાવો બને છે તે માનવ માનસની પ્રવૃત્તિનું બાહ્યસ્વરૂપ છે અને તેને અવલંબીને બનાવો બને છે એ યાદ રાખવું જોઈએ. આ વિષયનું સ્પષ્ટ જ્ઞાન થાય તે માટે શિક્ષકે અમુક ઐતિહાસિક બનાવને કેન્દ્ર બનાવી ઐતિહાસિક નિરૂપણ કરવું જોઈએ એ વધારે સારું છે, અને બને ત્યાં ચિત્રો વગેરેથી તે વિષય સ્પષ્ટ અને ચાક્ષુષ કરવાની જરૂર છે. વિષય-નિરૂપણમાં સામાજિક અને નૈતિક તત્વોનો નિર્દેશ થવો જોઈએ. ઝીણી ઝીણી બાબતો વિદ્યાર્થીઓને જાતે શીખવા દેવી જોઈએ. વિદ્યાર્થીઓએ નકશા બનાવવા જોઈએ અને તેમનો બરાબર ઉપયોગ કરવો જોઈએ. ભૂગોળની માફક આ વિષયમાં પણ ગોખણપટ્ટી અનિષ્ટ છે. સમયના તખતા અને વંશવૃક્ષો તૈયાર કરાવવાં અને તેનો ઉપયોગ કરાવવો કે જેથી વિદ્યાર્થીઓને સમય અને પુરુષોનો સચોટ ખ્યાલ મગજમાં રહે. જુદાં જુદાં રાજ્યોમાં જે જે વહીવટી સુધારા થયા હોય તે ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ કારણકે તેનાથી પ્રજાની જે જુદી જુદી પ્રગતિ થઈ હોય તેનો સ્પષ્ટ ખ્યાલ વિદ્યાર્થીઓને આવે છે.

**શરીર આરોગ્ય:**—આ વરસે કામ એકંદર સંતોષકારક હતું. સ્ટોવ સળગાવતી વખતે શી શી સાવચેતીઓ રાખવાની છે તે સંબંધીના પ્રશ્નનો ઉત્તર ભાગ્યેજ કોઈએ આપ્યો હતો. પ્લેગ અને મેલેરિઆનાં કારણો સેળભેળ કરી દીધાં હતાં અને મેલેરિઆના કારણરૂપે માખીઓનો ઉલ્લેખ કર્યો હતો.

**સૂચના:**—આ વિષય સમજાવવામાં મેજિક લેન્ટર્નનો ઉપયોગ ઘણો કીમતી થઈ પડે છે. દરેક રોગનું વિગતવાર સચોટ વર્ણન કરીને તેમજ તેનાં ચિહ્નો અને કારણોનો સ્પષ્ટ સ્ફોટ પાડીને તે વિષય શીખવવો જોઈએ. તેને લગતા નકશા તૈયાર કરવા જોઈએ અને આરોગ્યભુવન તથા આરોગ્ય-પ્રદર્શન કે તેવી દવાશાળાઓના સ્થાને પર્યટન પણ થવાં જોઈએ.

